ફ્રેડરિક એંગેલ્સ

# ડ્યૂરિંગ-ખંડન

## હેર ઓઇગેન ડ્યૂરિંગે વિજ્ઞાનમાં આણેલી ક્રાંતિ



પ્રગતિ પ્રકાશન
મોસ્કો
૧૯૮૧

## અનુક્રમણિકા

ત્રણ આવૃત્તિઓનાં આમુખ . . . . . . . . . . . . . . ૭

### પ્રસ્તાવના

૧. સામાન્ય . . . . . . . . . . . . . . . . ૨૩
૨. હેર ડ્યૂરિંગનાં વચનો . . . . . . . . . . . . . . ૩૫

### ભાગ ૧. તત્ત્વજ્ઞાન

૩. વર્ગીકરણ. પ્રાગનુભવિકવાદ . . . . . . . . . . . . ૪૫
૪. જગતની રેખાંકિત વિભાગણી . . . . . . . . . . . . ૫૩
૫. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન. સ્થળ અને કાળ . . . . . . . . . ૬૦
૬. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન. વિશ્વની ઉત્પત્તિ, ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન . . . . . . . . . . . . . . . ૭૩
૭. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન. જૈવ જગત . . . . . . . . . . ૮૫
૮. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન. જૈવ જગત (સમાપન) . . . . . . . ૯૮
૯. નૈતિકતા અને કાનૂન. શાશ્વત સત્યો . . . . . . . . . ૧૦૮
૧૦. નૈતિકતા અને કાનૂન. સમાનતા . . . . . . . . . ૧૨૨
૧૧. નૈતિકતા અને કાનૂન. સ્વતંત્રતા અને જરૂરત . . . . . ૧૩૭
૧૨. દ્વંદ્વવાદ. પરિમાણ અને ગુણ . . . . . . . . . . ૧૫૨
૧૩. દ્વંદ્વવાદ. નિષેધનો નિષેધ . . . . . . . . . . . ૧૬૫
૧૪. નિષ્કર્ષ . . . . . . . . . . . . . . . . ૧૮૧

## ભાગ ૨. રાજકીય અર્થશાસ્ત્ર


૧. વિષયવસ્તુ અને પદ્ધતિ . . . . . . . . . . . . . . . . . ૧૮૭
૨. બળનો સિદ્ધાંત . . . . . . . . . . . . . . . . . ૨૦૦
૩. બળનો સિદ્ધાંત (ચાલુ) . . . . . . . . . . . . . . . ૨૦૯
૪. બળનો સિદ્ધાંત (સમાપન) . . . . . . . . . . . . . . ૨૧૯
૫. મૂલ્યનો સિદ્ધાંત . . . . . . . . . . . . . . . . . ૨૩૧
૬. સાદો અને મિશ્ર શ્રમ . . . . . . . . . . . . . . . ૨૪૫
૭. મૂડી અને વધારાનું મૂલ્ય . . . . . . . . . . . . . . ૨૫૨
૮. મૂડી અને વધારાનું મૂલ્ય (સમાપન) . . . . . . . . . . . ૨૬૩
૯. અર્થશાસ્ત્રના પ્રાકૃતિક નિયમો. જમીનનું ભાડું . . . . . . . . ૨૭૪
૧૦. ‘ટીકાત્મક ઈતિહાસ’માંથી . . . . . . . . . . . . . . ૨૮૨


## ભાગ ૩. સમાજવાદ


૧. ઐતિહાસિક . . . . . . . . . . . . . . . . . . ૩૧૭
૨. સૈદ્ધાંતિક . . . . . . . . . . . . . . . . . . ૩૨૯
૩. ઉત્પાદન . . . . . . . . . . . . . . . . . . ૩૪૮
૪. વહેંચણી . . . . . . . . . . . . . . . . . . ૩૬૪
૫. રાજ્ય, કુટુંબ, શિક્ષણ . . . . . . . . . . . . . . . ૩૮૧


## પરિશિષ્ટ


‘ડ્યુરિંગ-ખંડન’ની જૂની પ્રસ્તાવના. દ્વંદ્વવાદ વિષે . . . . . . ૩૯૯
એંગેલ્સે ‘ડ્યુરિંગ-ખંડન’ની કૃતિની તૈયારી રૂપે કરેલાં લખાણોમાંથી . ૪૦૮
પાયદળનો વ્યૂહ, ભૌતિક કારણોના આધારે, ૧૭૦૦-૧૮૭૦ . . . ૪૩૮
‘સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક’ પુસ્તિકામાં એંગેલ્સે ‘ડ્યુરિંગ-ખંડન’ની વાચનાના સંબંધમાં કરેલા સુધારાવધારા . . . . . . ૪૪૬
‘ડ્યુરિંગ-ખંડન’ સંબંધી નોંધ. વાસ્તવિક જગતમાં ગણિતીય ‘અનંત’નાં આદ્યરૂપો વિષે . . . . . . . . . . . . . . . . ૪૬૨
**ટિપ્પણીઓ** . . . . . . . . . . . . . . . . . ૪૭૪
**નામ નિર્દેશિકા** . . . . . . . . . . . . . . . ૫૦૫

. . . १८७
. . . २००
. . . २०९
. . . २१९
. . . २३१
. . . २४५
. . . २५२
. . . २६३
. . . २७४
. . . २८२
. . . ३१७
. . . ३२९
. . . ३४८
. . . ३६४
. . . ३८१
. . . ३९९
ગોમાંથી . ४०८
. . . ४३८
'ડ્યૂરિંગ-
. . . ४४६
અનંત'નાં
. . . ४६२
. . . ४७४
. . . ५०५

# ત્રણ આવૃત્તિઓનાં આમુખ

## ૧

નીચેની કૃતિ[1] કોઈ "અંતરની પ્રેરણા"નો પરિપાક નથી. તેનાથી ઊલટું છે.

ત્રણ વર્ષ પહેલાં જ્યારે હેર ડ્યૂરિંગે એક નિષ્ણાત તરીકે અને સમાજવાદમાં સુધારા કરનાર તરીકે એકાએક પોતાની સદીને પડકાર ફેંક્યો ત્યારે જર્મન મિત્રોએ વારંવાર આગ્રહભરી ઇચ્છા વ્યક્ત કરી કે મારે આ નવીન સમાજવાદી સિદ્ધાંતનું સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીના મુખપત્રમાં (જે એ વખતે 'ફોલ્ક્સશ્ટાટ'[2] હતું) ટીકાત્મક અવલોકન કરવું. તેમને લાગતું હતું કે પક્ષની અંદર સંકુચિત ભંગાણખોરી અને ગૂંચવાડો પેદા કરવાની નવી શક્યતા અટકાવવા માટે એવું અવલોકન ખૂબ જરૂરી છે. પક્ષમાં હજુ હમણાં ચોક્કસ રૂપમાં એકતા સ્થપાઈ હતી. જર્મનીની સ્થિતિનું મૂલ્યાંકન કરવા તેઓ મારા કરતાં ઘણી બહેતર સ્થિતિમાં હતા. એટલે તેમનો અભિપ્રાય સ્વીકારવાની મારી ફરજ હતી. વધારામાં, સ્પષ્ટ થઈ ગયું કે સમાજવાદી અખબારોનો અમુક હિસ્સો નવા ચેલાને ઉમળકાથી આવકારતો હતો. એટલું ખરું કે એવા વલણમાં હેર ડ્યૂરિંગ તરફનો સદ્‌ભાવ કારણભૂત હતો, પરંતુ એવા વલણમાંથી સાથે સાથે જ નિર્દેશ મળ્યો કે એ અખબારોમાં, ચોક્કસ રૂપે હેર ડ્યૂરિંગ તરફના સદ્‌ભાવને લીધે, હેર ડ્યૂરિંગના મતને કશા પરીક્ષણ વગર જ ભેગાભેગો સ્વીકારી લેવાનો સદ્‌ભાવ પણ મોજૂદ હતો. એ વખતે કેટલાક લોકો આ મતને લોકભોગ્ય રૂપમાં રજૂ કરીને કામદાર વર્ગમાં ફેલાવવાની તૈયારી કરવા લાગ્યા હતા. આખરમાં, હેર ડ્યૂરિંગ અને તેનો નાનકડો સંપ્રદાય જાહેરાત તથા કાવાદાવાની તમામ કલાઓનો ઉપયોગ કરીને 'ફોલ્ક્સશ્ટાટ' ઉપર દબાણ કરી રહ્યા હતા કે ભારે ડોળદમામ લઈને આગળ આવેલા નવા મતના સંબંધમાં તે ચોક્કસ વલણ અપનાવે.

તેમ છતાં, અન્ય કામોની અવગણના કરીને આ ખાટા સફરજનમાં દાંત અજમાવવાનો ફેંસલો હું એક વરસ સુધી ન કરી શક્યો, સફરજન એવું હતું કે એક વાર બટકું ભર્યા પછી તેને પૂરું કરી જ નાખવું પડે; વળી તે ફક્ત ખાટું જ ન હતું પરંતુ ઘણું મોટું પણ હતું. નવી સમાજવાદી વિચારધારાને તત્ત્વજ્ઞાનની એક નવી પદ્ધતિના અંતિમ અમલી ફળ રૂપે રજૂ કરવામાં આવી હતી. એટલે તેનું પરીક્ષણ એ પદ્ધતિના અનુસંધાનમાં કરવાની, અને એમ કરતી વેળા ખુદ એ પદ્ધતિનુંયે પરીક્ષણ કરવાની, જરૂર હતી. હેર ડ્યૂરિંગે જે અફાટ વિસ્તારમાં જગતની તરેહવાર બાબતોની, અને બીજી કેટલીક બાબતોની પણ, છણાવટ કરી છે તેમાં બધે તેનું પગેરું કાઢવાની જરૂર હતી. લાઈપઝિગના 'ફોર્વેર્ત્સ'માં—જે 'ફોલ્કસશ્ટાટ'નું વારસદાર અખબાર હતું—પ્રસિદ્ધ થયેલી ક્રમબદ્ધ લેખમાળાના મૂળમાં એ બાબત હતી. ૧૮૭૭ના આરંભમાં તેનું પ્રકાશન શરૂ થયેલું, અને હવે તેને અહીં સળંગ રજૂ કરવામાં આવી છે.

એ રીતે, ખુદ બાબતના સ્વરૂપને લીધે આટલી વિગતવાર, બાબતના—એટલે કે ડ્યૂરિંગનાં લખાણોના—વૈજ્ઞાનિક અંતસ્તત્ત્વના પ્રમાણમાં બેહદ વધારે વિગતવાર, આલોચના કરવી પડી. પરંતુ તેની પાછળ બીજી બે ગણતરીઓ છે જે આ વિષયની મારી ઊંડી તપાસને વાજબી ઠરાવી શકે. એક બાજુથી ઘણાં ભિન્ન પ્રકારના વિષયોને અહીં આવરી લેવાના હોવાથી મને આમાં ચર્ચાસ્પદ પ્રશ્નો ઉપર મારા મંતવ્યો નક્કર રીતે મૂકવાની તક મળી. આ વિષયો હાલમાં સામાન્ય વૈજ્ઞાનિક અને અમલી ઉત્સુકતા પેદા કરી રહ્યા છે. દરેક પ્રકરણમાં એમ કરવામાં આવ્યું છે, અને જોકે આ કૃતિનો ઉદ્દેશ કોઈ રીતે એવો નથી કે હેર ડ્યૂરિંગની "પદ્ધતિ"ના વિકલ્પમાં અન્ય પદ્ધતિ મૂકવી, પરંતુ મેં રજૂ કરેલા વિવિધ વિચારો વચ્ચેનું સહજ જોડાણ વાચકના ધ્યાન બહાર નહિ રહી જાય એવી આશા રાખી શકાય. મને પૂરતી સાબિતી મળી ચૂકી છે કે આ સંબંધમાં મારું કાર્ય સાવ નકામું નથી.

બીજી બાજુથી, "પદ્ધતિના સર્જક" હેર ડ્યૂરિંગ કંઈ આધુનિક જર્મનીમાં કોઈ એકલવાઈ પરિઘટના નથી જ. છેલ્લા કેટલાક સમયથી જર્મનીમાં બ્રહ્માંડશાસ્ત્ર, પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન, રાજકારણ, અને રાજકીય અર્થશાસ્ત્ર વગેરેની ડઝનબંધ પદ્ધતિઓ બિલાડીના ટોપની જેમ રાતોરાત પ્રગટ થઈ રહી છે. તદ્દન મામૂલી તત્ત્વજ્ઞાની ડૉક્ટર અને સામાન્ય વિદ્યાર્થી પણ એક પ્રકારની સંપૂર્ણ "પદ્ધતિ" સિવાય કંઈ પસંદ નહિ કરે. જેમ કે આજના અર્વાચીન રાજ્યમાં એવું માનવામાં આવે છે કે દરેક નાગરિક જે કોઈ સમસ્યા વિશે તેનો મત

માગવામાં આવે તેના સંબંધમાં ફેસલો આપવાની લાયકાત ધરાવે છે; અને જેમ કે રાજકીય અર્થશાસ્ત્રમાં એવું ધારવામાં આવે છે કે દરેક ગ્રાહક પોતાના નિભાવ માટે જે કંઈ વસ્તુ ખરીદે તેનો તે જાણે કે પરીક્ષક છે—એવા જ પ્રકારની ધારણાઓ હવે વિજ્ઞાનના પ્રશ્નો વિશે કરવામાં આવે છે. વિજ્ઞાન સંબંધી સ્વાતંત્ર્યનો એવો અર્થ કરવામાં આવે છે કે લોકો પોતે અભ્યાસ ન કર્યો હોય એવા દરેક વિષય ઉપર લખે, અને તેને એકમાત્ર ચોકસાઈભરી વૈજ્ઞાનિક રીત તરીકે રજૂ કરવામાં આવે છે. તેમાં પણ હેર ડ્યૂરિંગ એવા એકદમ બડાઈખોર નકલી-વિજ્ઞાનનો એક વિશિષ્ટ પ્રકાર છે—જે આજના જર્મનીમાં દરેક ક્ષેત્રે પોતાને આગલી હરોળમાં મૂકે છે અને બાકીના તમામને પોતાના રણકતા ભવ્ય લવારામાં ડુબાવી દે છે. એ ભવ્ય લવારો કવિતામાં, તત્ત્વજ્ઞાન અને રાજકારણમાં, રાજકીય અર્થશાસ્ત્ર અને ઇતિહાસમાં, સાંભળવા મળે છે. એ ભવ્ય લવારો વ્યાખ્યાનખંડમાં અને સભામંચ ઉપરથી સંભળાય છે. દરેક ઠેકાણે એ ભવ્ય લવારો કાને પડે છે. એ ભવ્ય લવારો અન્ય રાષ્ટ્રોના સાદા સામાન્ય લવારાથી ચડિયાતો હોવાનો અને ચિંતનની ગહનતાને કારણે જુદો પડતો હોવાનો દાવો કરે છે. એ ભવ્ય લવારો જર્મનીના બુદ્ધિજીવી ઉદ્યોગની અત્યંત લાક્ષણિક વ્યાપક પેદાશ છે, બીજી જર્મન બનાવટોની જેમ જ "સસ્તી પણ ખરાબ" પેદાશ છે, પરંતુ કમનસીબે તેમની જોડે ફીલાડેલ્ફીયામાં[3] પ્રદર્શિત નહોતી થઈ. જર્મન સમાજવાદ પણ હેર ડ્યૂરિંગના સારા ઉદાહરણ પછી, ઠીકઠીક પ્રમાણમાં ભવ્ય લવારાને રસ્તે જઈ રહ્યો છે, અને તેણે "વિજ્ઞાન"ની જાણકારીનો ભારે ડોળ કરનારા, પરંતુ તેનો "એક શબ્દ પણ કદી ન શીખેલા"[4], લોકોને પેદા કર્યા છે. આ એક બાલિશ બીમારી છે જે સામાજિક-લોકશાહીવાદ તરફ જર્મન વિદ્યાર્થીના પ્રારંભિક ઝુકાવને અંકિત કરે છે અને તેનાથી અવિભાજ્ય છે, પણ જેને આપણા કામદારો પોતાની અદ્‌ભુત તંદુરસ્ત પ્રકૃતિને કારણે નિ:શંક પહોંચી વળશે.

હેર ડ્યૂરિંગનું પગેરું કાઢતી વેળા મારે એવા પ્રદેશોમાં જવું પડ્યું કે જેના સંબંધમાં હું બહુ બહુ તો શિખાઉ હોવાનો દાવો કરી શકું. પરંતુ એમાં મારો કોઈ દોષ નથી. એવા દાખલાઓમાં મેં મોટા ભાગે તો સાચી તથા નિર્વિવાદ હકીકતો મારા પ્રતિસ્પર્ધીના જૂઠા અથવા વિકૃત દાવાઓ સામે રજૂ કરવાનો વિવેક દાખવ્યો છે. આ વાત અમુક દાખલાઓમાં પ્રાકૃતિક વિજ્ઞાન તથા કાયદાશાસ્ત્રને લાગુ પડે છે. બીજા દાખલાઓમાં, પ્રાકૃતિક વિજ્ઞાનના સિદ્ધાંત સાથે સંકળાયેલા સામાન્ય અભિપ્રાયોનો પ્રશ્ન છે—એટલે એવું ક્ષેત્ર કે જેમાં

ધંધાદારી પ્રાકૃતિક વિજ્ઞાનીને પણ પોતાના ખાસ વિષયને ઓળંગવો પડે અને પડોશી વિસ્તારમાં — હેર વીર્ખોવના એકરાર મુજબ જ્યાં તે પોતે પણ આપણામાંના કોઈ જેટલો જ "અધકચરો જાણકાર"[5] હોય એવા વિસ્તારમાં — ધૂસવું પડે. મારી અપેક્ષા છે કે બીજી મામૂલી અચોક્કસતાઓ તથા અભિવ્યક્તિના કઢંગાપણાના સંબંધમાં, એ ક્ષેત્રમાં એકબીજાને આપવામાં આવતી છૂટછાટ, મને પણ આપવામાં આવશે.

હું આ આમુખ પૂરું કરી રહ્યો હતો એટલામાં પ્રકાશકો તરફથી હેર ડ્યૂરિંગની નવી "અધિકૃત" રચના 'નોયે ગ્રૂંડગેઝેત્સે ત્સૂર રાતસિઓનેલ્લેન ફીઝિક ઊન્દ ખેમી' ('તર્કસંગત ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનના નવા મૂળભૂત નિયમો') વિષે હેર ડ્યૂરિંગે તૈયાર કરેલી જાહેરાત મળી. ભૌતિકવિજ્ઞાન તથા રસાયણવિજ્ઞાન વિષેના મારા અપૂર્ણ જ્ઞાન વિષે હું જાગૃત છું, છતાં હું માનું છું કે હું મારા હેર ડ્યૂરિંગને બરાબર જાણું છું, એટલે મને અગાઉથી જ કહી દેવાનો હક છે કે તેમાં રજૂ થયેલા ભૌતિકવિજ્ઞાન તથા રસાયણવિજ્ઞાનના મૂળભૂત નિયમો પણ, ગલત હોવાથી અને સત્યના ખોટા દાવા કરતા હોવાથી, હેર ડ્યૂરિંગે અગાઉ શોધી કાઢેલા અને મેં મારા આ પુસ્તકમાં છણેલા રાજકીય અર્થશાસ્ત્રના તથા જગતની રેખાંકિત વિભાગણીના નિયમોની ભેગા જ મૂકી દેવાને લાયક હશે. એ જ રીતે, હેર ડ્યૂરિંગે બનાવેલું રિગોમીટર, અથવા અત્યંત નીચાં ઉષ્ણતામાન માપવાનું સાધન, ઊંચું કે નીચું ઉષ્ણતામાન માપવાનું નહિ પણ હેર ડ્યૂરિંગની અજ્ઞાની ઉદ્ધતાઈ માપવાનું જ એકમાત્ર કામ કરશે.

**લંડન, જૂન ૧૧, ૧૮૭૮**

## ૨

મેં ધારેલું નહિ કે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકાશિત કરવાનું બનશે. તેમાંની આલોચનાનો વિષય તો હવે લગભગ ભુલાઈ ગયો છે. મૂળ કૃતિ ૧૮૭૭ તથા ૧૮૭૮માં લાઈપઝિગના 'ફોર્વેર્ત્સ'માં શ્રેણીબદ્ધ લેખમાળાના સ્વરૂપે હજારો વાચકો સમક્ષ રજૂ થયેલી એટલું જ નહિ પણ આખરે પુસ્તકના રૂપમાં પ્રગટ થયેલી, અને તેની નકલો મોટી સંખ્યામાં છાપવામાં આવેલી. એટલે, વર્ષો પહેલાં હેર ડ્યૂરિંગ વિષે મેં જે કહેલું તેમાં કોઈને હજી રસ કેવી રીતે હોઈ શકે?

તેમાં પ્રથમ તો હું એ બાબતનો ઋણી છું કે મારી આ કૃતિ અને મારાં એ સમયનાં અન્ય લખાણો, જર્મન સામ્રાજ્યે સમાજવાદ-વિરોધી કાનૂન[6] ઘડયા પછી, તુરત પ્રતિબંધિત થયા હતા. 'પવિત્ર સંધિ'ના[7] દેશોના વારસાગત નોકરશાહી પૂર્વગ્રહોથી જેમના દિમાગ અસ્થિર બની ચૂક્યા ન હોય તેવા કોઈ પણ ઉપર આ પ્રતિબંધની અસર દેખીતી રીતે જ થાય, પ્રતિબંધિત પુસ્તકોના બમણા અને ત્રણ ગણા વેચાણથી બર્લિનમાં બેઠેલા સદ્‌ગૃહસ્થોની કાયરતા ખુલ્લી પડે છે કારણ કે તેઓ પ્રતિબંધના ફતવા કાઢે છે પણ તેનો અમલ કરવા શક્તિમાન નથી. ખરેખર, શાહી સરકારની ભલમનસાઈને કારણે મારી ગૌણ કૃતિઓની એટલી નવી આવૃત્તિઓ પ્રગટ થઈ છે કે તેના કામને પહોંચી વળવાનું મારે માટે ખરેખર શક્ય નથી. વાચનાને સરખી રીતે મઠારવાનો સમય જ મને નથી મળ્યો, અને મોટા ભાગના દાખલાઓમાં મારે વાચનાને જેમની તેમ જ ફરી છપાવા દેવી પડી છે.

પરંતુ એક બીજું કારણ પણ છે. આ કૃતિમાં હેર ડ્યૂરિંગની જે "પદ્ધતિ"ની આલોચના કરવામાં આવી છે તે ઘણા બહોળા સૈદ્ધાંતિક ક્ષેત્રને આવરી લે છે, અને મને તેને પગલે પગલે ચાલીને તેની વિભાવનાઓની સામે મારી વિભાવનાઓ રજૂ કરવાની ફરજ પડી છે. પરિણામે, મારી નકારાત્મક ટીકા સકારાત્મક બની ગઈ; વિવાદ મારા તરફથી અને માર્ક્સ તરફથી સમર્થિત દ્વંદ્વાત્મક પદ્ધતિ અને સામ્યવાદી વિશ્વ દૃષ્ટિકોણની ઓછેવત્તે અંશે સંકળાયેલી રજૂઆતમાં, વિષયોના સારી પેઠે સર્વાંગી વ્યાપને આવરી લેતી રજૂઆતમાં, પલટાઈ ગયો. પ્રથમ વાર આ વિચારધારાને માર્ક્સના 'તત્ત્વજ્ઞાનની કંગાલિયત' અને 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં પ્રગટ કર્યા પછી અમારી આ દૃષ્ટિધારા 'મૂડી'ના પ્રકાશન પહેલાંના પૂરા વીશ વર્ષો સુધી સેવનના તબક્કામાંથી પસાર થયા પછી વધુ ને વધુ વ્યાપક વર્તુળોમાં ઝડપથી પોતાની અસર ફેલાવતી જાય છે[8], અને તેને હવે યુરોપની સરહદોની પાર બહુ દૂર દૂર જ્યાં એક બાજુ સર્વહારા વર્ગ અને બીજી બાજુ ચુનંદા વૈજ્ઞાનિક સિદ્ધાંતવાદીઓ મોજૂદ છે એવા દરેક દેશમાં, સમર્થન અને માન્યતા મળવા લાગી છે. તેથી એવું દેખાય છે કે એક એવી પ્રજા છે જેને આ વિષયમાં એટલો બધો રસ છે કે તેના બદલામાં તેને ડ્યૂરિંગના સિદ્ધાંતો અંગેનો વિવાદ તેમાં રહેલા નક્કર વિચારો સાથે મળે તે પોસાય એમ છે, એવી હકીકત છતાં કે આ વિવાદનું મહત્ત્વ તો હવે મહદંશે ખતમ થઈ ગયું છે.

મારે તેની સાથે સાથે એક વાતની નોંધ લેવી જોઈએ કે આ કૃતિમાં

વિકસાવેલો દૃષ્ટિકોણ ઘણા મોટા પાયા ઉપર માર્ક્સે વિકસાવેલો અને સ્થાપેલો છે, મારું પ્રદાન તેમાં મામૂલી છે, અમારા બન્ને વચ્ચે આપોઆપ એવી સમજૂતી થઈ ગઈ હતી કે મારી આ રજૂઆત તેમની જાણ બહાર પ્રગટ ન થવી જોઈએ. તેના પ્રકાશન પહેલાં મેં આખી કૃતિ તેમની સમક્ષ વાંચેલી, અને દસમા પ્રકરણનો જે ભાગ ('ટીકાત્મક ઇતિહાસ'માંથી) અર્થકારણ વિશે છે તે માર્ક્સે લખ્યો છે, પરંતુ કમનસીબે તે ભાગ મેં નિર્ભેળ બાહ્ય કારણોસર ટૂંકાવેલો છે. હકીકતમાં, ખાસ વિષયોના સંબંધમાં અમે બન્ને એક બીજાને મદદરૂપ થવા હંમેશાં ટેવાયેલા હતા.

એક પ્રકરણને બાદ કરતાં આ નવી આવૃત્તિ આગલી આવૃત્તિનું કશા ફેરફાર વગરનું પુનર્મુદ્રણ છે. એક કારણ તો એ કે તેની સર્વાંગી સુધારણા કરવાનો સમય મારી પાસે ન હતો, જોકે તેની રજૂઆતમાં ઘણું એવું હતું કે જેને સુધારવાનું મને ગમત. માર્ક્સ જે લખાણો પાછળ મૂકી ગયા છે તેને પ્રકાશન માટે તૈયાર કરવાની મારી ફરજ છે, અને એ બાબત બીજા કોઈ પણ કામ કરતાં વધારે મહત્ત્વની છે. વળી મારો અંતરાત્મા કોઈ ફેરફારો કરવા રાજી નથી. પુસ્તક એક વિવાદ રૂપે છે, અને હું માનું છું કે જ્યારે મારો પ્રતિસ્પર્ધી પોતાની કૃતિમાં કોઈ સુધારા કરી શકે તેમ નથી તો મારે તેની ટીકામાં સુધારા કે ફેરફાર કરવા ઠીક નથી. હું તો હેર ડ્યૂરિંગના જવાબનો વળતો જવાબ આપવાના અધિકારનો દાવો જ માત્ર કરી શકું. હેર ડ્યૂરિંગે મારી ટીકા વિશે જે લખ્યું છે તે મેં વાંચ્યું નથી, અને કશુંક ખાસ કારણ ન હોય તો વાંચીશ પણ નહિ. સિદ્ધાંતોની બાબતમાં તેની સાથેનો મારો હિસાબ પતી ગયો છે. એ ઉપરાંત, તેની સાથે સાહિત્યિક યુદ્ધમાં મારે સુજનતાના નિયમો ખાસ પાળવા જ જોઈએ કારણ કે ત્યાર પછી બર્લિન વિદ્યાપીઠે તેની સાથે ઘણો ધૃણાસ્પદ અન્યાય કર્યો છે. એ સાચું કે વિદ્યાપીઠને તેની સજા મળી ચૂકી છે. વિદ્યાપીઠે હેર ડ્યૂરિંગનું શૈક્ષણિક સ્વાતંત્ર્ય ઝૂંટવી લઈને પોતાને હલકી કક્ષાએ ઉતારી દીધી છે, તેને લગતા સંજોગો જાણીતા છે, એટલે વિદ્યાપીઠને માથે એટલા જ જાણીતા સંજોગોમાં હેર શ્વેનિંગેર[૧] લદાઈ જાય ત્યારે તેને કશું આશ્ચર્ય ન થવું જોઈએ.

ભાગ ત્રીજાના બીજા પ્રકરણમાં ('સૈદ્ધાંતિક') જ મેં કંઈક વધારાનું સ્પષ્ટીકરણ કરવાની છૂટ લીધી છે. હું જે વિશ્વ દૃષ્ટિકોણની હિમાયત કરું છું તેના કેંદ્રબિંદુની, કેવળ તેની અને એકમાત્ર તેની, છણાવટ મેં એ પ્રકરણમાં કરી છે, એટલે હું તેને વધારે લોકભોગ્ય રૂપમાં રજૂ કરવાનો અને વધારે સરળ

બનાવવાનો પ્રયત્ન કરું તો મારો પ્રતિસ્પર્ધી ફરિયાદ કરી શકે નહિ. આમ કરવા માટે ખાસ કારણ હતું. મેં આ પુસ્તકનાં ત્રણ પ્રકરણો મઠાર્યાં હતાં ('પ્રસ્તાવના'નું પ્રથમ પ્રકરણ તેમ જ ભાગ ત્રીજાનું પહેલું અને બીજું પ્રકરણ). તે મેં મારા મિત્ર લાફાર્ગ માટે કર્યું હતું, અને તેનો અનુવાદ ફ્રેંચ ભાષામાં કરીને પુસ્તિકારૂપે તે આપવાના હતા; આ ફ્રેંચ આવૃત્તિ ઈટાલિયન અને પોલિશ આવૃત્તિઓની ભૂમિકા બનવાની હતી, જર્મન આવૃત્તિ મેં 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક' એ નામ નીચે પ્રસિદ્ધ કરી હતી. થોડા મહિનાઓમાં આ કૃતિની ત્રણ આવૃત્તિઓ પ્રકાશિત થઈ અને રશિયન તથા ડેનિશ અનુવાદો પણ પ્રગટ થયા. આ તમામ આવૃત્તિઓમાં ફક્ત ઉપરોક્ત પ્રકરણ જ વધુ છણાવટ પામ્યું હતું અને મૂળ કૃતિની નવી આવૃત્તિમાં નવી કૃતિને બદલે જૂના લખાણ સાથે હું બંધાઈ રહ્યો એ મારે માટે વિદ્વત્તાના ડોળ જેવું હતું.

અન્ય જે કોઈ ફેરફારો કરવાનું મને ગમ્યું હોત તે મુખ્યત્વે બે મુદ્દા વિશે હતા. પ્રથમ તો, આદિમ સમાજનો ઈતિહાસ, જેની ચાવી મોર્ગાને છેક ૧૮૭૭માં[10] જ રજૂ કરેલી. પરંતુ મને દરમિયાનમાં મળેલી સામગ્રીનો ઉપયોગ મારી કૃતિ 'પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ'માં કરવાની તક મળી. એટલે એ કૃતિનો ઉલ્લેખ ઉચિત ગણાશે.

બીજો મુદ્દો સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનને લગતા વિભાગ અંગે છે. અહીં મારા લખાણમાં ઘણું એવું છે જે કઢંગી રીતે વ્યક્ત થયું છે. તેને આજે હું વધુ સ્પષ્ટ અને વધુ ચોક્કસ રૂપમાં મૂકી શકું એમ છું. આ વિભાગને મઠારવાનો અધિકાર મેં મારી જાતને નથી આપ્યો, અને એ જ કારણસર મારી ટીકા કરવાની મારી ફરજ થઈ પડે છે.

ફક્ત માર્ક્સ અને હું બે જ એવી વ્યક્તિઓ હતી કે જેમણે જર્મન આદર્શવાદી તત્ત્વજ્ઞાનમાંથી સભાન દ્વંદ્વવાદને ઉગારી લીધો અને તેને પ્રકૃતિ તથા ઈતિહાસના ભૌતિકવાદી અભિગમમાં લાગુ કર્યો. પરંતુ પ્રકૃતિના એવા અભિગમમાં, દ્વંદ્વાત્મક અને સાથે સાથે ભૌતિકવાદી અભિગમમાં, ગણિત અને પ્રાકૃતિક વિજ્ઞાનનું જ્ઞાન તદ્દન જરૂરી છે. માર્ક્સ ગણિતમાં પાવરધા હતા જ, પરંતુ પ્રાકૃતિક વિજ્ઞાન સાથે અમે કટકે કટકે, વચગાળાના સમયમાં છૂટીછવાઈ રીતે જ, તાલ મેળવી શકતા હતા. એ કારણસર હું ધંધામાંથી નિવૃત્ત થયો અને મેં મારું ઘર લંડનમાં ફેરવ્યું[11], જેથી મને તેને માટે જરૂરી સમય મળી શકે. હું તેને માટે શક્ય એટલો 'ઘડાયો'—લીબિગના[12] શબ્દોમાં—અને મેં આઠ વર્ષનો મોટા ભાગનો સમય તેને માટે કાઢ્યો. હું જ્યારે આ 'ઘડતર'ની પ્રક્રિયામાં અધવચ્ચે હતો ત્યારે જ એવું બન્યું કે મારે હેર ડ્યૂરિંગના પ્રાકૃતિક

તત્ત્વજ્ઞાનમાં અટવાઈ જવું પડ્યું. તેથી એ વાત તદ્દન કુદરતી હતી કે આ વિષયની છણાવટમાં હું કોઈ વાર તેની સાચી ટેકનિકલ અભિવ્યક્તિ ન કરી શક્યો, અને સામાન્ય રીતે સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં મારી છણાવટ સારી પેઠે કઢંગી બની રહી. બીજી બાજુથી, આ વિષયમાં મારી ચોક્કસતાના અભાવે, જેને હું હજુ નિવારી નહોતો શક્યો, સચેત રહ્યો, એટલે મારી ઉપર એ વિષય અંગે ભૂલોનું, અને તે સમયે પ્રચલિત હકીકતો કે માન્ય સિદ્ધાંતોની અસત્ય રજૂઆતોનું, દોષારોપણ થઈ શકે તેમ નથી. આ સંબંધમાં એક જ અજાણ્યા ગણિતવિજ્ઞાનીએ માર્ક્સને સંબોધિત પત્રમાં ફરિયાદ કરેલી કે મેં $\sqrt{-1}$[13] ઉપર નિરંકુશ હુમલો કર્યો છે.

સ્પષ્ટ છે કે મેં ગણિત તથા પ્રાકૃતિક વિજ્ઞાનને ફરી યાદ કરવાની કામગીરી મારા મનને પણ એવી પ્રતીતિ વિગતવાર કરાવવા માટે—સામાન્ય રીતે એ બાબતમાં મને શંકા નહોતી—હાથમાં લીધી કે ઈતિહાસમાં આકસ્મિક લાગતી ઘટનાઓનું સંચાલન કરતા ગતિના દ્વંદ્વાત્મક નિયમો જ પ્રકૃતિમાં અસંખ્ય પરિવર્તનોના જમેલામાં પણ પુરજોસ કામગીરી કરે છે; એ જ દ્વંદ્વાત્મક નિયમો કે જે એવી જ રીતે માનવીય ચિંતનના વિકાસના ઈતિહાસમાં ઓતપ્રોત દોરો બની રહે અને ધીરે ધીરે વિકસીને ચિંતક માનવીની ચેતના બની જાય; એ જ નિયમો કે જેને પહેલાં હેગેલે સર્વવ્યાપી પરંતુ ગૂઢ સ્વરૂપમાં વિકસાવ્યા, અને અમે જેને વિષે લક્ષ્ય નક્કી કર્યું કે તેની ગૂઢતાનો અંચળો કાઢી નાખવો અને તેને એકદમ સાદા તેમ જ સર્વવ્યાપી રૂપમાં મન સામે રજૂ કરી દેવા. કહેવાની જરૂર નથી કે પુરાણું પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન, તેના ખરા મૂલ્ય તથા ઘણાં આંતરિક ફળદાયી બીજ છતાં*, અમને સંતોષ આપવામાં નિષ્ફળ ગયું હતું. આ

---

*અવિચારી કાર્લ ફોગ્ટની જેમ જૂના પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનનું ઐતિહાસિક મહત્ત્વ જાણવાને બદલે તેના ઉપર આક્રમણ કરવું ઘણું વધારે સહેલું હતું. તેમાં ઘણી બેવકૂફી તથા કલ્પના હતી, પણ તે જ સમયનાં ઘણાં પ્રાયોગિક પ્રાકૃતિક વૈજ્ઞાનિકોના બિનતત્ત્વજ્ઞાની સિદ્ધાંતો કરતાં તે વધુ ન હતી, અને તેમાં ઘણું સૂઝબુદ્ધિનું તત્ત્વ હતું તેની તો ઉત્ક્રાંતિના સિદ્ધાંતના પ્રસારથી જાણ થવા લાગી. હેક્કેલે ટ્રેવીરાનૂસ અને ઓકેનની ખૂબીઓને માન્યતા આપી તેમાં તેઓ વાજબી ઠર્યા હતા.[14] ઓકેને પોતાના આદિમ કીચડ અને આદિમ પરપોટામાં, જેની રજૂઆત જીવવૈજ્ઞાનિક સૂત્ર તરીકે કરી હતી તેને આગળ જતાં હકીકતે આદિમ જીવનતત્ત્વ અને કોષ તરીકે પારખવામાં આવ્યા. હેગેલને

પુસ્તકમાં વધુ સંપૂર્ણતાથી બતાવવામાં આવ્યું છે તેમ પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન, ખાસ કરીને હેગેલપંથી રૂપમાં, ભૂલમાં હતું કેમ કે તેમાં કાળના વિકાસ અથવા "વારસા"માં પ્રકૃતિનું કોઈ પ્રદાન ગણવામાં આવ્યું ન હતું, પરંતુ તેનું "સહઅસ્તિત્વ" સ્વીકારવામાં આવેલું. એક બાજુથી આ વાત હેગેલની પદ્ધતિમાં જ રહેલી હતી, જે ઐતિહાસિક ઉત્ક્રાંતિને "આત્મા"ને હવાલે છોડતી હતી, પરંતુ બીજી બાજુથી પ્રાકૃતિક વિજ્ઞાનોની એ સમયથી જે પૂરી હાલત હતી તેને

---

ખાસ કરીને લાગેવળગે છે ત્યાં સુધી તે સમકાલીન અનુભવવાદીઓ કરતાં ઘણી રીતે ચડી જાય એવો હતો. એ અનુભવવાદીઓ એવું માનતા હતા કે અગાઉ જે ચીજોના ખુલાસા થયા ન હતા તે વિષે કંઈક શક્તિ કે બળ — ગુરુત્વાકર્ષણનું બળ, તરણ શક્તિ, વિદ્યુત સંપર્કની શક્તિ, વગેરેનું પ્રદાન એ ચીજોમાં કરવાથી તેમણે જાણે કે બધા ખુલાસા કરી લીધા હતા. અથવા જ્યાં આ ન ચાલે ત્યાં કંઈક અજાણ્યા તત્ત્વ, પ્રકાશનું તત્ત્વ, ઉષ્ણતામાન, વિજળી, વગેરેનું તત્ત્વ તેમણે જોયું. આવા કાલ્પનિક તત્ત્વો હવે તો ઠીક ઠીક પાછળ હડસેલાઈ ગયા છે; પરંતુ શક્તિ વિષેની છેતરપિંડી, જેની સામે હેગેલે લડત આપી હતી, હજુ હમણાં ૧૮૬૯ સુધી હેલ્મહોલ્ત્સના ઈન્સબ્રૂક પ્રવચનમાં વ્યક્ત થઈ છે. (હેલ્મહોલ્ત્સ, 'સરળ વ્યાખ્યાનો' નં. ૨, ૧૮૭૧, પૃષ્ઠ ૧૯૦).[15] અઢારમી સદીના ફ્રેંચ લોકો તરફથી ન્યૂટનને પૂજનીય સ્થાન આપવામાં આવ્યું અને અંગ્રેજોએ ન્યૂટનને માનપાન અને સંપત્તિથી લાદી દીધા, તેનાથી ઊલટું હેગેલે એ હકીકત પ્રકાશમાં મૂકી કે જર્મનીમાં જેને ભૂખે મરવાનું થયું એ કેપલેર જ ખરેખર તો આકાશી વસ્તુઓના આધુનિક યંત્રક્રિયા વિજ્ઞાનનો સંસ્થાપક હતો અને ન્યૂટનના ગુરુત્વાકર્ષણનો નિયમ કેપલેરના ત્રણ નિયમોમાં આવરી લેવાયો હતો, ત્રીજા નિયમમાં તો તેની સંપૂર્ણ સ્પષ્ટતા હતી. હેગેલે થોડાંક સાદાં સમીકરણોથી ('પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન' અને પૂર્તિ, હેગેલની કૃતિઓ, ૧૮૪૨, ખંડ ૭. પૃષ્ઠ ૯૮ અને ૧૧૩ — ૧૧૫) જે સાબિત કરી આપ્યું તે ફરી વાર ગુસ્તાવ કિર્ખહોફના પુસ્તકમાં ('ગણિતીય ભૌતિકવિજ્ઞાન વિશે વ્યાખ્યાન', લાઈપઝિગ, ૧૮૭૭, પૃષ્ઠ ૧૦) સાવ તાજી ગણિતીય યંત્રક્રિયામાં, અને તાત્ત્વિક દૃષ્ટિએ તો અગાઉ હેગેલે વિકસાવેલા ગણિતીય રૂપ જેવા જ રૂપમાં જોવા મળે છે. અર્વાચીન સામ્યવાદ માટે તરંગવાદી વિચારકો જે સ્થાન પામે છે તેવું જ સ્થાન સભાન દ્વંદ્વવાદી પ્રાકૃતિક વિજ્ઞાનની નજરે પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનીઓ પામ્યા છે. **(એંગેલ્સની નોંધ.)**

પણ આભારી હતી. આ બાબતમાં હેગેલ કાંટની બહુ પાછળ રહી ગયેલો, જેનો નિહારિકાનો સિદ્ધાંત સૂર્યની પદ્ધતિના મૂળને સૂચવતો હતો અને સમુદ્રોનાં મોજાંઓ થકી ધરતીના ભ્રમણની રુકાવટની શોધે એ જૂની પદ્ધતિનો અંત આણ્યો હતો.[16] અને છેલ્લે, મારે દ્વંદ્વાત્મક નિયમોને પરાણે પ્રકૃતિમાં ઘુસાડવાનો કોઈ પ્રશ્ન ન હતો, પણ તેમાં જ તેની શોધ અને વિકાસ કરવાનો હતો.

પરંતુ એમ પદ્ધતિસર અને દરેક અલગ વિભાગમાં કરવાનું કામ તો વિરાટ હતું. વાત એટલી જ નથી કે આવરી લેવાનું ક્ષેત્ર લગભગ અસીમ છે, બલકે સમગ્ર ક્ષેત્રમાં પ્રાકૃતિક વિજ્ઞાન ખુદ ક્રાંતિકારી પરિવર્તનોની એવી પ્રચંડ પ્રક્રિયામાંથી પસાર થઈ રહ્યું છે કે બધો ફાજલ વખત એ બાબતમાં આપી શકે એવા લોકો પણ ભાગ્યે જ તેની સાથે કદમ મિલાવી શકે. કાર્લ માર્ક્સના અવસાન પછી મારો સમય બીજી ઘણી તાકીદની બાબતોમાં વપરાઈ જતો હતો અને તેથી આ કામ બાજુએ મૂકવાની મને ફરજ પડી. હાલ પૂરતું તો મારે આ પુસ્તકમાં જે સૂચનો દર્શાવ્યાં છે તેનાથી જ સંતોષ માનવો રહ્યો. અને ભવિષ્યમાં કોઈ એવી તકની રાહ જોવાની રહી કે જ્યારે હું મેં કરેલી તારવણીઓને એકઠી કરીને પ્રગટ કરી શકું, માર્ક્સ જે અત્યંત મહત્ત્વની ગણિતીય હસ્તપ્રતો મૂકી ગયા છે તેની જોડાજોડ કદાચ પ્રગટ કરી શકું.[17]

તેમ છતાં સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનની હાલની આગેકૂચ મારા કામને મહદ્‌અંશે અથવા તદ્દન છીછરું બનાવી મૂકે છે. નિર્ભેળ આનુભવિક શોધખોળોને —અને એવી શોધોના મોટા રાશિ ભેગા થઈ ગયા છે— સરખી રીતે ગોઠવવાની તાતી જરૂરતને લીધે સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનમાં જે ક્રાંતિ લદાઈ રહી છે તે એવા પ્રકારની ક્રાંતિ છે કે પ્રાકૃતિક પ્રક્રિયાઓના દ્વંદ્વાત્મક સ્વરૂપને તેનો વિરોધ કરનારા અનુભવવાદીઓની ચેતનામાં પણ વધારે ને વધારે પ્રમાણમાં લાવશે જ. જૂની રૂઢ વિષમતાઓ, ઓળંગી ન શકાય એવી વિભાજન રેખાઓ, વધુ ને વધુ પ્રમાણમાં અદૃશ્ય થતી જાય છે. જ્યારે છેલ્લા "સાચા" વાયુઓનું પણ પ્રવાહીકરણ થઈ ગયું છે, અને જ્યારે એવું પુરવાર થઈ ગયું છે કે એક વસ્તુને પ્રવાહી અને વાયુ રૂપો નોખાં ન પાડી શકાય એવી સ્થિતિમાં આણી શકાય છે, ત્યારે સમુચ્ચયની સ્થિતિઓનાં અગાઉનાં નિરપેક્ષ રૂપલક્ષણોના છેલ્લા અવશેષો પણ ખતમ થઈ ગયા છે.[18] વાયુઓના ગતિમૂલક સિદ્ધાંત મુજબ— પરિપૂર્ણ વાયુઓમાં સમાન તાપમાને અલગ અલગ વાયુઓના અણુઓ જેટલા વેગે હલનચલન કરતા હોય તેના વર્ગો તેમના અણુક વજનોના ઊલટા પ્રમાણમાં હોય છે એવા સિદ્ધાંત મુજબ—તાપ પણ સીધો ગતિનાં રૂપોમાં

સ્થાન લઈ લે છે અને તેને એવા રૂપમાં તત્કાળ માપી શકાય છે: ફક્ત દસ વર્ષ પહેલાં જ્યારે ગતિના મહાન પાયાના નિયમ હજુ તાજેતરમાં જ શોધ થયેલી ત્યારે તેના વિષે એવી સમજણ હતી કે તે ફક્ત શક્તિના **સંરક્ષણનો** જ નિયમ છે, ગતિની અનશ્વરતા અને અસર્જનીયતાની ખાલી અભિવ્યક્તિ જ છે, એટલે કે ખાલી તેના પરિમાણાત્મક પાસાની સમજણ હતી; પરંતુ એવી સંકુચિત નકારાત્મક વિભાવનાનું સ્થાન શક્તિના **રૂપાંતરોનો** સકારાત્મક ખ્યાલ વધુ ને વધુ પ્રમાણમાં લઈ રહ્યો છે. એ ખ્યાલમાં પ્રથમ વાર પ્રક્રિયાનું ગુણાત્મક અંતસ્તત્ત્વ મહત્ત્વ ધારણ કરે છે અને અલૌકિક સર્જકનો છેલ્લો અવશેષ નાબૂદ થઈ જાય છે. ગતિના પરિમાણને (કહેવાતી શક્તિને) ગતિમૂલક શક્તિમાંથી (કહેવાતા યાંત્રિક બળમાંથી) વિદ્યુત, તાપ, ગુપ્ત શક્તિ, વગેરેમાં અને એથી ઊલટા ક્રમમાં રૂપાંતરિત કરવામાં આવે ત્યારે તે કશા ફેરફાર વગર જેમનું તેમ રહેતું હોવાની બાબતને કશીક નવીનતા તરીકે જણાવવાની હવે જરૂર નથી; તે હવે ખુદ રૂપાંતરની પ્રક્રિયાની, મહાન મૂળભૂત પ્રક્રિયાની, જેનું જ્ઞાન પ્રકૃતિના સમગ્ર જ્ઞાનને આવરી લે છે એવી પ્રક્રિયાની, ઘણી વધારે સારગર્ભિત તપાસ માટે ખાતરીબંધ પાયો બને છે. અને જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં પરીક્ષણ ઉત્ક્રાંતિના સિદ્ધાંતના પ્રકાશમાં થાય છે ત્યારથી સજીવ પ્રકૃતિના ક્ષેત્રમાં વર્ગીકરણની રૂઢ સીમારેખાઓ એક પછી એક ભૂંસાતી જાય છે. રોજ વધુ સંખ્યામાં વર્ગીકરણ કરવાનું લગભગ અશક્ય બની જાય એ વચગાળાની કડીઓની સંખ્યા રોજ વધતી જાય છે, વધારે ઊંડું પરીક્ષણ જીવોને એક વર્ગમાંથી બીજા વર્ગમાં ફગાવી દે છે, અને જાણે લગભગ શ્રદ્ધાની બાબત બની ગયેલાં વિશિષ્ટ લક્ષણોની નિરપેક્ષ પ્રમાણભૂતતા ખતમ થતી જાય છે. હવે તો ઈંડાં મૂકતા સસ્તન જીવો, અને અહેવાલ સાચો હોય તો ચાર પગે ચાલતાં પક્ષીઓ પણ, મળી આવ્યા છે.[19] વર્ષો પહેલાં, કોષની શોધ પછી, વીર્ખોવને એવી ફરજ પડી હતી કે તેણે અલગ અલગ પ્રાણીની એકતાનું વિસર્જન કરીને તેને કોષ-સ્થિતિઓનો સંઘ જેવું ગણાવી દીધું, એ રીતે તેનું વલણ પ્રગતિવાદી વધારે પણ વૈજ્ઞાનિક અને દ્વંદ્વાત્મક ઓછું હતું[20], અને હવે પ્રાણીની (એટલે કે માનવીની પણ) ભિન્નતાની વિભાવના, ઉચ્ચતર પ્રાણીઓનાં શરીરોમાં એકકોપી જીવોની માફક સરકતા સફેદ રક્તકણોની શોધને કારણે, વધારે જટિલ બની ગઈ છે. પરંતુ કટ્ટર અને અણઉકેલ ગણાવવામાં આવતી ધ્રુવીય વિષમતાઓએ જ, જબરજસ્તીથી નક્કી કરી દેવામાં આવેલી વર્ગીય વિશિષ્ટતાઓ તથા સીમારેખાઓએ જ, ચોક્કસ રૂપે, આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાનને મર્યાદિત આધિભૌતિકવાદી સ્વરૂપ આપ્યું

છે. એ વિષમતાઓ અને વિશિષ્ટતાઓ પ્રકૃતિમાં જોવા મળતી હોવા છતાં કેવળ સાપેક્ષ પ્રમાણભૂતતા ધરાવતા હોવાની માન્યતા, અને બીજી બાજુથી તેમની કલ્પિત રૂઢતા અને નિરપેક્ષ પ્રમાણભૂતતાને કેવળ આપણાં પ્રતિબિંબક માનસોએ જ પ્રકૃતિમાં સામેલ કરી દીધી હોવાની માન્યતા — એ માન્યતા પ્રકૃતિની દ્વંદ્વાત્મક વિભાવનાનું કેંદ્રબિંદુ છે. એવી માન્યતાએ પહોંચવાનું શક્ય છે કારણ કે પ્રાકૃતિક વિજ્ઞાનની એકઠી થતી હકીકતો આપણને એમ કરવા ફરજ પાડે છે; પરંતુ એ હકીકતોના દ્વંદ્વાત્મક સ્વરૂપની બાબતમાં દ્વંદ્વાત્મક ચિંતનના નિયમોની સમજણના આધારે અભિગમ અપનાવવામાં આવે તો એ માન્યતાએ વધારે સહેલાઈથી પહોંચી શકાય. જે હોય તે, પરંતુ પ્રાકૃતિક વિજ્ઞાન હવે એટલું આગળ વધી ચૂક્યું છે કે દ્વંદ્વાત્મક સામાન્ય તારવણીથી અળગું રહી શકે તેમ નથી. છતાં જો એ હકીકતને ભૂલી ન જવામાં આવે કે તેના અનુભવોનો સાર વિભાવનાઓ તરીકે તારવવામાં આવે છે, અને વિભાવનાઓ સંબંધી કાર્યની કલા સહજ નથી હોતી તેમ જ સાધારણ રોજિંદી ચેતના સાથે નથી મળી જતી પરંતુ તેમાં ખરું ચિંતન જરૂરી બને છે, અને એ ચિંતન પણ એવી જ રીતે, આનુભવિક પ્રાકૃતિક વિજ્ઞાન કરતાં જરાય વધારે નહિ અને જરાય ઓછો નહિ એવો, લાંબો આનુભવિક ઈતિહાસ ધરાવતું હોય છે, તો એ પ્રક્રિયા વધુ સરળ બની જાય. તત્ત્વજ્ઞાનના વિકાસના છેલ્લાં અઢી હજાર વર્ષોનાં પરિણામોને આત્મસાત્ કરી લેતાં શીખી લેવામાં આવે તો જ પ્રાકૃતિક વિજ્ઞાન એક તરફ તો તેનાથી અળગા, તેનાથી બહાર, અને તેનાથી ઉપર ખડા પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનથી, અને બીજી તરફ તેની પોતાની ચિંતનની મર્યાદિત રીતથી, અંગ્રેજ અનુભવવાદ પાસેથી વારસામાં મળેલી રીતથી, છુટકારો મેળવી શકાશે.

**લંડન, ૨૩ સપ્ટેંબર, ૧૮૮૫**

## ૩

નીચેની નવી આવૃત્તિ બહુ મહત્ત્વના ન હોય એવા થોડાક શૈલી સંબંધી ફેરફારો સિવાય અગાઉની આવૃત્તિનું પુનર્મુદ્રણ જ છે. ફક્ત એક પ્રકરણમાં — બીજા ભાગના 'ટીકાત્મક ઈતિહાસ'માંથી નામે દસમા પ્રકરણમાં — મેં નીચેનાં કારણોસર તાત્ત્વિક વધારાઓ કરવાની છૂટ લીધી છે.

બીજી આવૃત્તિના આમુખમાં જણાવેલ છે તેમ આ પ્રકરણનો તમામ આવશ્યક ભાગ માર્ક્સનું જ કાર્ય છે. માર્ક્સની હસ્તપ્રતમાં ઠીક ઠીક કાપકૂપ

કરવાની મને ફરજ પડી હતી કારણ કે તેની મૂળ રજૂઆત સામયિકના લેખ તરીકે કરવામાં આવી હતી; અને મારે ખાસ કરીને તો એ ભાગ કાપવો પડેલો કે જેમાં ડ્યૂરિંગનાં વિધાનોની મીમાંસા અર્થકારણના ઇતિહાસમાંથી માર્ક્સે પ્રકાશમાં આણેલી બાબતોની છાયામાં ઢંકાઈ જતી હતી. પરંતુ એ તો હસ્તપ્રતનો એવો ભાગ હતો કે જે આજે પણ વધારેમાં વધારે અને અત્યંત સ્થાયી મહત્ત્વ ધરાવે છે. માર્ક્સ જે ફકરાઓમાં પેટ્ટી, નોર્થ, લોક અને હ્યુમને ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રના વિકાસમાં તેમને લાયક સ્થાન આપે છે તેને, અને એથીયે વધારે તો સમગ્ર રાજકીય અર્થશાસ્ત્રના સંબંધમાં અણઉકેલ કોયડો બની રહેલા કેનેના 'આર્થિક કોષ્ટક'ના તેમણે આપેલા વિવરણને, બને એટલા પૂર્ણ રૂપમાં અને વફાદારીથી રજૂ કરવાની બાબતને હું મારી ફરજ ગણું છું. બીજી તરફ, જ્યાં જ્યાં દલીલનો દોર શક્ય બનાવે ત્યાં મેં ફક્ત હેર ડ્યૂરિંગનાં લખાણોના જ ઉલ્લેખો કરતા ફકરા કાઢી નાખ્યા છે.

બાકી તો, આ પુસ્તકમાં રજૂ થયેલા વિચારો અગાઉની આવૃત્તિ પ્રકાશિત થઈ ત્યાર પછી દુનિયાના દરેક સભ્ય દેશમાં વૈજ્ઞાનિક વર્તુળોની તેમ જ કામદાર વર્ગની સામાજિક ચેતનામાં જેટલા પ્રમાણમાં ઊંડા ઊતરી ગયા છે તેનાથી હું પૂરો સંતોષ માની શકું.

**લંડન, ૨૩ મે, ૧૮૯૪** **ફ્રેડરિક એંગેલ્સ**

## ૧. સામાન્ય

આધુનિક સમાજવાદ, તાત્ત્વિક દૃષ્ટિએ, એક બાજુથી આજના સમાજમાં માલિકો અને બિન-માલિકો વચ્ચેની, મૂડીદારો અને રોજી-કામદારો વચ્ચેની, વર્ગીય વિષમતાઓની માન્યતાની સીધી પેદાશ છે; બીજી બાજુથી તે ઉત્પાદન ક્ષેત્રે પ્રવર્તતી અરાજકતાની પેદાશ છે. પરંતુ આધુનિક સમાજવાદ સૈદ્ધાંતિક રૂપમાં તો અઢારમી સદીના મહાન ફ્રેંચ તત્ત્વવેત્તાઓએ જે સિદ્ધાંતો ઘડયા તેના વધારે તર્કસંગત વિસ્તરણ તરીકે મૂળ ઉદય પામતો દેખાય છે. દરેક નૂતન સિદ્ધાંતની માફક આધુનિક સમાજવાદને તેનાં મૂળિયાં ભૌતિક આર્થિક સત્યોમાં ગમે એટલાં ઊંડાં હોય તોપણ, શરૂઆતમાં તો જેટલી બૌદ્ધિક સામગ્રી ઉપલબ્ધ હોય તેની સાથે સંકળાઈ જવું પડયું હતું.

જે મહાન માનવીઓએ ફ્રાંસમાં આગામી ક્રાંતિ માટે લોકોનાં મન તૈયાર કર્યાં તેઓ પોતે ઉગ્ર ક્રાંતિવાદીઓ હતા. તેઓ કોઈ પ્રકારની બાહ્ય સત્તાને માનતા ન હતા. ધર્મ, પ્રાકૃતિક વિજ્ઞાન, સમાજ, રાજકીય સંસ્થાઓ— બધું જ તેમની વેધક ટીકાના સપાટામાં આવ્યું હતું: બુદ્ધિના ચુકાદા નીચે દરેકે પોતાનું અસ્તિત્વ વાજબી ઠરાવવું પડતું અથવા અસ્તિત્વ છોડી દેવું પડતું. દરેક ચીજ માટે બુદ્ધિ જ એકમાત્ર માપદંડ હતી. તે એવો સમય હતો જ્યારે હેગેલના કહેવા પ્રમાણે વિશ્વ તેના માથાને ટેકે ઊભું હતું;[21] પ્રથમ તો એ દૃષ્ટિએ કે માનવીનું માથું અને તેના ચિંતનમાંથી તારવવામાં આવેલા સિદ્ધાંતો તમામ માનવ કૃત્યો અને સામાજિક સંબંધોનો પાયો બનવાનો અધિકાર માગતા હતા; પરંતુ વખત વીતતાં વધારે બહોળી દૃષ્ટિએ પણ કે એ સિદ્ધાંતોથી વિપરીત વાસ્તવિકતાને હકીકતે ઊલટીસૂલટી કરવી પડે તેમ હતી. તે વખતે અસ્તિત્વમાં રહેલા સમાજ તથા રાજ્યના તમામ પ્રકારોને, દરેક જૂના પ્રણાલિગત ખ્યાલને, બુદ્ધિહીન ગણીને કચરાના ઢગલામાં ફેંકી દેવામાં આવતા હતા; આજ સુધી

વિશ્વ સંપૂર્ણ રીતે પૂર્વગ્રહોથી ગેરમાર્ગે દોરવાયું હતું; ભૂતકાળનું બધું ફક્ત તિરસ્કાર અને દયાને પાત્ર હતું. હવે, પ્રથમ વાર દિવસનો પ્રકાશ દેખાયો; હવે પછીથી વહેમ, અન્યાય, વિશેષાધિકાર, દમનને સ્થાને શાશ્વત સત્ય, શાશ્વત ન્યાય, કુદરતના આધાર ઉપર સમાનતા, અને માનવીના જન્મસિદ્ધ અધિકારો મુકાયા.

આજે આપણે જાણીએ છીએ કે બુદ્ધિનું એ સામ્રાજ્ય મૂડીદારોના આદર્શમય સામ્રાજ્યથી કંઈ વિશેષ ન હતું, એ શાશ્વત ન્યાય મૂડીવાદી ન્યાયમાં પરિણમ્યો, એ સમાનતા કાનૂનની નજરે દરેક માણસની મૂડીવાદી સમાનતા બની ગઈ, મૂડીવાદી મિલકતને માનવીના એક મૂળભૂત અધિકાર તરીકે જાહેર કરવામાં આવી, અને બુદ્ધિની સરકાર — રુસોનો સામાજિક કરાર[22] — અસ્તિત્વમાં આવી, અને લોકશાહીવાદી મૂડીવાદી પ્રજાસત્તાક તરીકે જ અસ્તિત્વમાં આવી શકી. અઢારમી સદીના મહાન ચિંતકો, તેમના પુરોગામીઓની જેમ જ, પોતાના યુગે લાદેલી મર્યાદાઓની બહાર જઈ ન શક્યા.

પરંતુ સામંતી ઉમરાવો અને મૂડીદાર વર્ગ (જે સમાજ સમસ્તના પ્રતિનિધિત્વનો દાવો કરતો હતો) વચ્ચેની વિષમતાની સાથે સાથે શોષકો અને શોષિતો વચ્ચેની વિષમતા હતી, એક બાજુ શ્રીમંત બેઠાખાઉ અને બીજી બાજુ કંગાળ કામદારો હતા. આ સંજોગોને કારણે જ મૂડીદારોના પ્રતિનિધિઓ ફક્ત એક ખાસ વર્ગના નહિ પણ સમગ્ર દુઃખી માનવજાતના પ્રતિનિધિ હોવાનો દાવો કરવા લાગ્યા હતા. એથી વધુ. મૂડીદાર વર્ગના ઉદયના વખતથી જ તેનો વિરોધી તેની પીઠે સવાર થયેલો હતો: મૂડીદારો રોજી-કામદારો વિના ટકી શકે નહિ, અને મધ્યયુગી સામંતશાહી ગિલ્ડનો સભ્ય વિકસીને જેટલા પ્રમાણમાં આધુનિક મૂડીદાર બન્યો એટલા જ પ્રમાણમાં ગિલ્ડની બહારનો કારીગર અને દહાડિયો વિકસીને સર્વહારા બન્યો. અને એકંદરે, સામંતો સામેના સંઘર્ષમાં મૂડીદારો તે સમયના જુદા જુદા શ્રમિક વર્ગોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા હતા, છતાં તમામ મહાન મૂડીવાદી ચળવળોમાં એવા શ્રમિક વર્ગનો સ્વતંત્ર બળવો થતો રહેતો કે જે આધુનિક સર્વહારા વર્ગનો વધતે ઓછે અંશે પુરોગામી હતો. ઉદાહરણ તરીકે, જર્મન ધાર્મિક સુધારણા યુગમાં અને કિસાનોના યુદ્ધના સમયે થોમસ મ્યૂન્ત્સર, મહાન અંગ્રેજ ક્રાંતિ વખતે લેવલર્સનું આંદોલન[23], મહાન ફ્રેંચ ક્રાંતિ વખતે બાબ્યેફ. હજુ ન વિકસેલા વર્ગના એવા ક્રાંતિકારી બળવાઓને બંધબેસતાં સૈદ્ધાંતિક વિધાનો પણ થયાં હતાં: સોળમી અને સત્તરમી સદીઓમાં આદર્શ સામાજિક પરિસ્થિતિ અંગેનાં તરંગી ચિત્રો;[24] અઢારમી

સદીમાં ખરેખર સામ્યવાદી સિદ્ધાંતો (મોરેલી અને મબ્લી). સમાનતાની માંગ રાજકીય અધિકારો પૂરતી મર્યાદિત ન હતી, તે વ્યક્તિઓના સામાજિક સંજોગો સુધી પણ વિસ્તરેલી હતી. ફક્ત વર્ગીય વિશેષાધિકારો નાબૂદ કરવાનો પ્રશ્ન ન હતો, પણ ખુદ વર્ગીય ભેદ પણ નાબૂદ કરવાના હતા. નવા સિદ્ધાંતનું પ્રથમ રૂપ સામ્યવાદનું હતું, સંન્યાસી જેવા (જીવનમાં તમામ ખુશીમઝાનો ત્યાગ), વૈરાગી, સામ્યવાદનું હતું. પછી આવ્યા ત્રણ મહાન તરંગવાદીઓ: સેંટ-સાઈમન, જેની દૃષ્ટિએ સર્વહારાની જોડાજોડ મધ્યમવર્ગની ચળવળનું અમુક મહત્ત્વ હજી હતું. ફુરિયે અને ઓવેન, જેણે ખૂબ વિકસિત મૂડીવાદી ઉત્પાદન ધરાવતા દેશમાં, અને એથી પેદા થયેલી વિષમતાઓની અસર નીચે, વર્ગીય ભેદોને પદ્ધતિસર તથા ફ્રેંચ ભૌતિકવાદના સીધા સંદર્ભમાં મિટાવી દેવાની દરખાસ્તો ઘડી કાઢી.

આ ત્રણેય વિચારકોમાં એક વાત સમાન હતી. તેમાંથી કોઈ એ સમયના ઐતિહાસિક વિકાસના પરિણામે ઉદય પામેલા સર્વહારા વર્ગનાં હિતોનો પ્રતિનિધિ નહોતો. ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓની માફક તેઓ કોઈ એક સામાજિક વર્ગની (શરૂમાં) નહિ પરંતુ સમગ્ર માનવજાતની (તત્કાળ) મુક્તિ મેળવવાનો દાવો કરતા હતા. તેમની માફક જ, તેઓ પણ બુદ્ધિ અને શાશ્વત ન્યાયનું સામ્રાજ્ય લાવવા માગતા હતા, જે વિષે તેમનો ખ્યાલ ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓના ખ્યાલ કરતાં જમીન આસમાનના તફાવત જેવો હતો. ત્રણેય સામાજિક સુધારકોના ખ્યાલ પ્રમાણે, એ તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાંતો ઉપર આધારિત મૂડીવાદી દુનિયા બરાબર સામંતશાહી જેટલી જ તર્કરહિત અને ગેરઇનસાફી છે, એટલે તેના જેટલી જ, અને સમાજના એથીયે પહેલાંના તમામ તબક્કાઓ જેટલી જ, સહેલાઈથી ઈતિહાસના ખાડામાં પહોંચી જાય છે. આજ સુધી નિર્ભેળ બુદ્ધિ અને ન્યાય વિશ્વમાં પોતાનું સામ્રાજ્ય ફેલાવી શક્યાં નહિ તેનું કારણ એ હતું કે માનવી તેને સાચી રીતે સમજી શક્યો ન હતો. જરૂર હતી ફક્ત એક એવી પ્રતિભાની જે સત્ય સમજી શકે. હવે એવી પ્રતિભાનો ઉદય થયો છે અને સત્ય બરાબર શોધાયું છે તેમાં ઐતિહાસિક પરિબળોના વિકાસને પગલે પગલે આવશ્યક રૂપે આવતી અનિવાર્ય ઘટના નહિ પણ ખાલી સુખદ સંયોગ અંકિત છે. તેવી પ્રતિભા ૫૦૦ વર્ષ પહેલાં પણ ઉદય પામી હોત અને માનવજાતને ૫૦૦ વર્ષની ભૂલો, ઘર્ષણો, તથા યાતનાથી બચાવી શકી હોત.

આ પ્રકારની દૃષ્ટિ મૂળ તો તમામ અંગ્રેજ તથા ફ્રેંચ અને વાઈટલિંગ સહિત પ્રથમ જર્મન સમાજવાદીઓની છે. (એ સૌની નજરે) સમાજવાદ એક નિરપેક્ષ

સત્ય, બુદ્ધિ અને ન્યાયની અભિવ્યક્તિ છે, તેને માત્ર શોધી કાઢવાની જરૂર છે, પછી તે પોતાની તાકાતના જોરે જ વિશ્વને જીતી લેશે. અને નિરપેક્ષ સત્ય કાળથી, સ્થળથી, તથા માનવીના ઐતિહાસિક વિકાસથી સ્વતંત્ર હોય છે એટલે તેને ક્યારે શોધી કાઢવામાં આવે એ બાબત તો ખાલી આકસ્મિક બીના જ બની રહે છે. એ બધું જોતાં, દરેક જુદી જુદી વિચારધારાના સંસ્થાપક માટે નિરપેક્ષ સત્ય, બુદ્ધિ અને ન્યાય નિરનિરાળાં હતાં. અને તે દરેક વિચારકનાં ખાસ પ્રકારનાં નિરપેક્ષ સત્ય, બુદ્ધિ અને ન્યાય વળી તેની આત્મલક્ષી સમજણ, અસ્તિત્વના સંજોગો, જ્ઞાનનું પ્રમાણ, અને બૌદ્ધિક તાલીમના આધારે ઘડાયેલાં હતાં એટલે નિરપેક્ષ સત્યોની અથડામણનો માત્ર એક જ અંત શક્ય હતો કે તેઓ એકબીજાથી અલિપ્ત બની રહે, બીજો કશો અંત શક્ય જ ન હતો. એટલે તેમાંથી ખીચડા જેવા સરેરાશ સમાજવાદ સિવાય કશું નીપજ્યું નહિ, અને હકીકતમાં એવો સમાજવાદ જ ફ્રાંસ અને ઈંગ્લૅંડના મોટા ભાગના સમાજવાદી કામદારોનાં મનમાં આજ સુધી વર્ચસ્વી રહ્યો છે. એટલે જ આવી ભેળસેળ તૈયાર થઈ ગઈ છે—તેમાં જાતજાતની અનેક વિચારછાયાઓ સામેલ છે, તેમાં ઓછાં સચોટ ટીકાત્મક નિવેદનો, આર્થિક સિદ્ધાંતો, વિવિધ સંપ્રદાયોના સંસ્થાપકોએ દોરેલાં ભાવિ સમાજનાં ચિત્રો સામેલ છે, અને વાદવિવાદના વહેણમાં, ઝરણાના ગોળ કાંકરાઓની માફક, તેના અલગ અલગ ઘટકોના અણીદાર ખૂણાઓ જેમ જેમ વધારે ઘસાતા જાય તેમ તેમ એવી ભેળસેળ વધારે સહેલાઈથી બનતી જાય છે. સમાજવાદનું વિજ્ઞાન રચવા માટે તેનો વાસ્તવિક પાયો આવશ્યક હતો.

દરમિયાનમાં, અઢારમી સદીના ફ્રેંચ તત્ત્વજ્ઞાનની સાથે સાથે અને તેના પછી નવા જર્મન તત્ત્વજ્ઞાનનો ઉદય થયો હતો અને તે હેગેલમાં પરિણમ્યું હતું. તેનો સૌથી વિશેષ ગુણ એ હતો કે દ્વંદ્વાત્મક પદ્ધતિને બુદ્ધિના સર્વોચ્ચ સ્વરૂપ તરીકે તેણે સ્વીકાર્યું. જૂના ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ સહજ દ્વંદ્વવાદીઓ હતા, અને તેમાંથી વધારેમાં વધારે સર્વજ્ઞાની એરિસ્ટોટલે દ્વંદ્વાત્મક ચિંતનનાં અત્યંત તાત્ત્વિક રૂપોનું પૃથક્કરણ કરી લીધું હતું. બીજી તરફ, નવીનતર તત્ત્વજ્ઞાનમાં દ્વંદ્વવાદના તેજસ્વી નિરૂપકો (દાખલા તરીકે દેકાર્ત અને સ્પિનોઝા) હોવા છતાં તે, ખાસ કરીને અંગ્રેજ અસરને લીધે, તર્કની કહેવાતી આધિભૌતિકવાદી રીતમાં વધારે ને વધારે મક્કમ જકડાતું ગયું. અઢારમી સદીના ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓમાં, કંઈ નહિ તો તેમના વિશિષ્ટ દાર્શનિક કાર્યમાં, પણ એ જ રીતનું પૂરેપૂરું વર્ચસ્વ હતું. તત્ત્વજ્ઞાનને મર્યાદિત અર્થમાં લઈએ તો ભલે તેના ક્ષેત્રની બહાર ફ્રેંચ

વિચારકોએ દ્વંદ્વવાદની અદ્‌ભુત કૃતિઓ રચી હતી. એ સંબંધમાં દિદરોની[25] 'રામ્યૂનો ભત્રીજો' નામે કૃતિ અને રુસોની 'માનવીઓમાં અસમાનતાની ઉત્પત્તિ અને મૂલાધાર વિશે પ્રવચન' નામે કૃતિને યાદ કરવાનું પૂરતું થશે. એ બે ચિંતનરીતિઓનાં તાત્ત્વિક રૂપલક્ષણો અમે અહીંયાં ટૂંકમાં આપીએ છીએ. તેમની વધારે વિગતવાર છણાવટ અમે આગળ જતાં કરીશું.

જ્યારે આપણે અફાટ પ્રકૃતિ અથવા માનવજાતના ઈતિહાસ અથવા આપણી પોતાની બૌદ્ધિક પ્રવૃત્તિઓ વિષે વિચારીએ અને મનન કરીએ ત્યારે શરૂમાં આપણને સંબંધો અને પ્રતિક્રિયાઓનો અનંત ગૂંચવાડો (ફેરફાર અને જોડાણો) દેખાય છે, જેમાં આગળ પાછળ કશું રહેતું નથી, પરંતુ દરેક ચીજ ગતિમાં હોય છે, પરિવર્તનો પામે છે, અસ્તિત્વમાં આવે છે અને લય પામે છે. જગતની એવી આદિમ, સરળ, પરંતુ મૂળભૂત દૃષ્ટિએ સાચી વિભાવના પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનમાં રજૂ થઈ હતી, અને તેનું પ્રથમ સ્પષ્ટ નિરૂપણ હેરાકલીટસે કર્યું હતું: દરેક વસ્તુ છે અને નથી, કારણ કે દરેક વસ્તુ **અનિત્ય** છે, સતત પલટાતી રહે છે, સતત અસ્તિત્વમાં આવતી અને લય પામતી રહે છે. પરંતુ આ વિચાર જે સાચી રીતે જ સળંગ રીતે દેખાતા ચિત્રના સામાન્ય સ્વરૂપને વ્યક્ત કરે છે, તે આ ખ્યાલ કયા પ્રકારના અંગોનું એ ચિત્ર બનેલું છે તેની વિગતો રજૂ કરવા માટે પૂરતો નથી, અને આ વિગતો ન સમજીએ ત્યાં સુધી આપણી પાસે સળંગ ચિત્રનો સ્પષ્ટ ચિતાર નથી. આ વિગતો સમજવા માટે આપણે તેને તેના કુદરતી અને ઐતિહાસિક જોડાણથી મુક્ત કરીને દરેકને જુદી જુદી રીતે તપાસવી જોઈએ, તેનાં રૂપલક્ષણો, ખાસ કારણો, અસરો, વગેરે. આ કામ મુખ્યત્વે તો પ્રાકૃતિક વિજ્ઞાનનું અને ઐતિહાસિક સંશોધનનું છે: વિજ્ઞાનની આ તે શાખાઓ છે જેને પ્રાચીન ક્લાસિકલ સમયના ગ્રીક લોકોએ, સબળ કારણોસર, ગૌણ સ્થાન આપ્યું, કારણ કે તેમણે પહેલાં તો બધી સામગ્રી (આ શાખાઓ જેના ઉપર કામ કરી શકે તે) એકઠી કરવાની હતી.

સાચા પ્રાકૃતિક વિજ્ઞાનોના પાયા સૌથી પહેલાં ગ્રીકોએ એલેકઝાંડ્રીયન સમયમાં[26] ઘડી કાઢયા હતા, અને પછી મધ્યયુગમાં આરબોએ એ કામગીરી કરી. પંદરમી સદીના ઉત્તરાર્ધમાં સાચા પ્રાકૃતિક વિજ્ઞાનનો ઉદય થયો અને ત્યાર પછી તે ઉત્તરોત્તર ઝડપથી આગળ વધતું ગયું. પ્રકૃતિના અલગ અલગ અંગોનું પૃથક્કરણ જુદી જુદી કુદરતી પ્રક્રિયાઓ અને વિષયોની ચોક્કસ વર્ગોમાં ગોઠવણી, બહુવિદ્ધ રૂપો ધરાવતા જૈવ પદાર્થોની આંતરિક રચનાનો અભ્યાસ— આ બધી હતી પ્રકૃતિના આપણા છેલ્લા ચારસો વર્ષોના જ્ઞાનની હરણફાળ માટેની

મૂળભૂત શરતો. પરંતુ કાર્યની આ પદ્ધતિએ આપણને એવો વારસો આપ્યો છે કે પ્રકૃતિના વિષયો અને તેની પ્રક્રિયાઓને આપણે અલિપ્ત રાખીને, તેના વિશાળ વ્યાપ સાથેના જોડાણથી અલગ રીતે, નીરખીએ છીએ; તેને આપણે ગતિમાં નહિ પણ વિરામની સ્થિતિમાં, તાત્ત્વિક દૃષ્ટિએ ફેરફારને પાત્ર હોય એમ નહિ પણ કાયમી સ્વરૂપમાં, જીવનની નહિ પરંતુ મૃત્યુની સ્થિતિમાં, જોઈએ છીએ. અને જ્યારે બેકન અને લોકે એ અભિગમને પ્રાકૃતિક વિજ્ઞાનમાંથી તત્ત્વજ્ઞાનમાં ફેરવ્યો ત્યારે તેમાંથી સંકુચિત અને છેલ્લી સદીની વિશિષ્ટ આધિભૌતિકવાદી ચિંતનરીતિ પેદા થઈ.

એવા આધિભૌતિકવાદીની નજરે વસ્તુઓ અને તેનાં માનસિક પ્રતિબિંબો, વિચારો, અલિપ્ત છે, એકબીજાથી જુદા હોય તેમ એક પછી એક તપાસી શકાય છે, સ્થિર, જડ, કાયમ એક જ પ્રકારના રહેવાના હોય એ રીતની તપાસના વિષય બની રહે છે. તે એકદમ કટ્ટર વિરોધોની દૃષ્ટિએ વિચાર કરતો રહે છે. "તેનો વ્યવહાર ફક્ત 'હા, હા' અથવા 'ના, ના'માં છે—કારણ કે જે કંઈ એથી વધારે હોય તે અનિષ્ટમાં પરિણમે છે." તેને માટે વસ્તુ કાં તો અસ્તિત્વ ધરાવે છે અથવા નથી ધરાવતી, વસ્તુ એકીસાથે પોતે તેમ જ બીજું કંઈ બની શકતી નથી. સકારાત્મક અને નકારાત્મક એકબીજાને તદ્દન બકાત રાખે છે, કારણ અને કાર્ય એકબીજાના કટ્ટર વિરોધમાં હોય છે. પહેલી નજરે એ ચિંતનરીતિ બહુ તેજસ્વી ભાસે છે કારણ કે તે કહેવાતી સંગીન વ્યાવહારિક બુદ્ધિ પર આધારિત હોય છે. પરંતુ પોતાની ચાર દીવાલોની ઘરેલુ દુનિયામાં મોભાદાર બની રહેતી સંગીન વ્યાવહારિક બુદ્ધિ જે ઘડીએ સંશોધનની વિશાળ દુનિયામાં જવાનું સાહસ ખેડે કે તરત તેને બહુ અજબ સાહસોનો અનુભવ થાય છે. પરીક્ષણના વિશિષ્ટ લક્ષ્યનાં રૂપલક્ષણો અનુસાર જેનો વિસ્તાર બદલાતો રહે છે એવાં કેટલાંય ક્ષેત્રોમાં આધિભૌતિકવાદી ચિંતનરીતિ સમુચિત અને આવશ્યક પણ હોય છે. પરંતુ વહેલી મોડી એક સીમા આવી જાય છે જેની પાર તે એકાંગી, સંકુચિત, તથા અમૂર્ત બની જાય છે અને અણઉકેલ આંતરવિરોધોમાં અટવાઈ જાય છે. તે અલગ અલગ વસ્તુઓ સંબંધી મનનમાં તેમની વચ્ચેનો સંબંધ વિસરી જાય છે; તેમના અસ્તિત્વ સંબંધી મનનમાં તે એ અસ્તિત્વના આરંભ અને અંતને ભૂલી જાય છે; તેમની વિરામની સ્થિતિના મનનમાં તે તેમની ગતિને વિસરી જાય છે, તેને વૃક્ષો આડેથી વન દેખાતું નથી. રોજિંદી જિંદગીમાં આપણે જાણી અને કહી શકીએ કે, દાખલા તરીકે, અમુક પ્રાણી જીવતું છે કે નહિ. પરંતુ ઊંડી તપાસથી આપણને ભાન થાય છે કે ઘણા દાખલાઓમાં એ પ્રશ્ન બહુ જટિલ હોય છે કાયદાશાસ્ત્રીઓ એ

હકીકતને બહુ સારી રીતે જાણે છે. માતાના ગર્ભમાં રહેલા શિશુને મારી નાખવામાં આવે તો તેને જે સીમાની પાર ખૂન કહેવાય એવી સીમા ગોતી કાઢવામાં તેમણે પોતાનાં ભેજાંનું દહીં કરી નાખ્યું છે. મૃત્યુની ચોક્કસ ઘડી નક્કી કરવાનું એટલું જ અશક્ય છે કારણ કે શરીરક્રિયા વિજ્ઞાનમાં સાબિત થઈ ગયું છે તે મુજબ મૃત્યુ તત્કાળ બની જતી ક્ષણભરની પરિઘટના નથી પરંતુ બહુ લાંબી પ્રક્રિયા છે. એ જ રીતે, દરેક જૈવ પદાર્થ દરેક પળે એનો એ હોય છે અને નથી હોતો, દરેક પળે તે બહારથી પૂરા પાડવામાં આવતા પદાર્થનું અવશોષણ અને બીજા કોઈ પદાર્થનું ઉત્સર્જન કરે છે, દરેક પળે તેના શરીરના અમુક કોષો મરે છે અને બીજા નવેસરથી ઘડાય છે, લાંબા કે ટૂંકા સમયમાં તેના શરીરનો પદાર્થ તદ્દન નવતર બને છે અને પદાર્થના બીજા અણુઓ તેનું સ્થાન લે છે—તેથી દરેક જૈવ પદાર્થ કાયમ એનો એ જ હોય છે અને છતાં પોતાનાથી જુદું કંઈક પણ હોય છે. વળી, ઊંડી તપાસ પછી આપણે જોઈએ છીએ કે વિરોધના બે છેડા—સકારાત્મક અને નકારાત્મક—એકબીજાથી જેટલા વિપરીત હોય છે એટલા જ અવિભાજ્ય હોય છે, અને તેમની એકદમ વિપરીત સ્થિતિ છતાં તેઓ એકબીજામાં પ્રવેશે છે. એ જ રીતથી આપણને ખ્યાલ આવે છે કે અલગ અલગ દાખલાઓમાં જ કારણ અને કાર્યની વિભાવનાઓ ખરી સાબિત થાય છે, પરંતુ જ્યારે આપણે એ દાખલાઓનું પરીક્ષણ સમગ્ર વિશ્વ સાથે તેમના સામાન્ય જોડાણની દૃષ્ટિએ કરીએ ત્યારે તેઓ પરસ્પર અથડાય છે; અને જ્યારે આપણે વિચાર કરીએ કે સર્વવ્યાપી ક્રિયા અને પ્રતિક્રિયામાં કારણો અને કાર્યો નિરંતર એકબીજાનું સ્થાન લેતાં રહે છે, અને તેના પરિણામે એક ઘડીએ અને એક જગ્યાએ જે કાર્ય હોય તે બીજી જગ્યાએ અને બીજી ઘડીએ કારણ હોય છે, તથા એથી ઊલટું બનતું રહે છે, ત્યારે તો તેઓ ગોટાળામાં અટવાઈ જાય છે.

આધિભૌતિકવાદી તર્કના માળખામાં એવી કોઈ પ્રક્રિયાઓ કે ચિંતનરીતિઓ દેખાતી નથી. પરંતુ, એથી ઊલટું, દ્વંદ્વવાદમાં વસ્તુઓ અને તેમનાં પ્રતિબિંબોને, વિચારોને, તેમના તાત્ત્વિક જોડાણ, ઘટનાક્રમ, ગતિ, ઉત્પત્તિ, અને અંતની સ્થિતિમાં સમજવામાં આવે છે. એટલે, ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એ પ્રક્રિયાઓ દ્વંદ્વવાદની કાર્યરીતિને પુષ્ટિ આપે છે. પ્રકૃતિ ખુદ દ્વંદ્વવાદની સચ્ચાઈની સાબિતી છે, અને આધુનિક વિજ્ઞાન માટે એટલું કહેવું જોઈએ કે તેણે એ સાબિતી નિરંતર વધુ ને વધુ સદ્ધર સામગ્રી વડે રજૂ કરી છે, વળી આખરમાં પ્રકૃતિ દ્વંદ્વાત્મક રીતે જ વર્તે છે—આધિભૌતિકવાદી રીતે નહિ.

પરંતુ એવા પ્રકૃતિવિદો જૂજ છે જે દ્વંદ્વવાદી રીતે વિચારતા થયા છે, અને પૂર્વયોજીત ચિંતનની પદ્ધતિ અને આ શોધનાં પરિણામો વચ્ચેનો સંઘર્ષ બતાવી આપે છે કે સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રે અનંત ગૂંચવાડો પ્રવર્તે છે, શિષ્યો અને શિક્ષકોમાં તેમ જ લેખકો અને વાચકોમાં, એ ગૂંચવાડો પ્રવર્તે છે.

વિશ્વ, તેની ઉત્ક્રાંતિ, માનવજાતના વિકાસ અને માનવચિત્ત ઉપર એ ઉત્ક્રાંતિની પ્રતિક્રિયાની સાચી સમજણ દ્વંદ્વવાદની પદ્ધતિથી જ મેળવી શકાય છે, એ પદ્ધતિ જીવન અને મૃત્યુની અસંખ્ય ક્રિયા-પ્રતિક્રિયાઓને સતત ધ્યાનમાં રાખે છે, તેના પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી પરિવર્તનોને નજરમાં રાખે છે. અને એવા જુસ્સાથી નૂતન જર્મન તત્ત્વજ્ઞાને કામ કર્યું છે. ચક્કર ચક્કર ફરતા નિહારવત્ રાશિમાંથી ઐતિહાસિક પ્રક્રિયાના પરિણામે સૂર્ય અને ગ્રહમંડળ, જે રીતે સર્જાયા, તેમાં પ્રાથમિક શોધની પ્રેરણા મળ્યા પછી, કાંટે ન્યૂટનની સ્થિર સૂર્યમંડળની પદ્ધતિ તથા તેના શાશ્વત મુદતના પ્રશ્નનો ઉકેલ લાવીને, પોતાની કારકિર્દીનો પ્રારંભ કર્યો. આમાંથી તેણે સાથે સાથે એવું તારતમ્ય કાઢ્યું કે સૂર્યમંડળની એ પ્રકારની ઉત્પત્તિ જોતાં તેનું ભાવિ મૃત્યુ જરૂરતને હિસાબે થશે. તેના વિચારને અર્ધી સદી બાદ ગણિતની દૃષ્ટિએ લાપ્લાસે સ્થાપિત કર્યો, અને ત્યારબાદ અર્ધી સદી પછી વર્ણપટદર્શકથી (સ્પેક્ટ્રોસ્કોપ) એવું પુરવાર થયું કે અવકાશમાં ગરમીથી ઝળહળતાં વાયુના જથ્થા ઠરી જવાના જુદા જુદા તબક્કાઓમાં છે.[27]

એ નવું જર્મન તત્ત્વજ્ઞાન હેગેલની પદ્ધતિમાં પરિણમ્યું. એ પદ્ધતિમાં—અને તેનો મોટો ગુણ એ બાબતમાં જ સમાયેલો છે—પહેલી જ વાર સમગ્ર પ્રાકૃતિક, ઐતિહાસિક, બૌદ્ધિક વિશ્વને એક પ્રક્રિયા તરીકે, એટલે કે સતત ગતિ, પરિવર્તન, રૂપાંતર, અને વિકાસની સ્થિતિમાં, રજૂ કરવામાં આવ્યું; અને એ બધી ગતિ અને વિકાસને સાતત્યમય સમગ્રતા બનાવતા આંતરિક જોડાણનું પગેરું કાઢવાનો પ્રયાસ કરવામાં આવ્યો. એ દૃષ્ટિએ જોતાં માનવજાતનો ઇતિહાસ પરિપક્વ દાર્શનિક બુદ્ધિની અદાલતમાં એકસરખાં ધિક્કારપાત્ર, અને બને એટલાં જલદી ભૂલી જવાને લાયક, હિંસાનાં નિરર્થક કૃત્યોના બેકાબૂ વમળ જેવો ન રહ્યો, પરંતુ ખુદ માનવીની ઉત્ક્રાંતિની પ્રક્રિયા તરીકે સામે આવ્યો. બુદ્ધિનું કામ હવે એ રહ્યું કે તેના વાંકાચૂકા માર્ગોમાંથી એ પ્રક્રિયાની કૂચને અનુસરવી અને બહારથી જે આકસ્મિક ઘટનાઓ દેખાય છે તેમાં કામગીરી કરતા નિયમને શોધી કાઢવો.

હેગેલના તત્ત્વજ્ઞાને આ પ્રશ્ન ઉકેલ્યો નથી એ વાત અહીં ગૌણ છે. તેનો

યુગપ્રવર્તક ફાળો તો એ હતો કે તેણે એ પ્રશ્નનું નિરૂપણ કર્યું. એ પ્રશ્ન એવો છે કે જેને કોઈ એક વ્યક્તિ કદી ઉકેલી નહિ શકે. સેંટ-સાઈમનની જેમ હેગેલ પણ પોતાના યુગનો વધારેમાં વધારે જ્ઞાન ધરાવતો ઇન્સાન હતો, પરંતુ તેની પ્રતિભાઓને પણ મર્યાદાઓ તો હતી જ, પ્રથમ તો તેના પોતાના જ્ઞાનના આવશ્યક રૂપે સીમિત વિસ્તારની હતી અને બીજી તેના યુગના જ્ઞાન તથા વિભાવનાઓના સીમિત પ્રમાણ તથા ઊંડાણની. આ મર્યાદાઓમાં ત્રીજી પણ ઉમેરવી જોઈએ. હેગેલ આદર્શવાદી હતો. તેની દૃષ્ટિએ તેના મનના વિચારો સાચી ચીજો અને પ્રક્રિયાઓનાં અમૂર્ત ચિત્રો ન હતા, પરંતુ ઊલટું, ચીજો અને તેની ઉત્ક્રાંતિ "વિચાર"માંથી ઉદ્‌ભવેલાં ચિત્રો હતાં — જે વિશ્વના અસ્તિત્વ પહેલાં સનાતન રીતે કોઈક સ્થળે અસ્તિત્વમાં હતાં. વિચારની એવી રીતથી દરેક વસ્તુ ઊંધીચત્તી દેખાતી હતી અને વસ્તુઓના સાચા સંબંધને તદ્દન ઊલટી રીતે રજૂ કરવામાં આવતો હતો. હેગેલે હકીકતોનાં ઘણાં અલગ અલગ જૂથોની સમજણ સાચી રીતે અને ચતુરતાથી હાંસલ કરી લીધી હતી, તેમ છતાં ઉપરોક્ત કારણોસર તેની કૃતિઓમાં ગોટાળિયું, અસ્વાભાવિક, બનાવટી, ટૂંકામાં કહીએ તો વિગતોની દૃષ્ટિએ ગલત ગણાય એવું, ઘણુંબધું છે. હેગેલની પદ્ધતિ નિજી રૂપે તો ભયંકર નિષ્ફળતા હતી — પરંતુ એવા પ્રકારની છેલ્લી નિષ્ફળતા હતી. તેમાં આંતરિક અને અસાધ્ય આંતરવિરોધોનો દોષ હતો. એક બાજુથી, તેનો મૂળભૂત ખ્યાલ એવો હતો કે માનવ ઇતિહાસ ઉત્ક્રાંતિની પ્રક્રિયા છે જે, ખુદ તેનાં રૂપલક્ષણોને કારણે, કોઈ કહેવાતા નિરપેક્ષ સત્યની શોધમાં પોતાની બૌદ્ધિક ચરમ સીમાએ ન પહોંચી શકે. પરંતુ બીજી બાજુથી, તે એ નિરપેક્ષ સત્યનું જ મૂળ હોવાનો દાવો કરતી હતી. પ્રાકૃતિક અને ઐતિહાસિક જ્ઞાનની એવી પદ્ધતિ કે જે દરેક વસ્તુને આવરી લેતી હોય અને સદાને માટે આવરી લેતી હોય, તે દ્વંદ્વવાદી તર્કના મૂળભૂત નિયમથી વિપરીત છે. એ નિયમ ખરેખર તો એવા વિચારનો સમાવેશ કરે છે, બકાત નથી રાખતો, કે બાહ્ય વિશ્વનું પદ્ધતિસર જ્ઞાન યુગે યુગે વિરાટ કદમ ભરી શકે છે.

જર્મન આદર્શવાદમાંના મૂળભૂત આંતરવિરોધની પરખ આવશ્યક રૂપે ફરી પાછી ભૌતિકવાદમાં લઈ ગઈ, પરંતુ ધ્યાનમાં રાખવું ઘટે કે અઢારમી સદીના કેવળ આધિભૌતિકવાદી અને માત્ર યાંત્રિક ભૌતિકવાદમાં નહિ. અર્વાચીન ભૌતિકવાદ અગાઉના ઇતિહાસને તદ્દન રદબાતલ કરી દેતો બાલિશ ક્રાંતિકારી ખ્યાલ નથી પરંતુ તેમાં તે માનવજાતની ઉત્ક્રાંતિની પ્રક્રિયા જુએ છે — કારણ કે તેનું કર્તવ્ય તેમાંથી ગતિના નિયમો શોધી કાઢવાનું છે. સમગ્ર પ્રકૃતિના સંબંધમાં

અઢારમી સદીના ફ્રેંચ વિચારકો અને હેગેલની વિભાવના એવી હતી કે તે, ન્યૂટનના ખ્યાલ અનુસાર, સંકુચિત વર્તુળોમાં ગતિમાન છે, અવિકારી છે, તથા શાશ્વત અવકાશી પદાર્થો ધરાવે છે અને, લિન્નીયસના સિદ્ધાંત અનુસાર, અપરિવર્તી જૈવ જાતિઓ ધરાવે છે. પરંતુ અર્વાચીન ભૌતિકવાદમાં આવરી લેવામાં આવતી પ્રાકૃતિક વિજ્ઞાનની વધારે તાજી શોધો અનુસાર પ્રકૃતિ પણ કાળક્રમમાં પોતાનો ઈતિહાસ ધરાવે છે, અને અવકાશી પદાર્થોમાં સાનુકૂળ સંજોગોમાં વસતી જૈવ જાતિઓની જેમ જ એ પદાર્થો પણ અસ્તિત્વમાં આવતા અને લય પામતા રહે છે. અને સમગ્ર પ્રકૃતિને હજુ પણ પુનરાવર્તી વર્તુળોમાં ગતિમાન ગણવામાં આવે તો એ વર્તુળો અનંત વિશાળતર પરિમાણો ધારણ કરી લે છે. બન્ને દાખલાઓમાં અર્વાચીન ભૌતિકવાદ મૂળભૂત રીતે દ્વંદ્વાત્મક છે અને તેને હવે અન્ય વિજ્ઞાનોથી પર કોઈ તત્ત્વજ્ઞાનના સમર્થનની જરૂર નથી. દરેક વિશિષ્ટ વિજ્ઞાન માટે વસ્તુઓની અને વસ્તુઓ વિશે આપણા જ્ઞાનની વિશાળ સમગ્રતાની અંદર પોતાનું સ્થાન સ્પષ્ટ કરવાનું આવશ્યક બની જાય ત્યારે એ સમગ્રતાનું પરીક્ષણ કરતું વિશિષ્ટ વિજ્ઞાન ફાલતુ બની જાય છે. અગાઉના સમગ્ર તત્ત્વજ્ઞાનમાંથી જે હજુ સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં છે તે ચિંતન અને તેના નિયમોનું વિજ્ઞાન છે, આકારગત તર્કશાસ્ત્ર અને દ્વંદ્વવાદ છે. બીજું બધું પ્રકૃતિ અને ઈતિહાસના નિશ્ચિત વિજ્ઞાનમાં સમાઈ જાય છે.

પ્રકૃતિની વિભાવનામાં ક્રાંતિ તો સંશોધનમાંથી મળતી સહવર્તી નિશ્ચયાત્મક સામગ્રીના પ્રમાણમાં જ આણી શકાય, પરંતુ ઈતિહાસના ક્ષેત્રમાં કેટલીક ઐતિહાસિક હકીકતો ઘણી વધારે વહેલી બની ગયેલી અને તેના પરિણામે ઈતિહાસની વિભાવનામાં નિર્ણાયક પરિવર્તન આવી ગયેલું. ૧૮૩૧માં, પ્રથમ કામદાર વર્ગીય વિદ્રોહ લ્યોનમાં થયો, ૧૮૩૮ અને ૧૮૪૨ દરમિયાન પ્રથમ રાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલન — અંગ્રેજ ચાર્ટીસ્ટોનું — જોરદાર બની ગયું. યુરોપના ખૂબ ઉન્નત દેશોના ઈતિહાસમાં સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેનો વર્ગસંઘર્ષ, એક બાજુથી આધુનિક ઉદ્યોગના વિકાસના પ્રમાણમાં અને બીજી બાજુથી મૂડીદાર વર્ગે નવી હાંસલ કરેલી રાજકીય સર્વોપરીતાના પ્રમાણમાં, મોખરે આવી ગયો. મૂડી અને શ્રમનાં હિતો એકરૂપ હોવા સંબંધી અને નિરંકુશ હરીફાઈનું પરિણામ સાર્વજનીન સુમેળ તથા સાર્વજનીન સમૃદ્ધિમાં આવવા સંબંધી મૂડીવાદી અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને હકીકતો વધુ ને વધુ જોરદાર રદિયો આપવા લાગી. એ બધી બાબતોને તેમ જ તેમની સૈદ્ધાંતિક — ભલે બહુ જ અપૂર્ણ — અભિવ્યક્તિ બની રહેલા અંગ્રેજ અને ફ્રેંચ સમાજવાદને

હવે અવગણી શકાય એમ નહોતું. પરંતુ હજી પરાજિત ન થયેલી ઈતિહાસની જૂની આદર્શવાદી વિભાવનામાં આર્થિક હિતો ઉપર આધારિત વર્ગસંઘર્ષોની, આર્થિક હિતોની, જાણકારીનો અણસારોયે નહોતો; તેમાં ઉત્પાદન તથા તમામ આર્થિક સંબંધોને ફક્ત આકસ્મિક, "સભ્યતાના ઈતિહાસમાં" ગૌણ તત્ત્વો તરીકે, બતાવવામાં આવતા હતા. નવી હકીકતોને કારણે સમગ્ર વીતેલા ઈતિહાસનું નવું પરીક્ષણ આવશ્યક બની ગયું. તેના પરિણામે જાણવા મળ્યું કે **સમગ્ર** વીતેલો ઈતિહાસ વર્ગસંઘર્ષોનો ઈતિહાસ[28] છે, સમાજના એ લડતા વર્ગો હંમેશાં ઉત્પાદન અને વિનિમયની રીતોની—ટૂંકામાં તેમના સમયના **આર્થિક** સંબંધોની—પેદાશો હોય છે; સમાજની આર્થિક રચના હંમેશાં આર્થિક આધાર પૂરો પાડે છે, અને તેમાંથી શરૂ કરીને જ આપણે અમુક ઐતિહાસિક ગાળાના કાનૂન સંબંધી તથા રાજકીય સંસ્થાઓના તેમ જ ધાર્મિક, દાર્શનિક, તથા બીજા વિચારોના આખા ઉપલા માળખાનો ખુલાસો તારવી શકીએ. હવે એ આદર્શવાદને તેના આખરી આશરામાંથી, ઈતિહાસની વિભાવનામાંથી, હાંકી કાઢવામાં આવ્યો, હવે ઈતિહાસનું ભૌતિકવાદી પરીક્ષણ નિરૂપિત કરવામાં આવ્યું, અને અગાઉ માનવીની "હસ્તીનો" ખુલાસો તેની "ચેતનાના" આધારે કરવામાં આવતો હતો તેને બદલે તેની "ચેતનાનો" ખુલાસો તેની "હસ્તીના" આધારે કરવાની ભૌતિકવાદી રીત શોધી કાઢવામાં આવી.

પરંતુ જેવી રીતે ફ્રેંચ ભૌતિકવાદીઓની પ્રકૃતિ અંગેની વિભાવના દ્વંદ્વવાદ અને અર્વાચીન પ્રાકૃતિક વિજ્ઞાન જોડે અસંગત હતી એવી જ રીતે અગાઉના દિવસોનો સમાજવાદ એવી ભૌતિકવાદી વિભાવના જોડે અસંગત હતો. અગાઉના દિવસોનો સમાજવાદ ઉત્પાદનની હયાત મૂડીવાદી રીતની અને તેનાં પરિણામોની ટીકા બેશક કરતો હતો, પણ તેમનો ખુલાસો, નહોતો કરી શકતો, અને એટલે તેમની ઉપર કાબૂ નહોતો જમાવી શકતો. તે તેમને કેવળ અનિષ્ટ ગણાવીને ખાલી નકારી જ શકતો હતો. પરંતુ તેને માટે તો જરૂરી હતું કે (૧) મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિને તેના ઐતિહાસિક સંદર્ભમાં રજૂ કરવામાં આવે અને બતાવવામાં આવે કે ખાસ ઐતિહાસિક ગાળા દરમિયાન તે અનિવાર્ય હતી અને એટલે તેનું પતન પણ અનિવાર્ય છે; અને (૨) તેનું તાત્ત્વિક સ્વરૂપ ઉઘાડું પાડવામાં આવે—એ સ્વરૂપ હજુ છૂપું હતું, કારણ કે તેના ટીકાકારોએ હંમેશાં તેની નિજી પ્રક્રિયાને બદલે તેનાં અનિષ્ટ પરિણામો ઉપર જ પ્રહારો કર્યા હતા. એ કાર્ય **"વધારાના મૂલ્યની"** શોધથી થઈ ગયું. તેમાં બતાવવામાં આવ્યું કે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનો અને તેમાં થતા કામદારના શોષણનો પાયો બિનચૂકતે શ્રમની

હડપગીરીમાં છે, મૂડીદાર કામદારની શ્રમશક્તિને બજારમાં વેચાઉ વસ્તુ તરીકે પૂરા મૂલ્યે ખરીદે તોપણ પોતે ચૂકવ્યું હોય એથી વધુ મૂલ્ય તેમાંથી શોષી લે છે, અને મિલકતદાર વર્ગોના હાથમાં મૂડીના નિરંતર વધતા જતા રાશિઓ આખરી પૃથક્કરણમાં તો એ વધારાના મૂલ્યના આધારે જ એકઠા થાય છે. મૂડીવાદી ઉત્પાદનની તેમ જ મૂડીના ઉત્પાદનની ઉત્પત્તિનો ખુલાસો થઈ ગયો.

એ બે મહાન શોધો — ઈતિહાસની ભૌતિકવાદી વિભાવના અને વધારાના મૂલ્ય મારફત મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના રહસ્ય ઉપર પ્રકાશ — બદલ આપણે **માર્ક્સ**ના ઋણી છીએ. એ શોધોને પરિણામે સમાજવાદ વિજ્ઞાન બની ગયો. પછીનું કામ તેની બધી વિગતો ઘડી કાઢવાનું હતું.

સૈદ્ધાંતિક સમાજવાદ અને લુપ્ત તત્ત્વજ્ઞાનનાં ક્ષેત્રોમાં પરિસ્થિતિ લગભગ એવી હતી ત્યારે હેર ઓઇગેન ડ્યૂરિંગે સારી પેઠે શોર મચાવતાં મંચ ઉપર ધસીને જાહેર કર્યું કે પોતે તત્ત્વજ્ઞાન, રાજકીય અર્થશાસ્ત્ર, તથા સમાજવાદમાં એકદમ ક્રાંતિ કરી નાખી છે.

હવે આપણે જોઈએ કે હેર ડ્યૂરિંગ આપણને કેવાં વચનો આપે છે અને પોતાનાં વચનો કેવી રીતે પાળે છે.

## ૨. હેર ડ્યૂરિંગનાં વચનો

અહીં આપણે હેર ડ્યૂરિંગની જે કૃતિઓની છણાવટ મુખ્યત્વે કરવાની છે તે આ મુજબ છે: 'વિશુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ તરીકે તત્ત્વજ્ઞાનનો અભ્યાસક્રમ અને જીવનની ઉત્પત્તિ', નાણાકીય નીતિની મૂળભૂત સમસ્યાઓ સમેત 'રાજકીય અને સામાજિક અર્થશાસ્ત્રનો અભ્યાસક્રમ', અને 'રાજકીય અર્થશાસ્ત્ર તથા સમાજવાદનો ટીકાત્મક ઈતિહાસ'.[29] અહીં આપણું લક્ષ ખાસ કરીને પ્રથમ કૃતિ તરફ દોરાય છે.

પ્રથમ પાના ઉપર જ હેર ડ્યૂરિંગ પોતાનો પરિચય આ રીતે આપે છે:

> "એવો માનવ જે આ શક્તિ (તત્ત્વજ્ઞાન)નું પોતાના યુગમાં અને તત્કાળ કલ્પી શકાય એવા વિકાસ માટે **પ્રતિનિધિત્વ** કરવાનો **દાવો** કરે છે."*

આ રીતે તે આજનો તથા "કલ્પી શકાય એવા" ભાવિનો એકમાત્ર સાચો તત્ત્વજ્ઞાની પોતે જ હોવાની જાહેરાત કરે છે. તેનાથી જે કોઈ જુદા પડે તે સત્યથી વેગળા છે. હેર ડ્યૂરિંગની પહેલાં પણ ઘણા લોકોએ પોતાના વિષે એવું જ **વિચારેલું** પરંતુ—રીખાર્ડ વાગનેર સિવાય—તે ઘણું કરીને પહેલો આદમી છે કે જેણે એ વાત સ્વસ્થતાથી જાહેર કરી દીધી. અને તેણે જે સત્યનો ઉલ્લેખ કર્યો છે એ—

"અંતિમ અને પરમ સત્ય" છે.

હેર ડ્યૂરિંગનું તત્ત્વજ્ઞાન નીચે પ્રમાણે છે:

---

* ડ્યૂરિંગની કૃતિઓનાં બધાં અવતરણોમાં ભાર એંગેલ્સે મૂક્યો છે.

"**પ્રાકૃતિક** પદ્ધતિ અથવા **વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન...** તેમાં વાસ્તવિકતા એ રીતે કલ્પવામાં આવી છે કે જગત અંગે આત્મલક્ષી મર્યાદા ધરાવતી અને તરંગી વિભાવનાની **કોઈ પણ વૃત્તિને** તેમાંથી **બકાત રાખવામાં આવે.**"

તેથી એ તત્ત્વજ્ઞાન એવા રૂપનું છે કે તે હેર ડ્યૂરિંગને, તેનાથી ભાગ્યે જ ઇનકાર થઈ શકે એવી વ્યક્તિગત આત્મલક્ષી મર્યાદાઓથી ઊંચી કક્ષાએ લઈ જાય છે. અને જો તેને અંતિમ અને પરમ સત્યો રજૂ કરવાની સ્થિતિમાં પહોંચવું હોય તો વાસ્તવમાં એ જરૂરી છે, પરંતુ હજુ સુધી આપણે જોઈ શક્યા નથી કે એ ચમત્કાર કઈ રીતે થાય.

આ "માનસ માટે નિજી રીતે મૂલ્ય ધરાવતી જ્ઞાનની પ્રાકૃતિક પદ્ધતિએ", "ચિંતનના ઊંડાણથી લેશમાત્ર ચલિત થયા વિના, હસ્તીનાં મૂળ રૂપો **મજબૂત રીતે સ્થાપિત કર્યાં**" છે. તેની "ખરેખર આલોચનાત્મક દૃષ્ટિએથી" તે "એવા તત્ત્વજ્ઞાનનાં તત્ત્વો પૂરાં પાડે છે કે જે વાસ્તવિક છે અને એટલે પ્રકૃતિ તથા જીવનની વાસ્તવિકતાની દિશામાં અંકિત છે, જે કોઈ ખાલી દેખીતી ક્ષિતિજની યથાર્થતા માની શકે નહિ **પરંતુ પોતાની પ્રબળ ક્રાંતિકારક ગતિમાં બાહ્ય અને આંતરિક પ્રકૃતિની તમામ પૃથ્વીઓ અને ગગનોને ખુલ્લાં કરી દે છે.**" એ "ચિંતનની નવી રીત" છે અને તેનાં પરિણામો છેક તળિયેથી લઈને ટોચ સુધી "મૌલિક તારતમ્યો અને અભિપ્રાયો... પદ્ધતિસર્જક વિચારો... સ્થાપિત સત્યો" છે. તેમાં આપણી સમક્ષ એવી "કૃતિ છે જેને એકાગ્ર પહેલકદમીમાંથી સામર્થ્ય મેળવવાનું છે"—તેનો જે અર્થ નીકળે તે; "એક એવી તપાસ છે **જે મૂળ સુધી પહોંચે છે... ઊંડાં મૂળ ધરાવતું વિજ્ઞાન છે...** વસ્તુઓ અને મનુષ્યો વિષેની **વિશુદ્ધ વૈજ્ઞાનિક** વિભાવના છે... **ચિંતનની સર્વાંગી વેધક** કૃતિ છે... ચિંતન દ્વારા નિયંત્રિત થઈ શકે એવા આધારો અને નિષ્કર્ષોના **સર્જનાત્મક** વિકાસ છે... **એકદમ મૂળભૂત** કૃતિ છે."

આર્થિક અને રાજકીય ક્ષેત્રે તે

"ઐતિહાસિક અને પદ્ધતિસર સર્વાંગી કૃતિઓ", જેમાંથી ઐતિહાસિક કૃતિઓ લટકામાં "**મારા ભવ્ય શૈલીના** ઐતિહાસિક ચિત્રણ બદલ

નોંધપાત્ર" છે અને અર્થકારણ સંબંધી કૃતિઓએ સર્જનાત્મક વળાંકો આણ્યા છે, એવી કૃતિઓ આપણને આપે છે

એટલું જ નહિ પરંતુ ભાવિ સમાજ વિષે પૂર્ણ રૂપે ઘડી કાઢેલી તેની પોતાની સમાજવાદી યોજના પણ આપે છે, એવી યોજના કે—જે

"**વસ્તુઓનાં આખરી મૂળ સુધી પહોંચતા સ્પષ્ટ** સિદ્ધાંતનું અમલી ફળ" છે,

અને ડ્યૂરિંગના તત્ત્વજ્ઞાનની માફક દોષરહિત છે તથા ઉદ્ધારનો એકમાત્ર માર્ગ રજૂ કરે છે. કારણ કે—

"**મેં મારી** કૃતિ 'રાજકીય અને સામાજિક અર્થશાસ્ત્રના અભ્યાસક્રમ'માં જે સમાજવાદી માળખાની રૂપરેખા દોરી છે **તેમાં જ**, દેખાતી અને અલ્પજીવી અથવા હિંસા ઉપર પણ આધારિત માલિકીનું સ્થાન સાચી માલિકી લઈ શકે". અને ભવિષ્યમાં એ જ આદેશોનું પાલન કરવું પડશે.

હેર ડ્યૂરિંગ તરફથી હેર ડ્યૂરિંગનાં જ એવાં ગુણગાનનાં પુષ્પોના ગુચ્છને સહેલાઈથી દસ ગણો મોટો કરી શકાય એમ છે. વાચકના મનમાં કદાચ થોડીક શંકા પેદા થઈ ગઈ હશે કે પોતાને ખરેખર તત્ત્વજ્ઞાની સાથે કામ પડ્યું છે કે પછી કોઈ...ની સાથે. પણ આપણે વાચકને વિનંતિ કરવી જ જોઈએ કે તે ઉપરોક્ત "ઊંડાં મૂળ ધરાવતી" દૃષ્ટિનું પરીક્ષણ નજદીકથી કરી લીધા પછી જ ચુકાદો આપે. અમે વીણેલાં અવતરણો ઉપર માત્ર એટલું બતાવવાના ઈરાદે આપ્યાં છે કે આપણી સમક્ષ કોઈ સાધારણ તત્ત્વજ્ઞાની અને સમાજવાદી જે પોતાના વિચારો ખાલી રજૂ કરી દેનારો અને તેનું મૂલ્યાંકન ભાવિ ઉપર છોડી દેનારો તત્ત્વજ્ઞાની તથા સમાજવાદી નથી પણ એવો અસાધારણ જીવ છે કે જે પોપ કરતાં જરાય ઓછો દોષરહિત ન હોવાનો દાવો કરે છે, અને જેનો સિદ્ધાંત જ ઉદ્ધારનો એકમાત્ર માર્ગ છે તથા ધૃણાસ્પદ પાખંડમાં ન સરી પડવા માગતા કોઈ પણ માણસે તેને સ્વીકારવો જ પડે. આપણે અહીંયાં જે કૃતિનો સામનો કરવાનો છે તે સમગ્ર સમાજવાદી સાહિત્યમાં, તાજેતરમાં જર્મન સાહિત્યમાં પણ, ઢગલાબંધ જોવા મળતી કૃતિઓમાંની એક નથી. એ કૃતિઓમાં જુદી જુદી શક્તિના લોકોએ પોતાનાં મનમાં ઘોળાતી સમસ્યાઓને—જેને

ઉકેલવાની સામગ્રી પોતાની પાસે ન હોય એવી સમસ્યાઓને — સ્પષ્ટ કરવાની કોશિશ દુનિયાની એકદમ સીધી રીતે કરી છે. એ કૃતિઓમાં કોઈ પણ સાહિત્યિક કે વૈજ્ઞાનિક કચાશ હોય તે છતાં પણ તેમાંની સમાજવાદી શુભ કામના હંમેશાં કદરને પાત્ર છે જ. તેનાથી ઊલટું, હેર ડ્યૂરિંગ એવા સિદ્ધાંતો રજૂ કરે છે અને તેમને અંતિમ તથા પરમ સત્યો તરીકે જાહેર કરી દે છે, એટલે તેની સાથે ટકરાતા અન્ય કોઈ વિચારો આરંભથી જ ખોટા ગણાઈ જાય છે; તેની પાસે કેવળ અનન્ય સત્ય જ નહિ પરંતુ પરીક્ષણની એકમાત્ર વિશુદ્ધ વૈજ્ઞાનિક પદ્ધતિ પણ છે, — અને તેની સરખામણીમાં અન્ય તમામ પદ્ધતિઓ અવૈજ્ઞાનિક ઠરે છે. કાં તો તેની વાત સાચી છે — એમ હોય તો આપણી સામે તમામ યુગોની મહાનતમ પ્રતિભા, દોષરહિત હોવાને કારણે પ્રથમ અતિમાનવ, ઉપસ્થિત છે, અથવા તેની વાત ખોટી છે, અને એમ હોય તો આપણું મૂલ્યાંકન ગમે તેવું હોવા છતાં, તેના કંઈક સંભવતયા નેક ઇરાદાઓ બદલ તેની તરફ માયાળુ વર્તન હેર ડ્યૂરિંગનું એકદમ ભયંકર અપમાન બની રહેશે.

કોઈ માણસ પાસે અંતિમ અને પરમ સત્ય હોય તેમ જ એકમાત્ર વિશુદ્ધ વૈજ્ઞાનિક પદ્ધતિ હોય ત્યારે સ્વાભાવિક છે કે તેને બાકીની અવૈજ્ઞાનિક અને ભૂલો કરતી માનવતા તરફ અમુક ઘૃણાની લાગણી હોય. તેથી આપણને એ વાતનું આશ્ચર્ય ન હોવું જોઈએ કે હેર ડ્યૂરિંગ પોતાના પુરોગામીઓના ઉલ્લેખ અત્યંત તુચ્છકારથી કરે છે, અને તેના પોતાના શબ્દોમાં એવા અપવાદ જેવા કેવળ થોડાક જ મહાન માનવીઓ છે કે જેને "ઊંડાં મૂળ ધરાવતી" પ્રતિભાની અદાલતમાં દયાનું દાન મળે છે.

પ્રથમ તો આપણે એ જોઈએ કે તેને તત્ત્વજ્ઞાનીઓ વિશે શું કહેવાનું છે:

> "**લેઈબનિત્સ** કોઈ જાતની ઉમદા લાગણીઓ વગરનો... તમામ દરબારી ફિલસૂફોમાં સર્વોત્તમ."

**કાંટને** જાણે જેમતેમ કરીને સાંખી લેવામાં આવે છે, પણ તેની પછી બધું ગોટાળામાં અટવાઈ જાય છે:

> અને પછી તરત આવે છે વામણા વારસદારોના, અર્થાત્ "**ફીખ્તે** અને **શેલિંગના**, નિરંકુશ લવારા અને તેવી જ બાલિશ અને શબ્દાડંબરી મૂર્ખાઈઓ... અજ્ઞાની પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનનાં વિકૃત ચિતરામણો... કાંટ

પછીની વિકૃતિઓ..." અને "ઉન્માદી તરંગવિહાર" અને તેની ઉપર "હેગેલ"નું મોરપીંછ. આ છેલ્લા નામધારીએ "હેગેલની શબ્દજાળ" વાપરી અને પોતાની "વધુમાં રૂપમાંયે અવૈજ્ઞાનિક રીતભાત" તથા "અણઘડતાઓ" મારફત "હેગેલી રોગચાળો" ફેલાવ્યો.

તેણે પ્રાકૃતિક વિજ્ઞાનીઓને પણ છોડયા નથી, પરંતુ નામથી તો ફક્ત ડાર્વિનને ટાંકવામાં આવ્યો છે તેથી અમારે તેના પૂરતા જ સીમિત રહેવું પડશે:

"ડાર્વિનની અર્ધ-કવિતા અને કાયાપલટ સંબંધી ચતુરાઈ, સમજણની કઢંગી ચેતનમય સંકુચિતતા અને વિભેદીકરણની બુદ્ધી શક્તિ... અમારી દૃષ્ટિએ ડાર્વિનવાદની બાબતમાં જે વિશિષ્ટ છે—તેમાંથી લામાર્કપંથી નિરૂપણોને બેશક બકાત રાખવાં જોઈએ—તે **માનવતાની વિરુદ્ધ અંકિત પાશવતાનો નમૂનો છે.**"

પરંતુ સમાજવાદીઓની દશા તો બદતરીન છે. ગમે તેમ પણ એક લુઈ બ્લાં—જેનું મહત્ત્વ સૌથી ઓછું હતું—સિવાય તમામે તમામ પાપીઓ છે અને હેર ડ્યૂરિંગ પૂર્વે (અથવા પછી) તેમને મળેલી ખ્યાતિને લાયક નથી. વળી ફક્ત સત્ય અને વૈજ્ઞાનિક પદ્ધતિની બાબતમાં જ નહિ—ના, ચારિત્ર્યની બાબતમાં પણ. તેમાં બાબ્યેફ અને ૧૮૭૧ના અમુક કોમ્યુનવીરો સિવાય બીજા કોઈ પણ "આદમી" નથી. ત્રણ તરંગવાદીઓને તો "સામાજિક કીમિયાગરો" ગણાવી દેવામાં આવ્યા છે. તેમાંથી સેંટ-સાઈમન તરફ થોડીક કૂણી લાગણી બતાવવામાં છે—તેની ઉપર ખાલી "મનના ઉછાળા"નો આરોપ મૂકવામાં આવ્યો છે અને અનુકંપા ભરેલું સૂચન કરવામાં આવ્યું છે કે તેને ધાર્મિક ઉન્માદનો રોગ હતો. પરંતુ ફુરિયેની બાબતમાં તો હેર ડ્યૂરિંગ ધીરજ સાવ ખોઈ બેસે છે. કારણ કે ફુરિયેમાં

"ગાંડપણનાં તમામ લક્ષણો નજરે પડે છે... સામાન્ય રીતે માત્ર પાગલખાનામાં જ સાંભળવાની ધારણા રાખી શકાય એવા વિચારો... અજબગજબનાં સ્વપ્નો... ઘેલછાનું પરિણામ... નામ લેતાં સૂગ ચડે એવો મૂરખનો જામ ફુરિયે", "બાલિશ દિમાગ", "બુદ્ધુ", સમાજવાદી પણ નથી; તેની ફ્લાન્સ્તેરેસ નામની સમાજવાદી વસાહત[30] તર્કસંગત

સમાજવાદનો નમૂનો બિલકુલ નથી, પણ રોજિંદા વેપારની રીતના આધારે કરેલું ચિતરામણ છે."

અને છેલ્લે:

"જે કોઈને એવો ઊભરો (ફુરિયેનો, ન્યૂટનના સંબંધમાં)... પૂરતી ખાતરી ન કરાવી દે કે ફુરિયેના નામમાં અને આખા ફુરિયેવાદમાં ક્યાંય કશું સત્ય હોય તો ખાલી પહેલા અક્ષરમાંનું જ (ફુ—ઘેલો) છે, તેને **ખુદને બુદ્ધુઓની કોઈ કતારમાં સામેલ કરી દેવો જોઈએ."**

આખરમાં, રોબર્ટ ઓવેન

"નબળા અને તુચ્છ વિચારો... દલીલો, આચારવિચારના સંબંધમાં સાવ અણઘડ... થોડીક ચવાયેલી વાતો, જે ભ્રષ્ટતામાં અટવાઈને વિકૃતિઓ બની ગઈ છે... વસ્તુઓને નીરખવાની અક્કલ વગરની અને અણઘડ રીત... ઓવેનના વિચારોમાં વધુ ગંભીર ટીકાને લાયક ભાગ્યે જ કંઈ છે... તેનું મિથ્યાભિમાન"—વગેરે

હેર ડ્યૂરિંગે ભારે ચતુરાઈથી તરંગવાદીઓનાં નામો ઉપરથી તેમની લાક્ષણિકતાઓનું નિરૂપણ કર્યું છે: સેંટ-સાઈમન—સેંટ (પવિત્ર); ફુરિયે—ફુ (ઘેલો); આંફાંતેન—આંફાં (બાલિશ); તેણે આટલું જ ઉમેરવાની જરૂર છે: ઓવેન—ઓ વો! (કેવી મુસીબત!) અને એ રીતે ચાર શબ્દોમાં સમાજવાદના ઈતિહાસના બહુ મહત્ત્વના સમયને સખત વખોડી કાઢવામાં આવ્યો છે; અને જે કોઈને એ વિષે કોઈ જાતની શંકા થાય "તેને ખુદને બુદ્ધુઓની કોઈ કતારમાં સામેલ કરી દેવો જોઈએ."

ત્યાર પછીના સમાજવાદીઓ વિષે ડ્યૂરિંગના અભિપ્રાયના સંબંધમાં અમે ટૂંકાણને ખાતર માત્ર લાસાલ અને માર્ક્સ વિષે તેના વિચારો ટાંકીશું:

**લાસાલ:** લોકાદરને ખાતર વિદ્યાદંભી અને દૂધમાંથી પોરા કાઢવા જેવી જહેમતો... આડેધડ વેદિયાવેડા... સામાન્ય સિદ્ધાંતો અને તુચ્છ કચરાનો ભયંકર ખીચડો... હેગેલી-વહેમ, નિરર્થક અને ઘાટઘૂટ વગરના...

ત્રાસદાયક દાખલો... વિચિત્ર રીતે મર્યાદિત... એકદમ નજીવી તુચ્છ બાબતોનું ભપકાદાર પ્રદર્શન... આપણો યહૂદી નાયક... ચોપાનિયાંબાજ... સાધારણ... જીવન અને જગત વિષેના વિચારોમાં અંતર્ભૂત અસ્થિરતા..."

**માર્ક્સ** : વિભાવનાની સંકુચિતતા... શુદ્ધ સૈદ્ધાંતિક દૃષ્ટિએ જો તેની કૃતિઓ અને સિદ્ધિઓને જોવામાં] આવે તો તેમનું આપણા (સમાજવાદના આલોચનાત્મક ઈતિહાસના) ક્ષેત્રમાં કોઈ સ્થાયી મૂલ્ય નથી; અને બૌદ્ધિક વલણોના ઈતિહાસમાં તેમનો ઉલ્લેખ બહુ બહુ તો અર્વાચીન સંકુચિત પંડિતાઈની એક શાખાની અસરની નિશાનીઓ તરીકે કરી શકાય... એકાગ્રતા અને પદ્ધતિકરણની આવડત સાવ નિષ્પ્રાણ... ચિંતન અને શૈલીમાં વિકૃતિ, ભાષામાં અણછાજતો આડંબર... અંગ્રેજ-છાપ મિથ્યાભિમાન... છેતરપિંડી... વધ્ય વિભાવનાઓ જે હકીકતમાં ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની જારજ ઓલાદ છે... છેતરામણા તોડમરોડો... વ્યક્તિગત ઘમંડ... અધમ રીતભાત... ગંધારો... ચતુરાઈનો દેખાવ કરતા રંગલાવેડા... ચીની વિદ્વત્તા... દાર્શનિક અને વૈજ્ઞાનિક પછાતપણું."

અને એવું જ લાંબું લપસિંદર... કારણ કે આ તો ડ્યૂરિંગની ગુલાબ વાટિકામાંથી ખાલી ઉપર ઉપરથી ચૂંટી કાઢેલાં પુષ્પોનો ગુચ્છ જ છે. એટલું સમજી લેવું જોઈએ કે અત્યારે અમને એ વાત જોડે જરાય સંબંધ નથી કે ભાંડણના આ બધા માયાળુ શબ્દો જે ભવિષ્યમાં હેર ડ્યૂરિંગને, તેનામાં કેળવણી જેવું કંઈ હોય તો, **કોઈ પણ બાબતમાં કશુંયે** અધમ અને ગંધારું ગોતી કાઢતો અટકાવી દે એવા છે, તે સાથોસાથ અંતિમ અને પરમ સત્યો પણ છે કે નહિ. અને — અત્યારે — અમે એ શબ્દોનાં ઊંડાં મૂળ વિષે કોઈ જાતની શંકા જાહેર કરવાની બાબતમાં સાવચેત રહીશું કારણ કે નહિતર અમને અમારી લાયકાત મુજબની બુદ્ધુઓની કતાર ગોતી કાઢવાની કોશિશનીયે કદાચ મનાઈ ફરમાવી દેવામાં આવે. અમને તો માત્ર એટલો ખ્યાલ આવ્યો કે એક તરફ તો હેર ડ્યૂરિંગ જેને

"અભિવ્યક્તિની વિચારશીલ અને શબ્દના ખરા અર્થમાં વિનીત રીતની વિશિષ્ટ ભાષા"

કહે છે તેનું ઉદાહરણ આપવાની, અને બીજી તરફ, હેર ડ્યૂરિંગની નજરમાં તેના પુરોગામીઓની નિર્માલ્યતા તેની પોતાની દોષરહિતતા કરતાં જરાય ઓછી સાબિત હકીકત નથી એ વાત સ્પષ્ટ કરવાની અમારી ફરજ છે. એટલું જણાવીને અમે તમામ યુગોની સમર્થમાં સમર્થ પ્રતિભા—જો વાસ્તવિક પરિસ્થિતિ ખરેખર એવી હોય તો—સામે ઊંડામાં ઊંડા ભક્તિભાવે ભોંયે લંબાવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ છીએ.

## ૩. વર્ગીકરણ. પ્રાગનુભવિકવાદ

હેર ડ્યૂરિંગની દૃષ્ટિએ, તત્ત્વજ્ઞાન એ વિશ્વ અને જીવનની ચેતનાના સર્વોચ્ચ રૂપનો વિકાસ છે, અને વધારે વ્યાપક દૃષ્ટિએ તમામ જ્ઞાન અને સંકલ્પના **સિદ્ધાંતોને** તે આવરી લે છે. જ્યાં જ્યાં શ્રેણીબદ્ધ અનુભૂતિઓ અથવા ઉત્તેજનાઓ અથવા હસ્તીનાં રૂપોના જૂથનું પરીક્ષણ માનવચેતના થકી થાય ત્યાં એ અભિવ્યક્તિઓમાં અંતર્ભૂત **સિદ્ધાંતો** આવશ્યક રૂપે તત્ત્વજ્ઞાનનો વિષય બની જાય છે. એ સિદ્ધાંતો બહુવિધ જ્ઞાન અને સંકલ્પનાનાં સાદાં, અથવા આજ સુધી સાદાં ધારી લેવામાં આવતાં, સંઘટક અંગો છે. વસ્તુઓના રાસાયણિક સંયોજનની માફક ચીજોના બંધારણને સામાન્ય રૂપો અને મૂળભૂત તત્ત્વોમાં ઉતારી શકાય છે. એક વખત શોધાયા પછી એ આખરી ઘટકો અથવા સિદ્ધાંતો તત્કાળ જાણી શકાય અને ગમ્ય હોય તેના સંબંધમાં જ નહિ પરંતુ અજ્ઞાત અને અગમ્ય જગતના સંબંધમાં પણ યથાર્થ હોય છે. એ રીતે તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો વિજ્ઞાનોની જરૂરત પ્રમાણે છેવટની પુરવણી બને છે, જેનાથી તે પ્રાકૃતિક અને માનવ જીવનને સમજવાની સમરૂપ પદ્ધતિ બની શકે. સમગ્ર અસ્તિત્વના મૂળભૂત રૂપો ઉપરાંત તત્ત્વજ્ઞાન સમક્ષ બે જ વિશિષ્ટ વિષયો નિરીક્ષણ માટે પડેલા છે—પ્રકૃતિ અને માનવીનું જગત. તે પ્રમાણે આપણી સામગ્રી **સાવ સ્વાભાવિક રીતે** ત્રણ જૂથોમાં વહેંચાય છે—અર્થાત્ વિશ્વનું સામાન્ય રેખાંકન, પ્રકૃતિના સિદ્ધાંતોનું વિજ્ઞાન, અને છેવટે માનવજાતનું વિજ્ઞાન. એ ક્રમમાં સાથે સાથે **આંતરિક તાર્કિક અનુક્રમ** પણ સામેલ છે કારણ કે સમગ્ર હસ્તીના સંબંધમાં યથાર્થ સિદ્ધાંતો પ્રથમ સ્થાને આવે છે, અને તેમને જ્યાં **લાગુ કરવાના** હોય એ ક્ષેત્રો તેમની ગૌણતાના પ્રમાણમાં ક્રમવાર ત્યાર પછી આવે છે.

આ છે હેર ડયૂરિંગની દૃષ્ટિ—અને લગભગ શબ્દે શબ્દ.

એટલે તેણે જેની છણાવટ કરી છે એ તો **સિદ્ધાંતો** છે, બાહ્ય જગતમાંથી નહિ પણ **ચિંતનમાંથી** ઊભા કરેલા ઔપચારિક સૂત્રો છે, જેને પ્રકૃતિ તથા માનવ જગતમાં લાગુ કરવાના છે અને જેને પ્રકૃતિએ તથા માનવીએ અનુરૂપ બની રહેવાનું છે. પરંતુ ચિંતનમાંથી આ સિદ્ધાંતો કેવી રીતે ઊભા થયા? ખુદ તેમાંથી? ના, હેર ડયૂરિંગ પોતે જ કહે છે: શુદ્ધ ચિંતનનું ક્ષેત્ર તાર્કિક રેખાંકિત વિભાગણી અને ગણિતીય રૂપો પૂરતું મર્યાદિત છે (આપણે જોઈશું કે છેલ્લી વાત ખોટી છે). તાર્કિક રેખાંકિત વિભાગણી કેવળ **ચિંતનનાં રૂપો** સાથે જ સંબંધ ધરાવી શકે; પણ આપણે તો અહીંયાં કેવળ **હસ્તીનાં**, બાહ્ય જગતનાં, રૂપોની છણાવટ કરીએ છીએ, અને એ રૂપો ચિંતન થકી ખુદ તેમાંથી કદી ઘડી કાઢી શકાતાં નથી પણ ફક્ત બાહ્ય જગતમાંથી ઘડાય છે. પણ એમાં તો સમગ્ર સંબંધો ઊલટા ફેરવાય છે, સિદ્ધાંતો નિરીક્ષણ માટે પ્રારંભિક મુદ્દા નથી બનતા પણ તેનું છેવટનું પરિણામ બને છે; તેઓ પ્રકૃતિ અને માનવ ઈતિહાસને લાગુ નથી કરાતા પણ તેમાંથી તારવવામાં આવે છે; પ્રકૃતિએ અને માનવજાતના ક્ષેત્રે એ સિદ્ધાંતોને અનુરૂપ નથી બનવાનું હોતું પણ એ સિદ્ધાંતો જેટલા પ્રમાણમાં પ્રકૃતિ અને ઈતિહાસને અનુરૂપ હોય એટલા પ્રમાણમાં જ યથાર્થ હોય છે. પદાર્થની એકમાત્ર ભૌતિકવાદી વિભાવના એ પ્રમાણે છે અને હેર ડયૂરિંગની તેનાથી ઊલટી વિભાવના આદર્શવાદી છે, વસ્તુઓને એકદમ તેમનાં માથાંને ટેકે ઊભી રાખે છે, અને વાસ્તવિક જગતનું ઘડતર વિચારોમાંથી, જગતના અસ્તિત્વ પહેલાં શાશ્વત કાળથી ક્યાંક અસ્તિત્વ ધરાવતી રેખાંકિત વિભાગણી, રેખાંકનો, અથવા પ્રવર્ગોમાંથી, કરે છે—**હેગેલની જેમ જ.**

હકીકતે, હેગેલના 'જ્ઞાનકોશને'[31] તથા સમગ્ર ઉન્માદી કલ્પનાઓને હેર ડયૂરિંગનાં અંતિમ અને પરમ સત્યો સાથે સરખાવી જોવા જોઈએ. હેર ડયૂરિંગના સંબંધમાં આપણને સૌપ્રથમ તો જગતની સામાન્ય રેખાંકિત વિભાગણી જોવા મળે છે, જેને હેગેલ **તર્કનું** નામ આપે છે. પછી બન્નેમાં એ વિભાગણી અથવા તાર્કિક પ્રવર્ગો પ્રકૃતિને લાગુ કરેલા દેખાય છે: પ્રકૃતિનું તત્ત્વજ્ઞાન; અને છેવટે તેમને માનવીના ક્ષેત્રમાં લાગુ કરાય છે, જેને હેગેલ ચિત્તનું તત્ત્વજ્ઞાન કહે છે. એટલે ડયૂરિંગના ક્રમનો "આંતરિક તાર્કિક અનુક્રમ" આપણને "સાવ સ્વાભાવિક રીતે" જ પાછા હેગેલના 'જ્ઞાનકોશ' તરફ લઈ જાય છે, જેમાંથી તેને એટલી વફાદારીથી લેવામાં આવ્યો છે કે પેલા હેગેલપંથી ભટકતા યહૂદીની, બર્લિનના પ્રોફેસર મીખેલેટની,[32] આંખોમાં આંસુ આવી જાય.

"ચેતના"ને, "ચિંતન"ને, સાવ પ્રકૃતિવાદી રીતે, જાણે કશુંક પૂર્વનિર્ધારિત હોય, કશુંક છેક આરંભથી જ હસ્તીનું, પ્રકૃતિનું, વિરોધી હોય, એવી રીતે સ્વીકારી લેવાથી એવું જ પરિણામ આવે. જો એમ હોત તો અતિશય વિચિત્ર લાગત કે ચેતના અને પ્રકૃતિ, ચિંતન અને હસ્તી, ચિંતનના નિયમો અને પ્રકૃતિના નિયમો, આટલા બધા મળતા આવે છે. પણ જો આગળ પ્રશ્ન ઉઠાવવામાં આવે કે ચિંતન અને ચેતના ખરેખર શું છે, ક્યાંથી ઉદ્‌ભવ પામ્યાં છે, તો સાફ જણાય છે કે તેઓ માનવીના મગજની પેદાશો છે અને માનવી પોતે પ્રકૃતિની પેદાશ છે, પ્રકૃતિના વાતાવરણની અંદર અને સાથે વિકસી છે; તેથી આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે કે માનવીના મગજની પેદાશો આખરી પૃથક્કરણમાં પ્રકૃતિની પેદાશો પણ હોવાથી પ્રકૃતિના બાકીના આંતરસંબંધોના વિરોધમાં નથી પણ તેમને અનુરૂપ જ છે.[33]

પણ હેર ડ્યૂરિંગથી વિષયની એવી સાદી માવજત થાય જ નહિ. તે માનવજાત વતી વિચાર કરે છે એ કંઈ નાનીસૂની સિદ્ધિ નથી—એટલું જ નહિ પરંતુ તમામ અવકાશી ગ્રહો ઉપરની સભાન અને બુદ્ધિનો ઉપયોગ કરતી હસ્તીઓ વતી પણ વિચાર કરે છે.

> ખરેખર, "ચેતના અને જ્ઞાનનાં મૂળ રૂપોનું પતન જ થશે, જો તેમને 'માનવીય' સંજ્ઞા લાગુ કરીને તેમની સર્વોપરી યથાર્થતાને અને સત્યના તેમના બિનશરતી દાવાને રદ કરવાનો અથવા શંકાસ્પદ બનાવી દેવાનો પ્રયાસ કરવામાં આવશે તો."

તેથી કરીને, કોઈ એક અથવા બીજા અવકાશી પદાર્થ ઉપર બે ને બે પાંચ થાય છે એવી કોઈ શંકા ન ઉદ્‌ભવે એટલા માટે, હેર ડ્યૂરિંગ ચિંતનને "માનવીય" ગણાવવાની હિંમત કરતા નથી, એટલે આ હેર ડ્યૂરિંગને ચિંતન તેના એકમાત્ર પાયાથી, અર્થાત્—માનવી અને પ્રકૃતિથી, અળગું કરી નાખવું પડે છે અને એમ કરીને તે એવી વિચારધારામાં ગબડી પડે છે કે જે તેને "વામણા વારસદાર" હેગેલનો "વામણો વારસદાર" બનાવી દે છે. વળી આપણે હેર ડ્યૂરિંગને બીજા અવકાશી ગ્રહો પર ઘણી વાર મળવાના છીએ.

કહેવાની જરૂર નથી રહેતી કે એવા વૈચારિક આધારે કોઈ જાતનો ભૌતિકવાદી સિદ્ધાંત ઘડી શકાય જ નહિ. પછીથી આપણે જોઈશું કે હેર ડ્યૂરિંગ એક કરતાં વધુ વખત પ્રકૃતિમાં છૂપી રીતે ચેતનાની પ્રવૃત્તિનું અસ્તિત્વ જુએ છે, જેને સાદી ભાષામાં ભગવાન કહેવામાં આવે છે.

પરંતુ આપણા વાસ્તવલક્ષી તત્ત્વજ્ઞાની સમગ્ર વાસ્તવિકતાનો પાયો વાસ્તવિક જગતમાંથી ફેરવીને ચિંતનના જગતમાં મૂકવા પાછળ બીજા ઉદ્દેશો પણ ધરાવતો હતો. જગતની એ સામાન્ય રેખાંકિત વિભાગણીનું, હસ્તીના એ ઔપચારિક સિદ્ધાંતોનું, વિજ્ઞાન ચોક્કસ રૂપે હેર ડયૂરિંગના તત્ત્વજ્ઞાનના પાયામાં છે. જો જગતની રેખાંકિત વિભાગણીને આપણે આપણાં માનસમાંથી નહિ પણ માનસ **થકી** વાસ્તવિક જગતમાંથી તારવીએ, જો આપણે હસ્તીના સિદ્ધાંતોને જે છે તેમાંથી તારવીએ, તો તેમાં આપણને તત્ત્વજ્ઞાનની નહિ પરંતુ જગતના અને તેમાં શું બને છે તેના નિશ્ચયાત્મક જ્ઞાનની જરૂર છે. અને તેમાંથી જે પેદા થાય છે તે પણ તત્ત્વજ્ઞાન નહિ પણ નિશ્ચયાત્મક વિજ્ઞાન છે. પરંતુ એમ હોય તો હેર ડયૂરિંગના આખા ગ્રંથમાં બરબાદ મહેનત સિવાય બીજું કશું જ નથી.

વળી, જો ખરેખર કોઈ તત્ત્વજ્ઞાનની જરૂર ન હોય તો પછી કોઈ પદ્ધતિની કે તત્ત્વજ્ઞાનની પ્રાકૃતિક પદ્ધતિની પણ જરૂર ન રહે. પ્રકૃતિની તમામ પ્રક્રિયાઓ પદ્ધતિસર ચાલે છે. તેનું જ્ઞાન વિજ્ઞાનને આરંભથી અંત સુધી, સામાન્યમાં તેમ જ વિશિષ્ટમાં, એ પદ્ધતિસર જોડાણ પુરવાર કરવામાં પ્રવેગ આપે છે. પરંતુ આ આંતરિક સંબંધ અથવા જોડાણો અંગે પૂરતી સંતોષકારક વૈજ્ઞાનિક અભિવ્યક્તિ, આપણે જેમાં વસીએ છીએ એ જગત પદ્ધતિની સાચી માનસિક છબી, આપણે પ્રાપ્ત નહિ કરી શકીએ, તે કાયમ અશક્ય જ રહેશે. માનવજાતની ઉત્ક્રાંતિના કોઈ પણ કાળમાં જગતની અંદરની આંતરસંબંધોની આખરી તથા નિશ્ચિત પદ્ધતિ—ભૌતિક તેમ જ માનસિક અને ઐતિહાસિક—જો બનાવી લેવામાં આવે તો તેનો અર્થ એ કે માનવીય જ્ઞાન તેની પરિસીમાએ પહોંચ્યું છે, અને એ પદ્ધતિ સાથે સમાજની અનુરૂપતા સ્થાપિત કરવાની પળથી આગળ ઉપરની ઐતિહાસિક ઉત્ક્રાંતિનો ક્રમ તૂટી જાય—અને એ તો વાહિયાત વાત ગણાશે, નર્યો બકવાટ ગણાશે. તેથી માનવજાત સમક્ષ એક આંતરવિરોધ ઊભો થાય છે: એક બાજુથી, તમામ આંતરસંબંધો સાથે જગત પદ્ધતિનું સર્વાંગી જ્ઞાન મેળવવાનું છે; અને બીજી બાજુથી, માનવીઓ અને જગત પદ્ધતિના વિશિષ્ટ પ્રકારને કારણે એ કાર્ય સંપૂર્ણ રીતે કદી પાર પાડી શકાય એમ નથી. પણ એ આંતરવિરોધ ફક્ત માનવી અને જગત એમ બે તત્ત્વોના સ્વરૂપમાં જ સમાયેલો હોય એવું નથી, તે તમામ બૌદ્ધિક પ્રગતિની મુખ્ય કળ પણ છે, અને તેનો ઉકેલ સતત રીતે રોજ રોજ અનંત રીતે થતી માનવજાતની ઉત્ક્રાંતિમાં થતો રહે છે—ઉદાહરણ તરીકે, જેમ ગણિતના કોયડાઓ અંતવિહીન ક્રમોમાં અથવા ચાલુ રહેતાં અપૂર્ણાંકોમાં ઉકેલાય છે તેમ.

જગત પદ્ધતિની દરેક માનસિક છબી હકીકતમાં, પરલક્ષી રીતે ઐતિહાસિક સંજોગો અને આત્મલક્ષી રીતે તેના ઉત્પાદકની ભૌતિક તથા માનસિક રચનાને કારણે, મર્યાદિત છે અને રહેશે. પરંતુ હેર ડ્યૂરિંગ તો આગળથી જ એવી સમજણ વ્યક્ત કરે છે કે તેની દલીલનો પ્રકાર એવો છે કે તે જગતની આત્મલક્ષી રીતે મર્યાદિત વિભાવનાના કોઈ પણ વલણને બાકાત રાખે છે. ઉપર આપણે જોયું કે તે તમામ શક્ય અવકાશી પદાર્થો ઉપર સર્વવ્યાપી હતો. હવે આપણે જોઈએ છીએ કે તે સર્વજ્ઞ પણ છે. તેણે વિજ્ઞાનની આખરી સમસ્યાઓ ઉકેલી નાખી છે અને એ રીતે તમામ વિજ્ઞાનના ભવિષ્ય આડે પાટિયાં ઠોકી દીધાં છે.

હસ્તીનાં મૂળભૂત રૂપોની બાબતમાં જેમ છે તેમ જ સમગ્ર શુદ્ધ ગણિતની બાબતમાં પણ છે: હેર ડ્યૂરિંગ વિચારે છે કે પોતે તેને પ્રાગનુભવિક રીતે ઉત્પન્ન કરી શકે, એટલે કે બાહ્ય જગત તરફથી સાંપડતા અનુભવનો ઉપયોગ કર્યા વિના પોતાના મસ્તકમાંથી રચી શકે.

> શુદ્ધ ગણિતમાં ચિત્તને “પોતાનાં મુક્ત સર્જનો અને કલ્પનાઓ” સાથે કામ પડે છે; સંખ્યા અને આકૃતિની વિભાવનાઓ “એ શુદ્ધ વિજ્ઞાનનું પર્યાપ્ત વિષયવસ્તુ જેને તે પોતે પોતાનામાંથી પેદા કરી શકે છે” અને તેથી તે એવી “સપ્રમાણતા ધરાવે છે જે **ખાસ** અનુભવથી અને જગતના વાસ્તવિક અંતસ્તત્ત્વથી સ્વતંત્ર છે.”

શુદ્ધ ગણિત એવી સપ્રમાણતા ધરાવે છે જે દરેક વ્યક્તિના **ખાસ** અનુભવથી સ્વતંત્ર છે, એ તો સાચી વાત છે, અને દરેક વિજ્ઞાનની સ્થાપિત થયેલી હકીકતોના સંબંધમાં સાચી વાત છે, અને ખરેખર ગમે તેવી તમામ હકીકતોના સંબંધમાં સાચી વાત છે. ચુંબકીય ધ્રુવો, પાણી હાઈડ્રોજન અને ઑક્સિજનનું મિશ્રણ છે એ હકીકત, હેગેલ મૃત્યુ પામેલો છે અને હેર ડ્યૂરિંગ જીવે છે એવી સત્ય બીના, મારા અથવા અન્ય કોઈના અનુભવથી સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવતી હકીકતો છે, હેર ડ્યૂરિંગ જ્યારે નેક આદમીની ગાઢ નિદ્રામાં સરકવા છે ત્યારે તેના અનુભવથી પણ સ્વતંત્ર ઘટનાઓ છે. પણ એ બિલકુલ સાચું નથી કે શુદ્ધ ગણિતમાં ચિત્તને કેવળ પોતાનાં સર્જનો અને કલ્પનાઓ સાથે જ કામ પડે છે. સંખ્યા અને આકૃતિઓની વિભાવનાઓ વાસ્તવિકતાના જગત સિવાય બીજા કોઈ સ્રોતમાંથી તારવવામાં નથી આવી. જે દસ આંગળીથી

માનવી ગણતરી કરતાં શીખ્યો, એટલે કે પ્રથમ ગણિતીય કામગીરી કરતાં શીખ્યો, તે ચિત્તાનું મુક્ત સર્જન કોઈ રીતે નથી. ગણતરીમાં લઈ શકાય એવી વસ્તુઓની જરૂર પડે છે એટલું જ નહિ પરંતુ એ વસ્તુઓના ગુણધર્મોમાંથી સંખ્યા સિવાયના તમામને બકાત રાખવાની આવડતની પણ જરૂર પડે છે—અને એ આવડત અનુભવના આધારે લાંબી ઐતિહાસિક ઉત્ક્રાંતિનો પરિપાક છે. સંખ્યાના ખ્યાલની જેમ જ આકૃતિનો ખ્યાલ કેવળ બાહ્ય જગતમાંથી લેવામાં આવ્યો છે, તે શુદ્ધ ચિંતનમાંથી જ ચિત્તામાં ઉદ્‌ભવ પામેલો નથી. કોઈને સંખ્યાનો ખ્યાલ બંધાય તે પહેલાં એવી વસ્તુઓ રહી જ હશે કે જેને આકાર હોય અને જેના આકારોને સરખાવવામાં આવ્યા હોય. શુદ્ધ ગણિતમાં વાસ્તવિક જગતના અવકાશ રૂપો અને પરિમાણ સંબંધોનું, એટલે કે ખરેખર બહુ વાસ્તવિક સામગ્રીનું પરીક્ષણ કરવામાં આવે છે. એ સામગ્રી અત્યંત અમૂર્ત રૂપમાં દેખાય છે તે હકીકત તો બાહ્ય જગતમાંથી તેની ઉત્પત્તિને કેવળ ઉપરછલ્લી રીતે જ ઢાંકી શકે. પણ એ રૂપો તથા સંબંધોનું પરીક્ષણ તેમની શુદ્ધ સ્થિતિમાં શક્ય બનાવવા માટે તેમને તેમના અંતસ્તત્ત્વથી તદ્દન અલગ કરવાનું જરૂરી છે, અંતસ્તત્ત્વને અપ્રસ્તુત ગણીને બાજુએ મૂકી દેવાનું જરૂરી છે; એ રીતે આપણને પરિમાણો વિનાનાં ટપકાં મળે છે, પહોળાઈ અને જાડાઈ વિનાની રેખાઓ — a અને b, x અને y—મળે છે, સ્થિરાંકો અને અસ્થિરાંકો મળે છે, અને છેક આખરમાં આપણે ખુદ ચિત્તાનાં મુક્ત સર્જનો અને કલ્પનાઓ, એટલે કે કાલ્પનિક પરિમિતિઓ સુધી, પહોંચીએ છીએ. ગણિતીય પરિમિતિઓની એકબીજીમાંથી દેખીતી તારવણી પણ તેમની પ્રાગનુભવિક ઉત્પત્તિ નહિ પણ ફક્ત તેમનાં તર્કસંગત જોડાણો સાબિત કરે છે. કોઈ લંબચોરસના તેની એક ભુજાની ચોતરફ પરિભ્રમણમાંથી સિલિન્ડરનું રૂપ તારવવાનો વિચાર આવે તે પહેલાં ઘણાબધા વાસ્તવિક લંબચોરસો અને સિલિન્ડરોનું, તેઓ ગમે તેવા અપૂર્ણ આકારના હોય તો પણ, પરીક્ષણ થયું જ હશે. બીજાં તમામ વિજ્ઞાનોની જેમ, ગણિતની ઉત્પત્તિ પણ માનવીની **અમલી જરૂરતોમાંથી** થઈ હતી: જમીનની તેમ જ વાસણોમાં ભરેલી ચીજોની માપણીમાંથી, સમયની ગણતરીમાંથી અને યંત્રવિજ્ઞાનમાંથી. પણ ચિંતનના દરેક વિભાગમાં જોવા મળે છે તેમ, વાસ્તવિક જગતમાંથી જે નિયમો તારવવામાં આવ્યા હતા તેમના વિકાસ દરમિયાન એવો તબક્કો આવે છે જ્યારે વાસ્તવિક જગત જોડેનો એ જગતનો સંબંધ તૂટી જાય છે અને તેમને વાસ્તવિક જગતની સામે કશાક સ્વતંત્ર તરીકે અથવા બહારથી આવેલા નિયમો તરીકે સ્થાપી દેવામાં આવે છે, અને જગતને તેમનું પાલન

કરવાનું હોય છે. સમાજ અને રાજ્યમાં એમ જ બન્યું, અને એ રીતે બીજી કોઈ રીતે નહિ, **શુદ્ધ** ગણિત આગળ જતાં જગતને **લાગુ કરવામાં આવ્યું**, જોકે તેને એના એ જ જગતમાંથી તારવવામાં આવ્યું છે અને તે જગતના આંતરસંબંધોનાં રૂપોના કેવળ એક હિસ્સાનું જ પ્રતિનિધિત્વ કરે છે—અને **માત્ર એ જ કારણસર** તેને જગત પર લાગુ કરી શકાય છે.

પણ હેર ડ્યૂરિંગ જેવી રીતે ધારી લે છે કે ગણિતનાં સ્વયંસિદ્ધ સૂત્રોમાંથી, "જેને શુદ્ધ તર્કશાસ્ત્ર અનુસાર પ્રમાણિત કરવાની જરૂર નથી અને પ્રમાણિત કરી શકાય એમ પણ નથી" એવાં સૂત્રોમાંથી, પોતે કોઈ જાતના આનુભવિક મિશ્રણ વગર સમગ્ર શુદ્ધ ગણિત તારવી શકે છે એવી જ રીતે પહેલાં તો પોતાના મસ્તકમાંથી હસ્તીનાં મૂળભૂત રૂપો, સમગ્ર જ્ઞાનનાં સાદાં તત્ત્વો, તત્ત્વજ્ઞાનનાં સ્વયંસિદ્ધ સૂત્રો, પેદા કરી શકે છે, તેમાંથી જગતની રેખાંકિત વિભાગણીની આખી ફિલસૂફી તારવી શકે છે, અને પછી સર્વસત્તાધીશ જેવો હુકમ છોડીને પોતાની એ રચનાને પ્રકૃતિ અને માનવતાની ઉપર લાદી દે છે. કમનસીબે, ૧૮૫૦ના માનતેઇફેલપંથી પ્રશિયનો[34] પ્રકૃતિમાં લેશમાત્ર નથી અને માનવજાતમાં સાવ તદ્દન નગણ્ય પ્રમાણમાં છે.

ગણિતીય સૂત્રોમાં ચિંતનરૂપી અંતસ્તત્ત્વની અભિવ્યક્તિઓ તદ્દન મામૂલી પ્રમાણમાં જોવા મળે છે, અને ગણિતને તે તર્કમાંથી લેવી પડી છે. તેમાંથી બે તારવણી કરી શકાય.

૧. સમગ્રતા તેના ભાગ કરતાં મોટી હોય છે. આ નિવેદન શુદ્ધ પુનરુક્તિ છે કારણ કે પરિમાણાત્મક દૃષ્ટિએ ધારવામાં આવેલો ખ્યાલ "ભાગ" મૂળથી જ ખ્યાલ "સમગ્રતા" સાથે ચોક્કસ રૂપે જોડાયેલો છે, અને હકીકતમાં એવી રીતે જોડાયેલો છે કે "ભાગ"ના સાદા અર્થ મુજબ પરિમાણાત્મક "સમગ્રતા" કેટલાય પરિમાણાત્મક "ભાગ" બનેલી હોય છે. એ વાતને સ્પષ્ટ રીતે જણાવવાથી કહેવાતું સ્વયંસિદ્ધ સૂત્ર આપણને એક ડગલુંયે આગળ લઈ જતું નથી. આ પુનરુક્તિને તો એક રીતે આમ કહીને પણ **પુરવાર** કરી શકાય: સમગ્રતા એટલે કેટલાય ભાગનું બનેલું હોય તે, ભાગ એટલે જે કેટલાય મળીને સમગ્રતા બનાવે તે, તેથી ભાગ સમગ્રતા કરતાં ઓછો હોય છે—તેમાં પુનરુક્તિની નિરર્થકતા અંતસ્તત્ત્વની નિરર્થકતાને વધુ સ્પષ્ટ રીતે રજૂ કરે છે.

૨. જો બે પરિમાણો ત્રીજા પરિમાણ સાથે સમાન હોય તો તેઓ પરસ્પર સમાન હોય છે. હેગેલ બતાવી ચૂક્યો છે તેમ એ નિવેદન તો નિષ્કર્ષ છે, તેની સચ્ચાઈની બાંયધરી તર્કમાંથી[35] મળે છે, અને એટલે તે પુરવાર થાય છે,

જોકે શુદ્ધ ગણિતની બહાર. સમાનતા અને અસમાનતાનાં બાકીના સ્વયંસિદ્ધ સૂત્રો આ જ નિષ્કર્ષનાં કેવળ તર્કસંગત વિસ્તરણો છે.

આ મામૂલી સિદ્ધાંતોથી ગણિતમાં કે બીજે ક્યાંય ખાસ કશો અર્થ સરતો નથી. થોડું પણ આગળ વધવા માટે, આપણી ઉપર વાસ્તવિક સંબંધોને, વાસ્તવિક પદાર્થોમાંથી તારવેલા સંબંધો અને અવકાશ રૂપોને, પરીક્ષણના ક્ષેત્રમાં લાવવાની ફરજ આવે છે. રેખા, સમતલ, ખૂણો, બહુકોણ, ઘન, ગોળ, વગેરે બધા ખ્યાલો વાસ્તવિકતામાંથી લેવામાં આવ્યા છે; અને ભોળપણભરી વિચારધારાનો સારો એવો હિસ્સો ભેજામાં ભરાઈ ગયો હોય તો જ ગણિતશાસ્ત્રી-ઓની વાત માની શકાય કે પ્રથમ રેખાનો ઉદ્‌ભવ અવકાશમાં બિંદુની ગતિથી, પ્રથમ સમતલનો ઉદ્‌ભવ રેખાની ગતિથી, અને પ્રથમ ઘનનો ઉદ્‌ભવ સમતલની ગતિથી થયો હતો, વગેરે. એવી વિભાવનાની સામે તો ભાષા પણ બંડ પોકારી ઊઠે છે. ત્રણ પરિમાણો ધરાવતી ગણિતીય આકૃતિને ઘન પદાર્થ, કોર્પસ સોલિડિયમ, એટલે લૅટિન ભાષામાં તો મૂર્ત વસ્તુ, કહેવામાં આવે છે. પરિણામે, તેનું નામ નક્કર વાસ્તવિકતામાંથી જ તારવવામાં આવ્યું છે, મનની મુક્ત કલ્પનામાંથી કોઈ રીતે નથી તારવવામાં આવ્યું.

પરંતુ આવો અતિવિસ્તાર શા માટે? હેર ડ્યૂરિંગ ૪૨ અને ૪૩મા પાનાંમાં[36] અનુભવના જગતથી શુદ્ધ ગણિતની સ્વતંત્રતાનાં, તેની પ્રાગનુભવિકતાનાં, ચિત્તાનાં મુક્ત સર્જનો તથા કલ્પનાઓમાં તેની ગૂંથણીનાં, ગુણગાન ઉત્સાહથી ગાયા પછી ૬૩મા પાનામાં કહે છે:

> "એક વાત બેશક સહેલાઈથી ચૂકી જવામાં આવે છે કે ગણિતીય તત્ત્વો (સંખ્યા, પરિમાણ, કાળ, અવકાશ અને ભૌમિતિક ગતિ) **કેવળ રૂપમાં જ ભાવગત હોય** છે... એટલે **નિરપેક્ષ પરિમાણો** સંપૂર્ણ રીતે **આનુભવિક** હોય છે, પછી તેઓ ભલે ગમે તે જાતિનાં હોય"... પણ "ગણિતનાં રેખાંકનોનાં રૂપલક્ષણોનું એવું નિર્ધારણ થઈ શકે છે કે જે અનુભવથી અલિપ્ત હોવા છતાં પૂરતું હોય છે."

છેલ્લું નિવેદન વધતે ઓછે અંશે **દરેક** તારવણીની બાબતમાં સાચું હોય છે, પણ તેનાથી એવું સાબિત નથી જ થતું કે તેને વાસ્તવિકતામાંથી તારવવામાં નથી આવ્યું. જગતની રેખાંકિત વિભાગણીમાં શુદ્ધ ગણિતનો ઉદ્‌ભવ શુદ્ધ ચિંતનમાંથી થયો—પ્રકૃતિના તત્ત્વજ્ઞાનમાં તે કશુંક સંપૂર્ણ રીતે આનુભવિક છે, બાહ્ય જગતમાંથી તારવેલું અને પછી તેનાથી અળગું પાડી દેવામાં આવેલું છે. આપણે તેમાંથી શું સાચું માનવું?

## ૪. જગતની રેખાંકિત વિભાગણી

"સર્વવ્યાપક હસ્તી **એક છે**. પોતાના સ્વાવલંબીપણામાં તેનાથી પર કે તેની જોડે બીજું કશું નથી. તેની સાથે બીજી હસ્તીને જોડવાથી તે જે નથી એવી બની જાય, એટલે કે તે કોઈ વધુ સર્વાંગી સમગ્રતાનો એક અંશ બની જાય. આપણે આપણા **એકીકૃત** ચિંતનને ચોકઠાની જેમ વિસ્તારીએ છીએ એટલે એ ચિંતન-**એકતામાં** સામેલ કરવું જોઈએ એવું કંઈ પોતાની ભીતર દ્વૈત ન જાળવી શકે. વળી કશું એ ચિંતન-એકતાથી છટકી ન શકે... સમગ્ર ચિંતનનું સત્ત્વ ચેતનાનાં તત્ત્વોની એકતા સાધતા જોડાણમાં સમાયેલું છે... **જગતનો અવિભાજ્ય વિચાર**... સંયોજનની **એકતાના** બિંદુમાંથી અસ્તિત્વમાં આવ્યો, અને વિશ્વને એવા કશાક તરીકે સમજવામાં આવે છે કે જેમાં બધું **એકતામાં** સંકળાયેલું છે."

આ છે હેર ડ્યૂરિંગ. તેની ગણિત પદ્ધતિનું આ પ્રથમ સોપાન છે:

"દરેક પ્રશ્નને સાદાં મૂળભૂત રૂપો મુજબ **સ્વયંસિદ્ધ સૂત્રોની રીતે**, આપણે ગણિતના સાદા... સિદ્ધાંતો સાથે કામ લઈ રહ્યા હોઈએ એવી રીતે, ઉકેલવાનો છે."

"સર્વવ્યાપક હસ્તી એક છે." જો પુનરુક્તિથી, જે ઉદ્દેશ્યમાં વ્યક્ત થઈ ચૂક્યું હોય તેનું સાદું પુનરાવર્તન વિધેયમાં કરવાથી, સ્વયંસિદ્ધ સૂત્ર બની જતું હોય તો અહીંયાં આપણને એક અણિશુદ્ધ તથ્ય જોવા મળે છે. હેર ડ્યૂરિંગ આપણને ઉદ્દેશ્યમાં જણાવે છે કે હસ્તી સર્વવ્યાપક છે, અને વિધેયમાં હિંમતપૂર્વક જાહેર કરે છે કે એમ હોય તો તેની બહાર કશું નથી. કેવું પ્રખર "પદ્ધતિસર્જક ચિંતન"!

આ તો ખરેખર "પદ્ધતિસર્જક" છે! આગળની છ લીટીમાં ડ્યૂરિંગે હસ્તીની **એકલતાને**, "આપણા એકીકૃત ચિંતન" મારફત, તેની **એકતામાં** પલટાવી નાખી છે. સમગ્ર ચિંતનનું સારતત્ત્વ તમામ ચીજોને એકતામાં ગોઠવી દેવામાં સમાયેલું છે એટલે હસ્તીને, તેની ધારણા કરવામાં આવે કે તરત, એકીકૃત ધારી લેવામાં આવે છે, અને જગત સંબંધી ખ્યાલને અવિભાજ્ય ગણી લેવામાં આવે છે. અને **ધારી લેવામાં આવેલી** હસ્તી, **જગત સંબંધી ખ્યાલ**, એકીકૃત છે એટલે વાસ્તવિક હસ્તી, વાસ્તવિક જગત, પણ અવિભાજ્ય એકતા બની રહે છે. અને તેની સાથે

> "એક વાર માનસ હસ્તીની ધારણા તેની સમરૂપ સાર્વત્રિકતા સહિત કરતાં શીખી લે એટલે પછી તેની પાર વસ્તુઓ માટે કશો અવકાશ નથી રહેતો."

આ તો એવી ઝુંબેશ છે કે જે ઑસ્ટરલિત્સ અને યેનાને, કોનિગગ્રેત્સ અને સેદાનને[37], સાવ ઝાંખાં પાડી દે છે. થોડાંક જ વાક્યોમાં, તો, પ્રથમ સ્વયંસિદ્ધ સૂત્ર હાથમાં લઈ લીધા પછી માંડ એક પૃષ્ઠમાં, આપણે જગત પારની તમામ બાબતોને—આત્માની અમરતાની સાથે સાથે ઈશ્વર અને સ્વર્ગના દેવોને, સ્વર્ગને, નરક અને વૈતરણીને—પતાવી નાખી, ફગાવી દીધી, ખતમ કરી નાખી.

આપણે હસ્તીની એકલતામાંથી તેની એકતા તરફ કેવી રીતે પહોંચીએ છીએ? બસ—તેની ધારણા કરી લેવાની હકીકત મારફત જ. આપણે આપણા એકીકૃત ચિંતનને હસ્તીની આસપાસ ચોકઠાની માફક ગોઠવી દઈએ એટલે તેની એકલતા ચિંતનની એકતા બની જાય છે, ચિંતન-ઐક્ય બની જાય છે; કારણ કે **સમગ્ર** ચિંતનનું સારતત્ત્વ ચેતનાનાં તત્ત્વોને એકતામાં સાંકળી લેવામાં સમાયેલું છે.

આ છેલ્લું નિવેદન સાવ ગલત છે. પહેલી વાત તો એ કે ચિંતન જેટલું ચેતનાનાં તત્ત્વોને એકતામાં સાંકળી લેવામાં રહેલું છે એટલું જ ચેતનાની વસ્તુઓનાં તત્ત્વોને નોખાં પાડી દેવામાં રહેલું છે. પૃથક્કરણ વિના સંયોજન સંભવે નહિ. બીજું, ભૂલો કર્યા વિના ચિંતન ચેતનાના ફક્ત એવાં તત્ત્વોની જ એકતા સાધી શકે છે કે જેમાં અથવા જેનાં આદિરૂપોમાં એ એકતા **અગાઉથી અસ્તિત્વમાં હોય**. જો હું સસ્તન પ્રાણીઓની એકતામાં બૂટ સાફ કરવાના

બ્રશનો સમાવેશ કરું તો બ્રશને સ્તનની ગ્રંથિ કોઈ રીતે ન મળી જાય. એટલે સાબિત કરવાની બાબત ચોક્કસ રૂપે હસ્તીની એકતાની અથવા એકતા તરીકેની તેની વિભાવના વાજબી ગણાય કે નહિ એવા સવાલની છે, અને જ્યારે હેર ડ્યૂરિંગ આપણને ખાતરી આપે છે કે તે હસ્તીની ધારણા દ્વિવિધ રૂપ તરીકે નહિ પરંતુ એકતા તરીકે કરે છે ત્યારે તે પોતાના અનધિકૃત અભિપ્રાયથી વધારે કશું આપણને નથી જણાવતો.

આપણે તેના વિચારની પ્રક્રિયા નિર્ભેળ રૂપમાં રજૂ કરીએ તો નીચે પ્રમાણે છે: "હું હસ્તીથી આરંભ કરું છું. એટલે હું વિચાર કરું છું કે હસ્તી શું છે. હસ્તીનો ખ્યાલ એકીકૃત ખ્યાલ છે. પણ ચિંતન અને હસ્તી વચ્ચે સુમેળ હોવો જોઈએ, તેઓ એકબીજાને અનુરૂપ છે, તેમનો 'સંયોગ' થાય છે. એટલે હસ્તી વાસ્તવમાં પણ એકતા છે. એટલે તેની પાર કશું સંભવી શકે નહિ." જો હેર ડ્યૂરિંગે ઉપર મુજબના દેવવાણી જેવા ફકરા આપણી સામે ધરવાને બદલે કશા ઢોંગ વગર વાત કરી હોત તો તેની વિચારધારા સ્પષ્ટ રીતે જોઈ શકાત. વિચારની કોઈ પણ પેદાશને ચિંતન અને હસ્તીની એકરૂપતાના આધારે સાબિત કરવાની કોશિશ તો ખરેખર કોઈ હેગેલની એકદમ બેહૂદી ઘેલછાભરી તરંગલીલા જ હતી.

સાબિતીની તેની સમગ્ર પદ્ધતિ સાચી હોત તો પણ હેર ડ્યૂરિંગ અધ્યાત્મ-વાદીઓ સામે એક ઇંચ પણ આગળ વધી શક્યા ન હોત. એ લોકો ટૂંકોટચ જવાબ આપી દેત: "અમારી દૃષ્ટિમાં પણ વિશ્વ સાદું જ છે; આ લોક અને પરલોક જેવું વિભાજન તો વિશિષ્ટ પાર્થિવ, મૂળ પાપના, દૃષ્ટિકોણ પૂરતું જ અસ્તિત્વમાં છે; તેનામાં અને તેને પોતાને માટે, અર્થાત્ ઈશ્વરમાં, તો સમગ્ર હસ્તી એકતા છે." અને તેઓ હેર ડ્યૂરિંગ ભેગા અન્ય દિવ્ય જગતોમાં જઈને તેને એક અથવા કેટલાય એવા લોક બતાવશે કે જ્યાં મૂળ પાપની છાયા કદી પડી ન હોય એટલે આ લોક અને પરલોક વચ્ચેનો કોઈ જાતનો વિરોધ અસ્તિત્વમાં ન હોય અને વિશ્વની એકતાનો મતવાદ નિષ્ઠાની બાબત હોય.

મામલાની સૌથી હાસ્યાસ્પદ બાબત એ છે કે હેર ડ્યૂરિંગ હસ્તીના ખ્યાલમાંથી ઈશ્વરની બિનહયાતી સાબિત કરવા માટે અસ્તિત્વમીમાંસાની દૃષ્ટિએ ઈશ્વરની હયાતીની સાબિતીનો ઉપયોગ કરે છે. તે આ રીતે: "જ્યારે આપણે ઈશ્વર વિષે વિચારીએ છીએ ત્યારે આપણે તેનામાં તમામ પરિપૂર્ણતાઓના કુલ સરવાળાની ધારણા કરીએ છીએ. પણ તમામ પરિપૂર્ણતાઓના સરવાળામાં સૌપ્રથમ તો અસ્તિત્વ સામેલ હોય છે કારણ કે બિનહયાતીમાં અપૂર્ણતા આવશ્યક

રૂપે અંકિત છે. એટલે આપણે ઈશ્વરની પરિપૂર્ણતાઓમાં અસ્તિત્વનો સમાવેશ કરવો જ જોઈએ. એટલે ઈશ્વરનું અસ્તિત્વ હોવું જ જોઈએ." હેર ડ્યૂરિંગ બરાબર એવી જ રીતે દલીલ કરે છે: "જ્યારે આપણે હસ્તીનો વિચાર કરીએ છીએ ત્યારે તેની ધારણા **એક** ખ્યાલ તરીકે કરીએ છીએ. એક ખ્યાલમાં જે કંઈ રહેલું છે તે એકતા છે. હસ્તી જો એકતા ન હોય તો હસ્તીના ખ્યાલને અનુરૂપ ન રહે. તેથી તે એકતા હોવી જ જોઈએ. પરિણામે ઈશ્વર નથી, વગેરે."

આપણે **હસ્તીની**, અને **વિશુદ્ધ** હસ્તીની વાત કરીએ ત્યારે એકતા તો કેવળ એ હકીકતમાં જ સમાયેલી હોય કે આપણે જે વસ્તુઓનો ઉલ્લેખ કરતા હોઈએ તે **હોય**, અસ્તિત્વ ધરાવતી હોય. તેઓ બીજી કોઈ એકતામાં નહિ પણ એ હસ્તીની એકતામાં સમાયેલી હોય છે, અને તેઓ બધી છે, એવી સામાન્ય ઉક્તિ તેમને સર્વસામાન્ય હોય કે ન હોય એવા કશા વિશેષ ગુણો બક્ષતી નથી એટલું જ નહિ પરંતુ અસ્થાયી રૂપે એવા તમામ ગુણોને વિચારણામાંથી બકાત રાખે છે; કારણ કે એ બધી વસ્તુઓમાં હસ્તી સર્વસામાન્ય હોવાની સાદી મૂળભૂત હકીકતથી આપણે જરાક સરખાયે આઘા ખસીએ કે તરત એ વસ્તુઓ વચ્ચેના **તફાવતો** દેખાવા માંડે છે—અને એ તફાવતો, અમુક વસ્તુઓ સફેદ તો અમુક કાળી, અમુક સજીવ તો અમુક નિર્જીવ, અમુક આ લોકની તો અમુક પરલોકની, હોવાના સંજોગમાં સમાયેલા છે કે નહિ તેનો ફેંસલો આપણે એ હકીકતના આધારે ન કરી શકીએ કે ખાલી હસ્તીને એ બધી વસ્તુઓનું એકસરખું લક્ષણ ગણાવી શકાય છે.

જગતની એકતા તેની હસ્તીમાં સમાયેલી નથી, જોકે તેની હસ્તી તેની એકતાની પૂર્વશરત છે ખરી, કારણ કે તે **એક** બને તે પહેલાં તેને **હયાતીમાં** બેશક આવવું જ પડે. હસ્તી તો ખરેખર હંમેશાં ખુલ્લો પ્રશ્ન રહ્યો છે, આપણા નિરીક્ષણની સીમા જ્યાં પૂરી થાય એ બિંદુની પાર રહેતો પ્રશ્ન છે. જગતની સાચી એકતા તેની ભૌતિકતામાં રહેલી છે, અને એ બાબત થોડાક જાદુઈ શબ્દો વડે નહિ પરંતુ તત્ત્વજ્ઞાન અને પ્રાકૃતિક વિજ્ઞાનના લાંબા અને એકધારા કઠિન વિકાસના આધારે સાબિત થાય છે.

ફરી વાચનાને લઈએ. હેર ડ્યૂરિંગ જે **હસ્તીની** વાત કરે છે તે

> "કોઈ જાતના ખાસ નિર્ધારકો વગરની વિશુદ્ધ સ્વસમાન હસ્તી"

નથી "અને હકીકતમાં **શૂન્યતાનું** અથવા વિચારના અભાવનું પ્રતિરૂપ જ અંકિત કરે છે."

પણ આપણે હમણાં જ જોઈશું કે હેર ડ્યૂરિંગનું વિશ્વ વાસ્તવમાં એવી હસ્તીથી શરૂ થાય છે જેમાં કોઈ જાતના આંતરિક ભેદવિભેદોનો, કોઈ જાતની ગતિ અને પરિવર્તનનો, અભાવ છે અને એટલે તે શૂન્યતાના ખ્યાલનું પ્રતિરૂપ જ છે, અને એટલે વાસ્તવમાં શૂન્યતા જ છે. કેવળ એ **હસ્તી-શૂન્યતામાંથી** જ વિશ્વની વર્તમાન વિભેદિત પલટાતી સ્થિતિ વિકસે છે, જે વિકાસનું, **સંભવનનું**, પ્રતિનિધિત્વ કરે છે; અને આપણે આ વાત બરાબર સમજી લઈએ ત્યાર પછી જ એ નિરંતર પરિવર્તનની અંતર્ગત પણ "સ્વસમાન સ્થિતિ ધરાવતી સાર્વત્રિક હસ્તીની વિભાવના જાળવી રાખવા" શક્તિમાન બનીએ.

એટલે હસ્તીનો આપણો ખ્યાલ હવે વધારે ઊંચી કક્ષાએ પહોંચી જાય છે, ખુદ હસ્તીની ભીતર જડતા તેમ જ પરિવર્તન, હસ્તી તેમ જ સંભવન, સામેલ થઈ જાય છે. એ બિંદુએ પહોંચતાં આપણને જોવા મળે છે કે

> "જાતિ અને ઉપજાતિઓ, અથવા સામાન્ય અને વિશિષ્ટ, વિભેદીકરણનાં સાદામાં સાદાં સાધનો છે, અને તેમના વગર વસ્તુઓની બાંધણીને સમજી ન શકાય."

પરંતુ એ તો **ગુણોના** વિભેદીકરણનાં સાધનો છે, અને તેમની છણાવટ પછી આપણને આગળ વાંચવા મળે છે:

> "જાતિની સામે પરિમાણની વિભાવના, જેમાં ઉપજાતિઓના વધારે કશા તફાવતો અસ્તિત્વમાં ન હોય એવી સમજાતીયતા તરીકેની વિભાવના, ખડી છે."

એ રીતે આપણે **ગુણમાંથી પરિમાણમાં** પહોંચી જઈએ છીએ અને તે હંમેશાં "**માપી શકાય**" એવું હોય છે.

હવે આપણે એ "સામાન્ય પરિણામી-રેખાંકનના સ્પષ્ટ વિભાજન" અને તેની "સાચે જ આલોચનાત્મક દૃષ્ટિ"ની સરખામણી કોઈ હેગેલની અણઘડ વાતો, નિરંકુશ લવારા, અને ઘેલછાભરી તરંગલીલા સાથે કરીએ. આપણને માલૂમ પડે છે કે હેગેલનો તર્ક **હસ્તીથી** શરૂ થાય છે, હેર ડ્યૂરિંગની જેમ જ; પછી ખબર પડી કે હસ્તી તો **શૂન્યતા** છે, હેર ડ્યૂરિંગની જેમ જ; આ "હસ્તી-શૂન્યતામાંથી" **સંભવનમાં** સંક્રમણ થાય છે, અને તેનું પરિણામ છે

નિર્ધારિત હસ્તી, એટલે કે હસ્તીનું વધારે ઊંચું અને પરિપૂર્ણ રૂપ, બરાબર હેર ડ્યૂરિંગની જેમ જ. નિર્ધારિત હસ્તીમાંથી આપણે **ગુણમાં** પહોંચી જઈએ છીએ, અને ગુણમાંથી **પરિમાણમાં**, હેર ડ્યૂરિંગની જેમ જ. અને કોઈ અગત્યનું લક્ષણ બાકી ન રહી જાય એટલા માટે હેર ડ્યૂરિંગ આપણને બીજા એક પ્રસંગે જણાવે છે:

> "બિન-સંવેદનની દુનિયામાંથી સંવેદનની દુનિયામાં સંક્રમણ, તમામ પરિમાણાત્મક તબક્કાઓ છતાં, ફક્ત **ગુણાત્મક છલાંગ** મારફત જ થાય છે, અને તેને વિશે આપણે... કહી શકીએ કે તે એકના એક ગુણધર્મના ખાલી તબક્કા કરતાં એકદમ નિરાળી હોય છે."

આ તો માપ સંબંધોની હેગેલપંથી મધ્યવર્તી રેખા જ છે, ચોક્કસ એ જ. તેમાં અમુક ચોક્કસ મધ્યવર્તી બિંદુઓમાંએ વિશુદ્ધ પરિમાણાત્મક વધારા અથવા ઘટાડામાંથી **ગુણાત્મક છલાંગ** પેદા થાય છે; ઉદાહરણ તરીકે, ગરમ અથવા ઠંડા પાણીમાં, સામાન્ય દબાણ નીચે, ઊકળવાનું કે જામી જવાનું બિંદુ એવાં મધ્યબિંદુઓ બની રહે છે કે જ્યાંથી સમુચ્ચયની નવી સ્થિતિમાં છલાંગ ભરાય છે, અને તેના પરિણામે પરિમાણ ગુણમાં પરિવર્તન પામે છે.

આપણી તપાસમાં પણ એ જ રીતે મૂળ સુધી પહોંચવાની કોશિશ કરવામાં આવી અને તેમાંથી માલૂમ પડ્યું કે હેર ડ્યૂરિંગની ઊંડાં મૂળિયાં ધરાવતી મૂળભૂત રેખાંકિત વિભાગણીના મૂળમાં કોઈ હેગેલની "ઘેલછાભરી તરંગલીલા" જ છે, હેગેલપંથી 'તર્કશાસ્ત્ર'ના પહેલા ખંડ 'હસ્તી સંબંધી મતના'[38] પ્રવર્ગો જ છે, અને તેની રજૂઆત પુરાણા હેગેલપંથી ક્રમ મુજબ અને એવી સાહિત્યિક ચોરીને છુપાવવાની ભાગ્યે જ કોઈ જાતની કોશિશ વગર જ કરવામાં આવી છે!

અને હેર ડ્યૂરિંગને અતિશય બદનક્ષીઓ પામેલા પુરોગામીના લખાણમાંથી હસ્તી સંબંધી સમગ્ર રેખાંકિત વિભાગણીની ઉઠાંતરીથી સંતોષ ન થયો હોય તેમ તે પરિમાણમાંથી ગુણમાં છલાંગ સમા રૂપાંતરનું ઉપરોક્ત ઉદાહરણ પોતે જ ટાંક્યા પછી માર્ક્સ વિશે લેશમાત્ર ગભરાટ વિના જણાવે છે:

> "દાખલા તરીકે, **પરિમાણનું રૂપાંતર ગુણમાં થઈ જતું** હોવા અંગે હેગેલપંથી **ગૂંચવાડાભર્યા, અસ્પષ્ટ ખ્યાલનો** ઉલ્લેખ (માર્ક્સે કરેલો) કેટલો હાસ્યાસ્પદ છે!"

ગૂંચવાડાભર્યો અને અસ્પષ્ટ ખ્યાલ! અહીં કોનું રૂપાંતર થઈ ગયું છે? અને અહીં કોણ હાસ્યાસ્પદ છે, હેર ડ્યૂરિંગ?

એટલે આ બધી સુંદર નાની વાતો "સ્વયંસિદ્ધ સૂત્રોની રીતે નિર્ધારિત" નથી એટલું જ નહિ પણ કેવળ બહારથી, એટલે કે હેગેલના 'તર્કશાસ્ત્ર'માંથી આયાત કરવામાં આવી છે. અને હકીકતમાં એવા રૂપમાં કરવામાં આવી છે કે હેગેલના લખાણમાંથી તફડાવી ન લીધી હોય એવી કોઈ પણ આંતરિક સુસંગતતાનો આભાસ સુદ્ધાં આખા પ્રકરણમાં ક્યાંય જોવા મળતો નથી, અને આખો પ્રશ્ન છેવટે અવકાશ અને કાળની, જડતા અને પરિવર્તનની, બાબતોને નિરર્થક રીતે ગૂઢ બનાવી દેવાની હાલતમાં સરકીને વિલીન થઈ જાય છે.

હેગેલ હસ્તીમાંથી સારતત્ત્વમાં, દ્વંદ્વાત્મકતામાં, પહોંચે છે. અહીં તે પ્રતિબિંબનનાં નિર્ધારણોની, તેમની આંતરિક **વિષમતાઓ** અને આંતરવિરોધોની, દાખલા તરીકે તેઓ સકારાત્મક છે કે નકારાત્મક તેની, છણાવટ કરે છે; પછી તે **કારણતા** અથવા કારણ અને કાર્યની બાબત લે છે અને **અનિવાર્યતામાં** પહોંચીને વિરમે છે. હેર ડ્યૂરિંગ પણ એથી નિરાળું કંઈ નથી કરતો. જેને હેગેલ સારતત્ત્વનો મત ગણાવે છે તેનું ભાષાંતર હેર ડ્યૂરિંગ "હસ્તીના તર્કસંગત ગુણધર્મો" કરે છે. પરંતુ તેઓ "બળો વચ્ચેની વિષમતાઓમાં", **પરસ્પર વિરોધી તત્ત્વોમાં**, સમાયેલા હોય છે. હેર ડ્યૂરિંગ આંતરવિરોધને તો સાવ નકારી કાઢે છે. અમે એ મુદ્દાની છણાવટ આગળ જતાં કરીશું. પછી તે **કારણતામાં** પહોંચી જાય છે, અને તેમાંથી **અનિવાર્યતામાં**. એટલે હેર ડ્યૂરિંગ પોતાને વિષે

"અમે, **પાંજરામાંથી** તત્ત્વજ્ઞાનનું નિરૂપણ ન કરનારા"

તરીકે ઉલ્લેખ કરતી વેળા દેખીતી રીતે કહેવા માગે છે કે પોતે પાંજરા**માં**, અર્થાત્ પ્રવર્ગોની હેગેલપંથી રેખાંકિત વિભાગણીના પાંજરામાં, ભરાઈને જ તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરે છે.

## ૫. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન. સ્થળ અને કાળ

હવે આપણે **પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન** ઉપર આવીએ. આમાં પણ હેર ડ્યૂરિંગને પોતાના પુરોગામીઓ જોડે અસંતોષ હોવાનાં સબળ કારણો છે.

પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનનું "એટલી હદે પતન થઈ ગયું કે તે અજ્ઞાનતાના પાયા ઉપર સ્થપાયેલું શુષ્ક, બનાવટી અને છીછરું બની ગયું" અને "કોઈ શેલિંગ તથા તેના જાતભાઈઓના, પરમતત્ત્વના પુરોહિતોનો સ્વાંગ સજતા તથા જનતાને બેવકૂફ બનાવતા માણસોના વેશ્યા જેવા ફિલસૂફવેડાની દશામાં સરી પડ્યું." આ "વિકૃતિઓથી" આપણે થાકને લીધે બચી ગયા છીએ, પણ હજુ સુધી તેમાંથી "અસ્થિરતા" જ પેદા થઈ છે; "અને જનસાધારણના સંબંધમાં તો જાણીતી વાત છે કે કોઈ પાકો ઊંટવૈદ અલોપ થઈ જાય ત્યારે ઘણી વાર તેમાં કોઈ ઓછા કાબેલ પણ વેપારનો વધારે અનુભવ ધરાવતા અનુગામી માટે નવું પાટિયું લગાવીને પુરોગામીનો માલ વેચવાનો મોકો જ ઊભો થાય છે." પ્રાકૃતિક વિજ્ઞાનીઓ પોતે "જગતને આવરી લેતા વિચારોની દુનિયામાં પર્યટનો કરવાનું વલણ ઓછું ધરાવતા હોય છે", અને તેના પરિણામે સૈદ્ધાંતિક ક્ષેત્રે "અવિચારી અને ઉતાવળા નિષ્કર્ષો" તારવી કાઢે છે.

તેથી મુક્તિની જરૂર તાકીદની છે, અને સારા નસીબે તેને માટે હેર ડ્યૂરિંગ હાજર છે.

કાળની દૃષ્ટિએ જગતના વિકાસને પગલે પગલે અને સ્થળની દૃષ્ટિએ તેની મર્યાદાઓને કારણે પ્રકાશમાં આવતી બાબતોને સરખી રીતે સમજવા માટે

આપણે "જગતની રેખાંકિત વિભાગણીના" કેટલાક ફકરાઓ તરફ પાછા વળવું પડશે.

અનંતતાને—જેને હેગેલે **ખરાબ** અનંતતા ગણાવી છે—હસ્તીના લક્ષણ તરીકે બતાવવામાં આવી છે, તે પણ હેગેલને અનુસરીને ('જ્ઞાનકોશ', ફકરો ૯૩)[39], અને પછી એ અનંતતાની તપાસ કરવામાં આવી છે.

> "કોઈ પણ **આંતરવિરોધ વિના** અનંતતાના સૌથી વધુ સ્પષ્ટ સ્વરૂપનો ખ્યાલ સંખ્યાઓની હારમાળામાં સંખ્યાઓના અપાર સંચયમાંથી મળે છે... જેવી રીતે આપણે કોઈ પણ સંખ્યામાં વળી નવા ઘટકનો ઉમેરો, વધુ સંખ્યાઓના ઉમેરાની શક્યતા ખતમ કર્યા વિના, કરી શકીએ, એવી જ રીતે હસ્તીની દરેક સ્થિતિ પછી નવી સ્થિતિ આવે છે, અને અનંતતા એવી સ્થિતિઓના એક પછી એક અસીમ ઉદયમાં સમાયેલી છે. એટલે, **ચોકસાઈથી ધારવામાં આવેલી** એ અનંતતાને માત્ર એક જ દિશા ધરાવતું માત્ર એક જ રૂપ હોય છે. સ્થિતિઓના સંચયમાં, તે વિરોધી દિશા ધારણ કરે છે કે નહિ એ બાબત આપણા ચિંતન માટે જરાય મહત્ત્વની ન હોવા છતાં, એવી પ્રતિગામી અનંતતામાં તો ઉતાવળે રચાઈ ગયેલું ચિંતન-બિંબ જ અંકિત હોય છે. ખરેખર, એ અનંતતાને વાસ્તવિક પરિસ્થિતિમાં **ઊલટી** દિશામાં કદમ ભરવાં પડશે એટલે દરેક સ્થિતિમાં સંખ્યાઓની અનંત હારમાળા તેની પાછળ રહેવાની. પણ એમ કરવાથી તો ગણાઈ ચૂકેલી અનંત સંખ્યાત્મક શ્રેણીનો વર્જિત આંતરવિરોધ ઊભો થાય, એટલે અનંતતામાં કોઈ બીજી દિશાની ધારણા બુદ્ધિસંગત નથી."

અનંતતાની એવી વિભાવનામાં પ્રથમ તારણ એવું કાઢવામાં આવ્યું છે કે જગતમાં ઘટનાઓનાં કારણો અને કાર્યોની સાંકળની શરૂઆત ક્યારેક તો થઈ જ હશે:

> "એકબીજાની અડોઅડ કતારબંધ ગોઠવાઈ ગયેલાં માની લેવામાં આવતાં અનંત સંખ્યાનાં કોઈ રીતે કલ્પી શકાય નહિ કેમ કે તેમાં જેને ગણી ન શકાય તેની ગણતરી થયેલી હોવાની પૂર્વધારણા છે."

એ રીતે **મૂળ કારણને** પુરવાર કરવામાં આવ્યું છે.

બીજું તારણ છે:

"ચોક્કસ સંખ્યાના નિયમનું: સ્વતંત્ર ચીજોની કોઈ વાસ્તવિક જાતિનાં સમરૂપોના સંચયની કલ્પના કેવળ ચોક્કસ સંખ્યાની રચના તરીકે જ થઈ શકે." કાળના કોઈ પણ બિંદુએ અસ્તિત્વ ધરાવતી આકાશી વસ્તુઓની સંખ્યા પરિમિત હોવી જ જોઈએ એટલું જ નહિ પણ જગતમાં અસ્તિત્વ ધરાવતા પદાર્થના તમામ, બારીકમાં બારીક સહિત, કણોની કુલ સંખ્યા પણ પરિમિત હોવી જ જોઈએ. કોઈ પણ સંયોજન પરમાણુઓ વિના કલ્પી ન શકાય તેનું ખરું કારણ એ બીજી આવશ્યકતાનું છે. દરેક વાસ્તવિક વિભાજનને હંમેશાં ચોક્કસ મર્યાદા હોય છે, અને જેને ગણી ન શકાય તેની ગણતરીના આંતરવિરોધથી બચવું હોય તો એવી મર્યાદા હોવી જ જોઈએ. એ જ કારણસર, આજ સુધી સૂર્ય ફરતે પૃથ્વીનાં પરિભ્રમણોની સંખ્યા ભલે જણાવી ન શકાય એવી હોવા છતાં પરિમિત હોવી જ જોઈએ એટલું જ નહિ પણ પ્રકૃતિની જુદા જુદા સમયની તમામ પ્રક્રિયાઓનો કોઈ તો આરંભ હોવો જ જોઈએ, અને પ્રકૃતિના તમામ તફાવતોનું, ઉત્તરોત્તર દેખાતી તેની સમગ્ર બહુવિધતાનું, મૂળ એક **સ્વસમાન સ્થિતિમાં** જ હોવું જોઈએ. કદાચ એ સ્થિતિ આંતરવિરોધ વિના સનાતન કાળથી અસ્તિત્વમાં હોય, પણ જો કાળ ખરા ભાગોનો બનેલો હોત, એથી ઊલટું ન હોત, અર્થાત્ ધારી શકાય એવી તરેહવાર શક્યતાઓને લીધે આપણાં માનસ વડે ખાલી આપખુદ રીતે વિભાજિત ન હોત, તો એ ખ્યાલ પણ બાકાત રહી જાત. કાળના ખરા અને પોતે જ વિશિષ્ટ અંતસ્તત્ત્વની વાત સાવ જુદી છે. નોખી પાડી શકાય એવી હકીકતોની કાળમાં ખરેખર ભરણી અને એ ક્ષેત્રની હસ્તીનાં રૂપો, ચોક્કસ તેમની વિશિષ્ટતાને કારણે જ, ગણી શકાય એવી બાબતોની દુનિયામાં સામેલ છે. જો આપણે એવી સ્થિતિની કલ્પના કરીએ કે જેમાં કશું પરિવર્તન થતું જ ન હોય, અને જેની સ્વસમાનતામાં ઉત્તરોત્તર તફાવતોની જોગવાઈ બિલકુલ ન હોય, તો તેમાં કાળ અંગેનો વધુ વિશિષ્ટ ખ્યાલ હસ્તીના વધુ સામાન્ય ખ્યાલમાં પલટાઈ જાય છે. ખાલી મુદ્દતના સંચયનો અર્થ કેવો નીકળે તેની કલ્પના કોઈ રીતે થઈ શકે એમ નથી.

અહીં સુધી છે હેર ડ્યૂરિંગ, અને આ બાબતો જાહેર કરવામાં તેને ઓછી ખુશી નથી થઈ. શરૂઆતમાં તે આશા રાખે છે કે એ બાબતોને "નજીવાં સત્યો નહિ ગણવામાં આવે", પણ આગળ જતાં આપણને જોવા મળે છે:

"અનંતતાની વિભાવનાઓને અને તેમની મીમાંસાને મદદ કરીને **આજ સુધી અજાણી મહત્ત્વની** કક્ષાએ આગળ ધપાવવામાં **આપણે** અજમાવેલી **સાવ સાદી** રીતોને યાદ કરો... સ્થળ અને કાળની સાર્વત્રિક ધારણાનાં તત્ત્વોને હવે તીક્ષ્ણ અને ગહન બનાવીને સાવ **સાદું** રૂપ આપવામાં આવ્યું છે."

**આપણે** મદદ કરીને ધપાવી! હવે તીક્ષ્ણ અને ગહન બનાવીને! "આપણે" એટલે કોણ? અને "હવે" એટલે ક્યારે? કોણ ગહન અને તીક્ષ્ણ બનાવે છે?

"થિસિસ: જગતનો આરંભ કાળમાં થયો છે. અને સ્થળ અંગે પણ તે મર્યાદિત છે.

"સાબિતી: કારણ કે જો એવું માનવામાં આવે કે જગતનો આરંભ કાળમાં નથી થયો તો કાળના દરેક બિંદુ સુધીમાં સનાતનતા વીતી હોવી જોઈએ, અને પરિણામે એક પછી એક વસ્તુસ્થિતિની અનંત શ્રેણી જગતમાં વીતી હોવી જોઈએ. પરંતુ શ્રેણીની અનંતતા ચોક્કસ રૂપે એ હકીકતમાં સમાયેલી હોય છે કે તેને ક્રમવાર સંયોજનથી કદી પૂરી ન કરી શકાય. એટલે જગતોની વીતી ગયેલી અનંત શ્રેણી અશક્ય છે, પરિણામે જગતનો આરંભ તેના અસ્તિત્વની જરૂરી શરત બની રહે છે. પહેલું તો આ જ સાબિત કરવાનું હતું.

"બીજી બાબત વિષે જો ફરી પણ તેનાથી ઊલટી ધારણા કરવામાં આવે તો જગત સહઅસ્તિત્વમાં રહેલી ચીજોનો અનંત સરવાળો જ હોય. હવે જે સહજબુદ્ધિની ચોક્કસ સીમાઓમાં સામેલ ન હોય એવા સમુચ્ચયનાં પરિમાણોની ધારણા આપણે તેના અંશોના સંયોજન સિવાય બીજી કોઈ રીતે ન કરી શકીએ, એવા સમુચ્ચયના કુલ સરવાળાની ધારણા આપણે પરિપૂર્ણ સંયોજન મારફત અથવા એક ઘટકમાં ફરીફરીને ઘટક ઉમેરતા રહીને જ કરી શકીએ. એટલે, પૂરા અવકાશને ભરી દેતા જગતની ધારણા સમગ્ર રૂપમાં કરવા માટે અનંત જગતના ઉત્તરોત્તર સંયોજનને પરિપૂર્ણ થઈ ગયેલું ગણવું પડે, એટલે કે સહઅસ્તિત્વમાં રહેલી સઘળી ચીજોની ગણતરીમાં અનંત કાળ વીતી ગયેલો ગણવો પડે. એ તો અશક્ય જ છે. એ કારણસર, વાસ્તવિક ચીજોના અપાર સમુચ્ચયને ચોક્કસ સમગ્રતા ન ગણી શકાય, અને એટલે જ તેને **એક જ સમયનો**, સમુચ્ચય પણ ન

ગણાવી શકાય. તેમાંથી એવું તારણ નીકળે છે કે જગત સ્થળના વિસ્તરણની બાબતમાં અનંત નથી પણ સીમાઓમાં બંધાયેલું છે. સાબિત કરવાની બીજી વાત એ હતી."

આ વાક્યો શબ્દે શબ્દ પહેલી વાર ૧૭૮૧માં પ્રસિદ્ધ થયેલી ઈમાનુએલ કાંટની કૃતિ '**વિશુદ્ધ તર્કની મીમાંસા**'માંથી નકલ કરેલા છે, જેને કોઈ પણ માણસ તેના પહેલા ખંડના બીજા વિભાગના બીજા ગ્રંથના બીજા પ્રકરણના બીજા ફકરામાં વાંચી શકે છે. શીર્ષક છે—'વિશુદ્ધ તર્કની પ્રથમ વિષમતા'[40]. તેથી હેર ડ્યૂરિંગની કીર્તિ તો કાંટે રજૂ કરેલા ખ્યાલને ખાલી **નામ**—નિશ્ચિત સંખ્યાનો નિયમ—આપવાની અને એવી શોધ કરવાની કામગીરી ઉપર જ આધારિત છે કે કયારેક એવો જમાનો હતો જ્યારે જગત તો હતું પરંતુ કાળ હજુ હતો જ નહિ. બાકીના, એટલે કે હેર ડ્યૂરિંગના વિવરણમાં કશોક અર્થ ધરાવતું જે કંઈ છે તેના, સંબંધમાં તો "અમે" એટલે ઈમાનુએલ કાંટ અને "હવે" એટલે પંચાણું વર્ષ પહેલાં. બેશક "સાવ સાદું"! "આજ સુધી અજાણ્યું મહત્ત્વ" અદ્‌ભુત છે!

પરંતુ કાંટે એવો દાવો બિલકુલ નથી કર્યો કે તેણે રજૂ કરેલી સાબિતીઓથી તેનાં વિધાનો ખરેખર પુરવાર થઈ ગયાં હોય. એથી ઊલટું, તેણે સામેના પાના ઉપર જ વિરોધી વાત રજૂ અને સાબિત કરી છે કે જગતનો આરંભ કાળમાં નથી થયો અને તેનો અંત સ્થળમાં નથી; અને ચોક્કસ એ વાતમાં જ તેને વિષમતા, અણઉકેલ આંતરવિરોધ, દેખાય છે કે એક બાબત જેવી રીતે સાબિત થઈ શકે એવી જ રીતે બીજી બાબત પણ સાબિત થઈ શકે. ઓછી સમજણવાળા લોકોને અહીં કદાચ શંકા થાય કે "કાંટ જેવા" માણસને અણઉકેલ મુશ્કેલી કેમ પડી હશે. પરંતુ "નખશિખ મૌલિક નિષ્કર્ષો અને વિચારો" ઘડી કાઢનારા આપણા બહાદુર તરકટીની બાબતમાં એમ નથી, તે તો કાંટની વિષમતામાંથી પોતાના મતલબનું મળે એટલાની નકલ મોજથી કરી લે છે અને બાકીનું બધું બાજુએ ફેંકી દે છે.

આ સમસ્યાનો તો સાદો ઉકેલ છે. કાળની સનાતનતા, સ્થળની અનંતતા, શરૂથી જ, શબ્દોના સાદા અર્થમાં, દર્શાવે છે કે કોઈ દિશાનો અંત જ **નથી**, દિશા પાછળની હોય કે આગળની, ઉપર કે નીચે જતી હોય, જમણી કે ડાબી તરફ જતી હોય. અનંત શ્રેણી કરતાં આ અનંતતા તદ્‌ન જુદી છે, કારણ કે શ્રેણીનો આરંભ તો એકથી, પ્રથમ પદથી, જ થાય. શ્રેણીનો એ ખ્યાલ

આપણી બાબતને લાગુ થઈ શકતો નથી, તેને સ્થળના સંબંધમાં લાગુ કરો કે તરત એ વાત સ્પષ્ટ થઈ જાય છે. અનંત શ્રેણીની ફેરબદલી સ્થળના ક્ષેત્રમાં કરવામાં આવે તો તે એવી રેખા બને કે જે ચોક્કસ બિંદુથી ચોક્કસ દિશામાં અનંત તરફ જાય. તેમાં સ્થળની અનંતતા એટલી અતિશય દૂરની રીતે પણ થાય છે ખરી? એથી ઊલટું, સ્થળનાં પરિમાણોના ખ્યાલમાં છ રેખાઓ એ એક જ બિંદુમાંથી નીકળીને ત્રણ જુદી વિરોધી દિશાઓમાં જાય છે, અને પરિણામે આપણને એવાં છ પરિમાણો મળે છે. કાંટે આ વાત એટલી સ્પષ્ટ સમજી લીધી કે એ સંખ્યાત્મક શ્રેણીને કેવળ આડકતરી ગોળગોળ રીતે જ જગતના સ્થળ-સંબંધોને લાગુ કરી. બીજી તરફ, હેર ડ્યૂરિંગ સ્થળનાં છ પરિમાણો સ્વીકારવાની ફરજ આપણે માથે લાદે છે, અને પછી તરત તેને સ્થળના ત્રણ સાધારણ પરિમાણોથી સંતોષ ન પામતા ગાઉસના ગણિતીય ગૂઢવાદ[41] અંગે ખીજ ઠાલવવા માફક શબ્દો નથી મળતા.

કાળને લાગુ કરવામાં આવતી રેખા કે બન્ને દિશાઓમાં ઘટકોની અનંત શ્રેણીઓ ચોક્કસ લાક્ષણિક મર્મ ધરાવતી હોય છે. પણ આપણે જો કાળની ધારણા **એકથી** આગળ ગણવામાં આવતી શ્રેણી તરીકે અથવા ચોક્કસ **બિંદુથી** શરૂ થતી રેખા તરીકે કરીએ તો અગાઉથી જ સૂચિત કરી દઈએ કે કાળને આરંભ હોય છે: આપણે જેને સાબિત કરવાનું છે તેને જ એક આધાર તરીકે રજૂ કરી દઈએ. આપણે કાળની અનંતતાને એકપક્ષી, અડધિયાનું, સ્વરૂપ આપી દઈએ, પરંતુ એકપક્ષી, અડધિયા જેવી, અનંતતા પણ ખુદ આંતરવિરોધ બની રહે છે—તે "આંતરવિરોધ વિના કલ્પેલી અનંતતા"થી એકદમ ઊલટી બાબત બની રહે છે. એ આંતરવિરોધને આપણે એક જ રીતે પાર કરી શકીએ, આપણે ધારી લેવું પડે કે જ્યાંથી શ્રેણીની ગણતરી શરૂ કરવામાં આવે તે એક, જ્યાંથી રેખાને માપવાનું શરૂ કરવામાં આવે તે બિંદુ શ્રેણીમાંથી કોઈ એક છે, રેખાનાં બિંદુઓમાંથી કોઈ એક બિંદુ છે, અને આપણે એ **એકને** અથવા એ બિંદુને ક્યાં મૂકીએ તેનું કશું મહત્ત્વ રેખા કે શ્રેણીના સંબંધમાં નથી.

પરંતુ "ગણાયેલી અનંત સંખ્યાત્મક શ્રેણી"ના આંતરવિરોધનું શું? હેર ડ્યૂરિંગ **તેને ગણવાની** ચાલાકીભરી **તરકીબ** કરી બતાવે કે તરત આપણે એવા ધોરણનું વધારે બારીક પરીક્ષણ કરી શકીશું. તે —∞થી (ઋણ અનંતતાથી) મીંડા સુધીની ગણતરી પૂરી કરી લે પછી તેને ફરી આવવા દો. દેખીતું છે કે ગમે તે બિંદુથી ગણતરી કરે તોપણ તે અનંત શ્રેણીને બાકી રહેવા દેશે અને સાથે સાથે જ પોતાને કરવાનું કામ પણ પડતું મૂકી દેશે. તે ૧ + ૨ + ૩ + ૪...ની

પોતાની જ અનંત શ્રેણીને ઊલટી કરી નાખે અને અનંતના છેડાથી પાછું ૧ સુધી ગણવાની કોશિશ કરે; દેખીતું છે કે એવી મહેનત તો સમસ્યાનો લેશમાત્ર ખ્યાલ ન ધરાવતો માણસ જ કરે. વળી: જો હેર ડ્યૂરિંગ એવો દાવો કરે કે વીતેલા કાળની અનંત શ્રેણીની ગણતરી કરી લેવામાં આવી છે, તો તે જણાવે છે કે કાળનો આરંભ હોય છે; કારણ કે નહિતર તે "ગણતરી" શરૂ જ કોઈ રીતે ન કરી શક્યો હોત. એટલે તે ફરી વાર પોતાની દલીલમાં પુરવાર કરવાની બાબતને આધાર તરીકે મૂકી દે છે. એટલે ગણાયેલી અનંત શ્રેણીનો ખ્યાલ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો જગતને આવરી લેતો નિશ્ચિત સંખ્યાનો ડ્યૂરિંગપંથી નિયમ, contradictio in adjecto છે, તેની અંદર જ આંતરવિરોધ, હકીકતમાં **બેહૂદો** આંતરવિરોધ, સમાયેલો છે.

વાત સ્પષ્ટ છે કે જેને અંત હોય પણ આરંભ ન હોય એવી અનંતતા, જેને આરંભ હોય પણ અંત ન હોય એવી અનંતતા કરતાં, જરાય વધારે કે જરાય ઓછી અનંત ન જ ગણાય. હેર ડ્યૂરિંગમાં લેશમાત્ર દ્વંદ્વાત્મક સૂઝ હોત તો તે જોઈ શકત કે આરંભ અને અંત આવશ્યક રૂપે પરસ્પર સંકળાયેલા હોય છે, ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવની જેમ, અને જો અંતને છોડી દેવામાં આવે તો આરંભ જ અંત—શ્રેણીનો **એક** છેડો—બની જાય; અને આરંભને છોડી દેવામાં આવે તો પણ એમ જ બને. અનંત શ્રેણીની બાબતમાં ગણિતની રીત લાગુ ન કરવામાં આવે તો આખી છેતરપિંડી અશક્ય બની જાય. ગણિતમાં અચોક્કસ, અનંત, સુધી પહોંચવા માટે ચોક્કસ, પરિમિત, પદોથી શરૂ કરવાનું જરૂરી હોય છે એટલે ધનાત્મક અથવા ઋણાત્મક તમામ ગણિતીય શ્રેણીઓને, ૧થી શરૂ કરવી પડે, નહિતર તેમનો ઉપયોગ ગણતરીમાં ન થઈ શકે. પરંતુ ગણિતશાસ્ત્રી માટે એવી અમૂર્ત જરૂરત વાસ્તવિક જગતમાં ફરજિયાત નિયમ કોઈ રીતે નથી બની રહેતી.

સાફ છે કે હેર ડ્યૂરિંગ ખરી અનંતતાની ધારણા આંતરવિરોધ વગર કરવામાં કદી સફળ નહિ થાય. અનંતતા તો આંતરવિરોધ છે જ, અને આંતરવિરોધોથી ભરેલી છે. શરૂઆતમાં જ આંતરવિરોધ જોવા મળે છે કે અનંતતામાં પરિમિતતાઓ સિવાય બીજું કશું નથી હોતું, તેમ છતાં હકીકત એવી જ છે. ભૌતિક જગતની મર્યાદિતતા તેની અમર્યાદિતતાના જેટલા જ પ્રમાણમાં આંતરવિરોધોમાં પરિણમે છે, અને આપણે જોઈ ગયા કે એ આંતરવિરોધોને પહોંચી વળવાનો દરેક પ્રયાસ નવતર અને બદતર આંતરવિરોધોમાં પરિણમે છે. અનંતતા આંતરવિરોધ છે **તેથી** જ અનંત પ્રક્રિયા છે, કાળ અને સ્થળમાં અંતહીન

રીતે પથરાતી રહે છે. આંતરવિરોધને દૂર કરવો એટલે અનંતતાનો અંત આણી દેવો. હેગેલે એ હકીકતને સાચી રીતે પારખી લીધી, અને એ આંતરવિરોધને ગૂઢતામાં જકડી લેનારા સજ્જનોની ઉપર વાજબી નફરત એ કારણે જ વરસાવી.

આગળ વધીએ. કાળનો આરંભ હતો. એ આરંભ પહેલાં શું હતું? વિશ્વ, અને તે એ વખતે સ્વસમાન, અપરિવર્તનશીલ સ્થિતિમાં હતું. એવી સ્થિતિમાં કોઈ પરિવર્તન એકબીજાને અનુસરતાં નથી તેથી કાળના વધારે વિશિષ્ટ ખ્યાલનું રૂપાંતર **હસ્તીના** વધારે સામાન્ય ખ્યાલમાં થઈ જાય છે. પહેલી વાત તો એ કે હેર ડ્યૂરિંગના દિમાગમાં વિચારો કઈ રીતે પલટાઈ જાય છે તેની સાથે અહીં આપણને નિસબત નથી. પ્રશ્ન કાળના **ખ્યાલનો** નથી પણ **સાચા** કાળનો છે, અને હેર ડ્યૂરિંગ સસ્તામાં પતાવી શકે તેમ નથી. બીજી વાત—કાળ અંગેનો ખ્યાલ ગમે એટલો હસ્તીના વધારે સામાન્ય ખ્યાલમાં પલટાઈ જાય પણ એથી આપણે એક કદમ પણ આગળ નથી જતા. કારણ કે તમામ હસ્તીના મૂળ રૂપો કાળ અને સ્થળ જ છે, અને કાળની બહાર હસ્તી એ સ્થળની બહાર હસ્તી જેટલી જ મોટી બેહૂદગી છે. હેગેલપંથી "કાળ પારની ગત હસ્તી" અને નવ-શેલિંગપંથી "પહેલેથી ધારણા ન થઈ શકે એવી હસ્તી"[42] આ કાળની બહાર હસ્તીની સરખામણીમાં તો તર્કસંગત ખ્યાલો છે. એ કારણસર હેર ડ્યૂરિંગ બહુ સંભાળપૂર્વક કામ શરૂ કરે છે; વાસ્તવમાં તે ખરેખર કાળ જ છે, પણ એવા પ્રકારનો કે તેને કાળ કહી શકાય નહિ; કાળને, ખરેખર જોતાં, પોતાનામાં કોઈ વિભાગો નથી અને તેનું વિભાજન તો આપણા દિમાગમાં જ થાય છે—કાળમાં નોખી પાડી શકાય એવી હકીકતોની ભરણીથી ગણતરી થઈ શકે—પણ ઠાલી મુદ્દતનો સંચય એટલે શું એ તો કલ્પી શકાય એવું નથી. એ સંચયનો શો અર્થ થાય એવો મુદ્દો અહીં પ્રસ્તુત નથી; પ્રશ્ન તો એ છે કે અહીંયાં ધારી લેવામાં આવેલી સ્થિતિમાં જગત મુદ્દત ધરાવે છે કે નહિ, કાળની અંદર મુદ્દતમાંથી પસાર થાય છે કે નહિ. આપણે લાંબા સમયથી વાકેફ છીએ કે જેવી રીતે ઠાલા અવકાશમાં કોઈ લક્ષ્ય કે હેતુ વિના માપણી કરવાથી કંઈ ન મળે એવી જ રીતે અંતસ્તત્ત્વ વગરની એવી મુદ્દતનું માપ કાઢવાથી કંઈ ન મળે. અને હેગેલ એવી ખોટી મહેનતના ત્રાસને કારણે જ એવી અનંતતાને **ખરાબ** ગણાવે છે. હેર ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે કાળ તો પરિવર્તન થકી જ અસ્તિત્વ ધરાવે છે, કાળમાં કે કાળ મારફત પરિવર્તનનું અસ્તિત્વ જ નથી. કાળ પરિવર્તનથી નિરાળો હોય છે, સ્વતંત્ર હોય છે, એટલે જ તેને પરિવર્તન થકી માપવાનું શક્ય છે કારણ કે માપણી માટે તો માપવાની

વસ્તુથી કંઈક જુદું હંમેશાં જરૂરી હોય છે. અને જેમાં ઓળખી શકાય એવાં પરિવર્તનો ન થતાં હોય એવો કાળ તો કાળ **હોવાની** બાબતથી **સાવ નિરાળો** જ હોય છે, સમજો કે **વિશુદ્ધ** કાળ, કોઈ બાહ્ય મિશ્રણોની અસર વગરનો કાળ, એટલે કે ખરો કાળ, **કેવળ કાળ જ**, હોય છે. હકીકતમાં આપણે જો એકદમ વિશુદ્ધ કાળનો, તમામ પરાયાં અને બાહ્ય મિશ્રણોથી મુક્ત કાળનો, ખ્યાલ મેળવવો હોય તો કાળમાં એકીસાથે કે ક્રમવાર બનતી સઘળી વિવિધ ઘટનાઓને અહીંયાં અપ્રસ્તુત ગણીને બાજુએ રાખી દેવી પડે અને એવી રીતે જેમાં કશું જ બનતું ન હોય એવા કાળની ધારણા કરવી પડે. એમ કરવાથી આપણે કાળની વિભાવનાને હસ્તીના સામાન્ય ખ્યાલમાં ડુબાવી નથી દેતા પણ એવી રીતે કદાચ પહેલી જ વાર કાળનો વિશુદ્ધ ખ્યાલ બાંધીએ છીએ.

પરંતુ હેર ડ્યૂરિંગ જગતની સ્વસમાન આરંભિક સ્થિતિની વાતો કરીને જે ગોટાળામાં અટવાઈ જાય છે તેની આગળ એ બધા આંતરવિરોધો અને અશક્યતાઓ તો ખાલી બચ્ચાંની રમત જેવી જ લાગે છે. જો જગત કોઈ જાતનાં પરિવર્તનો વગરની સ્થિતિમાં જ હંમેશાં રહ્યું હોય તો તે એવી સ્થિતિમાંથી ફેરફારની સ્થિતિમાં કઈ રીતે પહોંચે? તદ્દન અપરિવર્તનશીલ, ખાસ કરીને શાશ્વત કાળથી એવી સ્થિતિમાં રહેલું, જગત પોતાની મેળે જ એવી હાલતમાંથી છુટકારો ન મેળવી શકે અને ગતિ તથા પરિવર્તનની સ્થિતિમાં કોઈ રીતે ન જઈ શકે. એટલે તેને કોઈ પ્રાથમિક પ્રવેગ, ગતિમાન બનાવી દેતો પ્રવેગ, બહારથી, વિશ્વની બહારથી, મળ્યો હોવો જોઈએ. પણ સૌ જાણે છે કે "પ્રાથમિક પ્રેરણા" તો પરમેશ્વરનું બીજું નામ જ છે. હેર ડ્યૂરિંગે 'જગતની રેખાંકિત વિભાગણી'માં જે પરમેશ્વર અને પરલોકના તાણાવાણાને એકદમ સુંદર રીતે નોખા દેખાવ કર્યો હતો તેને જ વધુ તીક્ષ્ણ અને ગહન બનાવીને ફરી વાર અહીં પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનમાં સામેલ કરી દીધા છે.

આગળ જતાં હેર ડ્યૂરિંગ કહે છે:

> "જ્યાં પરિમાણ હસ્તીના સ્થાયી તત્ત્વનું લક્ષણ બની રહેતું હોય ત્યાં તેની નિર્ધારકતા અપરિવર્તિત રહે... આ વાત પદાર્થ અને યાંત્રિક બળને... લાગુ પડે છે."

પ્રાસંગિક ઉલ્લેખ કરીએ પ્રથમ વાક્ય હેર ડ્યૂરિંગના સિદ્ધાંતસૂત્રો-પુનરુક્તિઓ છલકાતા શબ્દાડંબરનું મૂલ્યવાન ઉદાહરણ છે. જ્યાં પરિમાણ પરિવર્તન પામતું

નથી ત્યાં તે એવું ને એવું જ રહે છે. એટલે જગતમાં અસ્તિત્વ ધરાવતો યાંત્રિક બળનો જથ્થો શાશ્વત કાળ સુધી એટલો ને એટલો જ રહે છે. આપણે એ હકીકતને ધ્યાનમાં ન લઈએ કે આ વાત જેટલી સાચી છે એટલી તો દેકાર્ત લગભગ ત્રણસો વરસ પહેલાં જાણતો હતો અને તેણે પોતાના તત્ત્વજ્ઞાનમાં[43] જણાવી પણ હતી. પ્રાકૃતિક વિજ્ઞાનમાં શક્તિના સંરક્ષણના સિદ્ધાંતની આણ છેલ્લાં ૨૦ વરસોથી ફેલાયેલી છે અને હેર ડ્યૂરિંગ તેને **યાંત્રિક** બળ પૂરતો મર્યાદિત રાખીને તેમાં સુધારો કોઈ રીતે નથી કરતો. પણ અપરિવર્તનશીલ સ્થિતિમાં યાંત્રિક બળ ક્યાં હતું? એ પ્રશ્નનો જવાબ આપવાનો હેર ડ્યૂરિંગ હઠીલાઈથી ઇનકાર કરે છે.

હેર ડ્યૂરિંગ, શાશ્વત સ્વસમાન યાંત્રિક બળ એ સમયે ક્યાં હતું? અને કઈ ચીજને તેણે ગતિ પ્રદાન કરી? જવાબ:

> "વિશ્વની અસલ સ્થિતિ, અથવા વધુ સાદી રીતે મૂકીએ તો અસ્તિત્વ જે કાળમાં કશાં પરિવર્તનોનો સંચય ન કરતા પદાર્થનું અપરિવર્તનશીલ અસ્તિત્વ, એવો સવાલ છે કે જેને તુચ્છકારી કાઢવાનું કામ તો પોતાની સર્જન શક્તિના સ્વખંડનમાં ડહાપણની પરમ કક્ષા જોનારું માનસ જ કરી શકે."

એટલે — કાં તો તમે કોઈ જાતની તપાસ વિના મારી અપરિવર્તનશીલ અસલ સ્થિતિને સ્વીકારી લો, નહિતર હું, ઓઈગેન ડ્યૂરિંગ, સર્જનાત્મક શક્તિ ધરાવતો માણસ, તમને બૌદ્ધિક પાવૈયાઓ ઠરાવી દઈશ. એથી બેશક ઘણા લોકો કદાચ પાછી પાની કરી જાય, પણ હેર ડ્યૂરિંગની સર્જન શક્તિનાં કેટલાંક ઉદાહરણો જોઈ ચૂકેલા અમે તો તેની આ શિષ્ટ ગાળનો કશો જવાબ હાલ પૂરતો ન આપવાની છૂટ લઈ શકીએ અને ફરી વાર પૂછી શકીએ: પણ હેર ડ્યૂરિંગ, મહેરબાની કરીને જણાવશો કે પેલા યાંત્રિક બળનું શું?

હેર ડ્યૂરિંગ તરત અકળામણમાં અટવાઈ જાય છે.

> હકીકતમાં, તે તોતડાવા લાગે છે: "એવી પ્રાથમિક એકાંતિક સ્થિતિનું નિરપેક્ષ રૂપાંકન પોતે સંક્રમણનો કોઈ સિદ્ધાંત પૂરો નથી પાડતું. પણ આપણે યાદ રાખવું જોઈએ કે આપણને જાણીતી અસ્તિત્વની સાંકળની દરેક નવી કડીની બાબતમાં — તે ગમે એટલી નાની હોય તોપણ — તળિયે

તો હાલત એવી જ છે. એટલે હાલ ચર્ચા હેઠળના મૂળભૂત પ્રશ્નમાં મુશ્કેલીઓ ઊભી કરવા માગતા કોઈ પણ માણસે સંભાળ રાખવી જોઈએ કે તે આથી ઓછા સ્પષ્ટ પ્રસંગોએ તેમની અવગણના ન કરે. વળી, એવી શક્યતા છે કે ઉત્તરોત્તર ક્રમવાર વચગાળાના તબક્કાઓ તથા સાતત્યનો પુલ પણ ગોઠવી દઈએ, અને તેની મારફત પાછળ ખસતાં ખસતાં પરિવર્તનની પ્રક્રિયાના વિલોપન સુધી પહોંચવાનું શક્ય બને. એ વાત સાચી કે વિશુદ્ધ વિભાવનાની દૃષ્ટિએ એવું સાતત્ય આપણને મુખ્ય મુશ્કેલી પાર કરવામાં મદદ નથી કરતું, પણ આપણા માટે તો તે સમગ્ર નિયમિતતાનું અને સામાન્ય સંક્રમણના દરેક પરિચિત રૂપનું મૂળ રૂપ છે, એટલે આપણે તેનો ઉપયોગ પ્રથમ સંતુલન અને તેમાં ખલેલ વચ્ચેના માધ્યમ તરીકે કરવાના અધિકારી છીએ. પણ આપણે વર્તમાન યંત્રવિજ્ઞાનમાં ખાસ કશા વાંધા વગર સ્વીકારી લેવામાં આવતા (!) વિચારોના નમૂનાના આધારે સમજો કે (!) ગતિહીન સંતુલનની ધારણા કરી હોત તો કોઈ રીતે ખુલાસો ન કરી શકત કે પદાર્થ પરિવર્તનની પ્રક્રિયામાં કેવી રીતે પહોંચી શક્યો." આપણને જણાવવામાં આવ્યું છે કે રાશિઓની ગતિશીલતા ઉપરાંત રાશિનું હલનચલન પણ એકદમ નાના કણોના હલનચલનમાં રૂપાંતરિત થઈ જાય છે, પણ તે કઈ રીતે થાય છે—"તેનો કોઈ સામાન્ય સિદ્ધાંત હાલ સુધી આપણને મળ્યો નથી અને એટલે એ પ્રક્રિયાઓ અમુક અંશે **અંધકારમાં** થતી હોય તો આપણને આશ્ચર્ય ન થવું જોઈએ."

હેર ડ્યૂરિંગને એટલું જ કહેવાનું છે. અને હકીકતમાં, આપણે એવી ખરેખર દયાજનક નરી ચાલાકીઓ તથા ઉડાઉ દલીલો સાંખી લઈને મૂંગા થઈ જઈએ તો આપણને "ડહાપણની પરમ કક્ષા સર્જન શક્તિના સ્વખંડનમાં" જ નહિ પરંતુ શંકારહિત અંધશ્રદ્ધામાં પણ ખોળવી પડે. હેર ડ્યૂરિંગ કબૂલ કરે છે કે નિરપેક્ષ રૂપાંકન આપમેળે પરિવર્તનની દિશાનું સંક્રમણ ન આણી શકે. વળી એવી પણ કોઈ રીત નથી કે જેની મારફત નિરપેક્ષ સંતુલન પોતાની મેળે ગતિમાં પલટાઈ જાય. તો પછી છે શું? ત્રણ પાંગળી ખોટી દલીલો.

પહેલી વાત: આપણને જાણીતી અસ્તિત્વની સાંકળની દરેક કડીમાંથી—તે ગમે એટલી નાની હોય તોપણ—આગળની કડીમાં થતું સંક્રમણ બતાવવાનું કામ એટલું જ મુશ્કેલ છે.—હેર ડ્યૂરિંગ પોતાના વાચકોને દૂધ પીતાં બચ્ચાં માનતો હોય એમ લાગે છે. અસ્તિત્વની સાંકળની નાનામાં નાની કડીઓ

વચ્ચેનાં અલગ અલગ સંક્રમણો તથા જોડાણો સાબિત કરવાનું કામ જ ચોક્કસ રૂપમાં પ્રાકૃતિક વિજ્ઞાનનું અંતસ્તત્ત્વ છે, અને એ કામમાં કોઈ તબક્કે મુશ્કેલી ઊભી થાય ત્યારે કોઈને, હેર ડ્યૂરિંગને પણ, એવો ખુલાસો કરવાનો ખ્યાલ નથી આવતો કે પૂર્વેની ગતિનો ઉદ્ભવ "શૂન્યતામાંથી" થયો છે, બલકે એવો ખુલાસો કરવામાં આવે છે કે તેનો ઉદ્ભવ કેવળ અગાઉની કોઈ ગતિની ફેરબદલી, રૂપાંતર, સંચારણ તરીકે જ થયો છે. પણ અહીંયાં તો સવાલ ચોક્કસ ગતિનો ઉદ્ભવ ગતિહીનતામાંથી, એટલે કે **શૂન્યતામાંથી**, થયો હોવાની વાત સ્વીકારી લેવાનો છે.

બીજી વાત: આપણી સામે "સાતત્યનો પુલ" છે. વિશુદ્ધ વિભાવનાની દૃષ્ટિએ તો એથી આપણને મુશ્કેલી પાર કરવામાં મદદ બેશક નથી મળતી, પણ તેમ છતાં આપણે તેનો **ઉપયોગ** ગતિહીનતા અને ગતિ વચ્ચેના માધ્યમ તરીકે **કરવાના** અધિકારી છીએ. કમનસીબે ગતિહીનતાનું સાતત્ય હલનચલન **ન** કરવામાં હોય છે; એટલે તેમાંથી ગતિ કેવી રીતે પેદા થાય એ પ્રશ્ન અગાઉ કરતાંયે વધારે ભેદી બની જાય છે. અને હેર ડ્યૂરિંગ તદ્દન ગતિહીનતામાંથી સાર્વત્રિક ગતિમાં પોતે સ્થાપેલા સંક્રમણના ભલે ગમે એટલા ટચૂકડા ટુકડા કરી નાખે અને તેને ભલે ગમે એટલી લાંબી મુદ્દત બક્ષે, તોપણ આપણે એક મિલીમીટરના દસ હજારમા ભાગ જેટલાયે આગળ જતા નથી. સર્જનના કૃત્ય વિના આપણે કદી શૂન્યતામાંથી કશાકમાં પહોંચી શકીએ નહિ, એ "કશુંક" ગણિતીય અવકલ જેટલું ટચૂકડું હોય તોપણ. એટલે સાતત્યનો પુલ ગર્દભ પુલ પણ નથી, તેની ઉપર થઈને તો કેવળ હેર ડ્યૂરિંગ જ નીકળી શકે.

ત્રીજી વાત: વર્તમાન યંત્રવિજ્ઞાન જ્યાં સુધી ટકી રહે ત્યાં સુધી—અને હેર ડ્યૂરિંગના કથન પ્રમાણે એ વિજ્ઞાન ચિંતનના ઘડતરની અત્યંત અગત્યની કળોમાં સ્થાન ધરાવે છે—ગતિહીનતાને કેવી રીતે ગતિમાં પલટાવી શકાય તેનો ખુલાસો બિલકુલ શક્ય નથી. પરંતુ તાપનો યાંત્રિક સિદ્ધાંત આપણને જણાવે છે કે રાશિઓનું હલનચલન અમુક સંજોગોમાં પલટાઈને અણુઓનું હલનચલન બની જાય છે. (પરંતુ અહીં પણ એક ગતિમાંથી બીજી ગતિ પેદા થાય છે, ગતિહીનતામાંથી કદી નહિ), અને હેર ડ્યૂરિંગ અચકાતો અચકાતો સૂચન કરે છે કે એ હકીકત કદાચ એકદમ સ્થિર (સંતુલનમાં) અને ગતિમાન (ગતિમાં) વચ્ચે પુલ પૂરો પાડે એવી શક્યતા છે. પણ એ પ્રક્રિયાઓ "અમુક અંશે અંધકારમાં" થતી હોય છે. અને હેર ડ્યૂરિંગ એવી રીતે આપણને અંધારામાં રાખીને જતો રહે છે.

તેણે વધારે ગહન અને વધારે તીક્ષ્ણ બનતાં બનતાં આપણને આવી હાલતમાં પહોંચાડી દીધા છે — આપણે વધુ ને વધુ તીક્ષ્ણ બકવાટમાં એકધારે વધારે ને વધારે ઊંડા ડૂબતા રહ્યા છીએ — અને છેવટે જ્યાં — પડવાના હતા — "અંધકારમાં" — ત્યાં જ જઈને પડીએ છીએ. પણ એથી હેર ડ્યૂરિંગને બહુ શરમ નથી આવતી. પછી બીજા જ પાનામાં તે ગુસ્તાખીથી જાહેર કરે છે કે પોતે

> "સીધું પદાર્થ **અને યાંત્રિક બળોના** વર્તનમાંથી સ્વસમાન સ્થાયિતાના ખ્યાલમાં ખરું અંતસ્તત્ત્વ રેડી શક્યો છે."

અને આ માણસ બીજાઓને "ઊંટવૈદ" ગણાવે છે.

"અંધકારમાં" આવી બધી નિરુપાય રખડપટ્ટી અને ગૂંચવાડા છતાં સારા નસીબે આપણે માટે એક આશ્વાસન બાકી રહ્યું છે, અને એ હકીકત સાચે જ આત્માને ઉન્નત બનાવે છે:

> "અન્ય અવકાશી પદાર્થોમાં વસનારાઓનું ગણિત આપણા સ્વયંસિદ્ધ સૂત્રો સિવાય બીજા કશા ઉપર આધારિત ન હોઈ શકે!"

## ૬. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન
## વિશ્વની ઉત્પત્તિ, ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન

આપણે આગળ વધીએ અને હવે વિશ્વ કઈ રીતે અસ્તિત્વમાં આવ્યું તે વિષેના સિદ્ધાંતોનું પરીક્ષણ કરીએ.

આપણને કહેવામાં આવ્યું છે કે આયોની તત્ત્વજ્ઞાનીઓને જુદા પાડતો મુદ્દો પદાર્થના સાર્વત્રિક વિભાજનની સ્થિતિનો હતો, પણ આગળ જતાં, ખાસ કરીને કાંટના સમયથી, આદિમ નિહારિકાની ધારણાએ નવો ભાગ ભજવ્યો, અને ધીરે ધીરે નક્કર અવકાશી વસ્તુઓની રચનામાં ગુરુત્વાકર્ષણ તથા તાપનું વિકિરણ કારણભૂત ગણાવા લાગ્યાં. તાપનો વર્તમાન યાંત્રિક સિદ્ધાંત વિશ્વની અગાઉની સ્થિતિઓનું અનુમાન ઘણા વધારે ચોક્કસ રૂપમાં કરવાનું શક્ય બનાવે છે. પરંતુ, "વાયુરૂપી વિભાજનની સ્થિતિ તો, તેની અંદર અસ્તિત્વ ધરાવતી યાંત્રિક પદ્ધતિનું વધારે ચોક્કસ નિરૂપણ પહેલેથી શક્ય બને ત્યારે જ ગંભીર ધારણાઓનું આરંભબિંદુ બની શકે. નહિતર ખ્યાલ હકીકતમાં અત્યંત અસ્પષ્ટ રહે છે એટલું જ નહિ પણ અસલ ધુમ્મસ જેમ જેમ ધારણાઓ આગળ વધતી જાય તેમ તેમ મૂળ ધુમ્મસ વધારે ને વધારે ગાઢ અને અભેદ્ય બનતું જાય છે;... દરમિયાનમાં બધું હજી પ્રસારના અસ્પષ્ટ અને આકારહીન ખ્યાલ જેવું છે, અને તેનું વધારે ચોક્કસ નિર્ધારણ શક્ય નથી", અને એટલે "આ વાયુરૂપ વિશ્વ" તો આપણને ફક્ત "અત્યંત હવાઈ વિભાવના" જ પૂરી પાડે છે.

તમામ હયાત અવકાશી વસ્તુઓની ઉત્પત્તિ ચક્રભ્રમણ કરતા નિહારિકા-રાશિઓમાંથી થઈ હોવાનો કાંટપંથી સિદ્ધાંત કોપેરનિકસના સમય પછી

ખગોળવિજ્ઞાનમાં સૌથી મોટું આગેકદમ અંકિત કરે છે. પ્રકૃતિ કાળમાં કોઈ ઈતિહાસ નથી ધરાવતી એવો ખ્યાલ પ્રથમ વાર ડગુમગુ થવા લાગ્યો. ત્યાં સુધી તો અવકાશી વસ્તુઓ છેક આરંભથી જ હંમેશાં એકની એક સ્થિતિઓમાં રહી હોય અને એકના એક માર્ગોએ ચાલતી રહી હોય એમ માનવામાં આવતું હતું. અને જુદી જુદી અવકાશી વસ્તુઓ પર અલગ અલગ જીવો મરતા ગયા પરંતુ જાતિઓ અને ઉપજાતિઓને અવિકારી માનવામાં આવતી હતી. એ સાચું કે પ્રકૃતિ દેખીતી રીતે સતત ગતિમાં હતી, પણ એ ગતિ એકની એક પ્રક્રિયાઓના અવિરત પુનરાવર્તન જેવી લાગતી હતી. ચિંતનની આધિભૌતિકવાદી રીતને મળતી આવતી એ વિભાવનામાં પહેલું ગાબડું કાંટે પાડયું, અને એવી વૈજ્ઞાનિક રીતે પાડયું કે તેણે રજૂ કરેલા પુરાવાઓમાંથી મોટા ભાગનાને આજે પણ માન્ય રાખવામાં આવે છે. સાથે સાથે જ, કાંટના સિદ્ધાંતનું ચોકસાઈથી પરીક્ષણ કરવામાં આવે તો તે હજુ કેવળ અનુમાન જ છે. પરંતુ એ જ રીતે કોપેરનિકસની જગત પદ્ધતિમાં[44] પણ એથી વિશેષ કંઈ નથી, અને તારાઓથી ભરેલા નભમાં એવા તપતા લાલચોળ વાયુરૂપ રાશિઓના અસ્તિત્વની સાબિતી, નિર્વિવાદ સાબિતી, સ્પેક્ટ્રોસ્કોપ જેવા સાધન મારફત મળી ગઈ ત્યાર પછી કાંટના સિદ્ધાંતનો વૈજ્ઞાનિક વિરોધ શાંત પડી ગયો છે. હેર ડ્યૂરિંગ પણ પોતાના વિશ્વની રૂપરેખાને એવી નિહારિકા-કક્ષા વિના પરિપૂર્ણ કરી શકતો નથી પણ તેનું વેર એવી માગણી ઉઠાવીને વાળે છે કે એ નિહારિકા-કક્ષાની અંદર અસ્તિત્વ ધરાવતી યાંત્રિક પદ્ધતિ તેને બતાવવામાં આવે, અને કોઈ એ પદ્ધતિ બતાવી શકતું નથી એટલે તે વિશ્વની એ નિહારિકા-કક્ષાને નાલેશીનાં તરેહવાર નામો વળગાડી દે છે. વર્તમાન વિજ્ઞાન એ પદ્ધતિનું હેર ડ્યૂરિંગને સંતોષ આપી શકે એવું વર્ણન કમનસીબે કરી શકતું નથી, બીજા ઘણા પ્રશ્નોના ઉત્તર તે આપી શકતું નથી એવી જ રીતે. દેડકાંને પૂંછડી કેમ નથી હોતી?—એવા સવાલનો તે હાલ સુધી તો આટલો જ જવાબ આપી શક્યું છે: કારણ કે તેમણે પૂંછડી ખોઈ નાખી છે. પણ કોઈ એવો જવાબ સાંભળતાં ઉશ્કેરાઈને કહી શકે ખરું કે તેમાં ખોઈ નાખવાના ખ્યાલને અસ્પષ્ટ અને આકારહીન રાખી દેવામાં આવ્યો છે,— તેનું વધારે ચોક્કસ નિર્ધારણ શક્ય નથી બનતું, તે અત્યંત હવાઈ વિભાવના જેવો બની રહે છે, અને પ્રાકૃતિક વિજ્ઞાનમાં નીતિરીતિ લાગુ કરવાથી આપણે એક ડગલું પણ આગળ નથી જતા. અણગમા અને ગરમ મિજાજનું એવું પ્રદર્શન તો હંમેશાં અને દરેક સ્થળે કરી શકાય, પણ એ જ કારણસર

ક્યાંય કરવું ન જોઈએ. આખર, હેર ડ્યૂરિંગને આદિમ નિહારિકાની યાંત્રિક પદ્ધતિ શોધી કાઢતાં કોણ અટકાવે છે?

સારા નસીબે હવે આપણે જાણીએ છીએ કે

> કાંટનો નિહારિકા-રાશિ "જગતના માધ્યમની પૂરેપૂરી એકરૂપ સ્થિતિથી, અથવા બીજી રીતે કહીએ તો પદાર્થની સ્વસમાન સ્થિતિથી, સાવ વેગળો છે."

કાંટ ખરેખર નસીબદાર ગણાય કે વર્તમાન અવકાશી વસ્તુઓથી પાછે પગલે નિહારિકાના ગોળા સુધી પહોંચવામાં તે સંતોષ માની શક્યો, પદાર્થની સ્વસમાન સ્થિતિનો ખ્યાલ તેને સ્વપ્નમાં પણ ન આવ્યો! સાથે સાથે એક વાતની નોંધ લેવી ઘટે કે વર્તમાન પ્રાકૃતિક વિજ્ઞાન કાંટના નિહારિકા-ગોળાને આદિમ નિહારિકા ગણાવે છે ત્યારે સાફ છે કે એ વાતને સાપેક્ષ અર્થમાં જ સમજવાની છે. તે આદિમ નિહારિકા એક તરફ તો વર્તમાન અવકાશી વસ્તુઓનું મૂળ અંકિત કરતી હોવાથી છે, અને બીજી તરફ પદાર્થનું વધારેમાં વધારે આરંભિક રૂપ, આપણને પાછે પગલે જતાં અત્યાર સુધીમાં જાણવા મળેલું રૂપ, હોવાથી છે. એથી એવી ધારણા બકાત બેશક નથી રહેતી પણ સૂચિત થાય છે કે પદાર્થ નિહારિકાની કક્ષા પહેલાં બીજાં રૂપોના અવિરત ક્રમને પાર કરી ચૂક્યો હશે.

હેર ડ્યૂરિંગ આમાં પોતાનો ફાયદો જુએ છે. જેને હાલ પૂરતી આદિમ નિહારિકા ગણવામાં આવે છે ત્યાં આપણે હાલ પૂરતા વિજ્ઞાનની ભેગા થંભી જઈએ છીએ, પણ તેનું વિજ્ઞાનોનું વિજ્ઞાન તેને એથીયે ઘણો વધારે પાછળ

> "જગતના માધ્યમની એવી સ્થિતિ" સુધી લઈ જાય છે "કે જેને ખ્યાલના વર્તમાન અર્થમાં ચોક્કસ સ્થિર પણ ન સમજી શકાય અથવા ગતિશીલ પણ ન સમજી શકાય"—

એટલે જેને બિલકુલ સમજી જ ન શકાય.

> "પદાર્થ અને યાંત્રિક બળની જે એકતાને આપણે જગતનું માધ્યમ ગણાવીએ છીએ તેને ઉત્ક્રાંતિની ગણી શકાય એવી બધી કક્ષાઓની પૂર્વશરત

બની રહેતી પદાર્થની સ્વસમાન સ્થિતિ નિર્દેશતી તર્કસંગત-વાસ્તવિક ફોર્મ્યુલાનું નામ આપી શકાય."

સાફ છે કે આપણને પદાર્થની સ્વસમાન આદિમ સ્થિતિથી છુટકારો કોઈ રીતે નથી મળતો. અહીં તેનો ઉલ્લેખ પદાર્થ અને યાંત્રિક બળની એકતા તરીકે, અને તે પણ તર્કસંગત-વાસ્તવિક ફોર્મ્યુલા વગેરે તરીકે, કરવામાં આવ્યો છે. એટલે પદાર્થ અને યાંત્રિક બળની એકતાનો અંત આવે કે તરત ગતિની શરૂઆત થાય છે.

તર્કસંગત-વાસ્તવિક ફોર્મ્યુલા તો "પોતાની અંદર" અને "પોતાને ખાતર" નામક હેગેલપંથી પ્રવર્ગોને વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનમાં ઉપયોગ લાયક બનાવવાનો પાંગળો પ્રયાસ જ છે. હેગેલના વિચારોમાં, "પોતાની અંદર"નો પ્રવર્ગ વસ્તુ, પ્રક્રિયા, કે ખ્યાલની ભીતર છુપાયેલા અણવિકસીત આંતરવિરોધોના મૂળ સ્વરૂપને આવરી છે; અને "પોતાને ખાતર"ના પ્રવર્ગમાં એ છુપાયેલાં તત્ત્વોની વિશિષ્ટતા અને અલગતા તેમ જ તેના ઘર્ષણની શરૂઆતનું બિંદુ સામેલ હોય છે. એટલે આપણે તેથી ગતિહીન આદિમ સ્થિતિનો વિચાર પદાર્થ તથા યાંત્રિક બળની એકતા તરીકે અને હલનચલનમાં સંક્રમણનો વિચાર તેમની અલગતા અને પરસ્પર વિરોધ તરીકે કરવાનો છે. તેમાંથી આપણે જે મેળવ્યું તે પેલી કલ્પનાતીત આદિમ સ્થિતિની વાસ્તવિકતાની સાબિતી નહિ પણ એટલી જ હકીકત કે એ સ્થિતિને હેગેલના "પોતાની અંદર"ના પ્રવર્ગમાં અને તેના એવા જ કલ્પનાતીત અંતને "પોતાને ખાતર"ના પ્રવર્ગમાં મૂકવાનું શક્ય છે. હેગેલ આપણને મદદ કરે!

હેર ડ્યૂરિંગ કહે છે કે પદાર્થ તમામ વાસ્તવિકતાનો વાહક છે; તેથી પદાર્થથી અળગું કોઈ યાંત્રિક બળ હોઈ ન શકે. યાંત્રિક બળ વધુમાં પદાર્થની સ્થિતિ અંકિત કરે છે. અસલ સ્થિતિમાં, કશું બનતું જ ન હતું ત્યારે, પદાર્થ અને તેની સ્થિતિ, યાંત્રિક બળ, એક જ હતાં. પછી કંઈક બનવા લાગ્યું ત્યારે એ સ્થિતિ દેખીતી રીતે પદાર્થથી કંઈક જુદું બની ગઈ હોવી જોઈએ. એટલે આપણે એ બધા ભેદી ફતવાઓ સાંભળીને, અને સ્વસમાન સ્થિતિ ન સ્થિર કે ન ગતિશીલ, ન સંતુલનમાં કે ન ગતિમાં, હોવાની ખાતરી મેળવીને, ચુપ થઈ જવાનું છે. હજુ આપણે નથી જાણતા કે એ સ્થિતિમાં યાંત્રિક બળ ક્યાં હતું, અને નિરપેક્ષ ગતિહીનતામાંથી ગતિમાં બહારના પ્રવેગ વિના, એટલે કે પરમેશ્વર વિના, કેવી રીતે પહોંચવું.

હેર ડ્યૂરિંગ પૂર્વેના ભૌતિકવાદીઓએ પદાર્થ અને ગતિની છણાંવટ કરી હતી. તે ગતિને યાંત્રિક બળ, ગતિનું ધારી લેવામાં આવેલું મૂળ રૂપ, બનાવી દે છે, અને એ રીતે પદાર્થ અને ગતિ વચ્ચેના ખરા જોડાણને સમજવાનું પોતાને માટે અશક્ય બનાવી દે છે. એ જોડાણ તો અગાઉના તમામ ભૌતિકવાદીઓને પણ સ્પષ્ટ નહોતું સમજાયું. પરંતુ એ સાવ સાદું છે. **ગતિ એટલે પદાર્થના અસ્તિત્વની એક રીત**. ગતિ વિનાનો પદાર્થ ક્યાંય કદી હતો નહિ અને હોઈ શકે નહિ. અવકાશમાં ગતિ, જુદી જુદી અવકાશી વસ્તુઓમાં વધારે નાના રાશિઓની યાંત્રિક ગતિ, તાપ અથવા વિદ્યુત કે ચુંબકીય પ્રવાહો રૂપે અણુઓનું કંપન, રાસાયણિક વિઘટન અને સમન્વય, કાર્બનિક જીવન—દરેક ચોક્કસ પળે જગતમાં પદાર્થનો દરેક અલગ પરમાણુ ગતિના એક યા બીજા રૂપમાં અથવા એકીસાથે કેટલાય રૂપોમાં હોય છે. સમગ્ર વિરામ, સમગ્ર તમામ સંતુલન, સાપેક્ષ હોય છે, કેવળ ગતિના એક યા બીજા રૂપના સંબંધમાં જ અર્થ ધરાવે છે. ઉદાહરણ તરીકે, પૃથ્વી પર એક વસ્તુ યાંત્રિક સંતુલનમાં હોઈ શકે, યાંત્રિક દૃષ્ટિએ વિરામમાં હોઈ શકે; પણ તેને લીધે પૃથ્વીની અથવા સમગ્ર સૂર્યમંડળની ગતિમાં ભાગ લેવામાં તેને કોઈ જાતની રુકાવટ નથી નડતી, એવી જ રીતે, વસ્તુની એવી સ્થિતિને લીધે, તેના અત્યંત સૂક્ષ્મ કણોને, તેના તાપમાનના આધારે નિર્ધારિત થતાં કંપનો કરવામાં, અથવા તેના પરમાણુઓને રાસાયણિક પ્રક્રિયામાંથી પસાર થવામાં, કોઈ જાતનો અવરોધ નથી પડતો. ગતિ વગરના પદાર્થની ધારણા પદાર્થ વિનાની ગતિની ધારણા જેટલી જ અશક્ય છે. એટલે ગતિ પદાર્થના જેટલી જ અસર્જનીય તથા અવિનાશી છે, પુરાણા તત્ત્વજ્ઞાનમાં (દેકાર્ત) જણાવવામાં આવ્યું છે તેમ, જગતમાં અસ્તિત્વ ધરાવતો ગતિનો સમુચ્ચય કાયમ એકસરખો જ રહે છે. એટલે ગતિ સર્જી શકાતી નહિ, તેની કેવળ ફેરબદલી થઈ શકે. ગતિની ફેરબદલી એકમાંથી બીજી વસ્તુમાં થાય ત્યારે ફેરબદલીને કારણે માની શકાય કે તે સક્રિય છે, જેવી રીતે ગતિનું કારણ ગતિની ફેરબદલી થઈ જતાં નિષ્ક્રિય છે એવી જ રીતે. આપણે એવી સક્રિય ગતિને **બળ** અને નિષ્ક્રિયને **બળની અભિવ્યક્તિ** કહીએ છીએ. એટલે વાત દીવા જેવી સ્પષ્ટ છે કે બળ તેની અભિવ્યક્તિ જેટલું જ મોટું હોય છે કારણ કે હકીકતમાં છે કે **એકની એક** ગતિ બન્નેમાં ચાલતી હોય છે.

પદાર્થની ગતિહીન સ્થિતિનો ખ્યાલ તો એકદમ ખાલીખમ છે અને નર્યો બકવાટ છે—સો ટકાની "ઘેલછાભરી તરંગલીલા" છે. એવા ખ્યાલ ઉપર

પહોંચવા માટે સાપેક્ષ યાંત્રિક સંતુલનની એટલે કે પૃથ્વી પર કોઈ વસ્તુ જેવી સ્થિતિમાં હોઈ શકે તેની, ધારણા નિરપેક્ષ વિરામ તરીકે કરવાનું અને પછી એ સંતુલનને સમગ્ર વિશ્વમાં વિસ્તારવાનું જરૂરી બને છે. સાર્વત્રિક ગતિને ઉતારી પાડીને યાંત્રિક બળ બનાવી દેવામાં આવે તો બાબત બેશક વધારે સહેલી બની જાય. અને ગતિને વિશુદ્ધ યાંત્રિક બળ પૂરતી જ મર્યાદિત બનાવી દેવામાં આવે તો વધારાનો લાભ થાય છે કે બળને વિરામની સ્થિતિમાં, બંધાયેલી હાલતમાં, અને એટલે તત્કાળ પૂરતું નિષ્ક્રિય ધારી લઈ શકાય. ઘણી ઘણી વાર બને છે તેમ ગતિની ફેરબદલી કંઈક અંશે જટિલ પ્રક્રિયા છે, તેમાં સંખ્યાબંધ વચગાળાની કડીઓ હોય છે, એટલે સાંકળની છેલ્લી કડીને બાકી રાખીને વાસ્તવિક ફેરબદલીને મરજી મુજબની કોઈ ચોક્કસ પળ સુધી મુલતવી રાખી શકાય છે. દાખલા તરીકે, કોઈ માણસ બંદૂક ભરે, પણ ઘોડો દબાવીને ધડાકો કરવાની, દારૂગોળો સળગવાથી છૂટી થતી ગતિની ફેરબદલીની, ઘડીને મુલતવી રાખી દે. એટલે કલ્પના શક્ય છે કે પદાર્થ ગતિહીન સ્વસમાન સ્થિતિમાં હોય ત્યારે તેમાં બળ ભરેલું હોય. પદાર્થ અને યાંત્રિક બળની એકતાની હેર ડ્યૂરિંગની વાતમાં કશો અર્થ હોય તો એવો જ લાગે છે. એ ખ્યાલમાં નર્યો બકવાટ છે કારણ કે તેમાં એક સ્થિતિને નિરપેક્ષ ગણાવીને તેની ફેરબદલી આખા વિશ્વમાં કરી દેવામાં આવે છે, પરંતુ એ સ્થિતિ રૂપલક્ષણની દૃષ્ટિએ સાપેક્ષ છે એટલે કોઈ એક ચોક્કસ સમયે પદાર્થના માત્ર **એક ભાગને** જ અસર કરી શકે છે. આ મુદ્દાની અવગણના કરીએ તોપણ મુશ્કેલી તો ઊભી રહે જ છે: પહેલી વાત—હાલ તો બંદૂકો પોતાની મેળે નથી ભરાઈ જતી, તો પછી વિશ્વમાં બળ કેવી રીતે ભરાઈ ગયું? બીજી વાત—ઘોડો કોની આંગળીથી દબાયો? આપણે આ વાતને આમથી તેમ ગમે એટલી મરોડીએ પણ હેર ડ્યૂરિંગની દોરવણી નીચે કાયમ એકની એક બાબત ઉપર જ પાછા પહોંચી જઈએ છીએ—એ બાબત છે પરમેશ્વરની આંગળીની.

વાસ્તવિકતાનો આપણો તત્ત્વજ્ઞાની ખગોળવિજ્ઞાનમાંથી યંત્રવિજ્ઞાન અને ભૌતિકવિજ્ઞાનમાં પહોંચી જાય છે, અને અફસોસ કરે છે કે તાપના યાંત્રિક સિદ્ધાંતની શોધ પછીની પેઢી દરમિયાન તે, ખુદ રોબર્ટ માઈયેરે તેને થોડો થોડો કરીને જેટલો વિકસાવ્યો હતો એ બિંદુથી, ભૌતિક દૃષ્ટિએ લેશમાત્ર આગળ વધ્યો નથી. એ ઉપરાંત, આખો મામલો હજુ બહુ અસ્પષ્ટ છે:

આપણે "કાયમ યાદ રાખવું જોઈએ કે પદાર્થની ગતિની સ્થિતિઓમાં

સ્થિર સંબંધો પણ હોય છે... અને તેમનું માપ યાંત્રિક કાર્ય વડે કાઢી શકાતું નથી... અગાઉ અમે પ્રકૃતિને મહાન કાર્યકર તરીકે વર્ણવી હતી અને હવે એ વાતનો ચોકસાઈથી અર્થ કાઢીએ તો અમારે વધુમાં ઉમેરવું જોઈએ કે સ્વસમાન સ્થિતિઓ અને સ્થિર સંબંધો યાંત્રિક બળનું પ્રતિનિધિત્વ નથી કરતાં. એટલે ફરી આપણે સ્થિરથી ગતિશીલ સુધીનો પુલ ચૂકી જઈએ છીએ, અને કહેવાતો ગર્ભિત તાપ હવે એ સિદ્ધાંતના માર્ગમાં જબ્બર અવરોધ બની રહેતો હોય તો એમાં પણ આપણે ખામી માની લેવી જોઈએ, અને અંતરિક્ષી પ્રયોગોમાં એ ખામીને કોઈ રીતે નકારી શકાય એમ નથી.”

ફરી વાર આ સમગ્ર દેવવાણીમાં ડંખતા મનના રોદણાં સિવાય બીજું કશું જ નથી, તેને બરાબર ખબર છે કે પોતે ગતિહીનતામાંથી ગતિનું સર્જન કરીને ઊંડા કાદવમાં ફસાઈ ગયું છે, તેમાંથી કોઈ રીતે નીકળી શકે એમ નથી, પણ તોયે એકમાત્ર શક્ય તારણહારને, સ્વર્ગ અને પૃથ્વીના સર્જકને, ધા નાખવામાં શરમાય છે. સ્થિરથી ગતિશીલ અને સંતુલનથી ગતિ સુધીનો પુલ તાપના યાંત્રિક સિદ્ધાંત સહિતના યંત્રવિજ્ઞાનમાં ન મળી શકતો હોય તો હેર ડ્યૂરિંગને માથે પોતાની ગતિહીનતાથી ગતિ સુધીનો પુલ શોધી કાઢવાની જવાબદારી કેવી રીતે આવે છે? એથી તો તેને પોતાની દશામાંથી છુટકારો મેળવવાનો મઝાનો ઉપાય મળી ગયો હોત.

સામાન્ય યંત્રવિજ્ઞાનમાં સ્થિરથી ગતિશીલ સુધીનો પુલ છે—બહારનો પ્રવેગ. એકસો રતલ વજનના પથ્થરને હવામાં દસ ગજ અદ્ધર ઉઠાવવામાં આવે અને ત્યાં જ સ્વસમાન તથા વિરામની સ્થિતિમાં ટકી રહે એવી રીતે મુક્ત લટકતો રાખવામાં આવે તો માત્ર ધાવણાં બચ્ચાંની સામે જ કહી શકાય કે આ વસ્તુની વર્તમાન સ્થિતિમાં કોઈ યાંત્રિક કામગીરી નથી, પહેલાંની સ્થિતિથી તેનું અંતર યાંત્રિક કામગીરીથી માપી શકાય એમ નથી. કોઈ પણ રાહદારી હેર ડ્યૂરિંગને સહેલાઈથી સમજાવી શકશે કે પથ્થર આપમેળે ઊંચો થઈને દોરડા સાથે નહોતો બંધાઈ ગયો, અને યંત્રવિજ્ઞાનના નિયમોના કોઈ પણ પુસ્તકમાંથી તેને જાણવા મળશે કે તે પથ્થરને નીચે પડવા દે તો હવામાં દસ ગજ ઊંચે જવામાં જેટલી યાંત્રિક કામગીરી જરૂરી બનેલી એટલી જ નીચે જવામાં પણ જરૂરી બનશે. પથ્થર ઊંચે લટકતો હોય એવી સાદી હકીકત પણ યાંત્રિક કામગીરીનું પ્રતિનિધિત્વ કરે છે કારણ કે પથ્થર લાંબો સમય લટકતો રહે તો

દોરડું રાસાયણિક વિઘટનની પ્રક્રિયાને લીધે પથ્થરનું વજન ઉપાડવા જેટલું જોરદાર ન રહે કે તરત તૂટી જાય. પણ હેર ડ્યૂરિંગના શબ્દોનો ઉપયોગ કરીએ તો બધી યાંત્રિક પ્રક્રિયાઓને એવાં સાદાં મૂળભૂત રૂપો તરીકે ગણાવી દઈ શકાય. અને જેને હસ્તક બહારનો પ્રવેગ પૂરતા પ્રમાણમાં હોવા છતાં સ્થિરથી ગતિશીલ સુધીનો પુલ ગોતી ન શકે એવો ઍન્જિનિયર પેદા થવાનો હજી બાકી છે.

ગતિનું પ્રમાણ તેના વિરોધી તત્ત્વમાં, વિરામની સ્થિતિમાં, હોય એ બાબત આપણા આધિભૌતિકવાદી માટે ખરેખર લોઢાના ચણા જેવી અને કડવી ગોળી જેવી છે. એ તો સાચેસાચ ઉઘાડો આંતરવિરોધ છે, અને હેર ડ્યૂરિંગના કથન મુજબ દરેક **આંતરવિરોધ બકવાટ** જેવો હોય છે. તેમ છતાં હકીકત છે કે લટકતો પથ્થર યાંત્રિક ગતિના ચોક્કસ પરિમાણનું પ્રતિનિધિત્વ કરે છે, અને તેનું ચોક્કસ માપ પથ્થરના વજન તથા જમીનથી તેના અંતરના આધારે કાઢી શકાય છે, અને તેને મરજી મુજબ જુદા જુદા ઉપયોગમાં લઈ શકાય છે, દાખલા તરીકે, સીધો નીચે પાડીને, અથવા આડી સપાટી ઉપર સરકાવીને, અથવા તેના વડે કોઈ દાંડીને ફેરવીને. ભરેલી બંદૂકની બાબતમાં પણ એ વાત એટલી જ સાચી છે. દ્વંદ્વાત્મક દૃષ્ટિએ, ગતિને તેના વિરોધી તત્ત્વમાં, વિરામની સ્થિતિમાં, વ્યક્ત કરવામાં કોઈ જાતની મુશ્કેલી બિલકુલ નથી. દ્વંદ્વાત્મક દૃષ્ટિએ, સમગ્ર પ્રતિસંયોજન, આપણે જોઈ ગયા કે દ્વંદ્વાત્મક દૃષ્ટિએ તો એ આખો વિરોધ સાપેક્ષ હોય છે, તદ્દન વિરામ જેવું, બિનશરતી સંતુલન જેવું, કશું હોતું જ નથી. દરેક અલગ હલનચલન સંતુલન તરફ જવા મથે છે, અને સમગ્ર રૂપની ગતિ ફરી સંતુલનનો અંત આણે છે. એટલે વિરામ અને સંતુલનની સ્થિતિ ઊભી થાય ત્યારે તેમાં મર્યાદિત ગતિનું પરિણામ અંકિત હોય છે, અને આપોઆપ દેખાઈ આવે છે કે એ ગતિને તેના પરિણામ વડે માપી શકાય, તેમાં વ્યક્ત કરી શકાય, અને તેમાંથી એક અથવા બીજા રૂપમાં પાછી કાઢી શકાય. પણ હેર ડ્યૂરિંગ બાબતની એવી સાદી રજૂઆતથી સંતોષ માની લેવા તૈયાર ન થાય. તે સારા આધિભૌતિકવાદી તરીકે પહેલાં તો વાસ્તવિકતામાં કોઈ જાતનું અસ્તિત્વ ન ધરાવતી મોટી ખાઈ ગતિ અને સંતુલન વચ્ચે ખોદે છે, અને પછી હેરતમાં ગરકાવ થઈ જાય છે કે પોતે જ ઉપજાવી કાઢેલી એ ખાઈ ઓળંગવાનો કોઈ પુલ તેને મળતો નથી. તો પછી તે પોતાના આધિભૌતિકવાદી ટટ્ટુ ઉપર સવાર થઈને કાંટના "વસ્તુની અંદર"ના પ્રવર્ગનો પીછો કરે તોયે ઠીક જ છે કારણ કે ગોત્યા ન મળતા પુલની પાછળ, આખરી પૃથક્કરણમાં, એ જ પ્રવર્ગ છુપાઈને છે, બીજું કશું નહિ.

પણ આ સિદ્ધાંતમાં તાપનો યાંત્રિક સિદ્ધાંત અને બંધાયેલો તથા ગર્ભિત તાપ "મોટો અવરોધ બનીને પડયા છે" તેનું શું?

હિમાંકનું તાપમાન ધરાવતા એક રતલ બરફને વાતાવરણના ધોરણસર દબાણમાં ગરમી વડે એટલા જ તાપમાનના એક રતલ પાણીમાં પલટાવી નાખવામાં આવે ત્યારે ગરમીનો અમુક જથ્થો અદૃશ્ય થઈ જાય, અને એટલી ગરમી એ જ એક રતલ પાણીને શૂન્ય ડીગ્રીમાંથી ૭૯.૪ સેંટીગ્રેડ જેટલું ગરમ કરવા, અથવા ૭૯.૪ રતલ પાણીનું તાપમાન એક ડીગ્રી વધારવા, પૂરતી થાય. એ એક રતલ પાણીને ઉત્કલનબિંદુ સુધી, એટલે કે ૧૦૦ ડીગ્રી સેંટીગ્રેડ સુધી, ગરમ કરવામાં આવે અને પછી ૧૦૦ ડીગ્રી સેંટીગ્રેડના તાપમાનવાળી વરાળમાં પલટાવી નાખવામાં આવે, તો પાણીનું છેલ્લું ટીપું વરાળમાં પલટાઈ જાય ત્યાં સુધીમાં અદૃશ્ય થઈ જતી ગરમી લગભગ સાત ગણી હોય, ૫૩૭.૨ રતલ પાણીનું[45] તાપમાન એક ડીગ્રી વધારવા માટે પૂરતી હોય. અદૃશ્ય થઈ જતી ગરમીને **બંધાયેલો** તાપ કહેવામાં આવે છે. વરાળને ઠંડી કરીને પાણીમાં, અને પછી પાણીને બરફમાં, પલટાવી નાખવામાં આવે તો ગરમીનો જેટલો જથ્થો અગાઉ બંધાઈ ગયો હતો તે **છૂટો** થઈ જાય છે એટલે કે તેને તાપ તરીકે અનુભવી અને માપી શકાય. વરાળને ૧૦૦ ડીગ્રી સુધી ઠંડી કરવામાં આવે ત્યારે તે ધીરે ધીરે પાણીમાં રૂપાંતરિત થાય છે અને હિમાંકના તાપમાનનો પાણીનો જથ્થો બહુ ધીરે ધીરે બરફમાં પલટાય છે, તેનું કારણ વરાળ ટાઢી પડવાથી અને પાણી જામી જવાથી છૂટી થતી ગરમીનું છે. હકીકતો એવી છે. સવાલ એ છે કે તાપ બંધાયેલો હોય ત્યારે તેનું શું થાય છે?

તાપના યાંત્રિક સિદ્ધાંત મુજબ, તાપ કોઈ વસ્તુના ભૌતિક રીતે સક્રિય નાનામાં નાના કણોના (અણુઓના), તાપમાનના તથા સમુચ્ચયની સ્થિતિના આધારે વધારે કે ઓછા, કંપનમાં રહેલો હોય છે. એ કંપન ચોક્કસ સંજોગોમાં ગતિના બીજા કોઈ રૂપમાં પલટાઈ શકે છે. તાપનો એવો યાંત્રિક સિદ્ધાંત બતાવે છે કે અદૃશ્ય થઈ ગયેલી ગરમીએ કાર્ય કર્યું છે, તેનું કાર્યમાં રૂપાંતર થયું છે. બરફ ઓગળે ત્યારે અલગ અલગ અણુઓ વચ્ચેનું ગાઢ અને મક્કમ જોડાણ તૂટી જાય છે અને ઢીલા સંબંધમાં પલટાઈ જાય છે. ઉત્કલનબિંદુનું પાણી વરાળ બને ત્યારે એવી સ્થિતિ આવે છે કે જેમાં અલગ અલગ અણુઓ એકબીજાની ઉપર કશી નોંધપાત્ર અસર નથી કરતા અને તાપની અસરને લીધે નોખા પડીને તમામ દિશાઓમાં ઊડવા પણ લાગે છે. સ્પષ્ટ છે કે વસ્તુના અલગ અણુઓ પ્રવાહીની સ્થિતિ કરતાં વાયુની સ્થિતિમાં વધુ શક્તિ ધરાવતા

હોય છે, — પ્રવાહી અને પાછા ઘન સ્થિતિ કરતાં પ્રવાહીની સ્થિતિમાં વધુ શક્તિ ધરાવતા હોય છે. એટલે બંધાયેલો તાપ અદૃશ્ય નથી થઈ જતો, તેનું ખાલી રૂપાંતર જ થાય છે, અને આણુઓના તણાવનું રૂપ ધારણ કરે છે. અલગ અલગ આણુઓ એકબીજાના સંબંધમાં પોતાની નિરપેક્ષ અથવા સાપેક્ષ આઝાદી જાળવી શકે એવી સ્થિતિનું અસ્તિત્વ ખતમ થઈ જાય, એટલે સંબંધિત દાખલામાં તાપમાન ઉષ્ણતામાન ૧૦૦ અથવા ૦ ડીગ્રીથી નીચે જાય, કે તરત એ તણાવ ઢીલો પડી જાય છે, આણુઓ અગાઉ જેટલા જોરથી નોખા પડતા હતા એટલા જ જોરથી પાછા પરસ્પર નજીક આવતા જાય છે, અને એ જોર અદૃશ્ય બને છે પણ ફરી તાપના રૂપમાં સામે આવે છે, અને તેનું પરિમાણ અગાઉ બંધાઈ ગયેલા તાપના પરિમાણ જેટલું જ હોય છે. આ ખુલાસો અલબત્ત અનુમાન જ છે, જેવી રીતે તાપનો આખો યાંત્રિક સિદ્ધાંત અનુમાન છે એવી જ રીતે, કારણ કે આણુના કંપનની વાત તો રહેવા દઈએ પણ આણુનેય કોઈએ આજ સુધી ક્યારેય જોયો નથી. એ જ કારણસર આ હજી સાવ નવોદિત આખા સિદ્ધાંતમાં ખામીઓ હોય અને બેશક છે, પણ તે ગતિની અનશ્વરતા અને અસર્જનીયતા સાથે કોઈ રીતે અથડામણમાં આવ્યા વિના ઓછામાં ઓછો એટલો ખુલાસો તો પૂરો પાડે જ છે કે આખર શું બની રહ્યું છે, અને તેમાંથી એ પણ ફલિત થાય છે કે તાપ રૂપાંતરો દરમિયાન ક્યાં હોય છે. એટલે ગર્ભિત અથવા બંધાયેલો તાપ કોઈ રીતે તાપના યાંત્રિક સિદ્ધાંતમાં અવરોધ ઊભો નથી કરતો. ઊલટાનું, એ સિદ્ધાંત તો જે બને છે તેનો પહેલો તર્કસંગત ખુલાસો આપે છે, અને કોઈ અવરોધ ઊભો કરતો નથી — સિવાય કે આણુ શક્તિના બીજા રૂપમાં પલટાઈ ગયેલા તાપનું વર્ણન ભૌતિકવિજ્ઞાનીઓ "બંધાયેલો" જેવા કાલગ્રસ્ત અને અનુચિત શબ્દ વડે કરતા રહે છે.

એટલે સમુચ્ચયની ઘન, પ્રવાહી અને વાયુરૂપ સ્થિતિમાં સ્વસમાન સ્થિતિઓ તથા વિરામની સ્થિતિઓ ચોક્કસ યાંત્રિક કાર્યનું પ્રતિનિધિત્વ કરે છે કારણ કે યાંત્રિક કાર્ય તાપનું માપ અંકિત કરે છે. ધરતીનો ઘન પોપડો તેમ જ મહાસાગરનું પાણી વર્તમાન સમુચ્ચયની સ્થિતિઓમાં મુક્ત તાપના ચોક્કસ પરિમાણનું પ્રતિનિધિત્વ કરે છે, અને એ પરિમાણ બેશક યાંત્રિક બળના એટલા જ ચોક્કસ પરિમાણને અનુરૂપ હોય છે. જેમાંથી પૃથ્વી વિકસી છે એ વાયુરૂપ ગોળાનું સંક્રમણ પહેલાં પ્રવાહી અને પછી મોટે ભાગે ઘન સમુચ્ચયની સ્થિતિમાં થયું તે દરમિયાન આણુ શક્તિના ચોક્કસ પરિમાણનું વિકિરણ તાપ રૂપે અવકાશમાં થયું હતું. એટલે, જેને વિશે હેર ડ્યૂરિંગ ભેદી રીતે બબડાટ

કરે છે એ મુશ્કેલીનું અસ્તિત્વ જ નથી, અને એ સિદ્ધાંત અંતરિક્ષને લાગુ કરતી વેળા પણ આપણને ખોટ અને ખામીઓ કદાચ જોવા મળે — જેમાં જ્ઞાન મેળવવાનાં આપણાં અપૂરતાં સાધનોને કારણભૂત ગણવાં જોઈએ — પરંતુ હઠાવી ન શકાય એવા સૈદ્ધાંતિક અવરોધો તેમાં ક્યાંય ઊભા નથી થતા. સ્થિરથી ગતિશીલ સુધીનો પુલ પણ અહીં છે — બાહ્ય પ્રવેગ, સંતુલનની સ્થિતિમાં હોય એવી ચીજની ઉપર બીજી વસ્તુઓની ક્રિયા થતાં તે ઠંડી પડવાની કે ગરમ બનવાની સ્થિતિ. હેર ડ્યૂરિંગના એવા પ્રાકૃતિક વિજ્ઞાનમાં આપણે જેમ વધુ ઊંડા ઊતરતા જઈએ તેમ ગતિહીનતામાંથી ગતિનો ખુલાસો કરવાના અથવા વિશુદ્ધ સ્થિર, વિરામસ્થ જેની મારફત **આપમેળે** ગતિશીલ સુધી, ગતિ સુધી પહોંચી જાય એવો પુલ ગોતી કાઢવાના પ્રયત્નો વધારે ને વધારે વધુ અશક્ય લાગે છે.

આપણે સારા નસીબે અહીંયાં સ્વસમાન આદિમ સ્થિતિથી હાલ પૂરતો છુટકારો મેળવી લીધો છે. હેર ડ્યૂરિંગ રસાયણવિજ્ઞાનમાં પહોંચી જાય છે અને પ્રકૃતિની જડતાના ત્રણ નિયમો આપણી સમક્ષ પ્રગટ કરવાની તક ઝડપી લે છે. તેના વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાને અત્યાર સુધીમાં શોધી કાઢેલા એ નિયમો નીચે મુજબ છે:

> (૧) સામાન્ય રૂપે સમગ્ર પદાર્થનું, (૨) સાદાં (રાસાયણિક) તત્ત્વોનું, અને (૩) યાંત્રિક બળનું પરિમાણ અવિકારી હોય છે.

એટલે: પદાર્થની, અને સાદા સંઘટક ભાગોનો બનેલો હોવાથી તેમની પણ, અનશ્વરતા અને અસર્જનીયતા, તેમ જ ગતિની અનશ્વરતા અને અસર્જનીયતા, આખી દુનિયામાં જાણીતી અને સાવ અપૂરતી વ્યક્ત થયેલી એ બે પુરાણી હકીકતો — હેર ડ્યૂરિંગ નિર્જીવ જગત સંબંધી તેના પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનના પરિણામે માત્ર એટલી જ નિશ્ચિત બાબત પૂરી પાડી શકે છે. એ બધું તો આપણે લાંબા સમયથી જાણતા જ હતા. પણ આપણે એક વાત જાણતા ન હતા કે એ નિયમો "જડતા"ના નિયમો હતા અને એ કારણે "વસ્તુઓની પદ્ધતિના રેખાંકિત વિભાગણી સંબંધી ગુણધર્મો" હતા. ઉપર કાંટનું જે થયું તેનું પુનરાવર્તન આપણે નીરખી રહ્યા છીએ*: હેર ડ્યૂરિંગ કોઈ

---

*આ આવૃત્તિનાં પૃષ્ઠ ૬૧-૬૪ જુઓ. — સં.

જૂની ડહાપણભરી કહેણી ઉપાડી લે છે, તેની ઉપર પોતાની છાપ લગાવી દે છે, અને નીપજને આવું નામ આપે છે: "છેક પાયાથી મૌલિક નિષ્કર્ષો અને ખ્યાલો... પદ્ધતિસર્જક વિચારો... ઊંડાં મૂળવાળું વિજ્ઞાન."

પણ એ કારણસર આપણે જરા પણ નિરાશ થવાની જરૂર નથી. વધારેમાં વધારે ઊંડાં મૂળવાળા વિજ્ઞાનમાં અને સર્વોત્તમ વ્યવસ્થા ધરાવતા સમાજમાં પણ ગમે તે ખામીઓ ભલે હોય, પરંતુ હેર ડ્યૂરિંગ એક વાત કોઈ પણ સંજોગોમાં પૂરા વિશ્વાસથી કહી શકે છે કે:

> "વિશ્વમાં અસ્તિત્વ ધરાવતો સોનાનો જથ્થો હંમેશાં એટલો જ રહ્યો હોવો જોઈએ, અને સામાન્ય રૂપમાં પદાર્થ જેટલો કમ વધી કે ઘટી શકે એટલો જ કમ એ જથ્થો પણ વધી કે ઘટી શકે."

કમનસીબે હેર ડ્યૂરિંગ આપણને કહેતો નથી કે એ "અસ્તિત્વ ધરાવતા સોના" વડે આપણે શું ખરીદી શકીએ.

## ૭. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન
## જૈવ જગત

"વચ્ચે સોપાનોવાળી એક જ અને એકરૂપ સીડી દબાણ તથા ટક્કરના યંત્રવિજ્ઞાનમાંથી સંવેદનો અને વિચારોના સંયોજન સુધી પહોંચાડી દે છે."

હેર ડ્યૂરિંગ એવી ખાતરી આપીને જીવનની ઉત્પત્તિ અંગે વિશેષ કશું કહેવાની તકલીફથી પોતાને ઉગારી લે છે, જોકે વિશ્વની ઉત્ક્રાંતિનું છેક સ્વસમાન સ્થિતિ સુધી પગેરું કાઢનારા અને અન્ય આકાશી વસ્તુઓ અંગે પણ પૂરી જાણકારી ધરાવનારા ચિંતકને આ મુદ્દાના સંબંધમાં પણ ચોક્કસ ખબર હોવી જોઈએ કે કઈ બાબત કેવી છે. પરંતુ બાકી તો તેની ખાતરીને માપ સંબંધોની અગાઉ ઉલ્લેખિત હેગેલપંથી નિસ્પંદ રેખા વડે પૂરી ન કરી દેવામાં આવે ત્યાં સુધી તે અધૂરી જ રહે છે.* ગતિનું એક રૂપમાંથી બીજા રૂપમાં સંક્રમણ સમગ્ર ક્રમિકતા છતાં હંમેશાં છલાંગ, નિર્ણાયક પરિવર્તન, અંકિત કરે છે. આકાશી વસ્તુઓના યંત્રવિજ્ઞાનમાંથી કોઈ ખાસ આકાશી વસ્તુ ઉપરના એથીયે નાના રાશિઓના યંત્રવિજ્ઞાનમાં સંક્રમણના સંબંધમાં એ વાત ખરી છે, અને રાશિઓના યંત્રવિજ્ઞાનમાંથી અણુઓના — ભૌતિકવિજ્ઞાનમાં પરીક્ષિત ગતિનાં રૂપો સહિત: તાપ, પ્રકાશ, વીજળી, ચુંબકત્વ — યંત્રવિજ્ઞાનમાં સંક્રમણના સંબંધમાં પણ એટલી જ ખરી છે, એવી જ રીતે, અણુઓના ભૌતિકવિજ્ઞાનમાંથી પરમાણુઓના ભૌતિકવિજ્ઞાનમાં, રસાયણવિજ્ઞાનમાં, સંક્રમણ પાછું ચોક્કસ છલાંગ અંકિત કરે છે, અને સાધારણ રાસાયણિક ક્રિયામાંથી જેને આપણે જીવન[46] કહીએ છીએ તે ઑલ્બ્યુમનની રસાયણતામાં સંક્રમણના સંબંધમાં તો એ હકીકત એથીયે વધારે સાફ છે. જીવનના ક્ષેત્રમાં આ છલાંગો વધુ ને વધુ વિરલ અને પારખી

---

*આ આવૃત્તિનું પૃષ્ઠ ૫૮ જુઓ. — સં.

ન શકાય એવી બનતી જાય છે. એટલે ફરી વાર હેગેલ જ હેર ડ્યૂરિંગની ભૂલ સુધારે છે.

હેતુની વિભાવના હેર ડ્યૂરિંગને જૈવ જગતમાં સંકલ્પનાત્મક સંક્રમણ પૂરું પાડે છે. ફરી વાર, આ વાત હેગેલના લખાણમાંથી તફડાવવામાં આવી છે—હેગેલે 'તર્કશાસ્ત્ર'—ખ્યાલ સંબંધી મત નામે કૃતિમાં રસાયણતામાંથી જીવનમાં સંક્રમણ પ્રયોજનવાદ અથવા હેતુના મારફત કર્યું છે.

હેર ડ્યૂરિંગનાં લખાણોમાં આપણને જ્યાં નજર નાખીએ ત્યાં હેગેલની "અણઘડતા" જોવા મળે છે, અને તેને હેર ડ્યૂરિંગ ઊંડાં મૂળવાળા પોતાના જ વિજ્ઞાન તરીકે બેશરમ રીતે રજૂ કરી દે છે. સાધન અને સાધ્યના ખ્યાલો જૈવ જગતને લાગુ કરવાનું કેટલી હદે વાજબી અને માફક છે તેની તપાસ કરવાનું કાર્ય આપણને આ ક્ષેત્રમાંથી બહુ દૂર લઈ જાય. ગમે તેમ પણ હેગેલના "આંતરિક હેતુ"નો—એટલે કે હેતુપૂર્વક વર્તન કરતા કોઈ ત્રીજા પક્ષ તરફથી, વિધાતાના ડહાપણ જેવી દિશાએથી, પ્રકૃતિમાં આયાત થયેલા નહિ પરંતુ ખુદ વસ્તુની જરૂરતમાં જ રહેલા હેતુનો—પ્રયોગ પણ તત્ત્વજ્ઞાનની બહુ સારી જાણકારી ન ધરાવતા લોકોને એવી હાલતમાં ધકેલી દે છે કે તેઓ સભાન અને હેતુપૂર્વકની પ્રવૃત્તિનું લક્ષણ વારંવાર વગર વિચાર્યે જ પ્રકૃતિને વળગાડી દે છે. બીજા લોકોમાં લેશમાત્ર "અધ્યાત્મવાદી" વલણ જોઈને નિરંકુશ નૈતિક ક્રોધ ઠાલવનારો એ જ હેર ડ્યૂરિંગ આપણને "પાકી" ખાતરી આપે છે કે

> "સાહજિક સંવેદનો મૂળ તો તેમની પ્રવૃત્તિઓમાં સંકળાયેલા સંતોષને ખાતર ઉત્પન્ન થાય છે."

તે આપણને જણાવે છે કે

> બિચારી પ્રકૃતિ "વસ્તુઓના જગતમાં સતત વ્યવસ્થા ટકાવી રાખવા બંધાયેલી છે" અને તેમાં તેને એક કરતાં વધુ કામ પતાવવાં પડે છે "એટલે પ્રકૃતિને સામાન્ય રીતે જેટલી કુશાગ્ર ગણવામાં આવે છે તેના કરતાં વધુ કુશાગ્રતાની જરૂર પડે છે". પણ પ્રકૃતિ આ કે તે શા માટે કરે છે તે **જાણતી હોય** છે એટલું જ નહિ, તેને ઘરની ચાકરડીની ફરજો અદા કરવી પડે છે એટલું જ નહિ, તે ગૂઢતા ધારણ કરે છે જે પોતે જ આત્મલક્ષી સભાન ચિંતનમાં બહુ સારી સિદ્ધિ ગણાય એવી કુશાગ્રતા

તે ધરાવે છે એટલું નહિ, પરંતુ તેને મનોબળ પણ હોય છે: વૃત્તિઓ વધારામાં જે કરે છે અને સાથે સાથે પોષણ, પ્રજનન, વગેરે જેવી ખરી કુદરતી કામગીરીઓ પૂરી કરે છે "તેને આપણે સીધી નહિ પણ આડકતરી રીતે **મનોવાંછિત** ગણવી જોઈએ."

એટલે આપણે સભાન રીતે વિચારતી અને કાર્ય કરતી પ્રકૃતિ સુધી પહોંચી ગયા અને હવે "સેતુ" ઉપર, ખરેખર સ્થિરથી ગતિશીલ સુધીના નહિ પણ સર્વેશ્વરવાદથી દેવવાદ સુધીના સેતુ ઉપર, ઊભા છીએ. અથવા કદાચ હેર ડ્યૂરિંગ ભલે એક જ વાર પણ થોડીક "પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની અર્ધકવિતા"માં સરી પડે છે?

અશક્ય. આપણો વાસ્તવિકતાનો તત્ત્વજ્ઞાની આપણને જૈવ પ્રકૃતિ વિશે જે કંઈ જણાવી શકે છે તે "પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની અર્ધકવિતાની" સામે, "ઊંટવૈદાની સામે તેમ જ તેના નમાલા છીછરાપણાની તથા નકલી-વૈજ્ઞાનિક ગૂઢતાઓની" સામે, તેમ જ **ડાર્વિનવાદનાં** "કાવ્યપ્રેરક લક્ષણોની" સામે, લડત પૂરતી જ મર્યાદિત રાખે છે.

ડાર્વિન સામે મુખ્ય ફરિયાદ એવી છે કે તેણે માલથુસના વસતિ સંબંધી સિદ્ધાંતને રાજકીય અર્થશાસ્ત્રમાંથી ઉપાડીને પ્રાકૃતિક વિજ્ઞાનમાં પહોંચાડી દીધો, તે પશુપાલકના વિચારોનો ગુલામ બની ગયો હતો, પોતાના અસ્તિત્વ માટેના સંઘર્ષ સંબંધી તેના સિદ્ધાંતમાં તેણે અવૈજ્ઞાનિક અર્ધકવિતા ચલાવી હતી, અને લામાર્કના વિચારોમાંથી તફડાવી લેવામાં આવેલું બાદ કરતાં બાકીનો આખો ડાર્વિનવાદ માનવજાતની સામે ઘૂરકતી પાશવતાનો નમૂનો જ છે.

ડાર્વિન પોતાના વૈજ્ઞાનિક પ્રવાસોમાંથી એવું મંતવ્ય લઈને પાછો આવેલો કે વનસ્પતિ અને પ્રાણીની જાતિઓ કાયમી રૂપની નથી પણ ફેરફારોને પાત્ર છે. તે ઘેર પાછો ફર્યો ત્યારે એ મંતવ્યના સંબંધમાં વધુ કામગીરી માટે પ્રાણીઓ અને વનસ્પતિઓના ઉછેરથી બહેતર બીજું કોઈ ક્ષેત્ર ઉપસ્થિત ન હતું. ચોક્કસ એ ક્ષેત્રમાં જ ઈંગ્લૅંડ એક આદર્શ દેશ છે; એ ક્ષેત્રમાં જર્મની જેવા બીજા દેશોની સિદ્ધિઓ ઈંગ્લૅંડની સરખામણીમાં ઘણી ઓછી છે. વળી એમાંની ઘણી સફળતાઓ છેલ્લાં એકસો વર્ષો દરમિયાન જ પ્રાપ્ત કરેલી છે, તેથી હકીકતો પ્રસ્થાપિત કરવામાં બહુ ઓછી મુશ્કેલી પડે છે. ડાર્વિને શોધી કાઢ્યું કે ઉછેર દરમિયાન એક જ જાતિનાં પ્રાણીઓ અને વનસ્પતિઓમાં કૃત્રિમ રીતે પેદા કરવામાં આવેલા તફાવતો, સામાન્ય રીતે જુદી જુદી ગણવામાં આવતી જાતિઓમાં

જોવા મળતા તફાવતો કરતાં, ઘણા વધારે હોય છે. એ રીતે, એક તરફ તો અમુક હદ સુધી જાતિઓની પરિવર્તનશીલતા, અને બીજી તરફ જુદી જુદી ચોક્કસ વિશિષ્ટતાઓ ધરાવતા જીવોની સહિયારી પૂર્વજ પરંપરાની શક્યતા સાબિત થઈ ગઈ. પછી ડાર્વિને તપાસ કરી કે પ્રકૃતિમાં જ એવાં કોઈ કારણો હોવાની શક્યતા તો નથી ને કે જેથી—ઉછેરનારના જાગૃત ઈરાદા વિના—જીવોમાં કૃત્રિમ ઉછેરથી થતા ફેરફાર જેવાં પરિવર્તનો લાંબે ગાળે થાય. તેણે એવાં કારણો પ્રકૃતિએ સર્જેલા જીવાણુઓની અપાર સંખ્યા અને જે વાસ્તવમાં પરિપકવતાની કક્ષાએ પહોંચતા જીવોની નજીવી સંખ્યા વચ્ચેના વિષમ પ્રમાણમાં શોધી કાઢયાં. પણ દરેક જીવાણુ વિકસવા મથે છે એટલે અનિવાર્ય રીતે અસ્તિત્વનો સંઘર્ષ ઊભો થાય છે જે ખાલી સીધી શારીરિક લડાઈ અથવા ભક્ષણ તરીકે જ નહિ પરંતુ જગ્યા અને પ્રકાશ માટેના સંઘર્ષમાં પણ વ્યક્ત થાય છે, અને વનસ્પતિઓમાં પણ એમ જ બને છે. દેખીતું છે કે એ સંઘર્ષમાં ભલે નજીવી પરંતુ અસ્તિત્વના સંઘર્ષમાં લાભદાયક બને એવી કશીક આગવી વિશિષ્ટતા ધરાવતા અલગ અલગ જીવોને પરિપકવતાના તબક્કે પહોંચવાની અને પ્રવર્ધનની સારામાં સારી શક્યતા સાંપડે છે. એવી આગવી વિશિષ્ટતાઓ આનુવંશિકતા થકી ઊતરી આવવાનું, અને જ્યારે તેઓ એક જ જાતિના ઘણા અલગ અલગ જીવોમાં આવે ત્યારે એક વાર લેવામાં આવેલી દિશામાં સંચિત આનુવંશિકતા મારફત વધારે સ્પષ્ટ રૂપ લેવાનું વલણ ધરાવે છે; પરંતુ જે અલગ અલગ જીવો એવી વિશિષ્ટતાઓ ન ધરાવતા હોય તે અસ્તિત્વના સંઘર્ષમાં વધારે સહેલાઈથી પરાસ્ત થઈ જાય છે અને ધીરે ધીરે અલોપ થઈ જાય છે. એ રીતે પ્રાકૃતિક વરણી મારફત, સૌથી બળવાન હોય એ જ જીવે એ સિદ્ધાંત મારફત, જાતિમાં ફેરફાર થાય છે.

ડાર્વિનના એ સિદ્ધાંત સામે હેર ડ્યૂરિંગ કહે છે કે અસ્તિત્વના સંઘર્ષના ખ્યાલનું મૂળ, ડાર્વિને પોતે કબૂલ્યું છે તેમ, વસતિ સંબંધી વિચારક અને અર્થશાસ્ત્રી માલથુસના વિચારોમાં જોવું પડે છે, અને એ ખ્યાલ પાદરી જેવા માલથુસના અતિ-વસતિના વિચારો જેવો જ ખામીભર્યો છે. ડાર્વિનને તો સ્વપ્ને પણ એવું નહિ હોય કે અસ્તિત્વના સંઘર્ષનું **મૂળ** માલથુસના વિચારોમાં પડેલું છે. તે તો ફક્ત એટલું જ કહે છે કે અસ્તિત્વના સંઘર્ષના તેના સિદ્ધાંતમાં માલથુસનો સિદ્ધાંત સમગ્ર પ્રાણી અને વનસ્પતિ જગતને લાગુ કરી દેવામાં આવ્યો છે. ડાર્વિને માલથુસના સિદ્ધાંતને કશી આલોચના વિના, બાલિશ રીતે, અને મોટી ભૂલ કરીને સ્વીકારી લીધો હોવા છતાં, કોઈ પણ પ્રથમ દૃષ્ટિએ

જ જોઈ શકશે કે પ્રકૃતિમાં અસ્તિત્વના સંઘર્ષને—પ્રકૃતિ તરફથી છૂટે હાથે પેદા કરવામાં આવતા જીવાણુઓનાં અસંખ્ય ઝુંડ અને તેમાંથી ક્યારેય પરિપકવતાની કક્ષાએ પહોંચતા જીવાણુઓની નાનકડી સંખ્યા વચ્ચેના આંતરવિરોધને, વાસ્તવમાં અસ્તિત્વના સંઘર્ષમાં જ મોટે ભાગે ઉકેલ પામતા આંતરવિરોધને—પારખી લેવા માટે માલથુસનાં ચશ્માં ચડાવવાની જરા પણ જરૂર નથી. એ સંઘર્ષ ઘણી વાર તો અતિ ક્રૂર બની જાય છે. જેવી રીતે રિકાર્ડોનો રોજી સંબંધી નિયમ માલથુસની દલીલો ઉપર આધારિત હોવા છતાં, એ દલીલો લાંબા સમય પહેલાં વિસ્મૃતિમાં વિલીન થઈ ગઈ ત્યાર પછી પણ, ખરો ગણાતો રહ્યો છે એવી જ રીતે પ્રકૃતિમાં અસ્તિત્વનો સંઘર્ષ કોઈ પ્રકારના માલથુસી અર્થઘટન વિના ચાલુ રહી શકે, અને આ સંબંધમાં પ્રકૃતિના જીવોને પણ વસતિ સંબંધી નિયમો હોય છે, તેઓ લગભગ પરીક્ષણ વગરના રહી ગયા છે, પરંતુ તેમની સાબિતી જાતિઓની ઉત્ક્રાંતિના સિદ્ધાંત માટે નિર્ણાયક મહત્ત્વની બની રહેશે. પરંતુ એ દિશામાંયે કાર્યને નિર્ણાયક પ્રવેગ કોણે આપેલો? ડાર્વિને, બીજા કોઈએ નહિ.

હેર ડ્યૂરિંગ સવાલના એ સકારાત્મક પાસાના પરીક્ષણને સાવચેતથી ટાળે છે. તેને બદલે ફરીફરીને અસ્તિત્વના સંઘર્ષ ઉપર વરસી પડે છે. તેના કહેવા પ્રમાણે દેખીતું છે કે અચેતન વનસ્પતિઓ અને વનસ્પતિના સદ્ભાવી ભક્ષકો વચ્ચે અસ્તિત્વના સંઘર્ષની વાત જ ન થઈ શકે:

> "અસ્તિત્વનો સંઘર્ષ સ્પષ્ટ અને ચોક્કસ અર્થમાં પાશવતાના ક્ષેત્રમાં, પ્રાણીઓ શિકાર અને તેના તીક્ષ્ણના આધારે જિંદગી ટકાવી રાખે એટલી હદે, જોવા મળે છે."

અસ્તિત્વના સંઘર્ષના વિચારને એટલી સાંકડી સીમાઓમાં જકડી લીધા પછી તે આ વિચારની, જેને પોતે જ પાશવતા પૂરતો મર્યાદિત રાખ્યો છે એ વિચારની, પાશવતા ઉપર પૂરો રોષ ઠાલવે છે. પણ એ નૈતિક રોષ વળતો ફંગોળાઈને હેર ડ્યૂરિંગની પોતાની ઉપર જ ઠલવાય છે કારણ કે અસ્તિત્વના સંઘર્ષનો એવો મર્યાદિત ખ્યાલ તેણે એકલાએ જ ઊભો કર્યો છે અને તેને માટે તે એકલો જવાબદાર છે. એટલે "પ્રકૃતિનાં તમામ કૃત્યોના નિયમો અને સમજણની શોધ પશુઓના જગતમાં કરનાર" ડાર્વિન નહિ—વાસ્તવમાં ડાર્વિને તો સમગ્ર જૈવ પ્રકૃતિને એ સંઘર્ષમાં ચોકસાઈથી સામેલ કરેલી—પણ હેર

ડ્યૂરિંગે પોતે જ સાજ સજાવીને તૈયાર કરેલું હાઉ હતું. **નામનું**, અસ્તિત્વનો સંઘર્ષ એવા નામનું, બલિદાન હેર ડ્યૂરિંગના એકદમ નૈતિક રોષની વેદી પર રાજીખુશીથી આપી શકાય. વનસ્પતિઓમાં એ જ **હકીકત** અસ્તિત્વમાં છે તે તેને દરેક બીડ, અનાજનું દરેક ખેતર, તથા દરેક વન મારફત બતાવી શકાય; અને ચર્ચાનો પ્રશ્ન એ નથી કે નામ શું આપવું — "અસ્તિત્વનો સંઘર્ષ" કે "જીવનના સંજોગોના અભાવ તથા યાંત્રિક અસરો", પ્રશ્ન તો એવો છે કે એ હકીકત જાતિઓના સંરક્ષણ તથા વિવિધતા ઉપર કેવી રીતે અસર પાડે છે. આ મુદ્દા વિશે હેર ડ્યૂરિંગ હઠીલું અને સ્વસમાન મૌન સેવે છે. એટલે હાલ પૂરતું તો જેવું પ્રાકૃતિક વરણીમાં હતું એવું જ ભલે રહેતું.

પણ ડાર્વિનવાદ તો "તદ્દન પોતાનાં રૂપાંતરો અને તફાવતોને **શૂન્યમાંથી** પેદા કરે છે."

એ સાચું છે કે પ્રાકૃતિક વરણી વિશે વિચાર કરતી વખતે ડાર્વિને અલગ અલગ જીવોમાં પરિવર્તનો આણનારાં **કારણો** ઉપર ધ્યાન નથી આપ્યું અને પહેલાં એ વાતની છણાવટ કરી છે કે એવાં વિશિષ્ટ વિચલનો ધીરે ધીરે આખી જાતિ, પ્રકાર, અથવા ઉપજાતિનાં લક્ષણો કઈ રીતે બને છે. ડાર્વિનની દૃષ્ટિમાં એ કારણો — જે આજ સુધી કંઈક અંશે તદ્દન અજાણ્યાં છે અને કંઈક અંશે માત્ર સાવ સામાન્ય ભાષામાં જ જણાવી શકાય છે — ગોતી કાઢવાની બાબત ઓછા મહત્ત્વની હતી અને તેમની અસરોને સ્થાયી, કાયમી અગત્યની, બનાવતું તર્કસંગત રૂપ ગોતી કાઢવાની બાબત વધારે મહત્ત્વની હતી. એટલું સાચું છે કે ડાર્વિને એમ કરતી વેળા પોતાની શોધના સંબંધમાં કામગીરીનું વધારે પડતું વ્યાપક ક્ષેત્ર નક્કી કરી નાખ્યું, તેને જાતિઓમાં ફેરફારના એકમાત્ર કારણ તરીકે રજૂ કરી દીધી અને વારંવાર થતા અલગ અલગ ફેરફારનો કારણોની અવગણના કરી, અને તેને બદલે એવા ફેરફારને સામાન્ય બનાવી દેતા રૂપ ઉપર ધ્યાન કેન્દ્રિત કર્યું. પણ એ તો એવી ભૂલ છે કે જે કશી ખરી પ્રગતિ કરનારા મોટા ભાગના બીજા લોકો પણ કરતા જ હોય છે. વળી ડાર્વિન જો અલગ અલગ તફાવતોને **શૂન્યમાંથી** પેદા કરે અને એમ કરીને "ઉછેર કરનારાનું ડહાપણ" ખાસ તેને માટે જ ઉપયોગમાં લાવે, તો ઉછેર કરનારાએ પણ પ્રાણી અને વનસ્પતિનાં ખાલી કાલ્પનિક નહિ પરંતુ વાસ્તવિક હોય એવાં રૂપોમાં ફેરફાર **શૂન્યમાંથી** આણવાં જોઈએ. અહીં ફરી વાર કહેવું જોઈએ કે એ પરિવર્તનો અને તફાવતો

કઈ રીતે ઊભા થાય છે તેના પરીક્ષણને પ્રવેગ આપનાર માણસ ડાર્વિન જ હતો, બીજો કોઈ નહિ.

તાજેતરમાં પ્રાકૃતિક વરણીના ખ્યાલને વિસ્તારવામાં આવ્યો છે, અને તેમાં ખાસ ફાળો હેક્કેલે આપ્યો છે. હવે માનવામાં આવે છે કે જાતિમાં થતાં પરિવર્તનોમાં અનુકૂલન અને આનુવંશિકતાની આંતરક્રિયાઓ કારણભૂત હોય છે, અને એવી પ્રક્રિયામાં અનુકૂલનને ફેરફાર આણનારા તથા આનુવંશિકતાને સંરક્ષણ કરનારા તત્ત્વ તરીકે ગણવામાં આવે છે. હેર ડ્યૂરિંગને એથી પણ સંતોષ થયો નથી.

> "પ્રકૃતિએ પૂરા પાડેલા અથવા ન આપેલા જીવનસંજોગો સાથે વાસ્તવિક અનુકૂલનમાં વિચારો થકી નિર્ધારિત આવેગો અને કૃત્યોની પૂર્વધારણા સામેલ છે. નહિતર અનુકૂલન ખાલી દેખાવ પૂરતું જ હોય, અને તેની ઉપર ક્રિયા કરતી કારણતા ભૌતિક, રાસાયણિક અને વનસ્પતિ-શરીરક્રિયાત્મક દૃષ્ટિએ નીચી કક્ષાઓથી આગળ ન વધે."

ફરી વાર હેર ડ્યૂરિંગ નામથી રોષે ભરાય છે. પણ પ્રક્રિયાને તે ગમે તે નામ આપે તોયે અહીં સવાલ એ છે કે જાતિઓમાં થતા ફેરફાર એવી પ્રક્રિયાઓ થકી થાય છે કે નહિ. અને ફરી હેર ડ્યૂરિંગ કોઈ જવાબ આપતો નથી.

> "વનસ્પતિ ઊગે એ ક્રિયામાં તે વધુ પ્રકાશ મેળવી શકે એવો માર્ગ અપનાવે તો ઉત્તેજનની એવી અસરમાં ભૌતિક પરિબળો અને રાસાયણિક માધ્યમોના સમન્વય સિવાય બીજું કશું નથી, અને તેને અનુકૂલન — રૂપક તરીકે નહિ પરંતુ શબ્દના ચોકસાઈભર્યા અર્થમાં — ગણવાના કોઈ પણ પ્રયાસથી તો વિભાવનાઓમાં **અધ્યાત્મવાદી** ગોટાળો જ પેદા થાય."

પ્રકૃતિ **કોની ઇચ્છાથી** એક યા બીજું કૃત્ય કરે છે તેની પાકી જાણકારી ધરાવતો અને પ્રકૃતિની **ગૂઢતાની** તેમ જ **મનોબળની** વાતો કરતો માણસ બીજા લોકોની ઉપર આવી સખતાઈ આચરે છે! અધ્યાત્મવાદી ગોટાળો, હા — પણ ક્યાં, હેક્કેલમાં કે હેર ડ્યૂરિંગમાં?

અને ફક્ત અધ્યાત્મવાદી નહિ પણ તાર્કિક ગોટાળોયે ખરો. આપણે જોયું કે પ્રયોજનની વિભાવનાને પ્રકૃતિમાં માન્યતા અપાવવાનો આગ્રહ હેર ડ્યૂરિંગ જોરશોરથી કરે છે:

"સાધન અને સાધ્ય વચ્ચેના સંબંધમાં સભાન ઈરાદાની પૂર્વધારણા બિલકુલ નથી."

તો પછી, જેનો તે ભારે ખંતથી વિરોધ કરે છે એ સભાન ઈરાદા વિનાનું મધ્યસ્થી વિનાનું, અનુકૂલન એવી અચેતન સહેતુક પ્રવૃત્તિ ન હોય તો આખર છે શું?

એટલે જો વૃક્ષોના દેડકા અને પાંદડાં ખાતાં જીવડાંનો રંગ લીલો, રણના પશુઓનો રેતી જેવો, અને ધ્રુવપ્રદેશોનાં પ્રાણીઓનો હિમ જેવો સફેદ હોય, તો તેમણે એવા રંગો કશાક હેતુપૂર્વક અથવા કોઈ વિચારોથી દોરવાઈને બેશક નથી ધારણ કર્યા; ઊલટાનું, રંગોનો ખુલાસો ભૌતિક પરિબળો અને રાસાયણિક માધ્યમોમાં જ શોધી શકાય. છતાં ઈનકાર ન જ થઈ શકે કે એ પ્રાણીઓ એવા રંગોને કારણે પોતાના જીવનના વાતાવરણ જોડે **અનુકૂલિત** થઈ જાય છે. કેમ કે દુશ્મનોને બહુ ઓછાં દૃશ્ય બની રહે છે. એવી જ રીતે કેટલીક વનસ્પતિઓ જે અંગો વડે જીવડાંને પકડીને ભક્ષણ કરી જાય છે તે એવી ક્રિયાને અનુકૂળ બની ગયું હોય છે, અને એટલે સુધી કહી શકાય કે તેમનું સહેતુક રીતે અનુકૂલન થઈ ગયું હોય છે. પરિણામે, જો હેર ડયૂરિંગ એવો આગ્રહ રાખતો હોય કે અનુકૂલન વિચારો મારફત જ થવું જોઈએ, તે ભલે બીજા શબ્દોમાં પણ લગભગ કહી દે છે કે હેતુપૂર્વકની પ્રવૃત્તિ પણ વિચારો મારફત જ થવી જોઈએ, એ સભાન અને ઈરાદાપૂર્વકની હોવી જોઈએ. અને અહીં તેના વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનમાં સામાન્ય રીતે બનતું હોય છે તેમ અહીં તે આપણને હેતુપૂર્વકના સર્જક, પરમેશ્વર, સુધી પહોંચાડી દે છે.

"એવા પ્રકારના ખુલાસાને દેવવાદ કહેવામાં આવતો હતો, અને તેને ઝાઝું મહત્ત્વ નહોતું આપવામાં આવતું—હેર ડયૂરિંગ આપણને કહે છે—"પરંતુ એ સંબંધમાં પણ હવે જાણે પાછળની દિશામાં વિકાસ થયો હોય એમ લાગે છે."

હવે અનુકૂલનમાંથી આપણે આનુવંશિકતાના ક્ષેત્રમાં જઈએ. અહીં પણ હેર ડયૂરિંગના મત પ્રમાણે ડાર્વિનવાદ તદ્દન ખોટા પાટે જાય છે. કહેવામાં આવે છે કે ડાર્વિનના કથન મુજબ સમગ્ર જૈવ જગત એક આદિમ હસ્તીમાંથી ઊતરી આવ્યું છે,—સમજો કે એક જ હસ્તીનો વંશવેલો છે. ડયૂરિંગ જણાવે છે કે

ડાર્વિનની દૃષ્ટિએ જો સર્વસામાન્ય વંશાનુક્રમની મધ્યસ્થી ન હોય તો પ્રકૃતિની સમજાતીય પેદાશોની સમાંતર સ્વતંત્ર રેખાઓ જેવું કશું ન હોઈ શકે, અને એટલે ડાર્વિન તથા તેના ભૂતલક્ષી મંતવ્યો એવા બિંદુએ પહોંચીને નિરુપાયે લુપ્ત થઈ જાય છે કે જ્યાં પ્રજનનની અથવા વર્ધનનાં બીજાં રૂપોની સાંકળ તૂટી જાય.

ડાર્વિને તમામ હયાત જીવોનું પગેરું **એક** આદિમ હસ્તીમાં કાઢ્યું હોવાનું કથન તો વિનયથી કહેતાંયે હેર ડ્યૂરિંગના "પોતાના મુક્ત સર્જન અને કલ્પના"ની પેદાશ છે. ડાર્વિને પોતાની કૃતિ 'જાતિની ઉત્પત્તિ'ની છઠ્ઠી આવૃત્તિના અંતિમ પૂર્વેના પાના ઉપર સ્પષ્ટ જણાવ્યું છે કે પોતે

> "તમામ હસ્તીઓને ખાસ સર્જનો નહિ પણ **અમુક થોડી હસ્તીઓમાંથી**[47] ઊતરી આવેલ વંશજો" ગણે છે.

અને હેક્કેલ તો સારી પેઠે આગળ નીકળી જઈને અનુમાન કરે છે કે

> "વનસ્પતિ જગતનો સાવ સ્વતંત્ર પ્રજાતિ-સમૂહ છે અને એવો જ બીજો પ્રાણી જગતનો છે", અને એ બેની વચ્ચે "આદ્યજીવના સંખ્યાબંધ સ્વતંત્ર પ્રજાતિ-સમૂહો છે જેમાંથી દરેક ઉપરોક્ત પ્રજાતિ-સમૂહોથી સાવ સ્વતંત્ર રીતે મોનેરોન પ્રકારના એક ખાસ આર્કીગોનમાંથી વિકસેલા છે" ('સર્જનનો પ્રાકૃતિક ઈતિહાસ',[48] પૃષ્ઠ ૩૯૭).

એ આદિમ હસ્તી તો કેવળ ડ્યૂરિંગે ઉપજાવી કાઢેલી બાબત જ છે. તેમાં તેનો આશય તેને આદ્ય યહૂદી આદમની જોડાજોડ મૂકીને બને એટલી બદનામ કરવાનો હતો. પરંતુ તેના—એટલે હેર ડ્યૂરિંગના—કમનસીબે તેને લેશમાત્ર ખ્યાલ નથી કે એસીરિયામાં સ્મીથની શોધોના પરિણામે સ્પષ્ટ થઈ ગયું છે તે મુજબ એ આદ્ય યહૂદી આદ્ય સેમાઈટ હતો, અને હવે સાબિત થઈ ગયું છે કે બાઈબલમાં આપવામાં આવેલો સર્જન અને પ્રલયનો સમગ્ર ઈતિહાસ જૂની જંગલી ધાર્મિક કથાકહાણીઓનો જ એક ભાગ છે, અને યહૂદીઓ ઉપરાંત બેબીલોનીયનો, કાલડીઅનો, તથા એસીરીયનો પણ તેમાં માનતા હતા.

ડાર્વિન સામે ખરેખર કડવી, તે કશો બચાવ ન કરી શકે એવી, ફરિયાદ છે કે વંશવેલાની સાંકળ તૂટી જાય એવા બિંદુએ તે લુપ્ત થઈ જાય છે.

કમનસીબે એ ફરિયાદ તો આપણા સમગ્ર પ્રાકૃતિક વિજ્ઞાનને પણ લાગુ થાય છે. તેની બાબતમાં જ્યાં વંશવેલાની સાંકળ તૂટી જાય ત્યાં તે "લુપ્ત" થઈ જાય છે. બીજાઓમાંથી ઊતરી આવેલા ન હોય એવા જીવો પેદા કરવામાં તે હજી સફળ થયું નથી; ખરેખર, હજુ તે રાસાયણિક તત્ત્વોમાંથી સાદા પ્રોટોપ્લાઝમ અથવા બીજા ઑલ્બ્યુમન પદાર્થો પેદા કરવામાંયે સફળ થયું નથી. એટલે, જીવનની ઉત્પત્તિના સંબંધમાં પ્રાકૃતિક વિજ્ઞાન હાલ સુધી તો ચોકસાઈથી માત્ર એટલું જ કહી શકે છે કે તે રાસાયણિક ક્રિયાનું પરિણામ હોવું જોઈએ. પરંતુ વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન આ મુદ્દાના સંબંધમાં કદાચ કંઈક મદદ કરી શકે એમ છે કારણ કે તેની પાસે પ્રકૃતિની પેદાશોની એવી સ્વતંત્ર સમાંતર રેખાઓ છે કે જેમાં સર્વસામાન્ય વંશવેલાની મધ્યસ્થી ન હોય. એ કઈ રીતે અસ્તિત્વમાં આવી હશે? સ્વયંભૂ જનનથી? પણ સ્વયંભૂ જનનના સૌથી વધુ હિંમતવાળા હિમાયતીઓએ પણ હજી સુધી દાવો નથી કર્યો કે સ્વયંભૂ જનનથી બૅક્ટીરિયા, ભ્રૂણીય ફૂગ, અને બીજા સાવ આદિમ જીવો સિવાય બીજું કશું ઉત્પન્ન થયું હોય—જીવડાં, માછલાં, પક્ષીઓ, કે સસ્તન પ્રાણીઓ પેદા નથી થયાં. પણ પ્રકૃતિની આવી સમજાતીય પેદાશો—અલબત્ત જૈવ પેદાશો કારણ કે અહીંયાં આપણે તેમની જ છણાવટ કરી રહ્યા છીએ—વંશવેલા થકી સાંકળાયેલી ન હોય તો તેમને અથવા તેમના દરેક પૂર્વજને "જ્યાં વંશવેલાની સાંકળ તૂટી જાય" એવા બિંદુથી અલગ સર્જન કરીને, જગતમાં સામેલ કરવામાં આવ્યા હોય. એટલે આપણે ફરી વાર સર્જક અથવા દેવવાદ સુધી પહોંચી જઈએ છીએ.

હેર ડ્યૂરિંગ વધુમાં જાહેર કરે છે કે ડાર્વિને બહુ ઉપરછલ્લી રીતે

> "ગુણધર્મોના લૈંગિક સંયોજનની ક્રિયા માત્રને એ ગુણધર્મોની ઉત્પત્તિના મૂળભૂત સિદ્ધાંત તરીકે ગણાવી દીધી છે".

આ તો ઊંડાં મૂળવાળા આપણા તત્ત્વજ્ઞાનીનું એક નવું સ્વતંત્ર સર્જન અને કલ્પના છે. ડાર્વિન ચોક્કસ તેનાથી વિરુદ્ધની જ વાત કરે છે: "પ્રાકૃતિક વરણી શબ્દોમાં તફાવતોની ઉત્પત્તિનો નહિ પરંતુ કેવળ **જાળવણીનો** જ અર્થ સૂચિત છે" (પૃ. ૬૩). તેમ છતાં, ડાર્વિને કદી ન કહેલી પણ તેના નામે ચડાવી દેવામાં આવેલી આ નવી વાત આપણને ડ્યૂરિંગના માનસના નીચે મુજબના ઊંડાણનો તાગ કાઢવામાં મદદગાર બને છે:

"જનનની આંતરિક રેખાંકિત વિભાગણીમાં સ્વતંત્ર પરિવર્તનનો કોઈ સિદ્ધાંત મળી આવ્યો હોત તો એ ખ્યાલ એકદમ તર્કસંગત બની રહ્યો હોત કારણ કે સાર્વત્રિક ઉત્પત્તિના સિદ્ધાંતને લૈંગિક વર્ધન સાથે એકતામાં સમન્વિત કરવાનો અને કહેવાતા સ્વયંભૂ જનનને ઉચ્ચતર દૃષ્ટિકોણથી નીરખીને પુનરુત્પાદનના નિરપેક્ષ વિરોધ તરીકે નહિ પણ ફક્ત ઉત્પાદન તરીકે ગણવાનો ખ્યાલ સ્વાભાવિક છે."

અને આવો કચરો લખી શકતો માણસ હેગેલના "શબ્દાડંબર"ની ફરિયાદ કરતાં શરમાતો નથી!

પણ ડાર્વિનના સિદ્ધાંતની પ્રેરક શક્તિને કારણે પ્રાકૃતિક વિજ્ઞાનને મળેલા પ્રચંડ પ્રવેગની સામે ગુસ્સો ઠાલવતા હેર ડ્યૂરિંગના ચિડિયલ લવારા તથા ભાંડણની પરસ્પર વિરોધી વાતો આપણે બહુ જોઈ લીધી. ડાર્વિન અથવા પ્રકૃતિવિદમાંના તેના અનુયાયીઓ લામાર્કની મહાન સેવાઓને ઉતારી પાડવાનો વિચાર કદી નથી કરતા, હકીકતમાં એ લોકોએ જ તેને ફરી ઉચિત સ્થાન આપ્યું છે. પણ આપણે એક વાતને ભૂલવી ન જોઈએ કે લામાર્કના સમયમાં વિજ્ઞાન જાતિની ઉત્પત્તિના સવાલનો જવાબ ધારણાની, સમજો કે પયગંબરી, રીત સિવાય બીજી કોઈ રીતે આપી શકે તેને માટે પૂરતી સામગ્રી હજી નહોતું ધરાવતું. દરમિયાનના ગાળામાં વર્ણનાત્મક તેમ જ શરીર-રચનાત્મક વનસ્પતિવિજ્ઞાન અને પ્રાણીવિજ્ઞાનનાં ક્ષેત્રોમાં એકઠી થઈ ગયેલી વિપુલ સામગ્રી ઉપરાંત લામાર્કના સમય પછી પ્રમાણમાં નવાં બે વિજ્ઞાનો ઉદય પામ્યાં છે, અને નીચેના સવાલના સંબંધમાં તેઓ નિર્ણાયક મહત્ત્વ ધરાવે છે: વનસ્પતિ અને પ્રાણી જીવાણુઓના વિકાસ (ભ્રૂણવિજ્ઞાન) અંગે સંશોધન અને પૃથ્વીની સપાટીના વિવિધ સ્તરોમાં જળવાઈ રહેલા જૈવ અવશેષો (જીવાશ્મવિજ્ઞાન) અંગે સંશોધન. હકીકતે પૃથ્વીના ઇતિહાસમાં ભ્રૂણીય જીવાણુઓનો પરિપક્વ જીવોમાં ધીરે ધીરે વિકાસ અને વનસ્પતિઓ તથા પ્રાણીઓના ઉત્તરોત્તર વંશાનુક્રમ વચ્ચે અજબ સમાનતા જોવા મળે છે. અને ચોક્કસ રૂપે એ સમાનતાએ જ ઉત્ક્રાંતિના સિદ્ધાંતને એકદમ મજબૂત પાયો પૂરો પાડ્યો છે. પરંતુ ઉત્ક્રાંતિનો સિદ્ધાંત પોતે હજુ બહુ પ્રારંભિક તબક્કામાં છે, અને એટલે શંકાને સ્થાન જ નથી કે ભાવિ સંશોધનના પરિણામે જાતિઓની ઉત્ક્રાંતિની પ્રક્રિયાના સંબંધમાં આપણા વર્તમાન વિચારો, વિરુદ્ધ ડાર્વિનપંથી વિચારો સમેત, ઘણા બદલાઈ જશે.

વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન આપણને જીવ-જગતની ઉત્ક્રાંતિ વિષે નિશ્ચયાત્મક ગણાય એવું શું જણાવે છે?

"...જાતિઓની પરિવર્તનશીલતા એવી પૂર્વધારણા છે કે જેને સ્વીકારી શકાય". પણ તેની સાથે સાથે "સર્વસામાન્ય વંશવેલાની મધ્યસ્થી વિના પ્રકૃતિની સમજાતીય પેદાશોની સ્વતંત્ર સમાંતર રેખાઓ"પણ છે.

તેમાંથી આપણે દેખીતી રીતે તારવવાનું રહ્યું કે પ્રકૃતિની વિજાતીય પેદાશો, એટલે કે જેમાં પરિવર્તનો થતાં રહેતાં હોય એવી જાતિઓ, એકબીજીમાંથી ઊતરી આવે છે, પણ સમજાતીય પેદાશોની બાબતમાં એમ નથી. પરંતુ એ વાત પણ પૂરેપૂરી સાચી નથી કારણ કે જેમાં પરિવર્તનો થતાં રહેતાં હોય એવી જાતિઓના સંબંધમાં પણ—

"સર્વસામાન્ય વંશવેલાની મધ્યસ્થી ઊલટાની પ્રકૃતિનું સાવ ગૌણ કૃત્ય છે".

તો આખરે આપણે સર્વસામાન્ય વંશવેલા સુધી પહોંચી ગયા, પણ ફક્ત "બીજા વર્ગનો". આપણે ખુશી મનાવવી જોઈએ કે હેર ડ્યૂરિંગે તેમાં ઘણુંબધું અનિષ્ટ અને અસ્પષ્ટ ગણાવી દીધું હોવા છતાં તેને પાછલે દરવાજેથી ફરી દાખલ કરી દેવામાં આવ્યો છે. પ્રાકૃતિક વરણીની બાબતમાં પણ એવું જ છે કારણ કે પ્રાકૃતિક વરણીની કામગીરી જેની મારફત થાય છે તે અસ્તિત્વના સંઘર્ષ સામે પુરજોસ નૈતિક રોષ ઠલવાઈ ગયા પછી આપણને એકાએક વાંચવા મળે છે:

"એ રીતે જીવોના બંધારણનો વધારે ઊંડો પાયો જીવનના સંજોગોમાં અને અવકાશી સંબંધોમાં શોધવો પડે એમ છે, અને ડાર્વિને જેની ઉપર ભાર મૂક્યો છે તે પ્રાકૃતિક વરણીને તો માત્ર ગૌણ કારણ જ ગણાવી શકાય."

એટલે આપણે આખરે પ્રાકૃતિક વરણી સુધી પહોંચી જઈએ છીએ, પણ ફક્ત બીજા વર્ગની; અને પ્રાકૃતિક વરણીની સાથે અસ્તિત્વનો સંઘર્ષ પણ છે, અને તેની સાથે પાદરીછાપ માલથુસી અતિ-વસતિ પણ ખરી! બસ, એટલું જ, અને બાકીના માટે હેર ડ્યૂરિંગ આપણને લામાર્ક પાસે મોકલી દે છે. છેવટે તારણમાં તે આપણને કાયાપલટ અને વિકાસ જેવા શબ્દોના

ગેરઉપયોગ સામે ચેતવણી આપે છે. તે દલીલ કરે છે કે કાયાપલટનો ખ્યાલ અસ્પષ્ટ છે, અને વિકાસના ખ્યાલનો ઉપયોગ તો વિકાસના નિયમો જેટલા પ્રમાણમાં ખરેખર સાબિત થઈ શકે એટલા પ્રમાણમાં જ કરી શકાય. આ બન્ને શબ્દોને બદલે આપણે "સંયોજન" શબ્દ વાપરવો, પછી બધું ઠીક થઈ રહેશે. વળી પાછી એની એ જ પુરાણી પારાયણ: વસ્તુઓ પ્રમાણે જેમની તેમ રહે છે, અને આપણે ફક્ત નામ ફેરવીએ એટલે હેર ડ્યૂરિંગને પૂરો સંતોષ થઈ જાય છે. આપણે ઈંડામાંથી મરઘડાના વિકાસની વાત કરીએ તો ગોટાળો પેદા કરીએ છીએ કારણ કે વિકાસના નિયમો કેવળ અપૂરતી રીતે સાબિત કરી શકીએ છીએ. પણ આપણે તેના "સંયોજન"ની વાત કરીએ તો બધું સ્પષ્ટ થઈ જાય છે. એટલે હવેથી આપણે આમ નહિ કહીએ: "આ બાળક સરસ રીતે વિકસી રહ્યું છે", પણ આમ કહીશું: "તેનું સંયોજન શાનદાર રીતે થઈ રહ્યું છે". આપણે હેર ડ્યૂરિંગને કેવળ તેની ઉમદા આપવડાઈની બાબતમાં જ નહિ પરંતુ ભાવિના સંયોજક તરીકેની તેની શક્તિની બાબતમાં પણ 'નિબેલુનગેન રીંગ'ના[49] સર્જકનો સમોવડિયો હોવા બદલ અભિનંદન આપી શકીએ.

## ૮. પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન
## જૈવ જગત

(સમાપન)

"વિચાર કરો... પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન વિશે આપણા વિભાગને તમામ વૈજ્ઞાનિક આધારો પૂરા પાડવા માટે કેટલું વાસ્તવિક જ્ઞાન જરૂરી છે. તેનો પાયો પહેલાં તો ગણિતની તમામ મૂળભૂત સિદ્ધિઓમાંથી મળે છે, અને પછી વિશિષ્ટ વિજ્ઞાનોના ક્ષેત્રે યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન અને રસાયણ-વિજ્ઞાનમાં સાબિત થઈ ગયેલાં મુખ્ય વિધાનોમાંથી તેમ જ પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રે શરીરક્રિયા વિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન અને પરીક્ષણની એવી બીજી શાખાઓમાં તારવવામાં આવેલાં સામાન્ય નિષ્કર્ષોમાંથી મળે છે."

ગણિત અને પ્રાકૃતિક વિજ્ઞાનના સંબંધમાં હેર ડ્યૂરિંગની વિદ્વત્તાની વાત હેર ડ્યૂરિંગ એવા આત્મવિશ્વાસ અને ખાતરીથી કરે છે. સંબંધિત મામૂલી વિભાગને વાંચીને તો કળવું અશક્ય જ છે કે તેની પાછળ કેવું ગહનગામી વાસ્તવિક જ્ઞાન પડ્યું છે, અને એ વિભાગના એથીયે વધારે મામૂલી નિષ્કર્ષો વાંચીને તો એવા જ્ઞાનને પારખી કાઢવાનું વધારે મુશ્કેલ બની જાય છે. ગમે તેમ પણ ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનમાં ડ્યૂરિંગની દેવવાણી સર્જવા માટે ભૌતિકવિજ્ઞાનના સંબંધમાં તાપનો યાંત્રિક તુલ્યાંક વ્યક્ત કરતા સમીકરણથી વધારે જાણકારી જરૂરી નથી, અથવા રસાયણવિજ્ઞાનના સંબંધમાં એવા વિધાનથી વધારે જાણકારી જરૂરી નથી કે તમામ વસ્તુઓનું વિભાજન તત્ત્વોમાં અને તત્ત્વોનાં સંયોજનોમાં કરી શકાય છે. વધુમાં, હેર ડ્યૂરિંગની જેમ (પૃષ્ઠ ૧૩૧) "ગુરુત્વાકર્ષિત પરમાણુઓ"ની વાત કરનારો માણસ તો માત્ર એટલું જ સાબિત

કરે છે કે પરમાણુઓ અને આણુઓ વચ્ચેના તફાવત અંગે તે તદ્દન "અંધકારમાં" છે. જાણીતું છે કે પરમાણુઓ ગુરુત્વાકર્ષણનો કે ગતિના અન્ય કોઈ યાંત્રિક અથવા ભૌતિક રૂપોનો નહિ પણ ફક્ત રાસાયણિક ક્રિયાનો જ ખુલાસો પૂરો પાડે છે. અને જો કોઈ માણસ હેર ડ્યૂરિંગની કૃતિ જૈવ પ્રકૃતિના પ્રકરણ સુધી વાંચી જાય અને તેમાં ખાલીખમ, આંતરવિરોધી, અને નિર્ણયાત્મક બિંદુએ ગૂઢ દેવવાણી જેવી સર્પાકાર શબ્દજાળ અને તદ્દન નિરર્થક અંતિમ તારતમ્ય જુએ તો શરૂથી જ એવો અભિપ્રાય બાંધ્યા વગર રહી નહિ શકે કે હેર ડ્યૂરિંગે બાબતોની છણાવટ ગજબની ઓછી જાણકારીના આધારે કરી છે. અને વાચક તેના એવા સૂચન સુધી પહોંચે કે સજીવ હસ્તીઓના વિજ્ઞાનમાં (જીવવિજ્ઞાનમાં) વિકાસને બદલે સંયોજન શબ્દનો ઉપયોગ કરવો જોઈએ ત્યારે તો એવો અભિપ્રાય એકદમ પાકો બની જાય છે. એવું સૂચન રજૂ કરનારો માણસ સાફ બતાવે છે કે તેને જૈવ જગતના ઘડતરનો જરાક સરખોયે ખ્યાલ નથી.

તદ્દન નીચેના સ્તરના જીવો સિવાય બાકીના તમામ એવા કોષોના, ઑલ્બ્યુમનના સાવ ટચૂકડા દાણાઓના, બનેલા હોય છે કે સારી પેઠે પરિવર્ધિત રૂપમાં જ ભીતરના નાભિક સાથે નજરે પડે. સામાન્ય રીતે કોષો ફરતી બાહ્ય અનુત્વચા પણ વિકસે છે અને એ વખતે અંદરનાં તત્ત્વો વધતે ઓછે અંશે પ્રવાહી હોય છે. સૌથી નીચલા સ્તરના કોષીય જીવો **એક જ** કોષના હોય છે, પરંતુ ભારે મોટા ભાગના જીવો અનેક કોષોનાં બહુકોષીય સુસંગત સંકુલો હોય છે. નીચલા સ્તરના જીવોમાં કોષો સમજાતીય પ્રકારના રહે છે, પણ ઉચ્ચતર જીવોમાં કોષોનાં વધારે ને વધારે વિવિધ રૂપો, જૂથો, અને કામગીરીઓ વિકસે છે. દાખલા તરીકે, માનવ શરીરમાં હાડકાં, સ્નાયુઓ, ચેતાઓ, સ્નાયુપુચ્છો, અસ્થિબંધનો, પોચાં હાડકાં, ચામડી, ટૂંકમાં તમામ પેશીઓ કાં તો કોષોની બનેલી અથવા કોષોમાંથી ઉદ્‌ભવ પામેલી હોય છે. પણ સાદા અને મોટા ભાગનો સમય ત્વચારહિત ઑલ્બ્યુમનના કણ જેવા રહેતા તથા ભીતર નાભિક ધરાવતા અમીબાથી લઈને માનવી સુધી, અને તદ્દન સૂક્ષ્મ એકકોષી જીવ ડેસ્મિડથી માંડીને સૌથી વધુ વિકસેલી વનસ્પતિ સુધી, — કોષોની ગુણાકારી વૃદ્ધિની રીત એક જ હોય છે: વિખંડનની. કોષીય નાભિક પ્રથમ તો મધ્યમાં સંકોચાઈ જાય છે, સંકોચનથી નાભિકના બે ભાગ વધારે ને વધારે સ્પષ્ટ બનતા જાય છે, છેવટે તેઓ એકબીજાથી છૂટા પડી જાય છે અને બે કોષીય નાભિકો બને છે. એવી જ પ્રક્રિયા ખુદ કોષની અંદર પણ થાય છે: બેમાંથી દરેક નાભિક કોષીય

દ્રવ્યના સંચયનું કેન્દ્ર બની જાય છે. બેઉને જોડતી પટ્ટી વધારે ને વધારે સાંકડી બનતી જાય છે. છેવટે તેઓ છૂટા પડી જાય છે અને સ્વતંત્ર કોષો તરીકે અસ્તિત્વમાં રહે છે. એવું કોષીય વિખંડન વારંવાર થતું રહે છે, અને જીવના ઈંડાના ફલન પછી ઈંડાના ભ્રૂણાશયમાંથી આખું પ્રાણી ધીરે ધીરે સંપૂર્ણ રૂપમાં વિકસે છે, પુખ્ત પ્રાણીમાં વપરાઈ ગયેલી પેશીઓના સ્થાને નવી પેશીઓ એવી જ રીતે બને છે. એવી પ્રક્રિયાને સંયોજન તરીકે ગણાવવી, અને વિકાસ તરીકે તેના વર્ણનને "વિશુદ્ધ કલ્પના" ગણાવી દેવી—તેમાં તો ચોક્કસ એવા માણસનો ખ્યાલ બંધાય છે કે જેને એ પ્રક્રિયાની જાણકારી મુદ્દલ ન હોય—હાલના સમયે એ વાત માનવી ભલે ગમે એટલી મુશ્કેલ લાગે તો પણ. અહીંયાં જે છે તે ચોક્કસ રૂપે અને **એકમાત્ર** વિકાસ જ છે, વિકાસના વધારેમાં વધારે શાબ્દિક અર્થમાં અને તેને સંયોજન જોડે કશું જ લાગતું-વળગતું નથી!

હેર ડ્યૂરિંગની જીવન વિષે કેવી સમજણ છે તેને વિશે કશુંક વધારે અમે આગળ જતાં કહીશું. ખાસ જોતાં જીવન વિષે તેની વિભાવના નીચે મુજબ છે:

> "નિર્જીવ જગત પણ આપમેળે થતા પ્રવેગોની પદ્ધતિ છે, પરંતુ જ્યાં ખરું વિભેદીકરણ શરૂ થઈ જાય, અને દ્રવ્યોનું પરિચલન એક આંતરિક બિંદુએથી તથા વધારે નાની સંરચનામાં સંચારિત થઈ શકે એવી જીવાણુ-પદ્ધતિ મુજબ થાય, એવા બિંદુએ જ આપણાથી વાસ્તવિક જીવનની વાત વધુ સંકુચિત અને વધુ ચોક્કસ અર્થમાં કરવાની હિંમત થાય."

આ વાક્ય, વધુ સંકુચિત અને વધુ ચોક્કસ અર્થમાં, બકવાટના આપમેળે થતા આવેગોની પદ્ધતિ (તેનો જે અર્થ થતો હોય તે) છે,—તેના તદ્દન ગોટાળિયા વ્યાકરણ ઉપરાંત. જો જીવનનો પ્રારંભ જ્યાં ખરું વિભેદીકરણ શરૂ થાય ત્યાંથી થતો હોય તો આપણે જાહેર કરવું જોઈએ કે આદ્યજીવોની આખી હેક્કેલપંથી દુનિયા, અને વિભેદીકરણના ખ્યાલનો કેવો અર્થ તારવીએ તેના આધારે કદાચ બીજુ ઘણું, મૃત છે. જો જીવનની પ્રથમ શરૂઆત એ વિભેદીકરણ વધારે નાની જીવાણુ-સંરચનામાં સંચારિત થઈ શકે ત્યારે થતી હોય તો એકકોષી સુધી અને સહિતના તમામ જીવોને સજીવ ગણાવી જ ન શકાય. જો ખાસ પ્રવાહો મારફત દ્રવ્યોનું પરિચલન જીવનની નિશાની હોય તો આપણે ઉપરોક્ત જીવો ઉપરાંત કોષ્ઠાંત્રના આખા ઉચ્ચતર વર્ગને (પણ છત્રિક સિવાયના), એટલે કે તમામ સૂત્રાંગીને તથા વનસ્પતિ સમા જીવોને[50], પણ સજીવોની

કતારોમાંથી હઠાવી દેવા જોઈએ. જો એક આંતરિક બિંદુએથી ખાસ પ્રવાહો મારફત દ્રવ્યોનું પરિચલન જીવનની આવશ્યક નિશાની હોય તો આપણે જાહેર કરવું જોઈએ કે હૃદય ન ધરાવતાં અને એકથી વધારે હૃદય ધરાવતાં તમામ પ્રાણીઓ મૃત છે. આ ઉપર ગણાવેલા તમામ જીવો ઉપરાંત બધાં જીવડાં, તારક માછલી અને ચક્રધર (આન્નુલોઈડા અને આન્નુલોસા — હક્સલીનું વર્ગીકરણ[51]), સ્તરકવચીનો (લૉબ્સ્ટર) એક ભાગ, અને છેલ્લે પૃષ્ઠવંશી પ્રાણી — એમ્ફિયોક્સસ પણ એ જ મથાળા નીચે આવે. અને વધુમાં સમગ્ર વનસ્પતિ જગત.

એટલે હેર ડ્યૂરિંગ વાસ્તવિક જીવનની વ્યાખ્યા વધુ સંકુચિત અને વધુ ચોક્કસ અર્થમાં રજૂ કરતી વેળા આપણને જીવનનાં એવી ચાર વિશિષ્ટતાઓ બતાવે છે કે જે એકબીજીની તદ્દન વિરોધી છે. તેમાંથી એક તો કેવળ સમગ્ર વનસ્પતિ જગતને જ નહિ પરંતુ લગભગ અર્ધા પ્રાણી જગતને પણ સદાને માટે મૃત જાહેર કરી દે છે. તેણે આપણને "છેક તળિયેથી લઈને ટોચ સુધી મૌલિક નિષ્કર્ષો અને વિચારો"નું વચન આપ્યું ત્યારે ગેરરસ્તે દોરવેલા એમ તો ખરેખર કોઈ ન જ કહી શકે!

બીજો એક ફકરો આ પ્રમાણે છે:

> "પ્રકૃતિમાં પણ એક સાદો પ્રકાર નિમ્નતમથી લઈને ઉચ્ચતમ સુધીના તમામ જીવોનો પાયો છે", અને એ પ્રકાર "અત્યંત અવિકસીત વનસ્પતિના અત્યંત ગૌણ આવેગમાં પણ સામાન્ય તાત્ત્વિક રૂપમાં સંપૂર્ણ અને પરિપૂર્ણ રીતે મોજૂદ હોય છે."

ફરી વાર આ નિવેદન પણ "સંપૂર્ણ અને પરિપૂર્ણ" બકવાટ છે. સમગ્ર જૈવ પ્રકૃતિમાં મળતો સૌથી સાદો પ્રકાર કોષનો છે, અને તે ઉચ્ચતર જીવોનો પાયો ચોક્કસ છે જ. બીજી તરફ, સૌથી નીચલા સ્તરના જીવોમાં ઘણા કોષથી ખૂબ નીચા સ્તરના હોય છે — પ્રોટઅમીબા, કોઈ જાતના વિભેદીકરણ વગરનો સાદો ઑલ્બ્યુમીનસ કણ અને બીજા મોનેરા જીવોની આખી હારમાળા તથા તમામ બ્લૅડર દરિયાઈ વનસ્પતિ (સીફોનીઓ). એ બધા ઉચ્ચતર જીવો સાથે ફક્ત એ હકીકત વડે સંકળાયેલા છે કે તેમનું આવશ્યક ઘટક ઑલ્બ્યુમનનું છે અને એટલે તેઓ ઑલ્બ્યુમનની કામગીરીઓ કરે છે, એટલે કે જીવે છે અને મરે છે.

હેર ડયૂરિંગ આપણને વધુમાં જણાવે છે:

"શરીરક્રિયાની દૃષ્ટિએ, સંવેદન કોઈ જાતના—ભલે ગમે એટલા સાદા—ચેતાતંત્રની મોજૂદગી જોડે સંકળાયેલું હોય છે. એટલે તમામ પ્રાણી સંરચનાઓની વિશિષ્ટતા છે કે તેમનામાં સંવેદનની શક્તિ, અર્થાત્ પોતાની સ્થિતિની ભાવગત સચેતન સભાનતાની શક્તિ, હોય છે. વનસ્પતિ અને પ્રાણી વચ્ચેની સ્પષ્ટ સીમારેખા એવા બિંદુએ હોય છે કે જ્યાં સંવેદનમાં છલાંગ ભરવામાં આવે. એ રેખા જાણીતી સંક્રમણાત્મક સંરચનાઓ થકી ભૂંસાઈ જવાને બદલે ચોક્કસ એવાં બાહ્ય રીતે અનિર્ણીત અથવા અનિર્ણીય રૂપો મારફત તર્કસંગત આવશ્યકતા રહે છે."

વળી:

"બીજી તરફ, વનસ્પતિઓ સંપૂર્ણ રીતે અને કાયમ માટે સંવેદનની લેશમાત્ર નિશાની ધરાવતી નથી, અને તેમનામાં એવી કશી શક્તિનો પણ અભાવ હોય છે."

પ્રથમ તો હેગેલે જણાવ્યું છે ('પ્રકૃતિનું તત્ત્વજ્ઞાન', ફકરો ૩૫૧) કે

"સંવેદન વિશિષ્ટ ભેદ અંકિત કરે છે, પ્રાણીને અલગ તારવી દેતી સ્પષ્ટ લાક્ષણિકતા છે".

એટલે ફરી વાર આપણને હેગેલની "અણઘડતા" જોવા મળે છે, જેને હેર ડયૂરિંગે તફડાવી લેવાની સાદી પ્રક્રિયા મારફત અંતિમ અને પરમ સત્યના માનભર્યા સ્થાને પહોંચાડી દીધી છે.

બીજું, આપણને પહેલી જ વાર અહીંયાં વનસ્પતિ અને પ્રાણી વચ્ચે બાહ્ય રીતે અનિર્ણીત અથવા અનિર્ણીય (સાવ લવારો!) સંક્રમણાત્મક સંરચનાઓની વાત જોવા મળે છે. એવાં વચગાળાનાં રૂપો અસ્તિત્વમાં છે, આપણે બેધડક વનસ્પતિઓ કે પ્રાણીઓ ન ગણાવી શકીએ એવા જીવો છે, એટલે આપણે વનસ્પતિ અને પ્રાણી વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરવા તદ્દન અશક્ત છીએ—ચોક્કસ એ હકીકત જ હેર ડયૂરિંગ માટે વિભેદીકરણની કસોટી

સ્થાપવાની બાબત તર્કસંગત આવશ્યકતા બની જાય છે—જેને વિશે તે એ જ શ્વાસમાં કબૂલ કરી લે છે કે તે ટકી શકે એમ નથી! પરંતુ વનસ્પતિઓ અને પ્રાણીઓ વચ્ચેના એ સંદિગ્ધ પ્રદેશમાં જવાની આપણને બિલકુલ જરૂર નથી; જરાક સરખા સ્પર્શથી પોતાની પાંદડીઓની ઘડી વાળી દેનારી અથવા પુષ્પોને બીડી દેનારી સંવેદનશીલ વનસ્પતિઓ, જીવડાંનું ભક્ષણ કરી જનારી વનસ્પતિઓ, સંવેદનની જરાક સરખીએ નિશાની વગરની છે ખરી? અને તેમનામાં સંવેદનની કોઈ જાતની શક્તિનો અભાવ પણ છે ખરો? એવો દાવો તો હેર ડ્યૂરિંગ પણ "અવૈજ્ઞાનિક અર્ધ-કવિતા" વિના ન જ કરી શકે.

ત્રીજું, જ્યારે હેર ડ્યૂરિંગ એવું કથન કરે છે કે સંવેદન કોઈક પ્રકારના ચેતાતંત્રની મોજૂદગી જોડે શરીરક્રિયાત્મક રીતે સંકળાયેલું હોય છે ત્યારે તે ફરી મુક્ત સર્જન અને કલ્પનામાં રાચે છે. કેવળ તમામ આદિમ જીવોમાં જ નહિ પરંતુ વનસ્પતિ જેવા જીવોમાં અથવા ચોક્કસ તેમની ભારે મોટી બહુસંખ્યામાં પણ ચેતાતંત્રની જરાક સરખીયે નિશાની જોવા મળતી નથી. ફક્ત કીડાઓથી લઈને ઉચ્ચતર કક્ષાના જીવોમાં જ એવું તંત્ર નિયમિત દેખાય છે, અને હેર ડ્યૂરિંગ જ પહેલો માણસ એવું કહેનારો છે કે એ જીવોને ચેતાઓ ન હોવાને કારણે સંવેદન હોતું નથી. સંવેદન આવશ્યક રૂપે ચેતાઓ જોડે સંકળાયેલું નથી હોતું, પણ અમુક ઑલ્બ્યુમીનસ પદાર્થો જોડે નિ:શંક સંકળાયેલું હોય છે. એવા પદાર્થો હાલ સુધી ચોક્કસ રૂપે નિર્ધારિત નથી થયા.

ગમે તેમ પણ હેર ડ્યૂરિંગ જે પ્રશ્ન ડાર્વિનને પૂછવામાં અચકાતો નથી તેમાં તેનું જીવવિજ્ઞાન વિષેનું જ્ઞાન પૂરતા પ્રમાણમાં ઉઘાડું પડી જાય છે:

"તો શું માની લેવું કે જીવોનો વિકાસ વનસ્પતિઓમાંથી થયો છે?"

જેને જીવો અથવા વનસ્પતિઓનું લેશમાત્ર જ્ઞાન ન હોય એવો માણસ જ આવો પ્રશ્ન પૂછી શકે.

સામાન્ય રીતે જીવન વિષે હેર ડ્યૂરિંગ આપણને આટલું જ કહી શકે છે:

"સુઘટ સર્જન કરતી રેખાંકિત વિભાગણી" (એ વળી શું હશે?) "મારફત ચાલતું ચયાપચય હંમેશાં વાસ્તવિક જીવન પ્રક્રિયાનું વિશિષ્ટ લક્ષણ રહે છે."

જીવન વિષે આપણને બસ એટલું જ જાણવા મળે છે, અને "સુઘટ સર્જન કરતી રેખાંકિત વિભાગણી"માં આપણને એકદમ નિર્ભેળ ડ્યૂરિંગ છાપ શબ્દાડંબરના નિરર્થક લવારામાં ગોઠણ સુધી ડૂબેલા રાખવામાં આવે છે. એટલે, જીવન શું છે એ આપણે જાણવું હોય તો પોતે જ તેને જરાક બારીક નજરે નીરખી લેવું પડશે.

છેલ્લાં ત્રીશ વર્ષો દરમિયાન શરીરક્રિયાત્મક રસાયણવિજ્ઞાનીઓ અને રાસાયણિક શરીરક્રિયાવિજ્ઞાનીઓએ અનેક વખત કહ્યું છે કે પદાર્થનો જૈવ વિનિમય જીવનની અત્યંત સામાન્ય અને અત્યંત લાક્ષણિક પરિઘટના રહ્યો છે, અને અહીં હેર ડ્યૂરિંગે પોતાની રમ્ય અને સ્પષ્ટ ભાષામાં તેનો ખાલી અનુવાદ જ કરેલો છે. પણ જીવનની વ્યાખ્યા જૈવ ચયાપચય તરીકે કરવી એટલે જીવનની વ્યાખ્યા જીવન તરીકે કરવા બરાબર છે કારણ કે સુઘટ સર્જન કરતી રેખાંકિત વિભાગણી મારફત પદાર્થનો જૈવ વિનિમય અથવા ચયાપચય તો વાસ્તવમાં એવું વાક્ય છે કે જેની વ્યાખ્યા જીવન મારફત, સજીવ અને નિર્જીવ વચ્ચેના તફાવત મારફત, અર્થાત્ જીવ ધરાવતા અને જીવ ન ધરાવતા વચ્ચેના તફાવત મારફત, જરૂરી બને છે. એટલે એ વ્યાખ્યા આપણને જરાય આગળ નથી લઈ જતી.

પદાર્થના વિનિમયની જ વાત હોય તો તે જીવન વગર પણ થતો રહે છે. રસાયણવિજ્ઞાનમાં પ્રક્રિયાઓની આખી હારમાળા એવી છે કે જે પૂરતા પ્રમાણમાં કાચો માલ મળે તો પોતાના સંજોગોનું પુનરુત્પાદન સતત કરતી રહે છે, અને એવી રીતે કે કોઈ ચોક્કસ વસ્તુ પ્રક્રિયાની વાહક હોય છે. એવો દાખલો ગંધકને બાળવાથી બનાવવામાં આવતા સલ્ફ્યૂરિક ઍસિડમાં જોવા મળે છે. એ પ્રક્રિયામાં સલફર ડાયોક્સાઇડ, $SO_2$, બને છે, અને તેમાં વરાળ તથા નાઈટ્રિક ઍસિડ ઉમેરવામાં આવે ત્યારે સલફર ડાયોક્સાઇડ હાઈડ્રોજનને અને ઑક્સિજનને શોષી લે છે અને ત્યારે સલ્ફ્યૂરિક ઍસિડમાં $H_2SO_4$ ફેરવાઈ જાય છે. નાઈટ્રિક ઍસિડ ઑક્સિજનને છૂટો કરે છે અને નાઈટ્રિક ઑક્સાઇડ બની જાય છે. એ નાઈટ્રિક ઑક્સાઇડ તુરત જ હવામાંથી નવો ઑક્સિજન શોષી લે છે અને નાઈટ્રોજનના ઉચ્ચતર ઑક્સાઇડોમાં પલટાઈ જાય છે, પણ તરત એ ઑક્સિજન સલફર ડાયોક્સાઇડને આપી દે છે. ફરી એ જ પ્રક્રિયા થાય છે. એટલે સૈદ્ધાંતિક દૃષ્ટિએ નાઈટ્રિક ઍસિડની અતિ અલ્પ માત્રા સલફર ડાયોક્સાઇડ, ઑક્સિજન અને પ્રાણીના અપાર જથ્થાઓને સલ્ફ્યૂરિક ઍસિડમાં પલટાવી નાખવા માટે પૂરતી હોવી જોઈએ. પ્રવાહીઓ મરી ગયેલી જૈવ

અનુત્વચાઓમાંથી અને અજૈવ અનુત્વચાઓમાંથીયે પસાર થાય ત્યારે પણ પદાર્થનો વિનિમય થાય છે. ટ્રૌબેના કૃત્રિમ કોષોમાં[52] એમ જોવા મળે છે... અહીં પણ સ્પષ્ટ છે કે પદાર્થના વિનિમયના આધારે આપણે જરાય આગળ વધી શકતા નથી કારણ કે જીવનની વ્યાખ્યા પદાર્થના જે વિચિત્ર વિનિમયમાંથી મેળવવાની છે તેની ખુદની વ્યાખ્યા જીવનમાંથી જ મેળવવાની રહે છે. એટલે આપણે બીજો કોઈ ઉપાય અજમાવવો રહ્યો.

**જીવન એટલે ઑલ્બ્યુમીનસ વસ્તુઓના અસ્તિત્વની પદ્ધતિ**, અને અસ્તિત્વની એ પદ્ધતિ તાત્ત્વિક દૃષ્ટિએ એ વસ્તુઓનાં રાસાયણિક સંઘટકોના સતત આત્મ-નવીનીકરણમાં રહેલી છે.

આધુનિક રસાયણવિજ્ઞાનમાં ઑલ્બ્યુમીનસ વસ્તુ શબ્દોનો ઉપયોગ જેવા અર્થમાં કરવામાં આવે છે એવા જ અર્થમાં અહીં પણ કરવામાં આવ્યો છે, એટલે કે તેમાં સાધારણ ઈંડાની સફેદી જેવું બંધારણ ધરાવતી તમામ વસ્તુઓ—જેનું બીજું નામ પ્રોટીન દ્રવ્યો છે—સામેલ છે. નામ અનુચિત છે, કારણ કે સાધારણ ઈંડાની સફેદી તેની સાથે સંકળાયેલાં તમામ તત્ત્વોમાં સૌથી ચેતનહીન અને નિષ્ક્રિય ભાગ ભજવે છે, જરદીની સાથે મળીને તે વિકસતા જીવનો કેવળ ખોરાક જ બની રહે છે. પણ હાલમાં જ્યારે ઑલ્બ્યુમીનસ વસ્તુઓના રાસાયણિક સંયોજન વિષે હજી બહુ ઓછું જ્ઞાન છે ત્યારે એ નામ વધારે સામાન્ય હોવાથી બીજા કોઈ નામ કરતાં બહેતર છે.

જ્યાં જ્યાં આપણને જીવન જોવા મળે છે ત્યાં તે કોઈ ઑલ્બ્યુમીનસ વસ્તુ સાથે સંકળાયેલું હોય છે, અને જ્યાં જ્યાં આપણને વિઘટનની પ્રક્રિયામાં ન હોય એવી ઑલ્બ્યુમીનસ વસ્તુ જોવા મળે છે ત્યાં જીવનની પરિઘટના પણ અચૂક જોવા મળે છે. નિ:શંક રીતે, જીવનની એ પરિઘટનાઓ વચ્ચેના તફાવતોને સ્પષ્ટ કરવા માટે જીવંત પદાર્થમાં અન્ય રાસાયણિક સંયોજનો પણ નિ:શંક જરૂરી હોય છે, પણ તેઓ અનાવૃત જીવનમાં આવશ્યક નથી હોતાં, સિવાય કે શરીરમાં ખોરાક તરીકે પ્રવેશીને ઑલ્બ્યુમનમાં પલટાઈ જાય છે. નીચામાં નીચા સ્તરના જે જીવો આપણી જાણમાં છે તે વાસ્તવમાં ઑલ્બ્યુમનના સાદા કણો સિવાય બીજું કશું નથી હોતા, અને તેમાં જીવનની તમામ તાત્ત્વિક પરિઘટનાઓ પ્રદર્શિત હોય છે.

પણ તમામ સજીવ શરીરોમાં સમાન રીતે અસ્તિત્વ ધરાવતી જીવનની એ સર્વવ્યાપી પરિઘટનાઓ કેવી છે? સૌપ્રથમ તો એ હકીકત કે ઑલ્બ્યુમીનસ પદાર્થ પોતાના વાતાવરણમાંથી અન્ય ઉપયુક્ત દ્રવ્યોને શોષી લે છે અને

પોતાની જોડે એકરૂપ બનાવી દે છે, અને શરીરના અન્ય જૂના ભાગોનું વિઘટન અને ઉત્સર્જન થતું રહે છે. બીજા નિર્જીવ પદાર્થો પણ પરિવર્તન પામે છે, ઘટનાઓના સ્વાભાવિક ક્રમ દરમિયાન વિઘટિત થાય છે અથવા જોડાણો સાધે છે; પણ એમ કરવામાં તેઓ પહેલાં જે હોય તે મટી જાય છે. હવામાનથી ઘસાયેલો ખડક ખડક રહેતો નથી; ખવાઈ જતી ધાતુ કાટમાં પલટાઈ જાય છે. પણ નિર્જીવ પદાર્થોની બાબતમાં જે વિનાશનું કારણ બને છે તે ઑલ્બ્યુમનની બાબતમાં **અસ્તિત્વની મૂળભૂત શરત** બને છે. ઑલ્બ્યુમીનસ પદાર્થમાં તેનાં ઘટકોની એવી અવિરત કાયાપલટ, વારાફરતી સતત થતું પોષણ અને ઉત્સર્જન, જે ઘડીએ બંધ થઈ જાય એ જ ઘડીએ ખુદ ઑલ્બ્યુમીનસ પદાર્થનો અંત આવી જાય છે, વિઘટન થઈ જાય છે, એટલે કે તે **મરી જાય** છે. એટલે, ઑલ્બ્યુમીનસ પદાર્થના અસ્તિત્વની પદ્ધતિ અંકિત કરતું જીવન મુખ્યત્વે તો એ હકીકતમાં રહેલી છે કે તે દરેક પળે પોતે પણ હોય છે તેમ જ સાથે સાથે બીજું કંઈક પણ હોય છે; અને એમ તેની ઉપર બહારથી થતી કોઈ પ્રક્રિયાના પરિણામે નથી થતું. નિર્જીવ ચીજોમાંયે એમ બની શકે છે, પરંતુ બહારની પ્રક્રિયાઓના પરિણામે. જીવનની બાબતમાં એથી ઊલટું છે, પોષણ અને ઉત્સર્જન મારફત થતું ચયાપચય આપમેળે ચાલતી પ્રક્રિયા છે, જે તેના વાહક ઑલ્બ્યુમનમાં અંતર્ભૂત, સહજ, હોય છે, અને તેના વિના ઑલ્બ્યુમનનું અસ્તિત્વ જ શક્ય નથી. એટલે એવું તારણ નીકળે છે કે જો રસાયણવિજ્ઞાન ઑલ્બ્યુમનને કૃત્રિમ રીતે પેદા કરવામાં સફળ થઈ જાય તો તેમાં જીવનની પરિઘટનાઓ—ભલે ગમે એટલી નબળી—નજરે પડવી જ જોઈએ. રસાયણવિજ્ઞાન એવા ઑલ્બ્યુમન માટે યોગ્ય ખોરાક પણ શોધી કાઢશે કે નહિ એ પ્રશ્ન તો બેશક ખુલ્લો જ છે.

ઑલ્બ્યુમનની આવશ્યક કામગીરી તરીકે, પોષણ અને ઉત્સર્જન મારફત, થતા ચયાપચયમાંથી અને ઑલ્બ્યુમનની અજબ સુઘટતામાંથી, તેની જીવનનાં અન્ય તમામ અત્યંત સાદાં લક્ષણો પેદા થાય છે: ઑલ્બ્યુમન અને તેના ખોરાક વચ્ચેની પારસ્પરિક આંતરક્રિયામાં પહેલેથી જ સામેલ ઉત્તેજનશીલતા, સાવ નીચલી કક્ષાએ પણ ખોરાકના ઉપયોગમાં જોવા મળતી સંકોચનશીલતા, સૌથી નીચી કક્ષાનાં રૂપોમાં વિખંડનથી થતા વર્ધનને આવરી લેતી વૃદ્ધિની શક્યતા, જેના વગર ખોરાકનો ઉપયોગ કે પરિપાચન શક્ય જ નથી એ આંતરિક હલનચલન.

જીવનની અમારી વ્યાખ્યા સ્વાભાવિક રીતે જ બહુ અધૂરી છે કારણ કે

તેમાં જીવનની **તમામ** પરિઘટનાઓને સામેલ કરવાની વાત તો દૂર રહી, તેને એકદમ સામાન્ય અને સાદામાં સાદી પરિઘટનાઓ પૂરતી જ સીમિત રાખવી પડી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતાં તમામ વ્યાખ્યાઓનું મૂલ્ય બહુ ઓછું હોય છે. જીવન વિષે સર્વાંગી જ્ઞાન મેળવવા માટે આપણે નીચામાં નીચા સ્તરથી લઈને ઊંચામાં ઊંચા સ્તર સુધી જીવનનાં તમામ રૂપોનું પરીક્ષણ કરવું પડે. પણ સાધારણ ઉપયોગ માટે એવી વ્યાખ્યાઓ બહુ કામની સાબિત થાય છે, અને ક્યાંક ક્યાંક તો તેમના વગર ચાલતું જ નથી, વળી તેમની અનિવાર્ય ખામીઓને ભૂલવામાં ન આવે તો તેમનાથી કોઈ હાનિ થતી નથી.

ફરી હેર ડ્યૂરિંગ તરફ ફરીએ. તેને ખબર છે કે પાર્થિવ જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં હાલત ખરાબ થઈ જાય ત્યારે આશ્વાસન ક્યાંથી મેળવવું, તે તારલિયા મઢેલા ગગનમાં જઈને આશરો લે છે.

> "ફક્ત સંવેદનના અંગનું ખાસ તંત્ર જ નહિ પણ સમગ્ર વસ્તુગત જગત ખુશી અને પીડાના આવિર્ભાવને અનુકૂલિત છે. એ કારણે આપણે માની લઈએ છીએ કે ખુશી અને પીડા વચ્ચેનો વિરોધ—વળી **ચોક્કસ** એવા રૂપમાં કે જે આપણને પરિચિત છે—સાર્વત્રિક વિરોધ છે, અને **વિશ્વની વિવિધ દુનિયાઓમાં** તેનું પ્રતિનિધિત્વ મૂળભૂત સમજાતીય લાગણીઓ વડે થવું જોઈએ... પરંતુ એવી અનુરૂપતાનું મહત્ત્વ **ઓછું નથી** કારણ કે તેમાં જ **સંવેદનોના જગતની** ચાવી છે... એટલે ભાવગત અવકાશી જગત આપણને વસ્તુગત જગતથી બહુ વધારે અપરિચિત નથી. બન્ને ક્ષેત્રોની સંઘટનાની ધારણા એક જ એકરાગી પ્રકાર અનુસાર કરવી જોઈએ અને તેમાંથી ચેતનાના એવા વિજ્ઞાનનો આરંભ થઈ જાય છે કે જેનો વ્યાપ કેવળ પાર્થિવ કરતાં ઘણો વધારે બહોળો છે."

જે માણસ સંવેદનોના વિશ્વની ચાવી ખીસામાં રાખીને ફરતો હોય તેને પાર્થિવ પ્રાકૃતિક વિજ્ઞાનમાં કેટલાક ગજબના છબરડાઓની શી ફિકર હોય? જવા દો એ વાત!

## ૯. નૈતિકતા અને કાનૂન
### શાશ્વત સત્યો

ચેતનાનાં તત્ત્વોના ગહનગામી વિજ્ઞાનના નામે પચાસ પૂરાં પાનાંમાં ભરીને હેર ડ્યૂરિંગે જે ચવાયેલી વાતો અને દેવવાણી જેવી ઉક્તિઓના ખીચડા વડે, ટૂંકામાં નર્યા **કચરાપૂંજા** વડે, વાચકોનું મનોરંજન કર્યું છે તેના નમૂનાઓ અમે રજૂ નહિ કરીએ. અહીં ફક્ત આટલું જ ટાંકીશું:

"જે મનુષ્ય ફક્ત ભાષાના સાધન વડે ચિંતન કરી શકે છે તેને **અમૂર્ત** અને **વિશુદ્ધ** ચિંતન શું કહેવાય તેનું હજુ જ્ઞાન નથી."

એમ માનીએ તો પ્રાણીઓ સૌથી અમૂર્ત અને સૌથી વિશુદ્ધ વિચારકો છે કારણ કે તેમનું ચિંતન ભાષાની અજુગતી દરમિયાનગીરીથી ધૂંધળું બનતું નથી. ગમે તેમ પણ ડ્યૂરિંગના વિચારો અને તેમને રજૂ કરતી ભાષા ઉપરથી જોઈ શકાય છે કે એ વિચારો કોઈ પણ ભાષાને કેટલા ઓછા માફક છે અને જર્મન ભાષા એ વિચારોને કેટલી ઓછી માફક છે.

છેવટે ચોથો વિભાગ આપણને મુક્તિ આપે છે; અલંકારી ભાષાથી પિગળાવવા ઉપરાંત અહીં તહીં તે **નૈતિકતા** અને **કાનૂનના** વિષય ઉપર કંઈક મૂર્ત આપે છે. આ પ્રસંગે પ્રારંભમાં જ આપણને અન્ય અવકાશી વસ્તુઓની સફરનું આમંત્રણ આપે છે:

જેની સક્રિય બુદ્ધિને વૃત્તિઓના સ્વરૂપમાં જીવનના આવેગોની વ્યવસ્થા સહજવૃત્તિઓના રૂપમાં સભાન રીતે કરવાની હોય એવી "તમામ

માનવેતર હસ્તીઓમાં" નીતિરીતિનાં તત્ત્વો "સુસંગત રીતે ઘડાવાં જોઈએ... પરંતુ એવાં તારણો વિશે આપણી ઉત્સુકતા ઓછી હોય... તેમ છતાં, જ્યારે આપણે વિચાર કરીએ કે અન્ય અવકાશી ગ્રહોમાં વ્યક્તિગત અને સામુદાયિક જીવન... તર્કસંગત રીતે કૃત્યો કરતી હસ્તીના સામાન્ય મૂળભૂત બંધારણને રદ કરી અથવા તેનાથી છુટકારો મેળવી ન શકે એવી યોજના ઉપર મંડાયેલું હોવું જોઈએ ત્યારે એ ખ્યાલ આપણી દૃષ્ટિને **લાભદાયક રીતે વિસ્તારે છે.**"

આ દાખલામાં, અપવાદ રૂપે, અન્ય તમામ શક્ય જગતોના સંબંધમાં પણ ડ્યૂરિંગનાં સત્યોની યથાર્થતાને સંબંધિત પ્રકરણના અંતને બદલે આરંભમાં મૂકવામાં આવી છે, અને તેનું સબળ કારણ છે. નૈતિકતા અને ન્યાય અંગે ડ્યૂરિંગની વિભાવનાઓની યથાર્થતાને પહેલેથી જ તમામ **જગતોના** સંબંધમાં સાબિત કરી લેવામાં આવે તો તેમની યથાર્થતાને તમામ **યુગો** સુધી લાભદાયક રીતે વિસ્તરી દેવાનું વધુ સહેલું બની જાય. પણ ફરી વાર અહીંયાં સંકળાયેલી બાબત અંતિમ અને પરમ સત્યથી જરાય ઊતરતી નથી.

"સામાન્ય જ્ઞાનની દુનિયાની માફક જ" નીતિરીતિની દુનિયાના "કાયમી સિદ્ધાંતો અને સાદાં તત્ત્વો" હોય છે. નીતિરીતિના સિદ્ધાંતો "ઇતિહાસથી પર અને રાષ્ટ્રીય વિશિષ્ટતાઓમાંના વર્તમાન તફાવતોથીયે પર સ્થિત છે... જે ખાસ સત્યોમાંથી ઉત્ક્રાંતિ દરમિયાન વધુ પરિપૂર્ણ નૈતિક ચેતના અને સમજો કે આત્મા ઘડાય છે, તેનો આખરી પાયો જેટલી હદે સમજી લેવામાં આવે એટલી હદે તે કદાચ ગણિતના પ્રમેયો તથા વિનિયોગો જેવી જ યથાર્થતા અને વ્યાપનો દાવો કરે. **અસલ સત્યો તદ્દન અવિકારી હોય છે**... તેથી એવું માનવું બિલકુલ મૂર્ખાઈ છે કે જ્ઞાનની સચ્ચાઈ ઉપર કાળની અને વાસ્તવિકતામાં થતાં પરિવર્તનોની કોઈ જાતની અસર પડે." એટલે જ્યારે આપણે પૂરા ભાનમાં હોઈએ ત્યારે વિશુદ્ધ જ્ઞાનની નિશ્ચિતતા અને સામાન્ય અનુભૂતિની પર્યાપ્તતા જ્ઞાનના સિદ્ધાંતોની નિરપેક્ષ યથાર્થતામાં શંકાનો કશો અવકાશ નથી રહેવા દેતી. "સતત શંકાશીલતા ખુદ પણ નબળાઈની રોગીલી હાલત છે અને કેવળ **આશારહિત ગોટાળાની** જ અભિવ્યક્તિ છે, અને તે કોઈ વાર તેની **શૂન્યતાની** પદ્ધતિસર સભાનતામાં કશાક સ્થાયીનો દેખાવ ઊભો કરવાની

જહેમતો કરે છે. આચારવિચારના ક્ષેત્રમાં, સામાન્ય સિદ્ધાંતોને નકારવાનું ધોરણ રિવાજો અને સિદ્ધાંતોની ભૌગોલિક અને ઐતિહાસિક વિવિધતાને સકંજામાં લે છે, અને નૈતિક દુષ્ટતા તથા અનિષ્ટની અનિવાર્યતાને એક વાર માની લેવામાં આવે એટલે એવું ધોરણ પોતાને સુસંગત નૈતિક આવેગોના મહાન મહત્ત્વની માન્યતા તેમ જ વાસ્તવિક કાર્યસાધકતાથી પર ગણે છે. એ **ઊંડી શંકાશીલતા** ખાસ ખોટા મતો સામે નહિ પણ જાગૃત નૈતિકતા વિકસાવવાની માનવજાતની શક્તિની જ સામે મંડાયેલી હોય છે, અને આખરે ખરેખરી શૂન્યતામાં, હકીકતે નિર્ભેળ શૂન્યવાદથી બદતર કશાકમાં, પરિણમે છે... તે ફાંકો રાખે છે કે પોતાના નૈતિક વિચારોના **ઘોર ગોટાળામાં** પોતે સહેલાઈથી વર્ચસ્વ જમાવી શકે એમ અને સિદ્ધાંતરહિત આપખુદીનો માર્ગ મોકળો કરી શકે એમ છે. પણ તે મોટી ભૂલ ખાય છે: કારણ કે ભૂલ અને સત્યમાં બુદ્ધિના અનિવાર્ય ભાવિનો ખાલી સંદર્ભ જ એકલા એ દૃષ્ટાંત મારફત જ બતાવી દેવા માટે પૂરતી છે કે સ્વાભાવિક ભૂલક્ષમતા યથાર્થતાની સિદ્ધિનો માર્ગ આવશ્યક રૂપે બંધ નથી કરી દેતી."

અંતિમ અને પરમ સત્યો, ચિંતનનું પ્રભુત્વ, જ્ઞાનની નિરપેક્ષ નિશ્ચિતતા, વગેરે વિશે ડ્યૂરિંગનાં આવાં ભભકાદાર વાક્યોને અત્યાર સુધી આપણે શાંતિથી સહન કરી લીધાં છે કારણ કે હવે આપણે જે બિંદુએ પહોંચ્યા છીએ ત્યાં જ પ્રશ્નની પતાવટ થઈ શકે એમ છે. આ બિંદુ સુધી એટલું જ પરીક્ષણ પૂરતું હતું કે વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનનાં જુદાં જુદાં કથનો કેટલા પ્રમાણમાં "સર્વોપરી યથાર્થતા" ધરાવતાં હતાં અને "સત્યનો બિનશરતી દાવો" કરી શકે એમ હતાં, હવે આપણે એવા પ્રશ્ન ઉપર આવીએ છીએ કે માનવીય જ્ઞાનની પેદાશોમાંથી કોઈ કદી સર્વોપરી યથાર્થતા ધરાવી શકે ખરી, અને સત્યનો બિનશરતી દાવો કરી શકે ખરી, અને એમ હોય તો કઈ. જ્યારે હું **માનવીય** જ્ઞાનની શબ્દોનો ઉપયોગ કરું છું ત્યારે તેની પાછળનો ઈરાદો અન્ય અવકાશી ગ્રહોનાં વસવાટ કરનારાઓનું અપમાન કરવાનો નથી, તેમનો પરિચય કરવાનું માન મને મળ્યું નથી, પણ એટલા જ કારણસર કરું છું કે પ્રાણીઓમાં પણ જ્ઞાન હોય છે, પરંતુ તે કોઈ રીતે સર્વોપરી નથી હતું. કૂતરો તેના માલિકને પોતાના પ્રભુ તરીકે સ્વીકારે છે, પરંતુ એ માલિક દુનિયાનો સૌથી મોટો બદમાશ હોઈ શકે.

શું માનવીય ચિંતન સર્વોપરી છે? તેનો હા કે નામાં જવાબ આપતાં પહેલાં આપણે તપાસવું જોઈએ: માનવીય ચિંતન શું છે? તે વ્યક્તિગત માનવીનું ચિંતન છે? નહિ. પણ તેનું અસ્તિત્વ તો ભૂત, વર્તમાન, અને ભવિષ્યના લાખો કરોડો માનવીઓના વ્યક્તિગત ચિંતન તરીકે જ હોય છે. તો પછી હું એમ કહું કે મારું ચિંતન ભાવિ સહિતના એ તમામ માનવીઓના સમગ્ર ચિંતનને આવરી લે છે, **સર્વોપરી છે**, અસ્તિત્વમાં રહેલા જગતને સમજવા શક્તિમાન છે. જો માનવજાત પૂરતો લાંબો સમય અસ્તિત્વમાં રહે તો, અને જ્યાં સુધી તેનાં અનુભૂતિ અંગો અથવા જાણવાની વસ્તુઓ તરફથી તેના જ્ઞાનની મર્યાદાઓ ન બંધાઈ જાય ત્યાં સુધી, મારી વાત સાવ તુચ્છ અને વધુમાં સાવ નમાલી જ ગણાય. તેમાંથી વધારેમાં વધારે કિંમતી પરિણામ તો એવું જ આવે કે આપણે આપણા વર્તમાન જ્ઞાન વિશે એકદમ શંકિત બની જઈએ, કેમ કે ઘણું કરીને આપણે માનવ ઈતિહાસના લગભગ આરંભકાળમાં છીએ અને જે પેઢીઓના જ્ઞાનમાં સુધારણા કરવાનો—ઘણી વાર તો સારી પેઠે ધૃણાના ભાવે—આપણને મોકો મળે છે તેના કરતાં જે પેઢીઓ સંભવતયા **આપણી** ભૂલો સુધારશે તેની સંખ્યા ઘણી વધારે હશે.

હેર ડ્યૂરિંગ ખુદ જરૂરી જાહેર કરે છે કે ચેતના, અને એટલે ચિંતન તથા જ્ઞાન પણ, અલગ અલગ માણસોની હારમાળામાં જ વ્યક્ત થઈ શકે. તેમાંથી દરેક વ્યક્તિના ચિંતનને આપણે સર્વોપરી માત્ર એટલા પૂરતું જ ગણાવી શકીએ કે એ વ્યક્તિ નીરોગી મન ધરાવતી હોય અને એકદમ સભાન હોય ત્યારે તેની ઉપર કોઈ વિચાર પરાણે લાદી શકે એવી કોઈ શક્તિની આપણને જાણ નથી. પણ દરેક અલગ ચિંતને પ્રાપ્ત કરેલા જ્ઞાનની સર્વોપરી યથાર્થતાની બાબતમાં તો આપણે બધા જાણીએ છીએ કે એવી કોઈ વાત થઈ શકે નહિ, અને અગાઉનો સમગ્ર અનુભવ દર્શાવે છે કે એવા જ્ઞાનમાં, કોઈ પણ જાતના અપવાદ વિના, સુધારી ન શકાય એવા અથવા સાચા જ્ઞાન કરતાં સુધારી શકાય એવું જ્ઞાન ઘણું વધારે હોય છે.

બીજા શબ્દોમાં, ચિંતનની સર્વોપરિતા એકદમ બિનસર્વોપરી ચિંતન કરતા માનવીઓની હારમાળામાં સિદ્ધ થાય છે, સત્યનો બિનશરતી દાવો કરતું જ્ઞાન સાપેક્ષ ભૂલોની હારમાળામાં સિદ્ધ થાય છે, એક અથવા બીજું માનવીય અસ્તિત્વની અનંત અવધિ મારફત જ સિદ્ધ થાય છે, એ સિવાય બીજી કોઈ રીતે નહિ.

આપણે ઉપર જોયેલો એવો જ આંતરવિરોધ ફરી વાર અહીં જોવામાં આવે

છે. માનવીય ચિંતનના સ્વરૂપને આવશ્યક રીતે નિરપેક્ષ ધારવામાં આવે છે, પરંતુ વાસ્તવમાં તે અલગ અલગ માનવીઓમાં મૂર્ત થાય છે અને એ સૌ માત્ર મર્યાદિત રીતે જ ચિંતન કરતા હોય છે. એ આંતરવિરોધનો ઉકેલ કેવળ અનંત પ્રગતિ દરમિયાન જ, આપણા સંબંધમાં તો વાસ્તવમાં માનવજાતની પેઢીઓના અંતહીન ક્રમ દરમિયાન જ, આણી શકાય. એવા અર્થમાં માનવીય ચિંતન જેટલું સર્વોપરી છે એટલું જ બિનસર્વોપરી છે, અને જ્ઞાન પ્રાપ્ત કરવાની તેની શક્તિ જેટલી અમર્યાદિત છે એટલી જ મર્યાદિત છે. માનવીય ચિંતન તેની પ્રકૃતિ, પ્રવૃત્તિ, શક્યતાઓ, અને અંતિમ ઐતિહાસિક લક્ષ્યના સંબંધમાં સર્વોપરી અને અસીમ છે; પરંતુ કોઈ ખાસ ઘડીએ તેના અલગ અલગ મૂર્ત રૂપમાં તથા વાસ્તવિકતામાં તે સર્વોપરી નથી હોતું અને મર્યાદિત હોય છે.

શાશ્વત સત્યોની બાબતમાં પણ એવું જ છે. જો માનવજાત કદી એવા તબક્કે પહોંચે કે જ્યારે તેને શાશ્વત સત્યો જોડે, ચિંતનનાં એવાં પરિણામો જોડે કે જે સર્વોપરી યથાર્થતા ધરાવતાં હોય અને સત્યનો બિનશરતી દાવો કરતાં હોય, કામ પડે તો તે એવા બિંદુએ પહોંચી ગયું હોય કે જ્યાં વાસ્તવિક તેમ જ સંભવિત દૃષ્ટિએ બૌદ્ધિક જગતની અનંતતા ખતમ થઈ ગઈ હોય, અને એ રીતે ગણાયેલા અગણિતનો ખ્યાતનામ ચમત્કાર થઈ ચૂક્યો હોય.

પરંતુ એવાં પાકો પાયો ધરાવતાં કોઈ સત્યો છે ખરાં કે જેના સંબંધમાં કોઈ જાતની શંકા આપણને ગાંડપણ જેવી લાગે? બે અને બે એટલે ચાર, ત્રિકોણના ત્રણ ખૂણા મળીને બે કાટખૂણા જેટલા થાય, પૅરિસ ફ્રાંસમાં આવેલું છે, જે માણસને ખોરાક ન મળે તે ભૂખથી મૃત્યુ પામે... વગેરે છતાં શું **શાશ્વત** સત્યો, અંતિમ અને પરમ સત્યો, છે ખરાં?

હા, જરૂર છે. આપણે સમગ્ર જ્ઞાનના ક્ષેત્રને પરંપરાગત રીતે ત્રણ મહાન વિભાગોમાં વહેંચી શકીએ. પ્રથમ વિભાગમાં એવા તમામ વિજ્ઞાનો છે કે જે જડ પ્રકૃતિ સાથે સંકળાયેલા છે અને વધતે કે ઓછે અંશે ગણિતશાસ્ત્રીય પદ્ધતિથી સમજાવી શકાય એમ છે: ગણિત, ખગોળ, યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાન. સાદી ચીજો માટે ભારેખમ શબ્દો વાપરવાથી જો કોઈને ખુશી થતી હોય તો એમ ખાતરી આપી શકાય કે આ વિજ્ઞાનોએ પ્રાપ્ત કરેલા **અમુક** પરિણામો શાશ્વત, અંતિમ, અને પરમ સત્યો છે, અને એ કારણે તેમને **પરિશુદ્ધ** વિજ્ઞાનો કહેવામાં આવે છે. પણ તેમનાં બધાંયે પરિણામો એવી સપ્રમાણતા નથી ધરાવતાં. પરિવર્તી કદની શોધ અને અગાધ સૂક્ષ્મ તથા અતિ વિરાટ ચીજોમાં તેને લાગુ પડાયા પછી, સામાન્ય રીતે ચુસ્ત નીતિરીતિ ધરાવતા

ગણિતનું પતન થયું: તેણે જ્ઞાનના વૃક્ષનું ફળ ખાધું, એથી તેની સમક્ષ વિરાટ સિદ્ધિઓની કારકિર્દી મોકળી થઈ ગઈ, પણ સાથે સાથે ભૂલનો માર્ગ પણ પથરાઈ ગયો. દરેક ગણિતીય બાબતની નિરપેક્ષ સપ્રમાણતા અને નિર્વિવાદ સાબિતીની અક્ષત સ્થિતિ કાયમ માટે વિદાય થઈ ગઈ; વાદવિવાદના યુગનો આરંભ થઈ ગયો, અને આપણે એવા બિંદુએ પહોંચી ગયા છીએ કે જ્યાં મોટા ભાગના લોકો પોતે શું કરી રહ્યા છે તેની સમજણને કારણે નહિ પણ શુદ્ધ શ્રદ્ધાથી અવકલન અને સમાકલન કરે છે, કારણ કે આજ સુધી તેમાંથી સાચા જ નિષ્કર્ષો નીકળ્યા છે. ખગોળ અને યંત્રવિજ્ઞાનમાં એથી પણ બદતર સ્થિતિ છે, અને ભૌતિકવિજ્ઞાન તથા રસાયણવિજ્ઞાનમાં તો જાણે મધમાખીના ઝુંડનું આક્રમણ થયું હોય તેમ આપણી ઉપર અનુમાનોની ઝડી વરસે છે. અને અનિવાર્ય રીતે એમ થવું જ જોઈએ. ભૌતિકવિજ્ઞાનમાં આપણને અણુઓની ગતિ સાથે કામ પડે છે, રસાયણવિજ્ઞાનમાં પરમાણુઓમાંથી અણુઓની રચના સાથે, અને જો પ્રકાશનાં મોજાંની દરમિયાનગીરી દંતકથા ન હોય તો એ રસપ્રદ ચીજો આપણી સગી આંખે કદી જોવાની બિલકુલ સંભાવના નથી. જેમ સમય પસાર થાય છે તેમ એ ક્ષેત્રમાં અંતિમ અને પરમ સત્યો એકદમ વિરલ બનતાં જાય છે.

ભૂસ્તરશાસ્ત્રમાં આપણી સ્થિતિ એથી પણ ખરાબ છે કારણ કે આપણને મુખ્યત્વે એવી પ્રક્રિયાઓ સાથે કામ પડે છે કે જે કેવળ આપણી ગેરહાજરીમાં જ નહિ પરંતુ કોઈ પણ માનવીની ગેરહાજરીમાં બને છે. એટલે એ ક્ષેત્રમાં અંતિમ અને પરમ સત્યોનું ચયન એકદમ તકલીફવાળું કામ બની રહે છે, અને તેમાંથી સાવ પાંખો પાક ઊપજે છે.

વિજ્ઞાનનો બીજો વિભાગ જીવોના પરીક્ષણને આવરી લેતો વિભાગ છે. એ ક્ષેત્રમાં આંતર-સંબંધો તથા કારણતાઓ એટલી વિપુલ છે કે દરેક પ્રશ્નનો ઉકેલ બીજા અનેક પ્રશ્નો ઊભા કરે છે એટલું જ નહિ પણ દરેક અલગ સમસ્યાને મોટા ભાગના દાખલાઓમાં કેવળ છૂટક છૂટક જ, ઘણી વાર સદીઓનો સમય લઈ લેતાં પરીક્ષણોની હારમાળા મારફત જ ઉકેલી શકાય છે; વળી, આંતર-સંબંધોની પદ્ધતિસર રજૂઆત માટે જરૂરી બને છે કે અંતિમ અને પરમ સત્યોની આસપાસ ફરીફરીને પારાવાર પરિકલ્પનાઓનું ઝુંડ રચવામાં આવે. સસ્તન પ્રાણીઓમાં લોહીના પરિભ્રમણ જેવી સાદી બાબતની સાચી સાબિતી માટે ગાલનથી માલપીઘી સુધીના મધ્યવર્તી વૈજ્ઞાનિકોની કેવી લાંબી હારમાળાની જરૂર પડી હતી, લોહીના કણોની ઉત્પત્તિ અંગે આપણું જ્ઞાન

કેટલું ઓછું છે! અને દાખલા તરીકે કોઈ રોગનાં લક્ષણો જોડે તેનાં કારણોનોકશો તર્કસંગત સંબંધ સાબિત કરવામાં હજી કેટલી બધી કડીઓ ખૂટતી હોય છે! અને ઘણી ઘણી વાર કોષની શોધ જેવી શોધો જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં અગાઉ સાબિત થઈ ચૂકેલાં તમામ અંતિમ અને પરમ સત્યોની ફેરવિચારણા આવશ્યક બનાવી દે છે, અને એવાં સત્યોના આખા ગંજને કાયમ માટે ઉકરડામાં નાખી દેવો પડે છે. એટલે જે કોઈ અહીં ખરેખર અસલી તથા અવિકારી સત્યો સ્થાપિત કરવા માગતું હોય તેને આવી ચવાયેલી વાતોથી જ સંતોષ માની લેવો પડશે: માનવી માત્ર મૃત્યુને પાત્ર છે, તમામ સસ્તન માદાઓને દૂધની ગ્રંથિઓ હોય છે, વગેરે; તે ખાતરીપૂર્વક એટલુંયે નહિ કહી શકે કે ઉચ્ચતર કક્ષાનાં પ્રાણીઓ પોતાનાં મસ્તકો વડે નહિ પરંતુ હોજરીઓ અને આંતરડાં વડે ખોરાક પચાવે છે કારણ કે મસ્તકમાં કેંદ્રિત પ્રવૃત્તિ પાચનક્રિયા માટે અનિવાર્ય હોય છે.

પરંતુ શાશ્વત સત્યો વિજ્ઞાનના ત્રીજા, ઐતિહાસિક, જૂથમાં એથી પણ બદતર હાલતમાં છે. તેમાં ઐતિહાસિક ક્રમમાં અને વર્તમાન પરિણત સ્થિતિમાં માનવ જીવનના સંજોગો, સામાજિક સંબંધો, કાનૂન અને સરકારનાં રૂપો, અને તત્ત્વજ્ઞાન, ધર્મ, કલા, વગેરેના ઘાટમાં તેમના વૈચારિક ઉપલા માળખાનું પરીક્ષણ કરવામાં આવે છે. જૈવ પ્રકૃતિમાં આપણને કંઈ નહિ તો એવી ઉત્તરોત્તર પ્રક્રિયાઓ સાથે કામ પડે છે કે જે, આપણા તાત્કાલિક નિરીક્ષણને લાગેવળગે છે ત્યાં સુધી, બહુ બહોળી સીમાઓની અંદર ઠીક ઠીક નિયમિતતાથી ફરીફરીને થતી રહે છે. જૈવ જાતિઓ એરિસ્ટોટલના સમયથી મોટે ભાગે બિનપરિવર્તિત રહી છે. પરંતુ સામાજિક ઇતિહાસમાં, એક વાર આપણે માનવીની આદિમ સ્થિતિને, કહેવાતા પાષાણયુગને, પાર કરી જઈએ પછી, સંજોગોનું પુનરાવર્તન નિયમ નહિ પણ અપવાદ હોય છે; અને એવાં પુનરાવર્તનો થાય ત્યારે બરાબર અગાઉ જેવા જ સંજોગોમાં કદી નથી ઉદ્ભવતાં. દાખલા તરીકે, તમામ સભ્ય પ્રજાઓમાં જમીનની મૂળ સહિયારી માલિકી, અને જે રીતે તેનું વિસર્જન થયું, બેઉ બાબતો એવી છે. એટલે માનવ ઇતિહાસના ક્ષેત્રે આપણું જ્ઞાન જીવવિજ્ઞાન ક્ષેત્ર કરતાંયે વધુ પછાત છે. વળી, અપવાદ રૂપે કોઈ યુગમાં અસ્તિત્વનાં સામાજિક અને રાજકીય રૂપો વચ્ચેનો આંતરિક સંબંધ જાણવામાં આવે તો સામાન્ય રીતે ખુદ એ રૂપોનું અરધું જીવન ખતમ થઈ ચૂક્યું હોય અને તેમનો વિલય નજીક આવી ગયો હોય ત્યારે જ એમ બને છે. એટલે, અહીં જ્ઞાન મૂળભૂત રીતે સાપેક્ષ હોય છે કારણ કે તે કેવળ ખાસ યુગમાં અને ખાસ પ્રજાઓમાં અસ્તિત્વ ધરાવતાં સામાજિક તથા રાજ્ય સંબંધી

રૂપોના, અને ખુદ તેમની પ્રકૃતિને કારણે અસ્થાયી રૂપોના, આંતર-સંબંધો તથા પરિણામોના પરીક્ષણ પૂરતું સીમિત હોય છે. એટલે અહીં જે કોઈ અંતિમ તથા પરમ સત્યોની, યથાર્થ તથા તદ્દન અવિકારી સત્યોની તલાશ કરવા નીકળે તે એકદમ હલકી કોટિની ચવાયેલી અને સાવ સાધારણ વાતો સિવાય બહુ ઓછું લઈને પાછો ફરશે. દાખલા તરીકે તેને એવી વાતો જાણવા મળશે કે સામાન્ય રીતે માણસો મહેનત કર્યા વિના જીવી ન શકે, આજ સુધી માણસો શાસકો અને શાસિતો વચ્ચે વહેંચાયેલા રહ્યા છે, નેપોલિયન ૧૮૨૧ના મે માસની પાંચમી તારીખે મૃત્યુ પામ્યો હતો, વગેરે.

હવે નોંધપાત્ર વાત છે કે ચોક્કસ રૂપે એ ક્ષેત્રમાં જ આપણને ઘણી ઘણી વાર એવાં સત્યો જોવા મળે છે કે જે શાશ્વત, અંતિમ, તથા પરમ, અને એવું જ બધું હોવાનો દાવો કરે છે. બે ને બે ચાર થાય, પક્ષીઓને ચાંચ હોય, અને એવાં બીજાં નિવેદનોને શાશ્વત સત્યો તરીકે જાહેર કરવામાં આવે છે, પણ ફક્ત એવા લોકો તરફથી કે જે સામાન્ય શાશ્વત સત્યોના અસ્તિત્વમાંથી આવું તારણ કાઢવા માગતા હોય: માનવ ઈતિહાસના ક્ષેત્રમાં પણ શાશ્વત સત્યો છે — શાશ્વત નૈતિકતા, શાશ્વત ન્યાય, વગેરે — અને એ સત્યો ગણિતનાં પ્રમેયો તથા વિનિયોગો જેટલી સપ્રમાણતા તથા વ્યાપનો દાવો કરે છે. અને પછી આપણે માનવજાતના એ જ મિત્ર ઉપર વિશ્વાસપૂર્વક આધાર રાખી શકીએ કે જે પહેલી તક ઝડપી લઈને આપણને ખાતરી આપે છે કે અગાઉ શાશ્વત સત્યો ઉપજાવી કાઢનારા સૌ ઓછેવત્તે અંશે ગધેડાઓ અને ધુતારાઓ હતા, તેઓ બધા ખોટે માર્ગે પડી ગયા હતા અને ભૂલો કરી બેઠા હતા, પણ **તેમની** ભૂલો અને ભૂલપાત્રતા પ્રકૃતિના નિયમો પ્રમાણે જ હતી, અને તે ચોક્કસ રૂપે **તેના** દાખલામાં સત્ય અને યથાર્થતાનું અસ્તિત્વ સાબિત કરે છે અને કહે છે કે પોતાના, હવે પેદા થઈ ગયેલા પેગંબરના, થેલામાં તમામ તૈયાર અંતિમ તથા પરમ સત્યો, શાશ્વત નૈતિકતા, અને શાશ્વત ન્યાય છે. આ બધું એટલી બધી સેંકડો અને હજારો વાર બની ચૂકેલું કે આવી વાત બીજાઓના સંબંધમાં નહિ, ના રે ના! પણ ખુદ પોતાના સંબંધમાં માની લેનારા ભોળા માણસો હજી છે એ જોઈને આપણને હેરત જ થાય. તેમ છતાં અહીં એવો ઓછામાં ઓછો એક નવો પેગંબર આપણી સામે મોજૂદ છે, અને જ્યારે બીજા લોકો કહે કે કોઈ એક વ્યક્તિ અંતિમ તથા પરમ સત્યો શોધી ન શકે ત્યારે તે રિવાજ મુજબ ખૂબ જ નૈતિક ગુસ્સાથી રાતોપીળો થઈ જાય છે. એવો ઇનકાર, અથવા ખરેખર એ બાબતમાં ખાલી શંકા પણ નિર્બળતા

છે, બેહદ ગોટાળો છે, શૂન્યતા છે, ડંખીલી શંકાશીલતા છે, વિશુદ્ધ શૂન્યવાદથી બદતર છે, એકદમ અંધાધૂંધી છે, અને એવી જ બીજી ખુશનુમા વાતો સાંભળવા મળે છે. બીજા બધા પેગંબરોની માફક જ, અહીં પણ આપણને આલોચનાત્મક અને વૈજ્ઞાનિક પરીક્ષણ અને નિર્ણયને બદલે તત્કાળ નૈતિક ફિટકાર સાંભળવા મળે છે.

અમે ઉપર માનવીય ચિંતન સંબંધી સંશોધન કરતાં વિજ્ઞાનોનો, અર્થાત્ તર્કશાસ્ત્ર અને દ્વંદ્વવાદનો, ઉલ્લેખ પણ કરી શક્યા હોત. પરંતુ તેમાં શાશ્વત સત્યોની હાલત જરાય બહેતર નથી. હેર ડ્યૂરિંગ જાહેર કરે છે કે દ્વંદ્વવાદ તો નિર્ભેળ બકવાટ છે, અને તર્કશાસ્ત્ર વિશે લખાયેલી અને હજુ લખાતી અનેક કૃતિઓ વિપુલ સાબિતી પૂરી પાડે છે કે તેમાં પણ અંતિમ અને પરમ સત્યોની વાવણી કેટલાક લોકોની ધારણા કરતાં ઘણી વધારે પાંખી છે.

પરંતુ એ હકીકતથી ફિકરમાં પડી જવાની જરા પણ જરૂરત નથી કે જ્ઞાનના જે તબક્કે આપણે અત્યારે પહોંચ્યા છીએ એ તેના પુરોગામી તબક્કાઓ જેટલો જ ઓછો અંતિમ છે. તે નિર્ણયોના વિશાળ રાશિને આવરી લે છે અને કોઈ વિશિષ્ટ વિજ્ઞાનની જાણકારી હાંસલ કરવા માગતા માણસ માટે અભ્યાસનું ઘણું વધારે વિશેષીકરણ આવશ્યક બનાવે છે. પણ જે માણસ જ્ઞાનને — જે ખુદ તેની પ્રકૃતિને કારણે કાં તો અનેક પેઢીઓ સુધી સાપેક્ષ રહેવાનું છે અને એક એક કદમે પરિપૂર્ણ થવાનું છે, અથવા વિશ્વની ઉત્પત્તિ, ભૂસ્તરશાસ્ત્ર અને માનવ ઈતિહાસનાં ક્ષેત્રોની જેમ અપૂરતી ઐતિહાસિક સામગ્રીને કારણે ખૂટતી કડીઓવાળું અપૂર્ણ રહેવાનું છે એવા જ્ઞાનને — અસલી, અવિકારી, અંતિમ, તથા પરમ સત્યનો માપદંડ લાગુ કરતો હોય, એવો માણસ તો એમ કરીને પોતાની અજ્ઞાનતા અને કુટિલતા જ પ્રદર્શિત કરે છે, પછી ભલે તેની પાછળ, આ દાખલામાં છે તેમ, વ્યક્તિગત દોષરહિતતાનો દાવો ન હોય. સત્ય અને ભૂલ, જે ધ્રુવીય વિરોધોમાં ગતિશીલ તમામ ચિંતન-વિભાવનાઓની જેમ, નિરપેક્ષ સપ્રમાણતા અત્યંત મર્યાદિત ક્ષેત્રમાં જ ધરાવે છે. એ તો આપણે હમણાં જોયું, અને તમામ ધ્રુવીય વિરોધોની અપર્યાપ્તતાનું જ પરીક્ષણ ચોક્કસ રૂપે કરતા દ્વંદ્વવાદનાં પ્રથમ તત્ત્વોની થોડીઘણી જાણકારી હેર ડ્યૂરિંગને હોત તો તેને પણ સમજાયું હોત. જેવા આપણે સત્ય અને ભૂલ વચ્ચેના વિરોધને તેના સાંકડા ક્ષેત્રની બહાર લાગુ કરીએ, તેવા તે સાપેક્ષ બને છે અને સાચી વૈજ્ઞાનિક અભિવ્યક્તિ માટે લાયક રહેતાં નથી. અને જો તે ક્ષેત્રની બહાર આપણે તેને નિરપેક્ષ સપ્રમાણ તત્ત્વ તરીકે લાગુ કરીએ તેવા આપણે પાછા પડીએ છીએ:

વિરોધના બન્ને છેડા મૂળ સ્થિતિથી ઊલટી સ્થિતિમાં પલટાઈ જાય છે, સત્ય ભૂલ બને છે અને ભૂલ સત્ય. તેના ઉદાહરણ તરીકે આપણે બોયલના જાણીતા નિયમને લઈએ. તેના કહેવા પ્રમાણે જો તાપમાન સતત એક જ પ્રકારનું રહે તો તેના દબાણને આધીન રહીને વાયુનું પ્રમાણ ઊલટી રીતે ફેરફાર પામે છે. રેન્યો એવું દેખાયું કે એ નિયમ કેટલાક દાખલાઓમાં લાગુ પડતો નથી. જો તે "વાસ્તવિકતાનો તત્ત્વજ્ઞાની" હોત તો તેને કહેવું પડત: બોયલનો નિયમ વિકારી છે, તેથી અસલી સત્ય નથી, તેથી સત્ય જ નથી, તેથી ભૂલ છે. પણ તેણે જો એવું કહ્યું હોત તો બોયલના નિયમના કરતાં પણ ઘણી વધારે મોટી ભૂલ કરી હોત; તેણે શોધેલા સત્યનો કણ ભૂલોના મોટા ડુંગરમાં ક્યાંય ખોવાઈ જાત; તેણે પોતાના મૂળ સાચા તારણને વિકૃત બનાવીને ભૂલમાં પલટાવી નાખ્યું હોત, ભૂલનો ટચૂકડો કણ ધરાવતો બોયલનો નિયમ તેની સરખામણીમાં સત્ય જેવો લાગ્યો હોત. પણ રેન્યો વિજ્ઞાનનો માનવી હતો એટલે તેણે એવી બાલિશતા ન કરી અને પોતાનાં પરીક્ષણો ચાલુ રાખીને શોધી કાઢ્યું કે સામાન્ય રીતે જોતાં બોયલનો નિયમ કેવળ લગભગ સાચો છે, અને ખાસ રીતે જોતાં દબાણ થકી પ્રવાહી બનાવી શકાતા વાયુઓના દાખલામાં, અર્થાત્ પ્રવાહી બનવાનું શરૂ થાય એવા બિંદુએ દબાણ પહોંચે કે તરત, તેની યથાર્થતા ઓસરી જાય છે. એટલે બોયલનો નિયમ કેવળ ચોક્કસ મર્યાદાઓની અંદર જ સાચો ઠરેલો. પણ એવી મર્યાદાઓની અંદર શું તે નિરપેક્ષ અને અંતિમ રીતે સાચો છે? કોઈ ભૌતિકવિજ્ઞાની એવું કથન નહિ કરે. તે માત્ર એટલું જ કહેશે કે એ નિયમ દબાણ તથા તાપમાનની અમુક મર્યાદાઓની અંદર અને વાયુઓની બાબતમાં સાચો છે; અને એવી સાંકડી મર્યાદાની અંદર પણ તે વધુ સંશોધન બાદ એથીયે વધારે સાંકડી મર્યાદાઓ બંધાવાની અને પરિવર્તિત નિરૂપણની શક્યતાને બકાત નહિ રાખે.* દાખલા તરીકે, ભૌતિકવિજ્ઞાનમાં અંતિમ અને પરમ સત્યોની એવી સ્થિતિ છે. એટલે વૈજ્ઞાનિક કૃતિઓ સામાન્ય રીતે ભૂલ અથવા સત્ય જેવી જડ નૈતિક અભિવ્યક્તિઓથી દૂર રહે છે, જ્યારે વાસ્તવિકતાના

---

*આ લખ્યા પછી તેને પુષ્ટિ મળી ગઈ હોય એવું લાગે છે. મેન્દેલેયેવ અને બોગૂસ્કીએ[53] વધુ ચોકસાઈભર્યાં સાધનો વડે કરેલાં નવીનતમ સંશોધનો પ્રમાણે તમામ સાચા વાયુઓ દબાણ અને પરિમાણ વચ્ચે પરિવર્તી સંબંધ બતાવે છે; હાઈડ્રોજનનો વિસ્તરણ ગુણાંક તમામ દબાણો નીચે ધનાત્મક હોય

તત્ત્વજ્ઞાનમાં એ બધી અભિવ્યક્તિઓ આપણને દરેક સ્થળે ભટકાય છે—તેમાં સૌથી વધુ સર્વોપરી ચિંતનના સર્વોપરી પરિણામ તરીકે આવો ખાલીખમ શબ્દાડંબર આપણી ઉપર લાદવામાં આવે છે.

પરંતુ કોઈ ભોળો વાચક કદાચ પૂછે કે હેર ડ્યૂરિંગે સ્પષ્ટ રૂપે ક્યાં જણાવ્યું છે કે પોતાના વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનનું અંતસ્તત્ત્વ અંતિમ અને પરમ સત્ય છે? ક્યાં? તો જુઓ, દાખલા તરીકે, તેની પદ્ધતિના ગુણગાનમાં છે (પૃ. ૧૩), જેનો થોડોક અંશ અમે બીજા પ્રકરણમાં ટાંક્યો છે.* અથવા અમે ઉપર ટાંકેલા ફકરામાં તેના શબ્દો**: નૈતિક સત્યોના અંતિમ આધારો જેટલા પ્રમાણમાં સમજાયા છે એટલા પ્રમાણમાં તેઓ ગણિતનાં પ્રમેયો જેવી જ સપ્રમાણતાનો દાવો કરે છે. અને શું હેર ડ્યૂરિંગ નથી કહેતો કે તેના ખરેખર આલોચનાત્મક દૃષ્ટિબિંદુએથી કાર્ય કરીને અને વસ્તુઓનાં ઊંડાં મૂળ સુધી પહોંચતાં તેનાં સંશોધનો મારફત, તે એવા અંતિમ આધારો સુધી, મૂળભૂત રેખાંકિત વિભાગણી સુધી, પહોંચી ગયો છે, અને એ રીતે તેણે નૈતિક સત્યોને અંતિમ અને પરમ સપ્રમાણતા બક્ષી છે? અથવા, જો હેર ડ્યૂરિંગે પોતાના માટે કે પોતાના યુગ માટે એવો દાવો ન કર્યો હોય, અને જો તેનો કહેવાનો અર્થ એટલો જ હોય કે કદાચ અંધકારમય અને નિહારમય ભાવિના કોઈક દિવસે અંતિમ અને પરમ સત્યો નિર્ધારિત કરી શકાશે, એટલે જો તે કેવળ વધુ ગોટાળાભરી રીતે લગભગ એવું જ કહેવા માગતો હોય—"ડંખીલી શંકાશીલતા" અને "બેહદ ગોટાળા" થકી કહેવામાં આવ્યું છે તેમ—તો પછી "આ બધો ઘોંઘાટ શાનો છે? અમે તમારા માટે શું કરી શકીએ,"[54] હેર ડ્યૂરિંગ?

---

છે (એટલે કે, દબાણની વૃદ્ધિ કરતાં પરિમાણનો ઘટાડો ધીમો હતો); હવામાનની હવા અને અન્ય વાયુઓની તપાસમાં જણાયું કે દરેકમાં શૂન્ય બિંદુએ દબાણ હોય છે, તેથી એ બિંદુ નીચેના દબાણમાં તેમના ગુણાંકો ધનાત્મક હોય છે, અને તેની ઉપરના દબાણ વખતે તે ગુણાંકો ઋણાત્મક છે. તેથી બોયલનો નિયમ જે આજ સુધી વ્યવહારુ ઉપયોગમાં લઈ શકાયો છે તેના પૂરક તરીકે શ્રેણીબદ્ધ નવા નિયમો સ્થાપવા પડશે. (અત્યારે ૧૮૮૫માં આપણે જાણીએ છીએ કે "સાચા" વાયુઓ જેવું કંઈ નથી. તે બધાને પ્રવાહી રૂપમાં ઉતારવામાં આવ્યા છે.) (**એંગેલ્સની નોંધ.**)

*ચાલુ આવૃત્તિ, પૃ. ૩૫-૩૬—સં.

**ચાલુ આવૃત્તિ, પૃ. ૧૦૯-૧૧૦—સં.

એટલે જો આપણે સત્ય અને ભૂલ અંગે વધુ પ્રગતિ ન કરી શક્યા હોઈએ તો ઇષ્ટ અને અનિષ્ટ વિષે એથીયે ઓછી પ્રગતિ કરી શકશું. આ વિરોધ એકમાત્ર નીતિરીતિના ક્ષેત્રમાં, એટલે કે માનવજાતના ઇતિહાસના ક્ષેત્રમાં, વ્યક્ત થાય છે, અને ચોક્કસ એ જ ક્ષેત્રમાં અંતિમ અને પરમ સત્યોની વાવણી અત્યંત પાંખી થઈ છે. ઇષ્ટ અને અનિષ્ટની વિભાવનાઓ રાષ્ટ્રે રાષ્ટ્રે અને યુગે યુગે એટલી બધી નિરનિરાળી રહી છે કે ઘણી વાર અરસપરસ ખંડન કરતી જોવા મળે છે. પણ તેમ છતાં, કોઈ કદાચ વાંધો ઉઠાવે કે ઇષ્ટ અનિષ્ટ નથી અને અનિષ્ટ ઇષ્ટ નથી; ઇષ્ટને અનિષ્ટ સાથે ગૂંચવી નાખવામાં આવે તો તમામ નૈતિકતાનો જ અંત આવે, અને દરેક પોતાને જેમ ઠીક લાગે તેમ કરી શકે. આમાંથી દેવવાણી જેવા બધા અલંકારોને કાઢી નાખવામાં આવે તો હેર ડ્યૂરિંગનો અભિપ્રાય પણ એવો જ છે. પણ એવી સાદી રીતે એ પ્રશ્નનો નિવેડો લાવી શકાય તેમ નથી. તે જો એવું સહેલું કામ હોત તો બેશક ઇષ્ટ અને અનિષ્ટ વિશે આવો વાદવિવાદ બિલકુલ ઊભો જ ન થાત, દરેક વ્યક્તિને ખબર હોત કે ઇષ્ટ શું છે અને અનિષ્ટ શું છે. પણ અત્યારે પરિસ્થિતિ કેવી છે? આપણને કઈ નૈતિકતાનો બોધ આપવામાં આવે છે? પ્રથમ આવે છે ખ્રિસ્તી-સામંતી નૈતિકતા, જે અગાઉના ધાર્મિક યુગોમાંથી વારસામાં મળી છે; અને તેનું વિભાજન મુખ્યત્વે કૅથોલીક અને પ્રોટેસ્ટન્ટ નૈતિકતામાં થયું છે, જેમાંથી દરેકમાં પેટાવિભાગોની કમી નથી—જેસુઇટ-કૅથોલીક અને રૂઢિચુસ્ત-પ્રોટેસ્ટન્ટથી લઈને ઢીલી "સુજાણ" સુધીની નૈતિકતાઓ જોવા મળે છે. તેની સાથે આપણે આધુનિક મૂડીવાદી નૈતિકતા અને તેની જોડાજોડ ભવિષ્યની સર્વહારા નૈતિકતા પણ જોઈએ છીએ, એટલે કેવળ યુરોપના એકદમ ઉન્નત દેશોમાં જ ભૂતકાળ, વર્તમાન, અને ભાવિએ નૈતિક સિદ્ધાંતોનાં ત્રણ મોટાં જૂથો પૂરાં પાડયાં જે એકીવેળાએ અને એકબીજાની જોડાજોડ અમલમાં છે. તો પછી સાચું જૂથ કયું છે? તેમાંથી એક પણ નહિ—નિરપેક્ષ અંતિમતાના અર્થમાં. પણ બેશક એવી નૈતિકતામાં જ સ્થાયિતાની બાંયધરી આપતાં તત્ત્વો સામેલ છે કે જે વર્તમાનમાં વર્તમાનને ઉથલાવી પાડવાના કર્તવ્યનું પ્રતિનિધિત્વ કરે છે, ભાવિનું પ્રતિનિધિત્વ કરે છે, અને એ છે સર્વહારા નૈતિકતા.

પણ જ્યારે આપણે જોઈએ છીએ કે આધુનિક સમાજના સામંતી ઉમરાવો, મૂડીદાર વર્ગ, અને સર્વહારા વર્ગ, એ ત્રણ વર્ગોમાંથી દરેક પોતપોતાની આગવી નૈતિકતા ધરાવે છે, ત્યારે તેમાંથી એક જ તારણ કાઢી શકાય: માનવીઓ જાગૃત કે અજાગૃત રીતે છેવટે તો પોતાના વર્ગીય સંબંધોની સ્થિતિ કયા પાયા ઉપર

મંડાયેલી છે તેના વ્યવહારુ સંબંધોમાંથી જ, જે આર્થિક સંબંધોમાં તેઓ ઉત્પાદન તથા વિનિમય ચલાવતા હોય તેમાંથી જ, આચારવિચારનાં ધોરણો તારવે છે.

પણ તેમ છતાં, ઉપરોક્ત ત્રણ નૈતિક સિદ્ધાંતોમાં ઘણુંબધું સમાન છે— તો એ શું નૈતિકતાનો ઓછામાં ઓછો એવો અંશ નથી કે જે કાયમ માટે નિશ્ચિત થઈ ગયો હોય? એક જ પ્રકારના ઐતિહાસિક વિકાસના ત્રણ અલગ તબક્કાઓનું પ્રતિનિધિત્વ આ ત્રણ નૈતિક સિદ્ધાંતો કરે છે, તેથી તેમની ઐતિહાસિક ભૂમિકા એક જ પ્રકારની છે, એ જ કારણસર તેમની વચ્ચે આવશ્યક રૂપે ઘણાં સમાન છે. એથી વધુ. આર્થિક વિકાસના સમાન અથવા લગભગ સમાન પ્રકારના તબક્કાઓમાં નૈતિક સિદ્ધાંતો આવશ્યક રૂપે વધતે ઓછે અંશે સમાન પ્રકારના હોવા જોઈએ. જ્યારે જંગમ મિલકતની ખાનગી માલિકી વિકસી એ ઘડીથી જ્યાં જ્યાં એ ખાનગી માલિકીનું અસ્તિત્વ હતું એવા તમામ સમાજોમાં આવો નૈતિક આદેશ આવશ્યક બની ગયો: તું ચોરી નહિ કરે. તેના પરિણામે શું એ આદેશ શાશ્વત નૈતિક આદેશ બની જાય ખરો? બિલકુલ નહિ. જે સમાજમાં ચોરીનાં તમામ કારણો નાબૂદ થઈ ગયાં હોય, અને એટલે જ્યાં બહુ બહુ તો ફક્ત પાગલો જ ક્યારેય ચોરી કરતા હોય, ત્યાં નીતિરીતિનો કોઈ ઉપદેશક જો 'તું ચોરી નહિ કરે!' એવું શાશ્વત સત્ય ગંભીરતાથી ઘોષિત કરે તો લોકો તેને હસી જ કાઢે.

નૈતિક જગતમાં પણ ઇતિહાસ અને રાષ્ટ્રો વચ્ચેના મતભેદોથી પર કાયમી સિદ્ધાંતો હોય છે એવા બહાના હેઠળ આપણે માથે કોઈ પણ નૈતિક મતવાદને શાશ્વત, પરમ, અને સદા અવિકારી નૈતિક નિયમ તરીકે લાદી દેવાના દરેક પ્રયાસને અમે નકારી કાઢીએ છીએ. એથી ઊલટું, અમે માનીએ છીએ કે આજ સુધી તમામ નૈતિક સિદ્ધાંતો આખરી પૃથક્કરણમાં તો જે તે કાળના આર્થિક સંજોગોની જ પેદાશ રહ્યા છે. અને સમાજ આજ સુધી વર્ગીય વિષમતાઓની સ્થિતિમાં ગતિમાન રહ્યો છે એટલે નૈતિકતા હંમેશાં વર્ગીય નૈતિકતા જ રહી છે; તે કાં તો શાસક વર્ગના વર્ચસ્વ અને હિતોને ખરાં ઠરાવતી રહી છે, અથવા જ્યારથી કચડાયેલો વર્ગ પૂરતો શક્તિશાળી બન્યો ત્યારથી એ વર્ચસ્વ સામે પોતાના રોષનું, કચડાયેલાઓનાં ભાવી હિતોનું પ્રતિનિધિત્વ કરતી રહી છે. કોઈ શંકા નહિ ઉઠાવે કે એ પ્રક્રિયા દરમિયાન માનવીય જ્ઞાનની બીજી બધી શાખાઓની જેમ જ નૈતિકતાના ક્ષેત્રમાં પણ સમગ્ર રૂપે જોતાં પ્રગતિ થઈ છે. પરંતુ આપણે હજુ વર્ગીય નૈતિકતાની સ્થિતિથી આગળ નથી વધી શક્યા. વર્ગીય વિષમતાઓ અને તેમની કોઈ જાતની યાદોથી પર હોય

એવી ખરેખરી માનવીય નૈતિકતા તો કેવળ સમાજના એવા તબક્કે જ શક્ય બને છે કે જેમાં વર્ગીય વિષમતાઓ દૂર થઈ ગઈ હોય એટલું જ નહિ પણ વાસ્તવિક જીવનમાં ભુલાઈ પણ ગઈ હોય. અને હવે અનુમાન થઈ શકે છે કે હેર ડ્યૂરિંગે પુરાણા વર્ગીય સમાજની અંદરથી અને સામાજિક ક્રાંતિની પૂર્વવેળાએ ભાવિ વર્ગવિહીન સમાજ ઉપર કાળથી અને વાસ્તવિકતામાં થતાં પરિવર્તનોથી સ્વતંત્ર શાશ્વત નૈતિકતા લાદવાનો દાવો કરીને કેવી ભારે ધૃષ્ટતાનું પ્રદર્શન કર્યું છે. એમ ધારી લઈએ — જે આપણે અત્યાર સુધી જાણતા નથી — તોપણ કે તે ભાવિ સમાજના માળખાની કંઈ નહિ તો મુખ્ય રૂપરેખાને સમજે છે.

છેલ્લે વધુ એક દેવવાણી જે "તળિયેથી ટોચ સુધી મૌલિક" છે પરંતુ એ કારણસર "ઊંડાં મૂળ સુધી" જરાય ઓછી નથી જતી.

> અનિષ્ટની ઉત્પત્તિના સંબંધમાં "ધોકેબાજ **બિલાડીની જાત** પ્રાણી જગતમાં જોવા મળે છે એ હકીકતને અનુરૂપ વાત છે કે માનવ જીવોમાં પણ ચારિત્રનો એવો પ્રકાર જોવા મળે છે... એટલે અનિષ્ટની બાબતમાં રહસ્યમય કશું જ નથી, સિવાય કે **બિલાડીનાં** અથવા કોઈ પણ શિકારી જનાવરના અસ્તિત્વમાંથી કોઈ કશુંક રહસ્યમય ગોતી કાઢવા માગતું હોય."

અનિષ્ટ છે — બિલાડી. એટલે શયતાનને શિંગડા કે ઘોડાના જેવી ખરીઓ નથી હોતી પણ નહોર અને લીલી આંખો હોય છે. અને ગેટેએ મેફીસ્ટોફીલીસને કાળી બિલાડીને બદલે કાળા કૂતરા[55] તરીકે રજૂ કરીને અક્ષમ્ય ભૂલ કરી છે. અનિષ્ટ છે બિલાડી! એવી છે નૈતિકતા — કેવળ તમામ માટે જ નહિ પરંતુ બિલાડીઓ માટે પણ!*

---

*જર્મન ભાષામાં આ શબ્દનો શ્લેષ છે: 'બિલાડી માટે' શબ્દોનો અર્થ કશુંક તદ્દન નકામું અથવા વ્યર્થ મહેનત થાય છે. — સં.

## ૧૦. નૈતિકતા અને કાનૂન

### સમાનતા

હેર ડ્યૂરિંગની પદ્ધતિનો પરિચય મેળવવાના એક કરતાં વધુ પ્રસંગો આપણને મળી ચૂક્યા છે. એ પદ્ધતિમાં જ્ઞાનની વસ્તુઓના દરેક જૂથની કાપકૂપ કરવામાં આવે છે અને ધારી લેવામાં આવેલાં સૌથી સાદાં તત્ત્વો સુધી પહોંચી જવાય છે, એ તત્ત્વોને એવાં જ સાદાં અને આપોઆપ સ્પષ્ટ ધારી લેવામાં આવેલાં સ્વયંસિદ્ધ સૂત્રો લાગુ કરવામાં આવે છે, અને પછી તેનાં જે પરિણામો આવે તેની મદદથી કામ આગળ ચાલુ રાખવામાં આવે છે. સામાજિક જીવનના ક્ષેત્રની સમસ્યાને પણ

> "સ્વયંસિદ્ધ સૂત્રોની રીતે, વિશિષ્ટ સાદાં મૂળભૂત રૂપો પ્રમાણે, કેમ આપણે ગણિતનાં સાદાં... મૂળભૂત રૂપો સાથે કામ લેતા હોઈએ એવી રીતે, ઉકેલવાની હોય છે."

એ રીતે ઈતિહાસ, નૈતિકતા અને કાનૂનને ગણિતીય પદ્ધતિ લાગુ કરીને આપણને એ ક્ષેત્રોમાં પણ પ્રાપ્ત પરિણામોની ગણિતીય ચોકસાઈભરી સત્યતા આપવામાં આવે છે, અને તેમને અસલી અવિકારી સત્યો તરીકે રજૂ કરવામાં આવે છે.

આ તો જરાક નવો ઘાટઘૂટ આપેલી એ જ જૂની માનીતી વૈચારિક પદ્ધતિ છે જે પ્રાગનુભવિક પદ્ધતિ તરીકે પણ ઓળખાય છે, અને જેમાં વસ્તુના ગુણધર્મોને ખુદ વસ્તુમાંથી તારવીને નહિ પરંતુ તાર્કિક અનુભોનો મારફત વસ્તુની વિભાવનામાંથી તારવીને નિર્ધારિત કરવામાં આવે છે. પ્રથમ તો વસ્તુમાંથી વસ્તુની વિભાવના ઘડી કાઢવામાં આવે છે, પછી સળિયો ફેરવવામાં આવે છે અને વસ્તુને તેના પ્રતિબિંબ વડે, વિભાવના વડે, માપવામાં આવે છે. પછી

વિભાવના વસ્તુને અનુરૂપ નહિ પરંતુ વસ્તુ વિભાવનાને અનુરૂપ હોવી જોઈએ. હેર ડ્યૂરિંગની બાબતમાં એવું છે કે તે જે સૌથી સાદાં તત્ત્વો, અંતિમ અમૂર્ત ધારણાઓ, સુધી પહોંચે છે તે વિભાવનાની સેવા બજાવે છે, એથી સ્થિતિમાં કશો ફરક નથી પડતો, એ સૌથી સાદાં તત્ત્વો બહુ બહુ તો વિશુદ્ધ ધારણાત્મક સ્વરૂપનાં હોય છે. એટલે વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન અહીં ફરી વાર શુદ્ધ વિચારધારા તરીકે સાબિત થાય છે, તેમાં વાસ્તવિકતાનું અનુમાન ખુદ વાસ્તવિકતામાંથી નહિ પણ વિભાવનામાંથી તારવવામાં આવે છે.

અને જ્યારે એવો વિચારક નૈતિકતા અને કાનૂનને વિભાવનામાંથી, અથવા "સમાજ"ના કહેવાતાં સૌથી સાદા તત્ત્વોમાંથી, સર્જે છે, નહિ કે આસપાસના લોકોના સાચા સામાજિક સંબંધોમાંથી, ત્યારે એવા સર્જન માટે કઈ સામગ્રી તેની પાસે હોય છે? સ્પષ્ટ રીતે બે પ્રકારની સામગ્રી: એક તો, પોતે જે અમૂર્ત ધારણાઓ કરે છે તેમાં ખરા અંતસ્તત્ત્વના સંભવતયા બચી રહેલા અલ્પ અવશેષો, અને બીજું, આપણો આ વિચારક પોતાની ચેતનામાંથી ફરી વાર જે અંતસ્તત્ત્વ ઉપજાવી કાઢે છે તે. અને પોતાની ચેતનામાંથી તેને શું સાંપડે છે? મોટે ભાગે તો પોતે જે સામાજિક અને રાજકીય સંબંધો વચ્ચે જીવે છે તેની લગભગ ચોક્કસ અભિવ્યક્તિ (સકારાત્મક અથવા નકારાત્મક, પુષ્ટિ આપતી અથવા વિરોધી) બની રહેતા નૈતિક અને કાનૂન સંબંધી ખ્યાલો; કદાચ એ વિષય સંબંધી સાહિત્યમાંથી લીધેલા વિચારો પણ; અને આખરી શક્યતા છે કે કેટલીક વ્યક્તિગત વિલક્ષણતાઓ. આપણો આ વિચારક ભલે મરજી પડે એટલો મરડાય અને વળ ખાય પણ જે ઐતિહાસિક વાસ્તવિકતાને તેણે દરવાજે ફેંકી દીધી તે પાછી બારીએથી અંદર આવે છે, અને જ્યારે તે એમ ધારે છે કે પોતે શાશ્વત કાળ અને તમામ જગતો માટે નૈતિકતા અને કાનૂનનો સિદ્ધાંત ઘડી રહ્યો છે ત્યારે તે ફક્ત પોતાના સમયનાં રૂઢિચુસ્ત અથવા ક્રાંતિકારી વલણોની મૂરત ઘડી રહ્યો છે—એવી મૂરત કે જે તેની સાચી ભૂમિકામાંથી ઉખેડાયેલી હોવાથી વિકૃત બની ગઈ છે—અને અંતર્ગોળ કાચમાં પડતા પ્રતિબિંબની જેમ માથાના ભારે ઊભી દેખાય છે.

હેર ડ્યૂરિંગ એ રીતે સમાજની કાપકૂપ કરીને તેનાં સૌથી સાદા તત્ત્વો શોધી કાઢે છે, અને એમ કરતાં તેને ખબર પડે છે કે સૌથી સાદો સમાજ ઓછામાં ઓછાં બે માણસોનો બનેલો હોય છે. આ બે માણસોના સંબંધમાં સ્વયંસિદ્ધ સૂત્રની રીતે કામગીરી શરૂ કરે છે. અને એટલે મૂળભૂત નૈતિક સ્વયંસિદ્ધ સૂત્ર સ્વાભાવિક રીતે જ સામે આવે જાય છે:

"બે માનવ ઈચ્છાઓ પરસ્પર **એકદમ સમાન** હોય છે, અને પહેલું તો એ કે એક ઈચ્છા બીજી પાસેથી કશું નિશ્ચયાત્મક નથી માગી શકતી". "તેમાં નૈતિક ન્યાયનું મૂળભૂત રૂપ અંકિત છે"... અને કાનૂની ન્યાયનું પણ, કારણ કે "ઉચિતની મૂળભૂત વિભાવનાઓના વિકાસ માટે આપણને **બે વ્યક્તિઓના** સંપૂર્ણ રીતે સાદા અને પ્રાથમિક સંબંધની જ જરૂર છે."

બે મનુષ્ય અથવા બે માનવીય ઈચ્છાઓ પરસ્પર **તદ્દન** સમાન હોય છે એ વાત સ્વયંસિદ્ધ સૂત્ર નથી એટલું જ નહિ પરંતુ તેમાં ભારે અતિશયોક્તિ પણ છે. પહેલી વાત તો એ કે બે મનુષ્યોની જાતિની દૃષ્ટિએ અસમાન હોઈ શકે છે—અને એ સાદી હકીકત તુરત આપણને એવા વિચાર તરફ દોરે છે કે સમાજનાં સૌથી સાદાં તત્ત્વો—આ બાલિશતાને પળ વાર સ્વીકારી લઈને તોપણ—બે પુરુષો નહિ પણ એક પુરુષ અને એક સ્ત્રી હોય છે, તેઓ **કુટુંબની**, ઉત્પાદન માટે સહયોગનું સૌથી સાદા અને પ્રથમ રૂપની, સ્થાપના કરે છે. પણ હેર ડયૂરિંગને તો એ કોઈ રીતે માફક ન આવે કારણ કે એ બાજુથી સમાજના બે સંસ્થાપકો પરસ્પર બને એટલા સમાન હોવા જોઈએ, અને બીજું, ખુદ હેર ડયૂરિંગ પણ આદિમ માનવ કુટુંબમાંથી પુરુષ અને સ્ત્રીની નૈતિક અને કાનૂની સમાનતા ઘડી કાઢવામાં સફળ ન થઈ શકે. કાં તો એક યા બીજું: કાં તો ડયૂરિંગનો સામાજિક અણુ—જેના ગુણનથી સમગ્ર સમાજનું નિર્માણ થવાનું છે—પહેલેથી જ વિનાશનું ભાવિ ધરાવે છે કારણ કે બે પુરુષો પોતે કોઈ બાળકને જગતમાં આણી ન શકે: અથવા આપણે તેમને બે કુટુંબોના વડા તરીકે કલ્પવા જોઈએ. એવું હોય તો સમગ્ર મૂળભૂત યોજના ઊલટી પડી જાય: લોકોની સમાનતાને બદલે તે બહુ બહુ તો બે કૌટુંબિક વડાઓની સમાનતા સાબિત કરે છે, અને તેમાં સ્ત્રીઓને લક્ષમાં નથી લેવામાં આવી એટલે વધુમાં સાબિત કરે છે કે તેમનું સ્થાન ગૌણ છે.

વાચક સમક્ષ હવે અમારે એક અણગમતી જાહેરાત કરવી પડે છે: કે આ બિંદુથી આગળ ઠીક ઠીક સમય સુધી તેને આ પ્રખ્યાત બે પુરુષોથી છુટકારો નહિ મળે. સામાજિક સંબંધોના ક્ષેત્રમાં તેમની ભૂમિકા આજ સુધી અન્ય અવકાશી ગ્રહોના વસનારાઓએ ભજવેલી ભૂમિકા જેવી છે, અને એવી આશા રાખીએ કે અન્ય ગ્રહોના લોકો સાથે આપણું કામ હવે પૂરું થઈ ગયું છે. જ્યારે જ્યારે અર્થશાસ્ત્ર, રાજકારણ, વગેરેનો પ્રશ્ન ઉકેલવાનો હોય ત્યારે એ બે પુરુષો તુરત કૂચ કરી આવે છે અને આંખના પલકારામાં "સ્વયંસિદ્ધ સૂત્રની

રીતે" બાબત પતાવી નાખે છે. વાસ્તવિકતાના આપણા તત્ત્વજ્ઞાનીએ ખરેખર કેવી અદ્ભુત, સર્જનાત્મક અને પદ્ધતિસર્જક શોધ કરી કહેવાય. પણ કમનસીબે, જો આપણે સત્યનું યોગ્ય માન રાખવા માગતા હોઈએ તો કહેવું જોઈએ કે એ બે પુરુષો તેની શોધ નથી. તેઓ તો સમગ્ર અઢારમી સદીની સર્વસામાન્ય મિલકત છે. રુસોના 'અસમાનતા સંબંધી પ્રવચન' માં (૧૭૫૪)[56] તેઓ દેખાય છે, અને ત્યાં તેઓ સ્વયંસિદ્ધ સૂત્રની રીતે હેર ડ્યૂરિંગનાં વિધાનોથી ઊલટી વાત સાબિત કરે છે. તેઓ ઍડમ સ્મીથથી લઈને રિકાર્ડો સુધીના અર્થશાસ્ત્રીઓના સંબંધમાં મુખ્ય ભૂમિકા ભજવે છે; પણ તેમાં તેઓ કંઈ નહિ તો એટલા પૂરતા અસમાન છે કે દરેક જુદો જુદો ધંધો કરે છે—સામાન્ય રીતે એક શિકારી અને બીજો માછીમાર હોય છે—તેઓ પોતાની પેદાશોની અરસપરસ આપલે કરે છે. વળી, આખી અઢારમી સદી દરમિયાન, તેઓ બન્ને મુખ્યત્વે તો કેવળ ચિત્રાત્મક ઉદાહરણની જ કામગીરી કરે છે, અને હેર ડ્યૂરિંગની મૌલિકતા ફક્ત એટલી જ છે કે તે ચિત્રણની એવી પદ્ધતિને સમગ્ર સામાજિક વિજ્ઞાનની મૂળભૂત પદ્ધતિની તથા તમામ ઐતિહાસિક રૂપોના માપદંડની કક્ષાએ ચડાવી દે છે. ખરેખર આવા "વસ્તુઓ અને માનવીઓ વિષેની ચુસ્ત વૈજ્ઞાનિક વિભાવનાઓને" એથી વધુ સાદી બનાવી દેવાનું તો બેશક અશક્ય બની રહે.

બે પુરુષો અને તેમની ઇચ્છાઓ પરસ્પર તદ્દન સમાન છે, અને બેમાંથી કોઈ બીજાની ઉપર દાદાગીરી નથી કરતો, એ મૂળભૂત સૂત્રને સાબિત કરવા માટે આપણે ફાવે તેમ ગમે તે બે પુરુષોને પસંદ નહિ કરી શકીએ. તેઓ એવા બે માણસ હોવા જોઈએ કે જે તમામ વાસ્તવિકતાથી સંપૂર્ણ રીતે મુક્ત હોય, તમામ રાષ્ટ્રીય, આર્થિક, રાજકીય અને ધાર્મિક સંબંધો જે વિશ્વમાં દેખાય છે તેનાથી તેમ જ તમામ જાતીય તથા વ્યક્તિગત વિશિષ્ટતાઓથી મુક્ત હોય, અને તેઓ બે વિષે ફક્ત એવી કલ્પના સિવાય કશું બચ્યું ન હોય કે તે "માનવો" છે, અને પછી, અલબત્ત, બન્ને "તદ્દન સમાન" છે. એટલે તેઓ દરેક સ્થળે "આધ્યાત્મવાદી" વલણોને શોધતા અને વખોડતા હેર ડ્યૂરિંગે સર્જેલા બે પૂરા ભૂત છે. એ બે ભૂતો તેમને પેદા કરનારો જે કંઈ કહે તે કરવા બેશક બંધાયેલા, અને એ જ કારણસર બાકીની દુનિયાને તેમની તમામ હિકમતો અંગે કશી જ ઉત્સુકતા નથી.

પણ આપણે હજુ હેર ડ્યૂરિંગના સ્વયંસિદ્ધ સૂત્ર સર્જનને થોડુંક વધુ તપાસીએ. બે ઇચ્છાઓ એકબીજી પાસેથી કશું નિશ્ચયાત્મક માગી શકતી નથી.

છતાં જો બેમાંથી એક એવું કરે અને બળજબરીથી મેળવે તો તેનાથી અન્યાયની સ્થિતિ પેદા થાય છે; અને એવા મૂળભૂત રેખાંકન વડે હેર ડ્યૂરિંગ અન્યાય, જુલમ, ગુલામી, ટૂંકમાં ભૂતકાળનો તમામ વખોડવા લાયક ઇતિહાસ સમજાવી દે છે. હવે રુસો, ઉપરોક્ત નિબંધમાં, એ જ બે પુરુષોનો ઉપયોગ સ્વયંસિદ્ધ સૂત્રની રીતે જ સાવ ઊલટું સાબિત કરવા કરે છે: એ બે પુરુષોમાંથી A બળજબરીથી Bને ગુલામ બનાવી ન શકે, પણ Bને એવી સ્થિતિમાં મૂકીને એવું કરી શકે કે પેલાને A વિના ચાલે જ નહિ, પણ આ કલ્પના તો હેર ડ્યૂરિંગ માટે વધુ પડતી ભૌતિકવાદી છે. આપણે એ જ વાતને સહેજ જુદી રીતે મૂકીએ. ખરાબે ચડી ગયેલા કોઈ જહાજના બે માણસો એક ટાપુમાં એકલા પડે છે અને સમાજ રચે છે. તેમની ઇચ્છાઓ, ઔપચારિક રીતે, તદ્દન સમાન છે, અને આ વાત બન્નેએ સ્વીકારેલી છે. પણ ભૌતિક દૃષ્ટિએ તેમના વચ્ચે ઘણી અસમાનતા છે, A પાસે નિર્ધાર અને સ્ફૂર્તિ છે, B અનિશ્ચિત, આળસુ અને ઢીલો છે. A ચતુર છે, B બુદ્ધુ છે. A નિયમિત રીતે પોતાની ઇચ્છા B ઉપર લાદી શકે, પહેલાં તો સમજાવટથી, પછી આદતના જોરથી, પણ કાયમ મરજિયાત રૂપમાં, તેને કેટલો સમય લાગે? ગુલામી તો ગુલામી જ રહે છે, પછી મરજિયાત રૂપને જાળવી રાખવામાં આવે કે પગ નીચે કચડી નાખવામાં આવે. મરજિયાત ગુલામી સ્વીકારી લેવાનું સમગ્ર મધ્યયુગમાં, જર્મનીમાં ત્રીશ વર્ષોના યુદ્ધ[57] પછીના સમય સુધી, જાણીતું હતું. ૧૮૦૬ અને ૧૮૦૭ના પરાજયો પછી પ્રશિયામાં જ્યારે ખેતગુલામીને નાબૂદ કરવામાં આવી, અને તેની સાથે ગરીબીમાં, બીમારીમાં, તથા વૃદ્ધાવસ્થામાં રૈયતનું ભરણપોષણ કરવાની મહેરબાન ઉમરાવોની ફરજને નાબૂદ કરવામાં આવી ત્યારે, કિસાનોએ રાજાને અરજ ગુજારી કે તેમને ગુલામીમાં જ રાખે — કારણ કે નહિતર દુ:ખને સમયે તેમની દેખભાળ કોણ કરે? એટલે બે પુરુષોનું એવું રેખાંકન અસમાનતા અને ગુલામીની બાબતમાં તેમ જ સમાનતા અને અરસપરસ મદદની બાબતમાં એકસરખું "ઉપયુક્ત" છે, અને સમાજ આખો વિલય પામી જાય એવા ડરથી આપણે પરાણે તેમણે કુટુંબના વડાઓ ધારી લેવાં પડે છે એટલે ખ્યાલમાં આનુવંશિક દાસતાની જોગવાઈ પહેલેથી જ છે.

પણ આ આખી બાબતને થોડી વાર પડતી મૂકીએ. ધારી લઈએ કે હેર ડ્યૂરિંગનાં સૂત્રો આપણા ગળે ઊતરી ગયા છે અને બે ઇચ્છાઓની અધિકારોની પૂરી સમાનતાના, "સામાન્ય માનવીય સર્વોપરીતા"ના અને "વ્યક્તિની સર્વોપરીતા"ના — ખરેખર પારાવાર વાચાળતા, જેની સરખામણીમાં સ્ટર્નરનો

‘અહમ્’, અને તેનું સ્વત્વ[58] સાવ વામણાં લાગે છે, જોકે તેમાં તેનો પણ થોડોક હાથ હોવાનો દાવો કરી શકે—ઉત્સાહી સમર્થકો છીએ. તો હવે આપણે સૌ **તદ્દન સમાન** અને સ્વતંત્ર છીએ. સૌ? ના, સૌએ સૌ તો નહિ.

“ક્ષમ્ય પરાધીનતાના” દાખલાઓ પણ છે, પરંતુ તેનો ખુલાસો

> “એવા આધારો વડે થઈ શકે કે જેને બે ઈચ્છાઓની પ્રવૃત્તિઓમાં નહિ પણ ત્રીજા ક્ષેત્રમાં, દાખલા તરીકે બાળકોના સંબંધમાં, તેમના અપૂરતા આત્મનિર્ણયમાં, ખોળવા જોઈએ.”

ખરેખર! પરાધીનતાના આધારોને બે ઈચ્છાઓની પ્રવૃત્તિઓમાં ન ખોળવા જોઈએ! સ્વાભાવિક રીતે નહિ જ, કારણ કે બેમાંથી એક ઈચ્છાની પ્રવૃત્તિ વાસ્તવમાં મર્યાદિત છે. પણ ત્રીજા ક્ષેત્રમાં! અને એ ત્રીજું ક્ષેત્ર કેવું છે? એક ઈચ્છાનું, પરાધીન ઈચ્છાનું, અપૂરતું મૂર્ત નિર્ધારણ! વાસ્તવિકતાનો આપણો આ તત્ત્વજ્ઞાની વાસ્તવિકતાથી એટલો બધો અળગો ખસી ગયો છે કે અંતસ્તત્ત્વ વગરના અમૂર્ત શબ્દ “ઈચ્છા”ની સામે—તે ખરા અંતસ્તત્ત્વને, એ ઈચ્છાના લાક્ષણિક નિર્ધારણને, “ત્રીજું ક્ષેત્ર” ગણાવે છે. એ ભલે ગમે તેમ હોય, અમારે કહેવું પડે છે કે હકોની સમાનતામાં અપવાદ છે. અપૂરતા આત્મનિર્ણયની ખામી ધરાવતી ઈચ્છાને તે લાગુ નથી પડતી. **પીછેહઠ નં.૧.** આગળ વધતાં:

> “જ્યાં પશુ અને માનવી એક જ વ્યક્તિમાં ઓતપ્રોત થઈ ગયાં હોય, ત્યાં બીજી, પૂરેપૂરી માનવીય, વ્યક્તિ વતી પ્રશ્ન પુછાય કે તેના કૃત્યની રીત એકબીજાનો સામનો કરી રહેલી, સમજો કે, કેવળ માનવીય વ્યક્તિઓની રીત જેવી જ હોવી જોઈએ કે નહિ... એટલે, નૈતિક રીતે અસમાન બે વ્યક્તિઓ, જેમાંથી એકના ચારિત્રમાં કોઈ ને કોઈ અર્થમાં ખરા પશુનું કશુંક સામેલ છે, તેમના વિષેનું આપણું અનુમાન તમામ સંબંધો માટે લાક્ષણિક મૂળભૂત રૂપ છે જે આ તફાવત પ્રમાણે લોકોનાં જૂથોની અંદર અથવા વચ્ચે... સ્થપાઈ શકે.”

હવે વાચક ખુદ જ જુએ કે આવા બેડોળ ઢાંકપિછોડામાં દયાજનક ઉદ્‌બોધન કરીને હેર ડ્યૂરિંગ કઈ રીતે ખ્રિસ્તી પાદરીની જેમ ટરડાય-મરડાય

છે—એવું નક્કી કરવા માટે કે માનવ પુરુષ કેટલી હદે પાશવી માનવીની સામે થઈ શકે છે, તે કેટલો બધો અવિશ્વાસ દર્શાવી શકે છે અને કેવાં કડક અને ત્રાસજનક સાધનોનો ઉપયોગ તથા છેતરપિંડી પોતાને અવિકારી નૈતિકતાથી જરાપણ વિચલિત કર્યા વિના આચરી શકે છે.

તેથી જ્યારે બે મનુષ્યો "નૈતિક રીતે અસમાન" હોય ત્યારે સમાનતા જેવી ચીજ રહેતી નથી. પરંતુ તો પછી બે તદ્દન સમાન વ્યક્તિઓ ઉપજાવી કાઢવાનો બેશક કોઈ અર્થ નથી, કારણ કે એવી કોઈ બે વ્યક્તિઓ નથી કે જે નૈતિક રીતે તદ્દન સમાન હોય. પણ અસમાનતા આ બાબતમાં રહેલી છે: એક વ્યક્તિ માનવીય છે જ્યારે બીજીમાં પશુનો અંશ રહેલો છે. પરંતુ પ્રાણી જગતમાંથી ઊતરી આવેલા માનવીમાં એટલું અંતર્ભૂત હોય છે કે તેને માટે પશુના તમામ અંશોથી મુક્ત થવાનું કદી શક્ય નથી, તેથી તેમાં હંમેશાં માનવતા અને પાશવતાની માત્રાના તફાવતનો જ, વધારે કે ઓછાનો જ પ્રશ્ન હોય છે. માનવજાતનું બે ચોક્કસ જૂથોમાં, માનવીય વ્યક્તિઓ અને પાશવી માનવીઓમાં, સારા અને ખરાબમાં, ઘેટાં અને બકરાંમાં વિભાજન તો—વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાન ઉપરાંત—ફક્ત ખ્રિસ્તી ધર્મમાં જ જોવામાં આવે છે, જેમાં એવું વિભાજન કરનાર વિશ્વનો ન્યાયમૂર્તી પણ સાવ તાર્કિક રીતે હોય જ છે. પરંતુ વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનમાં વિશ્વનો એવો ન્યાયમૂર્તિ કોણ હોઈ શકે? અનુમાન એવું છે કે અહીં પણ ખ્રિસ્તી ધર્મ જેવી જ કાર્યરીત હોવી જોઈએ, જેમાં પવિત્ર ઘેટાં પોતે જ પોતાના દુન્યવી બકરા-પડોશીઓના સંબંધમાં ન્યાયમૂર્તિ બની બેસે છે અને નામચીન સફળતાથી પોતાની ફરજ અદા કરે છે. વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનીઓનો સંપ્રદાય, જો તે કદી પણ અસ્તિત્વમાં આવે તો, આ સંબંધમાં ધરતીના પવિત્ર પ્રાણીઓને પ્રથમ સ્થાન નહિ જ લેવા દે. પરંતુ આપણે તેની સાથે લેવાદેવા નથી; આપણને તો એવા એકરારમાં રસ છે કે માનવીઓ વચ્ચેની નૈતિક અસમાનતાને કારણે ફરી વાર સમાનતા અદૃશ્ય થઈ ગઈ છે. **પીછેહઠ નં.૨.**

પણ આપણે ફરી આગળ વધીએ:

"જો કોઈ માણસ સત્ય અને વિજ્ઞાન પ્રમાણે વર્તે, અને બીજી કંઈક વહેમ અથવા પૂર્વગ્રહથી વર્તે, તો... સામાન્ય રીતે અરસપરસની દખલગીરી થવી જોઈએ... બિનઆવડત, પાશવતા કે વિકૃતિની અમુક હદે ઘર્ષણ હંમેશાં અનિવાર્ય હોય છે... ફક્ત બાળકો અથવા પાગળ

> માણસો જ **બળને** છેવટનું સાધન ગણતા હય એવું નથી. માંનવજાતનાં સમગ્ર પ્રાકૃતિક જૂથો અને સભ્ય વર્ગોનું ચારિત્ર એવું હોઈ શકે છે કે જેને કારણે તેમની ઇચ્છાને—જે વિકૃતિને કારણે પ્રતિકૂળ હોય છે—ફરી સહિયારા સંબંધો તરફ વાળવા માટે **કાબૂમાં આણવાનું** અનિવાર્ય, રીતે આવશ્યક બની જાય છે. એવા દાખલાઓમાં પણ માન્ય કરવામાં આવે છે કે પ્રતિકૂળ ઇચ્છા પણ **સમાન હકો** ધરાવે છે, પણ તેની હાનિકારક તથા ઝેરીલી પ્રવૃત્તિમાં સમાયેલી વિકૃતિએ **સમાનીકરણ** ઊભું કરી દીધું છે, અને જો તેના સંબંધમાં બળ વાપરવામાં આવે તો તે કેવળ પોતાનાં જ બદકામોની વળતી અસરની ભોગ પ્રતિક્રિયાને બને છે.”

તેથી ફક્ત નૈતિક નહિ પણ માનસિક અસમાનતા બે ઇચ્છાઓની “સમગ્ર સમાનતા”ને હઠાવવા પૂરતી છે, અને તે એવી નૈતિકતાને જન્મ આપે છે જેનાથી પછાત પ્રજાઓ સામેના લૂંટારાં સભ્ય રાષ્ટ્રોના દુષ્કૃત્યોને, તુર્કેસ્તાનમાં રશિયનોએ આચરેલા જુલમો સુધી[59], વાજબી ઠરાવી શકાય. ૧૮૭૩ ના ઉનાળામાં જ્યારે યોમુડની તાતાર જાતિ ઉપર હુમલો કરીને, તેમના તંબુઓ બાળી મૂકવાનો તથા “જૂની મઝાની કોકેસીઅન રીતથી” તેમનાં બૈરા અને બાળકોની કતલ કરવાનો હુકમ જનરલ કાઉફમાને આપ્યો ત્યારે તેણે પણ જાહેરાત કરેલી કે યોમુડ જાતિની ઇચ્છા, વિકૃત થઈ ગઈ હોવાથી પ્રતિકૂળ થઈ ગઈ છે એટલે તેને ફરી સહિયારા સંબંધો તરફ વાળવા માટે કાબૂમાં આણવાનું અનિવાર્ય રીતે જરૂરી બની ગયું છે, અને તેને માટે પોતે અખત્યાર કરેલા ઉપાયો સંજોગોને લક્ષમાં લેતાં બરાબર જ છે, અને જે કોઈ માણસ સાધ્યને પ્રાપ્ત કરવા માગતો હોય તે સાધનોના ઉપયોગનો ઇનકાર ન કરી શકે. ફક્ત તે એટલો ક્રૂર ન હતો કે યોમુડ લોકોનું અપમાન કરીને એવું કહે કે સમાનીકરણના લક્ષ્યની સિદ્ધિ માટે તેમની ઇચ્છાને સમાન હકની માન્યતા આપવાના ઇરાદાથી તેમની કતલ કરતો હતો. ફરી વાર એ અથડામણમાં એવા વિશિષ્ટ લોકોને, સત્ય અને વિજ્ઞાનના રાહે ચાલવાનો દાવો કરનારા અને એટલે અંતિમ પૃથક્કરણમાં કહેવું પડે કે વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનીઓને, નિર્ણય કરવો પડે છે કે વહેમ, પૂર્વગ્રહ, પાશવતા, અને વિકૃતિ શું છે અને સમાનીકરણના ઉદ્દેશે બળનો ઉપયોગ કરવાનું અને બીજા લોકોને તાબામાં જકડી લેવાનું ક્યારે જરૂરી બની જાય છે. તેથી હવે સમાનતા બળના ઉપયોગ મારફત સમાનીકરણ બને છે; અને બીજી ઇચ્છાને

તાબે કરીને પહેલી ઈચ્છા તેને સમાન હક આપે છે. **પીછેહઠ નં.૩.** અહીં તે શરમભરી નાસભાગમાં સરી પડી છે.

પ્રસંગાનુરૂપ ઉલ્લેખ કરીએ કે પ્રતિકૂળ ઈચ્છાને ચોક્કસ રૂપે બળના ઉપયોગ વડે સમાનીકરણ મારફત સમાન હક ધરાવતી માન્ય કરવામાં આવે છે એ વાક્યમાં હેગેલના સિદ્ધાંતની કેવળ વિકૃતિ જ છે—એ સિદ્ધાંત મુજબ સજા તો ગુનેગારનો હક હોય છે:

> "સજાને ગુનેગારનો હક સમાવી લેતી ગણવામાં આવે છે અને તેથી તે સજા પામીને વિચારશીલ હસ્તી તરીકે સન્માનિત થાય છે." ('અધિકારનું તત્ત્વજ્ઞાન')

એટલું કહીને આપણે અટકી શકીએ. જે સમાનતા હેર ડ્યૂરિંગે સૂત્રાત્મક રીતે સ્થાપી તેનું જ, અને પોતાના સામાન્ય માનવી સર્વોપરીતા વગેરેનું, તે ટુકડે ટુકડે જે રીતે ખંડન કરે છે તેનું હવે વધારે પરીક્ષણ બિનજરૂરી છે. પોતાના બે પુરુષો વડે તે કઈ રીતે સમાજ સ્થાપે છે તેનું નિરીક્ષણ પણ બિનજરૂરી છે. પરંતુ રાજ્યની સ્થાપના માટે તેને કેવી રીતે ત્રીજા માનવીની જરૂર પડી—ટૂંકમાં ત્રીજી વ્યક્તિ વિના બહુમતિના નિર્ણય ઉપર ન આવી શકાય અને એ જ રીતે લઘુમતિ ઉપર બહુમતિનું શાસન ન હોય તો કોઈ રાજ્ય અસ્તિત્વમાં ન આવી શકે; પછી તે કેવી રીતે ધીમે ધીમે શાંત જળમાં નાવડી ચલાવતો ભાવિના સમાજપરાયણ રાજ્યની રચના કરે છે—જ્યાં કોઈ સુંદર સવારે આપણને તેના દર્શનનું સાંપડવાનું છે—એ સર્વનું પરીક્ષણ પણ બિનજરૂરી છે. આપણે પૂરતા પ્રમાણમાં જોઈ લીધું છે કે બે ઈચ્છાઓની આખી સમાનતાનું અસ્તિત્વ ત્યાં સુધી જ ટકે છે કે જ્યાં સુધી બન્ને ઈચ્છાઓ **કંઈ ઈચ્છા ધરાવે નહિ**; તે સાચી વ્યક્તિગત ઈચ્છાઓમાં રૂપાંતર પામે, ખરેખરી અલગ અલગ ઈચ્છાઓ બની જાય, કે તરત સમાનતાનો અંત આવી જાય છે; એક તરફ શિશુકાળ, ગાંડપણ, કહેવાતી પાશવતા, ધારી લીધેલો વહેમ, કહેવાતો પૂર્વગ્રહ અને કલ્પેલી અશક્તિ, અને બીજી તરફ કલ્પનાશીલ માનવતા તથા સત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન—એટલે બે ઈચ્છાઓની ગુણવત્તામાંનો અને તેમની સાથે સંકળાયેલી બુદ્ધિમાંનો દરેક તફાવત—તાબે કરી લેવા જેટલી હદ સુધી વર્તનની અસમાનતાને વાજબી ઠરાવે છે. આપણને એથી વધારે શું જોઈએ? હેર ડ્યૂરિંગે સમાનતાની પોતાની જ ઈમારતને એટલી બધી ગહનગામી રીતે, તળિયેથી લઈને ટોચ સુધી, ભોંયભેગી કરી નાખી છે.

પરંતુ હેર ડ્યૂરિંગ સમાનતાના વિચાર સાથે કેવી છીછરી રીતે કામ લે છે તેનું પ્રકરણ આપણે સમાપ્ત કરીએ છીએ તેનો અર્થ એવો નથી કે આપણે એ વિચારને જ સમાપ્ત કરીએ છીએ, જેણે રુસોને કારણે સૈદ્ધાંતિક ભાગ ભજવ્યો અને મહાન ક્રાંતિ દરમિયાન તથા ત્યાર પછી અમલી રાજકીય ભાગ ભજવ્યો, અને અત્યારે પણ લગભગ દરેક દેશની સમાજવાદી ચળવળમાં અગત્યના આંદોલનનો ભાગ ભજવે છે. તેના વૈજ્ઞાનિક ગુણની સ્થાપના કામદાર વર્ગના આંદોલનમાં તેનું મૂલ્ય પણ નક્કી કરશે.

તમામ મનુષ્યોમાં કંઈક સમાન ચીજ છે એ વિચાર અલબત્ત આદિમ છે. પણ સમાનતાની આધુનિક માંગ તેના કરતાં ચોક્કસ રીતે જુદા પ્રકારની છે: માનવી હોવાના સમાન ગુણમાંથી માનવ માનવ વચ્ચેની સમાનતા, સમાન રાજકીય અને સામાજિક દરજ્જાનો દાવો—અથવા છેવટે એક રાજ્યના તમામ નાગરિકોની સમાનતા અથવા સમાજના તમામ સભ્યોની સમાનતાનો દાવો ઊતરી આવે છે. સાપેક્ષ સમાનતાની અસલ કલ્પનામાંથી એવું તારણ નીકળે છે કે રાજ્ય અને સમાજમાં માનવીઓના સમાન હકો હોવા જોઈએ—આવું તારણ સ્વયંસિદ્ધ અને સ્વાભાવિક હોવાની ભૂમિકા ઊભી થઈ તે પહેલાં હજારો વર્ષો પસાર થવાનાં હતાં અને થયાં. સૌથી પ્રાચીન આદિ સમાજમાં હકોની સમાનતા બહુ બહુ તો એક જાતિ પૂરતી લાગુ પડતી હતી; સ્ત્રીઓ, ગુલામો, અને પરદેશીઓને જાણે ધોરણસર એ સમાનતામાંથી બકાત રાખવામાં આવતાં. ગ્રીક અને રોમન લોકોમાં કોઈ પણ બાબતમાં માનવીઓની સમાનતા કરતાં અસમાનતાઓને વધુ મહત્ત્વ અપાતું હતું. ગ્રીક અને જંગલી લોકો, મુક્ત માનવીઓ અને ગુલામો, નાગરિકો અને પરદેશી પ્રવાસીઓ, રોમન નાગરિકો અને (વ્યાપક અર્થવાળા શબ્દનો ઉપયોગ કરવામાં આવે તો) રોમન રૈયતે એકસરખા રાજકીય દરજ્જાના દાવો કર્યો હોત તો પ્રાચીનોને આવશ્યક રૂપે તેમાં ગાંડપણ દેખાયું હોત. રોમન સામ્રાજ્યમાં આ બધા તફાવતો ધીરે ધીરે અદૃશ્ય થયા—ફક્ત મુક્ત માનવીઓ અને ગુલામોનો તફાવત રહ્યો, અને એ રીતે ઓછામાં ઓછું મુક્ત માનવી માટે ખાનગી વ્યક્તિઓ વચ્ચેની એવી સમાનતા રહી કે જેના પાયા ઉપર રોમન કાનૂન સર્જાયો—આપણી જાણમાં ખાનગી માલિકીનો આધાર ધરાવતો વધારેમાં વધારે પરિપૂર્ણ કાનૂન સર્જાયો. પરંતુ જ્યાં સુધી મુક્ત અને ગુલામ માનવીઓ વચ્ચે વિરોધ અસ્તિત્વમાં હતો ત્યાં સુધી **માનવજાતની** સામાન્ય સમાનતામાંથી કોઈ કાયદેસર તારતમ્યો કાઢવાની

વાત થઈ શકે એમ ન હતી; આવું આપણે તાજેતરમાં ઉત્તર અમેરિકન સંઘનાં ગુલામ-માલિક રાજ્યોમાં પણ જોયું છે.

ખ્રિસ્તી ધર્મોમાં તો માત્ર એક જ બિંદુએ તમામ માનવીઓની સમાનતા જાણીતી હતી: તમામ માનવીઓ અસલ પાપમાં જ સમાન રીતે જન્મેલા હતા — ગુલામો અને પીડિતોના ધર્મ તરીકેના તેના સ્વરૂપ સાથે એ વાત સંપૂર્ણ રીતે બંધબેસતી હતી. એ ઉપરાંત બહુ બહુ તો તે કેવળ ખાસ માનવીઓની સમાનતાને જ માન્ય કરતો હતો, પરંતુ એ હકીકત ઉપર ખાલી છેક આરંભના સમયે જ ભાર મૂકવામાં આવ્યો હતો. નવા ધર્મના પ્રારંભિક તબક્કાઓમાં સહિયારી માલિકીનાં ચિહ્નો પણ જોવા મળે છે, પરંતુ તેમાં ખરા સમાનતાલક્ષી વિચારોને નહિ બલકે વંચિત લોકોના ઐક્યને કારણભૂત ગણાવી શકાય. પણ બહુ ટૂંકા સમયમાં પાદરીઓ અને સાધારણજન વચ્ચેના તફાવતના ઉદયથી ખ્રિસ્તી ધર્મની એ પ્રારંભિક સમાનતાનોયે અંત આવી ગયો. પશ્ચિમ યુરોપમાં જર્મન ધાડાં ફરી વળ્યાં તેના પરિણામે, તે દરમિયાન અગાઉ કદી અસ્તિત્વમાં નહોતા એવા જટિલ સામાજિક અને રાજકીય સોપાનતંત્રની ધીરે ધીરે સ્થાપના મારફત, સમાનતાના તમામ વિચારો સદીઓ સુધી નાબૂદ થઈ ગયા. પણ સાથે સાથે એ આક્રમણે પશ્ચિમ અને મધ્ય યુરોપને ઐતિહાસિક વિકાસના એવા રાહ ઉપર મૂકી દીધા કે પ્રથમ વાર સુઘટિત સાંસ્કૃતિક વિસ્તાર સર્જાયો અને આ વિસ્તારની અંદર પ્રથમ વાર મુખ્યત્વે રાષ્ટ્રીય રાજ્યોની એકબીજા ઉપર અસર પાડતી અને એકબીજાને અંકુશમાં રાખતી પદ્ધતિ ઊભી થઈ. તેથી એવી ભૂમિકા પેદા થઈ કે માત્ર તેના આધારે જ આગળ જતાં માનવીઓના સમાન દરજ્જાનો, માનવીના અધિકારોનો, સવાલ ઉઠાવી શકાયો.

સામંતી મધ્યયુગના ગર્ભમાં એક એવો વર્ગ વિકસતો હતો કે જે તેના વિકાસ દરમિયાન સમાનતાની આધુનિક માંગનો ઝંડો લહેરાવવાનું ભાવિ ધરાવતો હતો: મૂડીદાર વર્ગ. એ વર્ગ મૂળ તો સામંતી શ્રેણીઓમાં જ સામેલ હતો. પંદરમી સદીના અંતમાં મહાન સમુદ્રી શોધોના પરિણામે મૂડીદાર વર્ગ માટે વધારે વ્યાપક સંભાવનાઓના નવા જીવનના દરવાજા ખૂલી ગયા ત્યારે તેણે સામંતી સમાજની ભીતર મુખ્યત્વે હાથકારીગરીના ઉદ્યોગને તેમ જ ઉત્પાદિત વસ્તુઓના વિનિમયને વિકસાવીને પ્રમાણમાં ઉચ્ચ સ્તરે પહોંચાડી દીધા. અગાઉ યુરોપના સીમાડાઓની બહાર ફક્ત ઇટાલી અને લેવાંત વચ્ચે જ ચાલતો વેપાર હવે અમેરિકા અને ભારત સુધી વિસ્તર્યો અને થોડા સમયમાં તો યુરોપના વિવિધ દેશોના પરસ્પર વિનિમય કરતાં તેમ જ દરેક અલગ દેશના

આંતરિક વેપાર કરતાં વધી ગયો. અમેરિકાનું સોનું અને ચાંદી યુરોપમાં છલકાવા માંડયાં અને સામંતી સમાજની દરેક તિરાડ, ઘોબા, તથા કાણામાં વિઘટક તત્ત્વોની જેમ ઘૂસી ગયાં. હાથકારીગરીનો ઉદ્યોગ વધતી જતી માંગોને હવે સંતોષી નહોતો શકતો. સૌથી વિકસીત દેશોમાં મુખ્ય ઉદ્યોગોમાં તેનું સ્થાન મૅન્યુફૅકચરે લઈ લીધું.

પરંતુ સમાજના આર્થિક જીવનના સંજોગોમાં થયેલી એવી પ્રબળ ક્રાંતિને પગલે પગલે રાજકીય માળખામાં કશો તાત્કાલિક અનુરૂપ ફેરફાર ન થયો. રાજકીય વ્યવસ્થા સામંતી જ રહી, જ્યારે સમાજ વધુ ને વધુ મૂડીવાદી બનતો ગયો. વ્યાપક પાયાના વેપારમાં, એટલે કે ખાસ કરીને આંતરરાષ્ટ્રીય અને એથીયે વધુ તો વિશ્વવ્યાપી વેપારમાં, પણ્યોના એવા મુક્ત માલિકો જરૂરી બને છે કે જે નિરંકુશ રીતે વિહરી શકે અને એ કારણે સમાન હકો ધરાવતા હોય, પોતાનાં પણ્યોનો વિનિમય, ઓછામાં ઓછું દરેક ખાસ જગ્યાએ, તેમને માટે સમાન કાનૂનોના પાયા ઉપર કરી શકે. હાથકારીગરીમાંથી મૅન્યુફૅકચરમાં સંક્રમણમાં સંખ્યાબંધ મુક્ત કામદારોના અસ્તિત્વની પૂર્વધારણા હોય છે. એ કામદારો એક તરફ તો ગિલ્ડની (મહાજનની) બેડીઓથી અને બીજી તરફ પોતાની શ્રમશક્તિનો ઉપયોગ પોતે જ કરી શકે એવાં સાધનોથી મુક્ત હોવા જોઈએ. એવા કામદારો જરૂરી હોય છે કે જે પોતાના શ્રમશક્તિ ભાડે આપવાના સંબંધમાં મૅન્યુફૅકચરરની (કારખાનદારની) જોડે કરાર કરી શકે, અને એટલે, કરાર કરનારાઓ તરીકે, તેના જેવા જ હકો ધરાવતા હોય. અને છેલ્લે સમસ્ત માનવીય શ્રમની — તે **માનવીય** શ્રમ છે એટલી હદે[60] — સમાનતા અને સમાન દરજ્જો જરૂરી હોય છે કારણ કે તેમાં આધુનિક મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રના મૂલ્યના નિયમની અભાન પણ વધારેમાં વધારે સ્પષ્ટ અભિવ્યક્તિ થઈ છે. એ નિયમ પ્રમાણે પણ્યનું મૂલ્ય તેમાં મૂર્ત થયેલા સામાજિક દૃષ્ટિએ જરૂરી શ્રમના આધારે નક્કી થાય છે.* પરંતુ, જ્યાં આર્થિક સંબંધોને કારણે સ્વતંત્રતા અને હકોની સમાનતાની જરૂરત પડી ત્યાં રાજકીય પદ્ધતિ ડગલે ને પગલે ગિલ્ડના અંકુશો તથા વિશેષાધિકારો મારફત તેમનો વિરોધ કરતી રહી. વેપારના ક્ષેત્રમાં સ્થાનિક વિશેષાધિકારો, જકાતના તફાવતો, અને તરેહવાર અસાધારણ

---

*મૂડીવાદી સમાજની આર્થિક પરિસ્થિતિમાંથી સમાનતાના અર્વાચીન વિચારોની ઉત્પત્તિનો ખ્યાલ સૌપ્રથમ કાર્લ માર્ક્સે પોતાની કૃતિ 'મૂડી'માં રજૂ કર્યો હતો. (**એંગેલ્સની નોંધ.**)

કાયદાઓની અસર કેવળ વિદેશીઓ અને સંસ્થાનોમાં વસતા લોકો ઉપર જ નહિ પરંતુ ઘણી વાર તો સંબંધિત દેશોના નાગરિકોના આખેઆખા સ્તરો ઉપર પણ પડી. દરેક સ્થળે ગિલ્ડોના નિતનવા વિશેષાધિકારોથી મૅન્યુફેક્ચરનો વિકાસ અવરોધાયો. મૂડીવાદી હરીફો માટે ક્યાંય માર્ગ સાફ ન હતો અને તકો સમાન ન હતી—અને છતાં નિરંતર વધતી જતી તાકીદની માંગ હતી કે એમ હોવું જોઈએ.

સમાજના આર્થિક વિકાસને કારણે સામંતી બેડીઓથી મુક્તિની અને સામંતી અસમાનતાઓના ખાતમા મારફત હકોની સમાનતાની સ્થાપનાની માગણી એક વાર મોખરે આવી ગઈ એટલે તે ચોક્કસ થોડા વખતમાં વધારે વ્યાપક પરિમાણો ધારણ કરી લેવાની જ હતી. એ માગણી ઉદ્યોગ અને વેપારના લાભમાં ઉઠાવવામાં આવી હતી, પરંતુ કિસાનોના વિશાળ સમુદાય માટે પણ એ જ હકોની સમાનતા જરૂરી હતી. પૂરી ખેતગુલામીથી લઈને દાસતાની દરેક કક્ષામાં સબડતા કિસાનોને પોતાના શ્રમસમયનો મોટો હિસ્સો મહેરબાન સામંતી ઉમરાવની સેવામાં વગર વળતરે લગાવી દેવો પડતો હતો, અને વધુમાં તેને તથા રાજ્યને બીજાં અસંખ્ય ભરણાં કરવાં પડતાં હતાં. બીજી બાજુથી, અનિવાર્ય હતું કે સામંતી વિશેષાધિકારોની નાબૂદીની માંગ પણ થવી જોઈએ, સામંતોને કરવેરાથી મળતી મુક્તિની અને અલગ અલગ શ્રેણીઓના રાજકીય વિશેષાધિકારોની નાબૂદીની માંગ પણ થવી જોઈએ. અને લોકો હવે રોમન સામ્રાજ્ય જેવા કોઈ સામ્રાજ્યમાં નહિ પરંતુ પરસ્પર સમાન પાયા ઉપર સંબંધો જાળવતાં અને મૂડીવાદી વિકાસની લગભગ એકસરખી કક્ષાએ પહોંચેલાં સ્વતંત્ર રાજ્યોની પદ્ધતિમાં રહેતા હતા એટલે માત્ર વખતની વાત હતી કે સમાનતાની માંગ જે તે રાજ્યના સીમાડાઓ વટાવીને સામાન્ય સ્વરૂપ ધારણ કરી લે અને આઝાદી તથા સમાનતાને **માનવીય હકો** તરીકે ઘોષિત કરવામાં આવે. અને એ માનવીય હકોના વિશિષ્ટ મૂડીવાદી સ્વરૂપમાં મહત્ત્વની બાબત છે કે માનવીના અધિકારોને સર્વપ્રથમ માન્ય કરનારું અમેરિકન બંધારણ અમેરિકામાં વસતી બિનગોરી જાતિઓની ગુલામીનું સમર્થન પણ એકીશ્વાસે કરે છે: વર્ગીય વિશેષાધિકારોની બંધી કરવામાં આવી છે, જાતિના વિશેષાધિકારોને બહાલી આપવામાં આવી છે.

પરંતુ જાણીતું છે કે મૂડીદાર વર્ગ જે પળે સામંતી નગરવાસની હાલતમાંથી છૂટી ગયો, મધ્યયુગની એ શ્રેણી અર્વાચીન વર્ગના રૂપમાં વિકસી, ત્યારથી તેને હંમેશાં અને અનિવાર્ય રીતે તેના પડછાયાનો, સર્વહારા વર્ગનો, સથવારો

રહ્યો છે. અને એવી જ રીતે સમાનતાની મૂડીવાદી માંગોની સાથે સાથે સમાનતાની સર્વહારા વર્ગીય માંગો પણ ઊઠતી જ રહી છે. વર્ગીય **વિશેષાધિકારોની** નાબૂદીની મૂડીવાદી માંગ જે પળે રજૂ થઈ તેની સાથે જ ખુદ **વર્ગોની** નાબૂદીની સર્વહારા વર્ગીય માંગ પણ રજૂ થઈ — પ્રથમ તો ધાર્મિક રૂપે, આદિ ખ્રિસ્તી ધર્મ તરફ ઢળતી, અને આગળ જતાં ખુદ મૂડીવાદી સમાનતાલક્ષી સિદ્ધાંતોમાંથી સમર્થન મેળવતી. સર્વહારાઓએ મૂડીદાર વર્ગના બોલ પકડી લીધા: સમાનતા ફક્ત દેખીતી ન હોવી જોઈએ, કેવળ રાજ્યના ક્ષેત્રમાં જ લાગુ ન પડવી જોઈએ, વાસ્તવિક પણ હોવી જોઈએ — તેનું વિસ્તરણ સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં પણ થવું જોઈએ. અને ખાસ કરીને ફ્રેંચ મૂડીદાર વર્ગે મહાન ક્રાંતિથી શરૂ કરીને નાગરિક સમાનતાની છડી પોકારી ત્યાર પછી ફ્રેંચ સર્વહારા વર્ગે સામાજિક અને આર્થિક સમાનતાની માંગ ઉઠાવીને ફટકાનો જવાબ ફટકામાં વાળ્યો છે, અને વિશેષે ફ્રેંચ સર્વહારા વર્ગના સંબંધમાં સમાનતા રણનાદ બની ચૂકી છે.

એટલે સર્વહારા વર્ગના મુખેથી નીકળતી સમાનતાની માંગના બે અર્થ થાય છે. તે કાં તો — ખાસ કરીને છેક આરંભમાં, દાખલા તરીકે કિસાન યુદ્ધ દરમિયાન હતી એવી — કારમી સામાજિક અસમાનતાની વિરુદ્ધ, શ્રીમંત અને ગરીબ વચ્ચેના, સામંતી ઉમરાવો અને તેમના ખેતગુલામો વચ્ચેના, અકરાંતિયાઓ અને ભૂખ્યા ટળવળતા લોકો વચ્ચેના, તફાવતની વિરુદ્ધ, આપોઆપ પેદા થયેલી પ્રતિક્રિયા હોય છે, એવા રૂપમાં તે કેવળ ક્રાંતિકારી સહજવૃત્તિની અભિવ્યક્તિ જ હોય છે અને એ કારણે, એકમાત્ર એ જ કારણે, વાજબી ઠરે છે. અથવા, બીજી તરફ, એ માંગ સમાનતાની મૂડીવાદી માંગ સામેની પ્રતિક્રિયા તરીકે ઊભી થાય છે, એ મૂડીવાદી માંગમાંથી વધારે કે ઓછા પ્રમાણમાં ખરી અને વધારે દૂરગામી માગણીઓ તારવે છે, મૂડીદારોનાં પોતાનાં કથનોની મદદ લઈને મૂડીદારોની સામે કામદારોને ખળભળાવી દેવા માટે ચળવળના સાધનની કામગીરી બજાવે છે; એ દાખલામાં તે મૂડીવાદી સમાનતાની સાથે જ ખડી રહે છે અથવા ઢળી પડે છે. બન્ને દાખલાઓમાં સમાનતાની સર્વહારા વર્ગીય માંગનું ખરું અંતસ્તત્ત્વ **વર્ગોની નાબૂદીની** માંગનું છે. સમાનતાની જે કોઈ માંગ એથીયે આગળ જાય તે અનિવાર્ય રીતે બેહૂદગી બની જાય છે. તેનાં ઉદાહરણો અમે આપ્યાં છે, અને ભવિષ્યના સંબંધમાં હેર ડ્યૂરિંગના તરંગવિહારની છણાવટનો વખત આવશે ત્યારે પૂરતા પ્રમાણમાં વધુ દાખલાઓ રજૂ કરીશું.

એટલે મૂડીવાદી તેમ જ સર્વહારા વર્ગીય રૂપની સમાનતાનો વિચાર પોતે જ ઐતિહાસિક પેદાશ છે, તેના સર્જન માટે ચોક્કસ ઐતિહાસિક સંજોગો જરૂરી હતા, અને ખુદ એ સંજોગોમાંયે લાંબા પુરોગામી ઈતિહાસની પૂર્વધારણા છે. એટલે તે શાશ્વત સત્ય નથી, બીજું ગમે તે ભલે હોય. અને જો આજે સામાન્ય લોકો તેને—એક અથવા બીજા અર્થમાં—સ્વીકૃત ગણતા હોય, જો તે, માર્ક્સના શબ્દોમાં, "પ્રજાકીય પૂર્વગ્રહ જેવી સ્થિરતા ધરાવતી થઈ ગઈ હોય"[61] તો તેમાં તેના સૂત્રાત્મક સત્યની અસર નહિ પણ અઢારમી સદીના વિચારોના સામાન્ય પ્રસાર તથા અવિરત સમર્પકતાની અસર કારણભૂત છે. એટલે, હેર ડ્યૂરિંગ વધુ ગરબડ વિના પોતાના પ્રખ્યાત બે પુરુષોને તેમના આર્થિક સંબંધો સમાનતાના આધારે ચલાવવા દઈ શકે છે કારણ કે તે પ્રજાકીય પૂર્વગ્રહના સંબંધમાં સાવ સ્વાભાવિક લાગે છે. અને હકીકતમાં હેર ડ્યૂરિંગ પોતાના તત્ત્વજ્ઞાનને **પ્રાકૃતિક** કહે છે કારણ કે તેને માત્ર એવી બાબતોમાંથી તારવવામાં આવેલું છે કે જે તેને સાવ સ્વાભાવિક લાગે છે. પણ તેઓ શા માટે તેને સ્વાભાવિક લાગે છે એવો સવાલ તે બેશક કરતો નથી.

## ૧૧. નૈતિકતા અને કાનૂન
## સ્વતંત્રતા અને જરૂરત

"રાજકારણ અને કાનૂનના ક્ષેત્રમાં અહીં જે સિદ્ધાંતો આપ્યા છે તે **ખાસ પ્રકારના એકદમ સર્વાંગી અભ્યાસને** આધારે ઘડવામાં આવ્યા છે. તેથી એ હકીકતથી શરૂ કરવાનું જરૂરી છે કે કાનૂન અને રાજકીય વિજ્ઞાનના ક્ષેત્રે કાઢવામાં આવેલાં સુસંગત **તારતમ્યોના** આધારે જ એ તારતમ્યો કાઢેલાં છે. કાયદાશાસ્ત્ર મારો અસલ ખાસ વિષય હતો અને મેં તેમાં નિયમ મુજબના વિદ્યાપીઠના ત્રણ વર્ષો ગાળ્યાં એટલું જ નહિ પણ વધુમાં બીજાં ત્રણ વર્ષોની અદાલતી કામગીરી દરમિયાન પણ તેના વૈજ્ઞાનિક અંતસ્તત્ત્વને **વધારે ગહન બનાવવા** તેનો અભ્યાસ મેં ચાલુ જ રાખ્યો... અને **ચોક્કસપણે** ખાનગી કાનૂની સંબંધો અને તેને લગતી કાનૂની અપૂર્ણતાઓની રજૂઆત **આટલા વિશ્વાસથી** ન થઈ શકી હોત જો તેની તમામ નબળાઈઓ અને મજબૂત પાસાંઓથી **વાકેફ હોવાની** આટલી જાગૃત ખાતરી ન હોત."

જે માણસ પોતાના વિષે આવું કહેવાનું વાજબી ગણે છે તેણે શરૂથી જ વિશ્વાસ પ્રેરવો જોઈએ, ખાસ કરીને

"હેર માર્ક્સના એક જ વારના, અને કબૂલ કરવામાં આવ્યું છે તે મુજબ, ઉપેક્ષિત કાનૂની અભ્યાસ"ની સારખામણીમાં.

અને એ જ કારણસર, આપણને હેરત થવી જોઈએ કે આવા વિશ્વાસ સાથે મંચ ઉપર રજૂ થતી ખાનગી કાનૂન સંબંધોની મીમાંસા આપણને નીચે પ્રમાણે કહેવા પૂરતી સીમિત રહી જાય છે.

> "કાયદાશાસ્ત્રનું વૈજ્ઞાનિક સ્વરૂપ બહુ વિકસ્યું નથી", વિધેયાત્મક દીવાની કાનૂનમાં એ કારણે ગેરઈનસાફ છે કે તે બળ ઉપર આધારિત મિલકતને બહાલી આપે છે, અને ફોજદારી કાનૂનનો "પ્રાકૃતિક આધાર" **વેરનો** છે—

આ તો એવું કથન છે કે જે ગમે તે રીતે એકમાત્ર નવી બાબત "પ્રાકૃતિક આધાર"ના રહસ્યમય આવરણની જ છે. રાજકીય વિજ્ઞાનના ક્ષેત્રમાં તારવેલા નિષ્કર્ષો પ્રખ્યાત ત્રણ પુરુષો વચ્ચેના સોદાઓ પૂરતા જ મર્યાદિત છે, તેમાંથી એકે બીજા બેને બળજબરીથી દબાવી રાખ્યા છે, અને હેર ડ્યૂરિંગ ભારે ગંભીરતાથી પરીક્ષણ કરે છે કે બળજોરી અને કાબૂની રીત પહેલી વાર બીજાએ અજમાવેલી કે ત્રીજાએ અજમાવેલી.

પરંતુ આત્મવિશ્વાસ છલકાવતા આપણા એકદમ સર્વાંગી વિશેષીકૃત અભ્યાસમાં અને ત્રણ વર્ષોની અદાલતી કામગીરીથી વધારે ગહન બનેલી તેની વિદ્વત્તામાં આપણે થોડા વધુ ઊંડા ઊતરીએ.

હેર ડ્યૂરિંગ લાસાલ વિષે કહે છે કે

> તેના ઉપર "રોકડની પેટી ચોરવાના પ્રયાસ **ઉશ્કેરવા**" બદલ કામ ચલાવવામાં આવેલું પણ "અદાલતની કોઈ સજા નોંધી ન શકાઈ કારણ કે **પુરાવાના અભાવે** કહેવાતી **મુક્તિ**—એ **અરધી** મુક્તિ—**જે એ વખતે હજુ શક્ય હતી**, વચમાં આવી".

અહીં લાસાલના જે મુકદ્દમાનો ઉલ્લેખ છે તે ૧૮૪૮ના ઉનાળામાં કોલોનની અદાલતમાં[62] ચાલેલો.—લગભગ આખા રાઈન પ્રાંતની જેમ—ત્યાં પણ ફ્રેંચ ફોજદારી કાનૂન અમલમાં હતો. ફક્ત રાજકીય ગુનાઓ માટે અપવાદ રૂપે પ્રશિયન રાષ્ટ્રીય કાયદો લાગુ કરેલો પણ ૧૮૪૮ના એપ્રિલમાં કામ્પહાઉસેને એ અપવાદરૂપ કાયદો પણ કાઢી નાખ્યો. "ગુનાનો પ્રયાસ ઉશ્કેરવાની" વાત તો દૂર રહી, ગુનો "ઉશ્કેરવાનો" ઢીલો પ્રશિયન રાષ્ટ્રીય કાનૂન પણ ફ્રેંચ કાનૂનમાં બિલકુલ જાણીતો નથી. તેમાં તો કેવળ ગુનો **ઉત્તેજવાનું કૃત્ય** જાણીતું છે અને એ સજાપાત્ર કૃત્ય "બક્ષિસો, વાયદા, ધમકીઓ, સત્તાના પદનો દુરુપયોગ, ગુનાહિત ઉશ્કેરણીઓ અથવા ચાલાકીઓ" (Code pénal[63]—ફોજદારી કાયદો, કલમ ૬૦) મારફત થયું હોવું જોઈએ. પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનની

ભાવનાથી ઓતપ્રોત રાજ્ય મંત્રાલયે, સ્પષ્ટ ઘડાયેલા આધુનિક ફ્રેંચ કાનૂન અને અસ્પષ્ટ ઢીલા પ્રશિયન રાષ્ટ્રીય કાનૂન વચ્ચેના તફાવતની બાબતમાં, હેર ડ્યૂરિંગની જેમ જ આંખ આડા કાન જેવું કર્યું અને લાસાલને પક્ષપાતી મુકદ્દમાનો ભોગ બનાવ્યો, પરંતુ તેમાં તેને સખત નિષ્ફળતા મળી. ફ્રેંચ કાનૂનની જાણકારી બિલકુલ ન ધરાવતો હોય એવો માણસ જ કહી શકે કે ફ્રેંચ ફોજદારી કારવાઈમાં "પુરાવાને અભાવે મુક્તિનું" પ્રશિયન રાષ્ટ્રીય કાનૂની રૂપ, એવી **અરધી** મુક્તિનું રૂપ, ચલાવી લેવામાં આવ્યું: ફ્રેંચ કાનૂન મુજબ ફોજદારી કારવાઈમાં કાં તો સજા થાય અથવા છુટકારો થાય — એ બેની વચમાં કશી જોગવાઈ નથી.

અને તેથી અમારે કહેવું પડે છે કે હેર ડ્યૂરિંગે નેપોલિયનનો કાનૂન (Code Napoléon[64]) કદી હાથમાં લીધો હોત તો તે લાસાલના સંબંધમાં આવા "ભવ્ય રૂપના ઐતિહાસિક ચિત્રણનું" કરતૂત ન કરી શક્યો હોત. તેથી અમારે એક હકીકત તરીકે કહેવું જોઈએ કે અર્વાચીન ફ્રેંચ કાનૂન, **એકમાત્ર** આધુનિક નાગરિક કાનૂન, જે મહાન ફ્રેંચ ક્રાંતિની સામાજિક સિદ્ધિઓ ઉપર આધારિત અને તેમને કાનૂની રૂપ આપતા કાનૂન, વિશે હેર ડ્યૂરિંગને **બિલકુલ જાણકારી નથી**.

બીજે સ્થળે, ફ્રેંચ નમૂના ઉપરથી આખા તળ યુરોપ ખંડમાં અપનાવવામાં આવેલી જ્યુરી પદ્ધતિની — જેમાં મુકદ્દમાનો ફેંસલો જ્યુરીની બહુમતીના કરવામાં આવે છે — ટીકામાં આપણને શીખવવામાં આવે છે:

> "હા, ઇતિહાસમાં એવા વિચારનો પરિચય મેળવવાનું **પણ** શક્ય છે કે જ્યુરીમાં **મતભેદ હોય** તોયે સજા થવાની બાબત આદર્શ સમાજમાં અશક્ય રિવાજોમાં સામેલ હશે, અને એવા વિચારના દાખલા ઇતિહાસમાં છે ખરા... પરંતુ ઉપર દર્શાવ્યા પ્રમાણેની **મહત્ત્વની** અને **તેજસ્વી બુદ્ધિમય** ચિંતનરીતિ પરંપરાગત રૂપોના સંબંધમાં માફક જ લાગે કારણ કે એ તેમના સંબંધમાં **વધુ પડતી સારી છે**."

ફરી વાર, હેર ડ્યૂરિંગ એ હકીકતથી અજાણ છે કે ઇંગ્લૅંડના સામાન્ય કાનૂન, પ્રાચીન સમયથી — કંઈ નહિ તોયે ચૌદમી સદીથી ચોક્કસ — અમલમાં રહેલો રિવાજના બિનલેખિત કાનૂન, મુજબ કેવળ ફોજદારી મુકદ્દમાઓમાં જ નહિ પરંતુ દીવાની ખટલાઓમાં પણ સજા કરવા માટે જ્યુરીની સર્વાનુમતિ

એકદમ આવશ્યક છે. એ રીતે, હેર ડયૂરિંગના કથન મુજબ આજની દુનિયાના સંબંધમાં **વધુ પડતી સારી** મહત્ત્વની અને તેજસ્વી બુદ્ધિમય ચિંતનરીતિને ઈંગ્લૅંડમાં છેક અતિ અંધકારમય મધ્યયુગમાં કાનૂની માન્યતા હતી, અને ઈંગ્લૅંડમાંથી તેને આયર્લૅંડ, અમેરિકાનાં સંયુક્ત રાજ્યો, અંગ્રેજોનાં તમામ સંસ્થાનોમાં પહોંચાડવામાં આવી. તેમ છતાં, ખૂબ સર્વાંગી વિશેષીકૃત અભ્યાસ હેર ડયૂરિંગને એ બાબતનો આછેરો સંકેત પણ ન આપી શક્યો! તેથી જ્યુરીના સર્વાનુમતિ નિર્ણયની અનિવાર્યતા પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનના અમલના નાનકડા વિસ્તાર કરતાં બેહદ મોટા વિસ્તારમાં પ્રચલિત છે એટલું જ નહિ પરંતુ જ્યાં જ્યુરીઓ બહુમતિથી નિર્ણયો લે છે એ બધા પ્રદેશોના કુલ વિસ્તાર કરતાંયે વધારે મોટા વિસ્તારમાં પ્રચલિત છે. વાત એટલી જ નથી કે હેર ડયૂરિંગને ફ્રેંચ કાનૂન, એકમાત્ર આધુનિક કાનૂન, સાવ અજાણ્યો છે, રોમન સત્તાથી સ્વતંત્ર રીતે આજ સુધી વિકસેલા અને દુનિયાના બધા ભાગોમાં ફેલાઈ ગયેલા એકમાત્ર જર્મૅનિક કાનૂન—ઈંગ્લૅંડના કાનૂન—વિશે પણ તે એટલો જ અજાણ છે. હેર ડયૂરિંગ શા માટે તેને વિષે જાણતો નથી કશું? કારણ કે હેર ડયૂરિંગના કથન મુજબ

> અંગ્રેજ છાપની કાયદા સંબંધી ચિંતનરીતિ "જર્મન ધરતી ઉપર આપવામાં આવેલા ક્લાસિકલ રોમન કાયદાશાસ્ત્રીઓની વિશુદ્ધ વિભાવનાઓના શિક્ષણ સામે આમેય ટકી ન શકે",

અને તે વધુમાં જણાવે છે:

> "આપણી સ્વાભાવિક ભાષા રચનાની સરખામણીમાં બાલિશ ખીચડા ભાષા ધરાવતી અંગ્રેજીભાષી દુનિયાની આખર શી ગણના?"

તેનો જવાબ અમે સ્પિનોઝાના શબ્દોમાં આપીશું: અજ્ઞાનતા એ કોઈ દલીલ નથી.[65]

એ રીતે આપણે ફક્ત એવા જ છેવટના તારણ ઉપર આવી શકીએ કે હેર ડયૂરિંગનો ત્રણ વરસનો ખૂબ સર્વાંગી ખાસ અભ્યાસ Corpus juris[66]—કોરપસ જ્યુરીસ—પૂરતો જ હતો, અને આગળનાં બીજા ત્રણ વરસ તેણે પ્રશિયન ઉમરાવોના રાષ્ટ્રીય કાનૂનના અમલના અભ્યાસમાં ગાળ્યા હતા. તે

ખરેખર પ્રશંસનીય કહેવાય અને જૂના પ્રશિયાના માનનીય જિલ્લા ન્યાયાધીશ અથવા વકીલ તરીકે લાયક ગણાય. પરંતુ જ્યારે માનવી તમામ જગત અને યુગો માટે કાનૂની તત્ત્વજ્ઞાન ઘડવા બેસે ત્યારે તેને ફ્રેંચ, અંગ્રેજ, અને અમેરિકાની કાનૂન પદ્ધતિઓનું કંઈક તો ભાન હોવું જોઈએ — જર્મનીના એક નાનકડા ખૂણામાં પ્રશિયન રાષ્ટ્રીય કાનૂન ફાલ્યોફૂલ્યો તેના કરતાં એ રાષ્ટ્રોએ ઈતિહાસમાં તદ્દન જુદો જ ભાગ ભજવ્યો છે. પણ આપણે તેના લખાણનું પરીક્ષણ આગળ ચલાવીએ.

> એકદમ મનસ્વી રીતે અલગ અલગ અત્યંત વિવિધ દિશાઓમાં એકબીજાથી વિપરીત અને કોઈ વાર સામાન્ય કાનૂન તરીકે તો કોઈ વાર લેખિત કાનૂન તરીકે જોવા મળતા સ્થાનિક, પ્રાંતીય, તથા રાષ્ટ્રીય કાનૂનોનો પચરંગી ખીચડો ઘણી વાર અત્યંત મહત્ત્વના પ્રશ્નો ઉપર શુદ્ધ વૈધાનિક પડદો ઢાંકી દે છે... અવ્યવસ્થા અને આંતરવિરોધોનો એવો ભાતસંગ્રહમાં — જેમાં ખાસ મુદ્દા સામાન્ય સિદ્ધાંતોની ઉપરવટ જાય છે અને કોઈ કોઈ વાર સામાન્ય સિદ્ધાંતો ખાસ મુદ્દાઓની ઉપરવટ જાય છે — કોઈને માટે કાયદાશાસ્ત્રનો સ્પષ્ટ ખ્યાલ બાંધવાનું શક્ય બનાવવાનો આશય ખરેખર નથી."

પણ આ ગૂંચવાડો ક્યાં રહેલો છે? ફરી વાર, એ જ વિસ્તારમાં કે જ્યાં પ્રશિયન રાષ્ટ્રીય કાનૂન પ્રવર્તમાન છે, જ્યાં એ રાષ્ટ્રીય કાનૂન સાથે ઉપર કે નીચે પ્રાંતીય કાનૂનો તથા સ્થાનિક નિયમો છે, ક્યાંક ક્યાંક સામાન્ય કાનૂન અને બીજો કચરો છે, જ્યાં એવા વિધવિધિ કાનૂનોને વિધવિધ પ્રમાણમાં સાપેક્ષ માન્યતા મળેલી છે, અને જ્યાં કામ કરતા તમામ કાયદાશાસ્ત્રીઓ મદદના પોકારો પાડતા રહે છે. હેર ડ્યૂરિંગ અહીંયાં તેનો જ પડઘો હમદર્દીથી પાડે છે. તેને પોતાના પ્યારા પ્રશિયાની બહાર જવાની પણ જરૂર નથી, ખાલી રાઈન પ્રાંત સુધી પહોંચે તોયે બસ છે, તેને સમજાઈ જશે કે એ બધું એક સમસ્યા તરીકે તો છેલ્લાં ૭૦ વર્ષોથી ખતમ થઈ ગયેલું છે — અને બીજા સભ્ય દેશોની તો વાત જ નહિ કરીએ, ત્યાં તો એવા જરીપુરાણી સંજોગોને લાંબા સમય પહેલાં નાબૂદ કરી નાખવામાં આવ્યા છે.

આગળ:

> "કંઈક ઓછા અણઘડ રૂપમાં અલગ અલગ વ્યક્તિઓની સ્વાભાવિક જવાબદારીને પ્રજાકીય સત્તાની પરિષદો જેવી કે બીજી સંસ્થાઓના ગુપ્ત

અને એટલે અનામી સામૂહિક નિર્ણયો તથા કૃત્યો મારફત ઢાંકી દેવામાં આવે છે, જેથી દરેક અલગ સભ્યના વ્યક્તિગત ભાગ ઉપર પડદો છવાઈ જાય છે."

અને બીજા એક ફકરામાં:

"સામૂહિક સંસ્થાઓના માધ્યમથી વ્યક્તિગત જવાબદારીઓને છાવરી તથા છુપાવી દેવાની રીતનો કોઈ વિરોધ કરે તો તેને આપણા હાલના સંજોગોમાં **આશ્ચર્યજનક** અને અત્યંત કડક માગણી ગણવામાં આવશે."

અમે હેર ડ્યૂરિંગને જણાવીએ કે અંગ્રેજ કાનૂનના ક્ષેત્રમાં ન્યાયાધીશમંડળના દરેક સભ્યને પોતાનો ચુકાદો અલગ રીતે અને ખુલ્લી અદાલતમાં આપવો પડે છે, તેનાં કારણો જણાવવાં પડે છે, ચૂંટાયેલી ન હોય અને જાહેરમાં કામગીરી ન કરતી હોય અથવા મત ન આપતી હોય એવી વહીવટી સામૂહિક સંસ્થાઓ તો તાત્ત્વિક દૃષ્ટિએ કેવળ **પ્રશિયન** સંસ્થા જ હોય છે અને મોટા ભાગના અન્ય દેશોમાં અજાણી છે, અને તેથી તેની માગણીને ફક્ત **પ્રશિયામાં** જ આશ્ચર્યજનક અને અત્યંત કડક ગણાવી શકાય, તો એવી માહિતીને તે કદાચ આશ્ચર્યજનક ગણશે.

તેવી જ રીતે, જન્મ, લગ્ન, મૃત્યુ અને દફનની બાબતમાં ધાર્મિક ક્રિયાઓ ફરજિયાત હોવા અંગેની તેની ફરિયાદો તમામ વધુ સભ્ય દેશોમાંથી એકમાત્ર પ્રશિયાને લાગુ થાય છે, અને સીવીલ રજીસ્ટ્રેશનની પદ્ધતિ દાખલ થયા પછી હવે ત્યાં પણ લાગુ નથી થતી[67]. જે કાર્યને હેર ડ્યૂરિંગ કેવળ ભાવિ "સમાજપરાયણ" સંજોગોમાં જ પાર પાડી શકે એમ છે તેને દરમિયાનમાં બિસ્માર્ક જેવાએ પણ સાદા કાનૂન મારફત સિદ્ધ કરી લીધું છે. "પોતાના ધંધામાં કાયદાશાસ્ત્રીઓની અપૂરતી તૈયારી" અંગે તેની ફરિયાદમાં, "વહીવટી અધિકારીઓ"ને પણ આવરી લેવા સુધી વિસ્તારી શકાય એવી ફરિયાદમાં, પણ એવું જ છે—એ તો ખાસ પ્રશિયન રોદણાં છે; યહૂદીઓ ઉપરની તેની નફરત—જેને તે હાસ્યાસ્પદ અંતિમતાઓ સુધી લઈ જાય છે અને દરેક શક્ય પ્રસંગે પ્રદર્શિત કરે છે—પણ ખાસ પ્રશિયન નહિ તોયે એલ્બે નદીના પૂર્વ પ્રદેશનું લક્ષણ છે. જેને તમામ પૂર્વગ્રહો અને વહેમો તરફ ભયંકર ઘૃણા છે એ જ વાસ્તવિકતાનો તત્ત્વજ્ઞાની પોતે વ્યક્તિગત જક્કીપણામાં એટલો ડૂબેલો

છે કે યહૂદીઓ સામેના પ્રજાકીય પૂર્વગ્રહને, મધ્યયુગની ધર્માંધતામાંથી વારસામાં મળેલા પૂર્વગ્રહને, "સ્વાભાવિક આધાર" ધરાવતો "સ્વાભાવિક ચુકાદો" ગણાવે છે, અને પીરામીડના શિખરે પહોંચી જઈને જાહેર કરે છે કે "ફક્ત સમાજવાદ જ એવી શક્તિ છે કે જે બહુ વધારે યહૂદી મિશ્રણ ધરાવતા વસતિ સંજોગોનો સામનો કરી શકે" (યહૂદી મિશ્રણ ધરાવતા સંજોગો! કેવી "સ્વાભાવિક" ભાષા!)

આટલું બસ છે. કાનૂની વિદ્વત્તાની આવી ભવ્ય ડંફાસોનો આધાર બહુ બહુ તો જૂના પ્રશિયાના સાવ સાધારણ વકીલના અત્યંત સામાન્ય ધંધાદારી જ્ઞાનમાં જ છે. જે કાનૂની અને રાજકીય વિજ્ઞાનના ક્ષેત્રની સિદ્ધિઓનું હેર ડ્યૂરિંગ સુસંગત નિરૂપણ કરે છે તે પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનની બોલબાલાના ક્ષેત્ર સાથે "મેળ ખાય છે". જેનાથી તમામ કાયદાશાસ્ત્રીઓ, હવે તો ઈંગ્લૅંડમાં પણ, સારી પેઠે વાકેફ છે તે રોમન કાનૂન સિવાય કાયદા વિષેનું તેનું જ્ઞાન સંપૂર્ણ રીતે અને સમગ્ર રૂપે કેવળ પ્રશિયન રાષ્ટ્રીય કાનૂન પૂરતું જ મર્યાદિત છે—એ કાનૂન સુજાણ પિતૃસત્તાક આપખુદશાહીની કાનૂન પદ્ધતિને અંકિત કરે છે, હેર ડ્યૂરિંગને જેવી જર્મન ભાષાની તાલીમ મળેલી દેખાય છે તેમાં લખાયેલો છે, અને નૈતિક ઝગમગાટ, કાયદા સંબંધી અસ્પષ્ટતા અને અસંગતતા, તેમ જ અત્યાચાર તથા સજાના સાધન તરીકે દંડૂકાના ઉપયોગને કારણે ક્રાંતિ પૂર્વેના યુગનો છે. એથી વિશેષ જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તેને હેર ડ્યૂરિંગ અનિષ્ટ ગણે છે—આધુનિક ફ્રેંચ દીવાની કાનૂન તેમ જ એકદમ અનોખો વિકાસ ધરાવતો અને તળ યુરોપ ખંડમાં ક્યાંય જોવા ન મળતી વ્યક્તિ સ્વાતંત્ર્યની રક્ષાનું લક્ષણ ધરાવતો અંગ્રેજ કાનૂન તેમાં સામેલ છે. જે તત્ત્વજ્ઞાન "કોઈ ફક્ત **દેખાતી** ક્ષિતિજની સપ્રમાણતાને મંજૂર નથી કરતું પરંતુ પોતાની જોરદાર ક્રાંતિકારક ગતિ થકી બાહ્ય અને આંતરિક પ્રકૃતિની તમામ પૃથ્વીઓ તથા અંતરિક્ષોને ખુલ્લાં કરે છે" પોતાની **સાચી** ક્ષિતિજ ધરાવે છે: જૂના પ્રશિયાના પૂર્વના છ પ્રાંતોની[68] સીમાઓ અને વધારામાં કદાચ બીજા થોડાક એવા ટુકડાઓ કે જ્યાં ઉમદા પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનની આણ ફેલાયેલી છે, એ ક્ષિતિજની પાર તે પૃથ્વીઓને કે અંતરિક્ષોને, બાહ્ય કે આંતરિક પ્રકૃતિમાં, ખુલ્લાં નથી કરતું, પણ બાકીની દુનિયામાં શું બની રહ્યું છે તે અંગેની સરિયામ અજ્ઞાનતાનું ચિત્ર જ ખુલ્લું કરે છે.

નૈતિકતા અને કાનૂનના પ્રશ્નની ચર્ચા કહેવાતી મુક્ત ઇચ્છાના, માનવીની માનસિક જવાબદારીના, જરૂરત તથા સ્વતંત્રતાની વચ્ચેના સંબંધના, પ્રશ્નની

છણાવટ વગર મુશ્કેલ છે. અને વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનમાં પણ એ સમસ્યાનો એક નહિ પરંતુ બે ઉકેલ સામેલ છે.

"સ્વાતંત્ર્યના તમામ ખોટા સિદ્ધાંતોને સ્થાને આપણે એવા સંબંધને મૂકવો જોઈએ કે જે એક બાજુથી તર્કસંગત નિર્ણય અને બીજી બાજુથી સહજ આવેગો વચ્ચે જોવા મળે છે, અને જેનું સ્વરૂપ આપણે અનુભવમાંથી જાણીએ છીએ અને જે **સમજો** કે બુદ્ધિસંગત નિર્ણય તથા સહજ આવેગોને પરિણત શક્તિમાં સાંકળી લે છે. ગતિવિજ્ઞાનના એ રૂપનાં મૂળભૂત તથ્યોને નિરીક્ષણમાંથી તારવવા જોઈએ અને જે બનાવો હજુ બન્યા નથી તેની અગાઉથી ગણતરી કરવા માટે સામાન્ય રીતે તેમના એ તથ્યોના સ્વરૂપ અને પરિમાણનું આગળથી જ **બની શકે** એટલું ખરું અનુમાન પણ કરવું જોઈએ. એ રીતે આંતરિક સ્વાતંત્ર્ય અંગેના મૂર્ખાઈભર્યા ભ્રમ, જે લોકો હજારો વર્ષોથી ધરાવે છે, સંપૂર્ણ રીતે નિર્મૂળ થઈ જાય છે એટલું જ નહિ પણ તેને સ્થાને નક્કર કંઈક મુકાય છે જેનો ઉપયોગ જીવનના વ્યવહારુ નિયમનમાં થઈ શકે."

એ રીતે જોઈએ તો સ્વતંત્રતાનો અર્થ એવો થાય કે તર્કસંગત નિર્ણય માનવીને જમણી બાજુ ખેંચે અને બિનતર્કસંગત આવેગો તેને ડાબી બાજુ ખેંચે—અને શક્તિઓના એ સમાંતરભુજ ચતુષ્કોણમાં વાસ્તવિક ગતિ વિકર્ણની દિશામાં આગળ વધે છે. તેથી સ્વતંત્રતા તો નિર્ણય અને આવેગ, તર્ક અને અતર્ક વચ્ચેની સ્થિતિ છે, દરેક અલગ દાખલામાં તેના પ્રમાણનું નિર્ધારણ ખગોળવિજ્ઞાનની પરિભાષામાં "વ્યક્તિગત સમીકરણ" મારફત અનુભવના આધારે થઈ શકે છે.[69] પણ થોડાંક પાનાં પછી આપણે જોઈએ છીએ:

"આપણે સ્વતંત્રતાને નૈતિક જવાબદારી ઉપર આધારિત ગણીએ છીએ, પરંતુ સ્વતંત્રતા આપણે માટે આપણી કુદરતી અને ઉપાર્જિત બુદ્ધિ પ્રમાણે સભાન ઈરાદાઓ તરફ ઢળવાની વૃત્તિથી વધારે કશો અર્થ નથી ધરાવતી. એવા બધા ઈરાદાઓ, શક્ય વિરોધી કૃત્યો અંગેની સભાનતા છતાં, પ્રાકૃતિક નિયમની અનિવાર્યતાના આધારે કામ કરે છે; પણ આપણે નૈતિક કળોનો ઉપયોગ કરતી વેળા એ અનિવાર્ય દબાણ ઉપર જ ચોક્કસ રૂપે આધાર રાખીએ છીએ."

સ્વાતંત્ર્યની આ બીજી વ્યાખ્યા, જે કશી નકામી પંચાતમાં પડ્યા વગર પ્રથમ વ્યાખ્યાને એક જ ફટકે ઢાળી દે છે, પણ હેગેલની વિભાવનાની અત્યંત વિકૃતિ સિવાય બીજું કશું જ નથી. સ્વાતંત્ર્ય અને જરૂરત વચ્ચેના સંબંધની સાચી વ્યાખ્યા સૌથી પ્રથમ હેગેલે આપેલી. તે પ્રમાણે, સ્વાતંત્ર્યમાં જરૂરતનો સ્વીકાર અંકિત છે. "જરૂરત **તો જ્યાં સુધી સમજાય નહિ** ત્યાં સુધી જ **અંધ** છે."[70] સ્વતંત્રતા પ્રાકૃતિક નિયમોથી સ્વાધીન બની જવાના સ્વપ્નમાં નહિ પરંતુ એ નિયમોની જાણકારીમાં, અને એથી તેમને ચોક્કસ લક્ષ્યોની દિશામાં પદ્ધતિસર કામ કરાવવાની જે શક્યતા ઊભી થાય છે તેમાં, રહેલી છે. આ વાત બાહ્ય પ્રકૃતિના નિયમોના તેમ જ ખુદ માનવીઓના શારીરિક અને માનસિક અસ્તિત્વનું સંચાલન કરતા નિયમોના સંબંધમાં સાચી છે, આપણે નિયમોના એ બે વર્ગોને એકબીજાથી કેવળ ચિંતનમાં અલગ કરી શકીએ છીએ, વાસ્તવિકતામાં નહિ. એટલે ઈચ્છાના સ્વાતંત્ર્યનો અર્થ વિષયના જ્ઞાનના આધારે નિર્ણયો લેવાની શક્તિ સિવાય બીજું કશું નથી. તેથી કોઈ ચોક્કસ પ્રશ્ન અંગે માણસનો નિર્ણય જેમ **વધારે સ્વતંત્ર** તેમ એ નિર્ણયનું અંતસ્તત્વ નિર્ધારિત કરતી **જરૂરત** વધારે હોય, જ્યારે અજ્ઞાનતા ઉપર આધારિત અનિશ્ચિતતા અનેક વિવિધ અને પરસ્પર ટકરાતા નિર્ણયોમાંથી મનસ્વી પસંદગી કરતી લાગે છે — પરંતુ ચોક્કસ રૂપે એવી સ્થિતિ થકી જ બતાવી આપે છે કે તે સ્વતંત્ર નથી, તેણે જે વસ્તુનું નિયંત્રણ કરવું જોઈએ એ વસ્તુ થકી જ નિયંત્રિત હોય છે. એટલે સ્વાતંત્ર્ય આપણી પોતાની ઉપર અને બાહ્ય પ્રકૃતિ ઉપર નિયંત્રણમાં, પ્રાકૃતિક જરૂરતના જ્ઞાન ઉપર આધારિત નિયંત્રણમાં, સમાયેલું છે; તેથી તે આવશ્યક રૂપે ઐતિહાસિક વિકાસની પેદાશ હોય છે. પોતાને જગતથી અળગા થઈ જનારા પ્રથમ માનવીઓ બધી તાત્ત્વિક બાબતોમાં ખુદ પ્રાણીઓ જેટલા જ અસ્વતંત્ર હતા પણ સંસ્કૃતિના ક્ષેત્રે એક એક કદમ સ્વાતંત્ર્યની દિશાનું કદમ હતું. માનવીય ઇતિહાસના આરંભે આપણને એવી શોધ જોવા મળે છે કે યાંત્રિક ગતિનું રૂપાંતર તાપમાં શકાય છે: ઘર્ષણ વડે અગ્નિનું સર્જન. અત્યાર સુધી થયેલા વિકાસને છેડે આપણને એવી શોધ દેખાય છે કે તાપનું રૂપાંતર યાંત્રિક ગતિમાં થઈ શકે છે: વરાળનું એંજિન. અને, સામાજિક દુનિયામાં વરાળનું એંજિન જે વિરાટ મુક્તિદાતા ક્રાંતિ આણી રહ્યું છે — અને જે હજી તો અરધે સુધી પણ પહોંચી નથી — તે છતાં બિલકુલ શંકા વગરની વાત છે કે ઘર્ષણથી અગ્નિ પેટાવવાની શોધની અસર માનવ મુક્તિ ઉપર એથીયે મોટી હતી. કારણ કે ઘર્ષણથી પેદા થતી અગ્નિએ પ્રથમ વખત પ્રકૃતિની

એક શક્તિ ઉપર માનવીનો અંકુશ સ્થાપ્યો, અને એ રીતે તેને કાયમ માટે પ્રાણી જગતથી અલગ કર્યો. એ ખરું કે પ્રચંડ ઉત્પાદક શક્તિઓ વરાળના ઍંજિન ઉપર આધારિત છે, અને કેવળ એ શક્તિઓ જ સમાજની એવી સ્થિતિ શક્ય બનાવે છે કે જેમાં વર્ગીય ભેદો ન હોય કે માનવીને જીવન ટકાવી રાખવાની ચિંતા કોરી ન ખાતી હોય, અને જેમાં પ્રથમ વખત વાસ્તવિક માનવીય સ્વતંત્રતા તેમ જ પ્રકૃતિના જ્ઞાત નિયમોને અનુરૂપ અસ્તિત્વની વાત વિચારી શકાય. વરાળનું ઍંજિન એ પ્રચંડ ઉત્પાદક શક્તિઓનું પ્રતિનિધિત્વ કરતું હોવાથી ભલે ગમે એટલું મહત્ત્વનું લાગે પરંતુ માનવીય વિકાસમાં અગ્નિ પેદા કરવાની શોધ જેટલી મોટી છલાંગ તે કોઈ કાળે નહિ આણી શકે. પણ સમગ્ર માનવ ઈતિહાસ હજુ કેટલો નવોદિત છે, અને આપણાં આ મંતવ્યોને નિરપેક્ષ માન્યતા આપવાનું કેટલું હાસ્યાસ્પદ ગણાશે—તેની તો એ વાતથી જ પ્રતીતિ થાય છે કે સમગ્ર ભૂતકાળના ઈતિહાસને યાંત્રિક ગતિનું તાપમાં રૂપાંતર થયાના યુગનો અને તાપનું યાંત્રિક ગતિમાં રૂપાંતર થયાના યુગનો જ ઈતિહાસ ગણી શકાય.

ખરી વાત કે હેર ડ્યૂરિંગનું ઈતિહાસનું નિરૂપણ નિરાળું છે. સામાન્ય રીતે, વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ઈતિહાસ ભૂલો, અજ્ઞાનતા, જંગલિયતની તેમ જ જુલમ અને ગુલામી લાદવાની તવારીખ હોવાથી ધૃણાસ્પદ વસ્તુ બની રહે છે; પણ વિગતોમાં જતાં તેને બે મહાયુગોમાં વહેંચવામાં આવ્યો છે, અર્થાત્ (૧) પદાર્થની સ્વંસમાન સ્થિતિથી ફ્રૅંચ ક્રાંતિ સુધીનો સમય, (૨) ફ્રૅંચ ક્રાંતિથી હેર ડ્યૂરિંગ સુધીનો સમય;

> "અઢારમી કરતાં ઓગણીસમી સદી બૌદ્ધિક દૃષ્ટિએ મૂળથી જ વધુ પ્રત્યાઘાતી રહી છે." તેમ છતાં તેના ગર્ભમાં સમાજવાદ રહેલો છે અને તેથી ફ્રૅંચ ક્રાંતિના પુરોગામી તથા શૂરવીરોએ જે ભવ્ય પુનરુત્થાનની કલ્પના કરેલી તેના કરતાં પણ વધુ જોરદાર બીજ તેમાં રહેલું છે."

તમામ ભૂતકાળના ઈતિહાસ પ્રત્યે વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનની ધૃણા નીચે પ્રમાણે વાજબી ઠરાવવામાં આવી છે:

> "અત્યાર સુધી માનવીના ઘડતરની સાથે, અસલ દસ્તાવેજોથી જેનું ઐતિહાસિક સિંહાવલોકન સરળ બન્યું છે તે થોડાક હજાર વર્ષો, હજુ જે હજારો વર્ષો આવી રહ્યાં છે તેના પ્રમાણમાં મામૂલી મહત્ત્વ ધરાવે છે...

સમગ્ર રીતે માનવ જાતિ હજુ બહુ નવોદિત છે અને આગામી સમયમાં વિજ્ઞાનના આવલોકન માટે હજારોને બદલે લાખો વર્ષો પડયાં છે ત્યારે આપણી સંસ્થાઓનું બૌદ્ધિક દૃષ્ટિએ સગીર બાળપણ આપણા યુગના સંબંધમાં નિર્વિવાદ સ્વતઃસ્પષ્ટ આધાર બનશે અને ભવિષ્યમાં આપણા યુગને અતીતની પુરાતનતા ગણીને પૂજવામાં આવશે."

છેલ્લા વાક્યની ખરેખર "સ્વાભાવિક ભાષા રચના" વિશે કોઈ વાત કર્યા વિના અહીં આપણે માત્ર બે જ મુદ્દાની નોંધ લેશું. પ્રથમ તો એ "અતીતની પુરાતનતા" તમામ ભાવિ પેઢીઓ માટે ઈતિહાસનો અધિકતમ રસપ્રદ યુગ ગણાશે કારણ કે તે હવે પછીના સમગ્ર ઉચ્ચતર વિકાસનો આધાર બની રહે છે, તેનું આરંભ બિંદુ પ્રાણી જગતમાંથી માનવીના ઘડતરનું છે અને તેનો અંતરાર્થ એવા અવરોધોને પાર કરવાનો છે કે જેનો સામનો સહયોગી માનવજાતને ભવિષ્યમાં કદી નહિ કરવો પડે. અને બીજું, એ અતીતની પુરાતનતાનો અંત —જેની સરખામણીમાં ઈતિહાસના ભાવિ ગાળાઓ, જે એવી મુશ્કેલીઓ કે અવરોધોથી થંભી નહિ જાય, તદ્દન જુદા પ્રકારની વૈજ્ઞાનિક, ટેકનિકલ, અને સામાજિક સિદ્ધિઓની આશા રજૂ કરે છે—એ આગામી હજારો વર્ષો માટે, આપણી અત્યંત "પછાત" અને "પ્રતિગામી" સદીના બૌદ્ધિક દૃષ્ટિએ સગીર બાળપણના આધારે શોધી કાઢવામાં આવેલાં અંતિમ અને પરમ સત્યો તથા અવિકારી સત્યો, તેમ જ ઊંડાં મૂળ ધરાવતી વિભાવનાઓના રૂપમાં, નિયમ ઘડી કાઢવા પસંદ કરેલી બહુ વિચિત્ર પળ બની રહે છે. તત્ત્વજ્ઞાનમાં ફક્ત કોઈ રીખાર્ડ વાગનેર જ—તે પણ વાગનેરની પ્રતિભાઓ વિના—જોઈ ન શકે કે અગાઉના ઈતિહાસના વિકાસ ઉપર જે હલકાં ઉપનામો ફેંકવામાં આવે છે તે તેના કહેવાતા આખરી અંજામને—કહેવાતા વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનને—પણ લાગુ પડે છે.

આ ઊંડાં મૂળ ધરાવતા નવા વિજ્ઞાનનો અત્યંત મહત્ત્વનો એક નમૂનો વિશિષ્ટીકરણ અને જીવનના મૂલ્યની વૃદ્ધિ સંબંધી વિભાગમાં જોવા મળે છે. એ વિભાગમાં દેવવાણીનો સામાન્ય કક્ષાનો બબડાટ અસ્ખલિત પ્રવાહમાં ત્રણ પ્રકરણો સુધી વહે છે. કમનસીબે અમારે તેના થોડા ટૂંકા નમૂનાઓ પૂરતા જ સીમિત રહેવું પડશે.

"સમગ્ર સંવેદનનું અને તેથી જીવનનાં તમામ આત્મલક્ષી રૂપોનું ઊંડું સારતત્ત્વ સ્થિતિઓના તફાવત ઉપર મંડાયેલું છે... પરંતુ પૂર્ણ (!)

"જીવનના સંબંધમાં સાબિત કરવામાં કશી ખાસ મુશ્કેલી નહિ પડે કે તેની સમજણ કોઈ ખાસ સ્થિતિમાં નહિ પરંતુ એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં સંક્રમણ દરમિયાન વધે છે અને તેની નિર્ણાયક ઉત્તેજનાઓ વિકસે છે...—એ લગભગ સ્વયંસમાન સ્થિતિ જે **સમજો** કે સ્થાયી જડતા ધરાવે છે અને **સમજો** કે સંતુલનની એવી સ્થિતિમાં જ કાયમ રહે છે, તેનું સ્વરૂપ ભલે ગમે તેવું હોય તોયે અસ્તિત્વની કસોટી માટે તેનું મહત્ત્વ ઓછું હોય છે... ટેવ પાડવાની ક્રિયા તેને નિરપેક્ષ રીતે અવગણનાની સ્થિતિમાં મૂકે છે—જે મૃત સ્થિતિથી બહુ જુદી નથી હોતી. બહુ બહુ તો કંટાળાની પીડા પણ તેમાં એક પ્રકારના નકારાત્મક જીવનના આવેગ તરીકે પ્રવેશે છે... સ્થગિતતાનું જીવન વ્યક્તિઓ તેમ જ પ્રજાઓ માટે સમગ્ર ભાવાવેગને બુઝાવી દે છે અને અસ્તિત્વ સંબંધી સમગ્ર ઉત્સુકતાને ખતમ કરી નાખે છે. **પરંતુ આપણા તફાવતના નિયમ મારફત એ બધી પરિઘટનાઓને સમજી શકાય છે.**"

જે ઝડપથી હેર ડ્યૂરિંગ તળિયેથી ટોચ સુધીનાં મૌલિક તારતમ્યો સ્થાપિત કરે છે તે માની શકાય એવું નથી. એક જ ચેતાને સતત ઉત્તેજવાથી અથવા એક જ પ્રકારની ઉત્તેજના ચાલુ રાખવાથી દરેક ચેતાને અથવા દરેક ચેતાતંત્રને થાક ચડે છે, અને એટલે ધોરણસરની સ્થિતિમાં ઉત્તેજનાઓમાં અંતરાયો તથા વૈવિધ્યો જરૂરી હોય છે—જે વર્ષોથી શરીરક્રિયાના વિજ્ઞાનના દરેક પાઠ્યપુસ્તકમાં કહેવાયું છે અને દરેક કૂપમંડૂક પણ સ્વાનુભવથી જાણતો હોય છે—એવી સાધારણ બાબતને પહેલાં વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનની ભાષામાં ઉતારવામાં આવે છે. "સમગ્ર સંવેદનનું ઊંડું સારતત્ત્વ સ્થિતિઓના તફાવત ઉપર મંડાયેલું છે," તેવી ભેદી વ્યાખ્યામાં આ બોધ, જે પર્વતો જેટલો પ્રાચીન છે,—જેવો ઊતરે છે તેવો જ આગળ ઉપર "તફાવતના **આપણા** નિયમ"માં રૂપાંતરિત થાય છે. અને એ તફાવતનો નિયમ શ્રેણીબદ્ધ પરિઘટનાઓને "એકદમ સમજી શકાય" એવી બનાવે છે—એ શ્રેણીબદ્ધ પરિઘટનાઓ એવી છે કે જે જુદી જુદી જાતની સ્થિતિના આનંદના નમૂનાઓ અને ચિત્રો સિવાય કશું નથી અને તેના સંબંધમાં તદ્દન સાધારણ કૂપમંડૂક ભેજાને પણ કોઈ ખુલાસાની જરૂર નથી પડતી, અને જેની સ્પષ્ટતામાં એ કહેવાતા તફાવતના નિયમના સંદર્ભથી રજમાત્ર ઉમેરો થતો નથી.

પરંતુ એથી "**આપણા** તફાવતના નિયમ"ના ઊંડાં મૂળવાળા સ્વરૂપ ઉપર પૂરો પ્રકાશ કોઈ રીતે નથી પડતો.

"જીવનમાં ઉંમરનો ક્રમ, અને તેની સાથે બંધાયેલી જીવનની જુદી જુદી સ્થિતિઓનો ઉદ્‌ભવ એવું સાવ દેખીતું ઉદાહરણ પૂરું પાડે છે જેના વડે **આપણા** તફાવતના સિદ્ધાંતને ચિત્રિત કરી શકાય... બાળક, કુમાર, યુવાન અને પુખ્ત માણસ પોતાના દરેક જુદા જુદા તબક્કામાં જે તે સ્થિતિ સ્થિર થાય ત્યારે જીવનની સમજણનો સઘન અનુભવ કરે છે તેના કરતાં તેવો અનુભવ એકમાંથી બીજા તબક્કામાં રૂપાંતર થાય એ સ્થિતિમાં વધુ તીવ્ર રીતે કરે છે."

આટલું પણ પૂરતું નથી.

"જે કંઈ અનુભવ્યું અથવા કર્યું છે તેનું પુનરાવર્તન થાય છે તે હકીકત લક્ષમાં લઈએ ત્યારે **આપણા** તફાવતના નિયમને વધુ વિસ્તૃત રીતે લાગુ પાડી શકાય છે".

હવે વાચક ખુદ એ દેવવાણી તુલ્ય બકવાટની કલ્પના કરી શકે છે કે જેને માટે ઉપરના વાક્યોના જેવાં ઊંડાં મૂળ અને ગહનતા આરંભ બિંદુ બની રહે છે. હેર ડ્યૂરિંગ પોતાના ગ્રંથના અંતમાં વિજયની ચીસ જ પાડી ઊઠે છે:

"તફાવતનો નિયમ સિદ્ધાંત અને વ્યવહારમાં જીવનનું મૂલ્ય ઉચ્ચ સ્થિતિએ પહોંચાડવા અને તેનું મૂલ્યાંકન કરવા માટે નિર્ણાયક બની ગયો છે."

હેર ડ્યૂરિંગ પોતાના વાચકોના બૌદ્ધિક મૂલ્યાંકન જે રીતે કરે છે તેમાં પણ આ સાચું છે: તે એમ માનતો હોવો જોઈએ કે એ બધા બિલકુલ ગધેડા અથવા કૂપમંડૂકો જ છે.

વધુમાં આપણને નીચે પ્રમાણે જીવનના અતિશય વ્યવહારુ નિયમો આપવામાં આવે છે:

"જીવનમાં સંપૂર્ણ રસને ક્રિયાશીલ રાખવા માટેની પદ્ધતિ" (કૂપમંડૂકો અને એવા બનવા માગતા માણસો માટે લાયક કામ!) "ખાસ અથવા **સમજો** કે પ્રાથમિક રસોને, જેના વડે સંપૂર્ણ રસ બનેલો હોય છે, સમયના કુદરતી ગાળાઓ પ્રમાણે વિકસવા અથવા એક પછી એક અનુસરવા દેવામાં સમાયેલો છે. તેની સાથે સાથે એક જ સ્થિતિને માટે

સ્થિતિઓના ક્રમનો ઉપયોગ એવી રીતે થઈ શકે કે નીચલી કક્ષાની અથવા સહેલાઈથી સંતોષાઈ જતી ઉત્તેજનાઓના સ્થાને ઉચ્ચતર તથા વધુ કાયમી રૂપે પ્રભાવોત્પાદક ઉત્તેજનાઓને મૂકી શકીએ, જેથી વચ્ચે એવી કોઈ ખાલી જગ્યાઓ ન રહે જેમાં રસનો અભાવ હોય. પરંતુ એક વાતની ખાતરી કરી લેવાનું જરૂરી રહેશે કે પ્રાકૃતિક તણાવો અથવા સામાજિક અસ્તિત્વના સાધારણ ક્રમ દરમિયાન ઉદ્ભવતા તણાવોને મનસ્વી રીતે સંચિત ન કરવામાં આવે અથવા પરાણે વધારવામાં ન આવે અથવા—ઊલટા પ્રકારની વિકૃતિ—તદ્દન હળવી ઉત્તેજનાથી સંતોષીને એવી માંગને વિકસાવતી અટકાવવામાં ન આવે કે જેને સંતોષવાનું સંભવિત હોય. બીજા દાખલાઓની જેમ આ દાખલામાં પણ સમગ્ર સુસંવાદી તથા સુખદ ગતિની શરત એવી છે કે પ્રાકૃતિક લયતાલને જાળવી રાખવામાં આવે. તેમ જ કોઈ પણ પરિસ્થિતિની ઉત્તેજનાઓને પ્રકૃતિ અથવા સંજોગો દ્વારા નિર્ધારિત અવધિથી વિશેષ લંબાવવાના પ્રયાસની અણઉકેલ સમસ્યા કોઈએ હાથમાં ન લેવી જોઈએ,"—વગેરે.

બેહદ છીછરી અને ચવાયેલી બાબતોને ગૂઢ બનાવી દેતા કૂપમંડૂકિયા વેદિયાવેડાનાં આ ગંભીર અને દેવવાણી તુલ્ય સૂત્રોને "જીવનની કસોટી"ના નિયમો સમજી લેનારા ભોળા માણસને, જેમાં "રસનો અભાવ હોય એવી ખાલી જગ્યાઓ"ની, ફરિયાદ નહિ કરવી પડે. તેનો તમામ સમય પોતાના સુખોની પૂરી તૈયારીઓ કરવામાં અને તેમને સરખી રીતે ગોઠવવામાં જ વીતી જશે—અને એટલી હદે કે એ સુખો માણવા માટે પણ તેની પાસે એક પળ જેટલોયે વખત બચશે નહિ.

આપણે જીવનને, સંપૂર્ણ જીવનને, બધી રીતે માણી લેવું જોઈએ. ફક્ત બે જ ચીજો માટે હેર ડ્યૂરિંગ પ્રતિબંધ ફરમાવે છે:

> પ્રથમ, "તમાકુના ઉપયોગની અસ્વચ્છતા", અને બીજું, "ઘૃણા પેદા કરે અથવા વધારે સંસ્કારી લાગણીઓને ત્રાસદાયક લાગે એવા ગુણધર્મો ધરાવતાં" પીણાં અને ખોરાક.

પરંતુ હેર ડ્યૂરિંગ રાજકીય અર્થશાસ્ત્રના પોતાના 'અભ્યાસક્રમ'માં દારૂ બનાવવાના કામનાં એવાં ગુણગાન ગાયાં છે કે તે કડક દારૂને એવા વર્ગમાં

સામેલ કરતો હોય એ અશક્ય લાગે છે. તેથી આપણે એવું તારણ કાઢવું જ પડે કે તેણે ફરમાવેલો પ્રતિબંધ કેવળ હળવા મદ્ય અને બીયરને જ આવરે છે. હવે તો એટલું જ બાકી છે કે તે માંસ ઉપર પણ પ્રતિબંધ લગાવી દે, એટલે તે વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનને એવા શિખરે ચડાવીને બેસશે કે જ્યાં મરહૂમ ગુસ્તાવ સ્ટ્રૂવે ભારે સફળતાથી ચડી ગયો હતો — અર્થાત્ નિર્ભેળ બાળકવેડાના શિખરે.

બાકી તો, હેર ડ્યૂરિંગ કડક દારૂ અંગે જરાક વધુ ઉદાર થઈ શક્યા હોત. જે માણસ ખુદ એકરાર કરતો હોય કે પોતે હજી સ્થિર અને ગતિશીલ વચ્ચેનો સેતુ શોધી શક્યો નથી તેને ચોક્કસ એવા બિચારા ભૂત અંગે ન્યાય તોળતી વેળા થોડીક દયા બતાવવામાં મુશ્કેલી ન પડવી જોઈએ કે જેણે પોતાના જામમાં વધુ પડતી ઊંડી ડૂબકી મારી લીધી હોય અને તેના પરિણામે જે ખુદ પણ ગતિશીલમાંથી સ્થિર સુધીનો સેતુ શોધવાના વ્યર્થ ફાંફાં મારતો હોય.

## ૧૨. દ્વંદ્વવાદ
## પરિમાણ અને ગુણ

"હસ્તીના મૂળભૂત તાર્કિક ગુણધર્મોનો પ્રથમ અને સૌથી મહત્ત્વનો સિદ્ધાંત **આંતરવિરોધને નકારવાના** સંબંધમાં છે. આંતરવિરોધ એવો પ્રવર્ગ છે કે જે વિચારોના સમુચ્ચય સાથે સંબંધ ધરાવી શકે,—વાસ્તવિકતા સાથે નહિ. વસ્તુઓમાં કોઈ આંતરવિરોધો નથી હોતા, અથવા બીજી રીતે કહીએ તો, વાસ્તવિકતા તરીકે સ્વીકારવામાં આવતો આંતરવિરોધ તો ખુદ બેહૂદગીના શિખર સમાન છે... એકબીજીની સામે મંડાયેલી અને ઊલટી દિશાઓમાં ગતિશીલ વિષમતા હકીકતમાં જગત અને તેના જીવોના જીવનમાં બનતી બધી ક્રિયાઓનું મૂળભૂત રૂપ છે. પરંતુ તત્ત્વો અને વ્યક્તિઓએ ધારણ કરેલી એ ઊલટી દિશાઓનો મેળ બેહૂદા આંતરવિરોધોના ખ્યાલ સાથે લેશમાત્ર ખાતો નથી... તર્કશાસ્ત્રનાં ધારી લેવામાં આવતાં રહસ્યોમાંથી સામાન્ય રીતે ઉદ્‌ભવતા ધુમ્મસને, વાસ્તવિકતામાં આંતરવિરોધોની હકીકતી બેહૂદગીનું સ્પષ્ટ ચિત્ર રજૂ કરીને, સાફ કરી નાખ્યાનો, અને આંતરવિરોધની દ્વંદ્વાત્મકતાના—જે બેડોળ રીતે કોતરેલી કાષ્ઠ પૂતળી જેવી છે અને જેને જગતની વિષમરૂપ રેખાંકિત વિભાગણીના સ્થાને મૂકવામાં આવી છે—માનમાં અહીંતહીં કરેલા ધૂપની નિરર્થકતા દર્શાવવાનો સંતોષ આપણે અહીંયાં લઈ શકીએ."

તત્ત્વજ્ઞાનના 'અભ્યાસક્રમ'માં આપણને દ્વંદ્વવાદ અંગે બસ આટલું જ કહેવામાં આવ્યું છે. બીજી બાજુથી પોતાના 'આલોચનાત્મક ઈતિહાસ'માં તે આંતરવિરોધની દ્વંદ્વાત્મકતા અને ખાસ કરીને હેગેલને તદ્દન જુદી રીતે મૂલવે છે.

"હેગેલના તર્કશાસ્ત્ર પ્રમાણે આંતરવિરોધ પરલક્ષી રીતે ચિંતનમાં નહિ—જેનો ગુણ જ આત્મલક્ષી અને સભાન હોય છે, પણ ખુદ વસ્તુઓ તથા પ્રક્રિયાઓમાં હોય છે અને તેમાં તે મૂર્ત રૂપમાં દેખાય છે, એટલે કે બેહૂદગી ચિંતનનો અશક્ય સમુચ્ચય રહેતી નથી પણ વસ્તુગત શક્તિ બની જાય છે. બેવકૂફીની વાસ્તવિકતા હેગેલના તાર્કિક અને અતાર્કિકની એકતામાં શ્રદ્ધાનો પ્રથમ નિયમ બને છે... જેમ એક વસ્તુ વધુ આંતરવિરોધી તેમ તે વધુ સત્ય, અથવા બીજા શબ્દોમાં, જેમ વધુ બેહૂદગી તેમ તે વધુ માનવાલાયક બને છે. આ નિયમ, જે નવતર શોધ નથી પણ ઈશ્વરી જ્ઞાન સંબંધી ધર્મશાસ્ત્ર અને ગૂઢવાદમાંથી તફડાવી લીધેલી છે, કહેવાતા દ્વંદ્વાત્મક સિદ્ધાંતની નગ્ન અભિવ્યક્તિ છે."

ઉપર ટાંકેલા બન્ને ફકરાઓના ચિંતન-અંતસ્તત્ત્વનો સાર એવા નિવેદનમાં તારવી શકાય કે આંતરવિરોધ = બેહૂદગી, અને તેથી વાસ્તવિક જગતમાં સંભવી જ ન શકે. જે લોકો બીજી રીતે ઠીક ઠીક સામાન્ય બુદ્ધિ ધરાવે છે તેમને માટે આ વાતની એટલી જ સ્વયં-સિદ્ધ સપ્રમાણતા છે કે સીધી રેખા વાંકીચૂકી હોઈ ન શકે અને વાંકીચૂકી રેખા સીધી ન હોઈ શકે. પરંતુ સામાન્ય બુદ્ધિના તમામ વિરોધને બાજુએ રાખીએ તો, કેટલાક સંજોગોમાં વિકલન ગણિત સીધી અને વાંકી રેખાઓને સમાન કક્ષામાં મૂકે છે અને એવા પરિણામ મેળવે છે જે સીધી રેખા વાંકી રેખા સાથે સમાન ગણવાની મૂર્ખાઈનો આગ્રહ રાખે તોપણ એવાં પરિણામો પ્રાપ્ત કરી ન શકે. પ્રાચીન ગ્રીકથી આજ સુધીના તત્ત્વજ્ઞાનમાં આંતરવિરોધની કહેવાતી દ્વંદ્વાત્મકતા જે મહત્ત્વનો ભાગ ભજવે છે તે જોતાં હેર ડ્યૂરિંગ કરતાં વધુ ઉગ્ર વિરોધી પણ એક કથન અને ઘણી બધી ગાળો ઉપરાંત બીજી દલીલોથી તેના ઉપર પ્રહારો કરત.

એ સાચું કે વસ્તુઓને જ્યાં સુધી પોતાની અંદર અને એકબીજી સાથે વિરામ અને નિર્જીવ સ્થિતિમાં આપણે માનીએ ત્યાં સુધી તેમાં કોઈ આંતરવિરોધ આવતો નથી. તેમાંના કેટલાક ગુણો કંઈક જુદા, કંઈક સમાન અને કંઈક અંશે એકબીજાથી આંતરવિરોધી પણ હોવાનું આપણે જોઈએ છીએ, પરંતુ છેલ્લા ઉલ્લેખવાળી સ્થિતિમાં તે જુદી જુદી ચીજોમાં વહેંચાયેલા છે અને તેથી તેની અંદર કોઈ આંતરવિરોધ રહેતો નથી. નિરીક્ષણના આ ક્ષેત્રની મર્યાદામાં આપણે રાબેતા મુજબના આધિભૌતિકવાદી ચિંતન રીતિના આધારે કામ ચલાવી શકીએ. પણ આપણી વસ્તુઓની અંદરની ગતિનો, તેમના પરિવર્તનનો,

જીવનનો, અને તેમની પરસ્પર અસરનો વિચાર કરીએ કે તરત સ્થિતિ તદ્દન જુદી હોય છે. ત્યારે આપણે તત્કાળ આંતરવિરોધોમાં સંડોવાઈ જઈએ છીએ. ગતિ ખુદ આંતરવિરોધ છે: સ્થિતિનો સાદો યાંત્રિક ફેરફાર પણ માત્ર એક જ રીતે આવી શકે કે વસ્તુ કાળની એકની એક પળે એક સ્થળે તેમ જ બીજા સ્થળે હોઈ શકે, એક સ્થળે હોઈ અને સાથે સાથે ન પણ હોઈ શકે. અને એ આંતરવિરોધના સતત ઉદ્ભવ અને સાથે સાથે થતા ઉકેલમાં જ ગતિ રહેલી છે.

તેથી અહીં આપણી સમક્ષ એવો આંતરવિરોધ છે કે જે "પરલક્ષી રીતે વસ્તુઓમાં હોય છે, પોતાની પ્રક્રિયાઓ પોતે જ કરે છે અને તે મૂર્ત રૂપમાં દેખાય છે". હેર ડ્યૂરિંગને તે વિશે શું કહેવાનું છે? તે ભાર દઈને કહે છે કે

> આજ સુધી "તર્કસંગત યંત્રવિજ્ઞાનમાં વિશુદ્ધ સ્થિરથી ગતિશીલ સુધીનો કોઈ સેતુ હોતો નથી".

હવે છેવટે વાચક જોઈ શકે છે કે હેર ડ્યૂરિંગના માનીતા વાક્યમાં શું છુપાયેલું છે—આ સિવાય કશું નહિ: આધિભૌતિકવાદી રીતે વિચાર કરતું ચિત્ત વિરામના વિચારમાંથી ગતિના વિચારમાં પસાર થવા તદ્દન અશક્ત છે કારણ કે ઉપર દર્શાવેલ આંતરવિરોધ તેનો પંથ રોકે છે. તેને માટે ગતિ તદ્દન સમજી ન શકાય એવી ચીજ છે કારણ કે તે આંતરવિરોધ છે. ગતિની ગહનતા ઉપર ભાર મૂકીને પોતાની ઇચ્છા વિરુદ્ધ તે એ આંતરવિરોધના અસ્તિત્વને સ્વીકારે છે, અને એ રીતે ખુદ વસ્તુઓમાં તથા પ્રક્રિયાઓમાં આંતરવિરોધની, જે વધુમાં હકીકતી શક્તિ પણ છે, વસ્તુગત હાજરી સ્વીકારે છે.

જો સ્થળના સાદા યાંત્રિક ફેરફારમાં આંતરવિરોધ રહેલો હોય તો પદાર્થની ગતિનાં ઉચ્ચતર રૂપો માટે, ખાસ કરીને જૈવ જગત અને તેના વિકાસ માટે, તે વધુ સત્ય છે. ઉપર આપણે જોયું કે* જીવન મુખ્યત્વે અને ચોક્કસ રૂપે આવું હોય છે—કે હસ્તી દરેક ક્ષણે ખુદ પોતે હોય છે અને સાથે સાથે કંઈક બીજું હોય છે. તેથી જીવન એવો આંતરવિરોધ છે કે જે વસ્તુઓમાં તથા પ્રક્રિયાઓમાં રહેલો છે, જે સતત ઉદ્ભવે છે અને ઉકેલ પામે છે; જેવો આંતરવિરોધ અટકે એવું જીવન પણ અંત પામે છે અને મૃત્યુ આવે છે. તેવી જ રીતે આપણે જોયું કે** ચિંતનના ક્ષેત્રમાં પણ આંતરવિરોધથી આપણે છટકી શકતા નથી, અને દાખલા તરીકે માનવીમાં રહેલી અમર્યાદિત જ્ઞાનની શક્તિ

---

*ચાલુ આવૃત્તિમાં જુઓ પૃ.૧૦૫-૧૦૬.—સં.

**ચાલુ આવૃત્તિમાં જુઓ પૃ. ૪૮-૪૯, ૧૧૧-૧૧૨.—સં.

અને બાહ્ય રીતે મર્યાદિત હોય અને સીમિત અનુભૂતિ ધરાવતા હોય એવા માનવીઓમાં જ્ઞાનની હકીકતી હાજરી વચ્ચેના આંતરવિરોધનો ઉકેલ પેઢીઓના અંતવિહીન ક્રમમાં, અનંત પ્રગતિમાં — કંઈ નહિ તો અમલમાં, આપણે માટે — થાય છે.

અમે નોંધ લઈ ચૂક્યા છીએ કે ઉચ્ચતર ગણિતનો એક મૂળભૂત સિદ્ધાંત એવા આંતરવિરોધનો છે કે અમુક સંજોગોમાં સીધી અને વાંકીચૂકી રેખાઓ એક જ હોઈ શકે છે. તેમાંથી આવો બીજો આંતરવિરોધ પણ ઊભો થાય છે: જે રેખાઓ એકબીજીને આપણી નજર સામે છેદે છે છતાં, તેના છેદબિંદુથી ફક્ત પાંચ કે છ સેંટીમીટરે, તેને સમાંતર દર્શાવી શકાય, એટલે કે, તેને પછી અનંત સુધી વિસ્તારો તોપણ તે કદી એકબીજીને છેદશે નહિ. તેમ છતાં, આ તેમ જ આનાથી વિશેષ મોટા આંતરવિરોધો સાથે કામ લેતાં એવાં પરિણામો પ્રાપ્ત થાય છે કે જે સાચાં જ નહિ પણ નીચલા ગણિતના આધારે પ્રાપ્ત કરવાં તદ્દન અશક્ય છે.

પણ નીચલા ગણિતમાં પણ આંતરવિરોધો ઊભરાય છે. દાખલા તરીકે, Aનું મૂળ Aનો ઘાત છે, અને છતાં $A^{\frac{1}{2}} = \sqrt{A}$. એ તો આંતરવિરોધ છે કે ૠણાત્મક પરિમાણ કોઈ ને કોઈનો વર્ગ હોય કારણ કે કોઈ પણ ૠણાત્મક પરિમાણને તેના વડે જ ગુણવામાં આવે તો ધનાત્મક વર્ગ મળે છે. એટલે ૠણ એકનું વર્ગમૂળ ફક્ત આંતરવિરોધ નહિ પણ બેહૂદો આંતરવિરોધ છે,— ખરેખરી બેહૂદગી છે. તેમ છતાં $\sqrt{-1}$ ઘણા દાખલાઓમાં સાચી ગણિતીય ક્રિયાઓનું જરૂરી પરિણામ છે. વધુમાં, નીચલા કે ઉચ્ચતર ગણિતમાં જો $\sqrt{-1}$ના ઉપયોગની મનાઈ કરી દેવામાં આવે તો તેમની કેવી દશા થાય?

ચલ પરિમાણોનો પ્રયોગ કરતી વેળા ગણિત ખુદ દ્વંદ્વવાદના ક્ષેત્રમાં પ્રવેશે છે, નોંધપાત્ર હકીકત છે કે એ પ્રગતિ દ્વંદ્વવાદી તત્ત્વજ્ઞાની દેકાર્તે સાધી હતી. ચલ પરિમાણોના અને સ્થિર પરિમાણોના ગણિત વચ્ચેનો સંબંધ સામાન્ય રીતે દ્વંદ્વાત્મક અને આધિભૌતિકવાદી ચિંતન વચ્ચેના સંબંધ જેવો જ છે. પણ તેના કારણે ગણિતશાસ્ત્રીઓના મોટા સમુદાયને ફક્ત ગણિતશાસ્ત્રના ક્ષેત્રમાં જ દ્વંદ્વવાદને માન્યતા આપવામાં રુકાવટ થતી નથી, અને તેમાંના ઘણા તો દ્વંદ્વાત્મક રીતે હાંસલ કરેલી પદ્ધતિઓના આધારે જૂની મર્યાદિત આધિભૌતિકવાદી રીતે કામ કરે છે.

જો હેર ડ્યૂરિંગે શક્તિઓની વિષમતા અને જગતની વિષમ રેખાંકિત વિભાગણી વિષે ફક્ત **વાણીવિલાસથી** વિશેષ કંઈક રજૂ કર્યું હોત તો તેમની

વધુ ઊંડી તપાસ શક્ય બનત. એવું પરાક્રમ કર્યા પછી એ આંતરવિરોધને ક્રિયાશીલ રૂપમાં જગતની રેખાંકિત વિભાગણીમાં કે પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનમાં એક વાર પણ બતાવવામાં આવ્યો નથી. તેમાં એકદમ પ્રતીતિજનક એકરાર છે કે હેર ડ્યૂરિંગ પોતાના "જગત અને તેના જીવોના જીવનમાં બનતી બધી ક્રિયાઓના મૂળભૂત રૂપ"ના સંબંધમાં સકારાત્મક ગણાય એવું કશું જ કરી શકે તેમ નથી. જ્યારે કોઈ માણસ હેગેલના "સારતત્ત્વના સિદ્ધાંત"ને ઉતારી પાડીને હકીકતે શક્તિઓ ઊલટી દિશામાં વહેતી હોવાની અને નહિ કે આંતરવિરોધમાં વહેતી હોવાની ચવાયેલી વાત બનાવી દે ત્યારે એવા માણસ માટે ઉત્તમ રસ્તો એ જ રહે કે એવા તુચ્છ કથનને ક્યાંય લાગુ ન કરવું.

માર્ક્સની કૃતિ 'મૂડી' હેર ડ્યૂરિંગને દ્વંદ્વવાદ ઉપર ઝેર ઓકવાની નવી તક આપે છે.

> "એ દ્વંદ્વાત્મક ઝાલર અને ભૂલભુલામણી તેમ જ વૈચારિક શણગારમાં કુદરતી અને બૌદ્ધિક તર્કનો અભાવ વિશિષ્ટ રીતે દેખાય છે... જે ભાગ પ્રસિદ્ધ થયો છે તેને પણ આપણે એવો સિદ્ધાંત લાગુ કરવો જોઈએ કે કેટલીક બાબતોમાં અને સામાન્ય રીતે, જાણીતા તત્ત્વજ્ઞાનના પુરોવચન પ્રમાણે, સર્વનું દર્શન દરેકમાં હોય છે અને દરેકમાં સર્વ હોય છે, અને તેથી આ ભેળસેળિયા અને અગાઉથી બાંધી રાખેલા વિચાર પ્રમાણે છેવટે તો તેનો એક જ અર્થ થાય છે."

તત્ત્વજ્ઞાનના આ જાણીતા પુરોવચનમાં ઊંડી નજર હેર ડ્યૂરિંગને માટે માર્ક્સના આર્થિક તત્ત્વજ્ઞાનનો પણ શું "અંજામ" આવશે તેનું, એટલે કે, 'મૂડી'ના બીજા ગ્રંથોમાં શું લખ્યું હશે તેનું, ભાવિ ભાખવાનું શક્ય બનાવે છે, અને એ ભવિષ્યવાણી તે નીચે મુજબ જાહેર કર્યા પછી બરાબર સાત લીટી બાદ કરે છે:

> "સાદી માનવીય ભાષામાં બોલીએ તો હવે 'મૂડી'ના પછીના બે છેલ્લા ગ્રંથોમાં[71] શું હશે તે કહેવું ખરેખર અશક્ય છે."

હેર ડ્યૂરિંગનાં લખાણો એવી "વસ્તુઓ"માં સામેલ છે કે જેમાં "પરલક્ષી રીતે આંતરવિરોધનું અસ્તિત્વ છે અને મૂર્ત રૂપમાં જોઈ શકાય છે"—આ

હકીકત અહીંયાં કંઈ પ્રથમ વાર ખુલ્લી થતી નથી. પણ તેને કારણે, વિજયપૂર્વક નીચે પ્રમાણે આગળ વધવામાં, તેને કોઈ રુકાવટ નડતી નથી:

> "તેમ છતાં સંગીન તર્ક બધી રીતે તેના વ્યંગચિત્ર ઉપર સફળતા મેળવશે... આ ઉત્કૃષ્ટપણાનો ડોળ અને આ ગૂઢ દ્વંદ્વવાદી કચરો જોઈને તો થોડો પણ શ્વાસ કાઢવાની શક્તિ ધરાવનારા કોઈને ચિંતન અને છટાની આ વિકૃતિ જોડે... કશો સંબંધ રાખવાનું મન કોઈ રીતે નહિ જ થાય. દ્વંદ્વવાદી મૂર્ખાઈઓના આ છેલ્લા અવશેષોના ખાત્મા પછી છેતરપિંડીના આ સાધનની... કપટી અસર નષ્ટ થઈ જશે... અને હવે પછી કોઈ એવું નહિ માને કે, કોઈ ડહાપણના ભારેખમ ટુકડા પાછળ કે જ્યાં દુર્બોધ વસ્તુઓના મુદ્દાનાં ફોતરાં તદ્દન ચવાયેલી વાતો ભલે નહિ પણ બહુ બહુ તો સામાન્ય સિદ્ધાંતના લક્ષણોને જાહેર કરી દે છે ત્યાં, પોતાની જાતને ત્રાસદાયક સ્થિતિમાં મુકાવું પડશે... સંગીન તર્કનો વ્યભિચાર કર્યા વિના લોગોસ સિદ્ધાંત પ્રમાણે તેનો (માર્ક્સવાદનો) ગૂંચવાડો ફરી રજૂ કરવાનું અશક્ય છે"... હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે, માર્ક્સની પદ્ધતિ "પોતાના વફાદાર અનુયાયીઓ માટે દ્વંદ્વવાદી ચમત્કારો સર્જવા"માં રહેલી છે... વગેરે.

માર્ક્સના સંશોધનોનાં આર્થિક પરિણામોની સચ્ચાઈ અથવા જૂઠ સાથે અહીં હજુ અમારે કોઈ નિસબત નથી, પણ ફક્ત તેની દ્વંદ્વવાદી પદ્ધતિ સાથે લેવાદેવા છે. પરંતુ આટલું તો ચોક્કસ છે: 'મૂડી'ના મોટા ભાગના વાચકો હેર ડ્યૂરિંગ પાસેથી એટલું તો શીખ્યા કે જે તેમણે વાંચ્યું તે હકીકત છે. તેમાં હેર ડ્યૂરિંગનો પણ સમાવેશ થાય છે, જેણે ૧૮૬૭ની સાલમાં એ ગ્રંથનું પ્રમાણમાં તર્કસંગત અવલોકન તેના જેવા વિચારક માટે પરોક્ષ રીતે કરેલું[72]; અને તેણે એ કામ અત્યારે જે રીતે માર્ક્સવાદી દલીલને ડ્યૂરિંગની ભાષામાં ઉતારી છે અને જેને તે અત્યારે તદ્દન આવશ્યક હોવાનું જાહેર કરે છે, તેવું કર્યા વિના કરેલું જોકે એ વખતે પણ તેણે માર્ક્સવાદી દ્વંદ્વવાદને હેગેલવાદ સાથે સમકક્ષ મૂકેલો, પણ તેણે તેનો ઉપયોગ કરતી વખતે પદ્ધતિ અને પરિણામ વચ્ચેનો તફાવત જોવાની શક્તિ ગુમાવી ન હતી, અને એવી સમજણ દર્શાવેલી કે જે પરિણામો પ્રાપ્ત થયાં તેની વિગતોનો ઇનકાર પદ્ધતિને સામાન્ય રીતે એક સાથે ખડકીને થઈ શકે એમ નથી.

ગમે તેમ પણ, હેર ડ્યૂરિંગે આપેલી અત્યંત આશ્ચર્યજનક માહિતી એવા

નિવેદનમાં છે કે માર્ક્સવાદી દૃષ્ટિએ "બધું છેવટે તો એક જ છે" અને તેથી માર્ક્સ માટે, દાખલા તરીકે, મૂડીદારો અને રોજી કામદારો, ઉત્પાદનની સામંતી, મૂડીવાદી, અને સમાજવાદી પદ્ધતિ, બધું "એકનું એક જ છે"—નિ:શંક છેવટે તો હેર ડ્યૂરિંગ અને માર્ક્સ પણ "એકના એક જ" છે. આવી બેહદ મૂર્ખાઈ તો જ સમજી શકાય જો આપણે એવું માનીએ કે દ્વંદ્વવાદના ખાલી ઉલ્લેખથી જ હેર ડ્યૂરિંગ એવી માનસિક બેજવાબદારીમાં ફેંકાઈ જાય છે કે અમુક ભેળસેળિયાં અને ખોટી રીતે કલ્પેલાં વિચારને પરિણામે જે કંઈ પોતે કહે છે અને કરે છે તે "છેવટે તો એકની એક જ વસ્તુ છે."

અહીં આપણી પાસે હેર ડ્યૂરિંગ જેને "ભવ્ય છટાથી દોરેલું મારું ઐતિહાસિક ચિત્ર" કહે છે તેનો નમૂનો છે, અથવા

> "એવી સંક્ષિપ્ત છણાવટ જે જાતિ અને પ્રકારનો ઉકેલ લાવે છે અને સૂક્ષ્મ વિગતોમાં નિરૂપણ કરીને હ્યુમના શબ્દોમાં વિદ્વાન ટોળાને માન આપતી નથી; આ ઉચ્ચ અને ઉમદા છટાની છણાવટ જ એવી છે કે જે સંપૂર્ણ સત્યનાં હિતો સાથે બંધબેસતી થાય છે, અને ગિલ્ડોનાં બંધનોથી મુક્ત જનતા પ્રત્યેની પોતાની ફરજ સાથે તેનો તાલ મળે છે".

ભવ્ય છટાથી ઐતિહાસિક વર્ણન અને જાતિ તથા પ્રકારનો તડફડ ઉકેલ ખરેખર હેર ડ્યૂરિંગ માટે સગવડિયો છે કારણ કે આ પદ્ધતિ તેને માટે તમામ જાણીતી હકીકતોને સૂક્ષ્મ વિગતો તરીકે અવગણવાનું અને તેમને શૂન્યની કક્ષામાં મુકા દેવાનું શક્ય બનાવે છે, જેથી કંઈ પણ સાબિત કર્યા વિના તેણે સામાન્ય વાણીવિલાસનો જ ઉપયોગ કરવાનો છે, ભારપૂર્વક વાત કરવાની અને પોતાના આરોપની ગર્જની કરવાની હોય છે. આ પદ્ધતિનો બીજો વધુ લાભ એ છે કે તે વિરોધીને પગ માંડવાની તક દેતી નથી, પરિણામે વિરોધી માટે ભવ્ય છટાથી તડફડ કથનો કરવા, સામાન્ય વાણીવિલાસનો આશરો લેવા, અને છેવટે હેર ડ્યૂરિંગ ઉપર વળતા રદિયાઓની ગર્જના કરવા—ટૂંકમાં, કહેવાય છે તેમ, ભાંડણબાજીની ચડસાચડસી કરવા, છે જે દરેકને ગમતી વાત નથી હોતી—સિવાય જવાબની બીજી કોઈ શક્યતા લગભગ નથી રહેતી. તેથી ક્યારેક, અપવાદ રૂપે, ઉચ્ચ અને ઉમદા છટા પડતી મૂકવા બદલ અને માર્ક્સવાદના નિર્માલ્ય લોગોસ સિદ્ધાંતના છેવટે બે દાખલા આપવા બદલ આપણે હેર ડ્યૂરિંગના આભારી છીએ:

"ગૂંચવાયેલા અને અસ્પષ્ટ હેગેલપંથી ખ્યાલનો સંદર્ભ કેટલો રમૂજી છે કે પરિમાણનું રૂપાંતર ગુણમાં થાય છે, અને એટલે પેશગી રકમ વધતી વધતી અમુક પ્રમાણમાં પહોંચી જાય ત્યારે માત્ર એવા પરિમાણાત્મક વધારાથી મૂડી બની જાય છે!"

હેર ડ્યૂરિંગે "કાપકૂપ" કરીને મૂકેલું આ નિવેદન ખરેખર બહુ વિચિત્ર લાગે છે. આપણે જોઈએ કે તે અસલ રૂપમાં, માર્ક્સના લખાણમાં કેવું છે. 'મૂડી'ની બીજી આવૃત્તિના પૃષ્ઠ ૩૧૩માં માર્ક્સ પોતાની સ્થાયી તથા અસ્થાયી મૂડી અને વધારાના મૂલ્યના પોતાના અગાઉના પરીક્ષણના આધારે માર્ક્સ એવું તારણ કાઢે છે કે "નાણાની અથવા મૂલ્યની દરેક રકમને મનફાવે ત્યારે મૂડીમાં રૂપાંતરિત નથી કરી શકાતી. હકીકતમાં એવા રૂપાંતર માટે નાણું અથવા પણ્યો ધરાવતા માણસના હાથમાં અમુક ન્યૂનતમ નાણા અથવા વિનિમય મૂલ્યની પૂર્વધારણા જરૂરી હોય છે." તેમણે ઉદ્યોગની કોઈ પણ શાખાના કામદારનું ઉદાહરણ ટાંક્યું છે. તેમાં કામદાર રોજ આઠ કલાક પોતાને માટે—એટલે કે પોતાના વેતનનું મૂલ્ય ઉત્પન્ન કરવા માટે—કામ કરે છે, અને બાકીના ચાર કલાક મૂડીદાર માટે, વધારાનું મૂલ્ય ઉત્પન્ન કરવા માટે, કામ કરે છે. એ વધારાનું મૂલ્ય તુરત મૂડીદારના ખિસ્સામાં ચાલ્યું જાય છે. આ દાખલામાં, કોઈ માણસને પોતાના કામદારોમાંથી એકના જેવી જિંદગી ગુજારવા માટે જરૂરી વધારાનું મૂલ્ય રોજ ખિસ્સામાં નાખવા એટલાં મૂલ્યોની રકમની જરૂર પડે કે જે બે કામદારોને કાચો માલ, શ્રમનાં સાધનો, અને વેતન પૂરું પાડવા પૂરતી હોય. અને મૂડીવાદી ઉત્પાદનનું ધ્યેય ફક્ત પોતાના નિભાવનું નહિ પણ મિલકતમાં વધારો કરવાનું હોવાથી, પેલા બે કામદારોને રોકીને બેઠેલો આપણો પેલો માણસ હજુ મૂડીદાર નથી બનતો. હવે પોતે સાધારણ કામદાર કરતાં બમણી સારી રીતે જીવી શકે અને પેદા કરેલ વધારાના મૂલ્યમાંથી અરધી રકમનું મૂડીમાં રૂપાંતર કરી શકે તે માટે તેણે આઠ કામદારોને રોકવા પડશે, એટલે કે ઉપર દર્શાવેલી રકમ કરતાં ચારગણી વધુ મૂલ્ય-રકમ ધરાવવી પડશે. ત્યાર પછી જ, અને એ હકીકતને સ્પષ્ટ કરતાં તથા ટેકો આપતાં હજુ વધારે વિવરણો રજૂ કરતી વેળા કે દરેક સામાન્ય વધારાનું મૂલ્ય મૂડીમાં ફેરવાઈ જવા પૂરતું નથી બની રહેતું, પરંતુ એ બાબતમાં વિકાસનો દરેક તબક્કો તેમ જ ઉદ્યોગની દરેક શાખા પોતપોતાની ચોક્કસ ન્યૂનતમ રકમ ધરાવતાં હોય છે, માર્ક્સ જણાવે છે: "પ્રાકૃતિક વિજ્ઞાનની માફક અહીં પણ, હેગેલે પોતાના 'તર્કશાસ્ત્ર'માં

શોધેલા નિયમની સચ્ચાઈ **બતાવવામાં આવી છે** કે ચોક્કસ બિંદુની પાર ફક્ત પરિમાણાત્મક ફેરફાર ગુણાત્મક પરિવર્તનો બની જાય છે."

અને હેર ડ્યૂરિંગ જે ઉચ્ચ અને ઉમદા છટાનો ઉપયોગ કરીને માર્ક્સના મૂળ કથનથી ઊલટું તેમના નામે ચડાવી દે છે તેની વાચક હવે ભલે પ્રશંસા કરતો. માર્ક્સ કહે છે: મૂલ્યોનો ન્યૂનતમ રાશિ ચોક્કસ માત્રાએ, સંજોગો પ્રમાણે જુદી જુદી પરંતુ દરેક દાખલામાં ચોક્કસ ન્યૂનતમ માત્રાએ, પહોંચે ત્યારે જ તેને મૂડીમાં પલટાવી શકાય છે — એ હકીકતમાં હેગેલપંથી નિયમની **સચ્ચાઈની સાબિતી** છે. જ્યારે હેર ડ્યૂરિંગ તેની પાસેથી આમ કહેવડાવે છે: **કારણ કે**, હેગેલપંથી નિયમ પ્રમાણે, પરિમાણ ગુણમાં પલટાઈ જાય છે, "**એટલે** પેશગી રકમ અમુક માત્રાએ પહોંચે ત્યારે મૂડી બની જાય છે." એટલે કે માર્ક્સના કથનથી તદ્દન ઊલટું.

હેર ડ્યૂરિંગે ડાર્વિનના મામલાનું પરીક્ષણ કરેલું તેમાંથી આપણને તેની આદત જાણવા મળી ગઈ છે કે તે "સંપૂર્ણ સત્યના હિતમાં" અને પોતાની "ગિલ્ડોનાં બંધનોથી મુક્ત જનતા તરફ ફરજ"ને કારણે ખોટા ઉતારાઓ ટાંકતા હોય છે. વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે કે તેની એ આદત વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનની આંતરિક આવશ્યકતા છે, અને તે ચોક્કસ "તડફડ છણાવટ" છે. માર્ક્સે તો ફક્ત કાચો માલ, શ્રમનાં સાધનો, અને વેતનના રૂપમાં પેશગીની વાત કરી છે પરંતુ હેર ડ્યૂરિંગે માર્ક્સ પાસેથી કોઈ પણ પ્રકારની "પેશગી"ની વાત કહેવડાવી છે, અને એમ કરીને હેર ડ્યૂરિંગે માર્ક્સ પાસેથી નિર્ભેળ બકવાટની વાત કહેવડાવવામાં સફળતા હાંસલ કરી લીધી છે. પછી પોતે જ ઉપજાવી કાઢેલા બકવાટનું વર્ણન **હાસ્યાસ્પદ** તરીકે કરવાની હિંમત પણ કરે છે. જેવી રીતે તેણે પોતાની કલ્પનામાંથી ડાર્વિન ઘડી કાઢેલો, પોતાની શક્તિ તેની સામે અજમાવી જોવા માટે, એવી જ રીતે અહીં તે કલ્પનાતીત માર્ક્સને ઘડી કાઢે છે. "ભવ્ય છટામાં ઐતિહાસિક ચિત્રણ", ખરેખર!

આપણે અગાઉ જગતની રેખાંકિત વિભાગણીની છણાવટ કરતી વેળા જોઈ ગયા* કે માપગત સંબંધોની હેગેલની એ સંક્રમણ રેખાની — જેમાં પરિમાણાત્મક ફેરફાર ચોક્કસ બિંદુઓએ એકાએક ગુણાત્મક પરિવર્તનમાં ફેરવાઈ જાય છે — બાબતમાં હેર ડ્યૂરિંગને નાનકડો અકસ્માત્ થયો: કોઈ નબળી પળે તેણે પોતે જ એ રેખાને માન્ય રાખીને તેનો ઉપયોગ કર્યો. આપણે ખૂબ જાણીતો એક

---

*ચાલુ આવૃત્તિમાં પૃ. ૫૮. — સં.

દાખલો જોયો — પાણીની એકંદર સ્થિતિઓમાં પરિવર્તનનો. પાણી વાતાવરણના ધોરણસરના દબાણમાં શૂન્ય ડીગ્રી સેન્ટીગ્રેડના તાપમાને પ્રવાહીમાંથી ઘન અને ૧૦૦ ડીગ્રી સેન્ટીગ્રેડના તાપમાને પ્રવાહીમાંથી વાયુરૂપ સ્થિતિમાં પલટાઈ જાય છે, એટલે કે એ બે પરિવર્તન બિંદુઓએ તાપમાનમાં કેવળ પરિમાણાત્મક પરિવર્તનથી પાણીની સ્થિતિનું ગુણાત્મક રૂપાંતર થાય છે.

એ નિયમના પુરાવામાં અમે પ્રકૃતિ તેમ જ માનવ સમાજમાંથી બીજી એવી જ સેંકડો હકીકતો ટાંકી આપી શકીએ. એ રીતે, દાખલા તરીકે, માર્ક્સની કૃતિ 'મૂડી'ના આખા ચોથા ભાગમાં — 'સાપેક્ષ વધારાના મૂલ્યનું ઉત્પાદન' — સહકાર, શ્રમવિભાજન અને ઉત્પાદન, યંત્રો અને આધુનિક ઉદ્યોગના ક્ષેત્રમાં અસંખ્ય એવાં ઉદાહરણોની વિચારણા કરવામાં આવી છે કે જેમાં પરિમાણાત્મક પરિવર્તનથી ગુણમાં પરિવર્તન થાય છે તેમ જ ગુણાત્મક ફેરફારથી પરિમાણમાં ફેરફાર થાય છે, એટલે જેમાં, હેર ડ્યૂરિંગ તરફથી ખૂબ તિરસ્કૃત શબ્દાવલિનો ઉપયોગ કરીએ તો, પરિમાણનું રૂપાંતર ગુણમાં અને ગુણનું રૂપાંતર પરિમાણમાં થાય છે. દાખલા તરીકે સંખ્યાબંધ લોકોના સહકારથી, ઘણી બધી શક્તિઓનું એક શક્તિમાં સંયોજન, માર્ક્સના શબ્દોમાં, એક "નવી તાકાત" સર્જે છે, જે તેની વિભક્ત શક્તિઓના કુલ સરવાળા કરતાં તાત્ત્વિક દૃષ્ટિએ જુદી હોય છે.

એ ઉપરાંત, હેર ડ્યૂરિંગે સંપૂર્ણ સત્યના હિતમાં જે ફકરાને વિકૃત કરીને સાવ ઊલટા અર્થનો બનાવી દીધો હતો તેમાં માર્ક્સે નીચેની નોંધ આપી હતી: "લોરાં અને ઝેરારે પહેલી વાર વૈજ્ઞાનિક રીતે ઘડી કાઢેલો આધુનિક રસાયણ-વિજ્ઞાનનો અણુ સિદ્ધાંત બીજા કોઈ નિયમ ઉપર આધારિત નથી" પણ હેર ડ્યૂરિંગને એની શી પરવા હોય? તે જાણતો હતો કે:

> "ચિંતનની પ્રાકૃતિક-વૈજ્ઞાનિક રીતે પૂરાં પાડેલાં એકદમ આધુનિક શૈક્ષણિક તત્ત્વોનો અભાવ ખાસ કરીને એવા લોકોમાં જોવા મળે છે કે જે માર્ક્સ અને તેના હરીફ લાસાલની જેમ, અર્ધવિજ્ઞાન અને મામૂલી ફિલસૂફી જેવા નજીવા સરંજામ વડે પોતાની પંડિતાઈને ઓપ ચડાવતા રહે છે"

— જ્યારે હેર ડ્યૂરિંગ માટે તો "યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનના ચોક્કસ જ્ઞાનની મુખ્ય સિદ્ધિઓ" વગેરે આધારની કામગીરી બજાવે છે — આપણે જોયું કે કેવી રીતે. પરંતુ અન્ય લોકો પણ આ બાબતમાં નિર્ણય લઈ શકે એ માટે અમે માર્ક્સની નોંધમાં ટાંકેલા ઉદાહરણનું જરાક વધુ બારીક પરીક્ષણ કરીશું.

અહીં એક જ સ્થિતિના કાર્બન સંયોજનની શ્રેણીનો સંદર્ભ છે — જેમાંથી ઘણાં જાણીતાં જ છે અને તેમાંના દરેકને સંયોજનનું બીજગણિતીય સૂત્ર છે. દાખલા તરીકે, રસાયણવિજ્ઞાનની જેમ જો આપણે કાર્બનના પરમાણુને C તરીકે, હાઇડ્રોજનના પરમાણુને H તરીકે, પ્રાણવાયુના પરમાણુને O તરીકે તથા દરેક સંયોજનમાંના સંખ્યાબંધ કાર્બન પરમાણુઓને n તરીકે સૂચવીએ તો તેમાંની કેટલીક શ્રેણીઓ માટે આણ સૂત્રો નીચે મુજબ વ્યક્ત કરી શકાય:

$C_nH_{2n+2}$ — ધોરણસરનાં પૅરેફિનોની શ્રેણી.
$C_nH_{2n+2}O$ — પ્રાથમિક આલ્કોહોલોની શ્રેણી.
$C_nH_{2n}O_2$ — મોનોબેસિક ચરબીયુક્ત ઍસિડોની શ્રેણી.

આપણે આમાંથી છેલ્લી શ્રેણીનો દાખલો લઈએ અને ઉત્તરોત્તર ધારીએ કે n=૧, n=૨, n=૩, વગેરે. તો આપણને નીચે પ્રમાણે પરિણામો મળે છે (સમઘટકોને રદ કરીને):

| | | | |
|---|---|---|---|
| $CH_2O_2$ — ફૉર્મીક ઍસિડ — | ઊકળબિંદુ ૧૦૦°, | ગલનબિંદુ | ૧° |
| $C_2H_4O_2$ — ઍસીટીક ઍસિડ | ૧૧૮°, | | ૧૭° |
| $C_3H_6O_2$ — પ્રોપીઓનીક ઍસિડ | ૧૪૦°, | | — |
| $C_4H_8O_2$ — બ્યુટીરીક ઍસિડ | ૧૬૨°, | | — |
| $C_5H_{10}O_2$ — વેલેરીઆનીક ઍસિડ | ૧૭૫°, | | — |

અને એવી રીતે આગળ $C_{30}H_{60}O_2$, મેલીસીક ઍસિડ જેનું ગલનબિંદુ ૮૦° છે અને જેને ઊકળબિંદુ હોતું જ નથી, કારણ કે તેનું બાષ્પીભવન વિઘટન વિના થતું નથી.

તેથી અહીં આપણી સમક્ષ ગુણાત્મક રીતે અલગ એવા પદાર્થોની આખી શ્રેણી છે — જેની રચના તત્ત્વોના સાદા પરિમાણાત્મક ઉમેરાથી, અને હકીકતે હંમેશાં એકસરખા પ્રમાણમાં, થાય છે. જેમાં સંયોજનનાં તમામ તત્ત્વોનું પરિમાણ એકસરખા પ્રમાણમાં રૂપાંતર પામે છે તેવા દાખલાઓમાં એ અત્યંત સ્પષ્ટ રીતે જોવા મળે છે. એ રીતે ધોરણસરનાં પૅરેફિનોમાં ($C_nH_{2n+2}$) સૌથી નીચે મિથેન ($CH_4$) નામક ગૅસ; અને જાણવામાં આવેલું ઊંચામાં ઊંચું હેક્સાડેકેન ($C_{16}H_{34}$) નામક ઘન વસ્તુ જેના સ્ફટિકો રંગવિહોણા હોય

છે અને જેનું ગલનબિંદુ ૨૧° તથા ઊકળબિંદુ છેક ૨૭૮° જેટલું છે. બન્ને શ્રેણીનો દરેક નવો સભ્ય પુરોગામી સભ્યના અણુ સૂત્રમાં $CH_2$ અથવા એક પરમાણુ કાર્બન અને બે પરમાણુ હાઇડ્રોજનના સંયોજનથી અસ્તિત્વમાં આવે છે; અને અણુ સૂત્રમાં થતું એવું પરિમાણાત્મક પરિવર્તન દરેક વખતે ગુણાત્મક દૃષ્ટિએ નિરાળી વસ્તુને પેદા કરે છે.

પરંતુ આ શ્રેણી તો કેવળ એક જ સ્પષ્ટ દાખલો છે, અને વાસ્તવમાં સમગ્ર રસાયણવિજ્ઞાનમાં, જુદા જુદા નાઇટ્રોજન ઑક્સાઇડો તથા ફોસફરસ અથવા સલ્ફરના ઑક્સિજન ઍસિડોમાં, "પરિમાણનું રૂપાંતર ગુણમાં કઈ રીતે થાય છે" તે જોઈ શકાય છે, અને આ કહેવાતો ગોટાળિયો અસ્પષ્ટ હેગેલપંથી ખ્યાલ વસ્તુઓ તથા પ્રક્રિયાઓમાં સમજો કે મૂર્ત રૂપમાં દેખાય છે—અને હેર ડ્યૂરિંગ સિવાય બીજા કોઈના ભેજામાં ગોટાળો કે ધુમ્મસ નથી ભરાઈ જતાં. અને જો માર્ક્સે જ પ્રથમ એ તરફ લક્ષ દોર્યું, અને હેર ડ્યૂરિંગે સમજ્યા વિના એનો સંદર્ભ વાંચ્યો (નહિતર તે આવા અપૂર્વ અત્યાચારને પડકાર્યા વિના રહેત નહિ), તો એટલું એ વાત સાફ કરી દેવા માટે પૂરતું—ડ્યૂરિંગના પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન સામે જોયા વિના પણ—છે કે બેમાંથી કોનામાં, માર્ક્સ કે હેર ડ્યૂરિંગમાં, "પ્રાકૃતિક વિજ્ઞાનના ચિંતનની પ્રાકૃતિક-વૈજ્ઞાનિક રીતે પૂરાં પાડેલાં એકદમ આધુનિક શૈક્ષણિક તત્ત્વો"નો તથા "રસાયણવિજ્ઞાનની... મુખ્ય સિદ્ધિઓ"ના પરિચયનો અભાવ છે.

અંતમાં અમે પરિમાણનું રૂપાંતર ગુણમાં થતું હોવાના સંબંધમાં એક વધુ સાક્ષી રજૂ કરીશું—નેપોલિયન. ઘોડેસવારીમાં બિનકાબેલ પણ શિસ્તબદ્ધ સિપાહીઓ ધરાવતો ફ્રેંચ હયદળ અને એ સમયે ઘોડેસવારીમાં નિ:શંક ભારે કાબેલિયત ધરાવતા પણ શિસ્ત વગરના મામલુકો વચ્ચેની લડાઈનું વર્ણન તેણે નીચે પ્રમાણે કર્યું છે:

> "બે મામલુકો ત્રણ ફ્રેંચ ઘોડેસવારોથી નિ:શંક બળિયા હતા, ૧૦૦ મામલુકો ૧૦૦ ફ્રેંચ સૈનિકોના બરાબરિયા હતા, ૩૦૦ ફ્રેંચ સૈનિકો સામાન્ય રીતે ૩૦૦ મામલુકોને હરાવી શકતા હતા, અને ૧૦૦૦ ફ્રેંચ સૈનિકો ૧૫૦૦ મામલુકોને અચૂક પરાજય આપી શકતા હતા."[73]

જેવી રીતે માર્ક્સના સિદ્ધાંત પ્રમાણે વિનિમય-મૂલ્યોનો ભલે વિભિન્ન પરંતુ ચોક્કસ ન્યૂનતમ સમુચ્ચય તેનું રૂપાંતર મૂડીમાં શક્ય બનાવવા આવશ્યક છે,

તેવી રીતે નેપોલિયનના ખ્યાલ મુજબ, ઘોડેસવાર ટુકડીમાં સિપાહીઓની ચોક્કસ ન્યૂનતમ સંખ્યા હોય તો જ શિસ્તની એવી શક્તિ પેદા થાય જે સુઘટ ગોઠવણી તથા સુનિયોજિત કામગીરીમાં વ્યક્ત થાય છે અને જે અસંગઠિત ઘોડેસવારોની પ્રમાણમાં મોટી સંખ્યાની સામે પણ ચડિયાતી સાબિત થાય છે, પછી ભલે એ અસંગઠિત સિપાહીઓના ઘોડા બહેતર હોય, તેઓ ઘણા વધારે કાબેલ ઘોડેસવારો તથા લડવૈયાઓ હોય, અને કંઈ નહિ તો દુશ્મન જેટલા જ બહાદુર હોય. પણ હેર ડ્યૂરિંગના વિરોધમાં એ વાત શું સાબિત કરે છે? યુરોપ સામેના યુદ્ધમાં નેપોલિયન શું સખત પરાજિત નહોતો થયો? તેને શું એક પછી એક હાર નહોતી વેઠવી પડી? શા માટે? માત્ર એ કારણે કે તેણે હેગેલનો ગોટાળિયો અસ્પષ્ટ ખ્યાલ હયદળના દાવપેચમાં દાખલ કરી દીધો હતો!

## ૧૩. દ્વંદ્વવાદ
## નિષેધનો નિષેધ

"માર્ક્સના ગ્રંથનો પ્રમાણમાં ઉત્તમ વિભાગ એ છે જેમાં ઐતિહાસિક રૂપરેખા (ઈંગ્લૅંડમાં કહેવાતા પ્રાથમિક મૂડી સંચયની ઉત્પત્તિની) આપેલી છે, અને તેણે પોતાની વિદ્વત્તામય કાખલાઘોડીની મદદમાં દ્વંદ્વવાદી કાખલાઘોડી ઉપર આધાર ન રાખ્યો હોત તો તે એથીયે બહેતર બની શક્યો હોત. બીજા કોઈ બહેતર અને વધારે સ્પષ્ટ ઉપાયની ગેરહાજરીમાં હેગેલપંથી નિષેધના નિષેધનો ઉપયોગ અહીં ભૂતકાળના ગર્ભમાંથી ભાવિનો જન્મ કરાવનારી દાયણ તરીકે કરવો જ રહ્યો. વ્યક્તિગત મિલકતની નાબૂદી, જેને ૧૬મી સદીથી ઉપર નિર્દેશિત રીતે અમલમાં મૂકવામાં આવી છે, પ્રથમ નિષેધ છે. તેને પગલે પગલે આવશે બીજો નિષેધ, જે નિષેધના નિષેધનું સ્વરૂપ ધરાવે છે અને એટલે "વ્યક્તિગત મિલકત"ની પુન:સ્થાપના અંકિત કરે છે, પરંતુ જમીન અને શ્રમનાં સાધનોની સહિયારી માલિકી ઉપર આધારિત ઉચ્ચતર રૂપમાં. હેર માર્ક્સ એ નવતર "વ્યક્તિગત મિલકત"ને "સામાજિક મિલકત" પણ ગણે છે, અને તેમાં હેગેલપંથી ઉચ્ચતર એકતા દેખાય છે જેમાં આંતરવિરોધને ઉકેલાઈ ગયેલો માની લેવામાં આવે છે, એટલે કે હેગેલ છાપની શબ્દોની બાજીગરીમાં તેની ઉપર કાબૂ જમાવી દેવામાં આવે છે અને તેને જાળવી પણ રાખવામાં આવે છે... એ પ્રમાણે તો માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ ઐતિહાસિક વાસ્તવિકતાનું, તેના ભૌતિક રીતે બાહ્ય સંબંધોમાં, જાણે આપમેળે આવી ગયેલું પરિણામ છે... નિષેધના નિષેધ જેવી હેગેલ છાપની શબ્દોની બાજીગરીમાં આસ્થા રાખવાના આધારે કોઈ પણ સમજદાર માણસને જમીન તથા મૂડીની સહિયારી માલિકીની જરૂરત સમજાવવી મુશ્કેલ પડશે.

માર્ક્સના વિચારોના અસ્પષ્ટ વિજાતીય પ્રકારોથી એવા કોઈને આશ્ચર્ય નહિ થાય કે જે સમજે છે કે હેગેલપંથી દ્વંદ્વવાદને વૈજ્ઞાનિક આધાર માની લઈને કેવી કેવી નિરર્થક વાતો ઘડી શકાય છે, અથવા કદાચ કહેવું જોઈએ કે હેગેલપંથી દ્વંદ્વવાદમાંથી કેવી કેવી નિરર્થક વાતો પેદા થવાનું અનિવાર્ય છે, તેને માર્ક્સની વિભાવનાઓનાં નિહારવત્ સંકર રૂપો કોઈ રીતે ખાસ વિચિત્ર નહિ લાગે. એવી તરકીબોથી અજાણ વાચકના લાભાર્થે ખાસ નોંધ જરૂરી છે કે હેગેલનો પ્રથમ નિષેધ ધાર્મિક શિક્ષણના પુસ્તકમાંથી લીધેલો નૈતિક પતનનો ખ્યાલ છે, અને બીજો ઉદ્ધાર તરફ લઈ જતી ઉચ્ચતર એકતાનો ખ્યાલ છે. ધાર્મિક ક્ષેત્રમાંથી લીધેલી એ નિરર્થક સમાનતાને હકીકતોની તર્કસંગતતાનો આધાર ભાગ્યે જ બનાવી શકાય... હેર માર્ક્સ પોતાની મિલકત જે એકીસાથે વ્યક્તિગત અને સામાજિક પણ છે તેના નિહારવત્ જગતમાં ખુશમિજાજથી રહે છે, અને ગૂઢ દ્વંદ્વાત્મક કોયડાનો ઉકેલ પોતાના શિષ્યો ઉપર છોડે છે..."

અહીં સુધી હેર ડયૂરિંગ.

એટલે સામાજિક ક્રાંતિ કરવાની અને જમીનની તેમ જ શ્રમ વડે પેદા થયેલાં ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકી સ્થાપવાની આવશ્યકતા સાબિત માટે માર્ક્સ પાસે હેગેલના નિષેધના નિષેધ સિવાય અન્ય કોઈ માર્ગ નથી, અને તેમણે ધર્મમાંથી લીધેલી નિરર્થક સમાનતાઓને પોતાના સમાજવાદી સિદ્ધાંતનો આધાર બનાવી છે એટલે એવો નિષ્કર્ષ તારવ્યો છે કે ભાવિ સમાજમાં એવી માલિકીનું વર્ચસ્વ હશે કે જે હેગેલની ઉકેલાઈ ગયેલા આંતરવિરોધની ઉચ્ચતર એકતાની જેમ એકીસાથે વ્યક્તિગત અને સામાજિક પણ હશે.

પરંતુ આ નિષેધના નિષેધને ઘડીભર અહીં છોડીએ અને આપણે "માલિકી" પ્રત્યે જોઈએ કે જે "એકીસાથે વ્યક્તિગત અને સામાજિક" હશે. હેર ડયૂરિંગ તેને "નિહારવત્ જગત" તરીકે ગણાવે છે અને આશ્ચર્યજનક રીતે એ મુદ્દા અંગે તેનો ખ્યાલ સાચો છે. પરંતુ કમનસીબે એ રીતે કે "નિહારવત્ જગતની" વાત માર્ક્સના સંબંધમાં નહિ પણ હેર ડયૂરિંગના સંબંધમાં સાચી છે. હેગેલ છાપ "ઉન્માદી લવારા"ની પદ્ધતિ સાથે કુશળતાથી કામ લેવાની તેની રીતથી જેમ તેને માટે કોઈ મુશ્કેલી વિના નિર્ણય શક્ય બન્યો કે 'મૂડી'ના હજુ અપૂર્ણ ગ્રંથોમાં ચોક્કસ શું લખાશે, એમ જ અહીં પણ તે ખાસ ભારે મહેનત વગર મિલકતની ઉચ્ચતર એકતાની વાત માર્ક્સને નામે ચડાવી દઈને તેમને બરાબર

હેગેલને રસ્તે મૂકી શકે છે—જોકે માર્ક્સની કૃતિમાં એ બાબત અંગે એક શબ્દ સુધાં નથી.

માર્ક્સ કહે છે: "આ નિષેધનો નિષેધ છે. આ વ્યક્તિગત મિલકતનું પુનઃસ્થાપના મૂડીવાદી યુગની ઉપયોગી પ્રાપ્તિઓના આધાર ઉપર હોય છે, એટલે કે મુક્ત કામદારોનો સહકાર અને જમીન તથા શ્રમ વડે પેદા થયેલાં ઉત્પાદનનાં સાધનો ઉપર તેમની સહિયારી માલિકી. છૂટીછવાઈ ખાનગી મિલકતનું રૂપાંતર, વ્યક્તિગત શ્રમમાંથી ઉદ્ભવીને, મૂડીવાદી ખાનગી મિલકતમાં થાય છે તે એક પ્રક્રિયા છે અને મૂડીવાદી ખાનગી માલિકીના સમાજીકૃત માલિકીમાં રૂપાંતરથી સ્વાભાવિક રીતે જ બેહદ વધારે લાંબી, જહેમતભરી, અને મુશ્કેલ હોય છે કારણ કે મૂડીવાદી ખાનગી માલિકી પહેલેથી જ વાસ્તવમાં સમાજીકૃત માલિકી ઉપર આધારિત હોય છે." બસ એટલું જ. માલિકીહરણ કરનારાઓના માલિકીહરણથી જે સ્થિતિ સર્જાય છે તે વ્યક્તિગત મિલકતની પુનઃસ્થાપના છે, પરંતુ શ્રમથી જ ઉત્પન્ન થયેલાં ઉત્પાદનનાં સાધનો અને જમીનની સામાજિક માલિકીના **પાયા ઉપર** જ. જે કોઈ સાદી વાત સમજી શકે તે આનો અર્થ સમજશે કે સામાજિક માલિકી જમીન તથા ઉત્પાદનનાં અન્ય સાધનો સુધી વિસ્તરશે અને વ્યક્તિગત માલિકી પેદાશો, એટલે કે વપરાશની ચીજો, સુધી વિસ્તરશે. અને છ વર્ષનાં બાળકો પણ સમજી શકે એ માટે માર્ક્સ પૃ. ૫૬ ઉપર ધારણા કરે છે કે "એવા મુક્ત માનવીઓનો સમાજ કે જે ઉત્પાદનનાં સાધનો ઉપર સમાન કક્ષાએ કામ કરે છે, જેમાં જુદી જુદી તમામ વ્યક્તિઓની શ્રમશક્તિ જાગૃત રીતે સમાજની સામૂહિક શ્રમશક્તિ તરીકે કામે લાગે છે," એટલે કે સમાજવાદી પાયા ઉપર રચાયેલો સમાજ; અને માર્ક્સ આગળ જણાવે છે: "આપણા સમાજની કુલ પેદાશ સામાજિક પેદાશ છે. એક હિસ્સો ઉત્પાદનના નવા સાધન તરીકે **સામાજિક સ્વરૂપનો** રહે છે. પણ બીજા હિસ્સાને સભ્યો નિભાવના સાધન તરીકે વાપરે છે. **તેથી કરીને એ બીજા હિસ્સાની સભ્યોમાં વહેંચણી જરૂરી છે**" અને ચોક્કસ આ તો હેર ડ્યૂરિંગ માટે પણ સ્પષ્ટ છે—ભલે તેના ભેજામાં હેગેલ સવાર હોય.

જે મિલકત એકીસાથે વ્યક્તિગત અને સામાજિક છે, આ ગૂંચવાડો પેદા કરતો સંકર રૂપનો ખ્યાલ, હેગેલ છાપ દ્વંદ્વવાદમાંથી અનિવાર્ય રીતે ઉદ્ભવતો આ બકવાટ, આ નિહારવત્ જગત, આ ગૂઢ દ્વંદ્વાત્મક કોયડો જેને માર્ક્સ પોતાના શિષ્યો ઉપર ઉકેલ માટે છોડે છે—તે હેર ડ્યૂરિંગની વધુ એક મુક્ત

કલ્પના અને સર્જન છે. માર્ક્સ, કહેવાતા હેગેલપંથી તરીકે, નિષેધના નિષેધના પરિણામ રૂપે ખરેખર ઉચ્ચતર એકતા સર્જવા બંધાયેલા રહે છે, અને માર્ક્સ એ કામ હેર ડ્યૂરિંગને ગમતી રીતે નથી કરતા, તેથી હેર ડ્યૂરિંગ ફરી પોતાની ઉચ્ચ અને ઉમદા છટામાં સરી પડી છે અને સંપૂર્ણ સત્યના હિતમાં એવી વાતો માર્ક્સને નામે ચડાવી દે છે જે તેની પોતાની જ પેદાશ છે. જે માનવી અપવાદ રૂપે એકાદ વખત પણ સાચી રીતે અવતરણો ટાંકવા અશક્ત છે તે બીજા લોકોની "ચીની વિદ્વત્તા" પ્રત્યે નૈતિક રોષ ઠાલવીને કહેશે કે "તેઓ હંમેશાં અવતરણો સાચી રીતે ટાંકે છે પરંતુ ચોક્કસ એમ કરીને જ સંબંધિત જુદા જુદા લેખકોના વિચારોની સમગ્રતાને સમજવાની પોતાની અશક્તિને અપૂરતી રીતે છુપાવે છે." હેર ડ્યૂરિંગની વાત સાચી છે. ભવ્ય શૈલિમાં ઐતિહાસિક વર્ણન અમર રહો!

અહીં સુધી તો આપણે એવી ધારણાથી આગળ વધ્યા છીએ કે હેર ડ્યૂરિંગ વારંવાર જે ખોટા અવતરણો ટાંકવાની આદત ધરાવે છે તેની પાછળ તેની શુભ-નિષ્ઠા તો છે જ, અને તેનું કારણ કાં તો સમજી શકવાની તેની સંપૂર્ણ અશક્તિ અથવા યાદદાસ્ત ઉપરથી ટાંકવાની આદત—જે આદત ભવ્ય છટાથી કરેલા ઐતિહાસિક વર્ણન માટે વિશિષ્ટ લાગે છે, પણ સામાન્ય રીતે ઢંગ વગરની ગણાય છે. પણ હેર ડ્યૂરિંગ માટે પણ આપણે એવા બિંદુએ પહોંચ્યા છીએ જ્યાં પરિમાણનું રૂપાંતર ગુણમાં થાય છે. કારણ કે પ્રથમ તો આપણે એ વાત ધ્યાનમાં લેવી જ જોઈએ કે માર્ક્સના ગ્રંથનો આ ફકરો એકદમ સ્પષ્ટ છે, વળી તે જ ગ્રંથમાં તેનો વિશેષ ખુલાસો કરતો ફકરો છે જેથી ગેરસમજની કોઈ શક્યતા રહેતી નથી. બીજું, હેર ડ્યૂરિંગે "એકીસાથે વ્યક્તિગત અને સામાજિક મિલકત"ની ભયાનકતાની શોધ પરિશિષ્ટમાં પોતે કરેલા 'મૂડી'ના વિવેચનમાં (જેનો સંદર્ભ ઉપર છે) કે પછી 'આલોચનાત્મક ઈતિહાસ'ની પ્રથમ આવૃત્તિમાં નહોતી કરી પરંતુ ફક્ત બીજી આવૃત્તિમાં—એટલે કે 'મૂડી'ના **ત્રીજા** વાચનમાં—કરી હતી, વધુમાં, એ બીજી આવૃત્તિમાં, જે સમાજવાદી દૃષ્ટિએ ફરી લખેલી હતી, હેર ડ્યૂરિંગે સમાજની ભાવિ સંઘટના વિશે માર્ક્સને મોઢેથી નર્યો બકવાટ બને એટલો કહેવડાવવાનું જરૂરી ગણ્યું, જેથી પોતે તેના વિરોધમાં "મારા 'અભ્યાસક્રમ'માં **મેં** દોરેલી આર્થિક અને કાયદા સંબંધી રૂપરેખામાં વર્ણવેલા આર્થિક કોમ્યુનને" વધુ વિજયના નાદ સાથે રજૂ કરી શકે—અને હકીકતમાં કરે છે. જ્યારે આપણે આ બધું ધ્યાનમાં લઈએ ત્યારે એવા તારતમ્ય ઉપર આવવું જ પડે છે કે હેર

ડ્યૂરિંગે અહીં માર્ક્સના વિચારોનું "લાભકારક વિસ્તરણ" કર્યું છે — હેર ડ્યૂરિંગના લાભમાં.

પરંતુ માર્ક્સની કૃતિમાં નિષેધના નિષેધની ભૂમિકા કેવી છે? પૃ. ૭૯૧ તથા તેની પછીનાં પાનાઓ ઉપર તે અગાઉનાં પચાસ પાનાઓમાં કરેલા મૂડીના આદિ સંચયની ઐતિહાસિક અને આર્થિક તપાસનું તારતમ્ય આલેખે છે. મૂડીવાદી યુગના ઉદય પહેલાં નાના પાયાના ઉદ્યોગનું અસ્તિત્વ, ઓછામાં ઓછું ઇંગ્લૅંડમાં, કામદારની પોતાનાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીના આધાર ઉપર હતું. ત્યાં કહેવાતો આદિ મૂડીનો સંચય એવા ખુદ ઉત્પાદન કરતા ઉત્પાદકોના માલિકીહરણથી, એટલે કે માલિકના શ્રમ ઉપર આધારિત ખાનગી મિલકતના વિસર્જનથી, થયું હતું. એવું એટલા માટે શક્ય બન્યું કે ઉપર ઉલ્લેખિત નાના ઉદ્યોગનું ઉત્પાદન કેવળ ઉત્પાદન તથા સમાજની સંકુચિત આદિમ સીમાઓ સાથે મેળ ખાતું હોય છે અને અમુક તબક્કે પોતાના જ નિકંદનની ભૌતિક સંસ્થાઓને પેદા કરે છે. એ નિકંદન, વ્યક્તિગત અને છૂટાછવાયાં ઉત્પાદનનાં સાધનોનું સામાજિક રીતે કેંદ્રિત સાધનોમાં રૂપાંતર, મૂડીનો પ્રાગિતિહાસ બને છે. જેવા કામદારો સર્વહારાઓમાં પલટાઈ જાય, તેમના શ્રમનાં સાધનો મૂડીમાં પલટાઈ જાય, અને જેવી મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ પોતાના પગ ઉપર ઊભી થઈ જાય, કે તરત શ્રમનું અધિક સમાજીકરણ અને જમીન તથા ઉત્પાદનનાં બીજાં સાધનોનું અધિક પરિવર્તન અને એટલે ખાનગી માલિકોનું વધુ માલિકીહરણ, નવું રૂપ ધારણ કરે છે. "હવે જેની માલિકી હરી લેવાની છે તે પોતાના માટે કામ કરતો કામદાર નથી પરંતુ ઘણા કામદારોનું શોષણ કરતો મૂડીદાર છે. એવા માલિકીહરણને ખુદ મૂડીવાદી ઉત્પાદનના અંતર્ભૂત નિયમોની કામગીરી થકી જ, મૂડીના કેંદ્રીકરણ થકી જ, આ સિદ્ધ કરવામાં આવે છે. એક મૂડીદાર હંમેશાં ઘણા મૂડીદારોને ખતમ કરી નાખે છે. એ કેંદ્રીકરણની સાથે સાથે જ, અથવા થોડા મૂડીદારો થકી ઘણાની માલિકીના અપહરણ સાથે શ્રમ-પ્રક્રિયાનું સહકારી સ્વરૂપ, વિજ્ઞાનનો સભાન ટેકનિકલ ઉપયોગ, જમીનનું પદ્ધતિસર સામૂહિક ખેડાણ, શ્રમનાં સાધનોનું રૂપાંતર શ્રમનાં એવાં સામૂહિક સાધનોમાં કે જેનો ઉપયોગ માત્ર સહિયારી રીતે થઈ શકે, ઉત્પાદનનાં તમામ સાધનોનો ઉપયોગ સમન્વિત સમાજીકૃત શ્રમનાં સંયુક્ત માલિકીનાં ઉત્પાદનનાં સાધનો તરીકે કરીને તેમના સંબંધમાં કરકસર, વગેરે નિરંતર વિસ્તરતા પાયા પર વિકસે છે. રૂપાંતરની એ પ્રક્રિયાના તમામ લાભ હડપ કરી જનારા અને એકહથ્થુ કરી લેનારા

મૂડીસમ્રાટોની સંખ્યામાં સતત ઘટાડાની સાથે સાથે કંગાલિયત, જુલમ, ગુલામી, નામોશી, અને શોષણ એકધારાં વધતાં જાય છે; પણ તેની સાથે કામદાર વર્ગનો, ખુદ મૂડીવાદી ઉત્પાદનની પ્રક્રિયાની કામગીરીના જ પરિણામે — સંખ્યાની દૃષ્ટિએ નિરંતર વધતા જતા, શિસ્તબદ્ધ, એકતાબદ્ધ અને સંગઠિત વર્ગનો, કોપ પણ વધતો જાય છે. ઉત્પાદનની પદ્ધતિમાં મૂડી બેડીરૂપ બનતી જાય છે — જે પદ્ધતિ તેના થકી જ અને તેની નીચે સદ્ધર બની છે. છેવટે ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને શ્રમનું સમાજીકરણ એવા બિંદુએ પહોંચે છે જ્યારે તેનો મેળ પોતાના મૂડીવાદી ખોળિયા સાથે ખાતો નથી. એ ખોળિયું ફાટે છે. મૂડીવાદી ખાનગી મિલકતનો મૃત્યુઘંટ વાગે છે. માલિકી હરી લેનારાઓની જ માલિકી હરી લેવામાં આવે છે."*

અને હવે હું વાચકને પૂછું છું: આમાં દ્વંદ્વવાદી ઝાલર, ગૂંચવાડા અને કાલ્પનિક નકશીકામ ક્યાં છે; ક્યાં છે એ ભેળસેળિયા અને ખોટી રીતે ઊભા કરેલા વિચારો કે જે મુજબ છેવટે તો બધું એકનું એક જ છે; પોતાના વફાદાર અનુયાયીઓ માટે દ્વંદ્વવાદી ચમત્કારો ક્યાં છે, હેગેલના લોગોસ સિદ્ધાંત પ્રમાણેના ગૂંચવાડા અને ગૂઢ દ્વંદ્વવાદી કચરો ક્યાં છે જેના વિના માર્ક્સ, હેર ડ્યૂરિંગના કથન પ્રમાણે, પોતાનું નિરૂપણ બરાબર ઘડીને મૂકવા જ અસમર્થ છે? માર્ક્સ તો ફક્ત ઇતિહાસમાંથી દર્શાવે છે અને અહીં સંક્ષિપ્ત રૂપમાં મૂકે છે કે જેવી રીતે અગાઉના નાના ઉદ્યોગે પોતાના વિસર્જનની, એટલે કે નાના માલિકોના માલિકીહરણની, સ્થિતિ પોતાના વિકાસથી અનિવાર્ય રીતે સર્જી, તેવી જ રીતે હવે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ એવી ભૌતિક પરિસ્થિતિ સર્જી છે કે જેનાથી તેનો પોતાનો નાશ થશે. આ પ્રક્રિયા ઐતિહાસિક છે, અને સાથે સાથે જો તે દ્વંદ્વાત્મક પણ હોય તો તેમાં માર્ક્સનો કોઈ દોષ નથી, હેર ડ્યૂરિંગને તેથી ગમે તેટલો અણગમો ઊપજે તોપણ.

માર્ક્સ એ બિંદુએ જ, ઐતિહાસિક અને આર્થિક હકીકતોના આધારે સાબિતી પૂરી રજૂ કરી દીધા પછી જ, આગળ વધે છે: "મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ અને હડપગીરી, એટલે મૂડીવાદી ખાનગી મિલકત, માલિકના શ્રમ ઉપર આધારિત વ્યક્તિગત ખાનગી મિલકતનો પ્રથમ નિષેધ અંકિત કરે છે. મૂડીવાદી ઉત્પાદન, પ્રકૃતિની પ્રક્રિયાની નિષ્ઠુરતા થકી, પોતાનો જ નિષેધ

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧. — સં.

પેદા કરે છે. એ છે નિષેધનો નિષેધ"—વગેરે (ઉપરના અવતરણ પ્રમાણે).

એ રીતે, પ્રક્રિયાનું વર્ણન નિષેધના નિષેધ તરીકે કરીને, માર્ક્સ એવું પુરવાર કરવા નથી માગતા કે એ પ્રક્રિયા ઐતિહાસિક રીતે જરૂરી હતી. એથી ઊલટું: એ પ્રક્રિયા આંશિક રીતે પૂરી થઈ ચૂકી છે એવું ઐતિહાસિક હકીકતોથી સાબિત કરીને, અને આંશિક રીતે ભાવિમાં બનવી જોઈએ એવું બતાવીને, વધારામાં એ પ્રક્રિયાનું નિરૂપણ એવી રીતે કરે છે કે તે ચોક્કસ દ્વંદ્વાત્મક નિયમ પ્રમાણે ચાલે છે. બસ એટલું જ. તેથી હેર ડ્યૂરિંગ જ્યારે એવી જાહેરાત કરે છે કે ભૂતકાળના ગર્ભમાંથી ભાવિનો જન્મ કરાવવાનું દાયણનું કામ એ નિષેધનો નિષેધ કરે છે, અથવા નિષેધના નિષેધના પાયા ઉપર જમીન અને મૂડીની સામાજિક માલિકીની જરૂરત અંગે માર્ક્સ કોઈને એ વિચાર માન્ય રખાવવા મથે છે (આ તો મૂર્ત રૂપમાં ડ્યૂરિંગ છાપ આંતરવિરોધ છે), ત્યારે તેમાં ફરી વાર હકીકતોની નરી વિકૃતિ જ છે.

હેર ડ્યૂરિંગમાં દ્વંદ્વવાદના સ્વરૂપની સમજણનો તદ્દન અભાવ એ હકીકતમાં જોવા મળે છે કે તે તેને ફક્ત સાબિતી પૂરી પાડવાના સાધન તરીકે ગણે છે, મર્યાદિત માનસ આકારગત તર્કશાસ્ત્ર અથવા પ્રાથમિક ગણિતના સંબંધમાં મર્યાદિત માનસની દૃષ્ટિની જેમ જ. આકારગત તર્કશાસ્ત્ર પણ નવાં પરિણામો તરફ, પરિચિતમાંથી અપરિચિત તરફ, જવાની પદ્ધતિ છે—એ રીતે દ્વંદ્વવાદ પણ ઘણા વધારે મહત્ત્વની એવી જ પદ્ધતિ છે, વધુમાં તે આકારગત તર્કશાસ્ત્રની સાંકડી ક્ષિતિજોને પાર કરી જાય છે, તેમાં જગત અંગે વધુ સર્વાંગી દૃષ્ટિનું બીજ છે. ગણિતમાં પણ એવો જ સહસંબંધ અસ્તિત્ત્વમાં છે. પ્રાથમિક ગણિત, અચલાંક તત્ત્વોનું ગણિત આકારગત તર્કશાસ્ત્રની મર્યાદામાં ચાલે છે, ચલ રાશિનું ગણિત, જેનો સૌથી મહત્ત્વનો ભાગ અતિસૂક્ષ્મ કલન ગણિત છે, ગણિતીય સંબંધોને દ્વંદ્વવાદ લાગુ પાડવા સિવાય બીજું કશું નથી. તેમાં સાબિતીનો સાદો પ્રશ્ન સંશોધનના નવાં ક્ષેત્રોમાં તેની પદ્ધતિનો અમલ થવાથી પૂર્વભૂમિકામાં ધકેલાઈ જાય છે. પરંતુ અત્યાણુ કલનનાં પ્રથમ પ્રમાણોથી શરૂ કરીને ઉચ્ચ ગણિતનાં લગભગ તમામ પ્રમાણો વિશુદ્ધ પ્રાથમિક ગણિતની દૃષ્ટિએ વાસ્તવમાં ખોટાં છે. આ દાખલામાં બન્યું તેમ, જ્યારે દ્વંદ્વવાદના ક્ષેત્રમાં ઉદ્ભવેલાં પરિણામોને આકારગત તર્કશાસ્ત્રથી સાબિત કરવાની કોશિશ થાય ત્યારે આવશ્યક રૂપે આવું જ બને છે. હેર ડ્યૂરિંગ જેવા કટ્ટર આધિભૌતિકવાદી સમક્ષ દ્વંદ્વવાદથી કંઈ પણ સાબિત કરવું તે લેઇબનિત્સ અને તેના શિષ્યોએ પોતાના સમયના ગણિતશાસ્ત્રીઓ સમક્ષ અત્યાણુ કલનનો સિદ્ધાંત સમજાવવા કોશિશ કરી અને

સમયનો વ્યય કર્યો એના જેવું જ થશે. હેર ડ્યૂરિંગને નિષેધના નિષેધથી—આપણે આગળ જોઈશું કે તેમાં પણ અવકલ અમુક ભાગ ભજવે છે—જે સંધિવા થઈ ગયો તેવી જ રીતે અવકલથી એ સમયના ગણિતશાસ્ત્રીઓને થયેલો. છેવટે એ સદ્‌ગૃહસ્થો અથવા મધ્યાંતરમાં જે મૃત્યુ નથી પામ્યા એ બધા અચકાઈને માર્ગ આપે છે, તેમને સમજણ પડી એ કારણસર નહિ પણ સિદ્ધાંત જ કાયમ સાચો ઠર્યો તેથી. હેર ડ્યૂરિંગ, પોતે કહે છે તેમ તેની ઉંમર લગભગ ચાળીશ જેટલી છે અને એ તે વૃદ્ધ બનશે, અને અમારી આશા મુજબ તે ઘરડો થશે તો તેનો અનુભવ પણ એવો જ હશે.

પણ હેર ડ્યૂરિંગનું જીવન તદ્દન કડવું બનાવી મૂકનાર, અને ખ્રિસ્તી ધર્મમાં પવિત્ર આત્મા સામે કરવામાં અવતા પાપ જેટલો જ અક્ષમ્ય, આ ભયાનક નિષેધનો નિષેધ આખર છે શું? એ સાદી પ્રક્રિયા દરેક સ્થળે અને દરરોજ ચાલે છે, અને કોઈ બાળક પણ જૂના આદર્શવાદી તત્ત્વજ્ઞાનનો ગૂઢ અંચળો તેના માનસમાંથી ઉતારી નાખવામાં આવે—જે અંચળો હેર ડ્યૂરિંગ જેવા લાચાર આધિભૌતિકવાદીઓના લાભમાં છે—તો સમજી શકશે. જવનો એક દાણો લઈએ. એવા કરોડો દાણા પિસાય છે, ઉકાળવામાં આવે છે, આથવવામાં આવે છે, અને ઉપયોગમાં લેવાય છે. પણ જો એવા જવના દાણાને ધોરણસરના સંજોગો મળે, તે માફકસર જમીનમાં પડે, તો ભેજ અને ગરમીની અસરથી તે ખાસ પરિવર્તન પામે છે, ઊગે છે, ખુદ દાણાનું અસ્તિત્વ એ રીતે ખતમ થઈ જાય છે, તેનો નિષેધ છે, તેને સ્થાને તેમાંથી ઊગેલો છોડ, દાણાનો નિષેધ નજરે પડે છે. પણ એ છોડવાની ધોરણસરની જીવન-પ્રક્રિયા શું છે? તે ઊગે છે, ફૂલેફાલે છે, તેને ખાતર અપાય છે, અને છેવટે તે ફરી જવના દાણા ઉત્પન્ન કરે છે, અને જેવા તે પાકી જાય એટલે દાંડી કરમાઈ જાય છે અને પાછો છોડનો નિષેધ થાય છે. નિષેધના એ નિષેધને કારણે ફરી વાર આપણને જવનો મૂળ દાણો મળે છે પણ એક જ ઘટક તરીકે નહિ, દસ, વીસ, કે ત્રીસગણો બનીને. દાણાની જાતિઓ ખૂબ ધીરે ધીરે રૂપાંતર પામે છે, તેથી જ સદીઓ પહેલાં જવના દાણાનું જે રૂપ હતું તે લગભગ એવું જ હજુ ચાલુ છે. પણ આપણે જો કોઈ લચીલો સજાવટી છોડ લઈએ, દાખલા તરીકે ડેહલિયા અથવા ઓર્કિડનો છોડ લઈએ, અને બીજની તેમ જ તેમાંથી ઊગતા છોડની માવજત બાગબાનીની કલાથી કરીએ, તો નિષેધના એવા નિષેધના પરિણામે આપણે વધુ બીજ મેળવીએ એટલું જ નહિ પરંતુ ગુણાત્મક દૃષ્ટિએ સુધરેલાં બીજ મેળવીએ અને તેમાંથી વધુ સુંદર પુષ્પો ઊગે અને એ પ્રક્રિયાના

દરેક પુનરાવર્તનથી, દરેક નવા નિષેધના નિષેધથી, તેની એ પ્રક્રિયાની પરિપૂર્ણતા વૃદ્ધિ પામતી જાય. જવના દાણાની પ્રક્રિયા માફક જ મોટા ભાગનાં જીવડાંમાં એ જ પ્રક્રિયા કામ કરે છે. દાખલા તરીકે, પતંગિયાં ઈંડાના નિષેધ થકી ઈંડામાંથી સર્જાય છે, જાતીય પરિપકવતા સુધી પહોંચે ત્યાં સુધીમાં કેટલાક રૂપાંતરોમાંથી પસાર થાય છે, જોડી રચે છે, અને પછી તેમનો નિષેધ થાય છે, જોડીની પ્રક્રિયા પૂરી થઈ જાય અને માદા સંખ્યાબંધ ઈંડાં મૂકે એટલે તરત મરણશરણ થઈ જાય છે. અહીં એ વાત સાથે અમને સંબંધ નથી કે બીજા છોડ અને પ્રાણીઓની પ્રક્રિયા એટલી સાદી નથી, તેઓ મૃત્યુ પામે એ પહેલાં બીજ, ઈંડાં, અથવા બચ્ચાં પેદા કરે છે— એક વાર નહિ પણ ઘણી વખત; અહીં અમારો હેતુ એટલું જ બતાવવાનો છે કે જૈવ જગતનાં બન્ને ક્ષેત્રોમાં નિષેધનો નિષેધ **ખરેખર થાય છે**. વધુમાં, સમગ્ર ભૂસ્તરશાસ્ત્ર નિષેધિત નિષેધોની શ્રેણી છે, જૂની શૈલ સંરચનાઓના ધ્વંસ અને નવી શૈલ સંરચનાઓના નિક્ષેપનો ક્રમ છે. પહેલાં તો પ્રવાહી રાશિ ઠંડો પડવાથી અસ્તિત્વમાં આવેલો પૃથ્વીનો મૂળ પોપડો મહાસાગરીય, વાયુમંડળીય, અને વાતાવરણીય-રાસાયણિક ક્રિયાથી તૂટી ગયો, અને એ ખંડિત રાશિઓના ટુકડાઓ વડે મહાસાગરોને તળિયે થર જામી ગયા, મહાસાગરોને તળિયે થતી સ્થાનિક ઊથલપાથલોથી સપાટીના ઉપરના અમુક હિસ્સોઓ પર વરસાદની, જુદી જુદી ઋતુઓમાં બદલાતા રહેતા તાપમાનની, અને વાતાવરણના ઑક્સિજન તથા કાર્બનિક ઍસિડની અસર પડે છે. જે પીગળેલા શૈલ રાશિઓ પૃથ્વીના પેટાળમાંથી બહાર નીકળે છે અને પછી ઠંડા પડી જાય છે તેમની ઉપર પણ એવી જ ક્રિયાઓની અસર પડે છે. એ રીતે, લાખો સદીઓ દરમિયાન, નિરંતર નવા નવા થર રચાતા જાય છે અને મોટા ભાગના ખતમ થઈ જાય છે, નવા થરોની રચનાની સામગ્રીની કામગીરી નિરંતર નવેસરથી કરતા રહે છે. પણ એ પ્રક્રિયાનું પરિણામ ઘણું ભાવાત્મક આવ્યું છે: અનેક પ્રકારના રાસાયણિક તત્ત્વોથી સંયોજિત જમીનનું સર્જન અને તેનું યાંત્રિક રીતે વિભાજન, જે વિપુલ પ્રમાણમાં બહુવિધ વનસ્પતિ શક્ય બનાવે છે.

એવું જ ગણિતમાં બને છે. બીજગણિતની કોઈપણ માત્રા લઈએ, દાખલા તરીકે a. તેને નકારવામાં આવે તો આપણને —a (ઋણ a) મળે છે. આપણે—a નો—ગુણાકાર —a વડે કરીને એ નિષેધનો નિષેધ કરીએ તો આપણને મળે છે $+a^2$, એટલે કે મૂળ ધનાત્મક માત્રા, પરંતુ ઉચ્ચતર કક્ષાની દ્વિતીય ઘાતની. આ દાખલામાં પણ એ હકીકતથી કશો ફરક નથી

પડતો કે આપણે ધનાત્મક $+a$ને તેના વડે જ ગુણીને એ જ $a^2$ મેળવી શકીએ છીએ કારણ કે એ રીતે પણ $a^2$ જ આવે છે. નિષેધિત નિષેધ $a^2$માં એવો જડબેસલાક ભરાયેલો છે કે $a^2$ હંમેશાં બે વર્ગમૂળ ધરાવે છે, a અને —a. અને આપણે વર્ગ સમીકરણોએ પહોંચીએ એટલે તરત એ હકીકત ભારે મહત્ત્વની બની જાય છે કે નિષેધિત નિષેધથી, વર્ગના ઋણાત્મક મૂળથી, છુટકારો અશક્ય છે. વધારે ઊંચી કક્ષાના પૃથક્કરણમાં, "અચોક્કસ રીતે લઘુ પરિમાણોનાં એવાં સંકલનોમાં," કે જેને ખુદ હેર ડ્યૂરિંગ ગણિતની ઉચ્ચતમ ક્રિયાઓ ગણે છે, અને જેને સાધારણ ભાષામાં અવકલ અને અનુકલન ગણિત કહેવામાં આવે છે, નિષેધનો નિષેધ એથી પણ વધુ દેખીતો છે. કલનનાં એ રૂપોનો ઉપયોગ કઈ રીતે થાય છે? ઉદાહરણ તરીકે, કોઈ ચોક્કસ સવાલમાં મારી પાસે બે ચલ રાશિ છે, x અને y. તેમાંથી એક પણ રાશિ, જ્યાં સુધી બીજો રાશિ સંબંધિત હકીકતો થકી નિર્ધારિત પ્રમાણમાં બદલાય નહિ ત્યાં સુધી, બદલાઈ શકતો નથી. હું x અને y ને, ભલે ગમે એટલા નાના કોઈ પણ વાસ્તવિક પરિમાણની સરખામણીમાંયે, એટલા સૂક્ષ્મ રૂપમાં નાના લઉં છું કે તે અદૃશ્ય થઈ જાય છે, x અને y માંથી તેમના પારસ્પરિક સંબંધ સિવાય બીજું કશું નથી બચતું, અને એ સંબંધનો પણ સમજો કે કશો ભૌતિક આધાર નથી રહેતો, તે એવું પરિમાણાત્મક પ્રમાણ હોય છે કે જેમાં જરાક સરખુંયે પરિમાણ નથી હોતું. તેથી $\frac{dy}{dx}$, અર્થાત્ x અને y ના અવકલો વચ્ચેનું પ્રમાણ, $\frac{0}{0}$ છે, પરંતુ $\frac{0}{0}$ માં $\frac{y}{x}$ ની અભિવ્યક્તિ હોય છે. હું અહીં પ્રાસંગિક ઉલ્લેખ કરી લઉં કે બે પરિમાણો અદૃશ્ય થઈ જવાની પળે ઝડપી લેવામાં આવેલું તેમની વચ્ચેનું પ્રમાણ આંતરવિરોધ છે, પરંતુ એથી આપણને કશી મુશ્કેલી નથી પડતી અને છેલ્લાં લગભગ બસો વર્ષો દરમિયાન સમગ્ર ગણિતને પણ નથી પડી. તો હવે જણાવો કે મેં x અને y ના નિષેધ સિવાય બીજું શું કર્યું છે? એટલું ખરું કે નિષેધ એવી રીતે નથી કર્યો જેથી તેને વિષે મારે પછી ચિંતા કરવાની રહે જ નહિ, આધિભૌતિકવાદમાં થતા નિષેધની જેમ નથી કર્યો, પણ આ દાખલાની હકીકતોને અનુરૂપ રીતે કર્યો છે. એટલે હવે મારી સામે ઉપસ્થિત ફોર્મ્યુલાઓ તથા સમીકરણોમાં x અને y ના સ્થાને તેમનો નિષેધ dx અને dy છે. પછી હું એ ફોર્મ્યુલાઓનો ઉપયોગ ચાલુ રાખું છું, dx તથા dy ને વાસ્તવિક—જોકે અમુક અપવાદરૂપ નિયમોને આધીન—પરિમાણો ગણું છું. અને અમુક ચોક્કસ બિંદુએ **નિષેધનો નિષેધ** કરું છું,

એટલે કે અવકલ ફોર્મ્યુલાઓનું અનુકલન કરું છું અને dx અને dy ને સ્થાને ફરી વાસ્તવિક પરિમાણો x અને y મેળવું છું, પરંતુ હવે હું આરંભમાં જ્યાં હતો ત્યાં નથી, પણ આ પદ્ધતિનો ઉપયોગ કરીને મેં એવો સવાલ ઉકેલી લીધો છે કે જેને ઉકેલવાની મથામણમાં સાધારણ રેખાગણિત અને બીજગણિતનાં જડબાં વ્યર્થ ભાંગી ગયાં હોત.

ઇતિહાસમાં પણ એવું જ છે. તમામ સભ્ય પ્રજાઓએ જમીનની સહિયારી માલિકીથી જ પ્રારંભ કરેલો. અમુક આદિમ તબક્કો પસાર કરી ગયેલી તમામ પ્રજાઓ માટે એ સહિયારી માલિકી ખેતીના વિકાસ દરમિયાન ઉત્પાદનને જકડી રાખતી જંજીર બની જાય છે. તે નાબૂદ થઈ જાય છે, તેનો નિષેધ થાય છે, અને વચગાળાના તબક્કાઓની લાંબી કે ટૂંકી હારમાળા પછી તેનું ખાનગી મિલકતમાં રૂપાંતર થાય છે. પરંતુ જમીનની ખાનગી માલિકીના પરિણામે જ ખેતીવાડીના વિકાસમાં આવેલા ઉચ્ચતર તબક્કામાં પાછી ખાનગી માલિકી જ ઉત્પાદનને જકડી રાખતી જંજીર બની જાય છે. આજના સમયમાં જમીનની નાની તેમ જ મોટી માલિકીના સંબંધમાં હાલત એવી જ છે. તેનો પણ નિષેધ થવો જોઈએ, તેને ફરી સહિયારી મિલકતમાં પલટાવી નાખવી જોઈએ, એવી માગણી અનિવાર્ય રીતે ઊભી થાય છે. પણ એ માગણીનો અર્થ એવો નથી કે આદિકાલના જેવી સહિયારી માલિકીની પુનઃસ્થાપના કરવામાં આવે, પરંતુ સહિયારી માલિકીનું ઘણું ઉચ્ચતર અને વધારે વિકસિત રૂપ અપનાવવામાં આવે જે ઉત્પાદનમાં અવરોધ બનવાને બદલે પ્રથમ વાર ઉત્પાદનને તમામ બંધનોથી મુક્ત કરે અને તેને માટે આધુનિક રાસાયણિક શોધો તથા યાંત્રિક નવરચનાઓનો પૂરો ઉપયોગ શક્ય બનાવે.

અથવા બીજું ઉદાહરણ લઈએ: પુરાતન કાળનું તત્ત્વજ્ઞાન આદિમ પ્રાકૃતિક ભૌતિકવાદનું હતું. એ કારણે તે ચિત્ત અને પદાર્થ વચ્ચેનો સંબંધ સ્પષ્ટ કરવા અશક્ત હતું. પણ એ પ્રશ્ન અંગે સ્પષ્ટતા કરવાની જરૂરિયાત શરીરથી અલગ થઈ શકે એવા આત્મા સંબંધી સિદ્ધાંતમાં, પછી આત્માની અમરતાના કથનમાં, અને છેવટે એકેશ્વરવાદમાં પરિણમી. એટલે પુરાણા ભૌતિકવાદનો આદર્શવાદ વડે નિષેધ થયો. પરંતુ તત્ત્વજ્ઞાનના વધુ વિકાસ દરમિયાન આદર્શવાદ પણ ટકી શક્યો નહિ અને તેનો નિષેધ આધુનિક ભૌતિકવાદથી થયો. આ આધુનિક ભૌતિકવાદ, નિષેધનો નિષેધ, ફક્ત પુરાતનની પુનઃસ્થાપના નથી, પરંતુ એ પ્રાચીન ભૌતિકવાદના કાયમી પાયામાં બે હજાર વર્ષોથી થતા રહેલા તત્ત્વજ્ઞાન અને પ્રાકૃતિક વિજ્ઞાનના વિકાસના તેમ જ એ બે હજાર વર્ષોના ઇતિહાસના

સમગ્ર ચિંતન-અંતસ્તત્ત્વનો ઉમેરો થયો છે. હવે તે કેવળ તત્ત્વજ્ઞાન કોઈ રીતે નથી રહ્યો પરંતુ આખો એક વિશ્વ દૃષ્ટિકોણ બની ગયો છે જેને વિજ્ઞાનોના કોઈ અલગ ખાસ વિજ્ઞાનમાં નહિ પરંતુ વાસ્તવિક વિજ્ઞાનોમાં પોતાની સપ્રમાણતા સ્થાપિત કરવાની છે અને લાગુ થવાનું છે. તેથી તત્ત્વજ્ઞાનને અહીં "ઉકેલી" લેવામાં આવ્યું છે, એટલે કે તેની ઉપર "કાબૂ જમાવી દેવામાં આવ્યો છે અને તેને જાળવી પણ રાખવામાં આવ્યું છે", તેના રૂપ અંગે તેની ઉપર કાબૂ જમાવી દેવામાં આવ્યો છે અને તેના સાચા અંતસ્તત્ત્વના સંબંધમાં તેને જાળવી પણ રાખવામાં આવ્યું છે. એ રીતે, જ્યાં હેર ડ્યૂરિંગને ફક્ત "શબ્દોની બાજીગરી" દેખાય છે ત્યાં બારીક પરીક્ષણ વસ્તુગત અંતસ્તત્ત્વને પ્રકાશમાં આણે છે.

છેલ્લે: હેગેલપંથી નિષેધના નિષેધની દાયણ તરીકેની કામગીરી વગર તો રુસોનો સમાનતાનો સિદ્ધાંત—જેનો કેવળ આછો અને વિકૃત પડઘો હેર ડ્યૂરિંગ પાડે છે—પણ પ્રકાશમાં ન જ આવ્યો હોત, જોકે એ વાત હેગેલના જન્મથી લગભગ વીસ વર્ષો પહેલાંની છે.[74] અને એ વાતની શરમનો તો સવાલ જ નથી, બલકે, સિદ્ધાંતની પ્રથમ રજૂઆતમાં તેની દ્વંદ્વવાદી ઉત્પત્તિની જાણે લગભગ ભભકાદાર છાપ છે. પ્રાકૃતિક અને જંગલી અવસ્થામાં માનવો સમાન હતા, અને રુસો તો ભાષાને પણ પ્રાકૃતિક અવસ્થામાં થયેલી વિકૃતિ તરીકે ગણે છે, અને તેણે એક જ જાતિની મર્યાદાઓમાં પ્રાણીઓની સમાનતાને, તાજેતરમાં હેક્કેલ તરફથી અનુમાનના આધારે આલાલી[75], અર્થાત્ વાચાહીન તરીકે વર્ગીકૃત થયેલા પ્રાણી-માનવો સુધી, વિસ્તારી છે તે વાજબી જ છે. પરંતુ એ સમાન પ્રાણી-માનવોમાં એક ગુણ હતો જે તેમને અન્ય પ્રાણીઓથી ચડિયાતું સ્થાન આપતો હતો: પરિપૂર્ણ બનવાની ક્ષમતા, વધુ વિકાસ સાધવાની શક્તિ, અને એ હકીકત અસમાનતાનું કારણ બની ગઈ. તેથી રુસોએ અસમાનતાના ઉદયને પ્રગતિ તરીકે ગણાવ્યો છે. પરંતુ એ પ્રગતિમાં વિષમતા સામેલ હતી: તેમાં સાથે સાથે પ્રતિગમન પણ હતું.

> "(મૂળ સ્થિતિથી આગળ) સમગ્ર પ્રગતિનો અર્થ દેખીતી રીતે **વ્યક્તિગત માનવીની પરિપૂર્ણતાની** પરંતુ વાસ્તવમાં **જાતિના પતનની** દિશાનાં કેટલાંય કદમોનો હતો... ધાતુકર્મ અને ખેતીવાડીમાં એવી બે કલાઓ અંકિત હતી કે જેની શોધથી એ પ્રચંડ ક્રાંતિ" (આદિમ વનનું ખેડેલી જમીનમાં રૂપાંતર, પરંતુ તેની સાથે સાથે મિલકત મારફત ગરીબી

અને ગુલામીની શરૂઆત) "આવી". "**માનવીઓને** સભ્ય બનાવનારી અને માનવ**જાતિનું** નિકંદન કાઢી નાખનારી વસ્તુઓ કવિની નજરે સોનું અને ચાંદી છે પરંતુ તત્ત્વજ્ઞાનીની નજરે લોઢું અને અનાજ છે."

સભ્યતાનું દરેક નવું આગેકદમ સાથે સાથે અસમાનતાની દિશામાં નવું આગેકદમ પણ હોય છે. સભ્યતાની સાથે સાથે ઉદય પામેલા સમાજે સ્થાપેલી તમામ સંસ્થાઓ તેમના અસલ હેતુથી ઊલટી સંસ્થાઓમાં પલટાઈ જાય છે.

"નિર્વિવાદ હકીકત, અને સમગ્ર પ્રજાકીય કાનૂનનો મૂળભૂત સિદ્ધાંત, છે કે પ્રજાઓ સરદારોની સ્થાપના પોતાના સ્વાતંત્ર્યના રક્ષણ માટે કરે છે, એટલા માટે નહિ કે સરદારો તેમને ગુલામીમાં જકડી લે".

તેમ છતાં એ સરદારો અનિવાર્ય રીતે પ્રજાઓના પીડકો બની જાય છે અને જુલમને એટલી હદ સુધી વધારી દે છે કે તદ્દન અંતિમતાએ પહોંચાડી દેવામાં આવેલી અસમાનતા ફરી તેનાથી ઊલટું રૂપ ધારણ કરી લે છે, સમાનતાનું કારણ બને છે: જુલમગારની સામે સૌ સમાન હોય છે—એકસરખી રીતે મીંડા જેવા.

"અહીં આપણી સમક્ષ અસમાનતાની અંતિમ સીમા આવે છે, જે **એક કૂંડાળાને પૂરું કરતું છેલ્લું બિંદુ છે અને જ્યાંથી આપણે પ્રસ્થાન કર્યું એ બિંદુને મળે છે**: અહીં તમામ ખાનગી વ્યક્તિઓ ફરી વાર સમાન બને છે, ફક્ત એ કારણે કે તેઓ બધા મીંડા જેવા હોય છે, અને તાબેદારો માટે માલિકની ઇચ્છા સિવાય બીજો કોઈ કાનૂન નથી હતો". પરંતુ જુલમગાર જ્યાં સુધી બળનો ઉપયોગ કરી શકે છે ત્યાં સુધી જ માલિક છે અને તેથી "જ્યારે તેને હાંકી કાઢવામાં આવે" ત્યારે તે "બળના ઉપયોગની ફરિયાદ" કરી શકતો નથી... "તે માત્ર બળ વડે જ સત્તા ઉપર ટકી રહેલો અને તેને બળ વડે જ ફેંકી દઈ શકાય, એ રીતે બધું સ્વાભાવિક ક્રમ મુજબ બને છે."

અને એટલે અસમાનતા ફરી સમાનતામાં પલટાય છે, પરંતુ તે અગાઉની વાચાહીન આદિમ માનવોની પ્રાકૃતિક સમાનતા નથી હોતી, સામાજિક કરાર મુજબની ઉચ્ચતર સમાનતા હોય છે. જુલમગારો જુલમના ભોગ બને છે. તેમાં નિષેધનો નિષેધ હોય છે.

તેથી રુસોના લખાણમાં આપણને, માર્ક્સની કૃતિ 'મૂડી'માં વિકસાવેલી ચિંતનરેખાને બરાબર મળતી ચિંતનરેખા જોવા મળે છે એટલું જ નહિ, પરંતુ તેની વિગતોની બાબતમાંયે, માર્ક્સે જેનો ઉપયોગ કર્યો છે એવી જ દ્વંદ્વવાદી શબ્દાવલિની આખી હારમાળા પણ જોવા મળે છે: સ્વભાવગત વિષમ પ્રક્રિયાઓમાં આંતરવિરોધ હોય છે; એક અંતિમતાનું તેનાથી તદ્દન વિરોધી અંતિમતામાં રૂપાંતર; અને છેવટે આવે છે આખી વાતના મૂળ તરીકે નિષેધનો નિષેધ. અને જોકે ૧૭૫૪માં રુસો "હેગેલનાં સૂત્રો" હજુ બોલી શકે એમ ન હતો પરંતુ હેગેલના જન્મથી ૧૬ વર્ષ પૂર્વે તેને હેગેલપંથી રોગચાળાનો, આંતરવિરોધની દ્વંદ્વાત્મકતાનો, લોગોસના સિદ્ધાંતનો, ઈશ્વરમીમાંસાનો, વગેરેનો સખત ચેપ લાગી ગયો હતો. અને જ્યારે રુસોના સમાનતાના સિદ્ધાંતના છીછરા રૂપમાં હેર ડ્યૂરિંગ પોતાના વિજયી બે પુરુષો સંબંધી કામગીરી શરૂ કરી દે છે ત્યારે તે પોતે એવા ઢળતા પાટિયે હોય છે કે તેને નિરુપાય દશામાં સરકીને નિષેધના નિષેધની ભુજાઓમાં સમાઈ જવું જ પડે. જે સ્થિતિમાં બે પુરુષોની સમાનતા ખીલી હતી, અને જેને આદર્શ સ્થિતિ પણ ગણાવવામાં આવી હતી, તેનું નિરૂપણ તેની કૃતિ 'તત્ત્વજ્ઞાન'માં ૨૭૧મા પાનામાં "આદિમ સ્થિતિ" તરીકે કરવામાં આવ્યું છે. પરંતુ ૨૭૯મા પૃષ્ઠ મુજબ, એ આદિમ સ્થિતિને "લૂંટારુ પદ્ધતિ"એ અનિવાર્ય રૂપે ખતમ કરી નાખી—પ્રથમ નિષેધ. પણ હવે, વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનને કારણે, આપણે લૂંટારુ પદ્ધતિને નાબૂદ કરવા સુધી પહોંચ્યા છીએ અને તેને સ્થાને હેર ડ્યૂરિંગે શોધેલું સમાનતા ઉપર મંડાયેલું આર્થિક કોમ્યુન સ્થાપીએ છીએ— નિષેધનો નિષેધ, ઉચ્ચ સ્તરની સમાનતા. કેવું મઝાનું દૃશ્ય, અને આપણી દૃષ્ટિની સીમા કેવી લાભકારક રીતે વિસ્તરી: હેર ડ્યૂરિંગ જેવી વિભૂતિ નિષેધના નિષેધનો મોતની સજાને પાત્ર ગુનો કરે છે!

તો નિષેધનો નિષેધ આખર છે શું? પ્રકૃતિ, ઈતિહાસ, અને ચિંતનના વિકાસનો અત્યંત સામાન્ય—અને એ કારણસર અત્યંત દૂરગામી અને મહત્ત્વનો—નિયમ, એવો નિયમ કે જે, આપણે જોયું તેમ, પ્રાણી અને વનસ્પતિ જગતને, ભૂસ્તરશાસ્ત્રને, ગણિતને, ઈતિહાસને, અને તત્ત્વજ્ઞાનને લાગુ પડે છે—એવો નિયમ કે જેનું પાલન હેર ડ્યૂરિંગને, તેના પૂરા જક્કી વિરોધ છતાં, પણ અજાણતાં અને પોતાની રીતે કરવું પડે છે. દેખીતું છે કે હું, જવના દાણાનું ઉદાહરણ આપીને ફળોત્પાદક છોડના ફણગાથી મૃત્યુ સુધીના વિકાસને નિષેધનો નિષેધ ગણાવતી વેળા જવના દાણાના વિકાસની **વિશિષ્ટ**

પ્રક્રિયા વિશે કશું નથી કહેતો, કારણ કે અનુકલન ગણિતમાં નિષેધનો નિષેધ હોય છે, અને જો હું એમ કરું તો સાવ નિરર્થક વાત કરવા લાગું કે મારા ખ્યાલ મુજબ જવના છોડની જીવન પ્રક્રિયા અનુકલન ગણિત છે, અથવા સમજો કે સમાજવાદ છે. આધિભૌતિકવાદીઓ હંમેશાં એવો આક્ષેપ દ્વંદ્વવાદને શિરે લગાવતા રહ્યા છે. જ્યારે હું કહું છું કે એ બધી બધી પ્રક્રિયાઓમાં નિષેધનો નિષેધ અંકિત છે ત્યારે એ તમામને ગતિના એક જ નિયમ હેઠળ લાવું છું, અને એ કારણસર જ દરેક અલગ અલગ પ્રક્રિયાનાં વિશિષ્ટ લક્ષણોને છણાવટમાં ધ્યાનમાં લેતો નથી. પરંતુ દ્વંદ્વવાદ તો પ્રકૃતિ, માનવ સમાજ, અને ચિંતનની ગતિ તથા વિકાસના નિયમોના વિજ્ઞાન સિવાય બીજું કશું જ નથી.

પણ કોઈ કદાચ વાંધો ઉઠાવે: આ દાખલામાં થયેલો નિષેધ ખરો નિષેધ નથી: હું જવના દાણાને દળું ત્યારે તેનો, જીવડાને પગ નીચે કચરી નાખું ત્યારે તેનો, અથવા ધનાત્મક પરિમાણ a ને રદ કરું ત્યારે તેનો, નિષેધ કરું છું, વગેરે. અથવા હું "આ ગુલાબ નથી" એમ કહીને હું જ્યારે "આ ગુલાબ છે" એવા વાક્યનો નિષેધ કરું, અને પછી "આખર ગુલાબ તો ગુલાબ છે" એમ કહીને એ નિષેધનો નિષેધ કરું ત્યારે મને શું મળે છે? વાસ્તવમાં એવા વાંધાઓ જ દ્વંદ્વવાદ સામે આધિભૌતિકવાદીઓની મુખ્ય દલીલો બની રહે છે, અને એવી ચિંતનરીતિની સંકુચિત મનોવૃત્તિ તેમને બરાબર છાજતી છે. દ્વંદ્વવાદમાં નિષેધનો અર્થ ફક્ત "ના" કહેવામાં નથી, અથવા એવું જાહેર કરવામાં નથી કે અમુકનું અસ્તિત્વ જ નથી, અથવા ઠીક લાગે તેમ ગમે તેનો નાશ કરવામાં નથી. લાંબા સમય પહેલાં સ્પિનોઝાએ કહેલું: દરેક સીમાંકન અથવા નિર્ધારણ સાથોસાથ નિષેધ પણ હોય છે[76]. અને વધુમાં: અહીં નિષેધના પ્રકારનું નિર્ધારણ પ્રથમ તો પ્રક્રિયાના સામાન્ય સ્વરૂપના આધારે અને પછી તેના વિશિષ્ટ સ્વરૂપના આધારે થાય છે. મારે ખાલી નિષેધ જ નથી કરવાનો પરંતુ તેને ઉચ્ચતર એકતામાં ઉકેલવાનો પણ છે. તેથી મારે પ્રથમ નિષેધને એવી રીતે ગોઠવવો જોઈએ કે બીજો નિષેધ શક્ય રહે અથવા બની જાય. કઈ રીતે? તેનો આધાર દરેક અલગ દાખલાના વિશિષ્ટ સ્વરૂપ ઉપર હોય છે. જો હું જવના દાણાને દળી નાખું, અથવા જીવડાને કચડી નાખું, તો કાર્યનો પહેલો પાર પાડી લઉં પણ બીજા હિસ્સાને અશક્ય બનાવી દઉં. એટલે દરેક જાતની વસ્તુના નિષેધની એવી આગવી રીત હોય છે કે જે આગળ વિકાસ અંકિત કરે, અને દરેક પ્રકારની વિભાવના અથવા વિચારની બાબતમાં પણ એમ જ હોય છે. અત્યણુ કલનમાં નિષેધનું રૂપ ઋણાત્મક મૂળોમાંથી ધનાત્મક

ધાતો રચવામાં વપરાતા રૂપથી નિરાળું હોય છે. બીજી બધી બાબતોની માફક જ આ બાબત પણ શીખવી પડે છે. જવના છોડનું તેમ જ અત્યાણુ કલનનું સંચાલન નિષેધના નિષેધ થકી થાય છે એટલું જ જ્ઞાન મારે માટે સફળ રીતે જવ ઉગાડવાનું કે અવકલન તથા અનુકલન કરવાનું શક્ય નથી બનાવતું, અને એવી જ રીતે, વાયોલિનમાં તારનાં પરિમાણોના આધારે ધ્વનિના નિર્ધારણના નિયમો જ ખાલી જાણી લેવાથી મારે માટે વાયોલિન વગાડવાનું શક્ય નથી બનતું. પરંતુ સ્પષ્ટ છે કે જે નિષેધનો નિષેધ ફક્ત a વારાફરતી લખવા અને ભૂંસવાની બાલિશ રમતમાં, અથવા ગુલાબને વારાફરતી ગુલાબ છે એમ અને ગુલાબ નથી એમ જાહેર કરવામાં, સમાયેલો હોય તેમાંથી તો એવી કંટાળાજનક કારવાઈ કરનારા માણસની મૂર્ખાઈ સિવાય બીજું કશું નીપજતું નથી. તેમ છતાં આધિભૌતિકવાદીઓ આપણને એવું મનાવવા મથે છે કે આપણને ક્યારેય નિષેધનો નિષેધ કરવાનું મન થાય તો તેની સાચી રીત એવી જ છે.

એટલે ફરી વાર બીજું કોઈ નહિ પણ હેર ડ્યૂરિંગ જ એમ કહીને આપણને ગૂંચવે છે કે નિષેધનો નિષેધ તો હેગેલ ઉપજાવી કાઢેલી, ધર્મના ક્ષેત્રમાંથી તફડાવી લીધેલી અને માનવીના પતન તથા ઉદ્ધારની કહાણી ઉપર આધારિત, મૂઢતાભરી વાત છે. જેવી રીતે "ગદ્ય" શબ્દના અસ્તિત્વથી ઘણા સમય પહેલાં લોકો ગદ્યમાં બોલતા હતા તેવી જ રીતે દ્વંદ્વવાદ શું કહેવાય તેની જાણકારી હાંસલ કરતાં પહેલાં ઘણા સમયથી દ્વંદ્વવાદી રીતે વિચાર કરતા હતા. નિષેધના નિષેધનો નિયમ પ્રકૃતિ અને ઈતિહાસમાં, અને તેને પારખી કાઢવામાં આવ્યો ત્યાં સુધી આપણાં ભેજાંમાં પણ, અભાન કામગીરી કરતો હતો અને તેનું પ્રથમ સ્પષ્ટ નિરૂપણ હેગેલે કર્યું હતું. જો હેર ડ્યૂરિંગ તેનો પ્રયોગ ચુપચાપ કરવા માગતો હોય, અને ખાલી નામ જ સાંખી ન શકતો હોય, તો ભલે બહેતર નામ ગોતી કાઢે. પણ તેનો ઈરાદો એ પ્રક્રિયાને ચિંતનમાંથી દેવાનો હોય તો અમારે તેને કહેવું જ પડે કે ભલો થઈને પહેલાં તેને પ્રકૃતિ તથા ઈતિહાસમાંથી દેશવટો આપે, અને એવી ગણિત પદ્ધતિ ગોતી કાઢે કે જેમાં $-a \times -a$નું પરિણામ $+a^2$ ન આવતું હોય અને જેમાં અવકલન અને અનુકલનની સખત મનાઈ હોય તથા મનાઈનો ભંગ કરનારને આકરી સજા થતી હોય.

# ૧૪. નિષ્કર્ષ

અમે હવે તત્ત્વજ્ઞાનની છણાવટ પૂરી કરી લીધી છે. 'અભ્યાસક્રમ'માં ભાવિ અંગે જે અન્ય તરંગવિહાર છે તેની ચર્ચા અમે સમાજવાદમાં હેર ડ્યૂરિંગની ક્રાંતિની છણાવટ વખતે કરીશું. હેર ડ્યૂરિંગે આપણને શાનાં શાનાં વચન આપેલાં? દરેક વસ્તુનાં. અને તેણે કેટલાં વચન પાળ્યાં? એક પણ નહિ. "એ તત્ત્વજ્ઞાનનાં તત્ત્વો કે જે વાસ્તવિક છે અને એટલે પ્રકૃતિ તથા જીવનની વાસ્તવિકતાનું પરીક્ષણ કરે છે", "વિશ્વની શુદ્ધ વૈજ્ઞાનિક વિભાવના", "પદ્ધતિસર્જક વિચારો", અને હેર ડ્યૂરિંગની અન્ય બધી સિદ્ધિઓમાંથી, જેને તેણે છટાદાર વાક્યોમાં દુનિયા સામે ઢોલ પીટીને જાહેર કરી છે, જેને જેને અમે હાથમાં લીધી તે **નિર્ભેળ ઊંટવૈદું** જ સાબિત થઈ છે. પેલી જગતની રેખાંકિત વિભાગણી, જેણે "ચિંતનની ગહનતાથી લેશમાત્ર ચલિત થયા વિના હસ્તીમાં મૂળભૂત રૂપોની મક્કમ સ્થાપના કરી દીધી", હેગેલપંથી તર્કશાસ્ત્રની અત્યંત વિકૃત નકલ જ સાબિત થઈ, અને તેની જેમ જ એવો વહેમ ધરાવે છે કે એ "મૂળભૂત રૂપો" અથવા તાર્કિક પ્રવર્ગો જગતની પહેલાં અને બહાર ક્યાંક રહસ્યમય અસ્તિત્વ ધરાવતાં રહ્યાં છે અને જગત ઉપર "લાગુ કરવાનાં છે". પ્રકૃતિના તત્ત્વજ્ઞાને આપણી સામે વિશ્વની ઉત્પત્તિનો એવો ખ્યાલ રજૂ કર્યો કે જેનું આરંભબિંદુ "પદાર્થની સ્વસમાન સ્થિતિ" છે—એવી સ્થિતિ કે જેની કલ્પના પદાર્થ અને ગતિ વચ્ચેના સંબંધ અંગેના એકદમ ભયંકર ગૂંચવાડા વડે જ થઈ શકે; એવી સ્થિતિ કે જે, વધુમાં, અલૌકિક વ્યક્તિરૂપ ઈશ્વરની ધારણાથી જ કલ્પી શકાય—ફક્ત તે જ પદાર્થની એ સ્થિતિમાં ગતિ લાવી શકે. જૈવ પ્રકૃતિની ચર્ચામાં, વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાને પ્રથમ તો ડાર્વિનપંથી જીવન સંઘર્ષ અને પ્રાકૃતિક વરણીને "માનવજાત સામે મંડાયેલી ક્રૂરતાની જ નિશાની" તરીકે ગણાવ્યાં, અને પછી બન્નેને પ્રકૃતિમાં કામગીરી કરતાં તત્ત્વો

તરીકે, જોકે ગૌણ દરજ્જાનાં, પાછલે દરવાજેથી પાછાં દાખલ કરવાં પડયાં. વળી, વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાને જીવવિજ્ઞાન ક્ષેત્રમાં એવી અજ્ઞાનતા પ્રદર્શિત કરી કે જે હાલમાં જ્યારે સરળ વિજ્ઞાનનાં વ્યાખ્યાનોથી છટકી શકાય એમ નથી ત્યારે "શિક્ષિત વર્ગો"ની પુત્રીઓમાં પણ જોવામાં આવતી નથી. નૈતિકતા અને કાનૂનના ક્ષેત્રમાં, હેગેલના વિચારોની છીછરી આવૃત્તિમાં જે નિષ્ફળતા મેળવી છે તેનાથી ઓછી નિષ્ફળતા રુસોના વિકૃતીકરણમાં નથી મેળવી. અને કાયદાશાસ્ત્રને લાગેવળગે છે ત્યાં સુધી, તેની તમામ ઊલટી ખાતરીઓ છતાં, તેણે જૂના પ્રશિયાના સામાન્ય વકીલોમાં પણ નથી જોવા મળતો એવો જ્ઞાનનો અભાવ દર્શાવ્યો. જે તત્ત્વજ્ઞાન "કોઈ ખાલી દેખીતી ક્ષિતિજની સપ્રમાણતાને માન્ય નથી કરતું" તે કાયદા લગતી બાબતોમાં, પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનના અમલના ક્ષેત્ર જેટલા જ વિસ્તારને આવરતી વાસ્તવિક ક્ષિતિજોથી સંતોષ માની લે છે. "બાહ્ય અને આંતરિક પ્રકૃતિની પૃથ્વીઓ અને અંતરિક્ષો" ખુલ્લાં કરવાનું વચન જે તત્ત્વજ્ઞાને પોતાનાં જોરદાર ક્રાંતિકારી સપાટામાં આપેલું તેની હજુ આપણે રાહ જોઈને બેઠા છીએ; એવી જ રીતે આપણે હજુ "અંતિમ અને પરમ સત્યો" અને "એકદમ મૂળભૂત" આધારની રાહ જોઈએ છીએ. જે તત્ત્વજ્ઞાનીની ચિંતનની રીત "જગત અંગેની આત્મલક્ષી મર્યાદિત કલ્પના"ને "બકાત" રાખે છે તે તેના તદ્દન ખામીભર્યા જ્ઞાનને કારણે બિલકુલ આત્મલક્ષી રીતે મર્યાદિત પુરવાર થાય છે એટલું જ નહિ પણ તેની સંકુચિત રીતે યોજેલી ચિંતનની આધિભૌતિકવાદી રીત અને તેની વિલક્ષણ આત્મશ્લાઘા, તથા તેના બાલિશ વ્યક્તિગત તુક્કાઓ સુદ્ધાંથી એવી સાબિત થાય છે. તે પોતાના વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનને તમાકુ, બિલાડીઓ અને યહૂદીઓ પ્રત્યેની પોતાની સૂગને યહૂદીઓ સમેત સમગ્ર માનવજાત માટે સામાન્ય નિયમ બનાવ્યા સિવાય રજૂ કરી શકતો નથી. બીજા લોકો પ્રત્યેની તેની "ખરેખર આલોચનાત્મક દૃષ્ટિ"નું પ્રદર્શન તે પોતે જ ઘડી કાઢેલી વાતો તેમના નામે ચડાવી દીધા વિના કરી શકતો નથી. કૂપમંડૂકોને છાજે એવા વિષયો, જેમ કે જીવનનું મૂલ્ય અને જીવનનો આનંદ માણવાનો ઉત્તમ માર્ગ, વિષે તેના શબ્દાડંબરી વેદિયાવેડામાં જ એટલી બધી કૂપમંડૂકતા ઓતપ્રોત છે કે ગેટેના ફૌસ્ટ પ્રત્યે તેના રોષનો ખુલાસો તેમાંથી મળી જાય છે. વાસ્તવિકતાના ગંભીર તત્ત્વજ્ઞાની વાગનેરને નહિ પણ અનૈતિક ફૌસ્ટને પોતાની કૃતિનો નાયક બનાવીને ગેટેએ અક્ષમ્ય ગુનો કર્યો છે. ટૂંકમાં, એકંદર રીતે વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન હેગેલના શબ્દોમાં "જર્મન જ્ઞાનપ્રકાશનો નબળામાં નબળો અવશેષ" સાબિત થયું છે—એવો

અવશેષ કે જેની ક્ષીણતા અને પારદર્શક સાધારણ સ્વરૂપને કેવળ દેવવાણી તુલ્ય શબ્દાલંકારોનો ભૂકો ભેળવીને જ વિશેષ સંગીન અને અપારદર્શક બનાવવામાં આવ્યાં છે. અને હવે આપણે પુસ્તક પૂરું કરી લીધું છે ત્યારે આપણે અગાઉ જેટલી જાણકારી ધરાવતા હતા એટલી જ અત્યારે પણ ધરાવીએ છીએ; અને આપણે એકરાર કરવો પડે છે કે "ચિંતનની નવી રીત", "તળિયેથી ટોચ સુધી મૌલિક નિષ્કર્ષો તથા વિચારો" અને "પદ્ધતિસર્જક વિચારો"એ, આપણને બહુવિધ મૌલિક બકવાટ જરૂર બતાવ્યો છે પરંતુ એક પણ એવી લીટી નથી આપી કે જેમાંથી આપણને કંઈક શીખવા મળ્યું હોય. અને આ માણસ જે કોઈ પણ બજારુ વૈદ્યની માફક પોતાની પ્રતિભાઓ અને પોતાના માલનાં વખાણ ઝાંઝપખાજ તથા તૂરી વગાડીને જોરશોરથી કરે છે, અને જેના ભભકાદાર શબ્દો પાછળ કશું નથી, બિલકુલ કશું જ નથી—તેવો આ માણસ ફીખ્તે, શેલિંગ અને હેગેલ જેવા પુરુષો—જેમાંથી ઓછામાં ઓછી પ્રતિભા ધરાવતો માનવી પણ હેર ડ્યૂરિંગની સરખામણીમાં તો જબ્બર પ્રતિભા ધરાવે છે—અંગે એવું કહેવાની ચેષ્ટા કરે છે કે તેઓ બધા ઊંટવૈદો છે. ઊંટવૈદ, ખરેખર! પણ એ શબ્દ સૌથી વધુ કોને લાગુ થાય છે?

## ૧. વિષયવસ્તુ અને પદ્ધતિ

રાજકીય અર્થશાસ્ત્ર વિશાળ અર્થમાં એવા નિયમોનું વિજ્ઞાન છે કે જે માનવ સમાજમાં ગુજારાનાં ભૌતિક સાધનોના ઉત્પાદન અને વિનિમયનું સંચાલન કરે છે. ઉત્પાદન અને વિનિમય એ બન્ને અલગ અલગ ક્રિયાઓ છે. ઉત્પાદન વિનિમય વિના પણ સંભવી શકે, પરંતુ વિનિમય અનિવાર્ય રીતે પેદાશોનો વિનિમય હોવાથી ઉત્પાદન વિના સંભવી ન શકે. આ દરેક ક્રિયા પોતાની વિશિષ્ટ પ્રકારની બાહ્ય અસરને આધીન છે અને એ કારણસર દરેકના પોતાના ખાસ નિયમો છે. પરંતુ બીજી બાજુથી, તે બન્ને એકબીજા ઉપર સતત એવી અસર કરે છે કે તે બન્નેને આર્થિક વક્રરેખાના ભુજાક્ષ અને કોટિ તરીકે ગણાવી શકાય.

માનવી જે સંજોગોમાં ઉત્પાદન અને વિનિમય કરે છે તે દેશે દેશે, દરેક દેશની અંદર, અને પેઢી દર પેઢી જુદા જુદા હોય છે. તેથી રાજકીય અર્થશાસ્ત્ર બધા જ દેશો માટે અને બધા જ ઐતિહાસિક તબક્કાઓમાં સમાન પ્રકારનું હોતું નથી. તીરકામઠાં, પથ્થરની છરી, અને જંગલી લોકોમાં કેવળ અપવાદ રૂપે થતાં આપલેનાં કૃત્યોને વિશાળ અંતરો એક હજાર હોર્સપાવરના વરાળ ઍંજિન, યાંત્રિક સાળ, રેલવે, અને બૅંક ઓફ ઇંગ્લૅંડથી જુદાં પાડે છે. તિએરા ડેલ ફુએગોના રહેવાસીઓ હજી વ્યાપક ઉત્પાદન તથા વિશ્વ વ્યાપાર સુધી નથી પહોંચ્યા અને એવી જ રીતે તેમને હૂંડીઓની દલાલી કે શૅરબજારની મંદીનો અનુભવ નથી. તિએરા ડેલ ફુએગોના રાજકીય અર્થશાસ્ત્રને આધુનિક ઇંગ્લૅંડના પ્રવર્તમાન નિયમો નીચે લાવવા કોઈ મથે તો તેમાંથી સાવ ચવાયેલી તુચ્છ વાતો સિવાય બીજું કશું નીપજે નહિ. તેથી મૂળભૂત રીતે રાજકીય અર્થશાસ્ત્ર **ઐતિહાસિક** વિજ્ઞાન છે. તે એવી વસ્તુઓ સાથે કામ લે છે કે જે

ઐતિહાસિક છે, એટલે કે સતત પરિવર્તનશીલ છે; ઉત્પાદન અને વિનિમયની ઉત્ક્રાંતિના દરેક જુદા તબક્કાના ખાસ નિયમોની તેથી તપાસ કરવી જોઈએ, અને જ્યારે એ તપાસ પૂરી થાય ત્યારે જ તેને સામાન્ય રીતે સર્વત્ર લાગુ પાડી શકાય એવા નિયમો સ્થાપી શકાશે. સાથે સાથે, કહેવાની ભાગ્યે જ જરૂર છે કે અમુક ઉત્પાદન પદ્ધતિ અને વિનિમયના રૂપ માટે જે નિયમો સાચા હોય છે તે એવી પદ્ધતિ તથા વિનિમયનાં રૂપો ધરાવતા તમામ ઐતિહાસિક યુગો માટે પણ સાચા હોય છે. એ રીતે, દાખલા તરીકે, ધાતુના નાણાની શોધે ઉપજાવેલા નિયમો એવા તમામ દેશો તથા ઐતિહાસિક યુગોના સંબંધમાં સાચા છે કે જ્યાં ધાતુના નાણા વડે વિનિમય થતો હોય.

અમુક ચોક્કસ ઐતિહાસિક સમાજમાં પ્રવર્તમાન ઉત્પાદન અને વિનિમયની પદ્ધતિ, અને એ સમાજના ઉદયના ઐતિહાસિક સંજોગો, ઉત્પાદિત જણસોની વહેંચણીની પદ્ધતિ નિર્ધારિત કરે છે. જમીનની સહિયારી માલિકીનો કબીલા અથવા ગ્રામ સમાજ કે જેના થકી તમામ સભ્ય પ્રજાઓ ઈતિહાસમાં પ્રવેશે છે ત્યાં રાબેતા મુજબ જ ઉત્પાદિત જણસોની ઠીક ઠીક સમાન વહેંચણી પ્રવર્તે છે; જ્યારે એ સમાજના સભ્યોમાં વહેંચણીની અસમાનતા શરૂ થાય છે ત્યારે સંકેત સ્પષ્ટ બને છે કે એ સમાજનું વિઘટન શરૂ થયું છે.

વ્યાપક અને લઘુ સ્તરની ખેતીમાં વહેંચણીનાં જુદાં જુદાં રૂપો વિકાસના ઐતિહાસિક સંજોગો પ્રમાણે હસ્તી ધરાવે છે. પણ દેખીતી વાત છે કે વ્યાપક સ્તરની ખેતી લઘુ સ્તરની ખેતી કરતાં જુદી જાતની વહેંચણી પેદા કરે છે; વ્યાપક સ્તરની ખેતી વર્ગીય આંતરવિરોધ સર્જે છે—ગુલામોના માલિકો અને ગુલામો, સામંતો અને ખેતગુલામો મૂડીદારો અને વેતન કમાતા કામદારો—જ્યારે લઘુ પાયાની ખેતી તેના ઉત્પાદનમાં રોકાયેલી વ્યક્તિઓ વચ્ચે અનિવાર્ય રીતે ભેદભાવ પેદા કરતી નથી, ઊલટાનું, એવા વર્ગીય ભેદનું અસ્તિત્વ જ લઘુ-ઘટક અર્થતંત્રના વિઘટનનું પ્રતીક બને છે. જ્યાં આજ સુધી પ્રાકૃતિક અર્થતંત્ર સાર્વત્રિક અથવા પ્રભુત્વ ધરાવનારું હતું તેવા દેશમાં ધાતુના નાણાનો પ્રવેશ અને વ્યાપક ઉપયોગ અગાઉની વહેંચણી પદ્ધતિમાં વધારે કે ઓછો ઝડપી ક્રાંતિકારી પલટો લાવે છે અને એવી રીતે તે બને છે કે વ્યક્તિઓમાં વહેંચણીની અસમાનતાથી શ્રીમંત અને ગરીબ વચ્ચેનો વિરોધ વધુને વધુ પ્રદર્શિત થાય છે. મધ્યયુગના સ્થાનિક હાથકારીગરીના ઉત્પાદનમાં મોટા મૂડીદારો અને જીવનભર વેતન કમાતા કામદારો હોતા જ નથી, જ્યારે આધુનિક મોટા પાયાના ઉદ્યોગમાં તેનું અનિવાર્ય અસ્તિત્વ હોય જ છે, તેની સાથે આજની ધિરાણ પદ્ધતિ, અને

તે બન્નેના વિકાસને અનુરૂપ એવી વિનિમય પદ્ધતિ — મુક્ત સ્પર્ધા — અસ્તિત્વમાં આવે છે.

પરંતુ વહેંચણીના ભેદભાવમાંથી **વર્ગીય ભેદભાવ** જન્મે છે. સમાજનું વિભાજન વર્ગોમાં થાય છે: વિશિષ્ટ અધિકારો ધરાવનારાઓ અને કંગાલો, શોષિત અને શોષક, શાસિત અને શાસક, અને એક જ ટોળીના સમાજોનાં કુદરતી જૂથોએ શરૂમાં પોતાનાં સહિયારાં હિતોને (દાખલા તરીકે, પૂર્વમાં સિંચાઈ) સલામત રાખવા તેમ જ બહારના દુશ્મનો સામે સુરક્ષિત રહેવા સ્થાપેલું રાજ્ય એ કક્ષાએથી શાસક વર્ગની સત્તા શાસિત પ્રજા ઉપર બળજોરીથી ટકાવી રાખવાની કામગીરી ધારણ કરી લે છે.

પરંતુ વહેંચણી એ કોઈ ઉત્પાદન અને વિનિમયનું નિષ્ક્રિય પરિણામ નથી; એ બન્ને ક્રિયાઓ ઉપર તેની પ્રતિક્રિયા પણ પડે છે. ઉત્પાદનની દરેક નવી પદ્ધતિ અથવા વિનિમયનું રૂપ જૂનાં રૂપો અને તે સમયની રાજકીય સંસ્થાઓ વડે રુકાવટ પામે છે એટલું જ નહિ પણ વહેંચણીની જૂની પદ્ધતિ પણ અવરોધ પેદા કરે છે, પોતાને અનુરૂપ વહેંચણીની પદ્ધતિ લાંબા સંઘર્ષ બાદ જ તેને પ્રાપ્ત થાય છે. પરંતુ જે ઉત્પાદન પદ્ધતિ અને વિનિમય વધુ ગતિશીલ હોય છે તે વધુ પરિપૂર્ણતા અને વિકાસની શક્યતા ધરાવે છે, તેની સાથે વહેંચણી એટલી જ ઝડપથી પોતાની પુરોગામી પદ્ધતિથી આગળ નીકળી શકે છે અને જૂનાં રૂપો સાથે અથડામણમાં આવે છે. ઉપરોક્ત જૂના આદિમ સમાજો હજારો વર્ષો સુધી અસ્તિત્વમાં રહી શક્યા — ભારત અને સ્લાવ પ્રજાઓમાં આજ સુધી — અને બાહ્ય જગત સાથેના વ્યવહારે તેમની અંદર મિલકતની અસમાનતા પેદા કરી તેના પરિણામે જ તેમનું વિઘટન શરૂ થયું. એથી ઊલટું, જે માંડ ત્રણ સો વર્ષ જૂનો છે અને આધુનિક ઉદ્યોગોની સ્થાપના પછી જ જેણે પ્રભુત્વ મેળવ્યું છે તે આધુનિક મૂડીવાદે છેલ્લાં એક સો વર્ષો દરમિયાન જ વહેંચણીમાં વિરોધ જન્માવ્યો છે — એક બાજુથી જૂજ હાથોમાં મૂડીનું કેંદ્રીકરણ અને બીજી બાજુ મહાનગરોમાં મિલકત વિનાના જનસમૂહોની જમાવટ — જેનાથી તેનું પતન અનિવાર્ય જ છે.

વહેંચણી અને સમાજના અસ્તિત્વની ભૌતિક પરિસ્થિતિ વચ્ચેનો સંબંધ કોઈ પણ કાળમાં વસ્તુઓના પ્રકારમાં એટલો બધો દેખાય છે કે તેનું પ્રતિબિંબ પ્રજાકીય વૃત્તિઓમાં પડે છે. જ્યાં સુધી ઉત્પાદન પદ્ધતિ વિકાસની વૃદ્ધિરેખા દર્શાવે છે ત્યાં સુધી તેને એવા લોકોનો પણ આવકાર મળે છે કે જે તેની વહેંચણી પદ્ધતિથી માર ખાય છે. આધુનિક ઉદ્યોગના આરંભ કાળમાં ઈંગ્લૅંડના

કામદારોને આ વાત લાગુ પડે છે. અને સમાજ માટે આ ઉત્પાદન પદ્ધતિ સામાન્ય બની જાય છે, સામાન્ય રીતે તેની વહેંચણીથી સંતોષ રહે છે અને તેની સામે જે વિરોધ ઊભો કરવામાં આવે છે તે પણ સત્તાધારી વર્ગની અંદરથી જ થાય છે (સેંટ-સાઈમન, ફુરિયે, ઓવેન) અને શોષિત સમૂહોમાં તેને આવકાર મળતો નથી. ફક્ત જ્યારે જે તે ઉત્પાદન પદ્ધતિની માપરેખા ઠીક ઠીક નીચે ઊતરે અને જ્યારે તેના દિવસો ભરાય અને તેના અસ્તિત્વના સંજોગો ઠીક ઠીક અદૃશ્ય થાય અને તેનો વારસદાર દરવાજા ઠોકતો હોય—આ તબક્કે ઉત્તરોત્તર વધતી વહેંચણીની અસમાનતા અન્યાયી દેખાય છે, ત્યારે જ હકીકતોને આધારે એવી અપીલો થાય છે કે તેના કહેવાતા શાશ્વત ન્યાયના દિવસો પૂરા થયા છે. વૈજ્ઞાનિક દૃષ્ટિએ, નીતિમત્તા અને ન્યાય માટેની આ વિનવણી આપણને એક ઇંચ પણ આગળ વધવામાં મદદરૂપ નથી, ગમે તેટલો નૈતિક રોષ પણ દલીલ તરીકે અર્થતંત્રના વિજ્ઞાનને મદદરૂપ થતો નથી, પણ તે એક રોગનું ચિહ્‌ન બને છે. આર્થિક વિજ્ઞાનનું કર્તવ્ય એવું દર્શાવવામાં રહેલું છે કે તાજેતરમાં જે સામાજિક દૂષણો વિકસી રહ્યાં છે તે પ્રવર્તમાન ઉત્પાદન પદ્ધતિનાં અનિવાર્ય પરિણામો છે, અને સાથે સાથે આવી રહેલા તેના વિઘટનની પણ નિશાનીઓ છે; અને તેનું કામ એ વાત પ્રસિદ્ધ કરવાનું છે કે ગતિના વિસર્જિત આર્થિક રૂપની અંદર ભાવિના ઉત્પાદનના અને વિનિમયના નવા સંગઠનોનાં તત્ત્વો રહેલાં છે જે તમામ દૂષણોનો અંત લાવશે. કવિનું સર્જન કરનારો રોષ[77] એ દૂષણોનું વર્ણન કરવાની તેમ જ સત્તાધારી વર્ગની સેવા કાજે એ દૂષણોનો ઇનકાર કરનારા કે તેમને ઢાંકી દેનારા સુમેળના દૂતોની ઉપર આક્રમણ કરવાની વાજબી કામગીરી બજાવે છે, પણ કોઈ ખાસ દાખલામાં તે કશું ખાસ પુરવાર કરતો નથી કારણ કે ભૂતકાળના દરેક યુગમાં એવા રોષની સામગ્રીનો અભાવ નથી.

તેમ છતાં, જુદા જુદા માનવ સમાજો જે સંજોગોમાં ઉત્પાદન અને વિનિમય કરે છે અને તેના આધારે વહેંચણી કરે છે તે વિષયના વિજ્ઞાન તરીકે રાજકીય અર્થશાસ્ત્રને હજુ અસ્તિત્વમાં આવવાનું બાકી છે. આજ સુધી આપણે જે આર્થિક વિજ્ઞાન ધરાવીએ છીએ તે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની ઉત્પત્તિ અને વિકાસ પૂરતું જ મર્યાદિત છે: તેની શરૂઆત સામંતી ઉત્પાદન-વિનિમય રૂપોના અવશેષોની ટીકાથી થાય છે, તેને સ્થાને મૂડીવાદી રૂપોની જરૂરિયાત દર્શાવવામાં આવે છે, અને પછી મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના નિયમો અને તેને અનુરૂપ વિનિમયનાં રૂપોનાં ઇષ્ટ પાસાંને, સમાજનાં સામાન્ય લક્ષ્યોની દિશામાં આગેકૂચ

કરતાં પાસાંને વિકસાવવામાં આવે છે, અને છેવટે તેનો અંત મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની સમાજવાદી દૃષ્ટિએ આલોચનામાં, તેની નકારાત્મક બાજુઓના નિયમોને ખુલ્લાં પાડવાની ક્રિયામાં, આવે છે, એટલે કે આ પદ્ધતિ તેના વિકાસના આંતરિક વિરોધથી એવી કક્ષાએ પહોંચે છે કે જ્યારે તેનું સંચાલન અશક્ય બને છે. આવી આલોચના પુરવાર કરે છે કે આ મૂડીવાદી ઉત્પાદન-વિનિમયનાં રૂપો ઉત્પાદન માટે જ વધુ ને વધુ અસહ્ય અવરોધક બળ કઈ રીતે બને છે, અને તેની સાથે પ્રવર્તમાન વહેંચણીની પદ્ધતિએ વર્ગોમાં એવી પરિસ્થિતિ પેદા કરી છે કે જે ઉત્તરોત્તર અસહ્ય બને છે—એક તરફ તો દિન પ્રતિદિન સંખ્યામાં સતત ઘટતા પણ વધુ સમૃદ્ધ બનતા મૂડીદાર વર્ગ અને બીજી બાજુ સંખ્યામાં સતત વધતા પરંતુ સમગ્ર રીતે બદતર હાલતમાં ધકેલાતા મિલકતવિહોણા વેતન કામદારો વચ્ચે દિવસે દિવસે વધારે તીવ્ર બનતી વિષમતા; અને છેવટે, મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની અંદર જે વિરાટ ઉત્પાદક શક્તિઓ સર્જાય છે અને જેના ઉપર તે પ્રભુત્વ મેળવી શકતો નથી તે એવા સમાજને સુપરત થઈ જવાની વાટ જોતી રહે છે કે જે સહકારી સંગઠિત કાર્ય માટે આયોજિત ધોરણે સંચાલન પામી શકે અને જેમાં સમાજના તમામ સભ્યો માટે અસ્તિત્વના સાધનોની, પોતાની શક્તિઓના મુક્ત વિકાસની, અને સાચે જ એ વિકાસની સતત વધતી પ્રક્રિયાની, બાંયધરી હોય.

આ મૂડીવાદી અર્થતંત્રની આલોચના પૂરી કરવા માટે મૂડીવાદી રૂપના ઉત્પાદન, વિનિમય, અને વહેંચણીની જાણકારી પૂરતી નથી, જે રૂપો અગાઉ પ્રવર્તમાન હતાં અથવા જે રૂપો ઓછા વિકસિત દેશોમાં હજુ અસ્તિત્વ ધરાવે જ છે તેનાં મુખ્ય અંગોની તપાસ અને સરખામણી પણ કરવાની હતી. આજ સુધીમાં આ પ્રકારની તપાસ અને સરખામણી, સામાન્ય રૂપરેખાની દૃષ્ટિએ, ફક્ત માર્ક્સે જ કરી છે, અને મૂડીવાદી યુગ પહેલાંના સૈદ્ધાંતિક અર્થશાસ્ત્રમાં આજ સુધી જે કંઈ સંશોધનો સ્થાપિત થાય છે તે માટે આપણે તેમના ઋણી છીએ.

રાજકીય અર્થશાસ્ત્ર સંકુચિત અર્થમાં, પ્રકૃતિવાદીઓ તથા ઍડમ સ્મીથનાં ભાવાત્મક વિધાનોના રૂપમાં, સત્તરમી સદીના અંતમાં થોડાક પ્રતિભાશાળી માનવીઓનાં મનમાં સાકાર થયું હોવા છતાં તાત્ત્વિક દૃષ્ટિએ તો અઢારમી સદીનું જ બાળક છે, અને જાગૃતિ યુગના સમકાલીન મહાન ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓની સિદ્ધિઓમાં સ્થાન ધરાવે છે, તેમની જોડે એ ગાળાની તમામ ખૂબીઓ અને ખામીઓમાં સહભાગી છે. આપણે જે તત્ત્વજ્ઞાનીઓ અંગે વાત કરીએ છીએ

તે એ કાળના અર્થશાસ્ત્રીઓ માટે પણ સાચું જ છે. તેમને મન, એ નવું વિજ્ઞાન તે કાળની પરિસ્થિતિ અને જરૂરતોની અભિવ્યક્તિ ન હતું પણ શાશ્વત બુદ્ધિનું પ્રતીક હતું; આ વિજ્ઞાને ઘડેલા ઉત્પાદન-વિનિમયના નિયમો એ સમયની ઐતિહાસિક પ્રવૃત્તિઓના નિશ્ચિત રૂપના નિયમો ન હતા પણ પ્રકૃતિના શાશ્વત નિયમો હતા; તે માનવીના સ્વભાવમાંથી તારવેલા હતા. પણ આ માનવીની જ્યારે ઊંડાણથી તપાસ થઈ ત્યારે તે યુગનો સરેરાશ નાગરિક હતો, મૂડીદાર બનવાના રાહ ઉપર હતો, અને તેનો સ્વભાવ તે યુગના સંજોગો પ્રમાણે ઉત્પાદન કરીને વેપાર કરવાનો હતો.

હવે જ્યારે આપણે આપણા "આલોચનાત્મક પાયોના નાખનારા" વિષે, હેર ડ્યૂરિંગ વિશે, અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તેની પદ્ધતિ વિષે, પૂરતું જ્ઞાન ધરાવીએ છીએ ત્યારે, તે રાજકીય અર્થશાસ્ત્ર સાથે કઈ રીતે કામ લેશે તેનું ભાવિ ભાખવાનું મુશ્કેલ નથી. તત્ત્વજ્ઞાનમાં (પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની માફક) તેનું લખાણ ફક્ત લવારો હતું એટલું જ નહિ પરંતુ તેની દૃષ્ટિ પણ અઢારમી સદીની દૃષ્ટિની વિકૃતિ હતી. વિકાસના ઐતિહાસિક નિયમોનો તેને માટે કોઈ પ્રશ્ન ન હતો, પણ પ્રકૃતિના શાશ્વત નિયમો હતા. નૈતિકતા અને કાનૂન જેવા સામાજિક સંબંધો તે યુગના નક્કર સંજોગોથી નહિ પરંતુ તેના પ્રખ્યાત બે પુરુષોથી સર્જાયા હતા—જેમાંથી એક બીજા ઉપર દમન કરતો હોય કે ન હોય, જો કે દમન ન કરતો હોવાનો વિકલ્પ હજુ જોવા મળ્યો નથી. તેથી આપણે એવું તારણ કાઢવામાં કશી ખાસ ભૂલ નહિ કરીએ કે હેર ડ્યૂરિંગ રાજકીય અર્થશાસ્ત્રનું મૂળ પણ અંતિમ અને પરમ સત્યોમાં, પ્રકૃતિના શાશ્વત નિયમોમાં અને તદ્દન ઠાલાંઠમ પુનરુક્તિ સૂત્રોમાં જ જોશે; તેમ છતાં તે પાછલે દરવાજેથી રાજકીય અર્થશાસ્ત્રનો સમગ્ર ભાવાત્મક અંતરાર્થ, તે જાણે છે એટલો, ઘુસાડશે; તે વહેંચણીને સામાજિક ક્રિયા તરીકે ઉત્પાદન અને વિનિમયના પરિણામ તરીકે રજૂ નહિ કરે પણ તેના પ્રખ્યાત બે પુરુષોને આખરી ઉકેલ માટે હવાલે કરશે. આ બધી યુક્તિઓથી આપણે પૂરા વાકેફ છીએ, તેથી અહીં આ પ્રશ્ન ઉપર આપણી ચર્ચા ટૂંકી રહેશે.

હકીકતમાં, પૃ.૨ ઉપર હેર ડ્યૂરિંગ કહે છે કે

> તેનું અર્થશાસ્ત્ર તેના તત્ત્વજ્ઞાને જે "**પ્રસ્થાપિત**" કર્યું છે તેની સાથે સંકળાયેલું છે, અને "કેટલીક મૂળભૂત બાબતોમાં તેનો આધાર ઉચ્ચ તપાસના ક્ષેત્રે જે ઉચ્ચ પ્રકારનાં **સત્યોની નિષ્પત્તિ થઈ ચૂકી છે** તેના ઉપર છે."

જ્યાં જુઓ ત્યાં એ જ આત્મશ્લાઘા; દરેક સ્થળે હેર ડ્યૂરિંગે જે પ્રસ્થાપિત કર્યું છે અને પતાવી નાખ્યું છે તેના ઉપર હેર ડ્યૂરિંગ મુસ્તાક છે. પતાવી નાખ્યું, હા, તે આપણે અંતિમ છેડા સુધી જોયું છે — પણ જે રીતે લોકો વારે વારે ફરકતી મીણબત્તીને પતાવી નાખે એવી રીતે.

તુરત પછીથી આપણે જોઈએ છીએ:

> "તમામ અર્થશાસ્ત્રનું સંચાલન કરતા **પ્રકૃતિના** સૌથી સામાન્ય **નિયમો**"

તેથી આપણી ભવિષ્યવાણી સાચી જ હતી.

> પણ આ પ્રકૃતિના નિયમો તો જ ભૂતકાળના ઈતિહાસની સાચી સમજણ આપી શકે જો "તાબેદારી અને જૂથબંધીના રાજકીય રૂપો વડે પરીક્ષણ પામેલા નિશ્ચિત પરિણામોની તપાસણી" કરવામાં આવે. ગુલામી અને વેઠપ્રથાની સંસ્થાઓ, જેની સાથે તેના જોડિયા બંધુ જેવા બળ વડે મિલકતની રક્ષા પણ આવે છે, તેને શુદ્ધ રાજકીય પ્રકારનાં સામાજિક-આર્થિક બંધારણીય રૂપો ગણવા જોઈએ, અને આજ સુધી તેણે એવું માળખું રચેલું છે કે જેની અંદર ફક્ત પ્રકૃતિના આર્થિક નિયમોનાં પરિણામો જ વ્યક્ત થઈ શકે".

આ વાક્ય, વાગનેરનાં સંગીતનાટકોમાંના મુખ્ય લયની માફક, આવી રહેલા પ્રખ્યાત બે પુરુષોની ધામધૂમથી જાહેરાત કરે છે. પણ તેમાં કંઈક વધારાનું પણ છે: હેર ડ્યૂરિંગની સમગ્ર કૃતિની આ મૂળ રચના છે. કાનૂનના ક્ષેત્રમાં, હેર ડ્યૂરિંગ આપણને રુસોની* સમાનતાના સિદ્ધાંતની વાતનું સમાજવાદી ભાષામાં ખરાબ ભાષાંતર કરવા સિવાય કશું આપી શક્યા નથી — જે પૅરિસની કામદારો માટેની કોઈ પણ વીશીમાં એથી વધુ અસરકારક રીતે સાંભળી શકાય છે. હવે તે આપણને એવું જ ખરાબ સમાજવાદી ભાષાંતર, પ્રકૃતિના શાશ્વત અર્થતંત્રના નિયમો રાજ્યની — બળની — દરમિયાનગીરીથી વિકૃત બન્યા તેના અંગે અર્થશાસ્ત્રીઓએ ઠાલવેલા દિલાસાનું ભાષાંતર, આપે છે. અને આ બાબતમાં હેર ડ્યૂરિંગ સમાજવાદીઓમાં પોતાની લાયકાત પ્રમાણે જ એકલા

---

*ચાલુ આવૃત્તિ પૃ. ૧૨૩-૧૩૨. — સં.

અટૂલા ઊભા છે, ગમે તે રાષ્ટ્રીયતા ધરાવનાર કોઈ પણ સમાજવાદી કામદાર એ વાતથી તદ્દન વાકેફ જ છે કે બળ શોષણનું રક્ષણ કરે છે, પણ તે શોષણનું સર્જન નથી કરતું; અને મૂડી તથા વેતન મેળવતા મજૂર વચ્ચેનો સંબંધ તેના શોષણનો પાયો છે, અને તેની હયાતી કેવળ આર્થિક કારણોસર — બળના સાધનોથી નહિ જ — સંભવિત બની છે.

પછી આગળ ઉપર આપણને કહેવામાં આવે છે કે

> તમામ આર્થિક પ્રશ્નોમાં "ઉત્પાદન અને વહેંચણીની બે પ્રક્રિયાઓ જોઈ શકાય છે." વળી, છીછરાપણાં માટે કુખ્યાત જે. બી. સેઈએ એક વધારાની પ્રક્રિયાનો — વપરાશનો — ઉલ્લેખ ઉમેર્યો છે, પણ તેના અંગે કંઈ પણ અક્કલની વાત તે કરી શક્યો નથી, તેના વારસદારો પણ એવા જ રહ્યા છે; વળી વિનિમય અથવા પરિચલનમાં, જે ઉત્પાદનના જ એક ભાગ છે — ઉત્પાદિત જણસોની તમામ પ્રક્રિયાઓ આવી જાય છે કે છેવટે વાપરનાર સુધી પહોંચે છે.

મૂળભૂત રીતે અલગ, જોકે પરસ્પર અવલંબિત, એવી ઉત્પાદન અને પરિચલનની બે પ્રક્રિયાઓને ગૂંચવીને, અને બેશરમ રીતે એવું કહીને કે આ ગૂંચવાડાને દૂર રાખવાનો કોઈ પણ પ્રયાસ "ગૂંચવાડાને જ પેદા કરે છે", હેર ડ્યૂરિંગ બતાવી આપે છે કે છેલ્લાં પચાસ વર્ષો દરમિયાન, ખાસ કરીને નાણાના ચલણમાં, જે વિરાટ પ્રગતિ થઈ છે તેનાથી તે અજાણ છે, અથવા તેને સમજતો જ નથી. એ હકીકત તેની કૃતિમાંથી બાકીનાં પાનાંમાં ખરેખર સાબિત થઈ જાય છે. પણ અહીં તે અટકતો નથી. ઉત્પાદન અને વિનિમયને ફક્ત ઉત્પાદનની ક્રિયા તરીકે એક સાથે ખડકલો કરીને તે ઉત્પાદનની **બાજુમાં** વહેંચણીને એક સમગ્ર બાહ્ય ક્રિયા તરીકે બીજા સ્થાને મૂકે છે જેને પ્રથમ ક્રિયા સાથે કશી લેવાદેવા નથી. હવે આપણે જોયું છે કે તેના નિર્ણાયક અંગોમાં વહેંચણી ચોક્કસ સમાજના ઉત્પાદન-વિનિમય સંબંધોનું જ પરિણામ છે, તેમ જ જે ઐતિહાસિક સંજોગોમાં સંબંધિત સમાજ ઉદ્ભવે છે તેનું પરિણામ છે; આ વાત એટલી હદે સાચી છે કે જ્યારે આપણે આ સંબંધો અને સંજોગોનું જ્ઞાન મેળવીએ છીએ ત્યારે આપણે વિશ્વાસપૂર્વક જે તે સમાજમાં વહેંચણીની કઈ પદ્ધતિ હશે તે કહી શકીએ છીએ. પરંતુ આપણે એ પણ જોઈએ છીએ કે પોતાના નૈતિકતા, કાનૂન અને ઇતિહાસના "પ્રસ્થાપિત" કરેલા સિદ્ધાંતોને તે બેવફા ન રહે,

અને ખાસ કરીને અર્થશાસ્ત્રમાં તે પોતાના બે પુરુષોને ઘુસાડવા માગે તો, હેર ડ્યૂરિંગને આ પ્રાથમિક આર્થિક હકીકતનો ઇનકાર કરવાની ફરજ પડે જ છે. અને એક વખત વહેંચણીને ઉત્પાદન તથા વિનિમય સાથેના તમામ સંબંધથી મુક્ત કરવામાં આવે એટલે આ મહાન ઘટના બને છે.

આપણે પહેલાં એ યાદ કરીએ કે હેર ડ્યૂરિંગે નૈતિકતા અને કાનૂનના ક્ષેત્રમાં પોતાની દલીલ કઈ રીતે વિકસાવી છે. અસલમાં તેણે **એક** પુરુષથી શરૂઆત કરેલી અને કહેલું:

> “એક માનવી, અન્ય તમામ માનવીઓના સંબંધથી મુક્ત એવો એકલો અટૂલો, કોઈ **બંધન** ધરાવતો નથી; આવા માનવી માટે તેણે શું **કરવું જોઈએ** એ પ્રશ્ન જ નથી, પણ તે શું કરવા ઇચ્છે છે એ જ પ્રશ્ન છે.”

પરંતુ આ એકલો અટૂલો અને કશી ફરજો વગરનો કલ્પેલો માનવી, સ્વર્ગમાં વસતો અને ત્યાં પાપ કરવાની કોઈ શક્યતા નથી એટલે પાપરહિત બની રહેતો માનવી ભાગ્યનિર્મિત “આદ્ય યહૂદી આદમ” સિવાય કોણ છે? પરંતુ વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનનો આ આદમ પાપમાં છેવટે પડે જ છે. આ આદમની બાજુમાં એકાએક છૂટા મૂકેલા કેશકલાપવાળી ઈવા નહિ પણ બીજો આદમ દેખાય છે. અને તુરત જ આદમ ફરજો પ્રાપ્ત કરે છે અને તેનો ભાંગ પણ કરે છે. પોતાના બંધુને સમાન અધિકાર આપીને તેને ભેટવાને બદલે તે તેને પોતાના આધિપત્ય નીચે મૂકે છે, તેને ગુલામ બનાવે છે. એ પ્રથમ પાપના પરિણામે, માનવીને ગુલામીમાં જકડી દેનારા મૂળ પાપના પરિણામે જગતને સમગ્ર ઇતિહાસ દરમિયાન છેક આજ સુધી ઘણું સહન કરવું પડ્યું છે—અને ચોક્કસ એ કારણે જ હેર ડ્યૂરિંગ માને છે કે જગતનો ઇતિહાસ એક કોડીની કિંમતનોયે નથી.

પ્રાસંગિક ઉલ્લેખ કરીએ કે હેર ડ્યૂરિંગે માની લીધું કે પોતે “નિષેધના નિષેધ”ને મૂળ પાપ અને ઉદ્ધારની પુરાણી કહાણીની નકલ તરીકે મૂકીને તેને પૂરતો ધિક્કારપાત્ર બનાવી દીધો છે, પણ અહીં એ જ કહાણીની **તેની** છેલ્લી આવૃત્તિ વિષે આપણે શું કહેવું? (કારણ કે સમય આવ્યે અમે, ટાંટિયા ઘસતાં અખબારોના શબ્દો મુજબ, ઉદ્ધારની પણ વિગતવાર છણાવટ કરીશું જ). અહીં તો અમે એટલું જ કહી શકીએ કે અમને પ્રાચીન કબીલા સમાજની

યહૂદી કહાણી વધારે પસંદ છે, તેમાં પુરુષ અને સ્ત્રીએ નિર્દોષતાનો તબક્કો છોડી દીધો એ ઠીક જ કરેલું, અને હેર ડ્યૂરિંગને કેવળ એ વાતનો નિર્વિવાદ યશ ભલે મળે કે તેણે પોતાના બે પુરુષો વડે જ મૂળ પાપનું કામ કરાવી લીધું.

હવે આપણે જોઈએ કે તે આ મૂળ પાપનો અનુવાદ આર્થિક ભાષામાં કઈ રીતે કરે છે:

> "ઉત્પાદન વિષે આપણને, રોબિનસન ક્રુઝો કે જે પોતાનાં જ સાધનો વડે પ્રકૃતિનો સામનો કરે છે અને તેને અન્ય કોઈના ભાગીદાર બનવાનું નથી એ દાખલામાંથી, યોગ્ય વિચારવંત યોજના મળે છે... એ જ રીતે વહેંચણીના ખ્યાલ માટે એટલી જ વિચારવંત યોજના બે પુરુષોની કલ્પનામાંથી મળે છે, જે પોતાના આર્થિક પરિબળોને સંયોજિત કરે છે અને તેમને દેખીતી રીતે જ એકબીજાના હિસ્સા અંગે કોઈ રૂપે તો પરસ્પર સમજૂતી ઉપર આવવું જ પડે. હકીકતે વહેંચણીના કેટલાક અગત્યના સંબંધોને સાચી રીતે પ્રદર્શિત કરવા માટે અને તેના નિયમોનો બીજાંકુર રૂપમાં તાર્કિક જરૂરતની દૃષ્ટિએ અભ્યાસ કરવા માટે આ સાદા દ્વૈત સિવાય વિશેષ કશું જરૂરી નથી... સમાન કક્ષાએ સહકારી ધોરણે ક્રિયા થાય તેવી રીતે અહીં એક પક્ષની સંપૂર્ણ ગુલામી વડે પરિબળોનું સંયોજન થાય એ કલ્પી શકાય એવું છે, ગુલામ બનેલ માનવી આર્થિક સેવા આપવા બંધાયેલો જ છે અથવા એક સાધન તરીકે જ તે રહે છે... સમાનતાની સ્થિતિ અને એક તરફ વ્યર્થતાની તથા બીજી તરફ સર્વશક્તિમત્તા અને એકમાત્ર ક્રિયાશીલ સામેલગીરી વચ્ચે એવા અનેક તબક્કાઓનો ગાળો છે કે જેને ઐતિહાસિક ઘટનાઓએ બહોળા વૈવિધ્યથી ભરી દીધો છે. **ન્યાય** અને **અન્યાયની** જુદી જુદી સંસ્થાઓની સમગ્ર ઇતિહાસ દરમિયાન સાર્વત્રિક મોજણી અહીં મૂળભૂત રીતે જરૂરી છે."

...અને તારણમાં અહીં વહેંચણીનો સમગ્ર પ્રશ્ન

"વહેંચણીના આર્થિક અધિકાર"માં રૂપાંતર પામે છે.

હવે છેવટે હેર ડ્યૂરિંગના પગ નીચે સ્થિર ભૂમિકા છે, પોતાના બે પુરુષો સાથે આંકડા ભીડીને તે જગતને પડકાર આપી શકે છે. પણ આ ત્રિપુટી પાછળ હજુ એક વધુ અનામી માણસનું અસ્તિત્વ છે.

"વધારાના-શ્રમની શોધ મૂડીએ નથી કરી. જ્યારે સમાજનો એક વિભાગ ઉત્પાદનનાં સાધનોનો ઈજારો ધરાવે છે ત્યારે મજૂરને, તે મુક્ત હોય કે ન હોય તોપણ, પોતાના નિભાવ માટે જરૂરી કામ-સમયમાં વધારાનો કામ-સમય ઉમેરવો પડે છે, વધારાનો સમય ઉત્પાદનનાં સાધનોના માલિકો ખાતર ગુજારાનાં સાધનો પેદા કરવા માટે હોય છે; પછી એ માલિક ભલે એથેન્સનો ઉમરાવ કે એત્રુરિયાનો ધર્મધુરંધર, રોમન નાગરિક કે નોર્મન સામંત કે અમેરિકી ગુલામ-માલિક કે પછી વેલેશિયાનો અમીર કે આધુનિક જમીનદાર અથવા મૂડીદાર હોય." (માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧)

જ્યારે હેર ડ્યૂરિંગને ઉત્પાદનનાં તમામ રૂપોમાં સમાન શોષણનો મૂળ પ્રકાર કેવો છે, જ્યાં સુધી આ રૂપો વર્ગીય વિષમતાઓમાં પ્રવર્તે છે ત્યાં સુધી, તેની જાણ થઈ ત્યારે તેણે તેના બે પુરુષોને તેમાં લાગુ કરવાના જ રહ્યા, એટલે વાસ્તવિકતાના અર્થશાસ્ત્રનો ઊંડાં મૂળવાળો પાયો પરિપૂર્ણ થઈ જાય. તેણે પોતાના આ "પદ્ધતિસર્જક વિચાર"નો અમલ કરવામાં એક પળ પણ વેડફી નહિ. કામદારના પોતાના નિભાવ માટે જરૂરી શ્રમ-સમય કરતાં વિશેષ શ્રમ, વળતર વિનાનો શ્રમ — એ જ મુદ્દો છે. આદમ, જેને અહીં રોબિનસન ક્રુઝોનું નામ અપાયું છે, પોતાનો બીજો આદમ — મૅન ફ્રાઈડે — ઊભો કરે છે અને તેની પાસે બને એટલો ઢસરડો કરાવે છે. પણ પોતાના નિભાવ માટે જરૂરી છે તેના કરતાં વધુ ઢસરડો એ ફ્રાઈડે કેમ કરે છે? આ પ્રશ્નનો જવાબ પણ માર્ક્સ એક એક સોપાને આપતા જાય છે. પણ આ જવાબ બન્ને પુરુષો માટે કંઈક લાંબોલચ બને છે. તેથી પ્રશ્ન એક ક્ષણમાં ઉકેલી નાખવામાં આવે છે: ક્રુઝો ફ્રાઈડે ઉપર "જુલમ" કરે છે, તેના ઉપર એવું બંધન લાદે છે કે તેણે "ગુલામ અથવા સાધન તરીકે આર્થિક સેવા આપવી" અને તેને નિભાવે છે — પણ ફક્ત "એક સાધન તરીકે". આ તેના છેલ્લા "સર્જનાત્મક મરોડ"થી હેર ડ્યૂરિંગ એક પથ્થરથી બે પક્ષી મારે છે. પ્રથમ તો, આજ સુધી અસ્તિત્વમાં રહેલાં વહેંચણીનાં અલગ અલગ રૂપો, તેમના તફાવતો, અને કારણો વિષે સમજાણ આપવાની તકલીફથી પોતાની જાતને બચાવે છે; એક ગાંઠમાં બાંધીએ તો તે બધાંની કોડીની કિંમત નથી, તેમનો આધાર જુલમ અને બળ ઉપર છે. આ બાબતની છણાવટ અમે થોડા વખતમાં કરવાના છીએ. બીજું, વહેંચણીના આખા સિદ્ધાંતને તે અર્થશાસ્ત્રમાંથી ઉઠાવીને નૈતિકતા અને કાનૂનના ક્ષેત્રમાં ફેરવે છે, એટલે કે સ્થાપિત થયેલી ભૌતિક હકીકતોના ક્ષેત્રમાંથી વધતે ઓછે અંશે અસ્થિર મંતવ્યો અને ભાવનાઓના ક્ષેત્રમાં. તેથી વિષયવસ્તુની તપાસ

કરીને કંઈક પુરવાર કરવાનું તેને રહેતું નથી; તેનું પેટ ભરાય ત્યાં સુધી તે સ્થાપિત સત્યોનો ઇનકાર કરે છે અને માગણી કરે છે કે શ્રમના પરિપાક રૂપે ઊપજેલી ચીજોની વહેંચણી નિયમસર બનાવવી જોઈએ, તેના ખરા કારણો પ્રમાણે નહિ પણ પોતાને જે નૈતિક રીતે ન્યાયી લાગે છે એ રીતે. પણ હેર ડ્યૂરિંગને જે કંઈ ન્યાયી લાગે છે તે અવિકારી નથી જ અને એટલે યથાર્થ સત્ય હોવાથી ઘણું દૂર છે. હેર ડ્યૂરિંગની પોતાની જ માન્યતા પ્રમાણે યથાર્થ સત્યો "તદ્દન અવિકારી હોય છે". ૧૮૬૮માં હેર ડ્યૂરિંગે ભારપૂર્વક દલીલ કરેલી કે

> "તમામ ઉચ્ચ સ્તરની સંસ્કૃતિનું એ વલણ રહ્યું છે કે **મિલકત ઉપર વધુ ને વધુ ભાર મૂકવો**, અને આધુનિક વિકાસનું સારતત્ત્વ તથા ભાવિ તેમાં જ રહેલું છે, અધિકારો તથા સર્વોપરીતાનાં ક્ષેત્રોના ગોટાળામાં નહિ."

અને વધુમાં તે એ જોવા તદ્દન અશક્ત હતો કે

> **"મજૂરીને ગુજરાન કમાવાની કોઈ બીજી રીતમાં રૂપાંતરિત કરવાની બાબતનો મેળ માનવ સ્વભાવના નિયમો અને સામાજિક સંઘટનના સ્વાભાવિક રીતે જરૂરી માળખા સાથે ક્યારેય કઈ રીતે બેસે."**

આ રીતે ૧૮૬૮માં ખાનગી મિલકત અને મજૂરી, સ્વાભાવિક રીતે જરૂરી અને એટલે ન્યાયી છે, ૧૮૭૬માં એ બન્ને બળ અને "લૂંટ"ની ઉત્પત્તિ છે તેથી અન્યાયી છે. અને આ પ્રખર તથા મનસ્વી પ્રતિભાને હજુ બીજાં થોડાં વર્ષોમાં શું નૈતિક તથા ન્યાયી દેખાશે તે આપણે કહી શકતા નથી એટલે બહેતર છે કે આપણે સંપત્તિની વહેંચણીના પ્રશ્નની વિચારણામાં ખરા વસ્તુગત, આર્થિક નિયમોને વળગી રહીએ અને ન્યાયી કે અન્યાયી વિશે હેર ડ્યૂરિંગની પરિવર્તનશીલ, તથા ભાવગત ધારણાઓ પર આધાર ન રાખીએ.

શ્રમની પેદાશોની વહેંચણીની પ્રવર્તમાન પદ્ધતિ, તેમાં રહેલ કંગાલિયત અને ભોગવિલાસ તેમ જ ભૂખમરો અને અતિતૃપ્તિ વચ્ચેના ઉગ્ર આંતરવિરોધને કારણે, ઊથલી જ પડશે તેને માટે, આ વહેંચણી અન્યાયી છે અને ન્યાયનો છેવટ વિજય થવો જ જોઈએ એ મતલબની ચેતના કરતાં વિશેષ સારી કોઈ બાંયધરી ન હોય. આપણી સ્થિતિ ખરાબ રહેશે અને આપણે લાંબો સમય રાહ જોયા કરવી પડશે. મધ્યયુગમાં આગામી હજાર વર્ષનાં સ્વપ્નાં જોનારા રહસ્ય-

વાદીઓ વર્ગીય વિષમતાઓના અન્યાય વિશે સભાન થઈ ચૂકેલા હતા. સાડા ત્રણ સો વર્ષો પહેલાં આધુનિક ઇતિહાસના ઉદયને ટાંકણે થોમસ મ્યૂન્ત્સરે જગત સમક્ષ આ વાત જાહેર કરેલી જ હતી. અંગ્રેજ અને ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિઓમાં એવો જ નાદ ગુંજતો હતો અને વિલય પણ પામ્યો. અને જો આજે વર્ગીય વિષમતાઓ અને વર્ગીય ભેદભાવની નાબૂદીનો એવો જ નાદ, જે ૧૮૩૦ સુધી મહેનતકશ અને પીડિત વર્ગોમાં જરાય ઉત્સાહ પેદા નહોતો કરી શક્યો, આજે લાખો ગણો જોરદાર બન્યો હોય, જો દરેક દેશમાં આધુનિક ઉદ્યોગના વિકાસના ક્રમ તથા વેગ જેવા જ ક્રમમાં તથા વેગે તે એક પછી એક દેશમાં ફેલાઈ ગયો હોય, જો તેણે એક જ પેઢીના ગાળામાં તેની સામેનાં તમામ પરિબળોનો સામનો કરી શકે એટલી શક્તિ મેળવી લીધી હોય અને તેને વિજયની ખાતરી હોય — તો તેનું કારણ શું હોઈ શકે? તેનું કારણ એ છે કે આધુનિક વિરાટ ઉદ્યોગોએ એક બાજુથી એવા સર્વહારા વર્ગને જન્મ આપ્યો છે કે જે ઇતિહાસમાં પ્રથમ વાર આ કે તે વર્ગીય સંગઠન અથવા આ કે તે વર્ગીય વિશેષાધિકારની નાબૂદી નહિ પણ ખુદ વર્ગોની જ નાબૂદી માગે છે, અને તે એવા સ્થાન ઉપર છે કે ચીની કૂલીની કક્ષાએ સરી પડવાની બીકે તેને એ માંગ સફળ કરી લેવાની જ છે. બીજી બાજુથી એ જ વિરાટ ઉદ્યોગે એવો મૂડીદાર વર્ગ ઊભો કર્યો છે કે જે ઉત્પાદનનાં તમામ ઓજારો અને ગુજારાનાં તમામ સાધનોનો ઇજારો ધરાવે છે, પણ જે દરેક તેજી અને મંદીના કાળમાં ઉત્પાદનનાં પરિબળો ઉપર અંકુશ જાળવવામાં નિષ્ફળ જાય છે, જે તેની શક્તિની મર્યાદા બહાર વિકસ્યા છે; એવો વર્ગ કે જેની આગેવાની નીચે સમાજરચના એક એવા એંજિનની માફક વિનાશ તરફ ધસી રહી છે કે જેના ડ્રાઇવરમાં સલામતીની કળ ખોલવાની શક્તિ નથી. બીજા શબ્દોમાં કહીએ તો, કારણ એ છે કે આધુનિક મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ પેદા કરેલી ઉત્પાદક શક્તિઓ અને તેણે સ્થાપેલી માલની વહેંચણીની પદ્ધતિ — એ બન્ને ખુદ ઉત્પાદન પદ્ધતિ જોડે એકદમ જોરદાર વિરોધમાં ટકરાય છે, અને તે એટલી હદે કે જો સમગ્ર આધુનિક સમાજને વિનાશની ખીણથી બચી રહેવું હોય તો ઉત્પાદન અને વહેંચણીની પદ્ધતિમાં ક્રાંતિ, તમામ વર્ગીય તફાવતોને ખતમ કરી નાખે એવી ક્રાંતિ, થવી જ જોઈએ.

આધુનિક સમાજવાદનો પોતાના વિજય સંબંધી વિશ્વાસ બેઠાડુ તત્ત્વજ્ઞાનીઓની ન્યાય તથા અન્યાય સંબંધી કોઈ વિભાવનાઓ પર આધારિત નથી પરંતુ શોષિત સર્વહારાઓના માનસપટમાં ઓછાવત્તા સ્પષ્ટ રૂપમાં પણ અદમ્ય આવશ્યકતાના જોરે અંકિત થઈ જતી નક્કર ભૌતિક હકીકત ઉપર આધારિત છે.

## ૨. બળનો સિદ્ધાંત

"મારી પદ્ધતિમાં, સામાન્ય રાજકારણ અને આર્થિક કાનૂનનાં સ્વરૂપો વચ્ચેનો સંબંધ એવી ચોકસાઈથી નિશ્ચિત થયેલો છે અને **એવો અસલ સ્વરૂપનો** છે કે અહીં અભ્યાસને સાનુકૂળ બનાવવા માટે એ મુદ્દાનો ખાસ ઉલ્લેખ બિનજરૂરી નહિ ગણાય. **રાજકીય** સંબંધની રચના **ઐતિહાસિક રીતે મૂળભૂત** વસ્તુ છે, અને **આર્થિક** અવલંબનનાં ઉદાહરણો ફક્ત **અસર** અથવા ખાસ કિસ્સાઓ છે, અને તેથી તે **બીજી કક્ષાની હકીકતો** તરીકે કાયમ રહે છે. કેટલીક નવતર સમાજવાદી પદ્ધતિઓ પોતાના ચાલક બળ તરીકે તદ્દન ઊલટા સંબંધનું મળતાપણું દર્શાવે છે—એ રીતે કે તેઓ એવું ધારે છે કે રાજકીય ઘટનાઓ આર્થિક સંજોગોમાંથી જ સર્જાય છે અથવા તે આર્થિક સંજોગોને જ આધીન હોય છે. તે સાચું કે આવી બીજી કક્ષાની અસરો હયાત છે અને તે પ્રવર્તમાન સમયમાં સૌથી વધુ પ્રદર્શિત છે, પરંતુ **મૂળ પ્રાથમિક કારણ સીધા રાજકીય બળમાં** રહેલું છે, કોઈ જાતની આડકતરી આર્થિક શક્તિમાં નહિ."

આવો વિચાર બીજા ફકરામાં પણ વ્યક્ત કરવામાં આવ્યો છે કે જેમાં હેર ડ્યૂરિંગ એવા સિદ્ધાંતથી આરંભ કરે છે કે

"રાજકીય સંજોગો આર્થિક પરિસ્થિતિનું નિર્ણાયક કારણ છે અને તેના ઊલટા સંબંધમાં તો બીજી કક્ષાની જ પ્રતિક્રિયા છે... જ્યાં સુધી રાજકીય જૂથબંધીને તેને પોતાને ખાતર, પ્રારંભિક મુદ્દા તરીકે, ગણવામાં ન આવે અને તેને **પેટ ભરવાના માધ્યમ તરીકે** જ ગણવામાં આવે ત્યાં સુધી તે વ્યક્તિ ગમે તેટલી ઉદ્દામ સમાજવાદી કે ક્રાંતિકારી દેખાય પરંતુ તેના માનસમાં પ્રત્યાઘાતીપણાનો અંશ છુપાયેલો હોવો જ જોઈએ."

આ છે હેર ડ્યૂરિંગનો સિદ્ધાંત. આ અને અન્ય ફકરાઓમાં તેનું ફરમાન કરવામાં આવ્યું છે એમ કહીએ તો ચાલે. તેના ત્રણ દળદાર ગ્રંથોમાં ક્યાંય તેને પુરવાર કરવાનો કે સામેના સિદ્ધાંતને ખોટો પુરવાર કરવાનો લેશમાત્ર પ્રયાસ કરવામાં નથી આવ્યો. અને તે માટેની દલીલો ચણીબોર જેટલી સસ્તી હોય તો પણ હેર ડ્યૂરિંગ તેનો ઉપયોગ કરતો નથી. કારણ કે આખી સમસ્યા પ્રખ્યાત મૂળ પાપની કહાણીમાં, જ્યારે રોબિનસન ક્રુઝોએ ફ્રાઇડેને ગુલામ બનાવ્યો ત્યારે પુરવાર થઈ ચૂકી છે. તે એક બળની ક્રિયા હતી, તેથી એક રાજકીય ક્રિયા હતી. અને એવી રીતે ગુલામ બનાવવાની ઘટના સમગ્ર ગત ઈતિહાસનું આરંભબિંદુ અને પાયાની હકીકત હતી, અને એ દાસત્વે સમગ્ર ઈતિહાસના કલેવરમાં અન્યાયના મૂળ પાપની રસી મૂકી દીધી હતી, અને એટલી હદ સુધી કે અનુગામી ગાળાઓમાં એ દાસત્વને હળવું બનાવી દેવામાં આવ્યું તથા "આર્થિક પરાધીનતાનાં વધુ આડકતરાં રૂપોમાં પલટાવી નાખવામાં આવ્યું", અને આજના દિન સુધી ટકી રહેલી "બળના પાયા ઉપર સ્થપાયેલી મિલકત" એવી જ રીતે દાસત્વના એ મૂળ કૃત્ય ઉપર આધારિત છે; એટલે સ્પષ્ટ છે કે તમામ આર્થિક પરિઘટનાઓનો ખુલાસો રાજકીય કારણોમાં, એટલે કે બળમાં, મળી આવે છે. અને જે કોઈને આ વાતથી સંતોષ નથી તે છૂપી રીતે પ્રત્યાઘાતી છે.

પ્રથમ તો અહીં નિર્દેશ જરૂરી છે કે આત્મશ્લાઘાથી પીડાતો હેર ડ્યૂરિંગ જ એવું માની શકે કે આ મંતવ્ય તદ્દન "મૌલિક" છે — જે લેશમાત્ર મૌલિક નથી જ. રાજ્યનાં ભવ્ય કૃત્યો અને રાજકીય ક્રિયાઓ ઈતિહાસમાં નિર્ણાયક છે એવો વિચાર લખાયેલા ઈતિહાસ જેટલો જ પ્રાચીન છે, અને તે જ મુખ્ય કારણ છે કે લોકોની ખરેખર પ્રગતિશીલ, શાંત ઉત્ક્રાંતિ મંચ ઉપરના આ ઘોંઘાટિયા દૃશ્યોના પડદા પાછળ થઈ છે તેનું ઘણું જૂજ સાહિત્ય સંચવાયું છે. ભૂતકાળના ઈતિહાસકારોના તમામ ખ્યાલોમાં આ વિચારનું પ્રભુત્વ હતું અને તેના ઉપર પ્રથમ ફટકો ફક્ત ફ્રાંસના મૂડીવાદી ઈતિહાસકારોએ પુનરુત્થાનના[78] કાળમાં માર્યો; તેમાં કંઈ પણ "મૌલિક" હોય તો એટલું જ કે હેર ડ્યૂરિંગ એ બધા વિશે કશું જ જાણતો નથી.

વધુમાં: ઘડીભર આપણે માની લઈએ કે સમગ્ર ગત ઈતિહાસનું પ્રારંભિક બિંદુ માનવીએ માનવીને ગુલામ બનાવ્યો તેમાં જ છે એવો હેર ડ્યૂરિંગનો ખ્યાલ સાચો છે, તેમ છતાં વિષયના તળિયા સુધી પહોંચવામાં હજુ ઘણું અંતર બાકી રહે છે. કારણ કે, તો પછી પ્રશ્ન ઊભો થાય છે: ક્રુઝોએ

ફ્રાઇડેને કેમ ગુલામ બનાવ્યો? ગમ્મત ખાતર? હરગિજ નહિ. ઊલટાનું, આપણે જોઈએ છીએ કે "**આર્થિક સેવા** એક ગુલામ તરીકે બજાવવાની ફરજ ફ્રાઇડે ઉપર લદાયેલી... તેનો સાધન તરીકે ઉપયોગ થયો અને તે સાધન જ રહ્યો." ક્રુઝોએ ફ્રાઇડેને એટલા માટે જ ગુલામ બનાવ્યો કે તે ક્રુઝોના લાભાર્થે કામ કરી શકે. અને પોતાના માટે ફ્રાઇડેના શ્રમમાંથી, તે કઈ રીતે કંઈ લાભ મેળવી શકે? તે તો જ સંભવિત બને જો ફ્રાઇડે પોતાના શ્રમ વડે જીવનની એટલી જરૂરતો ઉત્પન્ન કરે કે જેનાથી ક્રુઝો તેને શ્રમ કરવા જેટલો શક્તિમાન રાખી શકે. તેથી હેર ડ્યૂરિંગના ખાસ ફરમાન છતાં ક્રુઝો ફ્રાઇડેની ગુલામીમાંથી ઉદ્‌ભવતી "ખુદ પોતાને ખાતર થતી રાજકીય જૂથબંધીને, આરંભબિંદુ તરીકે નહિ પણ ફક્ત **પેટ ભરવાના માધ્યમ તરીકે**" ગણે છે, અને હવે તે તકેદારી રાખે કે પોતાના શેઠ અને માલિક ડ્યૂરિંગ સાથે તેનો સારો બનાવ રહે.

બળ "ઐતિહાસિક રીતે મૂળભૂત વસ્તુ છે" એમ બતાવવા માટે હેર ડ્યૂરિંગે ખાસ પસંદ કરેલું બાલિશ ઉદાહરણ એવું પુરવાર કરે છે કે બળ તો ફક્ત સાધન છે અને ઉદ્દેશ્ય તો ઊલટાનો આર્થિક લાભ મેળવવાનો છે. અને સાધન કરતાં જેમ "વધુ મૂળભૂત" એ ઉદ્દેશ્ય હોય તેમ ઇતિહાસમાં રાજકીય કરતાં આર્થિક સંબંધ વધુ મૂળભૂત બને છે. તેથી આ ઉદાહરણ જે વાત પુરવાર કરવા રજૂ થયેલું તેનાથી ઊલટું જ પુરવાર કરે છે. અને ક્રુઝો અને ફ્રાઇડેના કિસ્સાની માફક જ આજ સુધીના પ્રભુત્વ મેળવવાના અને ગુલામ બનાવવાના તમામ દાખલાઓમાં બને છે. હેર ડ્યૂરિંગની લલિત શબ્દાવલિનો ઉપયોગ કરીએ તો—"બીજાને ગુલામીમાં જકડી લેવાની પ્રથાએ હંમેશાં" "પેટ ભરવાના માધ્યમ"ની કામગીરી કરી છે. (અહીંયાં "પેટ ભરવા"નો બહુ વ્યાપક અર્થ છે); અને રાજકીય જૂથબંધી ખુદ પોતાને ખાતર કદી ક્યાંય સ્થપાઈ નથી. ફક્ત હેર ડ્યૂરિંગ જેવાને જ એવી કલ્પના આવી શકે કે રાજ્યના કરવેરા "ગૌણ કક્ષાની અસરો છે", અથવા આજના શાસક મૂડીદાર વર્ગની તથા શાસિત સર્વહારા વર્ગની રાજકીય જૂથબંધી શાસક મૂડીદારના "પેટ ભરવાના માધ્યમ", તરીકે નહિ, એટલે કે નફા કરવા અને મૂડીનો સંચય કરવા ખાતર નહિ, પરંતુ "ખુદ પોતાને ખાતર" અસ્તિત્વમાં આવી છે.

પણ આપણે ફરી આપણા બે પુરુષો તરફ પાછા વળીએ. "હાથમાં તલવાર" લઈને ક્રુઝો ફ્રાઇડેને ગુલામ બનાવે છે. પણ આમ કરવા માટે ક્રુઝોને પોતાની તલવાર ઉપરાંત બીજા કશાની જરૂર પડે છે. દરેક વ્યક્તિ

ગુલામનો ઉપયોગ કરી શકતી નથી. તેમ કરવા માટે તેની પાસે બે વસ્તુઓ હોવી જોઈએ: પ્રથમ, પોતાના ગુલામના શ્રમ માટે સાધનો અને સામગ્રી જોઈએ; અને બીજું, તેની હયાતી ટકાવી રાખવા પૂરતાં ગુજારાનાં સાધનો. તેથી ગુલામી શક્ય બને તે પહેલાં ઉત્પાદન અમુક કક્ષાએ પહોંચવું જોઈએ અને વહેંચણીની અમુક અસમાનતા ઉદ્‌ભવવી જોઈએ. અને સમગ્ર સમાજ માટે ગુલામીની પ્રથાના શ્રમથી ઉત્પાદન પદ્ધતિનું પ્રભુત્વ જામે એટલા માટે ઉત્પાદન, વ્યાપાર અને મિલકતનો વધુ ઉચ્ચ સ્તરનો સંચય જરૂરી હતો. જમીનની સહિયારી માલિકીવાળા પ્રાચીન આદિમ સમાજોમાં ગુલામીનું કાં તો અસ્તિત્વ જ નહોતું અથવા તે તદ્દન મામૂલી ભાગ ભજવતી હતી. એવી જ સ્થિતિ રોમના અસલ કિસાન શહેરમાં હતી, પરંતુ જ્યારે રોમ એક "વિશ્વ નગરી" બન્યું અને ઇટાલિયન જમીન માલિકી વધુ ને વધુ જૂજ સંખ્યાના અતિ શ્રીમંત નબીરાઓના હાથમાં આવી ત્યારે કિસાન વસ્તીને સ્થાને ગુલામોની વસ્તી આવી. ઈરાનનાં યુદ્ધોના કાળમાં ગુલામોની સંખ્યા કોરીન્થમાં ૪૬૦૦૦૦ અને એગીનામાં ૪૭૦૦૦૦ સુધી પહોંચી ગઈ, અને દરેક મુક્ત માનવીની સરખામણીએ દસ ગુલામો હતા, એવી સ્થિતિમાં "બળ" ઉપરાંત કંઈક વિશેષ જરૂરી હતું, ખૂબ વિકસેલો કસબકારીગરીનો ઉદ્યોગ અને વિસ્તૃત વ્યાપાર જરૂરી હતો. અમેરિકામાં ગુલામીના પાયામાં અંગ્રેજ કપાસ ઉદ્યોગ કરતાં બળનું સ્થાન બહુ ઊતરતું હતું; જે જિલ્લાઓમાં કપાસ ઊગતું ન હતું, અથવા જ્યાં સરહદી રાજ્યોની પ્રથાથી વિપરીત કપાસ ઉગાડનારાં રાજ્યો માટે ગુલામો પેદા કરવામાં નહોતા આવતા, ત્યાં ગુલામી કોઈ બળના ઉપયોગ વિના જ ફક્ત એટલા કારણસર વિલય પામી કે તેમાં કોઈ ફાયદો ન હતો.

તેથી આજે હયાત મિલકતને બળના પાયા ઉપર આધારિત ગણાવીને, અને તેને

> "આધિપત્યનું એવું રૂપ" ગણાવીને "કે **જેના મૂળમાં** બધું માનવોને ગુજારાનાં કુદરતી સાધનોથી વંચિત રાખવામાં આવે છે એટલું જ નહિ પરંતુ વધુ અગત્યની વાત એ કે માનવી પાસે ગુલામીનું કામ કરાવવા માટે તેની ઉપર આધિપત્ય જમાવવામાં આવે છે",

હેર ડ્યૂરિંગ સમગ્ર સંબંધને માથાને ટેકે ઊભી કરી દે છે. માનવી પાસે ગુલામીનું કામ કરાવવા તેની ઉપર આધિપત્ય જમાવવાનો અર્થ જ એ કે એ

આધિપત્ય જમાવનાર પાસે શ્રમનાં એવાં સાધનો હોવાં જોઈએ કે જેની મદદ વડે તે ગુલામીમાં જકડેલા માનવીને કામે વળગાડી શકે, અને ગુલામીના સંબંધમાં, વધારામાં ગુજારાનાં એવાં સાધનો હોવાં જોઈએ કે તેને માટે પોતાના ગુલામને જીવતો રાખવાનું શક્ય બનાવે. તેથી બધા જ દાખલાઓમાં અમુક પ્રમાણમાં મિલકત હોવી જ જોઈએ કે જે સરેરાશથી વિશેષ હોય. એ મિલકત કઈ રીતે હયાતીમાં આવી? ગમે તેમ પણ એટલું તો સ્પષ્ટ છે કે તે વાસ્તવમાં લૂંટેલી હોઈ શકે, અને તેથી **બળ** ઉપર આધારિત હોઈ શકે, પરંતુ એવું કોઈ રીતે જરૂરી નથી. તે મહેનતથી હાંસલ કરેલી હોઈ શકે, ચોરેલી પણ હોઈ શકે, અથવા વ્યાપારથી કે દગાથી મેળવેલી હોઈ શકે. હકીકતમાં, તેને લૂંટવાની કોઈ જાતની શક્યતા પહેલાં તે શ્રમ વડે જ મેળવેલી હોવી જોઈએ.

ઈતિહાસમાં ખાનગી મિલકત લૂંટ કે બળના કારણે જ દેખાતી નથી. ઊલટાનું, તેની હયાતી તમામ સભ્ય પ્રજાઓના પ્રાચીન આદિમ સમાજોમાં કંઈક અંશે મર્યાદિત પ્રમાણમાં અસ્તિત્વમાં હતી જ. એ આદિમ કોમ્યુનોમાં તેનો વિકાસ જણસના રૂપમાં પ્રથમ તો વિદેશીઓ સાથેની અદલાબદલીથી થયો. જેમ જેમ કોમ્યુનની પેદાશો જણસનું રૂપ વધારે ને વધારે પ્રમાણમાં ધારણ કરતી ગઈ, એટલે ઉત્પાદકોના પોતાના ઉપયોગ માટે ઓછી અને વિનિમય માટે વધારે પેદા થતી ગઈ, અને કોમ્યુનની અંદર પણ શ્રમના મૂળ કુદરતી વિભાજનનું સ્થાન વિનિમય વધારે ને વધારે પ્રમાણમાં લેતો ગયો, તેમ તેમ સમાજના અલગ અલગ સભ્યોની મિલકતમાં અસમાનતા વધારે ને વધારે વિકસતી ગઈ, જમીનની પ્રાચીન સહિયારી માલિકીના પાયા વધારે ને વધારે ખોદાતા ગયા, અને કોમ્યુન વિઘટનની તેમ જ નાની મિલકત ધરાવતા કિસાનોના ગામમાં પલટાઈ જવાની દિશામાં વધારે ને વધારે ઝડપથી સરકતું ગયું. હજારો વર્ષો સુધી પૂર્વના ખંડોની તાનાશાહી અને ભટકતી પ્રજાઓ ઉપર વિજય મેળવવાના બદલાતા નિયમો આ પ્રાચીન આદિમ સમાજને હાનિ પહોંચાડવામાં અસમર્થ નીવડયા; પરંતુ તેમના આદિમ ગૃહોદ્યોગનો મોટા ઉદ્યોગો થકી જે વિનાશ થયો તેનાથી એ સમાજો વિસર્જનની નજદીક પહોંચતા ગયા. હોખવાલ્ડ અને મોસેલના ગ્રામ સમાજમાં સહિયારી માલિકીની જમીનના વિભાજનમાં બળનો ઉપયોગ ભાગ્યે જ થયો હતો; કિસાનોને એવું જ લાગેલું કે સહિયારી માલિકી કરતાં ખાનગી માલિકીથી તેમને લાભ થશે. કેલ્ટ લોકો, જર્મનો, અને હિંદુસ્તાની પંજાબની જેમ આદિમ ઉમરાવ વર્ગનો ઉદ્ભવ પણ જમીનની સહિયારી માલિકીના પાયા ઉપર થયો હતો, અને શરૂ શરૂમાં તેને માટે

બળનો આશ્રય કોઈએ લીધો ન હતો પણ તે રિવાજ અને સ્વેચ્છા ઉપર આધારિત હતો. જ્યાં જ્યાં ખાનગી મિલકતની ઉત્ક્રાંતિ થઈ ત્યાં તેનું કારણ ઉત્પાદન અને વિનિમયના પરિવર્તન પામેલા સંબંધોમાં હતું, તે વધુ ઉત્પાદનના અને વ્યાપારના લાભમાં હતું, એટલે કે આર્થિક કારણોસર એ ઉત્ક્રાંતિ થઈ. આ બધામાં બળ કોઈ ભાગ ભજવતું નથી. ખરેખર, એ સ્પષ્ટ છે કે બીજી વ્યક્તિની મિલકત **હજમ કરી જવા** માટે લૂંટારાએ કોશિશ કરી ત્યારે ખાનગી મિલકતની સંસ્થા અસ્તિત્વમાં હશે જ, એટલે કે બળથી મિલકતના કબજાની હેરફેર થઈ શકે પણ બળ ખાનગી મિલકતનો ઉદ્‌ભવ ન જ કરી શકે.

તેવી જ રીતે "માનવી પાસે ગુલામીનું કામ કરાવવા તેની ઉપર આધિપત્ય જમાવવા"ના સૌથી આધુનિક રૂપ — મજૂરી — અંગે પણ કહેવું પડે જ કે તેના ઉદ્‌ભવ માટે બળ અથવા બળ ઉપર રચાયેલી મિલકતને કારણભૂત ગણી ન શકીએ. પ્રાચીન આદિમ સમાજના વિસર્જનમાં, એટલે કે સીધી યા આડકતરી રીતે ખાનગી મિલકતના ફેલાવામાં, શ્રમથી સર્જાયેલી ચીજોના જણસોમાં થયેલા રૂપાંતરે, ચીજોનું ઉત્પાદન તેમને પેદા કરનારના વપરાશ માટે નહિ પરંતુ વિનિમય માટે થવા લાગ્યું એવા રૂપાંતરે, જે ભાગ ભજવ્યો તેનો ઉલ્લેખ અમે અગાઉ કરી ચૂક્યા છીએ. હવે 'મૂડી' ગ્રંથમાં તદ્દન સ્પષ્ટ રૂપે માર્ક્સ સાબિત કરે છે — અને હેર ડ્યૂરિંગ કાળજીપૂર્વક તેના સહેજ ઉલ્લેખથી પણ દૂર રહે છે — કે વિકાસના અમુક તબક્કામાં જણસોનું ઉત્પાદન મૂડીવાદી ઉત્પાદનમાં રૂપાંતર પામે છે અને એ તબક્કે "ખાનગી મિલકત અથવા શોષણના નિયમો, જણસોના ઉત્પાદન અને ચલણના નિયમો, પોતાની આંતરિક અને અદમ્ય દ્વંદ્વાત્મકતાથી પોતાનાથી ઊલટી જ ક્રિયામાં પરિવર્તન પામે છે. જે અસલ ક્રિયાથી આપણે પ્રારંભ ભરેલો તે સમમૂલ્યોના વિનિમયમાં એવો પલટો આવી ગયો કે હવે તે ફક્ત બાહ્ય દેખીતો વિનિમય જ રહ્યો. તેનું કારણ એ છે કે, પ્રથમ તો, જે મૂડી શ્રમ-શક્તિ સાથે વિનિમય કરે છે તે ખુદ અન્યના શ્રમના સમમૂલ્ય વિના થયેલા શોષણનો જ એક ભાગ છે; અને બીજું, ઉત્પાદકે એ મૂડી મૂળ સ્થાને પરત કરવી પડે છે એટલું જ નહિ પરંતુ તેને વધારીને પરત કરવી પડે છે... મિલકત શરૂમાં માનવીના પોતાના શ્રમ ઉપર આધારિત હોય એવું આપણને લાગેલું... હવે" (માર્ક્સના પૃથક્કરણના અંતમાં) "મિલકત મૂડીદાર માટે બીજાઓની વણચૂકવેલી શ્રમ-શક્તિને હડપ કરવાના અધિકાર તરીકે અને કામદાર માટે પોતાના જ શ્રમની પેદાશ કબજે લેવાની અશક્યતા તરીકે હયાતી ધરાવે છે. જે કાનૂન અસલમાં મિલકત અને શ્રમની દેખીતી એકરૂપમાંથી

ઉદ્‌ભવ્યો હતો તેના જ અનિવાર્ય પરિણામ રૂપે મિલકતને શ્રમથી અલગ કરવાની પ્રક્રિયા પેદા થઈ." બીજા શબ્દોમાં, આપણે લૂંટ, બળ અને દગાની તમામ શક્યતાને બકાત રાખીએ, આપણે એવું માની લઈએ કે તમામ ખાનગી મિલકત અસલમાં તેના માલિકના પોતાના શ્રમની જ પેદાશ હતી, અને ત્યાર પછીની સમગ્ર પ્રક્રિયા સમાન મૂલ્યના સમાન મૂલ્ય સાથે વિનિમયમાં જ હતી, તેમ છતાં ઉત્પાદન અને વિનિમયના પ્રગતિશીલ વિકાસે આપણને એ સ્થિતિએ લાવીને મૂક્યા છે કે જ્યાં આધુનિક મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ—સંખ્યાની દૃષ્ટિએ નાના એક વર્ગના હાથમાં ઉત્પાદનનાં સાધનો અને ગુજરાનાં સાધનોનો ઈજારો—સામે બીજા મિલકતવિહોણા સર્વહારા કામદારો છે જેની વિરાટ બહુસંખ્યા છે. સટ્ટાખોરીને કારણે સર્જાતી વ્યાપારી કટોકટી અને તેજીમંદી અને આજના ઉત્પાદનની સમગ્ર અરાજકતા—આ બધું પ્રવર્તે છે. આ સમગ્ર પ્રક્રિયાનાં શુદ્ધ આર્થિક કારણો જ છે; કોઈ પણ તબક્કે તેમાં લૂંટ, બળ, રાજ્ય કે રાજકીય દરમિયાનગીરી જરૂરી નથી. "બળના પાયા ઉપર સ્થાપેલી મિલકત"ની વાત પણ એ જ વસ્તુ સાબિત કરે છે કે આ એક એવા બડાઈખોરની શોધ છે કે જે સત્ય ઘટનાપ્રવાહની સમજણના પોતાના અભાવને ઢાંકવા જ આ શબ્દો વાપરે છે.

ઐતિહાસિક રીતે જોતાં, આ પ્રક્રિયા મૂડીદાર વર્ગની ઉત્ક્રાંતિનો ઈતિહાસ છે. જો "રાજકીય સંજોગો આર્થિક પરિસ્થિતિનું નિર્ણાયક કારણ હોય" તો આધુનિક મૂડીવાદ સામંતશાહી સાથેના ઘર્ષણમાંથી વિકસ્યો જ ન હોત પરંતુ તેનું મરજિયાત રીતે પેદા કરેલું પાળેલું બચ્ચું જ રહેત. બધા જાણે છે કે જે બન્યું તે ઊલટું જ હતું. અસલમાં સત્તાધીશ સામંતી ઉમરાવોને તમામ પ્રકારના કરવેરા ભરી રહેલ દમનથી કચડાયેલ તમામ પ્રકારના ખેતગુલામો અને લેભાગુ-ઓમાંથી બનેલો નગરવાસીઓનો સ્તર ઉમરાવો સામેના સતત સંઘર્ષ દરમિયાન એક પછી એક બાબતમાં વિજય પ્રાપ્ત કરતો ગયો અને છેવટે તેણે સૌથી વિકસિત દેશોમાં સત્તા પ્રાપ્ત કરી: ફ્રાંસમાં ઉમરાવોને સીધી રીતે ફેંકી દીધા; ઈંગ્લૅંડમાં ઉમરાવોને વધુ ને વધુ મૂડીવાદી બનાવીને સુશોભનરૂપ રાજગાદીએ બેસાડી દીધા. અને એ કાર્ય કઈ રીતે પાર પાડ્યું? ફક્ત "આર્થિક પરિસ્થિતિ"માં પરિવર્તન લાવીને, જેનાથી વહેલું મોડું, મરજિયાત રીતે અથવા અથડામણના પરિણામ રૂપે, રાજકીય સંજોગોમાં પરિવર્તન આવ્યું. સામંતી ઉમરાવો સામે મૂડીદારોનો સંઘર્ષ ગામોની સામે શહેરનો, જાગીરદારી મિલકત સામે ઉદ્યોગનો, અને કુદરતી તંત્ર સામે પૈસાના અર્થતંત્રનો સંઘર્ષ હતો; અને એ સંઘર્ષમાં

મૂડીદારો પાસે નિર્ણાયક શસ્ત્ર તેની **આર્થિક** શક્તિમાં જ હતું, જેનો વિકાસ ઉદ્યોગની, પહેલાં હાથકારીગરીની અને પછી મૅન્યુફૅક્ચરની, પ્રગતિ મારફત, તેમ જ વાણિજ્યના વિસ્તરણ મારફત, થતો જતો હતો. આ સમગ્ર સંઘર્ષ દરમિયાન રાજકીય બળ તો જ્યારે રાજાઓ એક સ્તર મારફત બીજા સ્તરને કાબૂમાં રાખવાના આશાએ નાગરિકોને સામંતો સામે ટકરાવ્યા એ ગાળા સિવાય ઉમરાવોની તરફેણમાં જ હતું; પરંતુ જે ઘડીથી મૂડીદાર વર્ગ તેની વધતી આર્થિક તાકાતને કારણે જોખમી બનવા લાગ્યો, જોકે રાજકીય દૃષ્ટિએ તે હજુ લાચાર દશામાં હતો, કે તરત રાજાએ સામંતો સાથે ફરી એકસંપી કરી લીધી અને એમ કરીને તેણે પહેલાં ઇંગ્લૅંડમાં અને પછી ફ્રાંસમાં મૂડીવાદી ક્રાંતિ નોતરી. ફ્રાંસમાં "રાજકીય સંજોગો"માં કોઈ ફેરફાર ન થયો પણ "આર્થિક પરિસ્થિતિ" તેની ઉપરવટ વિકસી ચૂકી હતી. તેના રાજકીય દરજ્જાથી જોઈએ તો સામંત ઉમરાવ સર્વસ્વ હતો, નગરવાસી કશું નહિ; પણ સામાજિક દરજ્જાની દૃષ્ટિએ રાજ્યમાં આ નગરવાસીઓ મહત્ત્વનો વર્ગ બન્યા, ત્યારે સામંતો ખાલી મહેસૂલ મેળવતા, અને અન્ય જવાબદારી અદૃશ્ય થતાં તેમનો સામાજિક દરજ્જો પણ તૂટ્યો. એટલું જ નહિ. સમગ્ર રીતે જોતાં મૂડીવાદી ઉત્પાદન મધ્યયુગનાં સામંતી રાજકીય રૂપોમાં જકડાયેલું હતું, અને તે—કેવળ મૅન્યુફૅક્ચરના જ નહિ પરંતુ હાથકારીગરીના ક્ષેત્રમાં પણ વિકસીને સામંતી રૂપોથી ક્યારનું આગળ નીકળી ગયું હતું; તે હજારો જાતના બહુવિધ ગિલ્ડ અધિકારો અને પ્રાંતિક જકાતનાં બંધનોથી જકડાયેલું રહ્યું હતું, અને એ બધું ઉત્પાદનમાં અવરોધ અને બેડીઓ જેવું બની ગયું હતું. મૂડીવાદી ક્રાંતિએ એવી સ્થિતિનો અંત આણ્યો. રાજકીય સંજોગોની સાથે આર્થિક પરિસ્થિતિનો હેર ડ્યૂરિંગના ખ્યાલ પ્રમાણે મેળ બેસાડીને નહિ, હકીકતે આવો હેતુ અમીર ઉમરાવો અને રાજાઓ વર્ષોથી પાર પાડવા વ્યર્થ કોશિશ કરતા હતા, પણ તેનાથી ઊલટું કૃત્ય કરીને, એટલે કે જૂના કોહતા રાજકીય કચરાને ફગાવી દઈને અને એવા રાજકીય સંજોગોનું સર્જન કરીને કે જેમાં નવી "આર્થિક પરિસ્થિતિ" અસ્તિત્વ જાળવીને વિકસી શકે. અને એવા રાજકીય અને કાનૂની વાતાવરણમાં જે તેને ઘણું અનુકૂળ હતું—મૂડીવાદનો ભવ્ય વિકાસ થયો, એટલો ભવ્ય કે સામંતશાહી ૧૭૮૯માં જે સ્થાન ધરાવતી હતી તે સ્થાન આજે મૂડીદાર વર્ગ લગભગ ધરાવે છે: તે સામાજિક દૃષ્ટિએ બિનજરૂરી જ નહિ પણ સામાજિક રુકાવટ બની રહ્યો છે; તે ઉત્પાદન પ્રવૃત્તિથી વધુ ને વધુ અલગ પડી રહ્યો છે, અને જૂના જમાનાની સામંતશાહીની જેમ, વધુ ને વધુ એવો

વર્ગ બની રહ્યો છે જે કેવળ નફા ભેગા કરતો રહે છે; અને તેણે પોતાની સ્થિતિમાં આ ક્રાંતિ કરીને નવા સર્વહારા વર્ગને સર્જ્યો છે—કોઈ પ્રકારના બળની તરકીબો વગર—શુદ્ધ આર્થિક રીતે જ. વધુમાં: પોતાનાં કૃત્યો અને પ્રવૃત્તિઓના એવા પરિણામની ઇચ્છા તેણે કદી ધરાવી ન હતી, ઊલટાનું, આ અંજામની સ્થાપના અદમ્ય જોરપૂર્વક, મૂડીદારોના હેતુ અને ઇચ્છા વિરુદ્ધ, થઈ; તેની પોતાની ઉત્પાદક શક્તિઓ તેના અંકુશ બહાર વિકસી છે, અને જાણે પ્રકૃતિના નિયમ મુજબ અનિવાર્ય રીતે સમગ્ર મૂડીવાદી સમાજને વિનાશને પંથે અથવા ક્રાંતિ તરફ દોરી રહી છે. અને જો હવે મૂડીદારો કકડભૂસ બનતી "આર્થિક પરિસ્થિતિ"ને આખરી વિનાશમાંથી બચવવા બળનો આશ્રય લે તો તે એટલું જ દર્શાવે છે કે તેઓ હેર ડ્યૂરિંગના જેવો જ ભ્રમ સેવી રહ્યા છે: એવો ભ્રમ કે "આર્થિક પરિસ્થિતિ માટે નિર્ણાયક કારણ રાજકીય સંજોગો જ છે"; તે એટલું જ બતાવે છે કે હેર ડ્યૂરિંગની માફક તેઓ પણ એવી કલ્પના કરે છે કે "પ્રાથમિક" અથવા "પ્રત્યક્ષ રાજકીય બળ"નો ઉપયોગ કરવાથી તેઓ "ગૌણ કક્ષાની હકીકતો", આર્થિક પરિસ્થિતિ, અને તેના અનિવાર્ય વિકાસનું નવઘડતર કરી શકશે, અને તેથી વરાળનું ઍન્જિન અને તેનાથી સંચાલિત આધુનિક યંત્રો, વિશ્વ વ્યાપાર, બૅંકિંગ, આજની ધિરાણ સગવડતાઓ, વગેરે સર્વનું અસ્તિત્વ જાણે કે ક્રૂપની તોપો અને માઉઝેર રાઈફલો વડે મિટાવી શકશે.

## ૩. બળનો સિદ્ધાંત

(ચાલુ)

પણ હેર ડ્યૂરિંગના આ સર્વશક્તિમાન "બળ"નું આપણે જરાક વધુ બારીક પરીક્ષણ કરીએ. ક્રુઝોએ "હાથમાં તલવાર લઈને" ફ્રાઇડેને ગુલામ બનાવ્યો. તેણે તલવાર ક્યાંથી મેળવી? રોબિનસન ક્રુઝોની મહાકથાના એવા કાલ્પનિક ટાપુઓ ઉપર પણ ક્યાંય તલવારો ઝાડ ઉપર ઊગતી હોવાનું હજુ સુધી જાણવામાં આવ્યું નથી, અને હેર ડ્યૂરિંગ એ પ્રશ્નનો ઉત્તર આપતો નથી. જો ક્રુઝોને તલવાર મળી શકતી હોય તો આપણને એવી ધારણા કરવાનો પૂરો અધિકાર છે કે એક સુંદર સવારે ફ્રાઇડે હાથમાં ભરેલી બંદૂક લઈને સામે આવી જાય, અને ત્યારે "બળ"નો આખો સંબંધ ઊલટો બની જાય. ફ્રાઇડે ફરમાન છોડે અને ક્રુઝોને ઢસરડો કરવાનો વારો આવે. અમે વાચકોની ક્ષમા માગી લઈએ કે અમારે વારંવાર રોબિનસન ક્રુઝો અને ફ્રાઇડેની વાર્તાનો ઉલ્લેખ કરવો પડે છે. તેનું યોગ્ય સ્થાન બાલમંદિરમાં છે, નહિ કે વિજ્ઞાનના ક્ષેત્રે. પણ એ સિવાય બીજો ઉપાય ક્યાં છે? હેર ડ્યૂરિંગની સૂત્રાત્મક પદ્ધતિ ઈમાનદારીથી લાગુ કરવા અમે બંધાયેલા છીએ અને એમ કરતી વેળા અમારે બધો વખત શુદ્ધ બાલિશતાના ક્ષેત્રમાં જ રહેવું પડે તો તેમાં અમારો દોષ નથી. એટલે બંદૂક તલવાર ઉપર વિજય મેળવે છે, અને તેનાથી એકદમ બાલિશ સૂત્રોચ્ચારકને પણ સમજણ પડશે કે બળ કેવળ ઇચ્છાશક્તિનું જ કૃત્ય નથી, પણ તેના અસ્તિત્વ અને અમલ માટે પ્રાથમિક સંજોગો, એટલે કે **સાધનો**, હોવા જોઈએ, તેમાંથી જે વધુ પરિપૂર્ણ હોય તે ઓછા પરિપૂર્ણને મારી હઠાવે; વધુમાં, એ સાધનો ઉત્પન્ન કરવાનાં હોય છે, અને તેનો અર્થ એ થાય છે કે જે વધુ સંપૂર્ણ બળનાં સાધનો અથવા શસ્ત્રો ઉત્પન્ન કરી શકે તે ઓછાં સંપૂર્ણ શસ્ત્રોના

ઉત્પાદકને હંફાવી શકે. તેથી, ટૂંકમાં, બળનો વિજય શસ્ત્રોના ઉત્પાદન ઉપર, અને શસ્ત્રોનું ઉત્પાદન સામાન્ય ઉત્પાદન ઉપર, એટલે કે "આર્થિક શક્તિ" ઉપર, "આર્થિક પરિસ્થિતિ" અને બળને હસ્તક **ભૌતિક** સાધનો ઉપર, અવલંબે છે.

આજના સમયમાં બળ એટલે લશ્કર અને નૌકાદળ, અને આપણે ભોગ આપીને જાણી લીધું છે કે એ બધું નિભાવવાનું "ભયંકર ખર્ચાળ" હોય છે. પરંતુ બળ કોઈ પૈસા બનાવી ન શકે; બહુ બહુ તો જે પૈસો બનાવેલો છે તે લઈ શકે, પરંતુ ફ્રાંસની કરોડોની રકમના[79] દાખલામાં આપણે વળી આપણા ભોગે જોઈ લીધું છે કે એથી પણ કોઈ લાભ થતો નથી. એટલે છેવટે એવા તારણ ઉપર આવવું પડે છે કે નાણાં તો આર્થિક ઉત્પાદનમાંથી જ પૂરાં પાડવાં જોઈએ, એટલે ફરી બળનું નિર્ધારણ આર્થિક પરિસ્થિતિના આધારે થાય છે—આર્થિક પરિસ્થિતિ બળનાં સાધનોના સંચય તથા જાળવણીની સગવડ પૂરી પાડે છે. પણ વાત એટલાથી પૂરી નથી થતી. લશ્કર અને નૌકાદળ જેટલા પ્રમાણમાં આર્થિક પૂર્વશરતો ઉપર આધારિત હોય છે એટલું બીજું કશું નથી હોતું. શસ્ત્રો, સેનાની રચના, સંગઠન, સામરિક દાવપેચ અને વ્યૂહ—એ બધું સૌપ્રથમ તો સંબંધિત સમયે ઉત્પાદન તથા સંચાર વ્યવસ્થામાં સાધવામાં આવેલી કક્ષા ઉપર અવલંબે છે. અહીંયાં ક્રાંતિકારક અસર પાડનારી બાબત પ્રતિભાશાળી જનરલોનાં "ચિત્તનાં મુક્ત સર્જનો"ની નથી પરંતુ બહેતર શસ્ત્રોની રચનાની અને માનવીય સામગ્રીમાં—સૈનિકોમાં—પરિવર્તનની છે, પ્રતિભાશાળી જનરલોની ભૂમિકા બહુ બહુ તો કેવળ યુદ્ધની રીતો નવાં શસ્ત્રો અને સૈનિકોને અનુરૂપ બનાવવા પૂરતી સીમિત હોય છે.

૧૪મી સદીના આરંભમાં આરબો પાસેથી બંદૂકનો દારૂ પશ્ચિમ યુરોપમાં આવ્યો, અને દરેક નિશાળિયો જાણે છે કે તેનાથી યુદ્ધની પદ્ધતિમાં સમૂળી ક્રાંતિ આવી. બંદૂકનો દારૂ અને શસ્ત્રોના ઉપયોગમાં બળનું કૃત્ય કોઈ રીતે નહિ પરંતુ ઉદ્યોગમાં આગેકદમ અંકિત હતું, એટલે કે તેમાં આર્થિક પ્રગતિ અંકિત હતી, ઉદ્યોગ તો ઉદ્યોગ જ રહે, પછી તે વસ્તુઓના ઉત્પાદનની દિશાનો હોય કે વિનાશની દિશાનો. અને દારૂગોળાનાં શસ્ત્રોના ઉપયોગની ક્રાંતિકારક અસર યુદ્ધના સંચાલન ઉપર પડી એટલું જ નહિ પરંતુ આધિપત્ય અને તાબેદારીના રાજકીય સંબંધો ઉપર પણ પડી. દારૂગોળા અને શસ્ત્રોની પ્રાપ્તિ માટે ઉદ્યોગ અને નાણાંની જરૂર પડી, અને એ બન્ને શહેરોના વેપારીઓના હાથમાં હતાં. એટલે દારૂગોળાનાં શસ્ત્રો શરૂઆતથી જ શહેરોનાં

અને સામંતી ઉમરાવશાહીની સામે શહેરોનો ટેકો ધરાવતી રાજાશાહીનાં હથિયારો હતાં. ઉમરાવોના કિલ્લાઓની પથ્થરની દીવાલો અગાઉ અભેદ્ય હતી પરંતુ હવે નગરવાસીઓની તોપોના ગોળાથી ઢળી પડી, અને ઉમરાવોના શૂરવીરોના બખ્તરને તેમની બંદૂકોની ગોળીઓ વીંધી નાખવા લાગી. ઉમરાવોના બખ્તરિયા હયદળના પરાજયથી તેમનું ચડિયાતાપણું ભાંગી પડ્યું; મૂડીવાદના વિકાસની સાથે પાયદળ અને તોપખાનાં વધુ ને વધુ નિર્ણાયક પ્રકારનાં શસ્ત્રો બન્યાં; તોપખાનાના વિકાસને લીધે લશ્કરી વ્યવસાયના સંગઠનમાં નવા પ્રકારનો પૂરેપૂરો ઔદ્યોગિક પેટા વિભાગ — ઈજનેરીનો — ઉમેરાયો.

દારૂગોળાનાં શસ્ત્રોના સુધારાની પ્રક્રિયા બહુ ધીમી હતી. તોપો કઢંગી જ રહી, અને બંદૂકમાં નાનીમોટી સંખ્યાબંધ સુધારણાઓ થવા છતાં તે અણઘડ હથિયાર જ રહી. પાયદળની આખી સેનાને સજ્જ કરવા અનુકૂળ શસ્ત્રની શોધમાં ત્રણસો વર્ષો વીતી ગયાં. છેક ૧૮મી સદીના પ્રારંભમાં પાયદળના ભાલાઓને સ્થાને સંગીનવાળી ચકમકની બંદૂકો ગોઠવવામાં આવી. તે સમયના પાયદળ સૈનિકો રાજાઓના ભાડૂતી સિપાહીઓ હતા, સમાજના સૌથી નીતિભ્રષ્ટ તત્ત્વોમાંથી ભરતી કરવામાં આવતા. તેઓ સખત કૂચકવાયત છતાં વિશ્વાસપાત્ર નહોતા અને કેવળ દંડૂકાના આધારે જ એકઠા રાખી શકાતા. ઘણા દાખલાઓમાં તેઓ દુશ્મન યુદ્ધકેદીઓમાંથી ભરતી કરી લીધેલા માણસો હતા. નવાં શસ્ત્રોને એ સૈનિકો એક જ પ્રકારના હરોળબદ્ધ વ્યૂહમાં ઉપયોગમાં લઈ શકતા. એ વ્યૂહનો વિકાસ ફ્રેડરિક બીજાના સમયમાં ચરમ કક્ષાએ પહોંચી ગયો હતો. સેનાનું સમગ્ર પાયદળ ત્રણ ત્રણની હરોળમાં લાંબા પોલા ચોરસના રૂપમાં ગોઠવાતું, અને તે યુદ્ધમાં આખા ચોરસના રૂપમાં જ ગતિમાન રહેતું. બહુ બહુ તો બેમાંથી કોઈ પાંખ આગેકૂચ અથવા થોડી પીછેહઠ કરતી. એવો ભારરૂપ સમુદાય તદ્દન સરખી સપાટ ભૂમિ ઉપર હરોળમાં ચાલી શકતો, અને તે પણ તદ્દન ધીમી ગતિથી (એક મિનીટે ૭૫ ડગલાં). યુદ્ધ દરમિયાન ગોઠવણીમાં કોઈ ફેરફાર અશક્ય બની રહેતો, અને એક વખત પાયદળ લડવાનું શરૂ કરે એટલે વિજય અથવા પરાજયનો ફેંસલો ઝડપથી એક ફટકે થઈ જતો.

અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધમાં એવી અક્કડ હરોળોની સામે બળવાખોરોની મુક્ત ટોળકીઓ ટકરાતી. બળવાખોરોને તાલીમ ન મળી હોવા છતાં તેઓ પોતાની રાઇફલ બંદૂકોમાંથી ગોળીઓ છોડવાની કામગીરી બહેતર કરી શકતા હતા; તેઓ પોતાનાં પ્રાણભૂત હિતો માટે લડતા હતા અને તેથી ભાડૂતી સિપાહીઓની માફક મેદાન છોડીને ભાગી ન જતા, વળી તેઓ અંગ્રેજ સેનાનો

મુકાબલો સાફ અને સપાટ જમીન ઉપર કરવાની મહેરબાની પણ ન બતાવતા. તેઓ મોકળી ગોઠવણી કરીને ઝાડીની ઓથ લેતા, નિશાનબાજોની ઝડપથી ખસતી સંખ્યાબંધ ટુકડીઓના રૂપે આવતા. અહીં સેનાની હરોળ નમાલી સાબિત થઈ જતી અને અદૃશ્ય તથા અગમ્ય દુશ્મનો સામે હારી જતી. ઝપાઝપીની રીત ફરી ઘડી કાઢવામાં આવી—તે યુદ્ધની નવી પદ્ધતિ હતી, જે યુદ્ધની માનવીય સામગ્રીમાં પરિવર્તનને પરિણામે અસ્તિત્વવાં આવી હતી.

અમેરિકન ક્રાંતિએ જે શરૂ કરેલું તે ફ્રેંચ ક્રાંતિએ પૂરું કર્યું—લશ્કરી ક્ષેત્રે પણ. ઉમરાવોના મોરચાનાં તાલીમબદ્ધ ભાડૂતી સૈન્યોનો સામનો ઓછી તાલીમ પામેલા પરંતુ સમગ્ર રાષ્ટ્રમાંથી જમા થયેલા સૈનિકોના વિરાટ સમૂહો કરી શક્યા. આ સમૂહોએ પૅરિસની, એટલે કે ચોક્કસ વિસ્તારની, રક્ષા કરવાની હતી અને તે હેતુ માટે ખુલ્લી વ્યાપક લડાઈમાં વિજય જરૂરી હતો. ફક્ત ઝપાઝપીથી કંઈ વળે તેમ ન હતું, વિશાળ સમુદાય માટે લડવાનું કંઈક નવું રૂપ જરૂરી બન્યું અને તેની શોધ **"સ્તંભ"ની** રીતમાં થઈ. સ્તંભ જેવી ગોઠવણીથી ઓછી તાલીમ પામેલી સેના માટે ઠીક ઠીક વ્યવસ્થાથી કૂચ કરવાનું શક્ય બન્યું, અને તે પણ વધુ ઝડપથી (એક મિનીટમાં એકસો ડગલાં કે તેથી વધુ), જૂની ઢબની હરોળોમાં તોડફોડ કરવાનું શક્ય બન્યું, કોઈ પણ પ્રકારની ધરતી ઉપર લડી શકાતું હતું અને હરોળો માટે તદ્દન પ્રતિકૂળ જમીન હોય ત્યાં પણ આ સ્તંભ લડી શકતો હતો, ગમે તે રીતે સેનાની ગોઠવણી કરીને નિશાનબાજોનાં છૂટાંછવાયાં જૂથોના આક્રમણ સાથે તાલ મેળવીને યુદ્ધ લડી શકાતું હતું અને એ રીતે હરોળોની હાલચાલને થકવીને નિર્ણાયક ઘડીએ અનામત ટુકડીઓ વડે ભંગાણ પાડવાનું શક્ય બનતું. યુદ્ધની એ નવી રીત ઝપાઝપી કરનારાં જૂથો તથા સ્તંભોમાં ગોઠવાયેલાં સૈન્યોની સંયુક્ત કામગીરી ઉપર આધારિત હતી, અને તેમાં આખા લશ્કરને સ્વતંત્ર ડીવીઝનનો અથવા લશ્કરી ટુકડીઓમાં વહેંચી નાખવામાં આવતું હતું. એવા પ્રત્યેક વિભાજનમાં સેનાની બધી શાખાઓના સિપાહીઓને સામેલ કરવામાં આવતા. એ પદ્ધતિના સામરિક વ્યૂહ તેમ જ દાવપેચનો વધારેમાં વધારે વિકાસ નેપોલિયને સાધ્યો હતો. નવી પદ્ધતિ મુખ્યત્વે તો સૈનિકોના બદલાયેલા સ્વરૂપને કારણે, ફ્રેંચ ક્રાંતિને કારણે આવશ્યક બની ગઈ હતી. એ ઉપરાંત, બીજી બે મહત્ત્વની યાંત્રિક પૂર્વતૈયારીઓ કરવામાં આવેલી: પ્રથમ તો, ગ્રીબોવાલે રચેલી મેદાનની તોપોની હળવી રણગાડીઓ, જરૂરી એવી ઝડપી હિલચાલ, ફક્ત તેનાથી જ શક્ય બની; બીજું, ત્રાંસો કુંદો—જે અત્યાર સુધી તદ્દન નાળચા સાથે સીધો જ હતો. ફ્રાંસમાં તેની શોધ

૧૭૭૭માં થઈ અને તે શિકારનાં શસ્ત્રોની નકલરૂપ હતો જેનાથી નિશાન આવશ્યક રૂપે ચૂક્યા વિના માણસને વીંધી નાખવાનું શક્ય બનતું હતું. વીખરાયેલાં જૂથોના રૂપમાં લડવાનું એ નવી શોધ વિના, જૂનાં શસ્ત્રો વડે, અશક્ય હતું.

સમગ્ર પ્રજાને શસ્ત્રસજ્જ કરવાની ક્રાંતિકારી પદ્ધતિને થોડા વખતમાં મર્યાદિત બનાવી દેવામાં આવી અને તેના સ્થાને ફરજિયાત ભરતી આવી (જેમાં શ્રીમંતો પોતાની મુક્તિ માટે નાણાં આપી દેતા) અને તળ યુરોપ ખંડમાં વ્યાપક પાયા ઉપર એ પદ્ધતિનો અમલ થયો. ફક્ત પ્રશિયાએ પોતાની લાન્ડવેહર[80] પદ્ધતિ મારફત રાષ્ટ્રની લશ્કરી તાકાતનો ઉપયોગ વધારે પ્રમાણમાં કરવાનો પ્રયાસ કર્યો. પોતાના સમગ્ર પાયદળને, પાછળથી દારૂગોળા ભરાતી રાઈફલ વડે શસ્ત્રસજ્જ કરનાર પ્રથમ રાજ્ય પ્રશિયા હતું—એ શસ્ત્રના ઉપયોગ પહેલાં થોડો સમય સામેથી દારૂગોળો ભરાતી રાઈફલનો ઉપયોગ પણ થઈ ચૂક્યો હતો, જેમાં ૧૮૩૦-૧૮૬૦ દરમિયાન સારી પેઠે સુધારો થયો હતો અને જે યુદ્ધમાં ઉપયોગ લાયક બની ગઈ હતી. ૧૮૬૬માં પ્રશિયાને મળેલી સફળતાનો આધાર[81] એ બે નવા સુધારાઓની ઉપર હતો.

ફ્રાંસ-જર્મન યુદ્ધમાં પહેલી જ વાર પાછળથી દારૂગોળો ભરાતી રાઈફલોથી સજ્જ બે સૈન્યોએ એકબીજાનો સામનો કરેલો, અને જૂની સીધી સીધી નાળીવાળી ચકમકની બંદૂકોના જમાનાની જેમ એકસરખી વ્યૂહરચના અપનાવેલી. તફાવત એટલો જ હતો કે પ્રશિયનોએ કંપની-સ્તંભ-રચના અપનાવી, નવાં શસ્ત્રો સાથે મેળ ખાય એવો વ્યૂહ અમલી બનાવવા તેણે એમ કરેલું. પરંતુ જ્યારે ઑગસ્ટની ૧૮મીએ સેંટ-પ્રિવામાં[82] પ્રશિયન ગાર્ડે ગંભીરતાથી કંપની-સ્તંભ-રચના અપનાવવા કોશિશ કરી ત્યારે યુદ્ધમાં તેની પાંચ રેજીમેન્ટોનો ત્રીજો ભાગ બે કલાકથી ઓછા સમયમાં ખતમ થયો (૧૭૬ અફસરો અને ૫૧૧૪ સૈનિકો). તે સમયથી કંપની-સ્તંભને પણ યુદ્ધના વ્યૂહ તરીકે બટેલિયન-સ્તંભ અને રેખા-વ્યૂહની માફક જ વખોડવામાં આવ્યો; દુશ્મનના દારૂગોળા સામે નજીકમાં જ પોતાની સેનાની ટુકડીઓની રચના કરવાના તમામ ખ્યાલો છોડી દેવામાં આવ્યા, અને જર્મન સેનાએ ત્યાર પછીની બધી લડાઈઓમાં ઝપાઝપી કરનારાં જૂથોના નાનકડા એકરૂપ સમૂહોમાં પોતાની ડીવીઝનનું વિસર્જન કર્યું—સામે જીવલેણ ગોળીઓનો વરસાદ વરસતો હતો, જોકે ઉચ્ચ અફસરોએ એવી નીતિનો વિરોધ કરીને તેને હુકમના અનાદર સમાન ગણાવેલી, અને એ જ રીતે દુશ્મનના તોપગોળા સામે હવેથી ફક્ત દોડ મૂકવાની રીત અપનાવવામાં

આવી. ફરી વાર અફસર કરતાં સૈનિક વધુ ચાલાક નીકળ્યો; પાછળથી દારૂગોળો ભરાતી રાઈફલો સામે પોતાના અફસરોના વિરોધ છતાં **સૈનિકોએ** જ આ નવી રણનીતિ સફળ બનાવી.

ફ્રાંસ-જર્મન યુદ્ધે એવું પરિવર્તનબિંદુ અંકિત કર્યું કે જેમાંથી સાવ નવા અર્થો સૂચિત થયા. પહેલી વાત એ કે તેમાં વપરાયેલાં શસ્ત્રો એવાં પરિપૂર્ણ છે કે તેમાં કોઈ નવો વિકાસ ક્રાંતિકારી અસર પેદા કરી શકે એ શક્ય નથી. મેદાનના યુદ્ધ માટે એક વાર સેનાઓ પાસે ગમે તેટલા દૂરથી દુશ્મન ટુકડીને મહાત કરવા તોપગોળા હોય અને એવી અસરકારક રાઈફલો હોય કે જેના વડે વ્યક્તિઓને ઉડાવી દઈ શકાય, તો પછી તેમાં વધુ કોઈ વિકાસ અગત્યનો રહેતો નથી. તેથી એ દિશામાં ઉત્ક્રાંતિનો યુગ મુખ્યત્વે બંધ થાય છે. અને બીજું, તળ યુરોપ ખંડની તમામ સત્તાઓને પ્રશિયન લાન્ડવેહર પદ્ધતિનું વધારે ચોક્કસ રૂપ અપનાવવું પડ્યું છે અને તેની સાથે એ સત્તાઓ ઉપર એવો લશ્કરી બોજો લદાયો છે કે થોડાં વર્ષોમાં તેઓ બરબાદ થઈ જશે. રાજ્ય માટે લશ્કર જ મુખ્ય હેતુ અને ખુદ લક્ષ્ય જેવું બની ગયું છે; પ્રજાઓએ તો તેને સૈનિકો પૂરા પાડીને તેમને નિભાવવાનું જ રહ્યું છે. લશ્કરવાદ સમગ્ર યુરોપમાં વર્ચસ્વી છે અને તેને ભરખી રહ્યો છે. પણ એ લશ્કરવાદ પોતાની અંદર વિનાશનાં બીજ પણ ધરાવે છે. એકબીજા રાજ્યો વચ્ચેની સ્પર્ધાને કારણે દર વરસે લશ્કર, નૌકાદળ, તોપખાનાં, વગેરે માટે વધુ ને વધુ ખર્ચ કરવો પડે છે અને તેમના આર્થિક પતનને ઝડપી બનાવે છે; અને બીજી બાજુથી વધુ ને વધુ વ્યાપક રીતે સાર્વજનીન લશ્કરી ભરતીઓ અને સેવા અપનાવવી પડે છે, એ રીતે લાંબે ગાળે સમગ્ર પ્રજા શસ્ત્રોનો ઉપયોગ કરતાં શીખી લે છે અને અમુક પળે પોતાની ઈચ્છા સત્તાધીશ યુદ્ધખોરોની ઉપર લાદવા શક્તિમાન બની જાય છે. અને એવી પળ ત્યારે આવશે કે જ્યારે લોકોના — શહેરો અને ગામોના કામદારો અને કિસાનોના — સમુદાયો **ઈચ્છા ધરાવતા થઈ જશે.** એ તબક્કે રાજાઓનાં લશ્કરો પ્રજાનાં લશ્કરો બની જશે, યંત્ર કામ કરવાનો ઇનકાર કરશે અને લશ્કરવાદ પોતાની જ ઉત્ક્રાંતિની દ્વંદ્વાત્મકતાને કારણે ફસકી પડશે. ૧૮૪૮ની મૂડીવાદી લોકશાહી સર્વહારા નહિ પરંતુ **મૂડીવાદી** હોવાથી જે સિદ્ધ ન કરી શકી, કામદાર સમુદાયોને તેમની વર્ગીય સ્થિતિ પ્રમાણેનું અંતસ્તત્ત્વ ધરાવતી ઈચ્છા ન આપી શકી, તેને સમાજવાદ અચૂક સિદ્ધ કરશે. અને તેનો અર્થ એવો થશે કે લશ્કરવાદ અને ભેગી તેની તમામ સ્થાયી સેનાઓ **અંદરથી** જ ફાટી પડશે.

આધુનિક પાયદળના ઈતિહાસનો આ પ્રથમ પાઠ છે. બીજો પાઠ આપણને પાછા હેર ડ્યૂરિંગ તરફ લઈ જાય છે, તે એ કે સેનાઓના સમગ્ર સંગઠન અને સૈન્યોના યુદ્ધની પદ્ધતિ અને તેની સાથે સાથે વિજય કે પરાજય, ભૌતિક અર્થાત્ આર્થિક પરિસ્થિતિ ઉપર આધારિત સાબિત થાય છે: માનવી સામગ્રી અને શસ્ત્રસરંજામ ઉપર, એટલે કે વસતિની ગુણવત્તા અને પરિમાણ અને ટેકનિકલ વિકાસ ઉપર આધારિત સાબિત થાય છે. ફક્ત અમેરિકનો જેવા શિકારી લોકો જ ઝપાઝપીની રણનીતિની પુનઃશોધ કરી શકે, અને તેઓ શુદ્ધ આર્થિક કારણોસર શિકારીઓ હતા. હવે અમેરિકાનાં જૂનાં રાજ્યોના એ જ અમેરિકીઓનું ખેડૂતો, ઉદ્યોગપતિઓ, સાગરખેડુઓ, અને વ્યાપારીઓમાં રૂપાંતર થયું છે, અને તેઓ હવે આદિમ જંગલોમાં ઝપાઝપી કરતા નથી પણ વધુ અસરકારક રીતે સટ્ટામાં કરે છે, જ્યાં તેમણે વિશાળ સમુદાયોનો ઉપયોગ કરવામાં ઘણી પ્રગતિ સાધી જ છે. મૂડીદાર અને ખાસ કરીને કિસાનને આર્થિક મુક્તિ અપાવનારી ફ્રેંચ ક્રાંતિ જેવી ક્રાંતિ જ વિશાળ લોક સેનાઓ રચી શકી અને સાથે સાથે ગતિનાં એવાં મુક્ત રૂપો શોધી શકી કે જેણે જૂના ચુસ્ત રેખા-વ્યૂહોના ભુક્કા બોલાવ્યા. એ રેખા-વ્યૂહો આપખુદશાહીનું રક્ષણ કરતા હતા અને તેનું જ લશ્કરી પ્રતિરૂપ અંકિત કરતા હતા. અને આપણે એક પછી એક અનેક કિસ્સાઓમાં જોયું છે કે ટેકનીકની પ્રગતિ લશ્કરી રીતે ઉપયોગી સાબિત થાય અને વાસ્તવમાં ઉપયોગમાં લેવામાં આવે કે તરત લગભગ જોરપૂર્વક યુદ્ધની રીતોમાં પરિવર્તનો અને ક્રાંતિઓ પણ આણે છે, ઘણી વાર તો ખરેખર લશ્કરી સરદારોની મરજી વિરુદ્ધ આણે છે. અને હાલ તો કોઈ જોશીલો સાધારણ અફસર પણ હેર ડ્યૂરિંગને સમજાવી શકશે કે યુદ્ધના સંચાલન માટે મોરચાની પાછળના આંતરિક ભાગમાં તેમ જ યુદ્ધના વિસ્તારમાં ઉત્પાદકતા અને સંચારનાં સાધનો ઉપર કેટલો મદાર હોય છે. ટૂંકમાં, કાયમ અને દરેક સ્થળે આર્થિક પરિસ્થિતિ અને આર્થિક સામર્થ્યનાં સાધનો જ "બળ"ને વિજય તરફ જવામાં મદદ કરે છે—જેના વિના બળ એ બળ રહેતું નથી. અને કોઈ પણ વ્યક્તિ ઊલટી દૃષ્ટિથી યુદ્ધની પદ્ધતિમાં સુધારો કરવા ધારે, ડ્યૂરિંગના સિદ્ધાંતોને આધારે, તો તે માર ખાવા સિવાય* કશું પ્રાપ્ત નહિ કરે.

---

*પ્રશિયન જનરલ સ્ટાફ આ વાતથી પરિચિત છે જ. જનરલ સ્ટાફના કૅપ્ટન હેર માક્સ યેન્સે એક વૈજ્ઞાનિક પ્રવચનમાં કહ્યું છે કે "યુદ્ધની રીતોનો **પાયો** સામાન્ય રીતે જનસમૂહોની **આર્થિક** જીવનપદ્ધતિમાં રહેલો છે." **(એંગેલ્સની નોંધ.)**

હવે આપણે ભૂમિ ઉપરથી સમુદ્ર તરફ જઈએ તો જોઈ શકશું કે છેલ્લાં વીશ વર્ષોમાં ત્યાં એથી વધુ સંપૂર્ણ ક્રાંતિ સર્જાઈ છે. ક્રીમીયન યુદ્ધનું[83] યુદ્ધજહાજ ૬૦થી ૧૦૦ તોપવાળું લાકડાનું બેથી ત્રણ તૂતકોવાળું હતું; તેનું સંચાલન મુખ્યત્વે સઢ મારફત થતું અને તેમાં ઓછી શક્તિનું મદદગાર વરાળયંત્ર હતું. એવાં યુદ્ધજહાજોમાં મોટા ભાગે ૩૨ પાઉન્ડના ગોળા ફેંકતી તોપો રહેતી, જેનું વજન લગભગ ૫૦ સેન્ટનર હતું. ફક્ત થોડી ૬૮ પાઉન્ડના ગોળા ફેંકતી ૯૫ સેન્ટનરની તોપો જૂજ હતી. એ યુદ્ધના આખરી દિવસોમાં લોખંડથી મઢેલાં તરતાં તોપખાનાં નજરે પડવા લાગ્યાં; તે બેડોળ અને લગભગ સ્થિર રાક્ષસ જેવાં હતાં, પણ એ સમયની તોપો સામે તો અજેય હતાં. થોડા સમયમાં યુદ્ધજહાજોને પણ લોખંડી બખતરો મઢવામાં આવ્યાં; શરૂમાં બખતરો પાતળાં હતાં— ૪ ઈંચની જાડાઈના બખતરને અતિ ભારે ગણવામાં આવતું હતું. પણ તોપખાનાંની પ્રગતિએ બખતરોને પાછાં પાડયાં; દરેક નવા ભારે બખતર સામે વધુ ભારે અને નવતર તોપ મુકાઈ જે સહેલાઈથી તેને ભેદી શકતી હતી. આ રીતે આપણે બખતરની દસ, બાર, ચૌદ અને ચોવીશ ઈંચ જાડાઈએ પહોંચ્યા (ઈટાલી તો જાડાઈને ત્રણ ફૂટ સુધી વધારવાનું વિચારે છે), અને બજી તરફ, અંદરથી રાઈફલ જેવાં નાળચાંવાળી, તોપો ૨૫, ૩૫, ૮૦ અને ૧૦૦ ટનની (૨૦ સેન્ટનર વજનવાળી)* આવે છે જે ૩૦૦, ૪૦૦, ૧૭૦૦ અને ૨૦૦૦ પાઉન્ડ સુધીના વજનના ગોળા ફેંકી શકે—એટલા અંતર સુધી કે અગાઉ જેની કલ્પના પણ થઈ શકતી ન હતી. આજનું યુદ્ધજહાજ એક બખતરિયા સ્ક્રુ-સંચાલિત ૮૦૦૦થી ૯૦૦૦ ટનનું રાક્ષસી વાહન છે જે ૬૦૦૦થી ૮૦૦૦ હોર્સપાવરની શક્તિ ધરાવે છે, જેને ફરતાં કળશ છે અને ચારથી છ ભારે તોપો હોય છે, જેની કમાન પાણીમાં એવી રીતે નમાવેલી હોય છે કે દુશ્મન જહાજો ઉપર તે ફરી વળે છે. તે એક વિરાટ યંત્ર છે જેમાં વરાળ તેને ઝડપથી ચલાવે છે એટલું જ નહિ પરંતુ સુકાનને પણ ચલાવે છે, લંગરને ઊંચકે છે, કળશને ઘુમાવે છે, તોપોના મંડાણને ફેરવે છે અને તેમાં ગોળા ઠાંસે છે, પાણી ઉલેચે છે, હોડીઓને ઉતારે છે—જેમાંની કેટલીક વરાળ સંચાલિત હોય છે—વગેરે. અને બખતરના પડ અને તોપની ગોળા ફેંકવાની શક્તિ વચ્ચેની સ્પર્ધાનો હજુ અંત નથી આવ્યો, તેથી યુદ્ધજહાજ હજુ પરિપૂર્ણતાએ પહોંચે નહિ, તરતું મુકાય, ત્યાં તો જૂનું થઈ જાય છે.

---

*જર્મન વજન, ૫૦ કિલોગ્રામનું—મેટ્રીક સેન્ટનરનું અર્ધું.—સં.

અર્વાચીન યુદ્ધજહાજ અર્વાચીન ભારે ઉદ્યોગની ઉત્પત્તિ જ નહિ પણ તેનો એક નમૂનો છે—તરતું કારખાનું—કે જે ચોક્કસ રીતે જંગી નાણાકીય બરબાદી જ પેદા કરે છે. જે દેશમાં ભારે ઉદ્યોગનો ઉચ્ચ કક્ષાએ વિકાસ થયો હોય ત્યાં આવાં જહાજોનો ઈજારો જ છે. તમામ તુર્કી, લગભગ તમામ રશિયન, અને મોટા ભાગનાં જર્મન યુદ્ધજહાજો ઈંગ્લૅંડમાં જ બંધાયાં છે; બખતરિયા પડ ભાગ્યે જ શેફીલ્ડની બહાર ક્યાંય બનાવાય છે; યુરોપનાં ત્રણ પોલાદનાં કારખાનાં—ફક્ત જે સૌથી ભારે તોપો બનાવે છે—તેમાંનાં બે (વુલવીચ અને એલ્સ્વીક) ઈંગ્લૅંડમાં છે, અને ત્રીજું (ક્રુપ) જર્મનીમાં છે. આ ક્ષેત્રમાં એ વાતની પ્રતીતિ થાય છે કે હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે "સીધું રાજકીય બળ આર્થિક પરિસ્થિતિનું નિર્ણયાત્મક કારણ", હોવાથી ઊલટું તે સંપૂર્ણ રીતે આર્થિક પરિસ્થિતિ ઉપર જ અવલંબે છે, અને બળના દરિયાઈ સાધનના, યુદ્ધજહાજના, ઉત્પાદને જ નહિ પરંતુ સંચાલને પણ અર્વાચીન ભારે મોટા ઉદ્યોગની શાખાનું સ્થાન લઈ લીધું છે. અને એ હકીકતથી "બળ" કરતાં અન્ય કોઈને, એટલે કે રાજ્યસત્તા સિવાય અન્ય કોઈને, વધારે પરેશાની થતી નથી કારણ કે તેને હવે પહેલાં એક નાના કાફલાનો જેટલો ખર્ચ થતો એટલો એક જ યુદ્ધજહાજ પાછળ થાય છે; રાજ્યને હવે આ ખર્ચાળ જહાજો જૂનાં ઉપયોગ વિનાનાં થઈ જાય ત્યારે લાચારીથી જોતા બેસી રહેવું પડે છે, અને રાજ્યસત્તાને હેર ડ્યૂરિંગના જેટલી જ ધૃણા થાય છે કે "આર્થિક પરિસ્થિતિ"નો માનવી—ઈજનેર—હવે જહાજના તૂતક ઉપર "સીધા બળ"ના માનવી—કૅપ્ટન—કરતાં પણ વધુ મહત્ત્વનો છે. એથી ઊલટું, આપણે એ જોઈને જરાય મૂંઝાવાની જરૂર નથી કે બખતરિયા પડ અને તોપ વચ્ચેના આ સરસાઈના સંઘર્ષમાં યુદ્ધજહાજ એવી પરિપૂર્ણતાની કક્ષાએ પહોંચે કે જ્યાં તે બેહદ ખર્ચાળ અને યુદ્ધમાં નિરર્થક* સાબિત થતું જાય છે, અને એ સંઘર્ષ દ્વારા નૌકાયુદ્ધના ક્ષેત્રમાં ગતિના એવા અંતર્ભૂત નિયમો વ્યક્ત થાય છે કે જેના આધારે, બીજી દરેક પરિઘટનાની જેમ, લશ્કરવાદ પણ પોતાના જ વિકાસના પરિણામે વિનાશ તરફ ધસી રહ્યો છે.

---

*અર્વાચીન ઉદ્યોગની છેલ્લી ઊપજની, નૌકાદળોના યુદ્ધમાં વપરાય છે તે આપગતિક ટોરપીડોની, પરિપૂર્ણતા એવી હાલત પેદા કરે છે; તેનો અર્થ એવો થશે કે ખૂબ શક્તિશાળી બખતરિયા યુદ્ધજહાજ કરતાં નાનકડી ટોરપીડો ચડિયાતી હશે. (આ લખાણ ૧૮૭૮માં લખાયેલું તે યાદ રાખવાનું છે.) **(એંગેલ્સની નોંધ.)**

અહીં પણ આપણે એકદમ સાફ જોઈ શકીએ છીએ તે મુજબ એ વાતમાં બિલકુલ તથ્ય નથી કે "પ્રાથમિક ઉદ્ભવ કોઈ આડકતરી આર્થિક શક્તિનો નહિ પણ સીધા રાજકીય બળનો થયો છે." ઊલટાનું, હકીકતમાં બળમાં "પ્રાથમિકતા" છેવટે શું પુરવાર કરે છે? આર્થિક શક્તિ, ભારે ઉદ્યોગોની શક્તિનાં સાધનોનો ઉપયોગ. નૌકાદળનું રાજકીય બળ, જે અર્વાચીન યુદ્ધજહાજોમાં રહેલું છે, "પ્રત્યક્ષ" હોવાની બિલકુલ સાબિતી નથી, પણ એથી ઊલટું તે આર્થિક શક્તિની **મધ્યસ્થીના આધારે** પેદા થયેલું છે, અતિ ઉચ્ચ કક્ષાનું ધાતુકર્મ, કુશળ ટેકનિશ્યનો, અને ખૂબ ઉત્પાદક કોલસાની ખાણોને કારણે તે સંભવિત બન્યું છે.

અને છતાં આ બધાનો શું ઉપયોગ છે? આપણે જો હવે પછીના નૌકાયુદ્ધમાં હેર ડ્યૂરિંગને સેનાધિપતિ તરીકે મૂકીએ તો તે બખતરિયાં જહાજોના તમામ કાફલાઓને, જે "આર્થિક પરિસ્થિતિના" ગુલામો છે, નષ્ટ કરી નાખશે, અને ટોરપીડો કે અન્ય કોઈ શસ્ત્રો વિના ફક્ત પોતાના "પ્રત્યક્ષ બળ" વડે એમ કરશે.

## ૪. બળનો સિદ્ધાંત

(સમાપન)

"ઘણા મહત્ત્વની બાબત છે કે **પ્રકૃતિ** ઉપરનું પ્રભુત્વ, સામાન્ય રીતે કહીએ તો **માનવી** ઉપરના પ્રભુત્વ મારફત જ આગળ વધ્યું (પ્રભુત્વ આગળ વધ્યું !). ક્યાંય એવું નથી બન્યું કે ઠીક ઠીક વિશાળ કદમાં જમીનની મિલકત ઉપર ખેડાણ થાય તે પહેલાં ગુલામીની મહેનત અથવા વેઠના કોઈ ને કોઈ રૂપ મારફત માનવીને પરાધીન ન બનાવી દેવામાં આવ્યો હોય. માનવી ઉપરના માનવીના રાજકીય સામાજિક અને આર્થિક આધિપત્ય અમલ થયા પછી જ વસ્તુઓ ઉપર આર્થિક આધિપત્ય સ્થપાય છે. એક વિશાળ જમીનના જાગીરદારનું અસ્તિત્વ ગુલામો, વેઠિયાઓ, અથવા આડકતરી રીતે બિન મુક્ત સમૂહો ઉપરના તેના આધિપત્ય સિવાય કલ્પી કેમ શકાય? એક વ્યક્તિ અથવા બહુ બહુ તો તેના કુટુંબીઓના સહકારથી જે ખેતી કરે તેનું મહત્ત્વ વ્યાપક વિસ્તારની ખેતી સમક્ષ શું ગણાય? જમીનનું શોષણ અથવા એક વ્યક્તિની કુદરતી શક્તિઓની ઉપરવટના વિસ્તારમાં જમીન ઉપરનો આર્થિક કાબૂ અગાઉના ઈતિહાસમાં ત્યારે જ શક્ય બન્યો કે જ્યારે માનવી ઉપરનું માનવીનું આધિપત્ય જમીન ઉપરના પ્રભુત્વ પહેલાં અથવા સાથે સાથે જ સ્થાપિત થયું. વિકાસના આગળના તબક્કાઓમાં આ ગુલામી હળવી બનતી ગઈ... ઉચ્ચ પ્રકારની સભ્યતાના દેશોમાં તેનું વર્તમાન રૂપ મજૂરીમાં દેખાય છે જે વધતે ઓછે અંશે પોલિસની મદદથી ચાલુ રાખવામાં આવે છે. તેથી મજૂરી સમકાલીન મિલકતના એવા રૂપની વ્યવહારુ શક્યતા સર્જે છે કે જેમાં વિશાળ જમીન ઉપરની માલિકી હોય (!). કહેવાની જરૂર ભાગ્યે જ છે કે વહેંચણીપાત્ર

સંપત્તિના અન્ય તમામ પ્રકારોનો ખુલાસો ઐતિહાસિક રીતે ઉપર કહ્યા પ્રમાણે જ આપી શકાય, અને માનવી ઉપર માનવીના આડકતરા અવલંબનની, જે પૂરા વિકસિત આર્થિક સંજોગોનું એક મહત્ત્વનું અંગ છે, સમજણ કે ખુલાસો તેના સ્વભાવ કે ગુણમાંથી ન મળે પણ અગાઉના સીધી રીતના શોષણ અને ગુલામીના વારસાના રૂપાંતર તરીકે મળે છે."

આ છે હેર ડ્યૂરિંગ.

મહાનિબંધ: પ્રકૃતિ ઉપર (માનવીનું) આધિપત્ય સ્થપાતા પહેલાં માનવી ઉપર (માનવીનું) આધિપત્ય સ્થપાવાનું આવશ્યક છે.

સાબિતી: વેઠિયાઓના ઉપયોગ વિના કદી ક્યાંય પણ ઠીક ઠીક **વિશાળ જમીનોની મિલકતનું** ખેડાણ શક્ય ન હતું.

સાબિતીની સાબિતી: વેઠિયાઓ વિના મોટા જાગીરદારો કઈ રીતે સંભવે? કારણ કે મોટો જમીનદાર તેના કુટુંબની મદદથી પણ વેઠિયાઓની મદદ વિના માંડ એકાદ ટુકડો જમીન ખેડી શકે.

એટલે, માનવી પ્રકૃતિને પોતાના આધિપત્ય નીચે લાવી શકે તે પહેલાં તેને માટે માનવીને ગુલામ બનાવી દેવાનું આવશ્યક બની ગયું એમ સાબિત કરવા માટે હેર ડ્યૂરિંગ "પ્રકૃતિ"ને ઝાઝી પંચાત વગર "ઠીક ઠીક વિશાળ કદમાં જમીનની મિલકત"માં રૂપાંતરિત કરે છે, અને પછી એ જમીનરૂપી મિલકતને—જેની માલિકી કોની તે નથી જણાવવામાં આવ્યું—તુરત મોટા જાગીરદારની મિલકતમાં પલટાવી નાખે છે, અને એ જાગીરદાર સ્વાભાવિક રીતે જ વેઠિયાઓની મદદ વિના એ જમીનમાં કામ કરી શકતો નથી.

પ્રથમ તો, "પ્રકૃતિ ઉપરનું આધિપત્ય" અને "જાગીરની મિલકતનું ખેડાણ" કોઈ રીતે એક જ ચીજ નથી. ઉદ્યોગમાં તો પ્રકૃતિ ઉપરનું આધિપત્ય વિસ્તૃત પાયા ઉપર અન્ય રીતે સ્થપાય છે જે ખેતી વ્યવસાયમાં બનતું નથી. જ્યાં હજુ હવામાનના પલટાઓ ઉપર ઘણો મદાર રહેતો હોય છે ત્યાં પ્રકૃતિને કાબૂમાં લેવાની વાત તો વેગળી છે.

બીજું, જો આપણે ઠીક ઠીક વિશાળ કદની જાગીરદારી જમીન મિલકતના ખેડાણ પૂરતા મર્યાદિત રહીએ તો એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે તે કોની જાગીરદારી છે? ત્યારે તમામ સભ્ય પ્રજાઓના આરંભિક ઇતિહાસમાં, આપણને એવા "મોટા જાગીરદારો" ક્યાંય જોવા નથી મળતા કે જેને હેર ડ્યૂરિંગે તેની રાબેતા મુજબની હાથચાલાકીથી—એ હાથચાલાકીને તેણે "પ્રાકૃતિક દ્વંદ્વવાદ"નું[84]

નામ આપી રાખ્યું છે—અહીંયાં વચમાં ઘુસાડી દીધા છે. પણ તેમાં આપણને જમીનની સહિયારી માલિકી ધરાવતા કબીલા તથા ગ્રામ સમાજો જ જોવા મળે છે. ભારતથી આયર્લૅન્ડ સુધી આવા વિશાળ જમીનોના પટની ખેતી કરનારા કબીલા અને ગ્રામ સમાજો જ હતા; કોઈ વાર ખેડવાણ જમીનનું ખેડાણ સમગ્ર સમાજ તરફથી થતું અને કોઈ વાર અલગ અલગ કુટુંબોને સમાજ તરફથી એ ખેડવાણ કરવાનું કામ સોંપાતું, અને જંગલ તથા ચરાણની જમીનોનો ઉપયોગ સહિયારી રીતે જ થતો. ફરી વાર "રાજકારણ અને કાનૂનના ક્ષેત્રમાં" હેર ડ્યૂરિંગે કરેલા "અતિ સંપૂર્ણ વિશિષ્ટ અભ્યાસ"ને કારણે તે આમાંનું કશું સાચી રીતે જાણતો નથી. તેની તમામ કૃતિઓમાં સમગ્ર જર્મન કાનૂનના આધાર સમી જર્મન માર્ક પદ્ધતિના[85] આદિમ બંધારણ વિશે માઉરેરનાં યુગપ્રવર્તક લખાણોની સંપૂર્ણ અજ્ઞાનતા પ્રદર્શિત થાય છે. અને હેર ડ્યૂરિંગને એવા સાહિત્યની પણ બિલકુલ જાણકારી નથી કે જેનું પરિમાણ નિરંતર વૃદ્ધિ પામતું જાય છે, જેની પ્રેરણા મુખ્યત્વે માઉરેર તરફથી મળેલી છે, જેનો મૂળ ઉદ્દેશ યુરોપ અને એશિયાની તમામ સભ્ય પ્રજાઓમાં જમીનની આદિમ સહિયારી માલિકીને સાબિત કરવાનો અને તેના અસ્તિત્વ તથા વિઘટનનાં વિવિધ રૂપો બતાવવાનો છે. જેમ ફ્રેંચ અને ઇંગ્લિશ કાનૂન વિષે હેર ડ્યૂરિંગે "પોતાનું અજ્ઞાન પોતે જ ભેગું કરી લીધેલું"[86] જોકે એ અજ્ઞાન બહુ ભારે હતું, તેવી જ રીતે જર્મન કાનૂન વિષે પણ તેનું એથીયે વધારે અજ્ઞાન "પોતે જ ભેગું કરેલું છે". આ ક્ષેત્રમાં જે માણસ યુનિવર્સિટીઓના પ્રોફેસરોની સીમિત ક્ષિતિજો જોઈને ગુસ્સાથી લાલચોળ થઈ જાય છે તે પોતે જ આજે વધારે ને વધારે પ્રમાણમાં એવા સ્તરે પહોંચી રહ્યો છે કે જ્યાં યુનિવર્સિટીના પ્રોફેસરો વીસ વર્ષ પહેલાં હતા.

જ્યારે હેર ડ્યૂરિંગ એવી વાત ભારપૂર્વક કરે છે કે જાગીરોના ખેડાણ માટે જાગીરદારો અને વેઠિયાઓની જરૂરત હતી ત્યારે તેમાં તેનું શુદ્ધ "સ્વતંત્ર સર્જન અને કલ્પના" જ છે. સમગ્ર પૂર્વમાં જમીન કાં તો ગ્રામ સમાજની અથવા રાજ્યની મિલકત હોય છે ત્યાં બોલાતી અનેક ભાષાઓમાં "જમીનદાર" જેવો શબ્દ જ નથી. આ તો એવો મુદ્દો છે જેના વિષે હેર ડ્યૂરિંગ અંગ્રેજ કાયદાશાસ્ત્રીઓની સલાહ લઈ શકે છે, એ લોકોએ ભારતમાં એવો પ્રશ્ન ઉકેલવાની બહુ કોશિશ કરેલી કે જમીનનો માલિક કોણ છે. પરંતુ જેવી રીતે રેઇસ-ગ્રેઇટઝ-શ્લેઇટઝ-લોબેનસ્ટેઇન-એબેર્સવાલ્ડેના મરહૂમ રાજા હેનરિખ ૭૨માની[87] એવો સવાલ ઉકેલવાની બધી કોશિશો નિષ્ફળ ગયેલી કે રાતનો ચોકીદાર કોણ

હતો, એવી જ રીતે તેમની બધી કોશિશો નિષ્ફળ ગયેલી. પહેલી જ વાર તુર્કોએ પૂર્વના જીતેલા પ્રદેશોમાં જમીનો ઉપર સામંતી માલિકી સ્થાપી. ગ્રીક લોકોએ ઈતિહાસમાં પરાક્રમી યુગથી કદમ માંડયું અને એવી સામાજિક વસાહતોની પદ્ધતિ અપનાવી જે ખુદ પ્રાગૈતિહાસિક સમયની અજાણ શોધ હતી; ત્યાં પણ સ્વતંત્ર કિસાનો જમીનોનું ખેડાણ કરતા હતા, ઉમરાવોની મોટી જાગીરો અને આદિવાસી ગણનેતાઓની જમીનો અપવાદરૂપ હતી; વળી તે ટૂંક સમયમાં અદૃશ્ય થયેલી. ઈટાલીમાં તો મુખ્યત્વે કિસાનોએ જ ખેતી કરેલી; જ્યારે રોમન પ્રજાસત્તાકના આખરી કાળમાં નાના નાના કિસાનોનું સ્થાન મોટી મોટી જાગીરોએ લઈ લીધું અને તેમાં કિસાનોને બદલે ગુલામો વડે ખેતી થવા લાગી, ત્યારે તેની સાથે સાથે જમીનના ખેડાણનું સ્થાન પશુપાલને લઈ લીધું, અને, પ્લીનીને[88] સમજાઈ ગયેલું તેમ, ઈટાલી પાયમાલ થઈ ગયું. મધ્યયુગમાં સમગ્ર યુરોપમાં કિસાન ખેતી વર્ચસ્વી હતી (ખાસ કરીને અક્ષત જમીનમાં ખેતી શરૂ કરવામાં); અને જે પ્રશ્નની ચર્ચા આપણે કરીએ છીએ તેના સંબંધમાં એ કિસાનોએ સામંતી માલિકોને માહેસૂલ ભરવું પડતું હતું અથવા તેઓ કેટલું મહેસૂલ જમીનદારોને ભરતા હતા એ વાત અગત્યની નથી. એલ્બે નદીને પૂર્વ કાંઠે સ્લાવ લોકો પાસેથી છીનવી લીધેલી જમીનોમાં ખેતીનું કામ ફ્રીસલેન્ડ, લોઅર સેકસની, ફ્લેન્ડર્સ અને લોઅર રાઈનના વસાહતીએ કર્યું. તે મુક્ત કિસાનો તરીકે લાભકારક ગણોત નીચે હતું અને કોઈ રીતે "ગુલામીના કોઈ પ્રકાર"નું ન હતું.

ઉત્તર અમેરિકામાં જમીનનો મોટામાં મોટો વિસ્તાર મુક્ત કિસાનોના શ્રમથી ખેડાણ નીચે મુકાયો હતો, જ્યારે દક્ષિણના મોટા જમીનદારોએ પોતાના ગુલામો મારફત કામ કરાવીને જમીનનું આડેધડ શોષણિયું ખેડાણ કરીને જમીનને એટલી હદે ચૂસી લીધી કે તેમાં ફક્ત ફર વૃક્ષો જ ઊગી શકે, અને તેના પરિણામે કપાસનું વાવેતર પશ્ચિમ તરફ વધારે ને વધારે દૂર ધકેલાતું ગયું. ઑસ્ટ્રેલીયા અને ન્યુઝીલૅંડમાં બ્રિટિશ સરકારે કૃત્રિમ રીતે જાગીરદારી ઉમરાવ વર્ગ સ્થાપવાના ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તે બધા નિષ્ફળ ગયાં. ટૂંકમાં, આપણે જો ઉષ્ણકટિબંધ અને ઉપોષ્ણ ક્ષેત્રનાં સંસ્થાનોને, જ્યાં યુરોપીયનો હવામાનને કારણે ખેતી કરી જ ન શકે, બાદ કરીએ તો એવી વાંત કલ્પનાનો તુક્કો જ બની રહે છે કે મોટો જાગીરદાર પોતાના ગુલામો કે વેઠિયાઓ થકી જમીનને ખેડ નીચે લાવે છે અને પ્રકૃતિ ઉપર એ રીતે પ્રભુત્વ મેળવે છે. હકીકત ઊલટી જ છે. ઈટાલીમાં જ્યાં તે પ્રાચીન કાળમાં દેખાય છે ત્યાં પડતર જમીનને ખેડ નીચે

લાવતો નથી પણ કિસાનોએ જે ભૂમિને ખેડવાણ નીચે મૂકી છે તેનું ચરાણ ભૂમિમાં રૂપાંતર કરે છે અને એ રીતે આખેઆખા દેશોને ઉજ્જડ અને પાયમાલ કરી નાખે છે. હજી તો તાજી જ વાત છે કે જ્યારથી વસ્તીની ગીચતાને લીધે જમીનનું મૂલ્ય વધી ગયું છે અને જ્યારથી ખેતીવિજ્ઞાનના વિકાસના સુફળ રૂપે પ્રમાણમાં ખરાબ જમીન પણ ખેતીલાયક બનવા લાગી છે ત્યારથી મોટા જમીનદારો ઘાસિયા અને પડતર જમીનોને ખેતી નીચે લાવવા માંડયા છે, આ કામ એ લોકોએ ઈંગ્લૅંડ અને જર્મની બન્ને દેશોમાં મુખ્યત્વે કિસાનો પાસેથી સહિયારી માલિકીની જમીન છીનવી લઈને કર્યું છે. પરંતુ તેમાંયે બીજું એક પાસું હતું. ઈંગ્લૅંડમાં જમીનદારોએ જેટલા એકર સાર્વજનિક જમીનમાં ખેતી કરી તેનાથી ઓછામાં ઓછી ત્રણ ગણી જમીનને સ્કૉટલૅંડમાં ઘેટાંનાં ચરાણોમાં અને છેવટે ખાલી શિકારના વિસ્તારોમાં પલટાવી નાખી.

અહીં આપણે હેર ડ્યૂરિંગના એ વિધાન સાથે નિસ્બત છે કે ઠીક ઠીક કદની વિશાળ ભૂમિને ખેડ નીચે લાવવાનું કામ મોટા જમીનદારો અને તેના વેઠિયાઓની મધ્યસ્થી વિના "કોઈ પણ સ્થળે" "કદી" શક્ય નહોતું બન્યું; આ એવું વિધાન છે કે જેમાં ઈતિહાસ વિશે અભૂતપૂર્વ અજ્ઞાનની ભૂમિકા છે. તેથી અહીં એ બાબતની છણાવટ જરૂરી નથી કે જુદા જુદા કાળે ખેતી નીચે મુકાયેલી જમીનમાં કેટલો વિસ્તાર ગુલામો વડે (ગ્રીસના એ જમાનામાં) અથવા વેઠિયાઓ થકી (મધ્યયુગની જાગીરોમાં) ખેડાતો હતો, અથવા જુદા જુદા સમયમાં મોટા જગીરદારો સામાજિક રીતે કેવો ભાગ ભજવતા હતા.

અને હેર ડ્યૂરિંગને પોતાની કલ્પનાનું આવું ભવ્ય પ્રદર્શન કર્યા પછી— જેમાં બાદબાકીની યુક્તિ કે પછી ઈતિહાસને જૂઠો પાડવાનું એ બેમાંથી કઈ વસ્તુની વધુ પ્રશંસા કરવી તેની ખબર પડતી નથી—તે વિજયપૂર્વક સાશ્ચર્ય રજૂઆત કરે છે:

> "કહેવાની ભાગ્યે જ જરૂરત છે કે વહેંચણીપાત્ર સંપત્તિના અન્ય તમામ પ્રકારોની **સમજણ ઐતિહાસિક દૃષ્ટિએ એ જ રીતથી પ્રાપ્ત કરી શકાય**"!

અલબત્ત, આવું વાક્ય રજૂ કરીને તે મૂડીની ઉત્પત્તિના વિષય ઉપર એક પણ શબ્દનો વ્યય કરવાથી બચે છે.

પ્રકૃતિ ઉપર માનવીના આધિપત્યની પૂર્વશરત તરીકે માનવીનું માનવી

ઉપર આધિપત્ય હોવું જ જોઈએ એવું કહીને હેર ડ્યૂરિંગ જો સામાન્ય રીતે એવું જ કહેવા માગતો હોય કે વર્તમાનની સમગ્ર આર્થિક વ્યવસ્થા, આજે ખેતી અને ઉદ્યોગ વિકાસનું જે સ્તર હાંસલ કર્યું છે તે, એવા સામાજિક ઈતિહાસનો પરિપાક છે જેમાં વર્ગીય આંતરવિરોધો અને શોષક-શોષિતોના સંબંધો રહેલા છે, તો તે એવું કથન કરે છે કે જે લાંબા સમય પહેલાં 'કોમ્યુનિસ્ટ મેનીફેસ્ટો' પ્રસિદ્ધ થયા પછી પ્રચલિત થયેલું હતું જ. પરંતુ પ્રશ્ન એ છે કે વર્ગો અને આધિપત્ય નીચેના સંબંધોની ઉત્પત્તિનો ખુલાસો શું છે, તે માટે હેર ડ્યૂરિંગનો પ્રત્યુત્તર ફક્ત "બળ"ના એક શબ્દનો જ હોય તો આપણે જ્યાં પહેલાં હતા ત્યાં જ પાછા આવીને ઊભા રહીએ છીએ. ફક્ત એટલી જ હકીકત કે શોષિતો અને શાસિતો કાયમ દરેક કાળમાં શોષક અને શાસક કરતાં બહુસંખ્યામાં રહ્યા છે અને તેમના હાથમાં જ સાચું "બળ" રહેલું છે એ ધ્યાનમાં લઈએ તો હેર ડ્યૂરિંગના બળના સિદ્ધાંતનું વાહયાતપણું સહેલાઈથી પ્રદર્શિત થાય છે. તેથી આધિપત્ય અને પ્રભુત્વની સ્થિતિ નીચેના સંબંધોની સમજણ હજુ આપવાની રહે જ છે.

તે બે રીતોથી સર્જાયા.

અસલમાં માનવીએ પોતાનું સ્થાન પ્રાણી જગતની બહાર મૂકી દીધું એટલે—વાક્યના સંકુચિત અર્થમાં કહીએ તો—તેણે ઈતિહાસમાં કદમ માંડયો: હજુ અર્ધ-પ્રાણી, પાશવી, પ્રકૃતિનાં પરિબળો સામે લાચાર, પોતાની તાકાતથી હજુ અજાણ; અને પરિણામે પ્રાણીઓ જેવો જ કંગાળ અને ભાગ્યે જ વધુ ઉત્પાદક. માનવીઓના અસ્તિત્વના સંજોગોમાં એક પ્રકારની સમાનતા હતી, અને પરિવારોના વડાઓ માટે પણ સામાજિક દરજ્જાની સમાનતા હતી—કંઈ નહિ તો સામાજિક વર્ગોની ગેરહાજરી—જે પછીની સભ્ય પ્રજાઓના આદિમ ખેતીપ્રધાન સમાજોમાં ચાલુ રહ્યું. એવા દરેક સમાજમાં શરૂથી જ કેટલાંક સમાન હિતો હતાં જેના રક્ષણની જવાબદારી સમાજને આધીન કેટલીક વ્યક્તિઓને સોંપવી પડતી, એ ખરું કે આખા સમાજના નિયંત્રણ હેઠળ: તકરારોનો ફેંસલો, વ્યક્તિઓ સત્તાનો ગેરઉપયોગ કરે તો તેનું દમન, પાણીના પુરવઠા ઉપર અંકુશ, ખાસ કરીને ગરમ દેશોમાં; અને છેવટે જ્યાં તદ્દન આદિમ સંજોગો હતા ત્યાં ધાર્મિક ક્રિયાઓ પણ વ્યક્તિઓને સોંપવી પડતી. દરેક કાળના આદિમ સમાજોમાં એ કાર્યો નજરે પડે છે, પ્રાચીન જર્મની અને હજુ ભારતમાં તો આજે પણ. તેમને અમુક હદ સુધી સત્તાના સૂત્રો સોંપવા પડેલાં જેમાં એક પ્રકારનો રાજ્યસત્તાનો પ્રારંભ જ હતો. ધીમે ધીમે ઉત્પાદક બળોનો

વધારો થાય છે; વસ્તીવધારાનું પ્રમાણ અલગ અલગ સમાજો વચ્ચે એક તબક્કે સમાન હિતો સર્જે છે તો બીજે તબક્કે ઘર્ષણો સર્જે છે. સમાજોનાં મોટાં મોટાં જૂથોની રચનાથી શ્રમનું નવેસરથી વિભાજન થાય છે અને સમાન હિતોની રક્ષા તથા ઘર્ષણ પેદા કરતાં હિતોનો સામનો કરવા ઘટકોની સ્થાપના કરવામાં આવે છે. દરેક અલગ અલગ સમાજમાં એ ઘટકો, આખા જૂથનાં સહિયારાં હિતોનું પ્રતિનિધિત્વ કરતાં હોવાથી, ખાસ દરજ્જો—અમુક સંજોગોમાં તો વિરોધનોયે—ધરાવે છે અને થોડા વખતમાં અગાઉથી વધારે સ્વતંત્ર બની જાય છે, આંશિક રીતે આનુવંશિક કામગીરીઓને કારણે કે જે દરેક ચીજની માફક અહીં પણ સ્વયંભૂ રીતે સ્થપાય છે, અને આંશિક રીતે અન્ય જૂથો સાથે વધતા જતા સંઘર્ષને કારણે. અહીં એ હકીકતની સમીક્ષા જરૂરી નથી કે સમયની સાથે સાથે સમાજના સંબંધમાં સામાજિક કામગીરીઓની સ્વતંત્રતા કેવી રીતે વધતી ગઈ, અને વિકસીને આખરે સમાજ ઉપર વર્ચસ્વ બની ગઈ; જે માણસ શરૂમાં સમાજનો ચાકર હતો તે અનુકૂળ સંજોગો મળતાં કેવી રીતે ધીરે ધીરે સમાજનો માલિક બની બેઠો; એ માલિક કઈ રીતે સંજોગો પ્રમાણે પૂર્વનો જાલિમ આપખુદ રાજા અથવા સૂબેદાર, અથવા કોઈ ગ્રીક જાતિનો શાસક, અથવા કોઈ, કેલ્ટીક કબીલાનો સરદાર, વગેરે બની ગયો; એ રૂપાંતર દરમિયાન તેને કેટલી હદ સુધી બળનો પ્રયોગ કરવો પડ્યો; અને છેવટે અલગ અલગ શાસકો કેવી રીતે એક શાસક વર્ગમાં એકસૂત્રે સંકળાઈ ગયા. અહીં તો આપણે એટલી જ હકીકત સ્થાપિત કરવાની છે કે દરેક સ્થળે રાજકીય આધિપત્ય માટે સામાજિક સેવાનું કાર્ય પાયારૂપ હતું; અને એવી રાજકીય સર્વોપરીતા એટલો જ સમય ટકી છે જ્યાં સુધી તેણે સામાજિક કાર્યોની જવાબદારી અદા કરી હોય. ઈરાન અને ભારતમાં ભલે ગમે એટલી મોટી સંખ્યામાં આપખુદ તાનાશાહો હતા, પણ તે દરેક એ વાતથી વાકેફ હતો કે તમામ નદીઓની ખીણોમાં સિંચાઈના સામૂહિક પ્રબંધની જવાબદારી તેમની ઉપર હતી—જેના વિના ત્યાં ખેતી શક્ય જ ન હતી. કેળવાયેલા અંગ્રેજો ભારતમાં પહેલાં તો એ હકીકત પ્રત્યે આંખો બંધ કરીને ચાલ્યા; તેમણે સિંચાઈની નહેરો અને બંધોને નષ્ટ થવા દીધાં, અને હવે નિયમિત સર્જાતા દુષ્કાળોની ઘટનાઓથી તેઓ આખરે શોધ કરે છે કે જો તેમણે આ એક પ્રવૃત્તિ પ્રત્યે બેકાળજી દાખવી ન હોત તો કંઈ નહિ તો તેમના પુરોગામીઓના જેટલું તો તેઓ ટકી શક્યા હોત.

પણ વર્ગોની રચનાની એ પ્રક્રિયાની સાથે સાથે બીજી પ્રક્રિયા સાકાર થતી હતી. જમીન ખેડતા પરિવારમાં શ્રમની કુદરતી વહેંચણી સુખાકારીના અમુક

તબક્કે શક્ય બની, અને એક કે બે અજાણ્યા શખ્સોને વધારાંનો શ્રમ કરનારાઓ તરીકે તેમાં સામેલ કરવામાં આવ્યા. એમ એવા દેશોમાં શક્ય બન્યું કે જ્યાં જૂના સમયની જમીનની સહિયારી માલિકીનું વિઘટન થઈ ચૂક્યું હતું અથવા છેવટે જ્યાં અગાઉની સામૂહિક ખેતીને સ્થાને અલગ અલગ ટુકડાઓ ઉપર કુટુંબો મારફત ખેતી થવા લાગેલી. હવે ઉત્પાદન એવી કક્ષાએ વિકસેલું હતું કે એક માનવી પોતાના નિભાવ માટે જરૂરી હોય એ ઉપરાંતનો જથ્થો પેદા કરી શકતો હતો, વધારાના માણસોને નિભાવવા માટે જરૂરી સાધણો પણ મોજૂદ હતાં, એ કારણસર શ્રમશક્તિએ મૂલ્ય પ્રાપ્ત કર્યું. પરંતુ સમાજમાં કે સમાજોના સંઘમાં એવા માણસો હતા જ નહિ કે જે બિનજરૂરી હોય અને વધારાનો શ્રમ કરનારાઓ તરીકે કામ કરી શકે. ઊલટાનું, એવા માણસો યુદ્ધ મારફત મળતા અને એ સમુદાયોના અસ્તિત્વની સાથે સાથે જ યુદ્ધ તો પહેલેથી જ અસ્તિત્વમાં હતું. ત્યાં સુધી યુદ્ધકેદીઓનું શું કરવું એની માહિતી કોઈને ન હતી તેથી તેમને મારી નાખવામાં આવતા. એથીયે અગાઉના સમયમાં તો તેમનો ઉપયોગ ખોરાકમાં થઈ જતો. પરંતુ હવે જે "આર્થિક તબક્કે" સમાજ પહોંચ્યો ત્યાં યુદ્ધકેદીઓએ મૂલ્યનું સર્જન કર્યું. તેથી તેમને જીવતા રહેવા દેવામાં આવતા અને તેમના શ્રમનો ઉપયોગ કરવામાં આવતો. એ રીતે બળનો ઉપયોગ આર્થિક પરિસ્થિતિ ઉપર પ્રભુત્વ મેળવવાને બદલે આર્થિક પરિસ્થિતિની સેવા માટે થયો. **ગુલામીની** શોધ થઈ. પ્રાચીન જાતિઓમાંથી પ્રગતિ કરતી તમામ પ્રજાઓ માટે ઉત્પાદનનો આ પ્રકાર મુખ્ય બન્યો, અને છેવટે તેના પતનનાં કારણોમાં પણ તે મુખ્ય બની રહ્યો. ગુલામીને કારણે જ પહેલી વાર ખેતી અને ઉદ્યોગ વચ્ચે વધારે મોટા પાયા પર શ્રમની વહેંચણી શક્ય બની, અને એ રીતે ગ્રીક સંસ્કૃતિ, પ્રાચીન જગતની ખીલવણી, શક્ય બની. ગુલામી વિના ગ્રીક રાજ્ય, કલા, કે વિજ્ઞાન શક્ય ન હતાં; ગુલામી વિના રોમન સામ્રાજ્ય ન હોત. અને ગ્રીક સંસ્કૃતિએ તથા રોમન સામ્રાજ્યે જેનો પાયો નાખ્યો તે અર્વાચીન યુરોપ ન હોત. આપણે એ હકીકત કદી ભૂલવી ન જોઈએ કે આપણો સમગ્ર આર્થિક, રાજકીય, અને બૌદ્ધિક વિકાસ એવી પૂર્વશરત ધરાવે છે કે ગુલામીના યુગની સ્થિતિ સાર્વત્રિક રીતે માન્ય થયેલી હતી અને એ જ પ્રમાણે તેની જરૂરત પણ હતી. એ દૃષ્ટિએ આપણે એવું કહેવા અધિકૃત છીએ કે પ્રાચીન યુગની ગુલામી સિવાય અર્વાચીન સમાજવાદ સંભવી જ ન શકત.

ગુલામી તથા એવી ચીજો પ્રત્યે સામાન્ય તિરસ્કાર ઠાલવવાનું અને આવાં દૂષણો પ્રત્યે ઉચ્ચ નૈતિક રોષ વ્યક્ત કરવાનું સહેલું છે. કમનસીબે તેનો અર્થ

તો એટલો જ નીકળશે કે જે સૌકોઈ જાણે છે, એટલે કે પ્રાચીન જમાંનાની એ રીતભાત આજની પરિસ્થિતિએ નિશ્ચિત કરેલા આપણા સંજોગો અને ભાવનાઓને અનુરૂપ નથી. પરંતુ એ સંસ્થાના ઉદ્‌ભવ, શા માટે તેનું અસ્તિત્વ હતું, અને ઇતિહાસમાં તેણે શું ભાગ ભજવ્યો, તે અંગે કોઈ એક શબ્દ કહેતું નથી. અને જ્યારે આ પ્રશ્નો આપણે તપાસીએ છીએ ત્યારે એમ કહેવાની આપણને ફરજ પડે છે કે—ભલે તે ગમે તેટલું આંતરવિરોધી અને પાખંડી લાગે—એ કાળમાં પ્રવર્તતી પરિસ્થિતિમાં ગુલામીનો ઉદ્‌ભવ એક વિરાટ આગેકદમ અંકિત કરતું હતું. કારણ કે એ હકીકત છે કે માનવી પ્રાણીઓમાંથી છટક્યો અને જંગલ અવસ્થામાંથી તદ્દન મુક્ત થવા તેને લગભગ પાશવી રીતો અપનાવવી પડી. જ્યાં હજુ પ્રાચીન સમાજોનું અસ્તિત્વ દેખાય છે ત્યાં તેમણે હજારો વર્ષોથી ભારતથી માંડીને રશિયા સુધી પૂર્વની જુલમશાહી જેવું રાજ્યનું સૌથી ક્રૂર સ્વરૂપ સ્થાપ્યું હતું. જ્યાં એવા સમુદાયો તૂટી ગયા ત્યાં જ પ્રજાઓ કશીક પ્રગતિ સાધી શકી, અને તેમની પછીનો આર્થિક પ્રગતિ ગુલામીના શ્રમ મારફત ઉત્પાદનમાં વૃદ્ધિ અને વિકાસની હતી. સ્પષ્ટ છે કે જ્યાં સુધી માનવીની ઉત્પાદકતા મામૂલી હતી ત્યાં સુધી પોતાના નિભાવ ઉપરાંત વધારાના ઉત્પાદનમાં કોઈ પણ વૃદ્ધિ, વ્યાપારનો ફેલાવો, રાજ્યસત્તા અને કાનૂનનો વિકાસ અથવા કલા અને વિજ્ઞાન વગેરે બધું શ્રમના વધુ વિભાજનથી જ શક્ય હતું. આ વિભાજનનો પાયો તેમાં જ હતો કે વિશાળ આમપ્રજા સામાન્ય શારીરિક શ્રમ કરતી, જ્યારે વિશિષ્ટ અધિકારો ધરાવતી જૂજ વ્યક્તિઓ શ્રમિકોને સૂચનાઓ આપતી, વ્યાપાર અને જાહેર બાબતોનું સંચાલન કરતી, અને પછીના તબક્કામાં કલા અને વિજ્ઞાનમાં ભાગ લેતી. શ્રમના આવા વિભાજનનું સૌથી સાદું અને કુદરતી સ્વરૂપ અલબત્ત ગુલામી જ હતું. પ્રાચીન જગતની, ખાસ કરીને ગ્રીસની, ઐતિહાસિક પરિસ્થિતિમાં વર્ગીય આંતરવિરોધના પાયા ઉપર સમાજના અસ્તિત્વ તરફની કૂચ ગુલામીના સ્વરૂપ મારફત જ શક્ય હતી. ગુલામો માટે પણ એ આગેકદમ હતું; જેમાંથી મોટા પાયા ઉપર ગુલામોની ભરતી થઈ એ યુદ્ધકેદીઓ હવે પોતાના પ્રાણ સલામત રાખી શક્યા, અગાઉ તો તેમની હત્યા જ થતી અથવા એથીયે પહેલાંના યુગોમાં તેમને જીવતા શેકવામાં આવતા.

અહીં એટલું ઉમેરવાનું રહે કે શોષિત અને શોષક, શાસક અને કચડાયેલા, વર્ગો વચ્ચેના ઐતિહાસિક આંતરવિરોધનું મૂળ અને ખુલાસો માનવીય શ્રમની અવિકસિત ઉત્પાદક શક્તિમાં રહેલો છે. સામાન્ય મહેનતકશ પ્રજા પોતાના આવશ્યક શ્રમમાં એટલી બધી ડૂબેલી રહેતી કે સમાજની સર્વસામાન્ય બાબતોમાં—

શ્રમનું સંચાલન, રાજ્યતંત્રની બાબતો, કાનૂની બાબતો, કલા, વિજ્ઞાન, વગેરેમાં — ધ્યાન આપવા તેમને માટે સમયની ગુંજાશ જ ન હતી, અને એ માટે એક ખાસ વર્ગના અસ્તિત્વની સતત જરૂરત હતી જે શારીરિક શ્રમથી મુક્ત હોય અને આ બાબતો સંભાળે; અને એ વર્ગ પોતાના લાભ માટે મહેનતકશ પ્રજાઓ ઉપર વધુ ને વધુ બોજો લાદવાની એક પણ તક ચૂક્યો નહિ. અર્વાચીન ઉદ્યોગે હાંસલ કરેલી ઉત્પાદક શક્તિઓની જબ્બર પ્રગતિને કારણે જ સમાજના તમામ સભ્યો વચ્ચે (વિના અપવાદ) શ્રમનું એ રીતે વિભાજન થયું છે કે દરેક વ્યક્તિના શ્રમસમયની ચોક્કસ મર્યાદા હોય અને સમાજના સૈદ્ધાંતિક તેમ જ વ્યવહારુ કાર્યોમાં ભાગ લેવા તેની પાસે મુક્ત સમય હોય. એટલે હાલના સમયમાં જ દરેક શાસક અને શોષક વર્ગ છીછરો અને સામાજિક વિકાસ માટે અવરોધ રૂપ બન્યો છે; અને આ સમયમાં જ તેની નિષ્ઠુર રીતે નાબૂદી થશે — તેની પાસે ભલે ગમે એટલું "પ્રત્યક્ષ બળ" હોય તોપણ.

તેથી જ્યારે હેર ડ્યૂરિંગ ગુલામી ઉપર આધારિત પ્રાચીન ગ્રીક સંસ્કૃતિ સામે નાકનું ટેરવું ચડાવે છે ત્યારે તે ગ્રીક પ્રજાને પણ એવી જ રીતે ઠપકો આપી શકે કે તેની પાસે વરાળનું એંજિન કે વિદ્યુત તારટપાલ ન હતાં. અને જ્યારે તે એવું વિધાન કરે છે કે આપણી આધુનિક રોજી-ગુલામી તો ગુલામીનો રૂપાંતર પામેલો, ભલે હળવો બની ગયેલો, વારસો છે, અને તે સ્વભાવગત નથી (એટલે કે આધુનિક સમાજના આર્થિક નિયમો પર આધારિત નથી) તો, તેનો અર્થ કાં તો એવો જ થાય કે મજૂરી તેમ જ ગુલામી વર્ગીય આધિપત્ય અને વેઠપ્રથાનાં રૂપો છે, જે દરેક બાળક પણ જાણે છે, અથવા તે વાત ખોટી છે. કારણ કે તો આપણે એટલી જ વાજબી રીતે કહી શકીએ કે મજૂરીની પ્રથા આદમખોરીનું જ હળવું રૂપ છે, — કેમ કે હવે તો સાબિત થઈ ચૂક્યું છે કે પરાજિત દુશ્મનોના ઉપયોગનું આદિમ રૂપ આદમખોરીનું હતું.

તેથી ઇતિહાસમાં આર્થિક વિકાસની સરખામણીમાં બળની ભૂમિકા સ્પષ્ટ છે. પ્રથમ તો, તમામ રાજકીય સત્તાનો પાયો આર્થિક સામાજિક ક્રિયામાં રહેલો છે અને તેનું પ્રમાણ સમાજના સભ્યોના પ્રમાણ સાથે વધતું જાય છે, આદિમ માનવ સમાજના વિઘટનથી ખાનગી ઉત્પાદકોમાં રૂપાંતર થાય છે અને એ રીતે સમાજની સામાન્ય બાબતોના વહીવટ કર્તાઓથી તે અલગ પડે છે. બીજું, રાજકીય સત્તા સમાજથી અલગ પડીને પોતાને ચાકરમાંથી માલિકના સ્થાને મૂકે છે ત્યારે તે બે જુદી દિશાઓમાં કામ કરી શકે છે. કાં તો તે એવા કુદરતી

આર્થિક વિકાસની દિશામાં કામ કરે છે જેમાં આર્થિક વિકાસની વૃદ્ધિ થાય છે અને તે બે વચ્ચે કોઈ ઘર્ષણ ઊભું થતું નથી. અથવા તો તે આર્થિક વિકાસ વિરુદ્ધ કામ કરે છે જેમાં કેટલાક અપવાદો બાદ કરતાં, સામાન્ય રીતે, બળ તેને તાબે થાય છે. આ થોડા અપવાદો વિજયના છૂટાછવાયા કિસ્સાઓ છે જેમાં વધુ જંગલી વિજેતાઓએ જીતેલા મુલકની પ્રજાનો નાશ કર્યો અથવા તેને હાંકી કાઢી અને ઉત્પાદક શક્તિઓને બરબાદ કરી નાખી અથવા તારાજ થવા દીધી, કારણ કે તેમને ખબર જ નહોતી કે એ શક્તિઓનો ઉપયોગ કેવી રીતે કરવો. આવું મૂર પ્રજાના સ્પેન પ્રદેશમાં ખ્રિસ્તીઓએ કર્યું — જ્યાં સિંચાઈની મોટા ભાગની સગવડતાઓનો નાશ કર્યો — જેના ઉપર મૂર પ્રજાની અતિ વિકસિત ખેતી અને બાગબાની આધારિત હતી. વધુ જંગલી વિજેતાઓની દરેક જીતથી બેશક આર્થિક વિકાસમાં જબ્બર ખલેલ પહોંચે છે અને સંખ્યાબંધ ઉત્પાદક શક્તિઓનો નાશ થાય છે. પરંતુ ભારે મોટા ભાગના દાખલાઓમાં વિજય કાયમી હોય તો વધુ જંગલી વિજેતાને વિજયમાંથી ઉદ્‌ભવતી ઉચ્ચ "આર્થિક પરિસ્થિતિ"ને અનુરૂપ થવું પડે છે; પરાજિતો તેને પોતાનામાં સામેલ કરી લે છે અને ઘણા દાખલાઓમાં તેઓ પરાજિતોની ભાષા પણ અપનાવે છે. પરંતુ વિજયના દાખલાઓ ઉપરાંત, જ્યાં દેશની આંતરિક રાજ્યસત્તા પોતાના આર્થિક વિકાસના સંબંધમાં વિષમ બને છે, અને ભૂતકાળની તમામ રાજકીય સત્તાઓના સંબંધમાં અમુક તબક્કે એમ બનેલું, ત્યાં એ બન્નેની સ્પર્ધામાં રાજકીય સત્તાનું જ પતન થયું છે. આર્થિક વિકાસે અદમ્ય રીતે અને અપવાદ વિના હમેશાં પોતાનો માર્ગ કાઢયો જ છે. એ હકીકતનું સૌથી છેલ્લું અને સૌથી સચોટ ઉદાહરણ આપણે જોયું છે: મહાન ફ્રેંચ ક્રાંતિ. જો હેર ડ્યૂરિંગના સિદ્ધાંત પ્રમાણે કોઈ પણ દેશની આર્થિક પરિસ્થિતિ અને તેની સાથે આર્થિક માળખાનો આધાર હંમેશાં કેવળ ત્યાંના રાજકીય બળ ઉપર જ હોય તો એ સમજવું તદ્દન અશક્ય છે કે ફ્રેડરિક-વિલ્હેલ્મ ચોથો ૧૮૪૮ પછી પોતાના "શાનદાર લશ્કર"[89] છતાં, તેના દેશમાં એ વખતે વિકસી રહેલ રેલવેમાં વરાળનાં ઍંજિનોમાં, તથા મોટા પાયાના ઉદ્યોગમાં મધ્યયુગી ગિલ્ડો અને બીજી રોમાંચક વિચિત્રતાઓ કેમ ન રોપી શક્યો; અથવા બળના ઉપયોગનાં એથીયે વધારે જોરદાર સાધનો ધરાવતો રશિયાનો ઝાર કેમ પોતાનું કરજ ચૂકવી નથી શકતો એટલું જ નહિ પરંતુ પશ્ચિમ યુરોપની "આર્થિક પરિસ્થિતિ" પાસેથી સતત ધિરાણ લીધા વગર પોતાનું "બળ" જાળવી પણ નથી શકતો.

હેર ડ્યૂરિંગની દૃષ્ટિમાં તો બળ નિરપેક્ષ અનિષ્ટ છે; તેને મન બળના

ઉપયોગનું પ્રથમ કૃત્ય મૂળ પાપ હતું, તેની સમગ્ર સમીક્ષા એ મૂળ પાપથી કલંકિત બાકીના ઈતિહાસ અંગે રોતલ ફરિયાદ છે, એ પૈશાચિક શક્તિ, બળ, દ્વારા તમામ પ્રાકૃતિક અને સામાજિક નિયમોની વિકૃતિનાં રોદણાં છે. પરંતુ એ બળ ઈતિહાસમાં બીજો, ક્રાંતિકારી ભાગ પણ ભજવે છે; માર્ક્સના શબ્દોમાં, નવા સમાજનો અંકુર પોતાની ભીતર ધરાવતો હોય એવા દરેક પુરાણા સમાજના સંબંધમાં બળનો ઉપયોગ દાયણની કામગીરી કરે છે, તે એવું સાધન છે કે જેની મદદથી સામાજિક હીલચાલ મૃત, અશ્મીભૂત રાજકીય રૂપોમાંથી માર્ગ કરે છે અને તેમના ભુક્કા બોલાવે છે—તેને વિષે હેર ડ્યૂરિંગની કૃતિઓમાં એક શબ્દ પણ નથી. તે નિસાસા નાખતો અને ઊંહકારા કરતો એવી શક્યતા સ્વીકારે છે કે શોષણ ઉપર રચાયેલી સમાજરચનાને ઉથલાવી પાડવા કદાચ બળની જરૂર પડશે, કમનસીબે, કારણ કે જે કોઈ બળનો ઉપયોગ કરે છે તેને બળ નીતિભ્રષ્ટ કરે છે. અને દરેક વિજયી ક્રાંતિએ જે મહાન નૈતિક અને આધ્યાત્મિક પ્રેરણા આપી છે તેમ છતાં હેર ડ્યૂરિંગ એમ માને છે! અને એ પણ જર્મનીમાં, જ્યાં એક જોરદાર ઘર્ષણથી—જે કદાચ આખરે લોકોની ઉપર લદાઈ જાય—ઓછામાં ઓછો એટલો લાભ તો જરૂર થશે કે ત્રીસ વર્ષોના યુદ્ધની નામોશી પછી રાષ્ટ્રની મનોવૃત્તિમાં ઓતપ્રોત થઈ ગયેલી તાબેદારીની લાગણી ખતમ થઈ જશે.

અને એવી પાદરીશાઈ ચિંતનરીતિ—સુસ્ત, નીરસ, અને નાકૌવત—ઈતિહાસમાં જાણવામાં આવેલી વધારેમાં વધારે ક્રાંતિકારી પાર્ટીને શિરે સવાર થઈ જવાની ઘમંડી મુરાદ ધરાવે છે!

## ૫. મૂલ્યનો સિદ્ધાંત

લાઈપઝિગમાં એક પુસ્તક એકસો વર્ષો પહેલાં પ્રસિદ્ધ થયેલું જેની તીસ આવૃત્તિઓ ૧૯મી સદીના આરંભમાં જ છપાઈ ગયી હતી; સત્તાવાળાઓએ શહેરોમાં અને દેશભરમાં ધર્મ ઉપદેશકો અને દાનધર્મીઓ મારફત તેની વહેંચણી કરેલી અને પ્રાથમિક શાળાઓમાં તે પાઠ્યપુસ્તક તરીકે સ્વીકાર પામેલું. એ પુસ્તક હતું રોખોવનું 'બાળમિત્ર'.[૧૦] તેનો હેતુ કિસાનો અને કારીગરોની ઊગતી પેઢીને જીવનમાં તેમનું સ્થાન અને રાજ્ય તથા સમાજમાં ઉપરીઓ તરફ તેમની જ્ઞાન આપવાનો હતો. એ ઉપરાંત, કિસાનો તથા કારીગરોનાં સંતાનોનાં મનમાં એવી લાગણી ભરી દેવાનું લક્ષ્ય હતું કે તેમનું હિત આ દુનિયામાં પોતાની દશાથી સંતોષ માની લેવામાં જ છે એટલે તેમણે જવની રોટી અને બટેટા ખાઈને, વેઠિયાઓની જેમ કામ કરીને, ઓછામાં ઓછું વેતન લઈને, માબાપને હાથે માર ખાઈને, અને એવા જ બીજા લહાવા માણીને સંતોષ માની લેવો જોઈએ. અને એ બધું એ વખતની પ્રચલિત શિક્ષણ પદ્ધતિ મારફત સાધવાનું હતું. એ હેતુથી શહેરોના યુવકોને એવી શિખામણ અપાતી કે માનવીએ પોતાના શ્રમથી જીવતાં શીખવું અને તેમાં આનંદ માનવો, ખાઉધરા શ્રીમંતોની માફક અપચો અને બાદીનાં દુઃખ ન વેંઢારવા. પોતાના સમયમાં સેકસનીનાં યુવકયુવતીઓ માટે શું શિક્ષણ સારું છે એ વિશે જે ધોરણ રોખોવે ઠરાવેલું તેનો બોધપાઠ અહીં ફરી વખત હેર ડ્યૂરિંગ પોતાના 'અભ્યાસક્રમ'ના ૧૪મા તથા પછીનાં પૃષ્ઠોમાં અદ્યતન રાજકીય અર્થતંત્રના એકદમ મૂળભૂત પાયા તરીકે આપણને પીરસે છે.

"માનવીય જરૂરતોના સામાન્ય રીતે કુદરતી નિયમો હોય છે, અને તેનું વિસ્તૃતીકરણ એવી સીમાઓથી અંકિત છે કે જેને અકુદરતી કૃત્યો

જ અમુક સમય સુધી ભેદી શકે. એ પ્રક્રિયામાંથી જુગુપ્સા, જીવનનો થાક, જરાગ્રસ્તતા, સામાજિક વિચ્છેદ અને છેવટે લાભકારક નિકંદન, વગેરે પરિણામો આવે ત્યાં સુધી તે ચાલુ રહે છે... કોઈ ગંભીર હેતુ વિના ફક્ત આનંદપ્રમોદથી ભરેલા જીવનની રમત વ્યક્તિને ભાવનાવિહીન બનાવે છે અથવા બીજા શબ્દોમાં કહીએ કે તેનામાં કોઈ પ્રકારની લાગણી અનુભવવાની શક્યતા જ રહેતી નથી. સાચો શ્રમ એક યા બીજા રૂપમાં તંદુરસ્ત માનવીઓ માટે કુદરતી સામાજિક નિયમ છે, જો વૃત્તિઓ અને અપેક્ષાઓની સામે સમતુલાની જોગવાઈ ન હોય તો આપણને તે તદ્દન બાલિશ અસ્તિત્વ સુધી પણ પહોંચાડી શકતો નથી—ઐતિહાસિક રીતે ઘનિષ્ઠ બનેલા જીવનના વિકાસની તો વાત જ ક્યાં રહી. જો તેઓ કોઈ મર્યાદા કે શ્રમ વિના સંતોષ મેળવવા દોડશે તો તુરતમાં થાકશે... જે કંટાળાજનક મધ્યાંતરો કે જ્યારે કંઈક નવી જરૂરત કે અપેક્ષા ઊભી થાય એ સિવાય એક પ્રકારનું શૂન્ય અસ્તિત્વ ધરાવશે... તેથી દરેક રીતે વૃત્તિઓ અને આવેગોના સંતોષનો આધાર આર્થિક અવરોધોને પહોંચી વળવા ઉપર છે અને તે પ્રકૃતિની બાહ્ય ગોઠવણી અને માનવીના આંતરિક બંધારણનો લાભકારક મૂળભૂત નિયમ છે."

જોઈ શકાશે કે રોખોવનાં સૌથી સામાન્ય કક્ષાનાં કથનો હેર ડ્યૂરિંગમાં સંવત્સરી મનાવે છે... કારણ કે હેર ડ્યૂરિંગનાં કથનોમાં એકમાત્ર આલોચનાત્મક અને વૈજ્ઞાનિક "સમાજવાદી ઢબની પદ્ધતિ"નો "ઊંડો પાયો" રહેલો છે.

આવી રીતે પાયો તૈયાર કર્યા પછી હેર ડ્યૂરિંગ બાંધકામ આગળ વધારે છે. ગણિતની પદ્ધતિને અનુસરીને, પ્રાચીન યુકલીડના[91] ઉદાહરણને પગલે પગલે, તે પહેલાં તો શ્રેણીબદ્ધ વ્યાખ્યાઓ રજૂ કરે છે. એ તેને માટે સગવડિયું હતું કારણ કે તેની મદદથી જે વાત સાબિત કરવાની હતી તે અર્ધીપર્ધી તો વ્યાખ્યામાં જ સાબિત થયેલી... એ રીતે પ્રારંભમાં આપણને જણાવવામાં આવ્યું છે કે

તમામ રાજકીય અર્થશાસ્ત્રોનો સંચાલક વિચાર સંપત્તિનો છે અને એ સંપત્તિ, એટલે કે આપણે જે રીતે સમજ્યા છીએ અને ઈતિહાસમાં તેનો પ્રભાવ રહ્યો છે તે દૃષ્ટિએ, "માનવીઓ અને વસ્તુઓ ઉપરનું આર્થિક આધિપત્ય" જ છે.

આ બે રીતે ખોટું છે. પહેલું તો પુરાતનતાના જમાનાના કબીલા તથા ગ્રામ સમાજોની સંપત્તિ કોઈ પણ અર્થમાં માનવીઓ ઉપરનું આધિપત્ય ન હતી. અને બીજું, વર્ગીય વિષમતા ધરાવતા સમાજોમાં પણ માનવીઓ ઉપરના આધિપત્યને લાગેવળગે છે ત્યાં સુધી સંપત્તિનું માનવીઓ ઉપરનું આધિપત્ય વસ્તુઓ ઉપરના આધિપત્યની મધ્યસ્થીના આધારે અને તેના વડે જ સ્થાપિત થાય છે. બહુ આરંભના સમયે જ્યારે ગુલામોને પકડવાની અને તેમનું શોષણ કરવાની બાબતો ધંધાની અલગ શાખાઓ બની ગઈ હતી ત્યારથી ગુલામોના શોષકોને ગુલામો ખરીદવા પડતા હતા, એ રીતે માનવીઓ ઉપરનો અંકુશ તો અગાઉ વસ્તુઓ ઉપર, ગુલામની ખરીદ કિંમત અને તેના નિભાવનાં સાધનો તથા શ્રમનાં સાધનો ઉપર, સ્થપાયેલા અંકુશ પછી જ શક્ય બને છે. સમગ્ર મધ્યયુગ દરમિયાન સામંતી ઉમરાવોની વિશાળ પાયાની જમીન-સંપત્તિ જ ગણોતિયાઓ અને વેઠિયાઓ ઉપરની માલિકીની પૂર્વશરત હતી. અને આજે તો છ વર્ષનો બાળક પણ જાણે છે કે સંપત્તિ માનવી ઉપર માત્ર એવી વસ્તુઓ મારફત જ આધિપત્ય ધરાવે છે કે જે તેને હસ્તક હોય.

પણ હેર ડ્યૂરિંગ સંપત્તિની એવી ખોટી વ્યાખ્યા શા માટે કરે છે અને અગાઉની તમામ વર્ગીય સમાજ રચનાઓમાં જે સાચી કડી હયાતીમાં હતી તેને શા માટે કાપે છે? તે એમ કરીને સંપત્તિને અર્થકારણના ક્ષેત્રમાંથી ઘસડીને નીતિનિયમોના ક્ષેત્રમાં મૂકવા માગે છે. વસ્તુઓ ઉપરનું આધિપત્ય બરાબર છે પણ માનવીઓ ઉપરનું આધિપત્ય અનિષ્ટ છે; અને વસ્તુઓ ઉપરના આધિપત્ય મારફત માનવીઓ ઉપરના આધિપત્યનો ખુલાસો આપવાની બાબતમાં હેર ડ્યૂરિંગે પોતાની જાત ઉપર પ્રતિબંધ લગાવ્યો છે, ફરી વાર તે બહાદુરીભરી યુક્તિ અજમાવી શકે છે અને માનવીઓ ઉપરના આધિપત્યની સમજૂતી પોતાના પ્રિય બળ મારફત આડેધડ આપી શકે છે. માનવી ઉપરના આધિપત્ય તરીકે સંપત્તિ "લૂંટ" છે—અને એ વાત સાથે આપણે પાછા પ્રુધોંની એવી પ્રાચીન ફોર્મ્યુલાની વિકૃતિ પર પહોંચી જઈએ છીએ કે "મિલકત ચોરી છે."

અને એટલે હવે આપણે સંપત્તિનાં બે અગત્યનાં પાસાં સુધી આવ્યા છીએ, ઉત્પાદન અને વહેંચણી: વસ્તુઓ ઉપરના આધિપત્ય તરીકે સંપત્તિ—ઉત્પાદન સંપત્તિ, સારું પાસું; માનવી ઉપરના આધિપત્ય તરીકે સંપત્તિ—આજ સુધી વહેંચણી સંપત્તિ, ખરાબ પાસું, તેને ખતમ કરી નાખો! આજના સંજોગોને લાગુ કરવાથી તેનો અર્થ આવો થાય છે: મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ સારી છે અને ભલે રહે, પણ મૂડીવાદી વહેંચણી પદ્ધતિ સારી નથી અને તેને

નાબૂદ કરવી જોઈએ. ઉત્પાદન અને વહેંચણી વચ્ચેના સંબંધને સમજ્યા વિના જ અર્થકારણ વિશે લખવાથી આવો બકવાટ પેદા થાય છે.

સંપત્તિ પછી, મૂલ્યની વ્યાખ્યા નીચે મુજબ આપી છે:

> "આર્થિક વસ્તુઓ અને સેવાઓની વાણિજ્યમાં જે કિંમત હોય છે એ જ તેમનું મૂલ્ય હોય છે." એ કિંમત, "ભાવને અથવા બીજા કોઈ સમાનાર્થ નામને, દાખલા તરીકે વેતનને," અનુરૂપ હોય છે.

બીજા શબ્દોમાં, મૂલ્ય એટલે કિંમત. અથવા હેર ડ્યૂરિંગને અન્યાય ન થાય અને તેની વ્યાખ્યાનું વાહિયાતપણું તેના પોતાના જ શબ્દોમાં બતાવી શકાય એટલા ખાતર: આ પ્રમાણે રજૂ થયું છે: મૂલ્ય ભાવો જ છે. તે ૧૯મા પૃષ્ઠમાં કહે છે:

> "મૂલ્ય, અને તેને નાણામાં વ્યક્ત કરતા ભાવ"

એ રીતે પોતે જ જણાવે છે કે એકના એક મૂલ્યના બહુવિધ ભાવો હોય છે અને તેના પરિણામે ઘણાં જુદાં જુદાં મૂલ્યો પણ હોય છે. જો હેગેલ લાંબા સમય પહેલાં મૃત્યુ ન પામ્યો હોત તો તે આવું સાંભળતાં જ ગળાફાંસો ખાઈને જીવ કાઢી નાખત; તેની સમગ્ર ધાર્મિક પંડિતાઈ છતાં તે આવા મૂલ્યની ધારણા કદી ન કરી શક્યો હોત જે તેનાં જેટલા ભાવ હોય એટલાં મૂલ્યો ધરાવે છે. ફરી વાર આ કામ માટે હેર ડ્યૂરિંગ જેવાની જરૂર છે જે પાકી ખાતરીથી અર્થશાસ્ત્રનો નવો અને "ઊંડો પાયો નાખે છે" અને જાહેર કરે છે કે ભાવ અને મૂલ્ય વચ્ચે કોઈ તફાવત નથી, સિવાય કે એક નાણામાં વ્યક્ત થાય છે, બીજું નથી થતું.

પણ મૂલ્ય શું છે તેની સ્પષ્ટતા આ બધામાંથી હજુ મળતી નથી, અને તે કઈ રીતે નિર્ધારિત થાય છે તેની તો એથીયે ઓછી સ્પષ્ટતા મળે છે. તેથી હેર ડ્યૂરિંગને વધુ ખુલાસાઓ લઈને આવવું પડે છે:

> "તદ્દન સામાન્ય દૃષ્ટિએ જોતાં, તુલના અને મૂલ્યાંકનનો મૂળભૂત નિયમ, જેની ઉપર મૂલ્ય અને તેને નાણામાં વ્યક્ત કરતા ભાવ આધારિત હોય છે, સૌપ્રથમ તો વહેંચણીથી અલગ શુદ્ધ ઉત્પાદનના ક્ષેત્ર જોડે

સંકળાયેલો હોય છે, અને વહેંચણી ત્યાર પછી જ મૂલ્યની ધારણામાં બીજું એક તત્ત્વ ઉમેરે છે. વસ્તુઓની પ્રાપ્તિની કોશિશોમાં અલગ અલગ કુદરતી સંજોગો જે વધુ કે ઓછા અવરોધો પેદા કરે છે, અને જેના લીધે વધુ કે ઓછી રીતે આર્થિક શક્તિની જરૂર પડે છે, તેના વડે જ... વધુ કે ઓછું નિર્ધારિત મૂલ્ય થાય છે." અને "વસ્તુઓની પ્રાપ્તિની કોશિશોનો પ્રકૃતિ અથવા સંજોગો તરફથી જે પ્રતિરોધ થાય છે તેના વડે જ" મૂલ્યનો હિસાબ લગાવવામાં આવે છે. "આપણે આપણી શક્તિ જેટલા પ્રમાણમાં તેમાં" (વસ્તુઓમાં) "રોકીએ છીએ તે જ મૂલ્યના અને તેના કોઈ વિશિષ્ટ પરિમાણના અસ્તિત્વનું તાત્કાલિક નિર્ધારક કારણ હોય છે."

આનો કંઈ અર્થ થતો હોય તો તે આ છે: શ્રમ વડે ઉત્પાદિત ચીજનું મૂલ્ય ઉત્પાદન માટે જરૂરી શ્રમ સમયના આધારે નિર્ધારિત થાય છે, અને એની તો આપણને હેર ડ્યૂરિંગ વિના જ ઘણા સમયથી ખબર હતી. તે વાતને સાદી રીતે મૂકવાને બદલે દેવવાણી માફક ઘુમાવીને મૂકે છે. કોઈ પણ વ્યક્તિ પોતાની શક્તિ જેમાં (તેની બણગાંબાજીની ભાષામાં) રોકે તેનો વ્યાપ મૂલ્ય અને તેના કદનું તાત્કાલિક નિર્ધારક કારણ છે. પ્રથમ તો, આ શક્તિ કઈ વસ્તુમાં રોકાય છે તેની ઉપર આધાર છે, અને બીજું, શક્તિ કઈ રીતે રોકાય છે તેની ઉપર. જો કોઈ એવી વસ્તુ બનાવે કે જેની બીજા લોકોને કોઈ ઉપયોગિતા નથી તો તેની તમામ શક્તિથી પણ મૂલ્યનો એક પરમાણુયે પેદા થતો નથી; અને જો તે અક્કડ ઊભો રહીને હાથથી એવી ચીજ બનાવે કે જે યંત્ર વડે બનાવવામાં વીસમા ભાગ જેટલી સસ્તી બનતી હોય તો તેણે તેમાં રોકેલી શક્તિના વીસમાંથી ઓગણીસ ભાગ નથી સામાન્ય મૂલ્ય પેદા કરતા કે નથી તેનું કોઈ વિશિષ્ટ પરિમાણ પેદા કરતા.

વધુમાં, ઉત્પાદક શ્રમને, જે નક્કર ચીજો પેદા કરે છે, પ્રતિકારને મારી હઠાવતા ખાલી નકારાત્મકમાં પલટાવી નાખવો એ તો તદ્દન વિકૃતિ જ છે. એમાં તો એક ખમીસ માટે આપણે નીચે પ્રમાણે કરવું પડે: પ્રથમ તો આપણે વવાવા અને ઊગવા સામે કપાસિયાના પ્રતિકારને પહોંચી વળવું પડે, પછી લણાવા તેમ જ ગાંસડીમાં બંધાવા અને વાહનમાં રવાના થવા સામે કપાસના પાકના પ્રતિકારને પહોંચી વળવું પડે, પછી વણાવા સામે સૂતરના પ્રતિકારને, પછી ધોવાવા અને સિવાવા સામે કાપડના પ્રતિકારને, અને છેલ્લે પહેરાવા સામે તૈયાર ખમીસના પ્રતિકારને પહોંચી વળવું પડે.

આવી બધી બાલિશ વિકૃતિ અને વક્રતા શા માટે? એટલા માટે કે "પ્રતિકાર" મારફત "ઉત્પાદન મૂલ્ય"થી, આજ સુધીના એકમાત્ર સાચા પણ કેવળ આદર્શ મૂલ્યથી, "વહેંચણી મૂલ્ય" સુધી પહોંચી શકાય, એવા મૂલ્ય સુધી પહોંચી શકાય કે જેને બળના ઉપયોગે ખોટો બનાવી દીધો છે પરંતુ ભૂતકાળમાં જેને એકલાને જ માન્યતા મળી હતી:

"પ્રકૃતિએ કરેલા પ્રતિકાર ઉપરાંત બીજો એક શુદ્ધ સામાજિક અવરોધ રહેલો છે... માનવી અને પ્રકૃતિ વચ્ચે એક ખંડનાત્મક શક્તિ આવીને પડે છે—અને ફરી વાર આ શક્તિ માનવી જ છે. એકલો અટૂલો માનવી પ્રકૃતિનો મુક્ત જીવ તરીકે સામનો કરે છે... પણ જેવા આપણે બીજા તલવારધારી માણસનો વિચાર કરીએ છીએ કે જે પ્રકૃતિના દ્વાર અને સાધનોને રોકે છે અને કિંમત માગે છે, પછી ભલે ગમે તે રૂપમાં, તેવી પરિસ્થિતિ બદલાઈ જાય છે. એ બીજો માણસ... ધારો કે પહેલા માણસ ઉપર વેરો લગાવે છે, અને પ્રાપ્ત કરવાની વસ્તુનું મૂલ્ય એ જ કારણસર વધી જાય છે. એ વસ્તુના ઉત્પાદન કે પ્રાપ્તિના માર્ગમાં એવો રાજકીય અથવા સામાજિક અવરોધ ઊભો ન થાત તો તેના મૂલ્યમાં વધારો કોઈ રીતે ન થાત... આમ વસ્તુઓની કૃત્રિમ રીતે વધેલી કિંમતનાં રૂપો વિવિધ હોય છે, અને તેનું સહગામી પ્રતિરૂપ સ્વાભાવિક રીતે જ સાથોસાથ શ્રમની કિંમતને પરાણે નીચે લાવી મૂકવામાં રહેલું છે... તેથી મૂલ્યને સેવા અને પ્રતિસેવાના સમાન અર્થમાં અગાઉથી જ કલ્પી લેવામાં ભ્રમ રહેલો છે... ઊલટાનું, મૂલ્યના સાચા સિદ્ધાંતની કસોટી વસ્તુની ખાસ કિંમત સાથે અને ફરજિયાત વહેંચણીના ખાસ રૂપ સાથે બંધબેસતી નથી. આ રૂપ સામાજિક પદ્ધતિની સાથે બદલાય છે, જ્યારે આર્થિક મૂલ્ય પ્રકૃતિના સંબંધમાં એક ઉત્પાદન મૂલ્ય તરીકે માપી શકાય છે, અને તેના પરિણામે શુદ્ધ પ્રાકૃતિક અને ટેકનિકલ પ્રકારના અવરોધોની સાથે તે મૂલ્ય બદલાતું રહે છે."

તેથી વસ્તુનું વ્યવહારમાં જે મૂલ્ય છે તે હેર ડ્યૂરિંગના કથન પ્રમાણે બે વિભાગો ધરાવે છે: પ્રથમ, તેમાં રહેલો શ્રમ; અને બીજું, "તલવારધારી" વડે લદાયેલો કરવેરો. બીજા શબ્દોમાં, વ્યવહારમાં જે મૂલ્ય આજે છે તે ઇજારાશાહી ભાવ હોય છે. હવે મૂલ્યના આ સિદ્ધાંત પ્રમાણે જો દરેક વસ્તુને આવો

ઈજારાશાહી ભાવ હોય તો ફક્ત બે વિકલ્પો જ શક્ય છે. કાં તો દરેક વ્યક્તિએ વેચનાર તરીકે જે મેળવ્યું તે ખરીદનાર તરીકે ગુમાવે છે; ભાવોમાં તો વાસ્તવમાં કેવળ નામ પૂરતું જ પરિવર્તન થાય છે, અને તેમના પરસ્પર સંબંધોમાં એકસરખા રહે છે; બધું પહેલાં માફક જ રહે છે અને બહુ વિખ્યાત વહેંચણીનું મૂલ્ય તો ફક્ત ભ્રમ જ છે. અથવા તો બીજી બાજુથી, કહેવાતા કરવેરા મૂલ્યોના સરવાળાનું, એટલે કે શ્રમ કરનારા, મૂલ્ય-ઉત્પાદક, વર્ગ તરફથી ઉત્પાદિત પણ ઈજારાશાહી તરફથી શોષિત મૂલ્યોના સરવાળાનું, પ્રતિનિધિત્વ કરે છે, અને પછી આ મૂલ્યોનો સરવાળો ફક્ત ન ચૂકવાયેલી શ્રમશક્તિ છે; એવી સ્થિતિમાં, તલવારધારી માનવી છતાં, કહેવાતા કરવેરા અને કથિત વહેંચણીના મૂલ્ય છતાં, આપણે ફરી માર્ક્સના **વધારાના મૂલ્યના** સિદ્ધાંત ઉપર આવીએ છીએ.

પરંતુ પ્રખ્યાત "વહેંચણીના મૂલ્ય"નાં કેટલાંક ઉદાહરણો જોઈએ. પૃષ્ઠ ૧૩૫ અને પછીનાં પાનાંઓ ઉપર આપણે જોઈએ છીએ:

> "વ્યક્તિગત સ્પર્ધાને પરિણામે જે ભાવ સાકાર થાય છે તેને પણ આર્થિક વહેંચણીનું અને પરસ્પર લાદેલી ખંડણીનું રૂપ ગણવું જોઈએ... જો કોઈ જરૂરી વસ્તુનો જથ્થો ઠીકઠીક પ્રમાણમાં એકાએક ઘટી જાય તો વેચનારાઓને તેનાથી શોષણની અસમપ્રમાણ શક્તિ મળે છે... તેને લીધે ભાવોમાં કેટલી જંગી વૃદ્ધિ થાય છે તે જરૂરી ચીજોનો પુરવઠો અમુક સમય માટે કાપી નાખવામાં આવે તેવા અસામાન્ય ઉદાહરણમાંથી જોવા મળે છે" વગેરે. વધુમાં, સામાન્ય સ્થિતિમાં વાસ્તવિક ઈજારાશાહીનું અસ્તિત્વ છે જે આડેધડ ભાવ વધારો શક્ય બનાવે છે, દાખલા તરીકે રેલવે કંપનીઓ, શહેરોને ગૅસ અને પાણી પૂરું પાડનારી કંપનીઓ, વગેરે.

એ હકીકત તો લાંબા સમયથી જાણીતી છે કે ઈજારાશાહી શોષણની આવી તકો ઊભી થાય જ છે. પણ એ વાત સાવ નવી છે કે એથી પેદા થતા ઈજારાશાહી ભાવોને અપવાદરૂપ કે ખાસ દાખલાઓ તરીકે નહિ પણ આજના સમયમાં પ્રચલિત મૂલ્યોની આંકણીના શાસ્ત્રીય ઉદાહરણો તરીકે ગણવા જોઈએ. જીવનની જરૂરતોના ભાવો કઈ રીતે નિર્ધારિત થાય છે? હેર ડ્યૂરિંગ જવાબ આપે છે: કોઈ ઘેરાઈ ગયેલું શહેર કે જ્યાંથી પુરવઠો કાપી નખાયો હોય ત્યાં જાઓ અને શોધી કાઢો! બજાર ભાવોની આંકણી ઉપર હરીફાઈની શું અસર છે? ઈજારાશાહોને પૂછો—તેઓ તમને એ વિશે બધું કહેશે.

એ રીતે જોતાં આ ઇજારાશાહીઓનાના દાખલામાં પણ, તેની પાછળ તલવારધારી માનવી ઊભો હોવાનું મનાય છે તે શોધી શકાતો નથી. ઊલટાનું, ઘેરાયેલા શહેરમાં જો તલવારધારી માનવી, કમાન્ડર, પોતાની ફરજ બજાવે તો નિયમ પ્રમાણે તે ઇજારાશાહીનો અંત લાવે છે અને સમાન વહેંચણી માટે ઇજારાશાહોના માલનો કબજો લે છે. બાકી તો, તલવારધારી માનવીઓએ જ્યારે "વહેંચણી મૂલ્ય" ઘડવાનું ધાર્યું છે ત્યારે તેમણે ધંધો બગાડયો છે અને આર્થિક નુકસાન જ કર્યું છે. પૂર્વ ભારતના વેપારની ઇજારાશાહી કરીને ડચ લોકોએ એ વેપાર અને ઇજારાનો નાશ કરેલો. બે સૌથી મજબૂત સરકારો—ઉત્તર અમેરિકન ક્રાંતિકારી સરકાર અને ફ્રેંચ રાષ્ટ્રીય પરિષદે વધારેમાં વધારે ભાવો ઠરાવવાની હિંમત કરી અને તેઓ દયાજનક રીતે નિષ્ફળ ગઈ. કેટલાંક વર્ષોથી રશિયન સરકાર રશિયન નોટોનો વિનિમય દર વધારવા મથે છે, જોકે દેશની અંદર વટાવી ન શકાય એવી નોટો સતત વધારીને તેનો વિનિમય દર ઘટાડી નાખે છે. તે વિનિમય દર વધારવાની કોશિશ લંડનમાં રશિયાના નામની વટાવી શકાય એવી હૂંડીઓ લગાતાર ખરીદીને કરે છે. આવા આનંદના બદલામાં તેને છેલ્લાં થોડા વર્ષોમાં ૬ કરોડ રૂબલ જેટલી કિંમત ચૂકવવી પડી છે, અને આજે રૂબલની કિંમત જે ત્રણ માર્ક ઉપર હતી તે બે માર્ક નીચે આવી ગઈ છે. જેને હેર ડયૂરિંગ જાદુઈ આર્થિક તાકાતનું પ્રદાન કરે છે એ તલવાર પાસે એ શક્તિ હોય તો ખરાબ નાણાને સારા નાણા તરીકે "વહેંચણીનું મૂલ્ય" આપવામાં કોઈ પણ સરકાર સફળ કેમ થઈ નથી, અથવા કાગળિયાંને સોનાનું "વહેંચણીનું મૂલ્ય" ગણવામાં કેમ નિષ્ફળ ગઈ છે? અને વિશ્વ બજાર ઉપર હકૂમત કરનારી તલવાર ક્યાં ગઈ?

"વહેંચણીનું મૂલ્ય" બીજા લોકોની સેવાનું વળતી સેવા વિના શોષણ કરે છે તેનું એક બીજું પણ મુખ્ય રૂપ છે: એ છે "માલિકી-સાંથ", એટલે કે જમીનની સાંથ અને મૂડીનો નફો. હાલ પૂરતી તેની ફક્ત નોંધ લઈએ છીએ જેથી આપણે કહી શકીએ કે આ પ્રખ્યાત "વહેંચણીના મૂલ્ય"માંથી આપણે આટલું જ શીખીએ છીએ. આટલું જ? ના, એવું નથી. નીચે પ્રમાણે સાંભળો:

> "ઉત્પાદન અને વહેંચણીનાં મૂલ્યોની બે જુદી જુદી દૃષ્ટિ છતાં, બન્નેમાં **કંઈક સમાન, જેના વડે મૂલ્યો બનેલાં હોય એવું કંઈક**, હંમેશાં રહેલું હોય છે, અને એટલે તેના થકી તેમને માપી શકાય છે. તાત્કાલિક

પ્રાકૃતિક માપ શક્તિના વપરાશનું છે, અને સૌથી સાદું એકમ શબ્દના એકદમ અણઘડ અર્થમાં માનવી શક્તિ છે. એ માનવીય શક્તિને અસ્તિત્વ સમયમાં ઉતારી શકાય. એ સમયના **આપ**નિભાવમાં પોષણ અને જીવનની મુશ્કેલીઓના ચોક્કસ સરવાળાને પહોંચી વળવાનું પ્રતિનિધિત્વ થાય છે. વહેંચણીનું મૂલ્ય તેના શુદ્ધ અને ખાસ રૂપમાં ત્યાં જ સંભવી શકે જ્યાં ઉત્પાદિત નહિ કરેલી ચીજોને ઠેકાણે પાડવાની શક્તિ રહેલી હોય, અથવા સાદી ભાષામાં, સાચી ઉત્પાદન મૂલ્યની ચીજો સાથે આવી ઉત્પાદિત નહિ કરેલી ચીજોની આપલે જ્યાં થઈ શકતી હોય. સમજાતીય તત્ત્વ, જેનો નિર્દેશ અને પ્રતિનિધિત્વ મૂલ્યની દરેક અભિવ્યક્તિમાં અને એટલે મૂલ્યના એવા સંઘટકોમાં પણ થાય છે કે જેને કોઈ જાતની વળતી સેવા વિના હડપ કરી લેવામાં આવે છે, તો માનવીય શક્તિના વ્યયનું છે... જે... દરેક વસ્તુમાં... મૂર્ત રૂપ ધારણ કરે છે."

હવે આ બાબતમાં આપણે શું કહેવું? જો દરેક વસ્તુનું મૂલ્ય તેમાં સિંચાયેલી માનવ શક્તિથી માપવામાં આવે તો વહેંચણી મૂલ્ય, ભાવ ઉપર વધારાની વસૂલી, અથવા કરવેરાનું શું? સાચી વાત, હેર ડ્યૂરિંગ આપણને કહે છે કે ઉત્પાદિત નહિ થયેલી અને એટલે વાસ્તવિક મૂલ્ય ન ધરાવતી ચીજોનું વહેંચણી મૂલ્ય ઠરાવી શકાય અને તેમનો વિનિમય ઉત્પાદિત થયેલી તથા વાસ્તવિક મૂલ્ય ધરાવતી ચીજો સાથે કરી શકાય. પણ સાથે સાથે તે એમ પણ કહે છે કે **તમામ** મૂલ્યો—એટલે નિર્ભેળ અને કેવળ વહેંચણી મૂલ્યો પણ—તેમની અંદર મૂર્ત થયેલા શક્તિના વ્યયમાં સમાયેલાં હોય છે. કમનસીબે અહીં એ વાતની સ્પષ્ટતા થતી નથી કે જે ઉત્પાદિત નથી થઈ તેવી ચીજમાં શક્તિનો વ્યય કઈ રીતે મૂર્ત થતો હશે. મૂલ્યોના આ બધા ગૂંચવાડામાંથી એક વાત સ્પષ્ટ બને છે: વહેંચણીનું મૂલ્ય, સામાજિક સ્થિતિને લીધે ભાવ ઉપર વધારાની વસૂલી અને તલવારના જોરે લેવાતો કરવેરો—આ બધાનો તો કોઈ જ અર્થ ન રહ્યો. માનવીય શક્તિના વ્યયના, સાધારણ ભાષામાં શ્રમના, આધારે જ વસ્તુઓનાં મૂલ્યો નક્કી થાય છે. તેથી જમીનનું મહેસૂલ અને કેટલાક ઈજારાશાહી ભાવ સિવાય તો હેર ડ્યૂરિંગ એ જ વાત વધુ કઢંગી રીતે તથા ગૂંચવાડાથી કરે છે જે મૂલ્યના બહુ વગોવાયેલા રિકાર્ડો-માર્ક્સવાદી સિદ્ધાંતમાં લાંબા સમય પહેલાં વધુ સ્પષ્ટ અને વધારે ચોક્કસ રૂપમાં કહેવાઈ ગઈ છે.

તે એક બાજુથી એક વાત કરે છે અને એ જ શ્વાસમાં તેનાથી વિરુદ્ધનું

કહે છે. માર્ક્સ રિકાર્ડોની તપાસણીને પ્રારંભિક બિંદુ ગણીને કહે છે: વસ્તુઓનું મૂલ્ય તેમાં મૂર્ત થયેલા સામાજિક રીતે જરૂરી સામાન્ય માનવીય શ્રમના આધારે નિર્ધારિત થાય છે, અને તેની માપણી સમયના આધારે થાય છે. તમામ મૂલ્યોનો માપદંડ શ્રમ છે પણ શ્રમની પોતાનું કોઈ મૂલ્ય નથી હોતું. હેર ડ્યૂરિંગ પણ એમ જ શ્રમને મૂલ્યના માપદંડ તરીકે કઢંગા રૂપમાં રજૂ કરીને આગળ જણાવે:

> "એ માનવીય શક્તિને એવા અસ્તિત્વ સમયમાં ઉતારી શકાય કે જેના આપનિભાવમાં પોષણ અને જીવનની મુશ્કેલીઓના ચોક્કસ સરવાળાને પહોંચી વળવાનું પ્રતિનિધિત્વ થાય છે."

હેર ડ્યૂરિંગે ખાલી મૌલિક બનવાની મંછાને કારણે જ, શ્રમ-સમય કે જે એકમાત્ર બાબત અહીં મહત્ત્વની છે તેને, અસ્તિત્વ સમય કે જેણે હજી સુધી કદી મૂલ્યો સર્જ્યાં નથી અથવા માપ્યાં નથી તેની સાથે, ગૂંચવી નાખ્યો છે, પરંતુ એ હકીકતને આપણે લક્ષમાં નહિ લઈએ. આ અસ્તિત્વ સમયના "**આપ**નિભાવ"ના "સમાજપરાયણ" જૂઠા દંભને પણ આપણે લક્ષમાં નહિ લઈએ; જગત જ્યારથી અસ્તિત્વમાં છે ત્યારથી અને જ્યાં સુધી અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી દરેક વ્યક્તિએ પોતાનો નિભાવ આપમેળે કરવો પડે છે અને કરવો પડશે—એ દૃષ્ટિએ કે પોતાના ગુજરાનાં સાધનો તે **પોતે** જ વાપરે છે. આપણે અહીં ધારી લઈએ હેર ડ્યૂરિંગે પોતાની વાત ચોક્કસ આર્થિક ભાષામાં કહી છે, એમ હોય તો ટાંકેલા વાક્યનો કાં તો કશો જ અર્થ નીકળતો નથી અથવા નીચે પ્રમાણે નીકળે છે: વસ્તુનું મૂલ્ય તેમાં મૂર્ત થયેલા શ્રમ-સમયના આધારે નિર્ધારિત થાય છે, અને એ શ્રમ-સમયનું મૂલ્ય એટલા સમય દરમિયાન કામદારના નિભાવ માટે જરૂરી ગુજરાનાં સાધનોના આધારે નિર્ધારિત થાય છે. અને તેને આજના સમાજમાં લાગુ પાડતાં આવો થાય છે: વસ્તુનું મૂલ્ય તેમાં સમાયેલા **વેતનથી** નિર્ધારિત થાય છે.

અને છેવટે હેર ડ્યૂરિંગ જે કહેવા માગે છે એ વાત ઉપર અહીં આપણે આવીએ છીએ. અણઘડ અર્થશાસ્ત્રની ભાષામાં, વસ્તુનું મૂલ્ય ઉત્પાદન ખર્ચાઓના આધારે નિર્ધારિત થાય છે.

> એથી ઊલટું, કેરીએ "સત્ય પ્રગટ કર્યું કે મૂલ્યનું નિર્ધારણ ઉત્પાદનના ખર્ચના આધારે નહિ પણ પુનરુત્પાદનના ખર્ચના આધારે થાય છે" ('ટીકાત્મક ઈતિહાસ', પૃ. ૪૦૧).

આ ઉત્પાદન અને પુનરુત્પાદન ખર્ચ શું છે એ આપણે આગળ ઉપર જોઈશું, હાલની પળે આપણે એટલું જ નોંધીએ કે તે ખર્ચમાં વેતન અને મૂડી ઉપરના નફા આવી જાય છે. વેતન વસ્તુઓમાં મૂર્ત થયેલા "શક્તિના વ્યય"નું, ઉત્પાદન મૂલ્યનું, પ્રતિનિધિત્વ કરે છે, નફો મૂડીદારે પોતાના ઈજારાના, હાથમાં પકડેલી તલવારના, આધારે પડાવેલા કર અથવા ભાવ ઉપર વધારાની વસૂલીનું, વહેંચણી મૂલ્યનું, પ્રતિનિધિત્વ કરે છે—વહેંચણીનું મૂલ્ય. અને એટલે મૂલ્યના ડ્યૂરિંગ છાપ સિદ્ધાંતનો આખો આંતરવિરોધી ગૂંચવાડો છેવટે અતિ સુંદર સંવાદી સ્પષ્ટતામાં ઉકેલાઈ જાય છે.

વસ્તુઓના મૂલ્યનો નિર્ણય વેતન ઉપરથી થાય છે અને તે શ્રમ-સમયથી પણ નિર્ધારિત થાય છે એવી ઍડમ સ્મીથની વાત રિકાર્ડો પછી તો વૈજ્ઞાનિક રાજકીય અર્થશાસ્ત્રમાંથી પ્રતિબંધિત થયેલી છે અને હાલમાં તે માન્યતા ફક્ત અણઘડ અર્થશાસ્ત્રમાં જ જીવત રહેલ છે. હાલના મૂડીવાદી ઢબના સમાજના છીછરા ખુશામતિયાઓ જ મૂલ્યને વેતન બરાબર ગણાવે છે અને સાથે સાથે મૂડીદારના નફાને ઉચ્ચ પ્રકારના વેતન તરીકે, સંયમના વેતન તરીકે (પોતાની મૂડી વેડફી ન નાખવાનો બદલો), સાહસ માટેનું ઈનામ, મૅનેજમેન્ટનું વેતન, વગેરે તરીકે વર્ણવે છે. તેમનાથી હેર ડ્યૂરિંગ એટલે અંશે જ જુદો પડે છે કે તે જાહેર કરે છે કે નફો એ લૂંટ છે. બીજા શબ્દોમાં, હેર ડ્યૂરિંગ પોતાના સમાજવાદના પાયા તરીકે અણઘડ અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને લે છે. અને તેનો સમાજવાદ એ અણઘડ અર્થશાસ્ત્ર જેટલી જ કિંમત ધરાવે છે. તેઓ એક સાથે ઊભા રહે છે અને એક સાથે હેઠા પડે છે.

આખરે એક વાત સ્પષ્ટ જ છે કે કામદાર જે ઉત્પન્ન કરે છે અને તેનો જે ખર્ચ થાય છે તે યંત્રના ઉત્પાદન અને તેના ખર્ચથી જુદી જ ચીજ છે. કામદાર ૧૨ કલાકના કામના દિવસ દરમિયાન જે મૂલ્ય સર્જે છે તેને, કામના દિવસ દરમિયાન તથા તેની સાથે સંકળાયેલા આરામના સમયમાં તેના તરફથી વપરાતાં ગુજરાનાં સાધનોના મૂલ્ય સાથે, કોઈ સમાનતા નથી. ગુજરાનાં એ સાધનોમાં, શ્રમની ઉત્પાદકતાના વિકાસની કક્ષા અનુસાર, કામના દિવસના ત્રણ, ચાર, કે સાત કલાક મૂર્ત થાય છે. આપણે ધારીએ કે તેના ઉત્પાદન માટે સાત કલાકનો શ્રમ-સમય જરૂરી બને તો હેર ડ્યૂરિંગે સ્વીકારેલા અણઘડ અર્થશાસ્ત્રના મૂલ્યના સિદ્ધાંત પ્રમાણે ૧૨ કલાકના શ્રમ-સમયના ઉત્પાદનનું મૂલ્ય શ્રમના સાત કલાક બરાબર છે, અથવા ૧૨ = ૭. આ વાતને વધુ સાદી રીતે મૂકીએ: જમીન ઉપર શ્રમ કરતો મજદૂર, ગમે તેવા સામાજિક સંબંધો

હોય તોપણ, એક વરસમાં અમુક માત્રામાં અનાજ પેદા કરે છે—દા. ત. ૬૦ બુશેલ ઘઉં. આ જ સમયમાં તે ૪૫ બુશેલ ઘઉં જેટલાં કુલ મૂલ્યોનો ઉપયોગ કરે છે. તો ૬૦ બુશેલ ઘઉંનું મૂલ્ય ૪૫ બુશેલ ઘઉં જેટલું, અને તે પણ એક જ બજારમાં અને બીજા સંજોગો એકસરખા રહેતા હોવાની સ્થિતિમાં, જ થયું; બીજા શબ્દોમાં કહીએ તો ૬૦ = ૪૫. અને આવી વાત રાજકીય અર્થશાસ્ત્ર તરીકે રજૂ થાય છે!

પાશવી જંગલિયતના તબક્કાથી આગળ માનવ સમાજની સમગ્ર પ્રગતિ એ દિવસથી શરૂ થઈ કે જ્યારે કુટુંબના શ્રમથી પોતાના નિભાવ માટે જરૂરી હતું તેના કરતાં વધુ ઉત્પાદન થયું, એ દિવસથી શરૂ થઈ કે જ્યારે શ્રમના એક હિસ્સાને હવે ખાલી ગુજરાનાં સાધનોના ઉત્પાદન માટે નહિ પણ ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનમાં લગાવવાનું શક્ય બન્યું. શ્રમના નિભાવના ખર્ચની સરખામણીમાં શ્રમની પેદાશોના અધિક રાશિમાં, અને એ વધારાના રાશિમાંથી સામાજિક ઉત્પાદન ભંડોળ તથા અનામત ભંડોળની સ્થાપના તથા વૃદ્ધિમાં, સમગ્ર સામાજિક, રાજકીય, અને બૌદ્ધિક વિકાસનો પાયો અંકિત હતો અને છે. આજ સુધીના ઇતિહાસમાં એ અનામત ભંડોળ (મૂલ્ય) વિશેષાધિકારી વર્ગના કબજામાં જ રહ્યું છે, જેના આધારે તેનું રાજકીય આધિપત્ય અને બૌદ્ધિક નેતાગીરી પણ સ્થપાઈ. આવી રહેલી સામાજિક ક્રાંતિ પ્રથમ વાર આ સામાજિક ઉત્પાદન તથા અનામત ભંડોળને—એટલે કે કાચા માલનો કુલ જથ્થો, ઉત્પાદનનાં સાધનો, અને ગુજરાનાં સાધનોને—સાચી રીતે સામાજિક ભંડોળ બનાવશે, એ માટે પેલા વિષેશાધિકારી વર્ગને તેનાથી વંચિત બનાવવો પડશે અને તેને સમગ્ર સમાજની સાહિયારી માલિકી નીચે મૂકવો પડશે.

બે વિકલ્પોમાંથી, એક—કાં તો વસ્તુઓનું મૂલ્ય તેમના ઉત્પાદન માટે જરૂરી શ્રમના નિભાવના ખર્ચથી, એટલે કે આજના સમાજમાં વેતનથી, નિર્ધારિત થાય છે. એ દાખલામાં દરેક કામદારને **તેના વેતનમાં તેના શ્રમની પેદાશનું મૂલ્ય** મળી જાય છે; તો પછી મૂડીદાર વર્ગ તરફથી વેતન કમાતા વર્ગનું શોષણ અશક્ય બની જાય છે. માની લો કે કોઈ ચોક્કસ સમાજમાં કામદારના નિભાવનો ખર્ચ ત્રણ શિલિંગમાં વ્યક્ત કરી શકાય છે. તો એક દિવસના શ્રમની પેદાશ, અણઘડ અર્થશાસ્ત્રીઓના ઉપરોક્ત સિદ્ધાંત પ્રમાણે, ત્રણ શિલિંગનું મૂલ્ય ધરાવે છે. હવે માની લો કે એ કામદારને કામે રાખનારો મૂડીદાર એ પેદાશમાં નફો, એક શિલિંગની ખંડણી, ઉમેરે છે અને તેને ચાર શિલિંગમાં વેચે છે. બીજા મૂડીદારો એવું જ કરે છે. પણ તે પળથી કામદાર

પોતાની રોજિંદી જરૂરતોને ત્રણ શિલિંગમાં પૂરી કરી શકતો નથી, તેને પણ તે માટે ચાર શિલિંગની જરૂર પડે છે. બીજા બધા સંજોગોમાં કોઈ ફેરફાર નથી થયો એમ માનીએ તો, ગુજારાનાં સાધનોમાં વ્યક્ત થતું વેતન એનું એ જ રહે છે, જ્યારે નાણામાં વ્યક્ત થતું વેતન ઊંચે જાય છે — રોજના ત્રણમાંથી ચાર શિલિંગ. મૂડીદારો કામદાર વર્ગ પાસેથી નફાના રૂપમાં જે કંઈ લે છે તે તેમણે વેતનના રૂપમાં પાછું આપવું જ પડે. શરૂમાં જ્યાં હતા ત્યાં જ છીએ, જો વેતન મૂલ્યને નિર્ધારિત કરતું હોય તો મૂડીદાર થકી કામદારનું શોષણ શક્ય નથી. પરંતુ સાથે સાથે પેદાશોના વધારાના રાશિનું નિર્માણ પણ અશક્ય બને છે કારણ કે આપણે માનેલું કે કામદારો જે ઉત્પાદન મૂલ્ય સર્જે છે તેનો તે પૂરેપૂરો ઉપભોગ કરે છે, અને મૂડીદારો કોઈ મૂલ્યનું સર્જન કરતા નથી તેથી તેઓ કઈ રીતે જીવતા રહે તે સમજવું મુશ્કેલ છે. અને જો વપરાશ ઉપરાંત આવું વધારાનું ઉત્પાદન, આવું ઉત્પાદન તથા અનામત ભંડોળ, તેમ છતાં અસ્તિત્વમાં છે જ, અને તે મૂડીદારોના હાથમાં છે, તો કામદારો વસ્તુઓના **મૂલ્ય** જેટલું જ મેળવે છે અને બાકીની વસ્તુઓ અથવા ઉત્પાદન તેઓ મૂડીદારોને સોંપી દે છે એ હકીકત સિવાય કોઈ નક્કર ખુલાસો શક્ય નથી.

અથવા, બીજી બાજુથી, જો આ ઉત્પાદન અને અનામત ભંડોળ મૂડીદાર વર્ગના હાથમાં અસ્તિત્વ ધરાવતું હોય, જો તેનું સર્જન વાસ્તવમાં નફાના સંચયથી થયું હોય (હાલની પળે જમીનનું ભાડું હિસાબથી અળગું રાખીએ), તો તેનો ચોક્કસ અર્થ એ કે મૂડીદાર વર્ગે કામદારોને વેતન રૂપે જે આપ્યું તે ઉપરાંત તેની પાસે શ્રમની વધારાની પેદાશના રાશિનો સંચય થયો હોવો જ જોઈએ. પરંતુ આ દાખલામાં વેતનથી મૂલ્ય નિર્ધારિત નથી થતું પણ શ્રમની માત્રાથી થાય છે; આ દાખલામાં કામદાર વર્ગ મૂડીદાર વર્ગને શ્રમની જે પેદાશ સોંપે છે તેમાં પોતે વેતનથી જે મેળવે છે તેના કરતાં મૂલ્યની વધારે માત્રા હોય છે, પછી મૂડી ઉપરના નફાનો ખુલાસો, અન્યના શ્રમની પેદાશની કશા વળતર વગર હડપગીરીનાં બીજાં બધાં રૂપોની જેમ જ, માર્ક્સે શોધેલા વધારાના મૂલ્યના સાદા સંઘટક ભાગ તરીકે મળે છે.

પ્રાસંગિક ઉલ્લેખ કરી લઈએ કે ડ્યૂરિંગના રાજકીય અર્થશાસ્ત્રના સમગ્ર 'અભ્યાસક્રમ'માં એ મહાન અને યુગપ્રવર્તક શોધનો ઉલ્લેખ સુદ્ધાં નથી કે જેનાથી રિકાર્ડો પોતાની અત્યંત મહત્ત્વની કૃતિ આરંભે છે:

"વસ્તુનું મૂલ્ય ઉત્પાદન માટે જરૂરી માત્રાની સાપેક્ષ શ્રમ-શક્તિ

ઉપર અવલંબે છે, અને નહિ કે એ શ્રમના બદલામાં વધુ કે ઓછું વળતર અપાય તેના ઉપર."[92]

'ટીકાત્મક ઈતિહાસ'માં આ વાતને દેવવાણી જેવા વાક્યથી પતાવી નાખવામાં આવે છે:

"એ વાતની વિચારણા નથી કરવામાં આવી (રિકાર્ડો થકી) કે વેતનના રૂપમાં જે વધારે કે ઓછા પ્રમાણમાં જીવનની જરૂરતની ચીજો ફાળવવામાં આવે છે" (!) "...તેની સાથે આવશ્યક રીતે મૂલ્યના સંબંધોના અલગ અલગ રૂપો પણ સંકળાયેલાં હોય છે."

આ એવું વાક્ય છે કે જેનો વાચક ઠીક લાગે તે અર્થ કરી શકે છે, અને તેમાં કંઈ જ અર્થ ન જુએ તો તે તદ્દન સલામત ભૂમિ ઉપર રહેશે.

અને હવે વાચક હેર ડ્યૂરિંગે રજૂ કરેલા પાંચ પ્રકારનાં મૂલ્યોમાંથી જે બહુ ગમી જાય તેની પસંદગી કરી લે: ઉત્પાદન મૂલ્ય, જે પ્રકૃતિમાંથી આવે છે; અથવા વહેંચણી મૂલ્ય, જેને માનવીની દુષ્ટતાએ સર્જેલું છે અને તેની ખાસિયત એ છે કે તેનું માપ શક્તિના વ્યયના આધારે થાય છે પરંતુ એ વ્યયનો સમાવેશ તેમાં નથી હોતો; અથવા ત્રીજું, શ્રમ-સમયથી માપવામાં આવતું મૂલ્ય; અથવા ચોથું, પુનરુત્પાદનના ખર્ચના આધારે મપાતું મૂલ્ય; અથવા છેલ્લું, વેતનથી મપાતું મૂલ્ય. પસંદગી બહોળી છે, ગૂંચવાડો પૂરો છે, અને આપણે માટે એક જ કામ બાકી રહે છે—હેર ડ્યૂરિંગની જોડે આશ્ચર્ય પ્રગટ કરવાનું:

"આર્થિક પદ્ધતિઓનું મહત્ત્વ પારખી કાઢવાનો માપદંડ મૂલ્યનો સિદ્ધાંત છે!"

## ૬. સાદો અને મિશ્ર શ્રમ

હેર ડ્યૂરિંગે માર્ક્સના અર્થશાસ્ત્રમાં એવી ભયંકર ભૂલ શોધી કાઢી છે કે કોઈ નિશાળિયાને પણ શરમ આવે, એવી ભૂલ કે જે સાથે સાથે સમાજ માટે ખતરનાક સમાજવાદી પાખંડ પણ છે.

> મૂલ્ય વિષેનો માર્ક્સનો સિદ્ધાંત "એવા સાધારણ... સિદ્ધાંત સિવાય કશું જ નથી કે તમામ મૂલ્યોનું કારણ શ્રમ છે અને શ્રમ-સમય તેનો માપદંડ છે. પરંતુ કહેવાતા કુશળ શ્રમનું વિશિષ્ટ મૂલ્ય કઈ રીતે મપાય છે તે પ્રશ્ન તેમણે તદ્દન અંધકારમાં છોડી દીધો છે. એ સાચું કે આપણા સિદ્ધાંતમાં પણ ફક્ત શ્રમ-સમયનો વ્યય જ આર્થિક વસ્તુઓની પ્રાકૃતિક લાગતનો અને એટલે નિરપેક્ષ મૂલ્યનો માપદંડ બની શકે છે, પણ અહીં દરેક વ્યક્તિના શ્રમ-સમયને તદ્દન સમાન માનવામાં આવે છે, અને આપણે માત્ર એટલું જ જોવાનું છે કે કુશળ ઉત્પાદનમાં એ વ્યક્તિના પોતાના શ્રમ-સમયમાં બીજી વ્યક્તિઓનો કેટલો શ્રમ-સમય, ઉમેરાયો છે... દાખલા તરીકે ઉપયોગમાં લેવાયેલ ઓજારમાં બીજી વ્યક્તિઓનો કેટલો શ્રમ-સમય ઉમેરાયો છે. તેથી હેર માર્ક્સની ધૂંધળી વિભાવનાની જેમ અહીં નથી માની લેવામાં આવતું કે એક વ્યક્તિનો શ્રમ-સમય નિજી રીતે બીજી કોઈ વ્યક્તિના શ્રમ-સમયથી વધુ મૂલ્યવાન હોય છે કેમ કે તેની અંદર સમજો કે વધારે પ્રમાણમાં સરેરાશ શ્રમ-સમય સંચિત થયેલો છે. બલકે અહીં તો સમસ્ત શ્રમ-સમય, સિદ્ધાંતની દૃષ્ટિએ અને કશા અપવાદ વિના, મૂલ્યમાં એકદમ સમાન હોય છે, અને એટલે અમારા સિદ્ધાંતમાં પહેલાં અલગ અલગ શ્રમ-સમયોનો સરેરાશ કાઢવાની પણ કશી જરૂરત નથી. અને વ્યક્તિએ કરેલા કામ તેમ જ દરેક પરિપૂર્ણ

બનેલી વસ્તુના સંબંધમાં એક જ વાતની ખાતરી કરવાની રહે છે કે જે એક વ્યક્તિના શ્રમ-સમયની જ પેદાશ દેખાય છે તેમાં બીજા કેટલા લોકોનો શ્રમ-સમય છુપાયેલો છે. ઉત્પાદન માટેનું હાથથી ચાલતું સાધન હોય, હાથ હોય, અથવા દિમાગ જ હોય, છતાં પણ બીજાઓના શ્રમ-સમય સિવાય તે ચીજની કોઈ વિશિષ્ટતાઓ અને કામની શક્તિ ઉદ્ભવી જ ન શકત, તે વાતનું સિદ્ધાંતના ચુસ્ત અમલમાં કોઈ પણ મહત્ત્વ નથી. મૂલ્ય વિષેના તેમના સંભાષણમાં હેર માર્ક્સ કુશલ શ્રમ-સમયના ભૂતથી, જે હંમેશાં પૂર્વભૂમિકામાં ખડું રહે છે, છૂટી શકતા જ નથી. તે અહીં સમૂળગું પરિવર્તન કરી શકતા નથી કારણ કે પ્રણાલિકાગત શિક્ષિત વર્ગોની વિચાર પદ્ધતિથી પીડાતા હતા, જે વર્ગોને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ એક મજૂર અને એક સ્થપતિના શ્રમ-સમયને તદ્દન સમાન માની લેવાનું ભયંકર લાગે છે."

માર્ક્સની કૃતિના જે ફકરાએ હેર ડ્યૂરિંગમાં આવો "પ્રબળ રોષ" પેદા કર્યો તે ટૂંકો છે. માર્ક્સ તેમાં એ હકીકતની સમીક્ષા કરે છે કે **વસ્તુઓનાં** મૂલ્ય કઈ રીતે નિર્ધારિત થાય છે, અને જવાબ આપે છે: તેમાં મૂર્ત થયેલો માનવીય શ્રમ. તે આગળ લખે છે: "તે સાદી શ્રમ-શક્તિનો, જે સરેરાશ દૃષ્ટિએ જોતાં, કોઈ અન્ય ખાસ વિકાસને બાજુએ રાખીએ તો, દરેક સામાન્ય વ્યક્તિના શરીરમાં અસ્તિત્વ ધરાવે છે, વ્યય હોય છે... કુશળ શ્રમની ગણતરી કેવળ જોરદાર બનેલા સાદા શ્રમ તરીકે, અથવા ગુણિત સાદા શ્રમ તરીકે, થાય છે, અમુક ચોક્કસ પરિમાણનો કુશળ શ્રમ વધુ પરિમાણના સાદા શ્રમ જેટલો ગણાય છે. અનુભવ દર્શાવે છે કે એવો ઘટાડો સતત થયા કરતો હોય છે. એક વસ્તુ અત્યંત કુશળ શ્રમની પેદાશ હોય પણ તેનું મૂલ્ય સાદા અકુશળ શ્રમની પેદાશ જોડે તેનું સમીકરણ કરી દેતું હોવાથી તે કેવળ સાદાં અકુશળ શ્રમના કોઈ ચોક્કસ પરિમાણનું જ પ્રતિનિધિત્વ કરે છે. જુદા જુદા પ્રકારના શ્રમનું જુદું જુદું પ્રમાણ તેના ધોરણ તરીકે અકુશળ શ્રમમાં ઘટાડવામાં આવે છે તે ઉત્પાદકોની પીઠ પાછળ નિરંતર ચાલતી સામાજિક પ્રક્રિયાથી સ્થાપિત થાય છે અને પરિણામે, રિવાજ પ્રમાણે પ્રસ્થાપિત થયેલ હોય તેવું દેખાય છે."*

માર્ક્સ અહીં પ્રથમ તો **વસ્તુઓના** મૂલ્યને નિર્ધારિત કરનાર બાબતની

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

ચર્ચા કરે છે, એટલે કે ખાનગી ઉત્પાદકોની હયાતી હોય એવા સમાજમાં વસ્તુઓનું ઉત્પાદન અને વિનિમય આ ખાનગી ઉત્પાદકો વડે પોતાના ખાનગી હિસાબ માટે થાય છે. આ ફકરામાં "નિરપેક્ષ મૂલ્ય"નો—તે ભલે ગમે ત્યાં હયાતીમાં હોય—કોઈ પ્રશ્ન જ નથી. અહીં તો ચોક્કસ સામાજિક રૂપમાં જે મૂલ્ય પ્રવર્તમાન છે તેની વાત છે. તેના ચોક્કસ ઐતિહાસિક રૂપમાં એ મૂલ્ય દરેક વ્યક્તિગત ચીજમાં મૂર્ત થયેલા માનવીય શ્રમ વડે સર્જાય છે અને મપાય છે. પરંતુ દરેક શ્રમ સાદી માનવીય શ્રમ-શક્તિનો વ્યય નથી, ઘણા પ્રકારના એવા શ્રમ હોય છે કે જેમાં વધુ કે ઓછી મહેનત, સમય, અને ખર્ચથી પ્રાપ્ત કરેલી શક્તિઓ અને જ્ઞાનનો ઉપયોગ થતો હોય છે. શું આ પ્રકારની મિશ્ર શ્રમ-શક્તિ એટલા જ સમયની સાદી શ્રમ-શક્તિ જેટલાં જ વસ્તુના મૂલ્યો ઉત્પન્ન કરે છે? દેખીતી રીતે જ નહિ. મિશ્ર શ્રમ-શક્તિના એક કલાકની પેદાશ એટલા જ સમયની સાદા શ્રમની પેદાશ કરતાં ઉચ્ચ મૂલ્યની—કદાચ બેવડા કે ત્રેવડા મૂલ્યની—હોય છે. મિશ્ર શ્રમની પેદાશનાં મૂલ્યો ચોક્કસ પરિમાણની સાદી શ્રમ-શક્તિ સાથેની સરખામણીથી અભિવ્યક્ત થાય છે; પણ મિશ્ર શ્રમનો આ ઘટાડો ઉત્પાદકોની પીઠ પાછળ ચાલતી સામાજિક પ્રક્રિયાથી પ્રસ્થાપિત થાય છે, મૂલ્યના સિદ્ધાંતના વિકાસના આજના તબક્કે તેનું આ પ્રકારનું નિવેદન થઈ શકે પણ કશો ખુલાસો ન થઈ શકે.

આજના મૂડીવાદી સમાજમાં આપણી આંખો સમક્ષ બનતી આ સાદી હકીકત છે જેનું નિવેદન માર્ક્સે અહીં કર્યું છે. આ હકીકત એટલી બધી નિર્વિવાદ છે કે તેને હેર ડ્યૂરિંગે પણ તેના 'અભ્યાસક્રમ'માં કે 'અર્થશાસ્ત્રના ઈતિહાસ'માં પડકારી નથી; અને માર્ક્સની રજૂઆત એટલી સાદી અને સરળ છે કે હેર ડ્યૂરિંગ સિવાય અન્ય કોઈ "સંપૂર્ણ અંધકારમાં" રહેલ નથી. હાલ પૂરતું વસ્તુના મૂલ્યની જ તપાસ માર્ક્સે હાથ ધરી હતી, તેને હેર ડ્યૂરિંગ પોતાની સંપૂર્ણ અંધકારમય દશાને લીધે "પ્રાકૃતિક લાગત" તરીકે જુએ છે, જેનાથી અંધકાર વધુ ગાઢ બને છે, અને કોઈ વાર તેને "નિરપેક્ષ મૂલ્ય" તરીકે જુએ છે જેનું ચલણ આપણી માહિતી પ્રમાણે રાજકીય અર્થશાસ્ત્રમાં કદી ન હતું. પરંતુ હેર ડ્યૂરિંગ "પ્રાકૃતિક લાગત"માં ગમે તે સમજતા હોય અને પોતાના પાંચ પ્રકારનાં મૂલ્યોમાંથી ગમે તેને "નિરપેક્ષ મૂલ્ય" તરીકે સ્વીકારાતો હોય પણ એટલી વાત નક્કી છે કે માર્ક્સે આમાંની કોઈ બાબતની ચર્ચા કરી નથી, તેમણે ફક્ત વસ્તુઓના મૂલ્યની જ વાત કરી છે; અને મૂલ્ય વિષે ચર્ચા કરતાં તેમના ગ્રંથ 'મૂડી'નો એ ખાસ વિભાગ એવો એક પણ ઉલ્લેખ સુદ્ધાં ધરાવતો

નથી કે વસ્તુના મૂલ્યના સિદ્ધાંતને સમાજનાં અન્ય રૂપોમાં પણ લાગુ પાડી શકાય કે નહિ, અને લાગુ પાડી શકાય તો કેટલી હદે.

> "તેથી સ્થિતિ એવી નથી," હેર ડ્યૂરિંગ આગળ હાંકે છે, "કે હેર માર્ક્સની ધૂંધળી વિભાવના પ્રમાણે એક વ્યક્તિની શ્રમ-શક્તિ બીજાના કરતાં વધુ મૂલ્યવાન છે, કારણ કે તેમાં વધુ સરેરાશ શ્રમ-સમય સંગ્રહેલો હોય છે, પરંતુ તમામ શ્રમ-સમય સિદ્ધાંતની રૂએ, અને અપવાદ વિના, અને પ્રથમ કોઈ સરેરાશ લેવાની જરૂર વિના, તદ્દન સમાન મૂલ્યનો હોય છે."

હેર ડ્યૂરિંગ નસીબદાર છે કે વિધિએ તેને ઉત્પાદક ન બનાવ્યો અને તેના નવા નિયમ પ્રમાણે પોતાની વસ્તુનું મૂલ્ય ઘડવાની મહેનતથી બચાવ્યો અને અનિવાર્ય દેવાળાથી ઉગારી લીધો. પરંતુ અહીં આપણે શું એ જૂના ઉત્પાદકોના તબક્કામાં જ છીએ? નહિ જ, તેથી ઊલટું. હેર ડ્યૂરિંગ પોતાની પ્રાકૃતિક લાગત અને નિરપેક્ષ મૂલ્યથી આપણને એક છલાંગ મરાવીને આજના શોષકોની દૂષણથી ભરેલી દુનિયામાંથી પોતાના ભાવિના આર્થિક કોમ્યુનમાં લઈ ગયો છે, જ્યાં શુદ્ધ દિવ્ય સમાનતા અને ન્યાયની આબોહવા છે; તેથી હવે આપણે કવેળા પણ આ નૂતન જગતની ઝાંખી મેળવવી જોઈએ.

સાચું કે હેર ડ્યૂરિંગના સિદ્ધાંત પ્રમાણે આર્થિક કોમ્યુનમાં પણ આર્થિક જણસોનું મૂલ્ય તેમાં વપરાયેલા શ્રમ-સમયથી જ નક્કી થાય છે; પરંતુ આરંભથી જ દરેક વ્યક્તિના શ્રમ-સમયનું સમાન મૂલ્ય છે, સિદ્ધાંતની રીતે અપવાદ વિના દરેક શ્રમ-સમયનું, કોઈ સરેરાશ કાઢવાની જરૂર વિના, સમાન મૂલ્ય છે. અને હવે આ ઉદ્દામ સમતાવાદી સમાજવાદ સાથે માર્ક્સની એ ધૂંધળી વિભાવનાની સરખામણી કરો કે એક વ્યક્તિનો શ્રમ-સમય નિજી રીતે તો કોઈ બીજી વ્યક્તિના શ્રમ-સમય કરતાં વધુ મૂલ્યવાન હોઈ શકે છે કારણ કે તેની અંદર સમજો કે સરેરાશ શ્રમ વધારે પ્રમાણમાં સંગ્રહેલો હોય છે. એવી વિભાવનાએ માર્ક્સના ભેજાને જકડી રાખ્યું હતું કારણ કે તે એવા શિક્ષિત વર્ગોની પ્રણાલિકાગત વિચાર પદ્ધતિના શિકાર હતા જેને એમ વિચારવું અનિવાર્ય રીતે ભયંકર લાગે છે કે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ એક મજૂર અને એક સ્થપતિના શ્રમ-સમયને તદ્દન સમાન મૂલ્યનો ગણી લેવામાં આવે.

કમનસીબે, માર્ક્સે 'મૂડી'માં ઉપરોક્ત ફકરાની નીચે ટૂંકી નોંધ લખેલી

છે. "વાચકે ધ્યાનમાં રાખવું જોઈએ કે અહીં આપણે **મજૂરીની**, અથવા મજૂરને ચોક્કસ શ્રમ-સમયનું જે મૂલ્ય **મળે છે** તેની, ચર્ચા નથી કરતા, પરંતુ **વસ્તુના મૂલ્યની** ચર્ચા કરીએ છીએ કે જેમાં એ શ્રમ-સમય **સાકાર** થયો હોય." માર્ક્સને જાણે ડ્યૂરિંગના આગમનનો પૂર્વસંકેત થઈ ગયો હોય તેમ તે સલામતી માટે સ્પષ્ટતા કરે છે કે જેથી પોતાના ઉપરોક્ત ટાંકેલા વિધાનને કોઈ વેતન સાથે લાગુ ન કરી શકે, આ વેતન વર્તમાન સમાજમાં મિશ્ર શ્રમના બદલામાં ચૂકવાય છે. અને આટલાથી સંતોષ ન હોય તેમ હેર ડ્યૂરિંગ આ નિવેદનને એવા સિદ્ધાંતો તરીકે રજૂ કરે છે કે જેના આધાર ઉપર માર્ક્સ જીવનની જરૂરતની ચીજોની વહેંચણીનું સંચાલન સમાજવાદી રીતે કરવા માગતા હોય, અને એ રીતે હેર ડ્યૂરિંગ બેશરમ લેભાગુપણું આચરે છે જેનો જોટો ફક્ત ગુંડાઓના અખબારોમાં મળી શકે.

પણ મૂલ્યોની સમાનતાના તેના સિદ્ધાંતમાં જરા વધુ ઊંડાણથી આપણે જોઈએ. તમામ શ્રમ-સમયનું મૂલ્ય સમાન હોય છે--મજૂરના કે સ્થપતિના પણ. તેથી શ્રમ-સમયનું, અને તેથી શ્રમનું, મૂલ્ય હોય છે. પરંતુ તમામ મૂલ્યોનો સર્જક શ્રમ છે. પ્રકૃતિમાં ઉત્પન્ન થયેલી ચીજોને ફક્ત તે જ આર્થિક દૃષ્ટિએ મૂલ્ય પ્રદાન કરે છે. મૂલ્ય પણ વસ્તુમાં સામાજિક રીતે જરૂરી એવા માનવીય શ્રમની અભિવ્યક્તિ સિવાય કશું જ નથી. તેથી શ્રમનું કોઈ મૂલ્ય **ન** પણ હોઈ **શકે**. મૂલ્યના મૂલ્ય જેવી જ એ વાત થઈ, અથવા કોઈ ભારે ચીજનું વજન નક્કી કરતાં તેના વજનનું જ વજન કરવા જેવી વાત થઈ, તે રીતે શ્રમના મૂલ્યનું એવું જ છે. હેર ડ્યૂરિંગ ઓવેન, સેંટ-સાઈમન અને ફુરિયે જેવા લોકોને તો સામાજિક કીમિયાગરનાં ઉપનામો આપીને રદિયો આપી દે છે. શ્રમ-સમયના મૂલ્યને, અર્થાત્ શ્રમને ગૂઢ બનાવી દેવાની તેની કોશિશ બતાવે છે કે તે ખરા કીમિયાગરોથી બહુ ઊતરતે દરજ્જે છે. હવે વાચક ખુદ હેર ડ્યૂરિંગની એ ઉદ્ધતાઈ સમજી શકશે જ્યારે તે માર્ક્સને નામે એવું વિધાન કરે છે કે એક વ્યક્તિનો શ્રમ-સમય બીજી વ્યક્તિ કરતાં વધુ મૂલ્યવાન છે અને શ્રમ-સમય અથવા શ્રમનું મૂલ્ય હોય છે—એ જ માર્ક્સ કે જેણે પ્રથમ વાર બતાવ્યું કે શ્રમને કોઈ મૂલ્ય **ન** પણ હોઈ **શકે**, અને શા માટે ન હોઈ શકે.

સમાજવાદ કે જે માનવીય શ્રમ-શક્તિને **વસ્તુના** દરજ્જામાંથી મુક્તિ આપવા માગે છે તેને માટે શ્રમનું કોઈ મૂલ્ય ન હોવાનું અને ન હોઈ શકવાનું જ્ઞાન ઘણું જ મહત્ત્વનું છે. આ સમજણ સાથે, હેર ડ્યૂરિંગે આદિમ કામદાર સમાજવાદમાંથી વારસામાં મેળવેલા તમામ પ્રયત્નો, જેનું ધ્યેય જીવનની

જરૂરતોની ચીજોની ભવિષ્યમાં ઉચ્ચ વેતન તરીકે વહેંચણી કરવાનું છે, કકડભૂસ થઈને નીચે પડે છે. અને તેમાંથી વધુ એવી સમજણ પેદા થાય છે કે શુદ્ધ આર્થિક ગણતરીઓથી સંચાલન પામતી વહેંચણી ઉત્પાદનના હિતમાં જ થશે, અને ઉત્પાદન એવી વહેંચણી પદ્ધતિથી જ ઉત્તેજન પામે છે જેમાં સમાજના **તમામ** સભ્યોને વિકાસની છૂટ, તેમની શક્તિઓનો ઉપયોગ સાર્વત્રિક રીતે વધુ ને વધુ વ્યાપક રીતે કરી શકવાની છૂટ, હોય. સાચું કે જે શિક્ષિત વર્ગોની વિચાર પદ્ધતિ હેર ડ્યૂરિંગે વારસામાં મેળવી છે તેમને એ વિચાર ભયંકર જણાશે કે આવી રહેલા સમયમાં કોઈ ધંધાદારી મજૂર કે સ્થપતિઓ નહિ હોય અને એ વ્યક્તિ કે જે અર્ધો કલાક સ્થપતિ તરીકે સૂચનો આપે તે અમુક સમય માટે મજૂર તરીકે પણ કામ કરશે — જ્યારે ફરી તેની સ્થપતિ તરીકેની સેવાની જરૂર પડશે ત્યાં સુધી. ડ્યૂરિંગની કલ્પનાનો સમાજવાદ એક અજાયબી જ હશે — જેમાં ધંધાદારી મજૂરોને કાયમ ટકાવી રાખવાની વાત છે.

જો શ્રમ-સમયના મૂલ્યની સમાનતાનો એવો અર્થ થતો હોય કે દરેક કામદાર સમાન સમયના ગાળામાં સમાન મૂલ્યોનું ઉત્પાદન કરે છે, કોઈ સરેરાશ કાઢવાની જરૂરત વિના, તો આ વાત દેખીતી રીતે ખોટી છે. ઉદ્યોગની એક જ શાખામાં પણ જો આપણે બે કામદારોને લઈએ તો તે બન્ને પોતાના એક કલાકના શ્રમ-સમયમાં જે મૂલ્ય પેદા કરશે તેમાં એકબીજાના શ્રમના વેગ અને કુશળતાને કારણે તફાવત રહેશે જ — અને આર્થિક કોમ્યુનમાં પણ આ દૂષણનો કોઈ ઈલાજ નથી, આપણા ગ્રહ ઉપર તો નહિ જ, જે ફક્ત હેર ડ્યૂરિંગ જેવા લોકો માટે જ દૂષણની બાબત છે. તો પછી કોઈ પણ અને દરેક શ્રમની એકદમ સમાન કક્ષામાં હવે બાકી શું રહ્યું? શુદ્ધ બણગાંબાજી સિવાય કશું જ નહિ. હેર ડ્યૂરિંગ મૂલ્યને શ્રમ થકી માપવું કે વેતન થકી એ ગૂંચવાડો જ ઉકેલવા તદ્દન અસમર્થ છે, તે જ તેની આર્થિક ભૂમિકા છે... તેના નવતર આર્થિક કોમ્યુનનો મૂળભૂત નિયમ છે: સમાન શ્રમ-સમયનાં સમાન વેતન! ખરેખર, વેતનની સમાનતાની માંગ ઉઠાવનાર જૂના ફ્રેંચ કોમ્યુનિસ્ટ કામદારો અને વાઈટલિંગ પાસે વધુ સારાં કારણો એ માટે હતાં.

તો પછી મિશ્ર શ્રમ માટે ચૂકવાતા વધુ ઉચ્ચ વેતનનો આખો અગત્યનો પ્રશ્ન આપણે કઈ રીતે ઉકેલવો? ખાનગી ઉત્પાદકોના સમાજમાં, ખાનગી વ્યક્તિઓ અથવા કુટુંબો કામદારની તાલીમનો ખર્ચ ભોગવે છે; તેથી કુશળ અને તાલીમ પામેલી શ્રમ-શક્તિને ચૂકવાયેલી વધુ રકમ પ્રથમ તો ખાનગી વ્યક્તિઓને ફાળે જાય છે: કુશળ ગુલામનું વેચાણ ઊંચી કિંમતે થાય છે અને

કુશળ વેતનદારને ઉચ્ચ વેતનની રકમ મળે છે. સમાજવાદી પદ્ધતિએ રચાયેલા સમાજમાં આ ખર્ચ સમાજ ભોગવે છે અને જે ફળ પ્રાપ્ત થાય તે પણ તેને જ ફાળે જાય — એટલે કે મિશ્ર શ્રમે સર્જેલાં વધુ મૂલ્યો. કામદાર પોતે વધારાના વેતનનો દાવો કરતો નથી. અને આમાંથી સાથે સાથે એવો બોધ મળે છે કે "શ્રમના પૂરા વળતર"ની કામદારોની લોકપ્રિય માગણીમાં ક્યારેક ખામી હોય છે.[93]

## ૭. મૂડી અને વધારાનું મૂલ્ય

"શરૂથી જ, હેર માર્ક્સ મૂડીની માન્ય થયેલી આર્થિક વ્યાખ્યાને અનુસરતા નથી, એ વ્યાખ્યા પ્રમાણે તે ઉત્પાદિત થઈ ચૂકેલા ઉત્પાદનનાં સાધનો જ છે; ઊલટાનું, તે વધુ ખાસ પ્રકારના દ્વંદ્વાત્મક ઐતિહાસિક પ્રકારનો ખ્યાલ આગળ ધરે છે જે ધારણાઓનાં રૂપાંતરો અને ઈતિહાસની સાથે રમત રમે છે. તેમના કહેવા પ્રમાણે, મૂડી નાણામાંથી ઉત્પન્ન થાય છે; ૧૬મી સદીના પ્રારંભથી તે એક ઐતિહાસિક કાળની રચના કરે છે, એટલે કે જ્યારે સૌથી પ્રથમ વિશ્વ બજાર હયાતીમાં આવી જે એ કાળમાં ઊભી થયાનું મનાય છે. દેખીતી વાત છે કે એવા પ્રકારના કાલ્પનિક અર્થઘટનમાં રાષ્ટ્રીય-આર્થિક સમાલોચનાની તીવ્રતા રહેતી નથી. એવી વ્યર્થ વિભાવનાઓમાં, જેને અર્ધ ઐતિહાસિક અને અર્ધ-તાર્કિક રૂપમાં રજૂ કરવામાં આવી છે પણ જે હકીકતે ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની સંકર પેદાશ છે, સમાલોચનાની શક્તિ અને સાથે બધી પ્રમાણિકતા નાશ પામે છે..."

અને એ રીતે તે પૂરા પાનામાં બબડાટ ઠાલવે છે...

"મૂડી વિષેની માર્ક્સની વ્યાખ્યા રાષ્ટ્રીય અર્થશાસ્ત્રના ચુસ્ત સિદ્ધાંતમાં ગૂંચવાડો સર્જી શકે છે... તેમાં એવી આછકલાઈ છે જેને ગહન તર્કસંગત સત્યો તરીકે વહેતી મૂકવામાં આવી છે... તકલાદી પાયો..." વગેરે.

તો આપણને કહેવામાં આવે છે કે માર્ક્સના કથન પ્રમાણે મૂડીનો ઉદય ૧૬મી સદીના પ્રારંભમાં નાણામાંથી થયો હતો. આ તો એના જેવી વાત થઈ

કે પૂરાં ત્રણ હજાર વર્ષો પહેલાં ઢોરમાંથી ધાતુના સિક્કા પેદા થયા કારણ કે એક જમાનામાં બીજી ચીજોની સાથે ઢોર નાણા તરીકેની કામગીરી બજાવતાં હતાં. આવી અણઘડ અને મૂર્ખ અભિવ્યક્તિની રીત ફક્ત હેર ડ્યૂરિંગ જ અપનાવી શકે. જે આર્થિક રૂપોમાં વસ્તુઓના પરિચલનની પ્રક્રિયા થાય છે તેને અંગે માર્ક્સના પૃથક્કરણમાં નાણું આખરી રૂપ તરીકે આગળ આવે છે. "વસ્તુઓના પરિચલનની એ છેલ્લી પેદાશ મૂડીની **ઉત્પત્તિનું પ્રથમ રૂપ** છે. મૂડી ઇતિહાસની બાબત તરીકે, જમીનની મિલકતના મુકાબલામાં, પ્રથમ તો નાણાનું રૂપ અચૂક ધારણ કરે છે, તે નાણારૂપી સંપત્તિ તરીકે, વેપારી અને વ્યાજખોરની મૂડી તરીકે, આગળ આવે છે... આપણે તેને રોજ નજરોનજર જોઈ શકીએ છીએ... બધી નવી મૂડી, આપણા જમાનામાં પણ પછી તે માંચો પર, અર્થાત્ વસ્તુઓ કે શ્રમ કે નાણાના બજારમાં, શરૂમાં એવા નાણાના રૂપમાં આવે છે કે જેને ચોક્કસ પ્રક્રિયા મારફત મૂડીમાં રૂપાંતરિત કરવાની હોય છે".* અહીં ફરી વાર માર્ક્સ હકીકત જણાવે છે. તેને પડકારી ન શકવાને કારણે હેર ડ્યૂરિંગ તેનો અનર્થ કરે છે: તે માર્ક્સ પાસે કહેવડાવે છે કે મૂડીનો ઉદય નાણામાંથી થયો છે!

માર્ક્સ નાણાનું મૂડીમાં કઈ રીતે રૂપાંતર થાય છે તે પ્રક્રિયાની તપાસ પછીથી કરે છે અને શોધે છે કે પ્રથમ જે નાણું મૂડી તરીકે ચલણમાં મુકાય છે તે વસ્તુઓના સામાન્ય સમકક્ષ તરીકે ચલણમાં આવતા રૂપનો અવળો ક્રમ છે. વસ્તુઓનો સાદો સીધો માલિક ખરીદવા માટે વેચે છે, તે એવું વેચે છે જેની તેને જરૂર નથી, અને એ રીતે મેળવેલા નાણાથી તેને જરૂરી ખરીદી કરે છે. પ્રારંભનો મૂડીદાર તેને પોતાને જરૂરી **ન** હોય એવી વસ્તુઓની ખરીદીથી શરૂ કરે છે, તે વેચવા માટે, અને ઊંચા ભાવે વેચવા માટે, ખરીદી કરે છે જેથી તેને સોદામાં અસલ રોકેલા નાણાનું મૂલ્ય, નાણામાં ઉમેરા સાથે મળી જાય; અને માર્ક્સ એ ઉમેરાને **વધારાનું મૂલ્ય** કહે છે.

એ વધારાનું મૂલ્ય ક્યાંથી આવે છે? વસ્તુઓને તેમના મૂલ્યથી ઓછી કિંમતે ખરીદનાર અથવા વધારે કિંમતે વેચનાર પાસેથી તે ન આવી શકે. એ બન્ને દાખલાઓમાં દરેક વ્યક્તિના લાભ અને ગેરલાભ એકબીજાને રદ કરે છે કારણ કે દરેક વ્યક્તિ વારાફરતી ખરીદનાર અને વેચનાર હોય છે. તેમ તે છેતરપિંડીમાંથી પણ ન આવી શકે કારણ કે છેતરપિંડી એક વ્યક્તિને બીજાને

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

ભોગે માલદાર બનાવી શકે પણ બન્ને પાસે રહેલી કુલ રકમમાં વધારો ન કરી શકે, અને તેથી ચલણમાં રહેલાં મૂલ્યોના કુલ સરવાળામાં વધારો ન કરી શકે. "કોઈ પણ દેશમાં સમગ્ર મૂડીદાર વર્ગ ખુદ પોતાની જોડે છેતરપિંડી ન કરી શકે."*

અને છતાં આપણે જોઈએ છીએ કે દરેક દેશમાં સમગ્ર મૂડીદાર વર્ગ, ખરીદેલી ચીજોને મોંઘા ભાવે વેચીને અને વધારાનું મૂલ્ય હજમ કરીને, આપણી નજર સમક્ષ વધુ શ્રીમંત બનતો જાય છે. તેથી પ્રારંભમાં આપણે જ્યાં હતા ત્યાં જ પાછા આવીએ છીએ. એ વધારાનું મૂલ્ય ક્યાંથી આવે છે? આ સમસ્યાનો ઉકેલ કરવો જોઈએ અને તેનો ઉકેલ **શુદ્ધ આર્થિક** રીતે કરવો જોઈએ, છેતરપિંડી કે કોઈ જાતના બળના ઉપયોગ વગર કરવો જોઈએ—સમસ્યા આવી છે. સમાન મૂલ્યોનો વિનિમય હંમેશાં સમાન મૂલ્યો જોડે થાય છે એવું અનુમાન પહેલાં કરી લીધા છતાં, કોઈને માટે પોતે ખરીદેલું હોય તેના કરતાં મોંઘા ભાવે સતત વેચાણ કરવાનું કઈ રીતે શક્ય છે?

એ સમસ્યાના ઉકેલમાં માર્ક્સના કાર્યની એકદમ યુગપ્રવર્તક સિદ્ધિ અંકિત હતી. જે આર્થિક ક્ષેત્રોમાં અગાઉ સમાજવાદીઓ પણ મૂડીવાદી અર્થશાસ્ત્રીઓના જેટલા જ ઘોર અંધકારમાં ભટકતા હતા તેમાં આ શોધે દિવસનો સ્પષ્ટ પ્રકાશ રેલાવ્યો. આ ઉકેલની શોધના દિવસથી જ વૈજ્ઞાનિક સમાજવાદ સ્થપાયો અને તેના આધારે વિકસતો ગયો.

આ ઉકેલ નીચે પ્રમાણે છે. જે નાણાના મૂલ્યના વધારાને મૂડીમાં પલટાવવાનો છે તે **નાણાની** અંદર જ થઈ ન શકે, તેમ તે **ખરીદીમાંથી** પેદા થઈ ન શકે, કારણ કે અહીં આ નાણું વસ્તુની કિંમત સિવાય કશું મેળવતું નથી, અને આ કિંમત, સમકક્ષના વિનિમયનો આધાર સ્વીકારી લીધો છે એટલે, મૂલ્ય કરતાં જુદી નથી. તે જ કારણસર, વસ્તુના **વેચાણમાંથી** મૂલ્યમાં વધારો ઉદ્ભવી ન શકે. તેથી આ મૂલ્યનો ફેરફાર **વસ્તુઓની** ખરીદીમાં સંભવી શકે; તેના **મૂલ્યમાં** નહિ, કારણ કે તેની ખરીદી અને વેચાણ તેના મૂલ્યે જ થાય છે, પણ તેના **ઉપયોગિતા-મૂલ્યમાં**, એટલે કે મૂલ્યમાં ફેરફાર વસ્તુની વપરાશમાંથી ઉદ્ભવવો જોઈએ. "વસ્તુની વપરાશમાંથી મૂલ્ય ખેંચવા માટે આપણો મિત્ર, શ્રી નાણાપતિ, બજારમાં એવી વસ્તુ મેળવવા નસીબદાર હોવો જોઈએ કે જેનું ઉપયોગિતા-મૂલ્ય સર્જકનો ગુણ ધરાવતું હોય, જેની ખરેખર

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

વપરાશ ખુદ જ શ્રમનું મૂર્ત રૂપ હોય, અને તેથી તેમાં **મૂલ્યનું સર્જન** હોય. નાણાના માલિકને બજારમાં શ્રમનું સામર્થ્ય ધરાવતી એવી ખાસ વસ્તુ, અથવા **શ્રમ-શક્તિ**, મળી જાય છે."* આપણે જોયું તેમ શ્રમનું કોઈ મૂલ્ય હોઈ ન શકે, પણ **શ્રમ-શક્તિની** વાતમાં એવું કોઈ રીતે નથી. જેવી તે **વસ્તુ** બની જાય એવું તે મૂલ્ય ધારણ કરી લે છે, હકીકતે વર્તમાન સમયમાં એમ જ છે, અને એ મૂલ્ય નિર્ધારિત થાય છે, "દરેક અન્ય વસ્તુની માફક જ એ ખાસ ચીજનું મૂલ્ય તેના ઉત્પાદન તેમ જ પુનરુત્પાદન માટે જરૂરી શ્રમ-સમયથી નિર્ધારિત થાય છે"**, એટલે કે કામદારને કામ કરવાની હાલત જાળવી રાખવા તથા પોતાની જાતિને ચાલુ રાખવા જરૂરી ગુજરાનાં સાધનોના ઉત્પાદન માટે આવશ્યક શ્રમ-સમયના આધારે નિર્ધારિત થાય છે. ધારો કે જીવન ટકાવી રાખવાનાં આ સાધનો રોજની છ કલાકની મહેનતથી મળે છે. આપણો પ્રારંભિક મૂડીદાર પોતાનો ધંધો કરવા શ્રમ-શક્તિને ખરીદે છે—એટલે કે મજદૂરને ભાડે રાખે છે, અને તેના એક દિવસની શ્રમ-શક્તિનું પૂરું મૂલ્ય છ કલાકની મહેનત સહિતનું ચૂકવે છે. અને એ કામદાર આ પ્રારંભિક મૂડીદારની નોકરીમાં જેવો છ કલાકનો શ્રમ પૂરો કરે છે તેવો પોતાને આખા દિવસનું જે વળતર મળ્યું છે તેનો બદલો વાળી આપે છે. પણ ત્યાં સુધી નાણું મૂડીમાં રૂપાંતર પામતું નથી, તેણે કોઈ વધારાનું મૂલ્ય પેદા કર્યું નથી. આ કારણસર શ્રમ-શક્તિનો ખરીદનાર મનમાં પાતોના સોદા વિષે જુદો જ ખ્યાલ ધરાવે છે. કામદારને ૨૪ કલાક ટકાવી રાખવા માટે ફક્ત છ કલાકનો શ્રમ જરૂરી છે એ હકીકત તેને ૨૪માંથી ૧૨ કલાક કામ કરતો રોકતી નથી. શ્રમ-શક્તિનું મૂલ્ય અને શ્રમની પ્રક્રિયામાં એ શ્રમ-શક્તિએ ઉપજાવેલ મૂલ્ય એ બન્ને જુદાં જુદાં પરિમાણો ધરાવે છે. નાણાનો માલિક આખા દિવસની શ્રમ-શક્તિની ચૂકવણી કરે છે, તેથી તેનો ઉપયોગ તે દિવસભર કરી શકે છે, તેને આખા દિવસનો શ્રમ વાપરવા મળે છે. જો કોઈ મૂલ્ય એક દિવસ દરમિયાન ઉપયોગના પરિણામે પોતાનાથી બમણા મૂલ્યનું **સર્જન કરતું** હોય તો એ હકીકત ખરીદનાર માટે ખાસ સારા નસીબની વાત છે, પરંતુ વસ્તુઓના વિનિમયના નિયમો પ્રમાણે વેચનાર માટે અન્યાય કોઈ રીતે નથી જ. એટલે આપણી ધારણા પ્રમાણે, દરેક દિવસે નાણાના માલિકને કામદારના સંબંધમાં છ કલાકના શ્રમની પેદાશના

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

**કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

મૂલ્ય જેટલો **ખર્ચ થાય** છે, પણ કામદાર તેને રોજ ૧૨ કલાકના શ્રમની પેદાશનું મૂલ્ય **સોંપી** દે છે. નાણાના માલિકના લાભમાં વધારાના શ્રમના છ કલાક રહે છે, એવી વધારાની પેદાશ રહે છે કે જેને માટે તે ચુકવણી કરતો નથી અને જેમાં છ કલાકનો શ્રમ મૂર્ત થયેલો હોય છે. તરકીબ પાર પડી ગઈ છે. વધારાના મૂલ્યનું સર્જન થયું છે, એ નાણાનું મૂડીમાં રૂપાંતર થઈ ગયું છે.

કઈ રીતે વધારાનું મૂલ્ય સર્જાય છે અને વસ્તુઓના વિનિમયના સંચાલનના નિયમોના પ્રભુત્વ નીચે કઈ રીતે આવું વધારાનું મૂલ્ય પેદા થાય છે તે દર્શાવીને માર્ક્સે વર્તમાન મૂડીવાદી ઉત્પાદન અને શોષણની પદ્ધતિનું તંત્ર ખુલ્લું કર્યું; તેમણે એ રીતે સમગ્ર વર્તમાન સમાજ વ્યવસ્થા કઈ રીતે આકાર પામી છે તેનું રહસ્ય ખુલ્લું કર્યું.

તેમ છતાં, મૂડીના આ સર્જન માટે એક મહત્ત્વની પૂર્વશરત પૂરી કરવી પડે છે: "પોતાના નાણાનું મૂડીમાં રૂપાંતર કરવા માટે નાણાના માલિકને બજારમાંથી **મુક્ત કામદાર**, બે અર્થમાં મુક્ત હોય એવો કામદાર, શોધવો પડે છે. એક તો તે મુક્ત માનવી તરીકે પોતાની શ્રમ-શક્તિને પોતાની વસ્તુ તરીકે વેચી શકે, અને બીજી બાજુથી તેની પાસે અન્ય કોઈ વેચવાની વસ્તુ ન હોય, પોતાની શ્રમ-શક્તિના વળતર માટે જરૂરી તમામ સાધનોનો તેની પાસે અભાવ હોય."* પરંતુ નાણાં કે વસ્તુઓના માલિક તથા પોતાની શ્રમ-શક્તિના ઉપયોગ માટે જેના પાસે કશું જ નથી તેવા લોકો વચ્ચેનો સંબંધ કુદરતી નથી, તેમ તે એવો સંબંધ પણ નથી જે તમામ ઐતિહાસિક કાળમાં સમાન હોય: "સ્પષ્ટ રીતે તે ભૂતકાળના ઐતિહાસિક વિકાસનું પરિણામ છે, સામાજિક ઉત્પાદનનાં શ્રેણીબદ્ધ જૂનાં રૂપોના વિલયની ઉત્પત્તિ છે",** અને હકીકતે આવા મુક્ત કામદારને સૌપ્રથમ સામૂહિક સ્વરૂપમાં આપણે ૧૫મી સદીના અંતમાં અને ૧૬ મી સદીના પ્રારંભમાં જોઈએ છીએ, જે સામંતી ઉત્પાદન પદ્ધતિના વિલયનું પરિણામ છે. આ સાથે, વિશ્વ વ્યાપાર અને વિશ્વ બજારના એ જ યુગમાં આગમન સાથે, એવી ભૂમિકા સર્જાઈ કે જેના આધારે વર્તમાન જંગમ મિલકતના સમૂહનું વધુ ને વધુ મૂડીમાં રૂપાંતર થયું અને મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ વધારાનું મૂલ્ય પેદા કરવાના ઉદ્દેશથી અનિવાર્ય રીતે વધુ ને વધુ પ્રવર્તમાન પદ્ધતિ બનતી ગઈ.

આ બિંદુ સુધી આપણે માર્ક્સની "વ્યર્થ વિભાવનાઓ"ની વાત કરતા

---

* કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧. —સં.

** કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧. —સં.

હતા—આ "ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની સંકર પેદાશ" કે જેમાં "સમાલોચનાની શક્તિ અને સાથે બધી પ્રમાણિકતા નાશ પામે છે" આ "આછકલાઈ"ની સરખામણી આપણે "ગહન તર્કસંગત સત્યો" સાથે તેમ જ "ચુસ્ત વૈજ્ઞાનિક આલોચના અને સંપૂર્ણ શાસ્ત્રીય ચર્ચા", જે હેર ડ્યૂરિંગ અર્પણ કરે છે, તેની સાથે કરીએ.

તેથી માર્ક્સ "મૂડીની માન્ય થયેલી આર્થિક દૃષ્ટિને, એટલે કે તે ઉત્પાદિત થયેલાં ઉત્પાદનનાં સાધનો જ હોવાની વાતને, સ્વીકારતા નથી", ઊલટાનું તે કહે છે કે મૂલ્યોના સમુચ્ચયનું મૂડીમાં રૂપાંતર ત્યારે જ થાય છે જ્યારે તે **મૂલ્ય સર્જે** છે, જ્યારે તે વધારાનું મૂલ્ય રચે છે. અને હેર ડ્યૂરિંગ શું કહે છે?

> "મૂડી ઉત્પાદન ચાલુ રાખવા માટે અને **સામાન્ય શ્રમ-શક્તિનાં ફળોના ભાગલા પાડવા માટે આર્થિક** શક્તિનાં સાધનોનો આધાર હોય છે."

આ વાક્ય પણ ગમે તેટલું દેવવાણીના રૂપમાં રજૂ થયું હોવા છતાં આટલું તો ચોક્કસ છે કે આર્થિક શક્તિનાં સાધનોનો પાયો શાશ્વત કાળ સુધી ઉત્પાદન ચાલુ રાખી શકે છે, પણ હેર ડ્યૂરિંગના પોતાના શબ્દોમાં, તે જ્યાં સુધી "સામાન્ય શ્રમ-શક્તિનાં ફળોના ભાગલા" ન પાડી શકે ત્યાં સુધી મૂડી બનતી નથી—એટલે કે વધારાનું મૂલ્ય અથવા છેવટે વધારાનું ઉત્પાદન બનતું નથી. તેથી જે બાબતમાં તે માર્ક્સ ઉપર દોષારોપણ કરે છે એ જ પાપ—મૂડી વિષેના માન્ય થયેલા આર્થિક વિચારને અમાન્ય કરવાનું પાપ—પોતે આચરે છે એટલું જ નહિ પરંતુ બેહૂદી રીતે માર્ક્સની નકલ કરવા જાય છે—જે અલંકારી ભાષામાં પણ છૂપું રહેતું નથી.

પૃષ્ઠ ૨૬૨ ઉપર આગળ લખવામાં આવ્યું છે:

> "સામાજિક દૃષ્ટિએ મૂડી (હેર ડ્યૂરિંગને હજુ અન્ય કોઈ દૃષ્ટિએ મૂડીની શોધ કરવાની લાગે છે) માત્ર ઉત્પાદનનાં સાધનો કરતાં ખાસ રીતે જુદી છે; કારણ કે સાધનોનું રૂપ ટેકનિકલ છે અને તમામ સંજોગોમાં જરૂરી છે જ્યારે મૂડી તેની સામાજિક શોષણ શક્તિ તેમ જ ભાગલા પાડવાની રીતને લીધે જુદી તરે છે. એ સાચું કે ઘણે અંશે સામાજિક મૂડી ઉત્પાદનનાં ટેકનિકલ સાધનોનું **સામાજિક કાર્ય** કરે છે; પણ આ કાર્ય જ... અદૃશ્ય થવું જોઈએ."

આપણે જ્યારે યાદ કરીએ છીએ કે સૌપ્રથમ માર્ક્સે એવા "સામાજિક

કાર્ય" પ્રત્યે લક્ષ દોરેલું જેમાં મૂલ્યોનો સરવાળો મૂડી બને છે, ત્યારે "તત્કાળ આ વિષયના દરેક અભ્યાસીને એ વાત સ્પષ્ટ થશે કે માર્ક્સની મૂડી વિષેની વ્યાખ્યા ગૂંચવાડો ઊભો કરી શકે છે" — હેર ડ્યૂરિંગ વિચારે છે એ રીતે ચુસ્ત રાષ્ટ્રીય અર્થતંત્રના સિદ્ધાંતમાં નહિ પરંતુ દેખીતું છે કે ફક્ત હેર ડ્યૂરિંગના જ દિમાગમાં, જે પોતાના 'ટીકાત્મક ઈતિહાસ'માં બિલકુલ ભૂલી ગયો છે કે તેણે ઉપરોક્ત મૂડીની વ્યાખ્યાનો કેટલો બધો ઉપયોગ પોતાની કૃતિ 'અભ્યાસક્રમ'માં કર્યો છે.

પરંતુ હેર ડ્યૂરિંગને માર્ક્સની મૂડીની વ્યાખ્યાને તફડાવી લેવાથી, ભલે "પરિષ્કૃત" રૂપમાં, સંતોષ નથી. તે "વિભાવનાઓની કાયાપલટ અને ઈતિહાસ સાથે રમત કરવાની" બાબતમાં માર્ક્સને અનુસરે છે, જોકે તેને એ વધુ માહિતી છે કે તેમાંથી "વ્યર્થ વિભાવનાઓ", "આછકલાઈ", "નબળો પાયો" વગેરે સિવાય કશું ઊપજવાનું નથી. મૂડીના આ "સામાજિક કાર્ય"નો ઉદય ક્યાંથી થયો, તેને માટે બીજાઓના શ્રમનું શોષણ કરવાનું શક્ય બનાવે છે અને જે એકલું જ તેને માત્ર ઉત્પાદનનાં સાધનોથી જુદી તારવે છે?

> હેર ડ્યૂરિંગ કહે છે કે "તે ઉત્પાદનનાં સાધનોના સ્વરૂપ અને તેની ટેકનિકલ અનિવાર્યતા ઉપર આધાર રાખતી નથી".

તેથી તેનો ઉદ્‌ભવ ઐતિહાસિક રીતે થયો અને ર૬રમા પાનામાં હેર ડ્યૂરિંગ એ જ વાત દોહરાવે છે જે અગાઉ આપણે દસ વખત તેની પાસેથી સાંભળી છે. તેના ઉદ્‌ભવની વાત કરતાં તે જૂના અને જાણીતા બે પુરુષોના સાહસની કથા કરે છે, જે બેમાંથી એક જણે ઈતિહાસના પરોઢમાં ઉત્પાદનનાં સાધનોને બીજા ઉપર બળજબરી કરીને મૂડીમાં બદલાવ્યાં. પરંતુ જે સામાજિક ક્રિયા વડે મૂલ્યોનો સરવાળો મૂડીમાં રૂપાંતર પામે છે એ ઘટનાને ઐતિહાસિક પ્રારંભ તરીકે ગણાવ્યા પછી સંતોષ ન થયો તેથી હેર ડ્યૂરિંગ ભવિષ્યવાણી કરે છે કે તેનો અંત પણ ઐતિહાસિક હશે. તે "ખાસ કરીને આ જ છે કે જે અદૃશ્ય થવું જોઈએ." સામાન્ય વાતચીતમાં કોઈ ઘટના ઐતિહાસિક રીતે ઉદ્‌ભવીને ઐતિહાસિક રીતે અદૃશ્ય થાય તેને "ઐતિહાસિક તબક્કો" કહેવામાં આવે છે. તેથી મૂડી ફક્ત માર્ક્સની માન્યતા પ્રમાણે જ નહિ પણ હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે "ઐતિહાસિક તબક્કા"ની ચીજ છે, અને આપણને એવું તારણ કાઢવાની ફરજ પડે છે કે અહીં આપણે જેસુઇટો જોડે ભટકાઈ ગયા છીએ. જ્યારે બે વ્યક્તિઓ એક જ વસ્તુ કરે છે ત્યારે તે એક જ રહેતી નથી. જ્યારે માર્ક્સ

કહે છે કે મૂડી એ ઐતિહાસિક તબક્કો છે, ત્યારે તે વ્યર્થ વિભાવના છે, ઐતિહાસિક અને તાર્કિક તર્કવિહારની સંકર પેદાશ છે જેમાં સમાલોચનાની શક્તિ અને સાથે બધી પ્રમાણિકતા નાશ પામે છે. જ્યારે એ જ રીતે હેર ડ્યૂરિંગ મૂડીને ઐતિહાસિક તબક્કા તરીકે રજૂ કરે છે, ત્યારે પોતાની આર્થિક વેધક દૃષ્ટિની અને ચુસ્ત વૈજ્ઞાનિક છણાવટની તે સાબિતી છે.

તો પછી માર્ક્સની વ્યાખ્યાની સરખામણીમાં ડ્યૂરિંગની મૂડીની વ્યાખ્યામાં કઈ વિશિષ્ટતા છે?

માર્ક્સ કહે છે: "મૂડીએ વધારાના શ્રમની શોધ નથી કરી. જ્યાં જ્યાં સમાજનો એક વિભાગ ઉત્પાદનનાં સાધનોનો ઈજારો ધરાવે છે ત્યાં કામદાર મુક્ત હોય કે ન હોય તોપણ તેને પોતાના નિભાવ માટે જરૂરી શ્રમ-સમયમાં વિશેષ શ્રમ-સમયનો ઉમેરો ઉત્પાદનનાં સાધનોના માલિકોના નિભાવ માટે કરવો જ પડે છે."* વધારાનો શ્રમ, કામદારના પોતાના નિભાવ માટે જરૂરી હોય એ કરતાં વિશેષ શ્રમ-સમય અને બીજાઓ થકી આ વધારાના શ્રમની ઊપજનો કબજો, શ્રમનું શોષણ, આજ સુધી હયાતીમાં આવી ચૂકેલા સમાજનાં તમામ રૂપોમાં જ્યાં સુધી વર્ગીય વિષમતાઓનું અસ્તિત્વ હોય ત્યાં સુધી બધે સર્વસાધારણ છે. પરંતુ જ્યારે આ વધારાના શ્રમની ઊપજ વધારાના મૂલ્યનું રૂપ ધારણ કરે છે ત્યારે જ, જ્યારે ઉત્પાદનનાં સાધનોના માલિકો મુક્ત કામદારને — જે સામાજિક બંધનોથી અને પોતાની માલિકીની કોઈ ચીજોથી મુક્ત હોય — શોષણની વસ્તુ બનાવે છે અને **વસ્તુઓના** ઉત્પાદનના હેતુથી શોષણ કરે છે, ફક્ત ત્યારે જ, માર્ક્સના કહેવા પ્રમાણે, ઉત્પાદનનાં સાધનો મૂડીનું ખાસ રૂપ ધારણ કરે છે. અને આ ઘટના સૌપ્રથમ વ્યાપક રીતે પંદરમી સદીના અંતમાં અને સોળમી સદીના આરંભમાં બની.

સામેથી હેર ડ્યૂરિંગ જાહેર કરે છે કે "ઉત્પાદનનાં સાધનોનો દરેક રાશિ કે જે સામાન્ય શ્રમ-શક્તિનાં ફળોના ભાગલા પાડે છે", એટલે કે શ્રમ-શક્તિ ગમે તે રૂપમાં કંઈક અર્પણ કરે છે, તે મૂડી છે. બીજા શબ્દોમાં માર્ક્સે શોધેલા વધારાના શ્રમને અપનાવીને માર્ક્સના શોધેલા શ્રમ મૂલ્યને ખતમ કરવા માટે જ હેર ડ્યૂરિંગ આવું કરે છે — જે વધારાના મૂલ્યની હાલ તેને કોઈ જરૂર નથી. હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે ગુલામીના યુગના અર્થતંત્ર ઉપર રચાયેલી કોરીન્થીઅન અને એથેનીઅન નાગરિકોની જંગમ-સ્થાવર મિલકત જ નહિ,

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧. — સં.

પરંતુ રોમન સામ્રાજ્ય સમયના મોટા જાગીરદારો તેમ જ મધ્યયુગના સામંતી ઉમરાવોની મિલકત—તેમાં કંઈક ઉત્પાદનની ક્રિયા થઈ હોય તે—આ બધું જ કોઈ અપવાદ સિવાય મૂડી છે.

એટલે કે હેર ડ્યૂરિંગ ખુદ "મૂડીના સર્વમાન્ય ખ્યાલને નથી સ્વીકારતો, અર્થાત્" મૂડીને ઉત્પાદનના એવા સાધન તરીકે નથી સ્વીકારતો કે "જેનું પહેલેથી ઉત્પાદન થઈ ચૂકેલું હોય છે." પણ તેનાથી ઊલટી જ ધારણ ધરાવે છે, કે મૂડીમાં ઉત્પાદનનાં એવાં સાધનો સામેલ છે કે જેનું પહેલેથી ઉત્પાદન નથી થયેલું, દાખલા તરીકે પૃથ્વી તથા તેની કુદરતી સાધનસંપત્તિ. મૂડી એટલે ફક્ત "ઉત્પાદનનાં ઉત્પાદિત સાધનો" એ તો ફરી કેવળ અણઘડ રાજકીય અર્થશાસ્ત્રમાં જ માન્ય થયેલી વ્યાખ્યા છે. એ અણઘડ અર્થશાસ્ત્ર કે જે હેર ડ્યૂરિંગને પ્રિય છે તેની બહાર તો "ઉત્પાદનનાં ઉત્પાદિત સાધનો" અથવા મૂલ્યોનો કોઈ પણ રાશિ કેવળ નફો અથવા વ્યાજ પેદા કરીને જ, અર્થાત્ વણચૂકવેલા શ્રમના વધારાના ઉત્પાદનને વધારાના મૂલ્યના રૂપમાં હજમ કરવાથી અને, વધુમાં, એ બે ચોક્કસ વધારાનાં મૂલ્યોનાં પેટારૂપોને હજમ કરવાથી મૂડી બને છે. એ બિલકુલ મહત્ત્વનું નથી કે સમગ્ર મૂડીવાદી અર્થશાસ્ત્ર હજુ એવા ભ્રમમાં અટવાય છે કે નફો અથવા વ્યાજ કમાવાનો ગુણ મૂલ્યોના એવા દરેક રાશિમાં અંતર્ભૂત હોય છે કે જે સાધારણ સંજોગોમાં ઉત્પાદન અથવા વિનિમયમાં ઉપયોગમાં લેવાય છે. ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રમાં મૂડી અને નફો, અથવા મૂડી અને વ્યાજ, એટલા જ અવિભક્ત હોય છે અને એક-બીજા સાથે એવા જ પરસ્પર સંબંધોથી સંકળાયેલા હોય છે જેટલા કારણ અને કાર્ય, પિતા અને પુત્ર, કાલ અને આજ. આધુનિક આર્થિક અર્થમાં "મૂડી" શબ્દ પ્રથમ તો વસ્તુના ઉદ્‌ભવની સાથે સાથે જ દેખાય છે, જ્યારે જંગમ મિલકત વધુ ને વધુ પ્રમાણમાં વસ્તુઓના ઉત્પાદન અર્થે મુક્ત કામદારોના વધારાના શ્રમનું શોષણ કરીને મૂડીનું કાર્ય હાથ ધરે છે; અને હકીકતે ઇતિહાસના પ્રથમ મૂડીદારોના દેશ ઇટાલીમાં પંદરમી અને સોળમી સદીમાં તેનો આરંભ થયો. માર્ક્સ પ્રથમ વ્યક્તિ હતા કે જેમણે આધુનિક મૂડીની શોષણ પદ્ધતિનું મૂળભૂત પૃથક્કરણ કર્યું, તેમણે જ એવી ઐતિહાસિક હકીકતોની સાથે મૂડીના ખ્યાલનો તાલ મેળવ્યો કે જેમાંથી જ આખર તો તે પેદા થયેલી અને જેના ઉપર તેના અસ્તિત્વનો આધાર હતો; માર્ક્સે એમ કરીને પેલા ધૂંધળા અને અસ્થિર ખ્યાલો કે જે હજુ મૂડીવાદના ક્લાસિકલ અર્થશાસ્ત્રમાં તથા અગાઉના સમાજવાદીઓમાં ચાલુ જ છે તેમાંથી આર્થિક વ્યાખ્યાને સ્પષ્ટ બનાવી, અને

હેર ડ્યૂરિંગ જેને વિષે સતત વાતો કરે છે અને જે તેની કૃતિઓમાંથી દુ:ખજનક રીતે અદૃશ્ય છે તે મૂડીનું માર્ક્સે જ "ચોક્કસ રૂપમાં અને શુદ્ધ વૈજ્ઞાનિક રીતે નિરૂપણ" કર્યું.

હકીકતમાં, હેર ડ્યૂરિંગનું નિરૂપણ તેનાથી તદ્દન જુદું જ છે. મૂડીની રજૂઆત એક ઐતિહાસિક તબક્કા તરીકે કરનારની ઉપર પહેલો નિંદા વરસાવીને, મૂડીને "ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની સંકર પેદાશ" ગણાવીને, અને પછી પોતે જ તેને ઐતિહાસિક તબક્કા તરીકે રજૂ કરીને હેર ડ્યૂરિંગને સંતોષ નથી થતો. તે એવી પણ ગોળ ગોળ જાહેરાત કરે છે કે આર્થિક શક્તિનાં **તમામ** સાધનો, "સામાન્ય શ્રમ-શક્તિનાં ફળોના ભાગલા"ને હજમ કરતાં ઉત્પાદનનાં **તમામ** સાધનો— અને તેથી તમામ વર્ગીય સમાજોની જમીનની મિલકતો પણ—મૂડી છે; તેના વધુ વિવેચનમાં તે આટલાથી અટક્યા વિના જમીનની મિલકતને જમીનના ભાડાથી પ્રણાલિગત રીતે અલગ કરે છે, મૂડીને નફાથી અલગ કરે છે, અને ફક્ત તેવા જ ઉત્પાદનનાં સાધનોને મૂડી ગણે છે જે નફો અથવા વ્યાજ આપે છે, જેની તે પોતાના 'અભ્યાસક્રમ'માં ૧૫૬મા અને તે પછીનાં પૃષ્ઠોમાં સારી પેઠે લંબાણથી છણાવટ કરે છે. તે જ ન્યાયથી હેર ડ્યૂરિંગ "ઍંજિન"ના નામ નીચે ઘોડા, બળદ, ગધેડાં અને કૂતરાંને પણ એવા કારણસર મૂકી શકે કે આ બધાનો ઉપયોગ પણ પરિવહનનાં સાધનો તરીકે થઈ શકે છે, અને આધુનિક ઈજનેરોને એ બાબત અંગે ધધડાવી શકે છે કે તેઓ ઍંજિનના નામને કેવળ આધુનિક વરાળ ઍંજિન સુધી જ મર્યાદિત રાખે છે અને એ રીતે વ્યર્થ વિભાવનાઓ તથા ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની સંકર પેદાશ વગેરેના પ્રયોગો કરીને ઍંજિનને એક ઐતિહાસિક તબક્કા તરીકે રજૂ કરે છે. ત્યાર પછી છેવટે હેર ડ્યૂરિંગ એમ પણ જાહેર કરી શકે કે ભલે, ઘોડા, બળદ, ગધેડાં અને કૂતરાંને ઍંજિનના નામ નીચે ન મૂકી શકાય અને એ શબ્દ ફક્ત વરાળ ઍંજિન પૂરતો જ વાપરી શકાય! તેથી ફરી વાર આપણને કહેવાની ફરજ પડે છે કે ડ્યૂરિંગની મૂડી વિષેની વ્યાખ્યાને જ કારણે આર્થિક પૃથક્કરણની તમામ તીવ્રતા વિલય પામે છે અને સમાલોચનાની શક્તિ વિનાશ પામે છે. સાથે સાથે તમામ પ્રમાણિકતા પણ; અને વ્યર્થ વિભાવનાઓ, ગૂંચવાડા, ગહન તાર્કિક સત્યો તરીકે રજૂ થતી આછકલાઈ, અને પાયાની નબળાઈ ચોક્કસ રૂપે હેર ડ્યૂરિંગની કૃતિઓમાં જ પુરબહારમાં દેખાય છે.

પરંતુ આ બધાનો કોઈ અર્થ નથી. કારણ કે આ બધું છતાં હેર ડ્યૂરિંગની

કીર્તિ એવી એક ધરીની શોધ ઉપર નિર્ભર છે જેના ઉપર તમામ અર્થશાસ્ત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્રનું, એક શબ્દમાં કહીએ તો તમામ ઈતિહાસનું, પરિભ્રમણ થયું છે. તે આ મુજબ છે:

> "બળ અને શ્રમ એ બે એવાં મૂળભૂત તત્ત્વો છે જેની કામગીરીથી સામાજિક સંબંધો ઘડાય છે".

આજ સુધીની આર્થિક દુનિયાનું સંપૂર્ણ બંધારણ આ એક વાક્યમાં આપણને મળે છે. તે ટૂંકુટચ આ રીતે છે:

કલમ ૧: શ્રમ ઉત્પાદન કરે છે.

કલમ ૨: બળ વહેંચણી કરે છે.

અને આ, "સાદી માનવ ભાષામાં કહીએ તો", હેર ડ્યૂરિંગના સમગ્ર આર્થિક ડહાપણનો સારાંશ છે.

## ૮. મૂડી અને વધારાનું મૂલ્ય

(સમાપન)

"હેર માર્ક્સની દૃષ્ટિએ, વેતન એટલે એટલા જ શ્રમ-સમયની ચુકવણી જે દરમિયાન કામદાર વાસ્તવમાં પોતાનું અસ્તિત્વ શક્ય બનાવવા માટે કામ કરતો હોય. પણ એ હેતુ માટે થોડા કલાક જ જરૂરી છે; બાકીના લાંબા લાંબા કલાકોમાંથી વધારાની પેદાશ થાય છે જેને આપણા લેખક "વધારાનું મૂલ્ય" નામ આપે છે, અથવા રોજિંદી ભાષામાં કહીએ તો મૂડીની કમાણી. આમાંથી જો આપણે ઉત્પાદનના દરેક તબક્કે જે શ્રમ-સમય શ્રમનાં સાધનોમાં અને જરૂરી કાચા માલમાં હોય છે તેને હિસાબમાં લઈએ તો, કામના દિવસનો એ વધારાનો ભાગ મૂડીવાદી ઉદ્યોગપતિને ભાગે જાય છે. કામ-દિનનું લંબાણ મૂડીવાદના લાભમાં શુદ્ધ શોષણની કમાણી જ છે."

તેથી, હેર ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે, માર્ક્સનું વધારાનું મૂલ્ય રોજિંદી ભાષામાં કહીએ તો મૂડીની કમાણી અથવા નફા સિવાય અન્ય કશું નથી. માર્ક્સ પોતે શું કહે છે તે જોઈએ. 'મૂડી'ના ૧૯૫મા પૃષ્ઠમાં વધારાના મૂલ્યની ચોખવટ "વ્યાજ, નફા, ભાડા" પછી બ્રેકેટમાં મૂકેલી છે. ૨૧૦મા પૃષ્ઠમાં માર્ક્સ ઉદાહરણ આપે છે જેમાં પાઉન્ડ ૩.૧૧.૦નું કુલ વધારાનું મૂલ્ય જુદાં જુદાં રૂપોમાં વહેંચણી થાય એ રીતે દેખાય છે: ધાર્મિક, સ્થાનિક, અને બીજા કરવેરા, ૨૧ શિલીંગ; ભાડું ૨૮ શિલીંગ; ખેડૂતનો નફો અને વ્યાજ ૨૨ શિલીંગ; બધું થઈને કુલ વધારાનું મૂલ્ય પાઉન્ડ ૩.૧૧.૦. ૫૪૨મા પૃષ્ઠમાં માર્ક્સ રિકાર્ડોની મુખ્ય ખામીઓમાંની એક તરીકે બતાવે છે કે "તેણે વધારાના

મૂલ્યને એવું ગણાવીને, એટલે કે નફા, ભાડું, વગેરે જેવાં તેનાં ખાસ રૂપોથી સ્વતંત્ર રીતે,—તેની સમીક્ષા કરી નથી." અને તેથી તે વધારાના મૂલ્યના દરના નિયમો અને નફાના દરના નિયમોને એકસાથે ગણી કાઢે છે. તેની સામે માર્ક્સ જાહેર કરે છે: "ત્રીજા ભાગમાં હું બતાવીશ કે વધારાના મૂલ્યના અમુક દરો આપણી સમક્ષ નફાના સંખ્યાબંધ દરો હોઈ શકે, અને વધારાના મૂલ્યના અલગ અલગ દરો અમુક સંજોગોમાં નફાના એક જ દરમાં વ્યક્ત થાય છે."* ૫૮૭મા પૃષ્ઠમાં આપણે જોઈએ છીએ કે: "જે મૂડીદાર વધારાનું મૂલ્ય પેદા કરે છે, એટલે કે સીધી રીતે કામદારો પાસેથી વણચૂકવેલો શ્રમ લૂંટે છે અને તેને વસ્તુઓમાં ઠરાવે છે, તે ખરેખર પ્રથમ શોષક છે, પણ આ વધારાના મૂલ્યનો આખરી માલિક કોઈ રીતે નહિ. તેને તેમાંથી સામાજિક ઉત્પાદનના સંકુલમાં અન્ય કામગીરીઓ કરનારા બીજા મૂડીદારો તેમ જ જમીનદારોને ભાગ આપવો પડે છે. તેથી વધારાનું મૂલ્ય અલગ અલગ ભાગોમાં વિભાજિત થાય છે. તેના ટુકડાઓ અલગ અલગ જાતના લોકોને મળે છે અને તે અલગ રૂપો ધારણ કરે છે—એકબીજાથી સ્વતંત્ર, જેવાં કે નફો, વ્યાજ, વેપારીનો નફો, ભાડું, વગેરે. અમે માત્ર ત્રીજા ગ્રંથમાં જ વધારાના મૂલ્યના એ સુધરેલાં રૂપોની છણાવટ કરી શકીશું".** અને આ પ્રકારના ઘણા ફકરાઓ છે.

આથી વધુ સ્પષ્ટ અભિવ્યક્તિ કોઈને માટે અશક્ય છે. દરેક પ્રસંગે માર્ક્સ એ હકીકત પ્રત્યે લક્ષ દોરે છે કે તેના વધારાના મૂલ્યને મૂડીની કમાણી કે નફા સાથે ગૂંચવવું નહિ; નફો કે કમાણી તો પેટારૂપ છે અને વધારાના મૂલ્યનો એક અંશ માત્ર છે. અને આમ છતાં પણ, હેર ડ્યૂરિંગ ભાર દઈને કહે છે કે માર્ક્સનું વધારાનું મૂલ્ય "રોજિંદી ભાષામાં કહીએ તો મૂડીની કમાણી છે"; અને જો એ સત્ય હોય કે માર્ક્સની સમગ્ર કૃતિ વધારાના મૂલ્ય ફરતી ઘૂમતી રહે છે—તો બે જ શક્યતાઓ છે: જે કૃતિનો મુખ્ય ભાગ વધારાના મૂલ્ય વિષે છે તેને આ રીતે વખોડી કાઢવી એ હેર ડ્યૂરિંગની અજ્ઞાનતા અને અપૂર્વ પ્રકારની ધૃષ્ટતા છે; અથવા તો તે બધું જાણે છે અને તેણે ઈરાદાપૂર્વક બાબતને ખોટી રીતે રજૂ કરી છે.

વધુમાં:

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

**કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

"જે ઝેરી તિરસ્કારથી હેર માર્ક્સે આવી રજૂઆત લૂંટના ધંધા અંગે કરી છે તે સમજી શકાય એવી છે. પરંતુ માર્ક્સના વધારાના મૂલ્યના સિદ્ધાંતને સ્વીકાર્યા વિના પણ મજૂરી ઉપર મંડાયેલી શોષણ પદ્ધતિ પ્રત્યે વધુ જોરદાર રોષ ઠાલવી શકાય છે."

આવી શુભ ઈરાદાવાળી પણ ભૂલભરેલી સૈદ્ધાંતિક સ્થિતિ માર્ક્સે લીધી તેનાથી તેના મનમાં શોષણ પદ્ધતિ સામે ઝેરી તિરસ્કાર પેદા થાય છે; પણ આવી ખોટી "સૈદ્ધાંતિક સ્થિતિ"ના પરિણામે, નૈતિક લાગણી એક પ્રકારની અનૈતિક અભિવ્યક્તિ પ્રાપ્ત કરે છે, જે અજુગતા તિરસ્કાર અને હલકી ઝેરીલી વૃત્તિમાં વ્યક્ત થાય છે, જ્યારે હેર ડ્યૂરિંગની "ચોક્કસપણે ચુસ્ત વૈજ્ઞાનિક છણાવટ" નૈતિક લાગણીના ઉમદા સ્વભાવનો એવો તિરસ્કાર બતાવે છે જેનું નૈતિક સ્વરૂપ ચડિયાતું છે, અને ઝેરીલો રોષ પણ ગુણાત્મક રીતે ચડિયાતો છે. હેર ડ્યૂરિંગ ખુશીથી પોતાની આત્મ-પ્રશંસા આ રીતે કરે છે, ત્યારે આપણે જોઈએ કે આવો ચડિયાતો રોષ ક્યાંથી પેદા થાય છે:

આપણે આગળ વાંચીએ છીએ: "હવે પ્રશ્ન ઊભો થાય છે કે, વધારાના શ્રમના કલાકોમાંથી કારખાનદારો કઈ રીતે દર્શાવેલા ઉત્પાદનના કુદરતી રોકાણથી પ્રમાણમાં વધુ કિંમતે ઉત્પાદન સહિતની શ્રમની પૂરી ઊપજ સતત હરીફાઈ દરમિયાન પ્રાપ્ત કર્યા કરે છે. માર્ક્સના સિદ્ધાંતમાં આ વાતનો કોઈ જવાબ મળતો નથી, તેનું સાદું કારણ એ છે કે તેની કૃતિમાં આવો પ્રશ્ન ઊભો પણ થઈ શકે તેમ નથી. ભાડૂતી શ્રમના આધારે થતા ઉત્પાદનના વૈભવી રૂપની વાત ગંભીરતાથી કરવામાં આવી જ નથી, અને શોષણનાં રૂપો સાથેનું સામાજિક બંધારણ સફેદ ગુલામીના આખરી પાયા તરીકે સ્વીકારવામાં આવ્યું જ નથી. ઊલટાનું, રાજકીય અને સામાજિક બાબતોનાં કારણોની તલાશ હંમેશાં અર્થશાસ્ત્રમાં જ કરવામાં આવે છે."

હવે ઉપરોક્ત ફકરાઓમાંથી આપણે જોયું કે માર્ક્સ એવું કહેતા જ નથી કે વધારાની પેદાશને જે પ્રથમ હજમ કરે છે એ ઔદ્યોગિક મૂડીદાર, હેર ડ્યૂરિંગે અહીં કરેલા અનુમાન મુજબ, ઉત્પાદનનું વેચાણ તેની પૂરી કિંમતની સરેરાશના સંજોગો જોયા વિના જ કરે છે. માર્ક્સ સ્પષ્ટ કહે છે કે વેપારીનો નફો પણ વધારાના મૂલ્યનો અંશ ધરાવે છે, અને થયેલાં અનુમાનો પ્રમાણે

આ વસ્તુ ત્યારે જ શક્ય બને કે જ્યારે કારખાનદાર પોતાનો માલ વેપારીને મૂલ્યથી **નીચા** દરે વેચે અને એ રીતે લૂંટનો ભાગ તેને આપે. આ રજૂઆત જે રીતે થઈ છે તે જોતાં માર્ક્સના લખાણમાં ઉપરોક્ત પ્રશ્ન ઉદ્ભવી જ ન શકે. તર્કસંગત રીતે રજૂ કરીએ તો પ્રશ્ન આ છે: વધારાના મૂલ્યનું રૂપાંતર તેમાં પેટારૂપોમાં કઈ રીતે થાય છે: નફો, વ્યાજ, વેપારીનો નફો, જમીનનું ભાડું, વગેરે. અને માર્ક્સ ત્રીજા ગ્રંથમાં આ પ્રશ્નોની છણાવટ કરવાનું વચન આપે છે. પણ જો હેર ડ્યૂરિંગ 'મૂડી'ના બીજા ગ્રંથ સુધી રાહ જોઈ ન શકે તો તેણે પ્રથમ ગ્રંથમાં ઊંડાણથી જોવું જોઈએ. ઉપર ટાંકેલા ફકરાઓ ઉપરાંત હેર ડ્યૂરિંગે દાખલા તરીકે પૃષ્ઠ ૩૨૩ જોવું જોઈએ. માર્ક્સના મંતવ્ય પ્રમાણે મૂડીવાદી ઉત્પાદનના વ્યાપક નિયમો અલગ અલગ મૂડીનાં પ્રમાણોની બાહ્ય હલચલમાં સ્પર્ધાના દમનકારી નિયમો તરીકે દેખાય છે, અને એ રૂપમાં તે વ્યક્તિગત મૂડીદારની ચેતના તથા દિમાગમાં પોતાના ધંધાના નિર્દેશક હેતુ તરીકે સ્થાપિત થાય છે; તેથી મૂડીના આંતરિક સ્વરૂપ વિષે આપણને ખ્યાલ ન હોય ત્યાં સુધી સ્પર્ધાનું વૈજ્ઞાનિક પૃથક્કરણ શક્ય નથી—જેવી રીતે ઇંદ્રિયો થકી સીધી રીતે જોઈ ન શકાતા અવકાશી પદાર્થોની દેખીતી ગતિ તેની ખરેખરી ગતિથી વાકેફ ન હોય એવી વ્યક્તિ માટે પારખવી મુશ્કેલ છે; અને પછી માર્ક્સ એક ઉદાહરણ એમ દર્શાવવા આપે છે કે ચોક્કસ દાખલામાં એક ચોક્કસ નિયમ, મૂલ્યનો નિયમ, સ્પર્ધામાં કઈ રીતે પોતાની ચાલક શક્તિ ધારણ કરે છે. ફક્ત આટલામાંથી જ હેર ડ્યૂરિંગ જોઈ શકે છે કે વધારાના મૂલ્યની વહેંચણીમાં સ્પર્ધા આગળ પડતો ભાગ ભજવે છે, અને કંઈક ચિંતન પછી પ્રથમ ગ્રંથમાં આપેલાં સંકેતો એ વાત સ્પષ્ટ કરવા હકીકતે પૂરતા જ છે—કંઈ નહિ તો તેના મુખ્ય અંગોમાં—કે વધારાના મૂલ્યનું રૂપાંતર પેટારૂપોમાં થાય છે.

પરંતુ હેર ડ્યૂરિંગ માટે આ પ્રક્રિયાની સમજણનો અવરોધ સ્પર્ધા જ કરે છે. તે એ સમજી શકતો નથી કે હરીફાઈ કરી રહેલા કારખાનદારો કઈ રીતે શ્રમનું પૂરું ઉત્પાદન, વધારાના ઉત્પાદન સહિત, ઉત્પાદનનાં કુદરતી રોકાણોથી વધુ કિંમતે કઈ રીતે પ્રાપ્ત કરે છે. અહીં ફરી વખત તેની આદત મુજબની "ચુસ્ત" અભિવ્યક્તિ દેખાય છે જે હકીકતે બેઢંગી છે. **માર્ક્સના કથનમાં**, વધારાના ઉત્પાદનમાં **કોઈ પણ જાતનું ઉત્પાદન મૂડી-રોકાણ હોતું નથી**; મૂડીદારને **કંઈ પણ ખર્ચ વગર** મળતા ઉત્પાદનનો એ ભાગ છે. તેથી જો સ્પર્ધા કરી રહેલા કારખાનદારો ઉત્પાદનનાં કુદરતી રોકાણોથી વધારાનું ઉત્પાદન પ્રાપ્ત કરવા ધારે તો તેમણે તે **મફત આપી દેવું** પડે. પણ આપણે અહીં આવી

"સૂક્ષ્મ વિગતો"માં ન ઊતરીએ. સ્પર્ધા કરી રહેલા કારખાનદારો રોજ પોતાનું ઉત્પાદન તેનાં કુદરતી રોકાણથી વધુ કિંમતે નથી વેચતા? હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે

> ઉત્પાદનના કુદરતી રોકાણોમાં "શ્રમ અથવા શક્તિના ખર્ચનો, જે ખોરાકના ખર્ચથી માપી શકાય છે, સમાવેશ થાય છે".

એટલે કે વર્તમાન સમાજમાં એ ખર્ચ તલવાર વડે વસૂલ કરાતા "કરવેરા", નફો, અને લાગાથી. અલગ કાચો માલ, શ્રમનાં સાધનો, અને વેતન ઉપર થાય છે. હવે બધા જાણે છે કે આપણે જેમાં રહીએ છીએ એ સમાજમાં સ્પર્ધા કરી રહેલા કારખાનદારો ઉત્પાદનનાં કુદરતી રોકાણોથી વસ્તુઓ પ્રાપ્ત **નથી** કરતા, પણ તેમાં કહેવાતો લાગો અને નફો ઉમેરીને મેળવે છે. સમગ્ર માર્ક્સના નિરૂપણને ઉડાવી દેવા, એક જમાનામાં જોશુઆએ જેરીકોની દીવાલો[94] ઉડાવી દીધી હતી એવી રીતે હેર ડ્યૂરિંગ જે સવાલને ઉઠાવવાનું જ જરૂરી ગણે છે—તે હેર ડ્યૂરિંગના અર્થશાસ્ત્રમાં પણ અસ્તિત્વ ધરાવે છે. પોતે કઈ રીતે તેનો જવાબ આપે છે તે આપણે જોઈએ.

> તે કહે છે: "જેનો વ્યવહારુ રીતે કોઈ અર્થ નથી એવી મૂડીની માલિકી, તેમાં સાથે સાથે જ માનવીય સામગ્રી સામે આડકતરું બળ સામેલ ન થાય તો, પ્રાપ્ત કરી શકાતી નથી. આ બળની ઊપજ મૂડીની કમાણી છે અને તેનું કદ કેટલી હદે તાકાતનો ઉપયોગ થાય છે તેના ઉપર અવલંબે છે... મૂડીની કમાણી એક રાજકીય અને સામાજિક સંસ્થા છે જે સ્પર્ધા કરતાં વધુ જોરદાર અસર કરે છે. આ સંબંધમાં મૂડીદારો સામાજિક શ્રેણી તરીકે વર્તે છે અને તેમાંનો દરેક પોતાની સ્થિતિ ટકાવી રાખે છે. પ્રવર્તમાન આર્થિક પદ્ધતિમાં અમુક પ્રમાણની મૂડીની કમાણી જરૂરી છે."

કમનસીબે હજુ પણ આપણે જાણતા નથી કે સ્પર્ધા કરી રહેલા કારખાનદારો સતત રીતે ઉત્પાદનનાં કુદરતી રોકાણોથી વધુ શ્રમનું ઉત્પાદન કઈ રીતે પ્રાપ્ત કરે છે. એવું તો ન હોઈ શકે કે હેર ડ્યૂરિંગ પોતાના વાચકોને એવા ગણતો હોય કે મૂડીની કમાણી સ્પર્ધાથી પર છે એવા વાક્યથી તેમને છેતરી શકે, જેવી રીતે પ્રશિયાના રાજા કાનૂનથી પર ગણાતા હતા. પ્રશિયાના રાજાએ પોતાને માટે એવા સંજોગો કેવી ખટપટથી પેદા કર્યા તે આપણે જાણીએ છીએ; એવી ખટપટ કે જેનાથી સ્પર્ધા કરતાં મૂડીની કમાણી વધુ શક્તિશાળી બનાવવામાં

કેમ સફળ થાય છે તેનો હેર ડ્યૂરિંગે અહીં ખુલાસો કરવો જોઈએ, પણ તે જિદ્દી બનીને તેવું કરવાનો ઇનકાર કરે છે. તે જ્યારે એમ કહે છે કે આ સંબંધમાં મૂડીદાર એક શ્રેણી તરીકે વર્તે છે અને દરેક પોતાની સ્થિતિ ટકાવી રાખે છે તેનો કોઈ અર્થ નથી. તેની એવી વાત માની લેવાની અપેક્ષા આપણી પાસેથી બેશક ન જ રાખી શકાય કે મૂડીદારની અમુક સંખ્યામાં લોકો સામાજિક શ્રેણીના રૂપમાં કામ કરે તો તેમાંથી દરેક પોતાની સ્થિતિ ટકાવી શકે. સૌ જાણે છે કે મધ્યયુગના ગિલ્ડના સભ્યો અને ૧૭૮૯ના ફ્રાંસના ઉમરાવો શ્રેણી તરીકે ચોક્કસ વર્તેલા અને છતાં નાશ પામ્યા. યેનામાં પ્રશિયન લશ્કર શ્રેણી તરીકે વર્ત્યું હતું પણ પોતાની સ્થિતિ ટકાવી રાખવાને બદલે તેને ઊભી પૂંછડીએ નાસવું પડેલું, અને પછી ટુકડે ટુકડે શરણાગતિ સ્વીકારવી પડેલી. પ્રવર્તમાન આર્થિક ઉત્પાદન પદ્ધતિમાં મૂડીની અમુક કમાણી જરૂરી છે એવું તે પ્રતિપાદન કરે અને ખાતરી આપે તોયે આપણને સંતોષ ન થાય કારણ કે સાબિત એ કરવાનું છે કે આમ **શા માટે** બને છે. હેર ડ્યૂરિંગ નીચે પ્રમાણે માહિતી આપે છે ત્યારે આપણે લક્ષ્ય તરફ જરાય આગળ વધતા નથી:

> "મૂડી ઉપરનું પ્રભુત્વ જમીન ઉપરના પ્રભુત્વની સાથેના નજીકના સંબંધમાં ઉદ્‌ભવ્યું. ખેતીના અમુક વેઠિયાઓનું શહેરોના હાથકારીગરો અને છેવટે કારખાનાની સામગ્રીમાં રૂપાંતર થયું. જમીનના મહેસૂલ પછી મૂડીની કમાણીનો માલિકીના ભાડાના બીજા રૂપ તરીકે વિકાસ થયો."

આવા કથનની ઐતિહાસિક બિનચોકસાઈને ઉવેખીએ તોપણ તે ફક્ત એક કથન જ રહે છે, અને જે કંઈ સાબિત કરવાનું છે અને ખુલાસાથી સ્પષ્ટ કરવાનું છે તેને વિશે વારંવાર ખાતરી આપવા પૂરતું જ મર્યાદિત રહે છે. તેથી હેર ડ્યૂરિંગ પોતાના પ્રશ્નનો જવાબ આપી શકતો નથી એવા તારતમ્ય સિવાય કશું વિષેશ આપણે પામી શકતા નથી. પ્રશ્ન આવો છે: સ્પર્ધા કરી રહેલા કારખાનદારો સતત ઉત્પાદનનાં કુદરતી રોકાણોથી વધુ કઈ રીતે શ્રમનું ઉત્પાદન પ્રાપ્ત કરે છે. એટલે હેર ડ્યૂરિંગ નફાના ઉદ્‌ભવનો ખુલાસો કરવા અસમર્થ છે. તે તોછડાઈથી ફક્ત ફરમાન કરી શકે છે: મૂડીની કમાણી **બળની** ઊપજ છે, જે ડ્યૂરિંગની સમાજરચનાની કલમ બીજી પ્રમાણે જ છે: બળ વહેંચણી કરે છે. આ વાત સ્પષ્ટ રીતે કહેવામાં આવી છે. પણ હવે "પ્રશ્ન ઉદ્‌ભવે છે": બળ વહેંચણી કરે છે — પણ શાની? ચોક્કસ કશાકની તો વહેંચણી કરવી જોઈએ, નહિતર સર્વશક્તિમાન બળ, જગતમાં સૌથી વધુ સામર્થ્ય ધરાવતું બળ, પણ

અવસ્તુની વહેંચણી ન જ કરી શકે. સ્પર્ધા કરી રહેલા મૂડીદારોનાં ખિસ્સાંમાં પહોંચેલી કમાણી કંઈક નક્કર અને પ્રત્યક્ષ વસ્તુ છે. બળ તે **ખૂંચવી** શકે પણ **ઉત્પન્ન** તો ન જ કરી શકે. અને જો હેર ડ્યૂરિંગ જિદ્દી બનીને મૂડીદારોની કમાણીને બળ **કઈ રીતે** ખૂંચવે છે એનો ખુલાસો આપવાનો ઇનકાર કરતો હોય તો બળ તેને **ક્યાંથી** ખૂંચવે છે એ પ્રશ્નનો જવાબ મૌનથી આપે છે—કબરની શાંતિ. જ્યાં કંઈ પણ નથી ત્યાં બીજા કોઈ બળ માફક રાજા પોતાના હકો ગુમાવે છે. શૂન્યમાંથી શૂન્ય જ પેદા થાય—નફો તો નહિ જ. જો મૂડીની માલિકીનો વ્યવહારુ રીતે કોઈ અર્થ ન હોય, અને તે માનવીય સામગ્રી સામેના આડકતરા બળનો સાથોસાથ ઉપયોગ ન થાય તો પ્રાપ્ત કરી શકાતી ન હોય, તો ફરી વાર પ્રશ્ન ઉદ્ભવે છે, પહેલું, મૂડી-સંપત્તિએ આ બળ કઈ રીતે મેળવ્યું—આ પ્રશ્ન ઉપર ટાંકેલી એકાદ બે ઐતિહાસિક ખાતરીઓથી ઉકેલાતો નથી; બીજું, આ બળનું રૂપાંતર મૂડી મૂલ્યની વૃદ્ધિમાં, નફામાં, કઈ રીતે થયું; અને ત્રીજું, આ નફો તે ક્યાંથી હાંસલ કરે છે.

ડ્યૂરિંગના અર્થશાસ્ત્રને ગમે તે બાજુથી આપણે જોઈએ પણ એક ડગલુંયે આગળ જઈ શકતા નથી. દરેક અરુચિકર ઘટના—નફો, જમીન ભાડું, ભૂખમરા જેવું વેતન, કામદારોની ગુલામી, વગેરે માટે તેની પાસે એક જ જવાબ છે: બળ, ફરીફરી બળ, અને હેર ડ્યૂરિંગનો "જોરદાર રોષ" છેવટે બળ સામેનો રોષ બની રહે છે. પહેલાં આપણે જોયું કે બળને થતું આ આવાહન પંગુ પ્રપંચ છે, આર્થિક ક્ષેત્રમાંથી આ સમસ્યાને ઉઠાવીને રાજકીય ક્ષેત્રમાં મૂકવાની ક્રિયા છે—જે એક પણ આર્થિક હકીકતની સમીક્ષા કરી શકવાને અસમર્થ છે; અને બીજું, તે બળના ઉદ્ભવના પ્રશ્નને જ અસ્પષ્ટ રાખે છે, અને તેમાં ડહાપણ કર્યું કહેવાય, નહિ તો એવા તારણ ઉપર આવવું પડત કે તમામ સામાજિક સત્તા અને રાજકીય બળનું ઉદ્ભવ સ્થાન આર્થિક પૂર્વશરતોમાં, ઉત્પાદન પદ્ધતિ અને સમાજના દરેક ઐતિહાસિક તબક્કામાં થતા વિનિમયની રીતમાં, રહેલું છે.

પરંતુ રાજકીય અર્થશાસ્ત્રના "ઊંડા પાયા"ના આ અડગ ઘડવૈયા પાસેથી આપણે નફા વિષે કંઈક વધુ રહસ્યસ્ફોટ કઢાવી શકીએ છીએ કે નહિ તે જોઈએ. વેતન અંગેની તેની સમીક્ષા આપણે જોઈએ તો કદાચ થોડી સફળતા મળશે.

૧૫૮મા પૃષ્ઠમાં આપણે જોઈએ છીએ:

"શ્રમ-શક્તિના નિભાવ માટે ચૂકવાતું ભાડું એ વેતન છે અને પ્રથમ

તો તેની ગણતરી જમીનના ભાડા અને મૂડીની કમાણીના પાયા તરીકે લેવાતી હતી. આ ક્ષેત્રના સંબંધો વિષે એકદમ સ્પષ્ટતા મેળવવા માટે જમીનનું ભાડું અને પછીથી મૂડીની કમાણીની કલ્પના પ્રથમ ઐતિહાસિક રીતે વેતન વિના એટલે કે ગુલામી અથવા વેઠ પ્રથાના પાયા ઉપર હોવાની કરવી જોઈએ... ગુલામ હોય કે વેઠિયો અથવા વેતનદાર કામદાર હોય કે જેને નિભાવવાનો છે તે ઉત્પાદનના ખર્ચની ગણતરીની પદ્ધતિમાં ફેરફાર લાવે છે. **દરેક દાખલામાં શ્રમ-શક્તિના ઉપયોગથી જે ચોખ્ખી આવક પ્રાપ્ત થાય તે માલિકની આવક બને છે...** તેથી જોઈ શકાશે કે... જે વિરોધના પરિણામે એક બાજુથી **માલિકીના ભાડાનું** કોઈ ને કોઈ રૂપ હોય છે અને બીજી બાજુથી મિલકતવિહોણો ભાડે રાખેલો મજૂર હોય છે તે પોતાના સભ્યોમાંના કેવળ કોઈ એકમાં જ નથી હોતો પરંતુ કાયમ બન્નેમાં એકીસાથે હોય છે."

પરંતુ ૧૮૮મા પૃષ્ઠમાં આપણે જોઈએ છીએ કે માલિકીનું ભાડું એક શબ્દ રચના છે જે જમીનના ભાડાને અને મૂડીની કમાણીને આવરી લે છે. વધુમાં ૧૭૪મા પૃષ્ઠમાં આપણે જોઈએ છીએ:

"મૂડીની કમાણીની વિશિષ્ટતા એ છે કે તે **શ્રમ-શક્તિના સૌથી અગત્યના ભાગની પેદાશની હડપગીરી** છે. સીધી યા આડકતરી રીતે પ્રભુત્વ નીચે લેવાયેલ શ્રમના સહસંબંધમાં હોવા સિવાય આની કલ્પના થઈ ન શકે."

અને ૧૮૩મા પૃષ્ઠમાં:

"તમામ સંજોગોમાં મજૂરી કામદારના સામાન્ય નિભાવ અને પ્રજોત્પત્તિની શક્યતાની બાંયધરી આપી શકાય એ પ્રકારના ભાડા સિવાય કશું જ વિશેષ નથી."

અને છેવટે ૧૯૫મા પૃષ્ઠમાં:

"માલિકીના ભાડામાં જેટલો ભાગ જાય છે તેટલો વેતનમાં જવો જોઈએ અને એથી ઊલટું, સામાન્ય ઉત્પાદક શક્તિનો જે ફાળો શ્રમને પહોંચે તે આવશ્યક રૂપે માલિકીની આવકમાંથી લેવાવો જોઈએ."

હેર ડ્યૂરિંગ આપણને એકમાંથી બીજા આશ્ચર્ય તરફ દોરી જાય છે. મૂલ્યના તેના સિદ્ધાંતમાં અને સ્પર્ધાના સિદ્ધાંત સુધીના તેનાં આગળનાં પ્રકરણોમાં, એટલે કે ૧થી ૧૫૫ પૃષ્ઠ સુધી, વસ્તુઓની અથવા મૂલ્યોની કિંમતો વિભાજિત હતી, પહેલાં તો ઉત્પાદનનાં કુદરતી રોકાણો અથવા ઉત્પાદન મૂલ્ય, એટલે કે કાચો માલ, શ્રમનાં સાધનો, અને વેતનમાં રોકાણો; અને બીજું, લાગો અને વહેંચણી મૂલ્ય, તલવારધારીએ વસૂલ કરેલી ઈજારદારી વર્ગના લાભની ખંડણી, એવો લાગો કે જે આપણે અગાઉ જોયું તેમ સંપત્તિની વહેંચણીમાં વાસ્તવમાં કોઈ ફેરફાર કરી શકતો નથી, કારણ કે એક હાથથી જે લેવાતું તે બીજા હાથથી પાછું અપાતું હતું, અને હેર ડ્યૂરિંગ તેના ઉદ્ભવ અને સ્વભાવ અંગે પ્રકાશ પાડે છે તેમ જે શૂન્યમાંથી ઉદ્ભવ્યો અને શૂન્ય સિવાય કશું નથી. પછીનાં બે પ્રકરણોમાં ૧૫૬થી ૨૧૭ પૃષ્ઠ સુધી, જે આવકના પ્રકારો ચર્ચાવામાં આવ્યા છે તેમાં લાગાનો કોઈ વધુ ઉલ્લેખ નથી. તેને બદલે, શ્રમની દરેક ઊપજનું, એટલે કે દરેક વસ્તુનું મૂલ્ય નીચેના બે વિભાગોમાં વિભાજિત કરવામાં આવ્યું છે: પ્રથમ, ઉત્પાદન ખર્ચ કે જેમાં વેતનનો સમાવેશ થાય છે; અને બીજું, "શ્રમ-શક્તિના ઉપયોગથી પ્રાપ્ત થયેલી **ચોખ્ખી પેદાશ**" જે માલિકની આવક બને છે. અને આ ચોખ્ખી પેદાશની જાણીતી આકૃતિ છે જેને કોઈ છૂંદણાં કે રંગરોગાનની કલા છુપાવી શકે તેમ નથી. "આ ક્ષેત્રમાં પ્રવર્તતા સંબંધોની પૂરી સ્પષ્ટતા મેળવવા માટે" વાચકે એવી કલ્પના કરવી જોઈએ કે અમે હમણાં ટાંકેલા હેર ડ્યૂરિંગના ફકરાઓ જાણે માર્ક્સની કૃતિના એ ફકરાઓની જોડાજોડ છાપેલા છે કે જેને અમે અગાઉ ટાંક્યા હતા અને જેમાં વધારાનું મૂલ્ય, વધારાનું ઉત્પાદન અને વધારાના શ્રમની છણાવટ કરવામાં આવી છે. ત્યારે વાચક જોઈ શકશે કે હેર ડ્યૂરિંગની શૈલી તો ચોક્કસ આગવી છે પરંતુ તેણે 'મૂડી'નાં વિધાનો **સીધી નકલ કરીને** પોતાની કૃતિમાં ગોઠવી દીધાં છે.

હેર ડ્યૂરિંગ વધારાના શ્રમને ગમે તે રૂપમાં, પછી તે ગુલામી, ખેતગુલામી, કે મજૂરી હોય, આજ સુધીના તમામ શાસક વર્ગોની આવકનું મૂળ ગણે છે: આ માર્ક્સની કૃતિ 'મૂડી'ના ૨૨૭મા પૃષ્ઠના વારંવાર ટાંકેલા ફકરામાંથી ઉઠાવેલું છે: "વધારાના શ્રમને મૂડીએ નથી ઘડી કાઢયો," વગેરે. અને "ચોખ્ખી પેદાશ" કે જે "માલિકની આવક" બને છે તે વેતન ઉપરાંતના વધારાના શ્રમના ઉત્પાદન સિવાય શું છે? "ભાડું" શબ્દ વાપરીને તે છુપાવવાના છીછરા પ્રયાસ છતાં હેર ડ્યૂરિંગે ખાતરી આપવી પડે છે કે એ "ભાડા"માં કામદારનો નિભાવ અને પ્રજોત્પત્તિ આવી જાય છે. "શ્રમ-શક્તિના સૌથી અગત્યના

ભાગની પેદાશની હડપગીરી" મૂડીદાર સિવાય કઈ રીતે આચરી શકાય? માર્ક્સની વ્યાખ્યા પ્રમાણે, કામદાર પાસેથી તેના નિભાવના પુનરુત્પાદન માટે જરૂરી હોય તેથી વધુ શ્રમ લૂંટીને; એટલે કે, કામદાર પાસે તેના વેતનના મૂલ્યના બદલા માટે જરૂરી હોય તેથી વધુ સમય કામ કરાવનાર મૂડીદાર સિવાય કઈ રીતે આ શોષણ કરી શકાય? આ રીતે કામદારના નિભાવનાં સાધનોના પુનરુત્પાદન માટે જરૂરી હોય તેના કરતાં વધુ સમયનો તેનો કામનો દિવસ બનાવવો — "શ્રમ-શક્તિના ઉપયોગ" અને "ચોખ્ખી પેદાશ માલિકની બને છે" એ પ્રકારનાં હેર ડ્યૂરિંગનાં વિધાનો પાછળ માર્ક્સના વધારાના મૂલ્ય અને વધારાના ઉત્પાદન સિવાય શું છુપાયેલું હોઈ શકે? ડ્યૂરિંગના માલિકીના ભાડા વિષેના વિધાનમાં, તેના અચોક્કસ નિરૂપણ સિવાય, અને માર્ક્સના વધારાના મૂલ્યમાં શું તફાવત છે? એ સિવાય હેર ડ્યૂરિંગે "માલિકીનું ભાડું" રોડબેરટુસમાંથી લીધું છે, જેણે જમીનનું ભાડું અને મૂડીનું ભાડું અથવા મૂડીની કમાણી એ બન્નેનો સમાવેશ એક જ શબ્દ **ભાડામાં** કરેલો, એટલે કે હેર ડ્યૂરિંગે તેમાં ફક્ત "માલિકી" શબ્દ ઉમેરવાનો હતો.* એ રીતે હેર ડ્યૂરિંગની ઉઠાંતરીઓ વિષે કોઈ શંકા રહેવી ન જોઈએ. પોતાની છટાથી, હેર ડ્યૂરિંગ સારાંશ તરીકે કહે છે કે શ્રમ-શક્તિની કિંમતના કદના ફેરફારોના નિયમો તેમ જ વધારાના મૂલ્યના નિયમો જે માર્ક્સે 'મૂડી'ના ૧૫મા પ્રકરણમાં ૫૩૯મા** પૃષ્ઠમાં વિકસાવ્યા છે તેની સાથે હેર ડ્યૂરિંગ એ રીતે કામ લે છે કે માલિકીના ભાડાને ફાળે જે જાય છે તે વેતનમાંથી લેવાય છે અને તેથી ઊલટું. એ રીતે, માર્ક્સના નિયમો કે જે અર્થસભર છે તેને તે કોઈ અર્થ વિનાની પુનરુક્તિમાં ઉતારી પાડે છે; કારણ કે સ્વયંસિદ્ધ છે કે કોઈ અમુક કદ બે ભાગમાં વહેંચાય તો બીજું ઘટે નહિ ત્યાં સુધી પહેલું વધી ન શકે. અને એટલે હેર ડ્યૂરિંગે માર્ક્સના વિચારોનું એ રીતે શોષણ કર્યું છે. માર્ક્સના ગ્રંથમાં જે "ચોકસાઈ અને એકદમ શુદ્ધ વૈજ્ઞાનિક નિરૂપણ" દેખાય છે તે ડ્યૂરિંગમાં અદૃશ્ય થાય છે.

તેથી આપણે એવું તારતમ્ય કાઢ્યા વિના રહી નથી શકતા કે હેર ડ્યૂરિંગ પોતાના 'ટીકાત્મક ઇતિહાસ'માં 'મૂડી' અંગે જે વિચિત્ર ઘોંઘાટ કરે છે અને

---

*એટલું જ નહિ, રોડબેરટુસ કહે છે ('સામાજિક પત્રો', પત્ર-૨, પૃ. ૫૯): "આ સિદ્ધાંત પ્રમાણે ભાડું એ તમામ આવક છે જે અંગત શ્રમ વિના ફક્ત **માલિકીના અધિકારે** જ પ્રાપ્ત કરેલી છે." **(એંગેલ્સની નોંધ.)**

** કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

વધારાના મૂલ્યના સંબંધમાં જે પ્રખ્યાત પ્રશ્ન ઊભો થાય છે તે વિશે જે ધૂળ ઉડાડે છે (પોતે એ પ્રશ્નનો ઉત્તર આપી શકે તેમ ન હતો તેથી તેણે ઊભો કર્યો જ ન હોત તો વધુ સારું હતું) તે સઘળું એક પ્રકારની લશ્કરી યુક્તિ છે, પોતાની કૃતિ 'અભ્યાસક્રમ'માં માર્ક્સના વિચારોની ઉઘાડી ઉઠાંતરીને છુપાવવા યોજેલ કપટી દાવપેચ છે. અલબત્ત હકીકતે હેર ડ્યૂરિંગ પાસે વાચકોને ચેતવવાનાં ઘણાં કારણો હતાં કે તેણે "હેર માર્ક્સ જેને 'મૂડી' કહે છે તેની અટપટી ભુલભુલામણીમાં, ઐતિહાસિક અને તાર્કિક તરંગવિહારની સંકર પેદાશમાં, ગૂંચવાડા ભરેલી અને ધૂંધળી હેગેલવાદી જાદુગરી અને વિચારો વગેરેની જાળમાં ફસાવું નહિ. જર્મન યુવકોને જે વીનસ સામે આ વફાદાર એક્કાર્ટ[95] ચેતવે છે તેને પોતે જ ચોરીછૂપીથી માર્ક્સના જ્ઞાનભંડારોમાંથી તફડાવીને પોતાના ઉપયોગ માટે સલામત સ્થળે લઈ આવે છે. માર્ક્સની શ્રમ-શક્તિના ઉપયોગમાંથી પ્રાપ્ત કરેલ ચોખ્ખી પેદાશ, અને માર્ક્સના વધારાના મૂલ્યને માલિકીના ભાડાનું નામ આપીને જ્ઞાનભંડારમાં જે ઉમેરો કર્યો અને પોતે અકડાઈથી બબ્બે વખતની આવૃત્તિઓમાં તેનું પુનરાવર્તન કર્યા કર્યું, તેમ જ એવું ખોટું વિધાન હાંક્યે રાખ્યું કે વધારાના મૂલ્યના શબ્દનો અર્થ માર્ક્સને મન ફક્ત નફો અને મૂડીની કમાણી જ હતો, તે બદલ આપણે તેને અભિનંદન આપવાં જોઈએ.

અને તેથી હેર ડ્યૂરિંગની સિદ્ધિઓ તેના પોતાના શબ્દોમાં નીચે પ્રમાણે આલેખન પામે છે:

> હેર ડ્યૂરિંગની દૃષ્ટિએ "કામદારને પોતાના નિભાવ માટે જરૂરી શ્રમ-સમયની જે ચૂકવણી થાય તેને વેતન કહેવામાં આવે છે. પરંતુ આ હેતુ માટે તો થોડા કલાકોની જ જરૂર પડે છે; કામના દિવસના બાકીના ઘણા કલાકોના સમયમાં એવી વધારાની પેદાશ થાય છે કે જેને આપણો લેખક" માલિકીનું ભાડું ગણે છે. "જો આ હિસાબમાંથી આપણે એ શ્રમ-સમયને બકાત ગણીએ કે જે એક સમયે શ્રમનાં સાધનોના ઉત્પાદનમાં જરૂરી બનેલો અને કાચા માલ માટે વપરાયેલો તો કામના દિવસનો આ વધારાનો ભાગ મૂડીવાદી ઉદ્યોગપતિને ભાગે જાય છે. તેના પરિણામે કામના દિવસનું લંબાણ મૂડીદારના લાભમાં નરી લૂંટની કમાણી છે. હેર ડ્યૂરિંગ "શોષણના એ ધંધાના ખ્યાલની રજૂઆત જે ઝેરી તિરસ્કારથી કરે છે તે બહુ સારી રીતે સમજી શકાય એવી છે..."

પણ જે ઓછું સમજી શકાય છે તે એ કે હેર ડ્યૂરિંગના મનમાં હવે "વધારે જોરદાર રોષ" કઈ રીતે પેદા થશે.

## ૯. અર્થશાસ્ત્રના પ્રાકૃતિક નિયમો
### જમીનનું ભાડું

અહીં સુધી આપણા સંનિષ્ઠ પ્રયાસો છતાં સમજી શકાયું નથી કે હેર ડ્યૂરિંગ અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં કઈ રીતે

> "એવી નૂતન પદ્ધતિનો દાવો રજૂ કરી શકે છે કે જે યુગ માટે કેવળ પૂરતી જ નહિ બલકે **યુગ માટે સત્તાવાર** પણ છે."

તેમ છતાં, તેના બળના સિદ્ધાંતમાં તેમ જ મૂલ્ય અને મૂડી સંબંધી મતમાં આપણે જે કંઈ પારખી શક્યા નથી તે કદાચ જ્યારે આપણે "રાષ્ટ્રીય અર્થકારણના પ્રાકૃતિક નિયમો" અંગે હેર ડ્યૂરિંગની રજૂઆતમાં ઊતરીએ ત્યારે દિવસના પ્રકાશ જેવું સ્પષ્ટ થઈ જશે. કારણ કે તે પોતાની રાબેતા મુજબની અસલ તેમ જ તીક્ષ્ણ છટાથી કહે છે:

> "ઉચ્ચ વૈજ્ઞાનિક પદ્ધતિનો વિજય એમાં જ રહેલો છે કે તે દેખીતી રીતે સ્થગિત પદાર્થનું ફક્ત વર્ણન કે વર્ગીકરણ કરવા ઉપરાંત ચેતનમય અંતરજ્ઞાન પ્રાપ્ત કરે છે જે વસ્તુઓની ઉત્પત્તિને પ્રકાશમાં આણવાનું શક્ય બનાવે છે. એટલે નિયમોનું જ્ઞાન સૌથી પરિપૂર્ણ જ્ઞાન છે કારણ કે એથી જાણવા મળે છે કે એક પ્રક્રિયા બીજીથી કઈ રીતે નિર્ધારિત થાય છે."

કોઈ પણ અર્થકારણનો સૌથી પહેલો નિયમ હેર ડ્યૂરિંગે ખાસ શોધેલો છે.

> "બહુ વિચિત્ર વાત છે કે ઍડમ સ્મીથ તમામ આર્થિક વિકાસનું સૌથી અગત્યનું જે અંગ મોખરાનો ભાગ ભજવે છે તેને બહાર લાવવામાં તદ્દન અસમર્થ રહ્યો એટલું જ નહિ પરંતુ તેની કોઈ તરી નીકળે એવી

વ્યાખ્યા કરવામાં પણ નિષ્ફળ ગયો. અને એ રીતે આધુનિક યુરોપના વિકાસમાં જે શક્તિની છાપ લાગેલી છે તેને ઍડમ સ્મીથે અજાણતાં જ ગૌણ ભૂમિકામાં મૂકી દીધી છે." આ "મૂળભૂત નિયમ કે જેને અગ્રિમ ભૂમિકા અપાવી જોઈએ તે માનવીની પ્રાકૃતિક આર્થિક શક્તિના ટેકનિકલ સરંજામનો, એમ પણ કહી શકાય કે શસ્ત્રનો, નિયમ છે."

હેર ડ્યૂરિંગે શોધેલો આ "મૂળભૂત નિયમ" નીચે પ્રમાણે છે:

નિયમ નં. ૧. "આર્થિક સાધનો, કુદરતી ભંડારો અને માનવીય શક્તિની ઉત્પાદકતામાં **નવરચનાઓ તથા શોધોથી** વધારો થાય છે."

આપણે આશ્ચર્યથી સ્તબ્ધ બની જઈએ છીએ. મોલ્યેરના નવા નવા બનેલા ઉમરાવને મશ્કરો આવીને એવું કહે છે કે પોતાની આખી જિંદગીમાં તે જે ગદ્ય બોલ્યો છે તેનો અર્થ જાણતો જ ન હતો[96], એ રીતે હેર ડ્યૂરિંગ આપણી સાથે વર્તે છે. ઘણા બધા દાખલાઓમાં શ્રમની ઉત્પાદક શક્તિમાં નવી શોધખોળોથી વધારો થાય છે (વળી અન્ય ઘણા દાખલાઓમાં તે વધતી નથી એવું વિશ્વની દરેક પૅટન્ટ ઑફિસમાં જમા થયેલા પસ્તીના ઢગલાથી સાબિત થાય છે) આપણે તે લાંબા સમયથી જાણતા હતા, પરંતુ પર્વતો જેટલી પ્રાચીન આ સામાન્ય વાત તમામ અર્થશાસ્ત્રનો મૂળભૂત નિયમ છે એવી પ્રકાશમય માહિતી આપવા માટે આપણે હેર ડ્યૂરિંગના ઋણી છીએ. જો "ઉચ્ચ વૈજ્ઞાનિક પદ્ધતિનો" તત્ત્વજ્ઞાનની માફક અર્થશાસ્ત્રમાં મનમાં આવે એવી વાતને ભારે ભપકાદાર નામ આપીને અને તે પ્રાકૃતિક અથવા મૂળભૂત નિયમ છે એવો શંખ વગાડવામાં જ સાર રહેલો હોય તો કોઈનેયે માટે, બર્લિનના અખબાર 'ફોલ્ક્સ-ત્સાઈતુંગના[97] તંત્રી માટે પણ, "ઊંડો પાયો નાખવાનું" અને વિજ્ઞાનમાં ક્રાંતિ લાવવાનું શક્ય છે. તો પછી હેર ડ્યૂરિંગ ઉપર પ્લેટો સંબંધી હેર ડ્યૂરિંગના ચુકાદાને "તમામ શક્તિથી" લાગુ કરવાની આપણી ઉપર ફરજ આવી પડે છે:

"જો તેને રાજકીય આર્થિક ડહાપણ મનાતું હોય તો 'ટીકાત્મક મૂળતત્ત્વો'ના લેખક[98] એવી દરેક વ્યક્તિ કે જેને કોઈ વિચાર ઉદ્ભવ્યો હોય અથવા ફક્ત 'જે દેખીતી રીતે કંઈક છે' એ વિષે બબડે તેની સાથે ભાગીદાર બને છે."

દાખલા તરીકે જો આપણે એમ કહીએ કે પ્રાણીઓ ખાય છે, તો આપણે સાવ શાંતિથી નિર્દોષ ભાવે કંઈક ઘણું મહત્ત્વનું કહીએ છીએ; કારણ કે આપણે

ફક્ત એટલું જ કહી દઈએ કે ખાવું એ સમગ્ર પ્રાણી જીવન માટે મૂળભૂત નિયમ છે તો આખા પ્રાણીવિજ્ઞાનમાં ક્રાંતિ આણી દઈએ.

નિયમ નં. ૨. શ્રમની વહેંચણી: "કામધંધાઓનું વિભાજન અને પ્રવૃત્તિઓને અલગ અલગ કરવાથી શ્રમની ઉત્પાદકતા વધે છે."

આ વાત સત્ય હોય તોપણ તે ઍડમ સ્મીથના જમાનાથી ચાલી આવતી સામાન્ય વાત જ છે. તે **કેટલી** સાચું છે એ ત્રીજા ભાગમાં જોઈશું.

નિયમ નં. ૩. "ઉત્પાદક શક્તિઓમાં અવરોધ અથવા વિકાસ **અંતર અને વાહનવ્યવહારનાં** મુખ્ય કારણોથી થાય છે."

નિયમ નં. ૪. "ખેતીપ્રધાન રાજ્ય કરતાં ઉદ્યોગપ્રધાન રાજ્યની વસ્તી ક્ષમતા બેહદ વધારે હોય છે."

નિયમ નં. ૫. "ભૌતિક ઉત્સુકતા વિના અર્થકારણમાં કશું જ બનતું નથી."

આ છે એ "પ્રાકૃતિક નિયમો" જેના પાયા ઉપર હેર ડ્યૂરિંગ પોતાનું નૂતન અર્થશાસ્ત્ર રચે છે. તત્ત્વજ્ઞાનના વિભાગમાં પ્રદર્શિત થઈ છે એવી પોતાની છટાને આ ક્ષેત્રમાં પણ તે વફાદાર રહે છે. અર્થશાસ્ત્રમાં પણ બિલકુલ સામાન્ય કહી શકાય એવાં થોડાંક સ્વયંસિદ્ધ નિવેદનો—તે પણ કઢંગી રીતે રજૂ કરેલાં—મુકાયાં છે તે એવાં સૂત્રો છે કે જેને માટે કોઈ સાબિતીની જરૂર નથી; એ છે મૂળભૂત નીતિસૂત્રો, પ્રાકૃતિક નિયમો. જેમાં કોઈ સત્ત્વ નથી એવા, દંભથી દોરેલા, નિયમોમાં જે **નામો** અલગ અલગ વિષય ઉપર મૂકી દેવાયાં છે તે રજૂ કરવાની તક તેણે અર્થશાસ્ત્રના પોકળ દાવાની શબ્દાવલિ મારફત ઝડપી છે, જ્યાં ત્યાં કટાક્ષમય આડંબર અને નિરર્થક વિધાનોનો ધોધ વહેવડાવી દીધો છે. અને છેવટે આપણે જમીનનું ભાડું, મૂડીની કમાણી, અને વેતન ઉપર પહોંચીએ છીએ, અને આપણે છેલ્લા બે પ્રકારોની ચર્ચા કરી જ છે તેથી હવે ટૂંકમાં ડ્યૂરિંગે ભાડા વિષે વ્યક્ત કરેલા વિચારોની સમીક્ષા કરીશું.

ડ્યૂરિંગે તેના પુરોગામી કેરીમાંથી કરેલી નકલના મુદ્દાઓની ચર્ચા આપણે તેમાં નહિ કરીએ; કેરી સાથે આપણને નિસબત નથી, તેમ જ કેરીની વિકૃતિઓ અને અનર્થો સામે રિકાર્ડોએ રજૂ કરેલી દૃષ્ટિનો બચાવ કરવાનોયે આપણો ઈરાદો

નથી. આપણને હેર ડયૂરિંગ સાથે જ નિસબત છે અને તે ભાડાની વ્યાખ્યા આપે છે કે—

> “તે એ આવક છે કે જે માલિકને **માલિક તરીકે** જમીનમાંથી મળે છે”.

જમીનના ભાડાની આર્થિક પ્રક્રિયાને હેર ડયૂરિંગે કાયદેસર વ્યાખ્યામાં સમાવી દીધી છે તેથી એ સંબંધમાં આપણા જ્ઞાનમાં કોઈ ઉમેરો થતો નથી—આપણે જ્યાં હતા ત્યાં છીએ. તેથી ઊંડા પાયાના આપણા રચયિતાને ગમે કે ન ગમે પણ તેણે કંઈક વધુ ખુલાસો કરવાની મહેરબાની કરવી જોઈએ. તે ગણોતિયાને પટ્ટે આપેલા ખેતરની સરખામણી કારખાનદારને અપાયેલા મૂડીના ધિરાણ સાથે કરે છે, પણ તુરત તેને ખ્યાલ આવે છે કે આ સરખામણીમાં કંઈક અડચણ છે—બીજી ઘણી સરખામણીઓની જેમ જ.

> કારણમાં તે કહે છે કે “જો આ સરખામણી વધુ આગળ લઈ જઈએ તો ભાડું ચૂકવ્યા પછી ગણોતિયા પાસે રહેતી કમાણી કારખાનદારને મૂડીના ઉપયોગથી થયેલી અને વ્યાજ ચૂકવ્યા પછી બચેલી કમાણીને અનુરૂપ હોવી જોઈએ. **પરંતુ** ગણોતિયાની કમાણીને મુખ્ય આવક અને ભાડાને બાકીનો ભાગ ગણવાનો **રિવાજ નથી**... વિભાવનાઓના એવા તફાવતની સાબિતી એ **હકીકતમાં** છે કે જમીનના ભાડાના સિદ્ધાંતમાં માલિક થકી જમીનના વહીવટની બાબતને અલગ રીતે ગણવામાં આવતી નથી અને પટ્ટાની બાબતમાં જમીનના ભાડાની રકમ અને જ્યાં માલિક પોતે ભાડું પેદા કરે છે તે વચ્ચેના ભેદ ઉપર ખાસ ભાર આપવામાં આવતો નથી. **ગમે તેમ પણ**, જમીનના આવા ખુદના વહીવટથી ઊપજતા ભાડાને એ રીતે વિભાજિત કરીને કે એક ભાગ જમીનની મિલકત ઉપરના વ્યાજ તરીકે ગણાય અને બીજો ભાગ આ સાધનની વધારાની કમાણી ગણાય એ પ્રકારનો વિચાર મૂકવાની **જરૂરત કોઈને જણાઈ નથી**. ગણોતિયો પોતાની મૂડી જે ધંધામાં રોકે છે તે ઉપરાંત, એવું લાગે છે કે તેની ખાસ **કમાણીને મોટે ભાગે** વેતન તરીકે **ગણવામાં આવે છે**. તેમ છતાં આ પ્રશ્ન ઉપર કંઈ ખાતરી આપવી એ **સાહસરૂપ** છે, કારણ કે આવા ચોક્કસ રૂપમાં આ પ્રશ્ન કદી ઉઠાવવામાં નથી આવ્યો. જ્યાં જ્યાં આપણે ઠીક ઠીક વિશાળ જમીનો સાથે કામ લઈએ છીએ ત્યાં ખેડૂતોની જે ખાસ કમાણી છે તેને વેતન તરીકે ગણવાથી નહિ ચાલે. કારણ કે આ કમાણી પોતે દેહાતી શ્રમ-શક્તિ કે જેના શોષણથી

જ આવકનો એ પ્રકાર શક્ય બને છે તેના સંબંધમાં અસ્તિત્વ પામતી પ્રતિક્રિયા છે. સ્પષ્ટ રીતે ગણોતિયાના હાથમાં જે રહે છે તે **ભાડાનો એક ભાગ** છે જેના થકી જાતવહીવટ કરતા માલિકને મળે તે **પૂરું ભાડું** ઘટે છે."

જમીનના ભાડાનો સિદ્ધાંત ખાસ કરીને ઇંગ્લૅંડના રાજકીય અર્થશાસ્ત્રનો ભાગ છે કારણ કે ફક્ત ઇંગ્લૅંડમાં જ ઉત્પાદનની એવી પદ્ધતિ હતી કે જેની નીચે ભાડાને નફા તથા વ્યાજથી અલગ કરવામાં આવેલું. એ જાણીતી બીના છે કે ઇંગ્લૅંડમાં વિશાળ જાગીરો અને શિશાળ પાયા ઉપરની ખેતીવાડીનું વર્ચસ્વ રહેલું છે. જાગીરદારો પોતાની વિશાળ ખેતીની જમીનો ગણોતિયા કિસાનોને પટ્ટે આપે છે. એ ગણોતિયાઓ પાસે જમીન ખેડવા માટે પૂરતી મૂડી હોય છે, અને તેઓ આપણે ત્યાંના કિસાનોની જેમ પોતે કામ નથી કરતા પરંતુ પૂરા વિકસિત મૂડીવાદી કારખાનદારોની જેમ માણસો રાખીને અથવા દહાડિયાઓને કામે લગાવીને ખેતી કરાવે છે. એટલે ઇંગ્લૅંડમાં મૂડીવાદી સમાજના ત્રણ વર્ગો છે જે દરેકની આવકનો જુદો પ્રકાર છે: જાગીરદાર જે જમીનનું ભાડું કમાય છે, મજદૂર જે વેતન કમાય છે, અને મૂડીદાર જે નફો કમાય છે. કોઈ પણ અંગ્રેજ અર્થશાસ્ત્રીને એવું નથી સૂઝ્યું કે ખેડૂતની આવકને વેતન ગણવી— જે હેર ડ્યૂરિંગને **દેખાય છે**; આવા અર્થશાસ્ત્રીને માટે એ વાતની ખાતરી આપવી એ પણ ઓછું **સાહસ** ગણાશે કે ખેડૂતનો નફો નિર્વિવાદ રીતે પ્રત્યક્ષ એવો મૂડી ઉપરનો નફો છે, એમ વાત કરવી એ તદ્દન હાસ્યાસ્પદ ગણાશે કે ખેડૂતની કમાણીને શું નામ આપવું એ પ્રશ્ન ચોક્કસ રૂપમાં કદી કોઈએ ઉઠાવ્યો નથી. ઇંગ્લૅંડમાં આવો પ્રશ્ન ઉઠાવવાની જરૂર જ પડી નથી, સવાલ અને જવાબ બન્ને હકીકતો ઉપરથી લાંબા સમયથી મોજૂદ છે, અને ઍડમ સ્મીથના કાળથી તે વિશે કોઈ શંકા પેદા થઈ જ નથી.

જાતવહીવટના દાખલામાં, જે હેર ડ્યૂરિંગ જણાવે છે તેમ ખેતીની જમીનનો વહીવટ જાગીરદાર વતી કારભારી સંભાળે છે—જે ઘણે મોટે ભાગે જર્મનીમાં ચાલે છે—તેનાથી હકીકતમાં ફેર પડતો નથી. જો જાગીરદાર પોતે જ મૂડી પૂરી પાડે અને પોતાના હિસાબે જ વહીવટ કરાવે તો મૂડી ઉપરનો નફો ભાડા ઉપરાંત તેના ખિસ્સામાં આવે છે, જેનાથી અન્ય કંઈ બનવાનું વર્તમાન ઉત્પાદન પદ્ધતિના માળખામાં શક્ય નથી. અને જ્યારે હેર ડ્યૂરિંગ કહે છે કે આજ સુધીમાં કોઈએ આ ભાડું (તેણે આવક શબ્દ વાપરવો જોઈએ) જે માલિકના જાતવહીવટથી ગણાય છે અને તેને વિભાજિત કરાય છે તેની કલ્પના

કરવાનું કોઈને જરૂરી નથી લાગ્યું, તો તે વાત તદ્દન અસત્ય છે, તેની અજ્ઞાનતા જ ફરી સાબિત કરે છે. દાખલા તરીકે:

"શ્રમમાંથી મેળવેલી આવકને વેતન કહેવાય છે; સાધનસંપત્તિની વ્યવસ્થા કે ઉપયોગમાંથી કોઈ વ્યક્તિ જે આવક મેળવે તેને નફો કહેવાય... પૂરેપૂરી રીતે જમીનમાંથી મળતી આવકને ભાડું કહેવાય અને તે જાગીરદારને મળે છે... આ ત્રણ જુદા પ્રકારની આવક ત્રણ જુદા પ્રકારના માનવીઓની છે અને તેનો તફાવત જલદી સમજી શકાય છે, પણ જ્યારે તે એક જ વ્યક્તિની હોય ત્યારે એકબીજી સાથે ગૂંચવાડો થાય છે—ઓછામાં ઓછું સાધારણ ભાષામાં. કોઈ સદ્ગૃહસ્થ જે પોતાની જાગીરના એક ભાગમાં **જાતખેડ** કરે છે અને ખેડાણનો ખર્ચ ચૂકવી દે છે તે **જાગીરદારનું ભાડું અને ખેડૂતનો નફો પણ મેળવે** છે. પણ તે પોતાની સઘળી આવકને નફામાં ગણશે અને આ રીતે ભાડા અને નફામાં ગૂંચ પેદા કરશે. ઉત્તર અમેરિકા અને વેસ્ટ ઈંડિયન ખેડૂતોની સ્થિતિ એવી છે. તેઓ પોતાની જાગીરની ખેતી જાતે કરે છે તેથી વાડીની જમીનના ભાડાની વાત ભાગ્યે જ આપણે સાંભળીએ છીએ પણ તેના નફાનું સાંભળ્યું છે... જે બાગવાન પોતાના બગીચાનું કામકાજ ખુદ કરતો હોય તેનામાં ખેડૂત, કામદાર અને જાગીરદાર એ ત્રણેય રૂપો એક થાય છે. તેની ઊપજમાંથી પહેલાનો નફો, બીજાનું વેતન, અને ત્રીજાનું ભાડું મળે છે. પણ સમગ્ર આવકને તેની શ્રમની કમાણી ગણવામાં આવે છે. એવા દાખલામાં ભાડું અને નફો વેતન સાથે ગૂંચવાય છે."

આ ફકરો **ઍડમ સ્મીથના** ગ્રંથ પહેલાના છઠ્ઠા પ્રકરણનો છે.[99] જાતવહીવટનો પ્રશ્ન આ રીતે એકસો વર્ષો પહેલાં ચર્ચાયો હતો અને આ બાબતમાં હેર ડ્યૂરિંગને જે શંકાઓ અને અચોક્કસતાઓની ચિંતા થાય છે તે સંપૂર્ણ રીતે તેની અજ્ઞાનતાને લીધે જ છે.

છેવટે તે પોતાની મૂંઝવણમાંથી હિંમતભરી યુક્તિથી છટકે છે:

ખેડૂતની કમાણી "દેહાતી શ્રમ-શક્તિ"ના શોષણમાંથી આવે છે અને તેથી દેખીતી રીતે "ભાડાનો એક ભાગ છે" જેના વડે "પૂરું ભાડું" જે માલિકના ખિસ્સામાં આવવું જોઈએ તે "ઘટે" છે.

આપણને આમાંથી બે વસ્તુ જાણવા મળે છે. પ્રથમ, ખેડૂત જમીનમાલિકનું

ભાડું "ઘટાડે" છે, એટલે કે, હેર ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે, આજ સુધી મનાતું હતું તેમ ખેડૂત જમીનના માલિકને ભાડું આપતો નથી પરંતુ **માલિક ખેડૂતને ભાડું આપે છે**—ખરેખર આ દૃષ્ટિબિંદુ "તળિયેથી ટોચ સુધી મૌલિક" છે. અને બીજું, છેવટે આપણને જાણવા મળે છે કે હેર ડ્યૂરિંગના ખ્યાલમાં જમીનનું ભાડું શું છે: દેહાતી શ્રમના શોષણમાંથી મળતી પૂરી વધારાની પેદાશ. અમુક અણઘડ અર્થશાસ્ત્રીઓની કૃતિઓ સિવાય—સમગ્ર અર્થશાસ્ત્રમાં આ વધારાની પેદાશનું વિભાજન જમીન-ભાડું અને મૂડી ઉપરના નફામાં થાય છે, એટલે આપણને એવી નોંધ લેવાની ફરજ પડે છે કે હેર ડ્યૂરિંગની જમીન ભાડા અંગેની દૃષ્ટિ પણ "સ્વીકૃત" નથી.

એટલે હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે જમીનનું ભાડું અને મૂડીની કમાણી વચ્ચે એટલો જ તફાવત છે કે ભાડું ખેતીમાંથી અને કમાણી ઉદ્યોગ કે વેપારમાંથી પ્રાપ્ત થાય છે. અને હેર ડ્યૂરિંગ એવા બિનઆલોચનાત્મક અને ગૂંચવાડા ભર્યા મંતવ્ય ઉપર પહોંચે તે જરૂરતને કારણે હતું. આપણે જોયું કે તેણે આરંભમાં "ખરેખર ઐતિહાસિક દૃષ્ટિ" અપનાવી, કે જમીન ઉપરનું પ્રભુત્વ માનવી ઉપરના પ્રભુત્વના પાયા ઉપર જ હોવું જોઈએ. તેથી જમીનની ખેતી કોઈ પણ પ્રકારના પરાધીન શ્રમ વડે થાય કે તુરત જાગીરદારને વધારાની પેદાશ મળે છે, અને એ વધારાની પેદાશ હોય છે ભાડું, જેવી રીતે ઉદ્યોગમાં કામદાર જે કમાય છે એ ઉપરાંતની વધારાના શ્રમની પેદાશ મૂડી ઉપરનો નફો બને છે તેવી રીતે.

> "આ રીતે સ્પષ્ટ બને છે કે જ્યારે અને જ્યાં ખેતી કોઈ પણ પ્રકારના પરાધીન શ્રમ વડે થાય છે ત્યાં ઠીક ઠીક પ્રમાણમાં જમીનનું ભાડું અસ્તિત્વ ધરાવે છે."

ભાડાને આ રીતે ખેતીમાંથી પ્રાપ્ત કરેલી સમગ્ર વધારાની પેદાશ તરીકે રજૂ કરવામાં હેર ડ્યૂરિંગ અંગ્રેજ ખેડૂતના નફા અને ઇંગ્લૅંડની ખેતીના પાયા ઉપર થતા વિભાજન ઉપર આવે છે, જે સમગ્ર ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રમાં માન્ય થયેલું છે—વધારાની પેદાશનું વિભાજન જમીનનું ભાડું અને ખેડૂતના નફામાં થાય છે અને તેથી તે શુદ્ધ અને ચોક્કસ ભાડાની કલ્પના કરી શકતા નથી. તો હેર ડ્યૂરિંગ શું કરે છે? ખેતીની વધારાની પેદાશનું ખેડૂતના નફા અને ભાડામાં વિભાજન થાય છે તેની લેશમાત્ર માહિતી ન હોવાનો તે દંભ કરે છે—અને એ રીતે ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્ર સમગ્ર ભાડાની

દૃષ્ટિથી અપરિચિત હોવાનો દેખાવ કરે છે; તે એવો ડોળ કરે છે કે ખેડૂતનો નફો ખરેખર શું છે એ પ્રશ્ન "આવા ચોક્કસ રૂપમાં" કદી ઉઠાવવામાં નથી આવ્યો અને જે પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે તે અગાઉ કદી ચર્ચાયો નથી તેમ જ તે વિષે અચોક્કસતા અને ભ્રમ જ પ્રવર્તે છે. અને તે પ્રાણઘાતક ઈંગ્લૅંડમાંથી ભાગી છૂટે છે જ્યાં કોઈ સૈદ્ધાંતિક મતની દખલ વિના વધારાની પેદાશનું વિભાજન તેનાં તત્ત્વોમાં તદ્દન પશ્ચાત્તાપ વિના થયું છે: જમીનનું ભાડું અને મૂડી ઉપરનો નફો. તે પોતાના પ્રિય દેશ તરફ નાસે છે કે જ્યાં પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનનું પ્રભુત્વ છે, જ્યાં જાતવહીવટ પિતૃસત્તાના પૂરા વિકાસની જેમ ફાલ્યોફૂલ્યો છે, જ્યાં "જાગીરદાર ભાડાને તે પોતાની જમીનોની આવક ગણે છે" અને જાગીરદારોની દૃષ્ટિ વિજ્ઞાન માટે સત્તાવાર ગણાય છે—તેથી જ્યાં હેર ડ્યૂરિંગ ભાડું અને નફા અંગેના ગૂંચવાડા છતાં ચલાવ્યે રાખી શકે છે અને પોતાની છેલ્લી શોધનો યશ લઈ શકે છે: જમીનના ભાડાની ચુકવણી ખેડૂત જાગીરદારને નથી કરતો પણ જાગીરદાર ખેડૂતને કરે છે.

## ૧૦. 'ટીકાત્મક ઈતિહાસમાં'થી

છેવટે આપણે હવે રાજકીય અર્થશાસ્ત્રના 'ટીકાત્મક ઈતિહાસ' ઉપર પણ દૃષ્ટિપાત કરી લઈએ, હેર ડ્યૂરિંગના દાવા પ્રમાણે આ "એવી કૃતિ છે જેનો ઈતિહાસમાં કોઈ જોટો નથી". કદાચ છેવટે અહીં તેના વારંવારના વચન પ્રમાણેની ચોક્કસ અને સૌથી વૈજ્ઞાનિક છણાવટ આપણને જોવા મળે.

હેર ડ્યૂરિંગ પોતાની આ શોધ વિષે ભારે મોટો ઘોંઘાટ કરે છે કે

"આર્થિક વિજ્ઞાન અત્યંત અર્વાચીન પરિઘટના છે" (પૃ.૧૨).

હકીકતમાં માર્ક્સ 'મૂડી'માં કહે છે: "એક સ્વતંત્ર વિજ્ઞાન તરીકે રાજકીય અર્થશાસ્ત્ર મૅન્યુફેક્ચર ઉત્પાદનના કાળ દરમિયાન અસ્તિત્વમાં આવ્યું." અને 'રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસામાં ફાળો' નામે કૃતિમાં ૨૯મા પાનામાં કહે કે "ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્ર ઇંગ્લૅંડમાં વીલિયમ પેટ્ટીથી અને ફ્રાંસમાં બુઆગિલ્બેરથી શરૂ થયું, અને ઇંગ્લૅંડમાં રિકાર્ડોથી તથા ફ્રાંસમાં સિસ્મોન્દીથી અંત પામ્યું." હેર ડ્યૂરિંગ આ રીતે તેના માટે જે માર્ગ સાફ થયો તેને અનુસરે છે, સિવાય કે તેની દૃષ્ટિએ ઉચ્ચ અર્થશાસ્ત્ર ક્લાસિકલ કાળના અંત પછી મૂડીવાદી વિજ્ઞાને અસ્તિત્વમાં આણેલા તે કંગાલ ગર્ભપાતોથી શરૂ થાય છે. બીજી બાજુથી, પોતાના 'આમુખ'ના અંતમાં તેની વિજયપૂર્વકની જાહેરાત વાજબી જ છે:

> "પણ જો આ સાહસ તેની બાહ્ય વિશિષ્ટતાઓમાં અને તેના અંતસ્તત્ત્વના નવતર ભાગથી પ્રશંસાપાત્ર બને છે અને તે અભૂતપૂર્વ છે, તો તેની આંતરિક આલોચનાત્મક દૃષ્ટિ અને સામાન્ય વલણમાં તે ખાસ કરીને વધુમાં મારી છાપ ધરાવે છે" (પૃ.૯).

હકીકત છે કે તેના બાહ્ય અને આંતરિક અંગોમાં તેણે પોતાના "સાહસ" (આ ઔદ્યોગિક શબ્દ ખરાબ રીતે પસંદ કરાયો નથી) વિષે આમ કહેવું જોઈતું હતું: 'અહમ્ અને તેનું સ્વત્વ'.[100]

ઈતિહાસમાં દેખાયું એ રીતે રાજકીય અર્થશાસ્ત્ર હકીકતે મૂડીવાદી ઉત્પાદન કાળના અર્થશાસ્ત્રમાં, તેના સિદ્ધાંતો અને સૂત્રોમાં, થયેલો વૈજ્ઞાનિક દૃષ્ટિપાત છે; દાખલા તરીકે, પ્રાચીન ગ્રીક સમાજના લેખકોમાં તે વસ્તુ ઉત્પાદન, વેપાર, નાણું, વ્યાજ અપાવતી મૂડી, વગેરે શબ્દોમાં વ્યક્ત થાય છે—તે બન્ને સમાજ માટે સમાન છે. ગ્રીક વિચારકો આ ક્ષેત્રમાં માત્ર પ્રાસંગિક ડોકિયું કરે છે છતાં બીજાં ક્ષેત્રોમાં હતું તેમ આમાં પણ તેમની અસલ બુદ્ધિપ્રતિભા દેખાય છે. આ કારણસર, ઐતિહાસિક રીતે તેમનાં મંતવ્યો આધુનિક વિજ્ઞાનના સૈદ્ધાંતિક પ્રારંભિક બિંદુઓ જેવાં છે. હવે વિશ્વ-ઐતિહાસિક હેર ડ્યૂરિંગને શું કહેવાનું છે તે આપણે જરા સાંભળીએ:

> "ચુસ્ત રીતે કહીએ તો ખરેખર (!) આપણા પાસે વૈજ્ઞાનિક આર્થિક સિદ્ધાંતની પ્રાચીનતા વિષે ભાવાત્મક હેવાલ આપવા જેવું કશું નથી, અને તદ્દન અવૈજ્ઞાનિક મધ્યયુગ આ માટે તેથી પણ ઓછી તક આપે છે (આ માટે—**શૂન્યનો** હેવાલ આપવા!). પરંતુ વિદ્વત્તાનો દેખાવ મિથ્યાભિમાની રીતે કરવાની ફેશનથી આધુનિક વિજ્ઞાનનું સત્ય સ્વરૂપ બેડોળ બની ગયું છે એટલે કંઈ નહિ તો થોડાં ઉદાહરણોની નોંધ લેવી જોઈએ."

અને હેર ડ્યૂરિંગ આલોચનાનાં એવાં ઉદાહરણો પેદા કરે છે જે વાસ્તવમાં "વિદ્વત્તાના દેખાવથી" પણ મુક્ત છે.

એરિસ્ટોટલનું વિધાન:

> "કારણ કે દરેક પદાર્થનો બેવડો ઉપયોગ હોય છે... એક તો એ પદાર્થનો વિશિષ્ટ ઉપયોગ હોય છે, અને બીજો એવો નથી હોતો, જેમ સેંડલ પહેરી શકાય અને તેની અદલાબદલી પણ થઈ શકે. સેંડલના બન્ને ઉપયોગ છે, કારણ જે કોઈ સેંડલની અદલાબદલી પૈસા જોડે અથવા પોતાને જરૂરી ખોરાક જોડે કરે છે તે સેંડલનો ઉપયોગ સેંડલ તરીકે જ કરે છે. પણ તેનો સ્વાભાવિક ઉપયોગ નથી કરતો, કારણ કે સેંડલ વિનિમય માટે નથી બનાવવામાં આવતાં".[101]

હેર ડ્યૂરિંગ ઠરાવે છે કે આ વિધાન "બોધપાઠ અને વિદ્વત્તાની રીતથી રજૂ થયું છે" એટલું જ નહિ પણ જેઓ તેમાં "ઉપયોગ-મૂલ્ય અને વિનિમય-મૂલ્ય વચ્ચેનો તફાવત" જુએ છે તેઓ એવું ભૂલી જવાનું "હાસ્યાસ્પદ માનસ" ધરાવે છે કે "એકદમ તાજેતરના સમયમાં" અને "સૌથી ઉન્નત પદ્ધતિના માળખામાં"—જે અલબત્ત હેર ડ્યૂરિંગની પોતાની પદ્ધતિ છે—ઉપયોગ-મૂલ્ય અને વિનિમય-મૂલ્યમાંથી કશું જ બચ્યું નથી.

"રાજ્ય વિષે પ્લેટોની કૃતિમાં શ્રમના રાષ્ટ્રીય-આર્થિક વિભાજનના **આધુનિક** સિદ્ધાંતનાં દર્શન લોકોએ કર્યાં હોવાનો દાવો છે."

આ વાક્ય દેખીતી રીતે 'મૂડી'ના ૧૨મા પ્રકરણના ૫મા (પૃ. ૩૬૯—ત્રીજી આવૃત્તિ) ફકરાનો ઉલ્લેખ કરે છે, જેમાં ઊલટાનું શ્રમના વિભાજનની ક્લાસિકલ પુરાતનતાની દૃષ્ટિને આધુનિક દૃષ્ટિના "ઘણા સચોટ વિરોધમાં" દર્શાવવામાં આવી છે.

શહેરના (ગ્રીકવાસીઓ માટે શહેર રાજ્ય જેવું હતું) પ્રાકૃતિક આધારના રૂપમાં શ્રમ વિભાજનનું પ્લેટોએ[102] જેવી રીતે પ્રતિપાદન કર્યું છે તે તેના સમયમાં અત્યંત પ્રતિભાયુક્ત પ્રતિપાદન હતું, પરંતુ હેર ડ્યૂરિંગ તેની સામે નાક ચડાવવા સિવાય બીજું કશું નથી કરતો, અને તે ખાલી એટલા કારણસર કે પ્લેટોએ એ "સીમા"નો ઉલ્લેખ નહોતો કર્યો, પરંતુ હેર ડ્યૂરિંગ, ગ્રીક ક્સેનોફોન[103] ઘણા સમય પહેલાં કરી ચૂક્યો છે,

કે જે "બજારનાં પ્રચલિત પરિમાણોએ સર્જેલી અને ખાસ કાર્યવાહીઓના યાંત્રિક પેટા-વિભાજન અને ધંધાઓના અધિક વિભાજન સુધી પહોંચેલી... ફક્ત આ સીમાનો ખ્યાલ જ એવું જ્ઞાન છે કે જેની મદદથી આ વિચાર એક મહાન આર્થિક સત્ય બને છે, પણ એ સિવાય તો તે વૈજ્ઞાનિક તરીકે ગણાવા ભાગ્યે જ યોગ્ય છે."

હેર ડ્યૂરિંગ જેના પ્રત્યે ભારે તિરસ્કાર ધરાવે છે તે હકીકતે "પ્રોફેસર" રોશેર હતો જેણે આ "સીમા"નો વિચાર રજૂ કર્યો જેનાથી શ્રમના વિભાજનનો ખ્યાલ પહેલી વાર "વૈજ્ઞાનિક" બન્યો હોવાનું કહેવાય છે, અને જેણે શ્રમના વિભાજનના શોધક તરીકે ઍડમ સ્મીથ તરફ અંગુલિનિર્દેશ કર્યો.[104] એવા સમાજમાં કે જ્યાં વસ્તુના ઉત્પાદનની પદ્ધતિનું પ્રભુત્વ રહેલું હોય ત્યાં

“બજાર”—હેર ડ્યૂરિંગનો શબ્દ એક વાર વાપરીએ તો—હંમેશાં એવી “સીમા” હતી કે જેને “વેપારી લોકો” બહુ સારી રીતે જાણતા હતા. પરંતુ “રાબેતા મુજબના કામનું જ્ઞાન અને સહજવૃત્તિ” ઉપરાંત કંઈક વિશેષ હોય તો જ એ વાત સમજાય કે મૂડીવાદી શ્રમ વિભાજનનું સર્જન બજારે કર્યું ન હતું, પણ ઊલટાનું અગાઉના સામાજિક સંબંધોનું વિઘટન અને તેમાંથી પેદા થતું શ્રમનું વિભાજન બજારને ઊભી કરે છે. (જુઓ ‘મૂડી’, ગ્રંથ ૧, પ્રકરણ ૨૪, ૫: ‘ઔદ્યોગિક મૂડી માટે દેશી બજારનું સર્જન’).

“નાણાની ભૂમિકા દરેક સમયે આર્થિક (!) વિચારોને પ્રથમ અને મુખ્ય ઉત્તેજન આપતી રહી છે. પણ એરિસ્ટોટલને એ ભૂમિકાની શું ખબર હતી? ફક્ત એટલી જ માહિતી—સ્પષ્ટ રીતે વધુ નહિ જ—જે એવા ખ્યાલમાં સમાયેલી હતી કે નાણાના માધ્યમનો વિનિમય અદલાબદલીના આદિમ વિનિમયનો અનુગામી હતો.”

પણ જ્યારે “કોઈ” એરિસ્ટોટલ નાણાના **ચલણના** બે જુદા જુદા **પ્રકાર** શોધવાનું ધારે છે, એક તો તે ચલણના માધ્યમ તરીકે અને બીજું તે મૂડી[105] તરીકે વપરાય છે, ત્યારે, હેર ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે, તે ફક્ત

“એક નૈતિક દ્વેષ વ્યક્ત કરે છે.”

અને જ્યારે “કોઈ” એરિસ્ટોટલની ઉદ્ધતાઈ એટલી વધી જાય છે કે તે **મૂલ્યના માપ તરીકે** નાણું જે “ભાગ” ભજવે છે તેનું પૃથક્કરણ કરવાની કોશિશ કરે છે અને નાણાના સિદ્ધાંતમાં[106] આટલું નિર્ણાયક મહત્ત્વ ધરાવતી સમસ્યાને ખરેખર સાચી રીતે રજૂ કરે છે ત્યારે “કોઈ” ડ્યૂરિંગ (પોતાનાં સબળ અંગત કારણોસર) તેના આવા અવિચારીપણા વિશે કશું ન બોલવાનું પસંદ કરે છે.

આખરી પરિણામ: ડ્યૂરિંગે લીધેલી નોંધમાં પ્રતિબિંબિત ગ્રીક પુરાતનતા હકીકતે “ફક્ત સાવ સાધારણ વિચારો” ધરાવે છે (પૃ. ૨૫)—જો એવા “લવારામાં” (પૃ. ૨૯) સાધારણ અથવા અસાધારણ વિચારો સાથે કોઈ સામ્ય હોય તો.

હેર ડ્યૂરિંગનું વ્યાપારવાદ સંબંધી પ્રકરણ “અસલ” પ્રમાણે, એટલે કે એફ. લીસ્ટની ‘રાષ્ટ્રીય પદ્ધતિ’ના ૨૯મા પ્રકરણ ‘ઔદ્યોગિક પદ્ધતિ—આ

વિચારશૈલીમાં ખોટી રીતે વ્યાપારવાદી પદ્ધતિ ગણાવવામાં આવેલી'માં, વાંચવાનું વધુ યોગ્ય રહેશે. અહીં પણ હેર ડ્યૂરિંગ કોઈ જાતના "વિદ્વત્તાના દેખાવ"થી દૂર રહે છે તે અન્ય લખાણ ઉપરાંત નીચેના ફકરાથી પ્રદર્શિત થાય છે:

લીસ્ટ ૨૮મા પ્રકરણ 'ઇટાલીના રાજકીય અર્થશાસ્ત્રીઓ'માં જણાવે છે:

> "રાજકીય અર્થશાસ્ત્રના સિદ્ધાંત અને વ્યવહારમાં ઇટાલી તમામ અન્ય ઉન્નત દેશો કરતાં આગળ હતું."

પછી લીસ્ટ લખે છે કે

> "ખાસ રાજકીય અર્થશાસ્ત્ર અંગે ચર્ચા કરતું પ્રથમ પુસ્તક ઇટાલીના એન્ટોનીયો સેર્રાએ નેપલ્સમાં લખ્યું હતું, જેમાં તેણે રજવાડાઓ માટે સોનાચાંદીની અઢળક દોલત હાંસલ કરવાનો માર્ગ બતાવ્યો હતો (૧૬૧૩)".[107]

હેર ડ્યૂરિંગ એ કથનને જરાય અચકાયા વગર સ્વીકારી લે છે અને તેથી સેર્રાની કૃતિ 'સંક્ષિપ્ત નિરૂપણ'ને[108]

> "અર્થશાસ્ત્રના વધારે તાજેતરના પ્રાગિતિહાસના પ્રવેશદ્વાર પર અંકિત પ્રકારના આલેખ"

જેવી ગણાવી શકે છે.

'સંક્ષિપ્ત નિરૂપણ' અંગેની તેની ચર્ચા હકીકતે તો આવી આ "સાહિત્યિક રંગલાવેડાના નમૂના" પૂરતી જ સીમિત છે. કમનસીબે, આ કિસ્સાની સાચી હકીકતો જુદી હતી: ૧૬૦૯માં, એટલે કે 'સંક્ષિપ્ત નિરૂપણ'થી ચાર વર્ષ પૂર્વે થોમસ મનની કૃતિ 'વ્યાપાર સંબંધી પ્રવચન, વગેરે'[109] પ્રસિદ્ધ થયેલી. આ પુસ્તકનું ખાસ મહત્ત્વ એ હતું કે તેની પ્રથમ આવૃત્તિમાં પણ એ મૂળ **નાણાકીય પદ્ધતિની** ટીકા કરવામાં આવી હતી કે જેનો ઇંગ્લૅંડમાં એ વખતે રાજ્યની નીતિ તરીકે બચાવ થતો હતો. તેથી તે વ્યાપારવાદી પદ્ધતિને પેદા કરનારી પદ્ધતિથી વ્યાપારવાદી પદ્ધતિના સભાન **સ્વયં-વિયોજનનું** પ્રતિનિધિત્વ કરતું હતું. પ્રથમ જે રૂપમાં પ્રકાશન થયું તેમાં પણ તેની ઘણી આવૃત્તિઓ બહાર પડેલી અને તેણે એ સમયમાં ઘડાયેલા કાયદાઓ ઉપર સીધી અસર પાડેલી. ૧૬૬૪ની આવૃત્તિ ('ઇંગ્લૅંડનો ખજાનો, વગેરે') પણ, જે લેખકે સંપૂર્ણ રીતે ફરી વાર લખી હતી અને તેના અવસાન પછી પ્રસિદ્ધ થઈ હતી તે, બીજાં એકસો વર્ષો સુધી વ્યાપારવાદીઓ માટે ધર્મગ્રંથ સમી રહી હતી.

એ રીતે જો વ્યાપારવાદની કોઈ યુગપ્રવર્તક કૃતિ હોય, જે તેના "પ્રવેશદ્વાર પર અંકિત એક પ્રકારના આલેખ" સમી હોય, તો તે થોમસ મનની આ જ કૃતિ છે, અને એ જ કારણે હેર ડયૂરિંગના "દરજ્જાઓના તફાવતોનું અત્યંત કાળજીથી પાલન કરતા ઈતિહાસ" માટે તેનું અસ્તિત્વ જ નથી.

**પેટ્ટી** કે જે આધુનિક રાજકીય અર્થશાસ્ત્રના સંસ્થાપક હતો તેને વિશે હેર ડયૂરિંગ કહે છે કે

> "તેના વિચારની રીતમાં ઠીક ઠીક પ્રમાણમાં છીછરાપણું હતું" અને તેનામાં "ધારણાઓ વચ્ચેના આંતરિક અને વધારે સૂક્ષ્મ તફાવતોની સમજણ ન હતી" પરંતુ તેનામાં એવી "સર્વતોમુખી પ્રતિભા હતી કે જે બહોળી જાણકારી ધરાવતી હોય છે પણ વધુ ગહન સ્વરૂપના કોઈ વિચારમાં સ્થિર થયા વિના એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર ચંચળતાથી કૂદકા મારતી રહે છે"... તેના "રાષ્ટ્રીય-આર્થિક વિચારો હજુ ઘણા અણઘડ પ્રકારના છે," અને તે એવું ભોળપણ કરે છે કે જેની અંદરના વિરોધો વધુ ગંભીર વિચારકને ક્યારેય રમૂજી લાગે."

"કોઈ પેટ્ટી"ની કશીયે નોંધ લેવામાં "વધુ ગંભીર વિચારક" હેર ડયૂરિંગની કેટલી અમાપ મહેરબાની છે! અને તેની કેવી નોંધ લે છે?

હેર ડયૂરિંગ લખે છે કે

> "મૂલ્યના માપ તરીકે શ્રમની, અને શ્રમ-સમયની પણ, **અપૂર્ણ નિશાનીઓ** તેનાં લખાણોમાં દેખાય છે."

પરંતુ આ એક વાક્ય સિવાય તે શ્રમ અને શ્રમ-સમય વિશે પેટ્ટીનાં વિધાનોનો કશો ઉલ્લેખ ક્યાંય નથી કરતો. અપૂર્ણ નિશાનીઓ! પેટ્ટીએ 'કરો અને અનુદાનો વિશે નિબંધ' નામની કૃતિમાં[110] (પ્રથમ આવૃત્તિ, ૧૬૬૨) વસ્તુઓના મૂલ્યના પરિમાણનું સંપૂર્ણ સ્પષ્ટ અને સાચું પૃથક્કરણ આપ્યું છે. તેણે શરૂમાં જ એ પરિમાણના ઉદાહરણના રૂપમાં જણાવ્યું છે કે જે કીમતી ધાતુઓ તથા જે અનાજમાં શ્રમના એકસરખા પરિમાણનો વ્યય થયો હોય તેનું મૂલ્ય સમાન હોય છે, અને એવી રીતે તેણે કીમતી ધાતુઓના મૂલ્ય વિષે પહેલા અને છેલ્લા "સૈદ્ધાંતિક" શબ્દો કહી દીધા છે. પરંતુ તેણે સાથે જ ચોક્કસ અને સામાન્ય રૂપે એવું પણ જણાવ્યું છે કે વસ્તુઓના મૂલ્યને **સરખા શ્રમથી** માપવું જોઈએ. તે પોતાની શોધ અલગ અલગ સમસ્યાઓને લાગુ

પાડે છે, જેમાંની કેટલીક અટપટી છે, અને જુદા જુદા પ્રસંગે જુદી જુદી કૃતિઓમાં તે આમાંથી મહત્ત્વનાં તારણ કાઢે છે. પણ તેની પ્રથમ કૃતિમાં જ તે કહે છે:

> "હું કહું છું કે આ (સરખા શ્રમથી માપણી) **મૂલ્યોના સમાનીકરણ તથા સંતુલનનો પાયો** છે. તેમ છતાં, એ પાયા ઉપર વિકસેલાં અનેક પ્રકારનાં ઉપલાં માળખાં અને વ્યવહાર પદ્ધતિઓમાં ખૂબ વિવિધતા અને જટિલતા જોવા મળે છે તેનો હું સ્વીકાર કરું છું."

એ રીતે પેટ્ટી પોતાની શોધના મહત્ત્વ વિશે તેમ જ તેના વિગતવાર અમલની મુશ્કેલીઓ વિશે એકસરખો સભાન હતો. તેથી કેટલાક નક્કર દાખલાઓમાં તેણે બીજો માર્ગ શોધવાની કોશિશ કરી.

> જમીન અને શ્રમ વચ્ચે "એક કુદરતી સમાનતા" શોધવી જોઈએ, જેથી કરીને મૂલ્યને ઈચ્છા મુજબ "બેમાંથી એક વડે અથવા વધુ સારી રીતે બન્ને વડે" વ્યક્ત કરી શકાય.

આ ભૂલમાં પણ બુદ્ધિપ્રતિભા છે.

હેર ડ્યૂરિંગ પેટ્ટીના મૂલ્યના સિદ્ધાંત વિશે આ પ્રમાણે વેધક નિરીક્ષણ કરે છે:

> "જો તેની દૃષ્ટિ વધુ વેધક હોત તો, અમે અગાઉ ઉલ્લેખ કરી ચૂક્યા છીએ એવી વિરોધી દૃષ્ટિની નિશાનીઓ, બીજા ફકરાઓમાં મળી ન શકત";

એટલે કે જેમાં "અપૂર્ણ નિશાનીઓ" દેખાય છે એ સિવાય કોઈ ઉલ્લેખ "અગાઉ" કરવામાં આવ્યો નથી. હેર ડ્યૂરિંગની પદ્ધતિની આ વિશિષ્ટતા છે કે કોઈ "અગાઉ"ના અર્થ વગરના વાક્યનો હવાલો વાચક સમક્ષ જાણે "અગાઉ" મુખ્ય મુદ્દાનો પરિચય આપી દીધો છે તેમ આપવો અને "પછી" વાચકને ઠસાવવું. હકીકતમાં અગાઉ અને પછી તે મુખ્ય મુદ્દાથી છટકી જાય છે.

ઍડમ સ્મીથનાં લખાણોમાં તો આપણને મૂલ્યની ધારણાના સંબંધમાં કેવળ "વિરોધી દૃષ્ટિની નિશાનીઓ" જ નહિ પરંતુ બે જુદા જુદા મત, બલકે ત્રણ અને સાચું પૂછો તો ચાર એકબીજાથી સાવ ઊલટા મત, મૂલ્ય વિશે જોવા મળે છે, એ બધા સાથોસાથ અને એક બીજામાં ભેળસેળ થતા તેની કૃતિઓમાં જોવા મળે છે.

પરંતુ જે લેખક રાજકીય અર્થશાસ્ત્રનો પાયો નાખે છે અને હજુ આકાર લઈ રહેલા વિચારોના ગૂંચવાડામાંથી પ્રયોગ અને સંઘર્ષ કરતો પોતાનો માર્ગ કાઢે છે તેને એવા લેખક વિષે વિચિત્ર જ લાગશે કે જે દોઢસોથી વધુ વર્ષોના વિચારોનો સાર કાઢીને તેની સમીક્ષા કરે છે અને એ સમીક્ષાનાં પરિણામો પુસ્તકોમાંથી પસાર થઈને ચેતનામાં આવી વસ્યાં છે. અને મહાન ચીજોમાંથી નાની ચીજોમાં આવતાં આપણે જોયું કે હેર ડ્યૂરિંગ આપણી સમક્ષ પસંદગી માટે પાંચ જુદા જુદા પ્રકારનાં મૂલ્યો રજૂ કરે છે — અને તેની સાથે એટલી જ સંખ્યાના વિરોધી ખ્યાલો મૂકે છે. અલબત્ત, તેની પોતાની જ દૃષ્ટિ "વધુ વેધક" હોત તો તેને પેટ્ટીના સંપૂર્ણ રીતે સ્પષ્ટ એવા મૂલ્યના વિચારોમાંથી વાચકને એકદમ ગૂંચવાડામાં ફેંકવા પાછળ આટલી બધી શક્તિનો વ્યય કરવો ન પડયો હોત.

પેટ્ટીની એક બહુ સરળ રીતે લખાયેલી કૃતિ 'નાણા વિશે બે શબ્દ' છે. તેને અંગે કહી શકાય કે તે સળંગ સુઘટ રચના છે. તેનું પ્રકાશન ૧૬૮૨માં, 'આયર્લૅંડનું કલેવર'ના પ્રકાશન પછી દસ વર્ષે, થયું હતું.[111] ('આયર્લૅંડનું કલેવર' "પ્રથમ ૧૬૭૨માં પ્રસિદ્ધ થઈ હતી, હેર ડ્યૂરિંગ કહે છે તેમ ૧૬૯૧માં નહિ. તેની માહિતી "સૌથી છેલ્લાં પાઠ્યપુસ્તક સંગ્રહો"માંથી લીધેલી છે). આ પુસ્તકમાં વ્યાપારવાદી દૃષ્ટિના છેલ્લા અવશેષો, જે તેના અન્ય લખાણોમાં મળે છે, તદ્દન અદૃશ્ય છે. અંતસ્તત્ત્વ અને રૂપની દૃષ્ટિએ તે એક ઉત્કૃષ્ટ કૃતિ છે, અને એ કારણસર હેર ડ્યૂરિંગ તેના નામનો ઉલ્લેખ પણ કરતો નથી. તે અગાઉના ક્રમ પ્રમાણેની જ વાત છે કે એક અતિ પ્રતિભાશાળી અને આર્થિક સમીક્ષાની પહેલ કરનારના સંબંધમાં આપણો ઘમંડી અને મિથ્યા પંડિતાઈ કરનાર સાધારણ માણસ પોતાની નાપસંદગી વ્યક્ત કરે, અને એ હકીકતથી દુ:ખ અનુભવે કે સૈદ્ધાંતિક ચિંતનના ચમકારા સાધારણ વાચકોમાં ધામધૂમથી "સૂત્રો"ના રૂપમાં પ્રદર્શિત નથી થતા પણ "અણઘડ" વ્યવહારુ સામગ્રીના ઊંડાણમાંથી કોઈ કોઈ વાર સપાટી ઉપર તરી આવે છે — દાખલા તરીકે, કરવેરાની સામગ્રીમાંથી.

પેટ્ટીના રાજકીય ગણિતના, અર્થાત્ સાધારણ ભાષામાં આંકડાઓના, પાયાને પણ હેર ડ્યૂરિંગ તેની આર્થિક કૃતિઓની માફક જ જુએ છે અને તેના સંબંધમાં એવી રીતે જ વર્તે છે, પેટ્ટીએ જે કઢંગી પદ્ધતિઓ અપનાવી છે તેના પ્રત્યે તે મહેરબાનીથી અથવા દયાથી ખભા હલાવીને જુએ છે! આજે એકસો વર્ષો પછી આ ક્ષેત્રમાં લાવુઆઝિયે[112] જે પ્રકારની વિચિત્ર પદ્ધતિ અપનાવે

છે, અને પેટ્ટીએ વિશાળ રૂપરેખામાં જેમને જે ઉદ્દેશ્ય સોંપેલો તે પ્રવર્તમાન આંકડાશાસ્ત્રીઓ તેનાથી હજુ ઘણાં અંતરે રહેલા છે, તે જોતાં એ બનાવ પછી બે સદીએ આવી આત્મસંતોષી સરસાઈની વૃત્તિ કોઈ આવરણ વિનાની મૂર્ખાઈ તરીકે તરી નિકળે છે.

પેટ્ટીના ઘણા અગત્યના વિચારો હેર ડ્યૂરિંગના "સાહસ"માં મામૂલી લક્ષને પાત્ર બને છે તે ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે છૂટીછવાઈ પતરાજી, સંભવિત ચિંતનો, કોઈ વેળા થયેલી ટિપ્પણી સિવાય કશું નથી, જેને આપણા સમયમાં તેના સંદર્ભ બહાર ફકરા ટાંકીને જે મહત્ત્વ અપાયું છે તે તેની રીતે મહત્ત્વનું નથી; અને તેથી તે રાજકીય અર્થશાસ્ત્રના **સાચા** ઇતિહાસમાં નહિ પણ ફક્ત એવી આધુનિક કૃતિઓમાં જ કે જે હેર ડ્યૂરિંગની કક્ષાથી પણ નીચે ઊતરેલી છે તેમાં સ્થાન પામે છે. પોતાના "સાહસ"માં હેર ડ્યૂરિંગને એવા પ્રકારનું વાચકવર્તુળ જ નજરમાં હશે કે જેને તેનામાં પૂરો વિશ્વાસ હોય અને જે તેની બાંયધરીઓ માટે કોઈ સાબિતી માગતું જ ન હોય. આ મુદ્દા ઉપર આપણે તુરતમાં આવશું (લોક અને નોર્થ અંગેની ચર્ચામાં), પરંતુ અહીં ઊડતી નજર બુઆગિલ્બેર અને લો ઉપર નાખીએ.

બુઆગિલ્બેરના સંબંધમાં, હેર ડ્યૂરિંગે તેનામાં માત્ર એક શોધ કરી તે તરફ લક્ષ દોરવું જોઈએ: તેણે બુઆગિલ્બેર અને લો વચ્ચે સંબંધની શોધ કરી છે જે આજ સુધી હયાત ન હતો. બુઆગિલ્બેર વિધાન કરે છે કે વસ્તુઓના પરિચલનમાં જે સામાન્ય નાણાકીય કાર્યવાહી થાય તેમાં કીમતી ધાતુને સ્થાને ધિરાણનાં નાણાં મૂકી શકાય.[113] બીજી બાજુથી લો કલ્પના કરે છે કે "કાગળના આ ટુકડાઓ"માં કોઈ પણ "વધારો" થાય તેનાથી રાષ્ટ્રની સંપત્તિમાં વધારો થાય છે. હેર ડ્યૂરિંગ આમાંથી એવું તારણ કાઢે છે કે

> બુઆગિલ્બેરના વિચાર પરિવર્તનથી વ્યાપારવાદમાં નવો વળાંક આવ્યો."

બીજા શબ્દોમાં, લોનો તેમાં સમાવેશ થઈ જ ગયો. નીચેના કથનમાં તે ધોળા દિવસ જેટલું સ્પષ્ટ બને છે:

> "કાગળના સાદા ટુકડાઓને કીમતી ધાતુઓએ **કરવાનું** કામ સોંપી દેવાની **જ** જરૂર હતી... એટલે વ્યાપારવાદનું રૂપાંતર પરિપૂર્ણ કરવામાં આવ્યું".

એ જ રીતે કાકાનું રૂપાંતર કાકીમાં કરવાનું શક્ય છે. એ સાચું કે હેર ડ્યૂરિંગ સમાધાનના ભાવે ઉમેરે છે:

"અલબત્ત બુઆગિલ્બેરના મનમાં આવો કોઈ ઈરાદો ન હતો."

પણ કીમતી ધાતુઓ નાણા તરીકે જે ભાગ ભજવે છે તેને સ્થાને વ્યાપારવાદીઓના વહેમી વિચારને કોઈ રીતે ગોઠવી શકે, તેના કહેવા પ્રમાણે કીમતી ધાતુને સ્થાને કાગળનાં નાણાં કોઈ રીતે મૂકી શકે?

તેમ છતાં, હેર ડ્યૂરિંગ પોતાની ગંભીર દેખાવની હાસ્યાસ્પદ છટા ચાલુ રાખે છે:

"તેમ છતાં એ વાત કબૂલ કરવી જોઈએ કે આપણો લેખક ક્યાંક ક્યાંક ખરેખર યોગ્ય નોંધ લેવામાં સફળ થયો."

લોના સંબંધમાં હેર ડ્યૂરિંગ "ખરેખર યોગ્ય નોંધ" આ રીતે લેવામાં સફળ થયો:

"લો પણ સ્વાભાવિક રીતે કદી સંપૂર્ણ ઉપરોક્ત સંદર્ભને **ભૂંસવામાં** સફળ થયો ન હતો (કીમતી ધાતુના પાયાને) પણ તે કાગળની નોટોના પ્રશ્નને તેની અંતિમ મર્યાદા સુધી લઈ ગયો, એટલે કે પદ્ધતિ પડી ભાંગે ત્યાં સુધી."

પરંતુ વાસ્તવમાં આ કાગળનાં પતંગિયાં, ખાલી કાગળનાં પ્રતીકો, પ્રજામાં તરતાં મુકાયાં કીમતી ધાતુઓના પાયાને "ભૂંસવા" માટે નહિ પરંતુ એ ધાતુઓને પ્રજાના ખિસ્સામાંથી ખેંચીને રાજ્યના ખૂટતા જતા ખજાનામાં[114] ભરી દેવા.

ફરી પેટ્ટી અને તેને હેર ડ્યૂરિંગે અર્થશાસ્ત્રના ઇતિહાસમાં આપેલી નજીવી ભૂમિકા ઉપર આવીએ, અને પ્રથમ પેટ્ટીના તુરતના વારસદારો અંગે શું કહેવામાં આવ્યું છે તે જોઈએ—લોક અને નોર્થ. લોકની કૃતિ 'વ્યાજ ઘટાડવા અને નાણું વધારવા સંબંધી વિચારો' અને નોર્થની કૃતિ 'વ્યાપાર વિશે પ્રવચન', એક જ વર્ષમાં, ૧૬૯૧માં, પ્રકાશિત થઈ હતી.

"લોકે વ્યાજ અને સિક્કા વિષે જે લખેલું તે રાજકીય જિંદગીના સંબંધમાં વ્યાપારવાદના પ્રભુત્વ નીચે જે પ્રચલિત પ્રત્યાઘાતો હતા તેનાથી આગળ જતું નથી".

આ "અહેવાલ"ના વાચકને સ્ફટિક જેટલું સ્પષ્ટ થઈ જશે કે લોકની કૃતિ 'વ્યાજ ઘટાડવા...'ની આટલી મહત્ત્વની અસર રાજકીય અર્થશાસ્ત્ર ઉપર એકથી વધુ દિશાઓમાં ફ્રાંસ અને ઇટાલીમાં અઢારમી સદીના ઉત્તરાર્ધમાં શા માટે થઈ હતી.

"ઘણા વેપારીઓ વ્યાજના દરની મુક્તિ વિશે લોકની માફક જ વિચારતા હતા, અને વિકસતી પરિસ્થિતિમાં પણ વ્યાજ ઉપરના કોઈ બંધનને બિનઅસરકારક ગણવાનું વલણ હતું. જ્યારે ડાડલી નોર્થ પોતાની કૃતિ 'વ્યાપાર વિશે પ્રવચન'માં મુક્ત વ્યાપારની દિશામાં લખતો હતો એ કાળમાં એવી હવા જ હતી કે વ્યાજના દર ઉપરનાં બંધનો સામે સૈદ્ધાંતિક વિરોધ બિલકુલ કોઈ અસાધારણ ઘટના લાગતી ન હતી".

તેથી લોકે ફક્ત આ કે તે સમકાલીન "વેપારી"ના વિચારો ઉપર ચિંતન કરવાનું હતું, અથવા જે કંઈ "હવા કહેવાતી હતી" તેમાંથી શ્વાસ લઈને વ્યાજના દરના મુક્ત વિહાર વિષે સિદ્ધાંત રચવાનો હતો — કંઈ પણ "અસાધારણ" કથન કર્યા વિના! પરંતુ વાસ્તવમાં પેટ્ટીએ છેક ૧૬૬૨માં પોતાની કૃતિ 'કરો અને અનુદાનો વિશે નિબંધ'માં "જમીન અને મકાનોના ભાડા" સામે "આપણે જેને વ્યાજખોરી કહીએ છીએ તે નાણા-ભાડા" તરીકે વ્યાજને, મૂક્યું હતું, અને બેશક જમીનના ભાડાને નહિ પરંતુ નાણાના ભાગને કાયદો ઘડીને નીચી કક્ષાએ રાખવા માગતા જમીનદારોને પ્રકૃતિના નિયમ વિરુદ્ધ દીવાની વિધેયાત્મક કાનૂન ઘડવાની વ્યર્થતા અને નિરર્થકતા વિશે ઉપદેશ આપ્યો હતો. તેથી પોતાની કૃતિ 'નાણા વિશે બે શબ્દ'માં (૧૬૮૨) તેણે જાહેરાત કરી કે વ્યાજના દરનું કાનૂની નિયમન કીમતી ધાતુઓની નિકાસના નિયમન અથવા વિનિમયના દરોના નિયમન જેટલું જ મૂર્ખાઈભર્યું પગલું છે. તે જ કૃતિમાં તેણે 'નાણાં ઊભાં કરવા' વિષે (દાખલા તરીકે, એક ઔંસ ચાંદીમાંથી બમણી સંખ્યામાં શિલિંગના સિક્કા બનાવીને ૭ પેન્સને એક શિલિંગનું નામ આપવું) નિર્વિવાદ અધિકારિતાથી નિવેદનો કર્યાં.

આ છેલ્લા મુદ્દા વિષે, લોક અને નોર્થે તેની નકલથી કંઈક વધુ કર્યું. વ્યાજની બાબતમાં લોકે પેટ્ટીનું અનુકરણ નાણાના ભાડા અને જમીનના ભાડાની સમાંતર સ્થિતિ અંગે કર્યું, જ્યારે નોર્થ થોડો આગળ વધે છે અને નાણાના ભાડા તરીકે વ્યાજને જમીનના ભાડાની સામે મૂકે છે, અને નાણાના માલિકોને જમીનના માલિકોની સામે મૂકે છે.[115] અને જ્યારે લોક વ્યાજના દરના મુક્ત વિહારને, પેટ્ટીના મત પ્રમાણે ચાલીને, અમુક શરતો સાથે સ્વીકારે છે, ત્યારે નોર્થ તેનો બિનશરતી સ્વીકાર કરે છે.

હેર ડ્યૂરિંગ જે "વધુ ગૂઢ" અર્થમાં સખત વ્યાપારવાદી છે તે ડાડલી નોર્થના 'વ્યાપાર વિશે પ્રવચન'ને રદ કરીને પોતાની જ હદને વટાવે છે અને એવી ટિપ્પણી કરે છે કે તે કૃતિઓનું લખાણ "મુક્ત વેપારની દિશા"નું છે. એ તો એના જેવી વાત થઈ કે હાર્વેએ લોહીના પરિભ્રમણની "દિશામાં" લખાણ કરેલું. નોર્થની કૃતિ અન્ય ગુણો ઉપરાંત, અથાગ તર્કથી સિદ્ધ કરેલી શાસ્ત્રીય કૃતિ છે—જેમાં વિદેશ તેમ જ આંતરિક મુક્ત વેપારનો સિદ્ધાંત "કંઈક અસાધારણ" રીતે ૧૬૯૧માં ઠરાવવામાં આવેલો!

સાથે સાથે હેર ડ્યૂરિંગ આપણને માહિતી આપે છે કે

> નોર્થ એક ખરાબ પ્રકારનો "વેપારી" હતો અને તેની કૃતિને "કોઈ માન્યતા મળી ન હતી."

ખરેખર! આ પ્રકારના પુસ્તકની "માન્યતા"ની અપેક્ષા ઇંગ્લૅંડના રક્ષણવાદના વિજયના કાળમાં ટોળાંઓએ જે નાદ ગજાવેલો એ સ્થિતિમાં કઈ રીતે રાખી શકાય? પરંતુ તેની તાત્કાલિક અસર સિદ્ધાંત ઉપર કોઈ અટકાવી ન શક્યું, જે ત્યાર બાદ ઇંગ્લૅંડમાં પ્રસિદ્ધ થયેલાં શ્રેણીબદ્ધ આર્થિક પ્રકાશનો—કેટલાંક તો ૧૭મી સદીના અંત પહેલાં જ—થયાં તેના ઉપરથી જોઈ શકાય છે.

રાજકીય અર્થશાસ્ત્રનાં લગભગ તમામ ક્ષેત્રોમાં સૌથી પ્રથમ પેટ્ટીએ જે રેખાઓ દોરી તેને એક પછી એક તેના અંગ્રેજ અનુગામીઓએ ઉપાડી અને વિકસાવી તેની સાબિતી આપણને લોક અને નોર્થે આપી. જે ઘણા છીછરા નિરીક્ષકો છે તેને પણ ૧૬૯૧થી ૧૭૫૨ સુધીની આ પ્રક્રિયાની નિશાનીઓ એ હકીકતમાંથી સ્પષ્ટ દેખાઈ કે એ કાળનાં તમામ અગત્યના આર્થિક લખાણો ભાવાત્મક કે નકારાત્મક રીતે પેટ્ટીમાંથી જ સ્ફુરેલાં હતાં. એ કાળ અસલ

પ્રતિભાસંપન્ન ચિંતકોથી ભરેલો હતો, અને રાજકીય અર્થશાસ્ત્રની ધીરે ધીરે થયેલી ઉત્પત્તિની તપાસ માટે સૌથી અગત્યનો હતો. "ભવ્ય છટાથી થયેલું ઐતિહાસિક નિરૂપણ" 'મૂડી'માં પેટ્ટી તથા એ કાળના લેખકો વિષે ઘણો શોર મચાવનારા માર્ક્સના અક્ષમ્ય પાપ સામે પોકાર પાડે છે અને ઇતિહાસમાંથી બસ તેમને ભૂંસી જ નાખે છે. લોક, નોર્થ, બુઆગિલ્બેર અને લોમાંથી સીધો કૂદકો તે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ ઉપર મારે છે, અને પછી રાજકીય અર્થશાસ્ત્રના સાચા મંદિરને દરવાજે ડેવિડ હ્યુમ દેખાય છે. પરંતુ હેર ડ્યૂરિંગની પરવાનગીથી આપણે અનુક્રમ જાળવીએ છીએ અને પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓની પહેલાં હ્યુમને મૂકીએ છીએ.

હ્યુમની આર્થિક 'નિબંધાવલિ' ૧૭૫૨માં પ્રસિદ્ધ થઈ.[116] એ સંગ્રહમાં સામેલ 'નાણા વિશે', 'વ્યાપારના સંતુલન વિશે', 'વાણિજ્ય વિશે' વગેરે નિબંધોમાં હ્યુમે દરેક ડગલે જેકોબ વાન્ડેરલિંટની કૃતિ 'તમામ સવાલોનો જવાબ નાણું'નું અનુસરણ કર્યું છે, તે એટલી હદ સુધી કે તેની વિચિત્રતાઓનું પણ અનુસરણ કર્યું છે. વાન્ડેરલિંટની એ કૃતિ ૧૭૩૪માં લંડનમાં પ્રગટ થઈ હતી. હેર ડ્યૂરિંગને એ વાન્ડેરલિંટ ભલે ગમે એટલો અજાણ્યો હોય, પરંતુ તેને વિશેના ઉલ્લેખો અઢારમી સદીના અંતમાં પણ, એટલે કે ઍડમ સ્મીથના જમાના પછી, ઇંગ્લૅંડનાં આર્થિક પ્રકાશનોમાં મળે છે.

વાન્ડેરલિંટની માફક, હ્યુમ પણ નાણાને મૂલ્યના પ્રતીક તરીકે જ ગણતો હતો, વાન્ડેરલિંટની જે દલીલ હતી કે કોઈ પણ દેશના વેપારની સમતુલા કાયમ માટે લાભકારક કે ગેરલાભકારક હોઈ ન શકે તેની શબ્દે શબ્દ નકલ હ્યુમે કરેલી (આ મહત્ત્વનું છે કારણ કે તે નાણાના સિદ્ધાંત તરીકે મૂલ્યના પ્રતીકને અન્ય ઘણી પ્રચલિત સામગ્રીમાંથી લઈ શક્યો હોત); વાન્ડેરલિંટની માફક, તે પણ બોધ આપે છે કે વેપારની સમતુલા કુદરતી રીતે જ જુદા જુદા દેશોની આર્થિક પરિસ્થિતિઓ પ્રમાણે સ્થપાય છે; વાન્ડેરલિંટની માફક, તે પણ મુક્ત વેપારનો બોધ આપે છે—જોકે ઓછી હિંમતથી અને સુસંગત રીતે; વાન્ડેરલિંટની માફક, જોકે ઓછી વેધક રીતે, તે ઉત્પાદનના પ્રેરક બળ તરીકે જરૂરિયાતોને ગણે છે; સામાન્ય રીતે બૅંકોનાં નાણાં અને સરકારી જામીનગીરી-ઓની અસર વસ્તુઓનાં મૂલ્યો ઉપર પડે છે એવી ભૂલભરેલી માન્યતામાં તે વાન્ડેરલિંટનું અનુકરણ કરે છે; વાન્ડેરલિંટની માફક તે ધિરાણનાં નાણાંનો ઇનકાર કરે છે; વેન્ડેરલિંટની માફક તે વસ્તુઓના ભાવોના આધાર તરીકે શ્રમની કિંમત અથવા વેતનને ગણે છે; વાન્ડેરલિંટની જે વાહિયાત ધારણા

હતી કે સંગ્રહ કરેલા ખજાનાઓથી વસ્તુઓના ભાવો નીચા રાખી શકાય, વગેરે, વગેરે, તેની પણ હ્યુમ નકલ કરે છે.

હેર ડ્યૂરિંગે ઘણો વહેલો દેવવાણી જેવો ઈશારો કરેલો કે બીજા બધા, ખાસ કરીને માર્ક્સ, કઈ રીતે હ્યુમના નાણાકીય સિદ્ધાંત વિષે ગેરસમજણ ધરાવતા હતા; માર્ક્સે 'મૂડી'માં પોલીસનાં ધારાધોરણોનો ભંગ કરીને હ્યુમના વાન્ડેરલિંટ તથા માસ્સી (જેનો ઉલ્લેખ આગળ કરીશું) જોડેના ગુપ્ત સંબંધો અંગે ઉલ્લેખ કરેલો.

આ ગેરસમજણ અંગે હકીકતો નીચે પ્રમાણે છે. હ્યુમના નાણા વિષેના સિદ્ધાંતની બાબતમાં કે નાણું મૂલ્યનું કેવળ પ્રતીક છે, અને તેથી બીજી સ્થિતિ સમાન હોવાથી, નાણાના કુલ જથ્થાના વધારાથી વસ્તુઓની કિંમતો વધે છે અને ઘટાડાથી ઘટે છે, હેર ડ્યૂરિંગ તમામ શુભ ઈરાદાઓથી, પોતાની રોનકદાર છટાથી, પોતાના પુરોગામીની ભૂલોનું ફક્ત પુનરાવર્તન કરી શકે છે. વળી હ્યુમે ઉપરોક્ત સિદ્ધાંત રચીને પોતે જ વાંધો ઉઠાવ્યો છે (જેમ મોંતેસ્ક્યૂએ[117] એ જ ભૂમિકાથી શરૂ કરીને અગાઉ કરેલું તેમ) કે

> તેમ છતાં "ચોક્કસ છે" કે અમેરિકામાં ખાણોની શોધ પછી "એવી ખાણો ધરાવતા હોય એ સિવાયના યુરોપના તમામ દેશોમાં ઉદ્યોગો વધ્યા છે" અને આ "ઘટનાના કારણ તરીકે અન્ય ઉપરાંત સોનું અને ચાંદીના વધારાને ઠરાવી શકાય".

આ ઘટના અંગે તેનો ખુલાસો એવો છે કે

> "સોના અને ચાંદીની વૃદ્ધિના અનિવાર્ય કારણસર વસ્તુઓનાં મૂલ્યો વધ્યાં પરંતુ એ વૃદ્ધિ પછી તુરત જ આવું ન બન્યું; પણ એ નાણાં સમસ્ત રાજ્યમાં ફરી વળ્યાં અને પ્રજાનાં તમામ સ્તરો ઉપર અસર કરી એટલો સમય લાગ્યો." આ મધ્યાંતર દરમિયાન ઉદ્યોગ અને વેપાર ઉપર લાભકારક અસર પડી.

આ સમીક્ષાને અંતે હ્યુમ આવું શા માટે છે તે વિષે કહે છે—જોકે તેના પુરોગામીઓ અને સમકાલીનો કરતાં તે ઓછી વિસ્તૃત રીતે કહે છે:

"સમસ્ત કોમનવેલ્થમાં નાણાની પ્રગતિનું પગેરું કાઢવું સહેલું છે; જ્યાં આપણે જોઈ શકશું કે તે **શ્રમની કિંમતમાં વધારો કરે** એ પહેલાં તેણે દરેક વ્યક્તિની ખંતમાં પ્રથમ તો ઝડપ લાવવી પડશે." 118

બીજા શબ્દોમાં, અહીં હ્યુમ કીમતી ધાતુઓના મૂલ્યમાં ક્રાંતિની અસરનું વર્ણન કરે છે, એટલે કે ઘસારો, અથવા **મૂલ્યના માપને** કીમતી ધાતુઓથી આંકવામાં ક્રાંતિ. તે સાચી રીતે જ કહે છે કે વસ્તુઓની કિંમતોની ફેરગોઠવણીની ધીમી પ્રક્રિયામાં આ ઘસારો "શ્રમની કિંમત વધારે છે"—વેતન—ફક્ત છેલ્લા ક્રમ તરીકે; એટલે કે કામદારના ભોગે તે વેપારીઓ અને ઉદ્યોગપતિઓના નફામાં વધારો કરે છે (તેના વિચાર પ્રમાણે એમ જ થવું જોઈએ), અને આ રીતે "ખંતને ઝડપી બનાવે છે". પરંતુ તે સાચા વૈજ્ઞાનિક પ્રશ્નનો ઉત્તર આવવાનું મુનાસિબ સમજતો નથી કે કઈ રીતે કીમતી ધાતુઓના પુરવઠાનો વધારો—જેનું મૂલ્ય એકસરખું રહે છે—વસ્તુઓના ભાવો ઉપર અસર કરે છે; અને તે "કીમતી ધાતુઓના દરેક વધારા"ને એકસાથે ભેળવીને ગણી કાઢે છે—તેના ઘસારા સાથે. તેથી માર્ક્સ તેના વિષે ('રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસા'માં) કહે છે તેવું જ હ્યુમ કરે છે. આ મુદ્દાની છણાવટ આપણે ફરી વાર કરીશું, પરંતુ પ્રથમ આપણે હ્યુમના 'વ્યાજ વિષે'ના નિબંધને લઈએ.

મુખ્યત્વે લોકના વિધાનો સામે હ્યુમે દલીલ કરી કે વ્યાજના દરનું ધોરણ કુલ હયાત નાણાની રકમથી નહિ પણ નફાના દરથી નક્કી થાય છે, અને વ્યાજના દરની ચડઊતરનાં કારણો અંગેનું તેનું કથન—એ બધું વધુ ચોકસાઈથી પરંતુ ઓછી ચતુરાઈથી 'વ્યાજના સ્વાભાવિક દરનું સંચાલન કરતાં કારણો વિશે નિબંધ'માં જોવા મળે છે, જેમાં સર પેટ્ટી અને મીસ્ટર લોકની ભાવનાઓને ધ્યાનમાં લેવામાં આવી છે. આ કૃતિ ૧૭૫૦માં પ્રકાશિત થઈ, હ્યુમના નિબંધના બે વર્ષ પહેલાં; તેનો લેખક હતો માસ્સી. તે બહુવિધ ક્ષેત્રો વિશે લખતો, અને સમકાલીન અંગ્રેજી સાહિત્યમાંથી જોઈ શકાય છે કે તેનો વાચક વર્ગ વિશાળ હતો. વ્યાજના દર વિષે ઍડમ સ્મીથની ચર્ચા હ્યુમ કરતાં માસ્સીની વધુ નજીક હતી. માસ્સી કે હ્યુમ બેમાંથી કોઈએ "નફા"ના સ્વરૂપ વિષે કશું કહ્યું નહિ તેમ તેઓ કશું જાણતા પણ ન હતા, જોકે બન્નેના સંબંધમાં તેની ભૂમિકા છે.

હેર ડ્યૂરિંગ બોધ આપે છે કે "સામાન્ય રીતે હ્યુમના મોટા ભાગના

આલોચકોનું વલણ પૂર્વગ્રહોથી ઓતપ્રોત હતું, અને તેના ઉપર એવા વિચારોનું દોષારોપણ કરાયું છે કે જે તે બિલકુલ ધરાવતો ન હતો."

અને હેર ડ્યૂરિંગ ખુદ એવા "વલણ"ના એકથી વધુ દાખલા પૂરા પાડે છે.

દાખલા તરીકે, વ્યાજ અંગે હ્યુમનો નિબંધ નીચેના શબ્દોથી શરૂ થાય છે:

"કોઈ પણ દેશની સદ્ધરતાની ચોક્કસ નિશાની વ્યાજના ઓછા દરથી વધુ કોઈ ચીજમાં મળે નહિ; અને કંઈક કારણસર જ આવું બને છે, જોકે સામાન્ય રીતે સમજવામાં આવે છે તેના કરતાં હું કંઈક જુદા કારણમાં માનું છું."[119]

પહેલા જ વાક્યમાં હ્યુમ એવું દૃષ્ટિબિંદુ ટાંકે છે કે વ્યાજના ઓછા દર કોઈ પણ દેશની સદ્ધરતાની ચોક્કસ નિશાની છે—આ સામાન્ય મત તેના કાળમાં મામૂલી ગણાતો હતો. અને હકીકતમાં આ "વિચાર"ને સામાન્ય રીતે પ્રચલિત થતાં ચાઇલ્ડ પછી પૂરાં એકસો વર્ષો લાગેલાં. પણ આપણને કહેવામાં આવે છે કે:

"વ્યાજના દર વિષેના હ્યુમના મંતવ્યમાં આપણે **ખાસ કરીને એ વિચાર પ્રત્યે લક્ષ દોરવું જોઈએ** કે તે પરિસ્થિતિ (કઈ પરિસ્થિતિ?) માપવાનું સાચું સાધન છે અને વ્યાજનો નીચો દર રાષ્ટ્રની સદ્ધરતાની અચૂક નિશાની છે."

"તો કોને "પૂર્વગ્રહો" છે અને આવું કહેનારો મોહિત "આલોચક" કોણ છે? ખુદ હેર ડ્યૂરિંગ સિવાય બીજું કોઈ નહિ.

આપણા "આલોચક ઈતિહાસકાર"ને બાલિશ આશ્ચર્ય એ વાતનું થાય છે કે હ્યુમ કોઈ એક યા બીજા સરસ વિચારના સંબંધમાં "એવો દાવો પણ કરતો નથી કે તેનો પ્રણેતા પોતે છે." હેર ડ્યૂરિંગના દાખલામાં એવું ન જ બનત.

આપણે જોયું કે હ્યુમ કીમતી ધાતુઓના દરેક વધારાને એવા વધારો સમજી લે છે કે જેની સાથે સાથે મૂલ્ય ઘટી જાય છે, અને ખુદ એ ધાતુઓના જ

મૂલ્યમાં, અને એટલે વસ્તુઓના મૂલ્યના માપમાં, ક્રાંતિ થઈ જાય છે. હ્યુમનો એવો ગૂંચવાડો અનિવાર્ય હતો કારણ કે કીમતી ધાતુઓના **મૂલ્ય માપના** ઉપયોગ વિષે તેને લેશમાત્ર સમજણ ન હતી. અને તેને એ સમજણ હોઈ પણ ન શકે કારણ કે તેને મૂલ્યનું કશું જ જ્ઞાન ન હતું. તેના નિબંધોમાં કદાચ એક જ વખત, એ ફકરામાં જ્યાં લોકના ભૂલભરેલા વિચાર કે કીમતી ધાતુઓનું ફક્ત "કાલ્પનિક મૂલ્ય" હોય છે તેને "સુધારવા"ના તેના પ્રયાસમાં, એ શબ્દ વપરાયો છે, અને "તેમને ફક્ત બનાવટી મૂલ્ય" હતું એવું કહીને તે એ વાતને બદતર બનાવે છે.

આ બાબતમાં તે ફક્ત પેટ્ટીથી જ નહિ પણ તેના ઘણા અંગ્રેજ સમકાલીનો કરતાં ઘણો નીચી કક્ષાનો છે. જૂના જમાનાનો ખ્યાલ કે "**વેપારી**" ઉત્પાદનનો મૂળ પાયો છે—જે વિચારથી પેટ્ટી લાંબા સમય પહેલાં આગળ નીકળી ગયો હતો—તેવી જાહેરાત કરીને તેણે પોતાની "પછાત અવસ્થા" પ્રદર્શિત કરી હતી. હ્યુમે પોતાના નિબંધોમાં "મુખ્ય આર્થિક સંબંધો" સાથે જ નિસબત રાખી હતી એવી હેર ડ્યૂરિંગની બાંયધરી અંગે: જો વાચક ઍડમ સ્મીથના લખાણમાં ટાંકેલી કેન્ટીલોનની કૃતિની સરખામણી (જે હ્યુમના નિબંધો પ્રસિદ્ધ થયા એ જ વર્ષમાં, ૧૭૫૨માં, લેખકના મૃત્યુ પછી ઘણાં વરસે[120]) કરે, તો તેને હ્યુમના આર્થિક લખાણોનું સંકુચિત ક્ષેત્ર જોઈને આશ્ચર્ય થશે. અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ તેમ હેર ડ્યૂરિંગે હ્યુમને પ્રમાણપત્રો આપ્યાં હોવા છતાં હ્યુમ રાજકીય અર્થશાસ્ત્રમાં એક માનનીય વ્યક્તિ છે, પણ આ ક્ષેત્રમાં તે અસલ સંશોધક સિવાય બીજું ગમે તે હોઈ શકે—યુગપ્રવર્તક હોવાની તો વાત જ ન કરો. તેના સમયના શિક્ષિત વર્તુળોમાં તેના આર્થિક નિબંધોની અસર તેની છટાદાર અને ભવ્ય રજૂઆતને લીધે જ હતી એવું નહિ પણ મુખ્યત્વે એ કારણસર કે તેણે એ નિબંધોમાં ઉદ્યોગ અને વેપાર જે તે સમયમાં સદ્ધર થતાં હતાં, બીજા શબ્દોમાં, મૂડીવાદી સમાજ જે તે સમયમાં ઈંગ્લૅંડમાં ઝડપથી વિકાસ પામતો હતો અને જેના તરફની "માન્યતા" તેને માટે જરૂરી હતી, તેનાં પ્રગતિશીલ તથા આશાવાદી ગુણગાન તેમાં ગાયાં હતાં. અહીં એક દાખલો પૂરતો થઈ રહેશે. અંગ્રેજ લોકસમુદાયો, હ્યુમના કાળમાં, આડકતરા કરવેરા સામે જે પ્રકારની આવેગમય લડત લડતી હતી તે બધા જાણે છે—નામચીન રોબર્ટ વાલપોલ આ કરવેરાનો લાભ જાગીરદારો અને સામાન્ય રીતે શ્રીમંતોની રાહત માટે બરાબર લેતો હતો. હ્યુમ પોતાના નિબંધ 'કરો વિશે'માં નામનો ઉલ્લેખ કર્યા વિના પોતાના અનિવાર્ય આધાર વાન્ડેરલિંટ સામે વિવાદ

કરે છે. વાન્ડેરલિંટ આડકતરા કરવેરાનો કટ્ટર વિરોધી અને જમીનવેરાનો સૌથી મક્કમ સમર્થક હતો. આપણે વાંચીએ છીએ:

"તે (વપરાશ ઉપરના વેરા) ઘણો ભારે કરબોજ હોવો જોઈએ અને ખરેખર અન્યાયી રીતે લાદેલો, જે હાથકારીગર પોતાની રીતે ભરપાઈ નહિ કરી શકે—વધુ ચડિયાતી કારીગરી કે કરકસરથી પણ નહિ બને—**સિવાય કે તે શ્રમની કિંમત વધારે.**"

એવું જ લાગે કે રોબર્ટ વાલપોલ પોતે જ બોલે છે, ખાસ કરીને જ્યારે 'જાહેર ધિરાણ' ઉપરના નિબંધનો એ ફકરો લક્ષમાં લઈએ કે જેમાં રાજ્યને ધિરાણ કરનારાઓ ઉપર વેરો નાખવાની મુશ્કેલીનો ઉલ્લેખ કરીને નીચે પ્રમાણે કહેવાયું છે:

"તેમની આવકનો ઘટાડો દાણ કે જકાતની કોઈ શાખાના દેખાવથી **છુપાવી** નહિ શકાય."

સ્કૉટલૅન્ડના કોઈ માણસ પાસેથી જેવી અપેક્ષા રખાય એ રીતે હ્યુમે મૂડીવાદી ધનલોલુપતાની જે પ્રશંસા કરી તે ફક્ત માનસિક પ્રકારની ન હતી. એક ગરીબ આદમી તરીકે આરંભ કરીને તે હજારો પાઉન્ડની વાર્ષિક આવક સુધી પહોંચ્યો; જે વિષે હેર ડ્યૂરિંગ કુશળતાપૂર્વક નીચે પ્રમાણે કહે છે (કારણ કે તે અહીં પેટ્ટી વિષે વાત નથી કરતો):

"શરૂમાં તદ્દન નજીવાં સાધનોથી આગળ વધીને સારા **ઘરગથ્થુ અર્થકારણને** આધારે તે એવી સ્થિતિએ પહોંચવામાં સફળ થયો જ્યાં કોઈને ખુશ કરવા ખાતર કંઈ લખાણ કરવાની તેને જરૂર ન હતી."

હેર ડ્યૂરિંગ વધુમાં કહે છે:

"તેણે પક્ષો, રાજાઓ, કે વિદ્યાપીઠોની અસરોને કદી સહેજ પણ નમતું આપ્યું ન હતું."

એવો કોઈ પુરાવો નથી મળતો કે હ્યુમ કદી "વાગેનેર"[121] જોડે સાહિત્યની ભાગીદારીમાં જોડાયો હોય, પણ જાણીતી વાત છે કે તે વ્હીગ અલ્પતંત્રનો અણથક તરફદાર હતો. એ અલ્પતંત્રમાં "દેવળ અને રાજ્ય"નું ઘણું ઊંચું સ્થાન હતું, અને એ સેવાઓના બદલામાં તેને પહેલાં તો પૅરિસમાં એલચીખાતાનું મંત્રીપદ અપાયું હતું અને પછી બેહદ વધુ મહત્ત્વનું અને વધુ પગારવાળું રાજ્યના ઉપમંત્રીનું પદ અપાયું હતું. ઘરડા શ્લોસ્સેરે લખ્યું છે:

"રાજકારણમાં હ્યુમ રૂઢિચુસ્ત હતો અને કાયમ રહ્યો. વિચારોમાં તે રાજાશાહી હતો. આ કારણસર તેને ગિબ્બનની[122] જેમ દેવળના ટેકેદારો તરફથી કોઈ પાખંડ માટે કડક રીતે કદી વખોડવામાં આવ્યો ન હતો."

અને હેર ડ્યૂરિંગે આ મુજબ લખ્યું છે:

"આ સ્વાર્થી હ્યુમ, આ જૂઠ્ઠાબોલો ઈતિહાસકાર" ઈંગ્લીશ મહંતોની સામે ફરિયાદ કરે છે કે તેઓ જાડિયા છે, બૈરી કે કુટુંબ વગરના છે અને ભીખ માગીને જીવે છે, પરંતુ "તેને પોતાને બૈરી કે કુટુંબ જેવું કંઈ કદી નહોતું અને તે બેહદ જાડિયો હતો, મોટા ભાગે પ્રજાકીય નાણાથી નભતો હતો જેને માટે કોઈ જાતની વાસ્તવિક પ્રજાકીય સેવા તેણે કરી ન હતી"—"તોછડા" સાધારણજન કોબેટનો[123] ખ્યાલ એવો હતો.

"જીવનની વ્યવહારુ વ્યવસ્થાના ક્ષેત્રમાં હ્યુમ તાત્ત્વિક દૃષ્ટિએ કોઈ કાંટ કરતાં ઘણો ચડિયાતો હતો."

પરંતુ 'ટીકાત્મક ઈતિહાસ'માં હ્યુમને આવું અતિશયોક્તિભર્યું સ્થાન શા માટે આપવામાં આવ્યું છે? ફક્ત એટલા જ માટે કે આ "ગંભીર અને ગૂઢ ચિંતક"ને ૧૮મી સદીના ડ્યૂરિંગનું સ્થાન મેળવવાનું માન મળેલું. હ્યુમ એવી સાબિતીને પોષે છે કે:

"વિજ્ઞાનની આ સમગ્ર શાખા (અર્થશાસ્ત્ર)ના સર્જનમાં વધુ ઉજ્જવળ તત્ત્વજ્ઞાનની સિદ્ધિ અંકિત છે".

અને એ જ રીતે, હ્યુમ પુરોગામી હોવામાં ઉત્તમ બાંયધરી છે કે આ સમગ્ર વિજ્ઞાન શાખા નજીકના ભવિષ્યમાં એક એવા અસાધારણ માનવીમાં અંત

પામશે કે જેણે ફક્ત "વધુ ઉજ્જવળ તત્ત્વજ્ઞાનનું" રૂપાંતર વાસ્તવિકતાના એકદમ તેજસ્વી તત્ત્વજ્ઞાનમાં કર્યું અને હ્યુમની માફક જેની સાથે...

> "શબ્દના સંકુચિત અર્થમાં તત્ત્વજ્ઞાનનું ખેડાણ — જર્મન ધરતી ઉપર કંઈક અપૂર્વ રીતે — રાષ્ટ્રીય અર્થકારણ તરફથી વૈજ્ઞાનિક કોશિશો સાથે જોડાશે."

એ રીતે આપણે હ્યુમને અર્થશાસ્ત્રી તરીકે માનનીય સ્થાન ઉપર જોઈએ છીએ, જેને પ્રથમ દરજ્જાના આર્થિક તારક તરીકે જોઈએ છીએ જેના મહત્ત્વનો ઈનકાર આજ સુધી ફક્ત એવા ઈર્ષાળુ લોકોએ કર્યો છે — જેમણે એવી જ અકડાઈથી હેર ડ્યૂરિંગની સિદ્ધિઓને આજ સુધી ઉતાવળે સંકેલી લીધી છે — "યુગ માટે સત્તાવાર" એવી એ સિદ્ધિઓ!

---

સૌ જાણે છે કે **કેનેના** 'આર્થિક કોષ્ટક'માં[124] **પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓએ** આપણને એવી મુશ્કેલ સમસ્યા ઉપર છોડી મૂક્યા કે જેના ઉપર તમામ અગાઉના આલોચકો અને રાજકીય અર્થશાસ્ત્રના ઈતિહાસવેત્તાઓએ પોતાનાં જડબાં નિરર્થક રીતે તોડયાં છે. આ કોષ્ટક કે જેનો ઉદ્દેશ રાષ્ટ્રની કુલ સંપત્તિના પરિચલન તથા ઉત્પાદન અંગે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓના વિચારો સ્પષ્ટ રીતે પ્રકાશમાં લાવવાનો હતો, તે અર્થશાસ્ત્રીઓની પછીની પેઢીઓ માટે ધૂંધળા જ રહ્યા. આ વિષય ઉપર પણ છેવટે હેર ડ્યૂરિંગ નિર્ણાયક પ્રકાશ નાખવા આવે છે.

> તે કહે છે કે "આ ઉત્પાદન અને વહેંચણીના સંબંધોની આર્થિક છબી **ખુદ કેનેને પોતાને મન શું અર્થ ધરાવે છે**" તે તો જ જણાવી શકાય કે જો "પ્રથમ તેના વિશિષ્ટ પ્રકારના વિચારોની **સંભાળપૂર્વક સમીક્ષા કરી હોય**". ખાસ તો એટલા માટે કે આજ સુધી આ વિચારો ફક્ત "ઢચુપચુ અચોક્કસતાથી" રજૂ કરાયા છે અને તેનાં "મૂળભૂત લક્ષણો" ઍડમ સ્મીથમાં પણ "પારખી શકાતાં નથી".

હવે કાયમ માટે હેર ડ્યૂરિંગ આ પ્રણાલિકાગત "છીછરા હેવાલ"નો અંત લાવશે. પછી પૂરા પાંચ પાનાંમાં વાચકને મૂરખ બનાવે છે, એવા પાંચ પાનાં

કે જેમાં તમામ જાતનાં દંભી વાક્યો, સતત પુનરાવર્તનો, અને ગણતરીપૂર્વકના ગૂંચવાડા એ બેડોળ હકીકત છુપાવવા મુકાયાં છે કે હેર ડ્યૂરિંગને કેનેના "આગળ પડતા વિચારો" વિષે ભાગ્યે જ એટલું કંઈક કહેવાનું છે કે જે "સૌથી પ્રચલિત પાઠ્યપુસ્તક સંબંધી સંગ્રહો"માં ભરેલું હોય—જેની સામે તે આપણને અણથક રીતે ઘણી વાર ચેતવણીઓ આપે છે. આ પ્રસ્તાવના તે એક "સૌથી શંકાશીલ બાજુ" છે કે અહીં પણ કોષ્ટક કે જે આ બિંદુ સુધી ફક્ત નામથી ઉલ્લેખ પામેલું, તેને હવે સહેજ સામાન્ય રીતે ગૂંગણું બોલીને ટાળવામાં આવે છે અને પછી તે તમામ પ્રકારના "મનન"માં ગૂમ થાય છે, જેમ કે "પ્રયત્ન અને પરિણામ વચ્ચેનો તફાવત". જો કે આ છેલ્લું મનન "તે સાચું કે કેનેના વિચારોમાં પૂરું કરવામાં આવ્યું નથી", પણ હેર ડ્યૂરિંગ આપણને તેનો ધમકીરૂપ દાખલો જેવો તે પોતાના લાંબાલચ પ્રસ્તાવનાના "પ્રયત્ન"માંથી નોંધપાત્ર રીતે ટૂંકાટચ "પરિણામ" ઉપર આવે, એટલે કે જ્યારે તે કોષ્ટકના વિવેચન ઉપર આવે, કે તરત આપે છે. હવે આપણે કેનેના કોષ્ટક વિષે તેને જે કહેવાનું મુનાસિબ લાગ્યું છે તે બધું, **શબ્દે શબ્દ બધું**, અહીં રજૂ કરીશું.

તેના "પ્રયત્ન"માં હેર ડ્યૂરિંગ કહે છે:

> "તેને (કેનેને) સ્વયંસિદ્ધ જણાયેલું કે આવકને" (હેર ડ્યૂરિંગે હમણાં તેને બદલે ચોખ્ખું ઉત્પાદન કહેલું) "**નાણાના મૂલ્ય** તરીકે વિચારવું જોઈએ અને ગણવું જોઈએ... તેણે પોતાના વિચારોને" (!) "તુરત જ **નાણાનાં મૂલ્યો સાથે** જોડયા, જે તેણે પ્રથમ હાથબદલો થયો હોય એવા ખેતી ઉત્પાદનના વેચાણના પરિણામ તરીકે ધાર્યું. આ રીતે" (!) "પોતાના કોષ્ટકની કટારોમાં તે અનેક લાખોની ગણતરીથી કામ લે છે" (એટલે કે નાણાનાં મૂલ્યોની).

તેથી આપણને ત્રણ વખત શીખવવામાં આવ્યું કે કેનેના કોષ્ટકમાં તે "ચોખ્ખી આવક" અથવા "ચોખ્ખા ઉત્પાદન" સહિતના "ખેત ઉત્પાદન"નાં "નાણાકીય મૂલ્ય" સાથે કામ લે છે. પુસ્તકમાં વધુમાં આગળ આપણે જોઈએ છીએ:

> "ખરેખર જો કેનેએ કુદરતી દૃષ્ટિબિંદુથી વિચાર્યું હોત તો તે કીમતી ધાતુઓ અને નાણાની રકમની ગણતરીથી છૂટયા હોત એટલું જ નહિ પણ

**નાણાના મૂલ્યથી** પણ છૂટયો હોત... પણ જે દેખાય છે એ પ્રમાણે તે **મૂલ્યોની રકમને** જ ધ્યાનમાં લે છે, અને તેણે ચોખ્ખા ઉત્પાદનને પહેલેથી જ **નાણા મૂલ્ય** તરીકે કલ્પી લીધું (!)"

તેથી ચોથી અને પાંચમી વખત: કોષ્ટકમાં ફક્ત નાણા મૂલ્યો જ છે!

"તેણે" (કેનેએ) ખર્ચને બાદ કરીને અને મુખ્યત્વે એવું **વિચારીને**" (!) (પ્રણાલિકાગત રીતે નહિ પણ તેમ છતાં છીછરા અહેવાલથી) "કે જે મૂલ્ય જાગીરદારને ભાડા તરીકે મળે, આ (ચોખ્ખું ઉત્પાદન) પ્રાપ્ત કર્યું".

હજુ આપણે એક ડગલુંય આગળ વધ્યા નથી, પણ હવે વેળા આવે છે:

"બીજી બાજુથી, **તેમ છતાં, હાલમાં પણ**"—આ "તેમ છતાં, હાલમાં પણ" એક વિચાર રત્ન છે!—"એક કુદરતી પદાર્થ તરીકે આ ચોખ્ખું ઉત્પાદન પરિચલનમાં પ્રવેશે છે, અને આ રીતે તે એવું તત્ત્વ બને છે કે જે વંધ્ય તરીકે ઓળખાય છે એવા વર્ગને ટકાવી રાખવામાં મદદ કરે છે. આમાં ગૂંચવાડો **તુરત**" (!) "જોઈ શકાય છે—એ હકીકતમાંથી સર્જાતો ગૂંચવાડો કે એક બાજુથી તે નાણા મૂલ્ય છે અને બીજી બાજુથી તે ખુદ વસ્તુ છે જે ચિંતનનો માર્ગ નક્કી કરે છે."

સામાન્ય રીતે એવું દેખાય છે કે વસ્તુઓનું **તમામ** પરિચલન એવા "ગૂંચવાડાનો" ભોગ બને છે કે વસ્તુઓ "કુદરતી પદાર્થો" તરીકે એકસાથે પરિચલનમાં પ્રવેશે છે—અને તે "નાણા મૂલ્ય તરીકે". પણ હજુ આપણે "નાણા મૂલ્ય" વિષે ગોળગોળ ફર્યા કરીએ છીએ, કારણ કે

"કેને રાષ્ટ્રીય આર્થિક આવકના બેવડા હિસાબથી દૂર રહેવા આતુર છે."

હેર ડ્યૂરિંગની પરવાનગીથી: કોષ્ટકના નીચેના ભાગમાં આપેલા કેનેના પૃથક્કરણમાં[125] જુદી જુદી ઉત્પાદિત ચીજો "કુદરતી પદાર્થ" તરીકે દેખાય છે, અને ઉપર કોષ્ટકમાં તેનાં નાણા મૂલ્યો આપેલાં છે. પછીથી કેનેએ પોતાના શિષ્ય આબે બોડો પાસેથી પણ પ્રાકૃતિક વસ્તુઓને ખુદ કોષ્ટકની અંદર તેમનાં નાણા મૂલ્યોની જોડાજોડ રખાવી દીધી.

આ બધા "પ્રયત્નો" પછી, છેવટે આપણે "પરિણામ" મેળવીએ છીએ. આ શબ્દો સાંભળો અને વાહ્ વાહ્ પોકારો:

"તેમ છતાં, અપ્રસ્તુત (કેનેએ જમીનદારોને જે ભાગ ભજવવા આપ્યો તેનો ઉલ્લેખ) તુરત જ સ્પષ્ટ થાય છે જ્યારે આપણે **ચોખ્ખું ઉત્પાદન કે જે ભાડા તરીકે હાંસલ કરેલું હોય છે તેનું રાષ્ટ્રીય-આર્થિક પરિચલનના ગાળામાં શું થાય** છે તેની તપાસ કરીએ છીએ. આ બાબતમાં પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ અને **આર્થિક કોષ્ટકમાંથી** ગૂંચવાડાભર્યા અને તરંગી ખ્યાલો જે રહસ્યવાદી પ્રકારના બને છે તે સિવાય કશું મળતું નથી."

અંત સારો તો બધું સારું. એટલે હેર ડ્યૂરિંગ નથી જાણતો કે "ભાડા તરીકે શોષણ પામેલ ચોખ્ખા ઉત્પાદનનું શું થાય છે". તેને માટે તો કોષ્ટક એક "ગોળાર્ધનું ચતુષ્કોણ છે." પોતાના એકરાર પ્રમાણે તે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રનો કક્કો પણ નથી જાણતો. તેની તમામ અંધકારની અથડામણ પછી, ખાલી કૂવામાં ડોલ ફેંક્યા પછી, અહીં તહીં બાચકા ભર્યા પછી, હાસ્યાસ્પદ નખરાં કર્યા પછી, ઉપાખ્યાનો, આડમાર્ગે નાસભાગ, પુનરાવર્તનો, અને વિસ્મયજનક ભેળસેળ પછી તેનો સમગ્ર ઉદ્દેશ આવી રહેલા તારતમ્ય માટે આપણને તૈયાર કરવાનો હતો, "કેનેને પોતાને માટે કોષ્ટકનો શું અર્થ છે"— આ બધા પછી હેર ડ્યૂરિંગ બેશરમ રીતે એકરાર કરે છે કે **તે કશું જાણતો નથી.**

આ દુ:ખકારક રહસ્યને ખંખેરી નાખ્યા પછી પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રમાં વિહાર કરતી વેળા તેને માથે સવાર થઈ ગયેલી હોરેશિઓની "કાળી ચિંતા"થી[126] છુટકારો મેળવી લીધા પછી, આપણો આ "ગંભીર અને ગૂઢ ચિંતક" પોતાની પિપૂડીમાંથી બીજો આનંદનો સૂર કાઢે છે—નીચે પ્રમાણે:

"કેને અહીં તહીં જે રેખાઓ (બધી મળીને પાંચ છે!) તેના બીજી રીતે ઠીકઠીક સાદા (!) કોષ્ટકમાં દોરે છે, અને જેને આપણે ચોખ્ખા ઉત્પાદનના પરિચલનના પ્રતિનિધિ તરીકે લેવાની છે" તે આશ્ચર્ય પમાડે છે કે આ "કટારોનાં તરંગી જોડાણો" કદાચ કોઈ ગજબ ગણિતથી ભરેલાં તો નહિ હોય; કેનેના ગોળાર્ધને ચતુષ્કોણ બનાવવાના પ્રયાસની તે યાદ આપે છે—વગેરે.

પોતાના જ એકરાર પ્રમાણે હેર ડ્યૂરિંગ તેની સાદાઈ છતાં આ વાક્યો સમજવા અસમર્થ હતો તેથી તે પોતાની પ્રિય વિધિ આચરીને **તેના ઉપર આશંકા લાવે છે.** અને હવે તે ગૂંચવાયેલા કોષ્ટકનું રહસ્ય શ્રદ્ધાપૂર્વક રજૂ કરે છે:

> "આમાં આપણે ચોખ્ખા ઉત્પાદનને તેની **સૌથી શંકાસ્પદ બાજુ** તરીકે ગણીએ છીએ," વગેરે.

તેથી, 'આર્થિક કોષ્ટક'નો પ્રથમ શબ્દ પણ અને ચોખ્ખા ઉત્પાદને જે "ભાગ" ભજવ્યો તે સમજવા પોતાની અશક્તિનો એકરાર કરવામાં તે ખચકાય છે—તેને હેર ડ્યૂરિંગ "ચોખ્ખા ઉત્પાદનની અતિ શંકાસ્પદ બાજુ"! કહે છે. કેવો ઊંડો વ્યંગ!

પરંતુ કેનેના કોષ્ટકથી આપણા વાચકો કોઈ રીતે અજાણ ન રહે—જેમણે પોતાનું આર્થિક ડહાપણ હેર ડ્યૂરિંગ પાસેથી "પ્રથમ કક્ષાનું" મેળવ્યું છે તેઓ તો અજ્ઞાત રહ્યા જ છે—એટલે ટૂંકમાં નીચે પ્રમાણે તે રજૂ કરીએ છીએ.

જાણીતી વાત છે કે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓએ સમાજને ત્રણ વર્ગોમાં વહેંચ્યો હતો: (૧) ઉત્પાદન કરનાર એટલે કે જે વર્ગ સાથે જ ખેતીના ઉત્પાદનમાં ગણોતિયા કે ખેતમજૂર તરીકે રોકાયેલો હોય, કારણ કે તેના શ્રમમાંથી વધારાની પેદાશ, ભાડું, સર્જાય છે. (૨) જે વર્ગ એ વધારાની પેદાશને હજમ કરે છે—જાગીરદારો અને તેના કારભારીઓ, રાજા અને રાજ્યના અધિકારીઓ અને છેલ્લે દેવળ કે જે ઉત્પાદનનો દશમો ભાગ લઈ જાય છે. ટૂંકાણ ખાતર આપણે પ્રથમ વર્ગને ફક્ત "ખેડૂતો" અને બીજા વર્ગને "જાગીરદારો" કહેશું. (૩) ઔદ્યોગિક અથવા વાંઝિયો વર્ગ: વાંઝિયો એટલા માટે કે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓની દૃષ્ટિએ તે વર્ગ ઉત્પાદક વર્ગ તેને જે કાચા માલનો પુરવઠો પૂરો પાડયો તેમાં તે એટલું જ મૂલ્ય ઉમેરે છે જે તેના નિભાવનાં સાધનો તેને તે જ ઉત્પાદક વર્ગે પૂરા પાડેલાં હોય છે તેની વપરાશ પૂરતું હોય. કેનેના કોષ્ટકનો એવો ઉદ્દેશ હતો કે કોઈ એક દેશનું કુલ વાર્ષિક ઉત્પાદન (નક્કર રીતે કહીએ તો ફ્રાંસ) આ ત્રણેય વર્ગોમાં કઈ રીતે પરિચલન પામે છે અને વાર્ષિક પુનરુત્પાદનની સગવડો ઊભી કરે છે.

કોષ્ટકની પ્રથમ ધારણા એ હતી કે ખેતીની પદ્ધતિ અને તેની સાથે વિશાળ સ્તરની ખેતી, કેનેના કાળમાં આ શબ્દ જે રીતે સમજાતો હતો એ રીતે, ફ્રાંસના નોરમન્ડી, પીકાર્ડી, ઈલ-દે-ફ્રાંસ અને અન્ય કેટલાક પ્રાંતોમાં નમૂનારૂપે દાખલ કરવામાં આવી હતી. તેથી ખેડૂત ખેતી ઉત્પાદનમાં સાચો મોવડી બને

છે, જેનું બયાન કોષ્ટકમાં સમસ્ત ઉત્પાદક વર્ગ (ખેતીના) તરીકે આવે છે અને જે જાગીરદારને નાણાથી ભાડું આપે છે. દસ અબજ લિવરેની યાદી અથવા મૂડીનું રોકાણ સમગ્ર રીતે ખેડૂતને ખાતે મૂકવામાં આવે છે; આ રકમમાંથી એક પંચમાંશ અથવા બે અબજ ચાલુ કામ માટેની મૂડી ગણાય છે જે દર વરસે ચાલુ રહેવી જોઈએ — આ આંકડો પણ ઉપર જણાવેલા પ્રાંતોમાં જે સૌથી સરસ વહીવટ ધરાવતી ખેતીવાડી હોય તેના આધારે અંદાજવામાં આવતો હતો.

વધુમાં આ ધારણાઓ અથવા ભૂમિકાઓ હતી: (૧) સાદાઈ ખાતર માની લેવામાં આવે છે કે સ્થાયી ભાવો અને સાદું પુનરુત્પાદન પ્રવર્તિત છે; (૨) ફક્ત એક જ વર્ગમાં જે પરિચલન થતું હોય તેને બાદ ગણવું અને ફક્ત વર્ગો વચ્ચેના પરિચલનને જ હિસાબમાં ગણવું; (૩) વર્ગો વચ્ચે એક ઔદ્યોગિક વર્ષ દરમિયાન જે ખરીદવેચાણ થાય તેને એકઠું ગણીને કુલ રકમ તરીકે ગણવું. છેલ્લે, એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે કેનેના સમયમાં ફ્રાંસમાં, તેમ જ વધતે ઓછે અંશે આખા યુરોપમાં, ખેડૂત પરિવારોના ગૃહ ઉદ્યોગોની ઘણી બધી જરૂરતો ખોરાક ઉપરાંત સંતોષાતી હતી અને તેથી અહીં તેને ખેતીના પૂરક તરીકે લેવામાં આવે છે.

કોષ્ટકના પ્રારંભિક બિંદુ તરીકે છે કુલ પાક, જમીનની કુલ વાર્ષિક ઊપજ, જેને પ્રથમ મુદ્દા તરીકે ગણવામાં આવે છે — અથવા દેશનું કુલ "પુનરુત્પાદન" — આ દાખલામાં ફ્રાંસનું, આ કુલ ઉત્પાદનના પરિમાણનું મૂલ્ય ખેતી ઉત્પાદનની ચીજોની સરેરાશ કિંમતના આધારે અંદાજવામાં આવે છે, તેનો સરવાળો પાંચ અબજ લીવરે થતો, તે વખતે શક્ય એવી રીતથી ફ્રાંસના કુલ ખેતી ઉત્પાદનનું નાણાકીય મૂલ્ય અંદાજે આટલું હતું. બીજા કોઈ નહિ પણ ફક્ત આ જ કારણસર કેને પોતાના કોષ્ટકમાં એક ફ્રાંકના મૂલ્યના તૂરના પાંચ સિક્કા સાથે નહિ પણ "અનેક અબજ સાથે કામ લે છે", ચોક્કસ રીતે કહીએ તો પાંચ અબજ.

પાંચ અબજના મૂલ્યનું સમસ્ત કુલ ઉત્પાદન ઉત્પાદક વર્ગના હાથમાં હોય છે, એટલે કે પ્રથમ તો ખેડૂતો કે જેમણે વાર્ષિક બે અબજની રકમ પેશગીમાં આપી છે અને જે કુલ મૂડી રોકાણના ૧૦ અબજ ને અનુરૂપ છે. ખેતી ઉત્પાદન, ખાદ્ય સામગ્રી, કાચો માલ, વગેરે જે ચાલુ હાથ ઉપરની મૂડીની બદલી માટે જરૂરી છે, સાથે સાથે એ ઉત્પાદનમાં સીધી રીતે રોકાયેલા તમામ માણસોના નિભાવનો હિસાબ વસ્તુના રૂપમાં કુલ પેદા થયેલા માલમાંથી ગણવામાં આવે છે અને નવા ખેતી ઉત્પાદન માટે વાપરવામાં આવે છે. આપણે

જોયું કે સ્થાયી ભાવો અને સાદું અમુક પરિમાણનું પુનરુત્પાદન ધારવામાં આવે છે, કુલ ઉત્પાદનમાંથી આટલા ભાગના નાણાકીય મૂલ્યને બે અબજ લિવરે ગણવામાં આવે છે. આ ભાગ સામાન્ય પરિચલનમાં સામેલ થતો નથી. કારણ કે આપણે નોંધ લીધી છે તે મુજબ જે પરિચલન બે વર્ગો વચ્ચે નહિ પરંતુ ખાસ એક વર્ગની અંદર પ્રવર્તે છે તેને કોષ્ટકમાંથી બકાત રખાયું છે.

કુલ ઉત્પાદનમાંથી ચાલુ હાથ ઉપરની મૂડીની સ્થાન બદલી કર્યા પછી ત્રણ અબજ વધે છે જેમાંથી બે ખાદ્ય પદાર્થોમાં અને એક કાચા માલમાં જાય છે. ખેડૂતોએ જાગીરદારોને જે ભાડું આપવાનું છે તે આ રકમનો બે તૃતિયાંશ ભાગ છે—એટલે કે બે અબજ. હવે તુરતમાં જણાશે કે આ બે અબજની રકમ શા માટે "ચોખ્ખા ઉત્પાદન" અથવા "ચોખ્ખી આવક"ના મથાળા નીચે મુકાય છે.

પરંતુ "કુલ પુનરુત્પાદન" પાંચ અબજની કિંમતનું થાય છે એ ઉપરાંત, જેમાંથી ત્રણ અબજ સામાન્ય પરિચલનમાં રહે છે, કોષ્ટકમાં વર્ણન કરેલી હલચલ શરૂ થાય **એ પહેલાં** પણ ખેડૂતોના હાથમાં રાષ્ટ્રનો સમગ્ર સંગ્રહ, બે અબજ રોકડ રકમ, હોય છે. આ નીચે પ્રમાણે આવે છે. કોષ્ટકનું પ્રારંભિક બિંદુ કુલ પાક છે, અને આ પ્રારંભિક બિંદુ આર્થિક વર્ષનું અંતબિંદુ પણ બને છે, દાખલા તરીકે, ૧૭૫૮ની સાલમાં, નવું આર્થિક વર્ષ શરૂ થાય ત્યારે. આ નવા વર્ષ ૧૭૫૯માં કુલ ઉત્પાદનનો જે ભાગ પરિચલનમાં રહે છે તે બે બીજા વર્ગો વચ્ચે સંખ્યાબંધ વ્યક્તિગત ચુકવણીઓ, ખરીદીઓ અને વેચાણો મારફત વહેંચાય છે. આ હલચલ આખા વર્ષ દરમિયાન જુદા જુદા રૂપે એકબીજાને અનુસરતી—કોષ્ટકમાં આવું જ બનવા સર્જાયેલું હતું— અમુક લાક્ષણિક સોદાઓમાં સંયોજિત થાય છે—જેમાં દરેક આખા વર્ષની કાર્યવાહી આવરી લેવાય છે. તો આ છે એ રકમ કે જે ૧૭૫૮ના વર્ષના અંતે ખેડૂત વર્ગમાંથી ૧૭૫૭ના ભાડા તરીકે જાગીરદારો પાસે આવે છે (કોષ્ટક જ દર્શાવી શકે કે આ કઈ રીતે આવે છે) જેનો સરવાળો બે અબજ થાય છે; જેથી ખેડૂત વર્ગ ફરી વાર ૧૭૫૯માં આ રકમ પરિચલનમાં રાખી શકે. હવે કેને કહે છે તે પ્રમાણે એ રકમ વાસ્તવમાં ફ્રાંસના કુલ ચલણ માટે જરૂરી હોય તેના કરતાં ઘણી મોટી છે, કારણ કે અલગ અલગ ચુકવણીનો ક્રમ હોય છે, ખેડૂતોના હાથમાં રહેલી બે અબજની રકમનું ચલણ દેશનું કુલ ચલણ છે.

ભાડું મેળવતા જાગીરદારોનો વર્ગ પહેલી વાર ચુકવણીઓ મેળવનારની ભૂમિકામાં સામે આવે છે, આજે પણ એવું જ છે. કેનેની ધારણા પ્રમાણે

અસલ જાગીરદાર તો બે અબજના ભાડામાંથી ફક્ત ચાર સપ્તમાંશ મેળવે છે, બે સપ્તમાંશ સરકારના હાથમાં જાય છે, અને એક સપ્તમાંશ દશમા ભાગનો લાગો વસૂલ કરનારાઓને જાય છે. કેનેના જમાનામાં દેવળનું સ્થાન સૌથી મોટા જાગીરદારનું હતું, તેને આ ઉપરાંત અન્ય તમામ જાગીરોમાંથી દશમો ભાગ મળતો હતો.

"વાંઝિયા" વર્ગ તરફથી આખા વર્ષ દરમિયાન જે હાથ ઉપરની ચાલુ મૂડી પેશગીમાં અપાય છે તે કાચા માલના રૂપમાં એક અબજનું મૂલ્ય ધરાવે છે — ફક્ત કાચો માલ, કારણ કે સાધનો, યંત્રો, વગેરે તે વર્ગના ઉત્પાદન તરીકે જ સમાવેશ પામે છે. આ ઉત્પાદન જે જુદા જુદા અનેક ભાગ ભજવે છે તેની સાથે કોષ્ટકને કોઈ નિસબત નથી, અને કેવળ એ વર્ગમાં જ થતા વસ્તુઓ અને નાણાના પરિચલન સાથે પણ તેને કશી નિસબત નથી. આ વાંઝિયો વર્ગ કામદારોના વેતન વડે કાચા માલને ઉત્પાદિત ચીજમાં રૂપાંતરિત કરે છે તે મૂલ્યની રીતે પોતાને ઉત્પાદન કરનાર વર્ગ તરફથી નિભાવનાં સાધનો મળે છે તેના મૂલ્ય સાથે સમાન થાય છે, અને આડકતરી રીતે જાગીરદારો મારફત મળે છે. જો કે તેનું વિભાજન મૂડીદાર અને વેતનદાર કામદારોમાં થાય છે પણ કેનેના મૂળભૂત વિચાર પ્રમાણે તે એક સંયોજિત વર્ગ છે જેને ઉત્પાદક તથા જાગીરદાર વર્ગ તરફથી નાણાં મળે છે. કુલ ઔદ્યોગિક ઉત્પાદન અને પરિણામે તેનું કુલ પરિચલન જે કાપણી પછી આખા વર્ષ દરમિયાન વહેંચાઈ જાય છે તે એક સંયુક્ત સરવાળામાં જોડાય છે. તેથી એવું ધારવામાં આવે છે કે કોષ્ટકમાં આરંભમાં જે હલચલ દર્શાવી છે તે વાંઝિયા વર્ગનું વાર્ષિક જણસ ઉત્પાદન તદ્દન પોતાના જ હાથમાં છે, પરિણામે તેની સમગ્ર ચાલુ હાથ ઉપરની મૂડી જેમાં એક અબજનો કાચો માલ સામેલ હોય છે તે હવે બે અબજના મૂલ્યના માલમાં ફેરવાય છે જેમાંથી અર્ધો હિસ્સો આ રૂપાંતર દરમિયાન નિભાવનાં સાધનોની કિંમત રૂપે વપરાય છે. અહીં એક વાંધો ઉઠાવી શકાય: ચોક્કસ રીતે વાંઝિયો વર્ગ પણ પોતાના ઘરગથ્થુ વપરાશ માટે અર્ધો હિસ્સો આ ઔદ્યોગિક ઉત્પાદનનો વાપરે છે; તો જ્યારે તેનું કુલ ઉત્પાદન પરિચલન મારફત બીજા વર્ગોમાં પસાર થાય છે એ ક્યાં કઈ રીતે બતાવ્યું છે? આપણને આ પ્રકારે પ્રત્યુત્તર મળે છે: વાંઝિયો વર્ગ પોતાની વસ્તુઓનો એક ભાગ પોતે વાપરે છે એટલું જ નહિ પણ એ ઉપરાંત તે જેમ બને તેમ વધુ ભાગ પોતાની પાસે રાખવાની કોશિશ કરે છે. તેથી પરિચલનમાં મુકાયેલી વસ્તુઓનું વેચાણ તે મૂળ કિંમત કરતાં વધુ ભાવ લઈને કરવા મથે છે, અને તેણે એમ કરવું જ

જોઈએ કારણ કે એ વસ્તુઓનું મૂલ્યાંકન આપણે તેના ઉત્પાદનના કુલ મૂલ્યથી કરેલું છે. તેમ છતાં તેનાથી કોષ્ટકના આંકડાઓને અસર થતી નથી કારણ કે બે બીજા વર્ગોને ઉત્પાદિત ચીજો કુલ ઉત્પાદનના મૂલ્યથી જ મળે છે.

તેથી હવે આપણે કોષ્ટકની શરૂની હલચલના સમયમાં ત્રણેય જુદા જુદા વર્ગોની આર્થિક સ્થિતિ વિષે જાણતા થયા છીએ.

પોતાની ચાલુ હાથ ઉપરની મૂડીની જાણસમાં ફેરબદલી થયા પછી પણ ઉત્પાદક વર્ગ પાસે ત્રણ અબજનું કુલ ખેતી ઉત્પાદન અને બે અબજનાં નાણાં રહે છે. હવે જમીનદાર વર્ગ ઉત્પાદક વર્ગ પાસેથી ભાડાના બે અબજની માગણી કરે છે. વાંઝિયા વર્ગ પાસે ઉત્પાદિત માલના રૂપમાં બે અબજનો માલ રહે છે. ત્રણમાંથી ફક્ત આ બે વર્ગો વચ્ચે પ્રવર્તમાન પરિચલનને પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ અપૂર્ણ ગણે છે; ત્રણેય વર્ગો વચ્ચે જે ચલણ ફરે તે જ સંપૂર્ણ ગણાય છે.

હવે આર્થિક કોષ્ટક વિશે:

**પ્રથમ પરિચલન** (અપૂર્ણ). ખેડૂતો જાગીરદારોને પોતાના ઉપરનું લેણું બે અબજનું નાણું ભાડામાં ચૂકવે છે— બદલામાં કંઈ પણ પામ્યા વિના. આ બેમાંથી એક અબજ વડે જાગીરદારો ખેડૂતો પાસેથી નિભાવનાં સાધનો ખરીદે છે—જેને ભાડા પેટે આપેલી રકમમાંથી આ રીતે અર્ધી રકમ પાછી મળે છે.

પોતાની અન્ય કૃતિ 'આર્થિક કોષ્ટકનું પૃથક્કરણ'માં કેને રાજ્યનો વધુ ઉલ્લેખ કરતો નથી જેને બે સપ્તમાંશ હિસ્સો મળે છે, અથવા તે દેવળનો ઉલ્લેખ કરતો નથી જેને એક સપ્તમાંશ મળે છે, કારણ કે તેમનાં સામાજિક કાર્યો સામાન્ય રીતે જાણીતાં છે. જાગીરદાર વર્ગના સંબંધમાં તે કહે છે કે તેનો તમામ ખર્ચ (જેમાં જાગીરદારના તમામ હજૂરિયાઓનો સમાવેશ થઈ જાય છે) અથવા તેનો મોટા ભાગનો ખર્ચ નિરર્થક ખર્ચ છે (બીનઉત્પાદક)—સિવાય કે એક નાનો હિસ્સો જે "તેમની જમીનની સાચવણી અને સુધારા તેમ જ ખેતી ઉત્પાદનનું ધોરણ ઊંચું લાવવા" માટે વપરાય છે. પરંતુ "પ્રાકૃતિક નિયમ" મુજબ તેમનું યોગ્ય કાર્ય તો "પોતાની પૈતૃક સંપત્તિને સારી હાલતમાં રાખવા માટે તેની સારી વ્યવસ્થા તથા જરૂરી ખર્ચનો બંદોબસ્ત કરવાનું" છે, અથવા વધુમાં કહેવામાં આવે છે કે તે જમીન તૈયાર કરવા નાણાંનું રોકાણ અને ખેતી માટે જરૂરી તમામ સાધનોનો પ્રબંધ કરે છે—જેને લીધે ખેડૂત પોતાની સમગ્ર મૂડી ખરેખર ખેતી કામમાં રોકવા સમર્થ બને છે.

**બીજું** (પૂર્ણ) **પરિચલન**. જાગીરદારોને હસ્તક નાણામાંથી બાકી એક અબજ વડે તેઓ વાંઝિયા વર્ગ પાસેથી ઉત્પાદિત માલ ખરીદે છે, અને એ

વર્ગ તે નાણું પ્રાપ્ત કર્યા પછી એટલી કિંમતનાં નિભાવનાં સાધનો ખેડૂતો પાસેથી ખરીદે છે.

**ત્રીજું (અપૂર્ણ) પરિચલન.** ખેડૂતો એક અબજ રકમથી વાંઝિયા વર્ગ પાસેથી ઉત્પાદિત ચીજો ખરીદે છે; આ માલનો મોટો ભાગ ખેતીવાડીનાં સાધનો અને ઉત્પાદનનાં ઓજારોનો બનેલો હોય છે. વાંઝિયો વર્ગ એ જ રકમ ખેડૂતોને પાછી આપે છે અને તેમાંથી પોતાની હાથ ઉપરની ચાલુ મૂડીને સ્થાને મૂકવા એક અબજનો કાચો માલ ખરીદે છે. આ રીતે ખેડૂતોએ જે બે અબજની રકમ ભાડામાં ચૂકવી તે તેમની પાસે પાછી આવે છે અને હલચલ અહીં અંત પામે છે. અને ત્યારે જ એ મહાન રહસ્ય ઉકેલાઈ જાય છે કે "ભાડા તરીકે હડપ કરી લેવામાં આવેલી ચોખ્ખી પેદાશનું આર્થિક પરિચલન દરમિયાન શું થાય છે?"

આપણે ઉપર જોયું કે પ્રક્રિયાના આરંભમાં ઉત્પાદક વર્ગના હાથમાં ત્રણ અબજની વધારાની રકમ હતી. આમાંથી જાગીરદારોને ભાડાના રૂપમાં ફક્ત બે અબજની રકમ ચોખ્ખા ઉત્પાદન તરીકે ચૂકવાઈ હતી. વધારાની રકમનો બાકીનો ભાગ, ત્રીજો અબજ, ખેડૂતોની કુલ રોકાયેલી મૂડીનું વ્યાજ છે—એટલે કે દસ અબજના દસ ટકા.

તેમને આ વ્યાજ પરિચલનમાંથી પ્રાપ્ત થતું નથી એ હકીકત સંભાળપૂર્વક નોંધવી જોઈએ; તે તો તેમના હાથમાં વસ્તુના રૂપમાં હયાતી ધરાવે છે, અને તેમને તેનું સમાન મૂલ્યના ઉત્પાદિત માલમાં રૂપાંતર કરવાથી પરિચલનમાં પ્રાપ્ત થાય છે.

આ વ્યાજનું અસ્તિત્વ ન હોત તો ખેતીના મુખ્ય કાર્યવાહક એવા ખેડૂતોને ખેતીમાં મૂડી રોકાણની ઉત્સુકતા જ બિલકુલ ન હોત. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓના મંતવ્ય પ્રમાણે એ દૃષ્ટિએ વ્યાજનું પ્રતિનિધિત્વ કરતી એ ખેતીવાડીની **વધારાની પેદાશને** હડથ કરી જવાની ખેડૂતની ક્રિયા પુનરુત્પાદન માટે ખુદ ખેડૂત વર્ગના અસ્તિત્વ જેટલી જ આવશ્યક શરત છે. અને તેથી આ તત્ત્વને રાષ્ટ્રીય "ચોખ્ખા ઉત્પાદન" અથવા "ચોખ્ખી આવક"ની કક્ષામાં મૂકી ન શકાય; કારણ કે તેની વિશિષ્ટતા એ છે કે રાષ્ટ્રીય પુનરુત્પાદનની તાકીદની જરૂરતોને લક્ષમાં લીધા વિના તેની વપરાશ શક્ય છે. તેમ જોતાં કેનેના મંતવ્ય પ્રમાણે એક અબજનો આ ફાળો વર્ષ દરમિયાન જરૂરી એવાં સમારકામો માટે આવશ્યક બને છે, અને રોકેલી મૂડીનું આંશિક પુનઃરોકાણ થાય છે; વધુમાં, અકસ્માતો સામેના અનામત ભંડોળ તરીકે, રોકેલી અને ચાલુ હાથ ઉપરની મૂડીને વિસ્તારવા તેમ જ જમીનની સુધારણા અને ખેતીના ફેલાવા માટે વપરાય છે.

આ સમગ્ર પ્રક્રિયા "ઠીક ઠીક સાદી" છે. પરિચલનમાં આ પ્રમાણે નાણું પ્રવેશે છે: ખેડૂતો તરફથી ભાડા તરીકે ચૂકવવાની બે અબજની રકમ, અને ઉત્પાદનની ત્રણ અબજની કે જેમાંથી બે તૃતિયાંશ નિભાવનાં સાધનો અને એક તૃતિયાંશ કાચા માલ પાછળ જાય છે; વાંઝિયા વર્ગ તરફથી ઉત્પાદિત માલના બદલામાં બે અબજ. બે અબજનાં નિભાવનાં સાધનોમાંથી અર્ધો ભાગ જાગીરદારો અને તેના હજૂરિયાઓ વાપરે છે અને બીજો અર્ધો ભાગ પોતાના શ્રમના બદલામાં વાંઝિયો વર્ગ વાપરે છે. એક અબજની કિંમતનો કાચો માલ આ છેલ્લા વર્ગની હાથ ઉપરની ચાલુ મૂડીને સ્થાને મુકાય છે. બે અબજની કિંમતની ઉત્પાદિત વસ્તુઓના પરિચલનમાંથી અર્ધી જાગીરદારો પાસે અને બાકીની ખેડૂતો પાસે જાય છે—જેને માટે તે વ્યાજનું પલટાયેલું રૂપ છે, જે ખેતી ઉત્પાદનના પુનરાવર્તનમાંથી પ્રાથમિક રીતે જ ઊપજે છે. ખેડૂતે જે નાણું પરિચલનમાં ભાડાની ચુકવણીથી મૂક્યું તે તેની પાસે પાછું આવે છે—તેના માલના વેચાણ મારફત—અને બીજા આર્થિક વર્ષમાં તે જ પ્રકારની પ્રક્રિયા બને છે.

અને હવે આપણે હેર ડ્યૂરિંગના "ખરેખર આલોચનાત્મક" વિવરણની પ્રશંસા કરવી જોઈએ કે જે "પ્રણાલિકાગત છીછરા અહેવાલ" કરતાં અનેક ગણું ચડિયાતું છે. ભેદી રીતે વારંવાર પાંચ વખત આપણને એવું દર્શાવીને કે કેને માટે કોષ્ટકમાં ફક્ત નાણા મૂલ્યોથી કામ લેવાનું કેટલું મુશ્કેલ હતું—જે વાત સાચી ન નીકળી—તે છેવટે એવું તારણ કાઢે છે અને પૂછે છે: "એ ચોખ્ખા ઉત્પાદનનું શું થાય છે કે જે ભાડા તરીકે રાષ્ટ્રીય આર્થિક પરિચલનના ગાળામાં હજમ થાય છે?"—આર્થિક કોષ્ટક "ગૂંચવાડાભર્યા અને મનસ્વી વિભાવનાઓ—જે રહસ્યવાદમાં પહોંચી છે—સિવાય કશું વિશેષ આપતું નથી." આપણે જોયું કે આ કોષ્ટકમાં—જે પરિચલનના માધ્યમ વડે થતી પુનરુત્પાદનની વાર્ષિક પ્રક્રિયાનું એવું નિરૂપણ આપે છે કે જે એ સમયની દૃષ્ટિએ સરળ પણ છે અને તેજસ્વી પણ છે—એ સવાલનો બહુ સ્પષ્ટ જવાબ આપવામાં આવ્યો છે કે રાષ્ટ્રીય આર્થિક પરિચલનના ગાળામાં ચોખ્ખા ઉત્પાદનની શું સ્થિતિ થાય છે. આ રીતે ફરી વાર આપણને જોવા મળે છે કે "રહસ્યવાદ" અને "ગૂંચવાડાભર્યા અને મનસ્વી વિભાવનાઓ" ફક્ત હેર ડ્યૂરિંગની જ છે. તેણે કરેલા પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓના અભ્યાસની "સૌથી વધારે શંકાસ્પદ બાજુ" અને તેની એકમાત્ર "ચોખ્ખી પેદાશ" એ જ છે.

હેર ડ્યૂરિંગ પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓની ઐતિહાસિક અસરો વિષે પણ તેના સિદ્ધાંત માફક જ પરિચિત છે.

> તે શીખવે છે કે "ત્યુર્ગો સાથે ફ્રાંસમાં પ્રકૃતિવાદી અર્થશાસ્ત્ર સિદ્ધાંત અને વ્યવહારમાં અંત પામે છે."

મિરાબો મૂળભૂત રીતે તેનાં આર્થિક મંતવ્યોમાં પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રી હતો; તે ૧૭૮૯ માં બંધારણસભામાં મોખરાનો આર્થિક નિષ્ણાત હતો. એ બંધારણસભાએ તેના આર્થિક સુધારાઓમાં પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓના સિદ્ધાંતોનો ઘણોખરો ભાગ અમલમાં મૂક્યો હતો, અને ખાસ કરીને જમીન ભાડા ઉપર ભારે કરવેરા નાખ્યા હતા, "કોઈ વિચારણા" વિના ચોખ્ખું ઉત્પાદન જમીન માલિકોએ હજમ કર્યું—આ બધું "કોઈ ડ્યૂરિંગ" માટે જાણે અસ્તિત્વમાં જ ન હતું.

૧૬૯૧થી ૧૭૫૨નાં વરસો દરમિયાન જેમ એક લાંબા લિસોટાએ હ્યુમના તમામ પુરોગામીઓને દૂર કરી નાખેલા, તેવી રીતે બીજા લિસોટાએ હ્યુમ અને ઍડમ સ્મીથની વચ્ચેના ગાળામાં આવનાર સર જેમ્સ સ્ટૂઅર્ટને ભૂંસી નાખ્યો. સ્ટૂઅર્ટના મહાન કાર્યનો[127] એક શબ્દ પણ હેર ડ્યૂરિંગના "સાહસ"માં દેખાતો નથી, જેણે તેના ઐતિહાસિક મહત્ત્વ ઉપરાંત કાયમ માટે રાજકીય અર્થશાસ્ત્રનું ક્ષેત્ર સભર બનાવેલું. પરંતુ તેને બદલે હેર ડ્યૂરિંગ પોતાના શબ્દભંડોળની સૌથી ખરાબ ગાળ તેને માટે વાપરે છે, અને એવું કહે છે કે તે ઍડમ સ્મીથના જમાનામાં "**કોઈ પ્રોફેસર**" હતો. કમનસીબે આ આક્ષેપ સાવ બનાવટી છે. હકીકતે સ્ટૂઅર્ટ સ્કૉટલૅંડમાં મોટો જમીનદાર હતો જેને ગ્રેટ બ્રિટનમાંથી સ્ટૂઅર્ટ-કાવતરામાં કહેવાતી સંડોવણી બદલ હદપાર કરેલો, અને તળ યુરોપખંડના જુદા જુદા દેશોમાં લાંબા વસવાટ અને મુસાફરીઓથી તે આર્થિક સંજોગો વિષે પરિચિત થયો હતો.

ટૂંકામાં: 'ટીકાત્મક ઇતિહાસ' પ્રમાણે તમામ અગાઉના અર્થશાસ્ત્રીઓ પાસે જે ફક્ત એક મૂલ્ય હતું તેનો ઉપયોગ કાં તો હેર ડ્યૂરિંગના "સત્તાવાર" અને ઊંડા પાયાના વિચારનાં "મૂળતત્ત્વો" તરીકે થયો, અથવા તેમના બિનપાયાદાર સિદ્ધાંતોને કારણે ડ્યૂરિંગે તેનો ઉપયોગ તેમને હંફાવવા માટે કર્યો. વળી, રાજકીય અર્થશાસ્ત્રમાં કેટલાક એવા પણ બહાદુરો હોય છે જે "ઊંડા પાયા"નાં "મૂળતત્ત્વો"ના પ્રતિનિધિ હોય છે, જેમાંથી હેર ડ્યૂરિંગના પ્રાકૃતિક

તત્ત્વજ્ઞાને નિર્દેશ કરેલો તેમ આ પાયો "વિકાસ" પામ્યો નથી પણ વાસ્તવમાં "ઘડી કાઢેલો" છે: દાખલા તરીકે, "અજોડ અને મહાન" **લીસ્ટ** જેણે જર્મન કારખાનદારોના લાભમાં ફુરિયે તથા બીજાઓની "વધુ ગૂઢ" વ્યાપારવાદી નીતિરીતિઓને બડાઈ હાંકીને "જોરદાર" શબ્દોમાં ચગાવી; તેમ જ **કેરી** કે જે નીચેના શબ્દોમાં ડહાપણનું સાચું સત્ત્વ આપે છે:

> "રિકાર્ડોની પદ્ધતિમાં બેસૂરાપણું છે... તેની સમગ્રતા વર્ગોમાં વૈમનસ્ય પેદા કરે છે... તેનું પુસ્તક ડંફાશખોરીનો દસ્તાવેજ છે, જે ખેતીવાદ, યુદ્ધ અને લૂંટથી સત્તા પ્રાપ્ત કરવા મથે છે"[128].

અને આખરે, લંડન શહેરનો કન્‌ફ્યુશિયસ* **મેકલિઓડ**.

જે લોકો વર્તમાન તથા નજીકના ભવિષ્યના રાજકીય અર્થશાસ્ત્રના ઇતિહાસનો અભ્યાસ કરવા માગતા હોય તેઓ જો "પાણીવાળી પેદાશો", "સાધારણ વાતો" અને "સૌથી છેલ્લા પાઠ્યપુસ્તક સંબંધી સંગ્રહો"ના "ભિખારીઓના સૂપ"થી પરિચિત થાય, હેર ડ્યૂરિંગના "ભવ્ય છટાદાર ઐતિહાસિક નિરૂપણ"ને બદલે, તો તેઓ વધુ સલામત ભૂમિ ઉપર ઊભા રહી શકશે.

---

તો પછી, હેર ડ્યૂરિંગના રાજકીય અર્થશાસ્ત્રની "ખુદ પોતાની જ પદ્ધતિ"ના પૃથક્કરણનું છેવટનું શું પરિણામ છે? કંઈ જ નહિ, સિવાય કે ભારેખમ શબ્દાવલિ અને તેથી વધુ જોરદાર વચનોથી તેના "તત્ત્વજ્ઞાનમાં" જેમ થયેલું એવી જ રીતે આપણને મૂરખ બનાવવામાં આવ્યા છે. "આર્થિક પદ્ધતિઓની કસોટી" જેવો તેનો મૂલ્યનો સિદ્ધાંત આ પ્રમાણે આખરે દેખાય છે: મૂલ્યને અંગે ડ્યૂરિંગ પાંચ જુદી જુદી અને સીધી રીતે પરસ્પર વિરોધી વાતો કરે છે, અને તેથી, સર્વોત્તમ રીતે કહીએ તો, તેને ખુદને ખબર નથી કે પોતાને શું જોઈએ છે. તે ભારે ભભકાદાર રીતે જે "સમગ્ર અર્થતંત્રના પ્રકૃતિક નિયમો" ઠરાવે છે તે સાર્વત્રિક રીતે જાણીતા છે અને ઘણી વાર તો તદ્દન

---

*માર્ક્સે લખેલા દસમા પ્રકરણની હસ્તપ્રતમાં ઉલ્લેખ કન્‌ફ્યુશિયસ છે, પરંતુ 'ડ્યૂરિંગ-ખંડન'ની જર્મન આવૃત્તિમાં તેને બદલે એવા જ ધ્વનિનો બીજો શબ્દ "કન્‌ફ્યુસિયસ" (ગૂંચવાડો કરનાર છે). — સં.

બદતરીન વર્ણનથી બોધ રૂપે વગર સમજ્યે રજૂ થાય છે. તેની "પોતાની જ" પદ્ધતિ આર્થિક હકીકતોનો એવો એકમાત્ર ખુલાસો તે આપી શકે છે કે તેમાં "બળ"નું, પરિણામ અંકિત છે. એ એક શબ્દ એવો છે કે જેના થકી તમામ રાષ્ટ્રોનો કૂપમંડૂકે હજારો વર્ષોથી તેની સાથે જે કંઈ અણગમતી વસ્તુ બને તેના સંબંધમાં સાંત્વન મેળવ્યું છે, જે આપણને જ્યાં હતાં ત્યાં જ લાવીને મૂકે છે. વળી, આ બળના મૂળ અને અસરોની ઊંડી તપાસ કરવાને બદલે હેર ડ્યૂરિંગ આપણી પાસે ફક્ત આ બળ **શબ્દથી** તમામ આર્થિક ઘટનાઓના છેવટના ખુલાસા સાભાર માની લેવાની અપેક્ષા રાખે છે. શ્રમના મૂડીવાદી શોષણની સમીક્ષા કરવાની ફરજ પડતાં, તે પ્રથમ તો કરવેરા અને લાગાના આધારે જ બને છે એવું ઠસાવે છે અને એ રીતે પ્રુધોંની "તારવણી"ની તફડંચી કરે છે, પછી માર્ક્સની વધારાના શ્રમની, વધારાના મૂલ્યની, અને વધારાની પેદાશની વિભાવનાઓની મદદથી તેની સમીક્ષા કરવા આગળ વધે છે. આ રીતે તે બે તદ્દન વિરોધી દૃષ્ટિઓનું સંયોજન કરવા મથે છે, શ્વાસ લીધા વિના તેમની નકલ કરે છે. અને જે રીતે તત્ત્વજ્ઞાનમાં તે સતત હેગેલનો દુરુપયોગ કરતો હતો અને સત્ત્વ હરી લેતો હતો એવી જ રીતે 'ટીકાત્મક ઇતિહાસ'માં માર્ક્સની તદ્દન બિનપાયાદાર નાલેશી માત્ર એ હકીકતને છુપાવે છે કે 'અભ્યાસક્રમ'માં મૂડી અને શ્રમ વિષે જે કંઈ કશોક અર્થ ધરાવતું છે તે બધું એવી જ રીતે માર્ક્સની કૃતિમાંથી સત્ત્વ હરી લઈને તફડાવેલું છે. તેની એ અજ્ઞાનતા કે જેનાથી તે 'અભ્યાસક્રમ'માં "મોટા જાગીરદાર"ને સભ્ય પ્રજાઓના ઇતિહાસના પ્રારંભિક કાળમાં જ મૂકે છે અને કબીલા તથા ગ્રામ સમાજોમાં જમીનની સહિયારી માલિકીનો શબ્દ પણ જાણતો નથી — જે ઇતિહાસનું ખરેખર પ્રારંભિક બિંદુ છે. આ અજ્ઞાનતા વર્તમાન સમયમાં તદ્દન અગમ્ય છે અને તેને ચડી જાય એવી અજ્ઞાનતા તેના 'ટીકાત્મક ઇતિહાસ'માં "ઐતિહાસિક અવલોકનની સાર્વત્રિક વ્યાપકતા" ને કારણે પોતાનો વધુ અંદાજ આંકે છે, જેનાં અમે તો ફક્ત થોડાંક જ ઉદાહરણો આપ્યાં છે. ટૂંકમાં, પ્રથમ તો આત્મશ્લાઘાનો, ઊંટવૈદાનો, શંખ ફૂંકે છે, એકબીજાથી ચડી જાય એવાં વચનો આગળ ધરે છે — અને પછી તેનું "પરિણામ" — મોટું મીંડું.

## ૧. ઐતિહાસિક

આપણે 'પ્રસ્તાવના'માં* જોયું કે ક્રાંતિની પહેલકદમી કરનારા અઢારમી સદીના ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓ કઈ રીતે તમામ ઘટનાઓની ચકાસણી તર્કથી કરવાનો આગ્રહ રાખતા હતા. તર્કસંગત સરકારની, તર્કસંગત સમાજની, સ્થાપના કરવાની હતી, શાશ્વત તર્કથી વિરુદ્ધ જતી કોઈ પણ વાતને કોઈ અફસોસ વિના ટાળવામાં આવતી હતી. આપણે એ પણ જોયું કે આ શાશ્વત તર્ક વાસ્તવમાં તો અઢારમી સદીમાં મૂડીદારમાં વિકસવા લાગેલા નાગરિકની આદર્શીકૃત સમજણ સિવાય બીજું કશું ન હોતો. ફ્રેંચ ક્રાંતિએ એવી તર્કસંગત સરકાર અને સમાજ સિદ્ધ કરેલાં. પરંતુ, અગાઉની પરિસ્થિતિની સરખામણીમાં તર્કસંગત નવીન વ્યવસ્થા પૂર્ણ રૂપે તર્કસંગત બિલકુલ ન નીવડી. તર્ક ઉપર મંડાયેલી રાજ્યવ્યવસ્થા તદ્દન પડી ભાંગી. રુસોનું સામાજિક કરાર ત્રાસના સામ્રાજ્યમાં ફેરવાઈ ગયો, જેમાંથી પોતાની શક્તિ ઉપરથી વિશ્વાસ ગુમાવી બેઠેલા મૂડીદાર વર્ગે પ્રથમ તો ડાયરેક્ટોરેટના ભ્રષ્ટાચાર નીચે આશ્રય શોધ્યો અને છેવટે નેપોલિયનની તાનાશાહીની પાંખમાં તે ગોઠવાયો.[129] જે શાશ્વત શાંતિની અપેક્ષા હતી તે ફતેહનું અનંત યુદ્ધ બન્યું. તર્ક ઉપર મંડાયેલો સમાજ વધુ સારો પુરવાર ન થયો. શ્રીમંત અને ગરીબ વચ્ચેનો વિરોધ સામાન્ય સમૃદ્ધિમાં વિસર્જન પામવાને બદલે, તેને અમુક અંશે હળવો બનાવનાર ગિલ્ડ અને બીજા વિશેષાધિકારોની તેમ જ દેવળની ધર્માદા સંસ્થાઓની નાબૂદીથી, વધારે તીવ્ર બન્યો. મૂડીવાદી ધોરણે ઉદ્યોગનો વિકાસ મહેનતકશ પ્રજા માટે યાતના અને ગરીબીનું અસ્તિત્વ સર્જી ગયો. વરસે વરસે ગુનાઓનું પ્રમાણ વધ્યું. અગાઉ સામંતી દૂષણો ધોળા દિવસે ધરતી ઉપર

---

*જુઓ ભાગ ૧, 'તત્ત્વજ્ઞાન'. (**એંગેલ્સની નોંધ**).

આચરાતાં હતાં, જોકે તેની નાબૂદી ન થઈ પણ તે હવે પાછળ ધકેલાઈ ગયાં, તેને બદલે, આજ સુધીમાં ગુપ્ત રીતે આચરાતાં હતાં તે મૂડીવાદી દૂષણો વધુ રોનકથી ફેલાવા માંડયાં. વેપાર વધુ ને વધુ પ્રમાણમાં એક છેતરપિંડી બનતો ગયો. ક્રાંતિકારી મુદ્રાલેખનો "ભાઈચારો"[130] હરીફાઈની લડાઈમાં દુશ્મનાવટ અને કાનૂની છેતરપિંડી બની ગયો. બળથી દમન થતું તેને સ્થાને ભ્રષ્ટાચાર પ્રવેશ્યો; તલવાર જે પ્રથમ સામાજિક હાથો હતો તેને સ્થાને સોનું આવ્યું. સામંતી ઉમરાવો માટે પ્રથમ રાત્રિનો અધિકાર હતો તે મૂડીદાર કારખાનદારોએ અપનાવ્યો. વેશ્યાગીરી અભૂતપૂર્વ પ્રમાણમાં વધી ગઈ. લગ્ન પહેલાંની માફક કાનૂને માન્ય કરેલું રૂપ, વેશ્યાગીરીને ઢાંકતો સત્તાવાર અંચળો, રહ્યું અને વધુમાં વ્યભિચારનો વ્યાપક ફાલ પેદા થયો. ટૂંકમાં, તત્ત્વજ્ઞાનીઓનાં ઝળકતાં વચનોની સરખામણીમાં, "તર્કના વિજય"માંથી જન્મેલી સામાજિક-રાજકીય સંસ્થાઓ કારમી નિરાશાજનક પ્રતિકૃતિઓ બની ગઈ. હવે ફક્ત આ નિરાશાનું નિરૂપણ કરી શકે એવા માનવીઓની જ જરૂર હતી, અને તેઓ સદીના અંતમાં આગળ આવ્યા. ૧૮૦૨માં સેંટ-સાઈમનના 'જીનીવાના પત્રો' પ્રસિદ્ધ થયા, ૧૮૦૮માં ફુરિયેની પ્રથમ કૃતિ પ્રકાશિત થઈ, જોકે તેના સિદ્ધાંતની ભૂમિકા ૧૭૯૯માં તૈયાર થઈ હતી; ૧૮૦૦ના જાન્યુઆરીની પહેલી તારીખે રોબર્ટ ઓવેને ન્યૂ-લાનાર્કની દિશા લીધી.[131]

પરંતુ એ જમાનામાં, મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ તેમ જ મૂડીદાર વર્ગ તથા કામદાર વર્ગ વચ્ચે વિષમતાનો બહુ જ અપૂર્ણ વિકાસ થયો હતો, ઈંગ્લૅંડમાં તાજેતરમાં ઉદ્‌ભવેલો અર્વાચીન ઉદ્યોગ ફ્રાંસમાં હજુ અજાણ્યો હતો. પરંતુ એક બાજુથી, અર્વાચીન ઉદ્યોગ ઘર્ષણો પેદા કરે છે તે ઉત્પાદન પદ્ધતિમાં ક્રાંતિને તદ્દન જરૂરી બનાવે છે, એ ઘર્ષણો તેણે સર્જેલા વર્ગો વચ્ચે જ નહિ પરંતુ ઉત્પાદક શક્તિઓ અને તેણે પેદા કરેલ વિનિમયના રૂપ વચ્ચે ઘર્ષણો પેદા કરે છે. અને બીજી બાજુથી, આ જ રાક્ષસી ઉત્પાદક શક્તિઓમાં, આ ઘર્ષણો મિટાવવાનાં સાધનો તે વિકસાવે છે. તેથી જો ૧૮૦૦ની સાલમાં, નવી સામાજિક વ્યવસ્થામાંથી હજુ ઘર્ષણો આકાર લઈ રહ્યાં હતાં તો તે જ પ્રક્રિયા તેને ખતમ કરવાનાં સાધનોના વિકાસને લાગુ પડતી હતી. પૅરિસના કંગાળ લોકસમુદાયો પળભર માટે ત્રાસના સામ્રાજ્ય વખતે સર્વોપરી બની ગયેલા પરંતુ તેમાં એવું જ સાબિત થયું કે એ વખતના સંજોગોમાં તેમનું પ્રભુત્વ ટકાવી રાખવાનું કેટલું અસંભવિત હતું. સર્વહારા વર્ગ પ્રથમ વાર આ કંગાળ લોકસમુદાયોમાંથી નવા વર્ગની આગલી હરોળ બન્યો, જોકે સ્વતંત્ર

રાજકીય પગલું લેવા તે હજુ અસમર્થ હતો, તે કચડાયેલો અને દુ:ખી હતો, તે પોતાને મદદ કરવા અસમર્થ હતો, અને તેને માટે મદદ બહુ બહુ તો બહારથી કે ઉપરથી મેળવી શકાય એમ હતી.

સમાજવાદના સંસ્થાપકોમાં પણ એવી ઐતિહાસિક પરિસ્થિતિનું વર્ચસ્વ રહ્યું. મૂડીવાદી ઉત્પાદનની તથા તેના વર્ગીય સંબંધોની અણઘડ પરિસ્થિતિ સાથે તેના અણઘડ સિદ્ધાંતો અનુરૂપ હતા. હજુ જે અવિકસીત આર્થિક પરિસ્થિતિમાં છુપાયેલી સામાજિક સમસ્યાઓ હતી તેનો ઉકેલ તરંગવાદીઓએ માનવ દિમાગમાંથી સાધવા કોશિશો કરી. સમાજમાં ખરાબીઓ સિવાય કશું જ ન હતું, તેને દૂર કરવી એ તર્કનું કાર્ય હતું. તેથી તે વખતે સામાજિક વ્યવસ્થાની એક નવતર અને સંપૂર્ણ પદ્ધતિની જરૂરત હતી અને તેને ઉપરથી કોઈ પ્રચાર વિના અને જ્યાં શક્ય હોય ત્યાં કેટલાક નમૂનારૂપ પ્રયોગો કરીને લાદવાની હતી. આ નવતર સામાજિક પદ્ધતિઓ તરંગવાદી હોવાથી નિષ્ફળ જવા સર્જાયેલી હતી, જેમ જેમ તેની વિગતો વધુ પરિપૂર્ણ રીતે ઘડવામાં આવી તેમ તેને શુદ્ધ તરંગવિહારમાં ઘસડાતી રોકી ન શકાઈ.

પ્રશ્નની આ બાજુ અંગે એક પળ પણ આપણે વધુ ચર્ચા નહિ કરીએ. આ હકીકતો સંપૂર્ણ રીતે ભૂતકાળને હવાલે થઈ ચૂકી છે. આપણે આ તરંગવિહાર વિશે માથાકૂટ કરવાનું ડયૂરિંગ જેવા જૂજ લોકો ઉપર છોડીએ છીએ. જેનાથી આજે આપણને હસવું આવે છે એવા એ તરંગવિહારને લઈને તેઓ દૂધમાંથી પોરા કાઢતા રહેશે અને એવા "ગાંડપણ"ની સરખામણીમાં તેમની બોદી દલીલોની સર્વોપરીતાનો ઢોલ પીટતા રહેશે. વિચિત્ર અંચળા મારફત જ્યાં ત્યાં ફાટી નીકળતાં ભવ્ય વિચાર બિંદુઓ અને વિચાર કણિકાઓથી આપણે આનંદિત થઈએ છીએ, જેના તરફ આ સામાન્ય માનવીઓ તદ્દન અંધ છે.

પોતાના 'જીનીવાના પત્રો'માં સેંટ-સાઈમને એવી દરખાસ્ત મૂકી જ હતી કે

> "તમામ માનવીઓએ કામ કરવું જોઈએ."

તેમાં તેણે એવું પણ સ્વીકારેલું કે ફ્રાંસમાં ત્રાસનું સામ્રાજ્ય મિલકતવિહોણા લોકસમુદાયોનું રાજ્ય હતું.

> તે તેઓને કહે છે કે "જુઓ, ફ્રાંસમાં જ્યારે તમારા બિરાદરોની સત્તા હતી ત્યારે ત્યાં શું બનેલું, તેમણે દુષ્કાળ નોતર્યો."[132]

પરંતુ ફ્રેંચ ક્રાંતિને એક વર્ગીય યુદ્ધ તરીકે માન્યતા આપવી, ઉમરાવો, મૂડીદારો અને મિલકતવિહોણા વર્ગો વચ્ચે, ૧૮૦૨માં આ એક ઘણી સગર્ભ શોધ હતી. ૧૮૧૬માં તેણે જાહેર કર્યું કે રાજકારણ એ ઉત્પાદનનું જ વિજ્ઞાન છે અને અર્થશાસ્ત્ર વડે રાજકારણને સંપૂર્ણ ગરકાવ કરવાની તેણે આગાહી કરી.[133] રાજકીય સંસ્થાઓનું મૂળ આર્થિક સંજોગોમાં જ રહેલું છે એવું જ્ઞાન હજુ અહીં તેના બીજાંકુરની સ્થિતિમાં ઊભું થયું, તેમ છતાં અહીં સીધી સાદી રીતે જે વિચાર વ્યક્ત થયો છે તેમાં માનવી ઉપરના રાજકીય શાસનનું ભાવિમાં વસ્તુઓના વહીવટ તથા ઉત્પાદનની પ્રક્રિયાઓના સંચાલનમાં રૂપાંતર થવાનો સંકેત છે, એટલે કે "રાજ્યની નાબૂદી", જેના વિષે તાજેતરમાં ઘણો ઘોંઘાટ સંભળાય છે. ૧૮૧૪માં જ્યારે પૅરિસમાં મિત્રદેશોનો પ્રવેશ થયો ત્યાર બાદ તુરત, અને ૧૮૧૫માં સો દિવસોના યુદ્ધ દરમિયાન, તેણે ઈંગ્લૅંડની ફ્રાંસ સાથે અને પછી આ બન્ને દેશોની જર્મની સાથે સંધિ કરવામાં યુરોપમાં શાંતિપૂર્ણ વિકાસની બાંયધરી રહેલી છે, એવું પ્રતિપાદન કરીને સેંટ-સાઈમન પોતાના અનુગામીઓ કરતાં કેટલો ચડિયાતો હતો તે બતાવી આપેલું.[134] ૧૮૧૫માં ફ્રેંચ લોકોને એવો બોધ દેવો કે વૉટરલૂના વિજેતાઓ સાથે સંધિ કરવી, એમાં જર્મન પ્રોફેસરો સાથે ગપ્પાબાજીનું યુદ્ધ જાહેર કરવા કરતાં વધુ હિંમતની જરૂર હતી.[135]

સેંટ-સાઈમનમાં જ્યારે આપણે દૃષ્ટિની સર્વગ્રાહી વ્યાપકતા જોઈએ છીએ, જેના કારણે ચુસ્ત આર્થિક ન હોય એવા પછીના સમયના સમાજવાદના તમામ વિચારો તેની દૃષ્ટિમાં બીજાંકુરની માફક સંગ્રહાયેલા છે, ત્યારે ફુરિયેના લખાણોમાં આપણને સમાજની વર્તમાન પરિસ્થિતિની એવી જ અસલ ફ્રેંચ છટાની અને કટાક્ષમય ટીકા મળે છે—જે સર્વાંગસંપૂર્ણથી જરા પણ ઓછી નથી. ફુરિયે મૂડીદારોના, ક્રાંતિ પહેલાં તેમના પ્રેરણામય પયગંબરોના, અને ત્યાર પછી તેમના મતલબી પ્રશંસકોના શબ્દોને જેમના તેમ સ્વીકારીને આગળ ચાલે છે. મૂડીવાદી જગતની ભૌતિક અને નૈતિક કંગાલિયતને તે કઠોરતાથી ઉઘાડી પાડે છે. તેમની સમક્ષ તેણે અગાઉના તત્ત્વજ્ઞાનીઓનાં ભભકાદાર વચનો કે જેમાં તર્કસંગત સમાજ વ્યવસ્થાની વાત હતી, જેમાં સુખ સાર્વત્રિક પ્રકારનું કલ્પવામાં આવ્યું હતું, જેમાં અમર્યાદિત માનવ પરિપૂર્ણતાનું વચન હતું, તે બધું તેમ જ પોતાના સમયના મૂડીવાદી વિચારકોનાં ગુલાબી વાક્યો રજૂ કર્યાં. તેણે બતાવ્યું કે દરેક સ્થળે સૌથી દયાજનક વાસ્તવિકતા તેમનાં છટાદાર વાક્યો સાથે કેટલી અનુરૂપ હતી, આ વાક્યોની નિરાશાજનક ફજેતીના સંબંધમાં તે પોતાની

વેધક કટાક્ષવાણીની ઝડી વરસાવી દે છે. ફુરિયે ફક્ત વિવેચક નથી, તેનો ધીરગંભીર સ્વભાવ તેને કટાક્ષકાર બનાવે છે, અને ખરેખર તે આજ સુધીના જમાનાનો સૌથી મોટો કટાક્ષકાર છે. પૂરી શક્તિ અને તાજગીથી તે ક્રાંતિના પતનમાંથી જન્મેલાં અને ખીલેલાં કૌભાંડોથી છલોછલ સટ્ટાખોરીનું નિરૂપણ કરે છે, સાથે સાથે તે એ સમયે ફ્રેંચ વાણિજ્યમાં પ્રવર્તિત અને તેની લાક્ષણિક દુકાનદારીની ભાવનાને ઉઘાડી પાડે છે. સ્ત્રી અને પુરુષ જાતિઓ વચ્ચેના સંબંધોના મૂડીવાદી રૂપ ઉપર અને મૂડીવાદી સમાજમાં સ્ત્રીના સ્થાન અંગે તેની આલોચના એથીયે વધારે તેજસ્વી છે. તે જગતનો પ્રથમ માનવી હતો જેણે જાહેરાત કરેલી કે કોઈ પણ સમાજમાં સામાન્ય મુક્તિ કેટલી છે તેનું માપ તેમાં સ્ત્રીની મુક્તિની માત્રા ઉપરથી નિકળે છે.[136] પરંતુ સમાજના ઈતિહાસ અંગેના વિચારો વિષે ફુરિયે ખરેખર મહાન છે. ઉત્ક્રાંતિના ચાર વિભાગોમાં તે સમગ્ર ઈતિહાસને જુએ છે—પાશવતા, પિતૃસત્તા, જંગલિયત, અને સભ્યતા. આમાં છેલ્લો તબક્કો આજના કહેવાતા મૂડીવાદી સમાજને લાગુ પડે છે. તે સાબિત કરે છે કે

> "સભ્ય દરજ્જામાં જંગલિયતની સાદી રીતને અસ્તિત્વ, સંકુલ, અસ્પષ્ટ, દ્વિઅર્થી અને દંભીપણાની પાયરીએ ઊંચે લઈ જાય છે."

સભ્યતા "ઝેરી કૂંડાળામાં" ઘૂમે છે, પોતે ઉકેલી શકે એમ નથી એવા આંતરવિરોધોમાં ઘૂમે છે; તેથી પોતે જે સિદ્ધ કરવા માગે છે અથવા સિદ્ધ કરવાનો દંભ આચરે છે તેનાથી સતત ઊલટું જ પ્રાપ્ત કરે છે,[137] એટલે કે, દાખલા તરીકે,

> "સભ્ય સમાજમાં અતિસમૃદ્ધિમાંથી જ ગરીબી જન્મે છે."[138]

આપણે જોઈએ છીએ કે પોતાના સમકાલીન હેગેલની માફક જ ફુરિયે દ્વંદ્વાત્મક પદ્ધતિનો નિપુણતાથી ઉપયોગ કરે છે. એ જ દ્વંદ્વાત્મકતા વડે તે અમર્યાદિત માનવ પરિપૂર્ણતાની વાતો સામે દલીલ કરે છે, દરેક ઐતિહાસિક તબક્કાને પોતાની ચડતીનો અને પડતીનો કાળ હોય છે,[139] અને તે આ નિરીક્ષણને સમગ્ર માનવજાતના ભવિષ્ય માટે લાગુ પડે છે. જેમ કાંટે પ્રાકૃતિક વિજ્ઞાનમાં પૃથ્વીના આખરી વિનાશનો વિચાર મૂક્યો તેમ ફુરિયેએ ઐતિહાસિક વિજ્ઞાનમાં માનવજાતના આખરી વિનાશની વાત કરી.

જ્યારે ફ્રાંસમાં ક્રાંતિનું તોફાન દેશભરમાં ફરી વળેલું ત્યારે ઈંગ્લૅંડમાં શાંત પણ કંઈ ઓછી ભયંકર નહિ એવી ક્રાંતિ ચાલી રહી હતી. વરાળનાં યંત્રો અને ઓજારો બનાવતાં નવાં યંત્રો ઉત્પાદનને અર્વાચીન ઉદ્યોગમાં રૂપાંતરિત કરી રહ્યાં હતાં અને એ રીતે મૂડીવાદી સમાજના સમગ્ર પાયામાં ક્રાંતિનું સર્જન કરતાં હતાં. નાના પાયાના કારખાનાંના ધીમા વિકાસની કૂચ ઉત્પાદનની કટોકટી અને આંધીના કાળમાં પ્રવેશી હતી. સતત રીતે ઝડપી બનતી આ પ્રક્રિયાથી સમાજનું મોટા મૂડીદારો અને મિલકતવિહોણા સર્વહારાઓમાં વિભાજન થયું, આ બે વચ્ચે, અગાઉના સ્થિર મધ્યમવર્ગને સ્થાને, કારીગરો અને નાના દુકાનદારોનો અસ્થિર વર્ગ જે વસ્તીનો સૌથી વધુ ચલાયમાન વિભાગ હતો તે હવે ભયજનક અસ્તિત્વમાં અટવાઈ ગયો. ઉત્પાદનની નવી પદ્ધતિ હજુ ચડતીના કાળના આરંભમાં હતી, હજુ તે ઉત્પાદનની નિયમિત સામાન્ય પદ્ધતિ હતી, પ્રવર્તમાન સંજોગોમાં માત્ર તેવું જ શક્ય હતું. તેમ છતાં, તેમાંથી ચિત્કાર ઊઠે એવી સામાજિક બદીઓ પેદા થતી હતી — મોટા શહેરોના કંગાળ વિસ્તારોમાં બેઘર વસ્તી એકસામટી જમા થતી હતી; પ્રણાલિકાગત પિતૃસત્તાત્મક તાબેદારીનાં નૈતિક બંધનો તૂટે છે, કૌટુંબિક સંબંધો વિસર્જિત થાય છે, ભયજનક કક્ષાએ સ્ત્રીઓ અને બાળકો ઉપર વધુ પડતા કામનો બોજ વધે છે, તદ્દન નવી પરિસ્થિતિમાં ફેંકાઈ ગયેલો કામદાર વર્ગ એકદમ હતાશ થઈ જાય છે. આ સમયમાં એક સુધારક તરીકે ૨૯ વર્ષની ઉંમરના, બાળસહજ સાદાઈ અને ઉન્નત સ્વભાવના, તેમ જ માનવજાતના બહુ જૂજ આજન્મ નેતાઓમાંના એક એવા રોબર્ટ ઓવેને ભૌતિકવાદી તત્ત્વવેત્તાઓના શિક્ષણને અપનાવ્યું: એક બાજુથી માનવીનો સ્વભાવ વારસાગત ઉત્પત્તિ છે; બીજી બાજુથી, વ્યક્તિના પોતાના જીવનકાળના આસપાસના વાતાવરણની, અને ખાસ કરીને પોતાના વિકાસ કાળના વાતાવરણની, તે ઊપજ છે. ઔદ્યોગિક ક્રાંતિમાં તેના વર્ગમાંના ઘણાબધાએ અંધાધૂંધી અને ગૂંચવાડો જ જોયેલો, અને મુશ્કેલ પરિસ્થિતિમાં લાભ ઉઠાવીને ઝડપથી સંપત્તિ પેદા કરવાની તકો જ જોયેલી. તેણે આ તકનો ઉપયોગ પોતાના પ્રિય વિચારને, અંધાધૂંધીમાંથી કંઈક વ્યવસ્થા ઊભી કરવાના વિચારને, અમલમાં મૂકવા માટે કર્યો. માન્ચેસ્ટરના કારખાનામાં પાંચ સોથી વધુ માનવીઓના ઉપરી તરીકે એનો અમલ તેણે સફળતાપૂર્વક કરી જોયેલો. ૧૮૦૦થી ૧૮૨૯ સુધીનાં વર્ષોમાં સ્કૉટલૅંડની ન્યુ-લાનાર્ક કાપડમીલનું વ્યવસ્થાપક ભાગીદાર તરીકે તેણે મહાન સ્વતંત્ર મિજાજ અને સફળતાથી સંચાલન કર્યું, જેનાથી તેને યુરોપભરમાં નામના મળી. એવી

વસ્તી જે જુદાં જુદાં સ્થળોએથી નિરાશ તત્ત્વોથી ભરેલી અને જેની સંખ્યા ધીમે ધીમે ૨૫૦૦ સુધી પહોંચી, તેની એક નમૂનારૂપ વસાહત ઊભી કરી — જેમાં નશાખોરી, પોલિસ, ન્યાયાધીશો, મુકદ્દમાઓ, ગરીબોને મદદના કાયદાઓ દાનધર્મ, વગેરે તદ્દન નામશેષ થયું હતું. અને આ સિદ્ધિ તેણે લોકોને માનવીની જેમ અસ્તિત્વ જીવવાની સ્થિતિ સર્જીને અને ખાસ કરીને ઊગતી પેઢીને સંભાળપૂર્વક ઉછેરીને પ્રાપ્ત કરી. તે શિશુસંસ્થાઓનો સ્થાપક હતો, અને સૌથી પ્રથમ ન્યુ-લાનાર્કમાં તે શરૂ કરી. બાળકો બે વરસની ઉંમરથી એ બાલમંદિરમાં આવતાં જ્યાં તેમને એટલું આનંદિત વાતાવરણ મળતું કે ઘેર જવાનું નામ ન લેતાં. જ્યારે તેના હરીફો તેરથી ચૌદ ચૌદ કલાક રોજનું કામ મજૂરો પાસેથી લેતા ત્યારે ન્યુ-લાનાર્કમાં કામના કલાકો સાડા દસ જ હતા. જ્યારે કપાસની કટોકટીમાં ચાર માસ કામ બંધ રહ્યું ત્યારે તમામ સમય માટે તેના કામદારોને પૂરું વેતન આપેલું. આ બધું છતાં તેનો ધંધો મૂલ્યની રીતે બમણો થયો અને છેલ્લે સુધી તેના માલિકોને જંગી નફા મળ્યા.

આ બધું છતાં, ઓવેનને સંતોષ ન થયો. તેની દૃષ્ટિએ તેના કામદારો જે પ્રકારનું જીવન જીવતા થાય એવા પ્રયત્નો તેણે કરેલા તે હજુ માનવીને છાજે તેવું ન હતું.

"મારી દયા ઉપર જીવનારા એ લોકો ગુલામો હતા."

પ્રમાણમાં વધુ લાભકારક સંજોગોમાં તેણે કામદારોના કુટુંબોને જીવતાં રાખ્યાં પરંતુ તમામ દિશાઓમાં તેમના વિકાસ કે બુદ્ધિની પ્રગતિ ન થઈ અને તેમની તમામ શક્તિઓ સ્વતંત્ર રીતે ખીલી ઊઠી શકે એવું ન બન્યું.

> "અને છતાં, આ ૨૫૦૦ની પ્રજાના કામ કરતા હિસ્સાની શ્રમ-શક્તિથી સમાજ માટે વાસ્તવિક સંપત્તિ પેદા થતી હતી એટલી સંપત્તિ ૫૦ વર્ષ પહેલાં એટલા જ સમયમાં ૬ લાખની વસ્તીના કામ કરતા હિસ્સાની શ્રમ-શક્તિથી પેદા થતી. હું મારા મનમાં સવાલ કર્યો કે ૨૫૦૦ લોકો તરફથી વપરાતી સંપત્તિ અને ૬ લાખ લોકોએ વાપરી હોત એ સંપત્તિ વચ્ચેનો તફાવત ક્યાં ગયો?"

જવાબ સ્પષ્ટ હતો. આ સંસ્થાના માલિકોને તેમણે રોકેલી મૂડીના ૫ ટકા વ્યાજમાં અને ૩ લાખ પાઉંડના ચોખ્ખા નફામાં એ તફાવત વપરાઈ ગયો. અને ન્યુ-લાનાર્કના આ કારખાના માટે જે ધોરણ હતું તે જ વધારે મોટા પ્રમાણમાં ઈંગ્લૅંડનાં તમામ કારખાનાંને લાગુ પડતું હતું.

"જો યંત્રો થકી આ નવી સંપત્તિ પેદા ન થઈ હોત તો નેપોલિયનની વિરુદ્ધ અને સમાજના ઉમરાવશાહી સિદ્ધાંતોના સમર્થન માટે લડાયેલાં યુદ્ધો લડી શકાયાં ન હોત. અને છતાં આ નવી શક્તિ મહેનતકશ વર્ગે જ પેદા કરી હતી."

આ નવી તાકાતના ફળ ઉપર, તેથી કરીને, મહેનતકશ લોકોનો અધિકાર હતો. નવી રચાયેલી વિરાટ ઉત્પાદક શક્તિઓ, જેનો આજ સુધી અમુક વ્યક્તિઓને સમૃદ્ધ અને જનસમુદાયને ગુલામ બનાવવા ઉપયોગ થતો હતો, તેનાથી ઓવેનને સમાજની નવરચનાનો પાયો નાખવાની તક મળી; તમામની સાર્વત્રિક મિલકત તરીકે તેનો ઉપયોગ સાર્વત્રિક ભલા માટે થવા સર્જાયેલો હતો.

આવા શુદ્ધ ધંધાકીય પાયા ઉપર, એટલે કે વેપારની ગણતરીના પરિણામ રૂપે, ઓવેનના સામ્યવાદનો પાયો મંડાયેલો હતો. તેનું એવું અમલી સ્વરૂપ આખર સુધી ચાલુ રહ્યું હતું. આ રીતે, ૧૮૨૩માં આયર્લૅન્ડમાં આફતકાળમાં પ્રજાને રાહત આપવા આ પ્રકારની સામ્યવાદી વસાહતો સ્થાપવાની દરખાસ્ત તેના વાર્ષિક આવક અને ખર્ચના પૂરા હિસાબ સાથે રજૂ કરવામાં આવી.[140] અને તેની આ પ્રકારની ભાવિ યોજના, ટેકનિકલ વિગતો, એવી વ્યવહારુ કુશળતાથી સભર હતી કે એક વખત ઓવેનનો સામાજિક સુધારો સ્વીકારાય તો વ્યવહારુ દૃષ્ટિએ તેમાં વિગતોની વાસ્તવિક ગોઠવણી વિષે કશું વિરોધમાં બોલી શકાય એવું ન હતું.

સામ્યવાદની દિશામાં તેનું પ્રયાણ ઓવેનના જીવનનું પરિવર્તન બિંદુ હતું. જ્યાં સુધી તે ફક્ત એક દાનેશ્વરી હતો ત્યાં સુધી તેને બદલામાં બસ મિલકત, પ્રશંસા, માનપાન અને કીર્તિ જ મળતી રહી. યુરોપમાં તે સૌથી વધુ લોકપ્રિય માનવી હતો. તેની વાત સાથે કેવળ તેના વર્ગના લોકો જ નહિ પણ રાજપુરુષો તથા રાજાઓ પણ સહમત થતા. પણ તે જ્યારે સામ્યવાદના સિદ્ધાંતો લઈને આવ્યો ત્યારે જુદી જ વાત હતી. સામાજિક સુધારા માટે તેની દૃષ્ટિએ ખાસ કરીને ત્રણ અવરોધો હતા: ખાનગી મિલકત, ધર્મ, અને લગ્નની પ્રવર્તમાન પ્રથા. આ ત્રણ સામે આક્રમણ કરવાથી શું મળશે તેની તેને ખબર હતી— બહારવટું, સત્તાવાર સમાજમાંથી હકાલપટ્ટી, અને તેના સમગ્ર સામાજિક સ્થાનમાં પડતી. પણ પરિણામોના ડર વિના આ બધા સામે હુમલો કરવામાં તેને કોઈ રોકી શક્યું નહિ અને તેણે જે ભાખેલું તે જ બન્યું. સત્તાવાર સમાજમાંથી તેનો બહિષ્કાર થયો, અખબારોમાં મૌનનું કાવતરું રચાયું અને

અમેરિકામાં સામ્યવાદના નિષ્ફળ પ્રયોગોથી તે બરબાદ બન્યો — જેમાં તેણે તેની તમામ મિલકત રેડી હતી, તે સીધી રીતે હવે કામદાર વર્ગ તરફ વળ્યો અને ત્રીસ વર્ષો સુધી તેમની વચ્ચે રહીને તેણે કામગીરી કરી. દરેક સામાજિક ચળવળ તથા કામદારો તરફથી ઇંગ્લૅંડમાં ઉઠાવવામાં આવેલા દરેક આગેકદમ સાથે રોબર્ટ ઓવેનનું નામ જોડાયેલું હતું. પાંચ વર્ષના સંઘર્ષ બાદ ૧૮૧૯માં તેણે ઉદ્યોગોમાં કામ કરતાં સ્ત્રીઓ તથા બાળકોના કામના કલાકોની મર્યાદા બાંધતો કાનૂન પસાર કરાવ્યો.[141] ઇંગ્લૅંડના તમામ મજૂર મંડળોના મહાન મજૂર સંઘની પ્રથમ કૉંગ્રેસનો તે પ્રમુખ બન્યો.[142] સમાજની સંપૂર્ણ સામ્યવાદી રચના માટે વચગાળામાં તેણે છૂટક વેપાર અને ઉત્પાદનની સહકારી મંડળીઓ રચી. તે સમયથી જ એ વાતની વ્યવહારુ પ્રતીતિ થઈ ચૂકી છે કે સામાજિક રીતે વેપારીઓ અને કારખાનદારો તદ્દન બિનજરૂરી છે. બીજી બાજુથી, શ્રમની પેદાશોનો વિનિમય કરવા તેણે શ્રમ બજારો[143] ખોલી, જેમાં શ્રમનોંધ દાખલ કરીને તેના એકમ તરીકે શ્રમનો એક કલાક ઠરાવ્યો; આ સંસ્થાઓ અનિવાર્ય રીતે નિષ્ફળ જવા સર્જાયેલી હતી, પરંતુ તેમાં પ્રુધોંની લાંબા સમય પછીની વિનિમયની બૅંકનું[144] પૂર્વરૂપ હતું, તેનાથી તે એક વાતમાં તદ્દન જુદી પડતી હતી કે તમામ સામાજિક રોગો માટેનો રામબાણ ઇલાજ હોવાનો નહિ પરંતુ સમાજના ઘણા વધુ પ્રમાણમાં ક્રાંતિકારી સુધારાનું પ્રથમ કદમ હોવાનો જ તરીકે દાવો કરતી હતી.

આ હતા તે મહાપુરુષો જેના ઉપર સર્વોપરી હેર ડ્યૂરિંગ પોતાના "અંતિમ અને પરમ સત્ય"ની ઊંચાઈએથી, આપણે 'પ્રસ્તાવના'માં જેના ઉદાહરણો આપ્યાં છે તે રીતે, હલકી દૃષ્ટિથી જુએ છે. અને એક રીતે આ તિરસ્કારમાં પૂરતા કારણની ખોટ નથી. તેના પાયામાં આ ત્રણેય તરંગવાદીઓની કૃતિઓથી પોતાની ભયજનક અજ્ઞાનતા પ્રદર્શિત થાય છે. આ રીતે હેર ડ્યૂરિંગ સેંટ-સાઇમન વિષે કહે છે કે

> "તેનો મૂળભૂત વિચાર અમુક એકપક્ષી લક્ષણોને બાજુએ રાખીએ તો સાચો હતો, આજે પણ સાચા સર્જન માટે તે સંચાલન પ્રેરણા પૂરી પાડે છે."

પરંતુ હેર ડ્યૂરિંગના હાથમાં સેંટ-સાઇમનની કેટલીક કૃતિઓ ખરેખર આવી હશે તેમ છતાં સેંટ-સાઇમનના "મૂળભૂત વિચાર" અંગે તેના પ્રકાશિત

થયેલા સત્તાવીશ પૃષ્ઠોમાં આપણી શોધખોળ એટલી જ નિષ્ફળ જાય છે જેટલી કેનેના કોષ્ટકમાં અગાઉ "કેનેએ જે ખરેખર માનેલું" તે વિષે આપણો પરિશ્રમ નિષ્ફળ ગયેલો, અને આખરે આપણે નીચેના વાક્યથી જ સંતોષ માની લેવો પડે છે કે

> "એ કલ્પના અને દાનધર્મનો જુસ્સો... અને તેની સાથે રહેલા વધારે પડતા તરંગવિહારનું વર્ચસ્વ સેંટ-સાઈમનના સમગ્ર ચિંતન સંકુલ ઉપર છવાયેલું છે"!

ફુરિયે અંગે, જે કંઈ હેર ડ્યૂરિંગ જાણે છે અથવા ગણતરીમાં લે છે તે ભાવિ અંગે રોમાંચક વિગતોથી સભર તેના ચિત્ર પૂરતું જ સીમિત છે. હેર ડ્યૂરિંગ ફુરિયેની સમીક્ષામાંની "વાસ્તવિક પરિસ્થિતિની **પ્રાસંગિક** આલોચના" કરતાં કેટલા સર્વોપરી છે તે સ્થાપિત કરવા માટે આ પ્રકારનું વલણ "ઘણું મહત્ત્વનું" છે. પ્રાસંગિક રીતે! હકીકતમાં તેની કૃતિઓનું દરેક પૃષ્ઠ આપણી પ્રશંસિત સભ્યતા સામે તીખા તમતમતાં કટાક્ષો અને ટીકાઓથી ભરેલું છે. તેનો એવો અર્થ થાય કે હેર ડ્યૂરિંગ ફક્ત "પ્રાસંગિક રીતે" આજ સુધીના સૌથી મહાન વિચારક હોવાની પોતાને વિષે જાહેરાત કરે છે. અને જે બાર પૃષ્ઠો રોબર્ટ ઓવેન વિષે તેણે લખ્યાં છે તે માટે હેર ડ્યૂરિંગ પાસે કૂપમંડૂક સાર્જેન્ટની લખેલી કંગાળ જીવનકથા સિવાય કશો આધાર ન હતો — જે સાર્જેન્ટને ઓવેનની સૌથી અગત્યની કૃતિઓનું, લગ્ન અને સામ્યવાદી પદ્ધતિ અંગેની કૃતિઓનું, કોઈ ભાન ન હતું.[145] તેથી હેર ડ્યૂરિંગ ત્યાં સુધી એવી વાત દોહરાવે છે કે ઓવેનમાં આપણે "કોઈ સ્પષ્ટ રૂપે સામ્યવાદની ધારણા" ન કરવી જોઈએ. જો હેર ડ્યૂરિંગે કદી ઓવેનની કૃતિ 'નૂતન નૈતિક જગતનો ગ્રંથ' ને આંગળી પણ અડાડી હોત તો તેને તેમાં સામ્યવાદની, શ્રમ અને ઉત્પાદનમાં સમાન અધિકારો સહિત, શક્ય એટલી સ્પષ્ટ કલ્પના મળી હોત, ઓવેન ખુદ ભાર મૂકીને દર વખતે કહેતો તેમ ઉંમરના આધારે સમાન અધિકારોની કલ્પના મળી હોત, એટલું જ નહિ પણ ડ્યૂરિંગને તેમાં ભાવિ સામ્યવાદી સમાજની સૌથી વિસ્તૃત રચનાનું આયોજન, તેનું આગલા ભાગનું આયોજન તથા આજુબાજુ અને મોખરાના ભાગો ઉપર ઊડતો દૃષ્ટિપાત, જોવા મળત. પરંતુ હેર ડ્યૂરિંગની જેમ જ્યારે કોઈ "સમાજવાદી ચિંતન સંકુલોના પ્રતિનિધિઓનાં લખાણોના સીધા અભ્યાસ"ને એ કૃતિઓમાંથી નાનકડી સંખ્યાની

રચનાઓના મથાળા અને બહુ બહુ તો **મુદ્રાલેખની** જાણકારી પૂરતો જ મર્યાદિત રાખે તો આવાં મૂઢતાભર્યાં અને તરંગી કથનો સિવાય બીજું કશું પેદા ન જ થાય. ઓવેને "સ્પષ્ટ રૂપના સામ્યવાદ"નો બોધ આપેલો એટલું જ નહિ પરંતુ તેણે પાંચ વર્ષો સુધી (ત્રીસીના અંતમાં અને ચાલીસીના આરંભમાં) તેને હેમ્પ્શાયરના સુમેળ ભવનની[146] વસાહતમાં અમલમાં મૂકવાનો પ્રયોગ કરેલો. તે એવો સ્પષ્ટ સામ્યવાદી વિચાર હતો કે જેમાં કંઈ બાકી રહેતું ન હતું. આ સામ્યવાદી નમૂનાના પ્રયોગના કેટલાક અગાઉના સભ્યોનો મને પોતાને પરિચય થયેલો. પરંતુ સાર્જન્ટને આ બધા વિષે કશું જ જ્ઞાન ન હતું, અથવા તેને ૧૮૩૯થી ૧૮૫૦ સુધીમાં થયેલી ઓવેનની કશી પ્રવૃત્તિઓની જાણ ન હતી, પરિણામે હેર ડ્યૂરિંગનું "વધુ વેધક ઐતિહાસિક પુસ્તક" પણ ઘોર અજ્ઞાનતાના અંધકારમાં રહે છે. હેર ડ્યૂરિંગ ઓવેનને "દરેક દૃષ્ટિએ દુરાગ્રહી દાનધર્મનો ખરેખરો દાનવ" તરીકે ઉપનામ આપે છે. પણ એ હેર ડ્યૂરિંગ પોતે જ જ્યારે મથાળા કે મુદ્રાલેખ વિષે ભાગ્યે જ કશી જાણકારી વગર આપણને એ પુસ્તકોના અંતસ્તત્ત્વની માહિતી આપવા માંડે છે ત્યારે આપણે કોઈ રીતે તેને ઉપરોક્ત ઉપનામ આપવું ન જોઈએ, કારણ કે **આપણે** હોઠેથી એ શબ્દો ચોક્કસ "ગાળ" જેવા જ ગણાશે.

જ્યારે મૂડીવાદી ઉત્પાદન એટલું બધું વિકસિત ન હતું એ સમયમાં તરંગવાદીઓ માત્ર તરંગવાદીઓ સિવાય કશું વિશેષ બની શકે એમ ન હતા, તે આપણે જોયું. અનિવાર્ય રીતે તેમણે તેમના દિમાગમાંથી નૂતન સમાજની રચના કરવાની હતી કારણ કે જૂના સમાજમાં નૂતન રચનાનાં બીજ હજુ દેખાયાં ન હતાં; નૂતન રચનાની સમૂળી યોજના તર્કની મદદ લેવાની હતી કારણ કે એ વખતે તેઓ સમકાલીન ઇતિહાસની મદદ એ સંબંધમાં હજુ લઈ શકે એમ ન હતા. પણ હવે જ્યારે તેમના પછી લગભગ એંશી વરસે હેર ડ્યૂરિંગ મંચ ઉપર આવીને પોતાના નૂતન સમાજની "સત્તાવાર" પદ્ધતિ રજૂ કરે છે, જેની ઉત્ક્રાંતિ પોતાની પાસે રહેલી ઐતિહાસિક રીતે વિકસેલી સામગ્રી કે તેના અનિવાર્ય પરિણામ તરીકે નહિ, અરે, ના! પરંતુ તેના સર્વોપરી માથામાં રચેલી, તેના દિમાગમાંથી ઉપજાવેલી, શાશ્વત સત્યોથી ભરેલી રચના છે, ત્યારે જેને દરેક સ્થળે દુર્ગંધ આવે છે તે હેર ડ્યૂરિંગ ખુદ તરંગવાદીઓ માટે દુર્ગંધ સમાન છે, સૌથી છેલ્લો તરંગવાદી. તે મહાન તરંગવાદીઓને "સામાજિક કીમિયાગરો" તરીકે નવાજે છે. કદાચ એવું હશે. કીમિયાગરીના યુગમાં તે જરૂરી હતી. પરંતુ તે સમય પછી આજે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિમાં સ્થગિત

પડેલા આંતરવિરોધો આધુનિક ઉદ્યોગમાં એટલા તીવ્ર બન્યાં છે કે ઉત્પાદનની આ પદ્ધતિનો નાશ નજીકમાં દેખાય છે. આ નવી ઉત્પાદક શક્તિઓ ફક્ત નૂતન પદ્ધતિના અમલથી જ ટકી શકે એમ છે. બે વર્ગો વચ્ચેનો સંઘર્ષ પ્રવર્તમાન ઉત્પાદન પદ્ધતિથી વધુ તીવ્ર બન્યો છે અને તેણે તમામ સભ્ય દેશોમાં અસર પાડી છે અને તે રોજ વધુ ઉગ્ર રૂપ ધારણ કરતો જાય છે, અને એ ઐતિહાસિક આંતરસંબંધોને, તેનાથી જરૂરી બનેલા સામાજિક પરિવર્તનના સંજોગોને, પૂરેપૂરા સમજી લેવામાં આવ્યા છે. અને જો હેર ડ્યૂરિંગ હવે પોતાના સર્વોપરી દિમાગમાંથી નવી કાલ્પનિક સામાજિક રચનાને ઉપજાવવા માગે અને તે માટે આર્થિક સામગ્રીને ગણતરીમાં ન લે તો તે ખાલી "સામાજિક કીમિયાગરી"નો અમલ નથી કરતો પરંતુ એવા માનવી તરીકે વર્તે છે કે જે આધુનિક રસાયણવિજ્ઞાનના નિયમોની શોધ પછી જૂની કીમિયાગરી ફરી સ્થાપવા મથે છે, અને પરમાણુ ભાર, અણુ સૂત્રો, પરમાણુઓની સંયોજકતા, સ્ફટિક વિજ્ઞાન અને વર્ણક્રમ વિશ્લેષણનો ઉપયોગ ફક્ત પારસમણિ ગોતી કાઢવા માટે કરે છે.

## ૨. સૈદ્ધાંતિક

ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાનો આરંભ એવા વિધાનથી થાય છે કે ઉત્પાદન તથા ઉત્પાદિત થયેલ જણસોનો વિનિમય સમગ્ર સામાજિક માળખાનો પાયો છે; ઇતિહાસમાં દેખાયેલી તમામ પ્રકારની સમાજ વ્યવસ્થામાં મિલકતની વહેંચણી અને વર્ગોનું વિભાજન શાનું ઉત્પાદન થાય છે, કઈ રીતે ઉત્પાદન થાય છે અને પેદાશોનો વિનિમય કઈ રીતે થાય છે તેના ઉપર અવલંબે છે. આ દૃષ્ટિથી જ તમામ સામાજિક પરિવર્તનો અને રાજકીય ક્રાંતિઓનાં આખરી કારણોનું નિરીક્ષણ કરવું જોઈએ, નહિ કે માનવના દિમાગમાંથી, નહિ કે શાશ્વત સત્ય અને ન્યાય વિષેની માનવીની બહેતર આંતરસૂઝથી, પરંતુ ઉત્પાદનની પદ્ધતિ તથા વિનિમયનાં પરિવર્તનોથી. એટલે કે તેની સમીક્ષા **તત્ત્વજ્ઞાનથી** નહિ પણ દરેક ખાસ યુગના **અર્થકારણથી** થવી જોઈએ. વર્તમાન સામાજિક સંસ્થાઓ ગેરવાજબી અને અન્યાયી છે, "તર્ક અતર્ક બની ગયો છે, ખરું હોય તે ખોટું બન્યું છે"[147] એ વિષે વધતી જતી ચેતના એ હકીકતની જ પ્રતીતિ આપે છે કે ઉત્પાદન તથા વિનિમયની પદ્ધતિઓમાં શાંત રીતે જે ફેરફારો થયા છે તે સામાજિક માળખાને અગાઉની જેમ અનુરૂપ નથી. આમાંથી એ વાત પણ ફલિત થાય છે કે પ્રકાશમાં આવેલી અસંગતિઓ દૂર કરવાનાં સાધનો પણ ઓછી કે વધારે વિકસિત સ્થિતિમાં, પરિવર્તિત ઉત્પાદન પદ્ધતિમાં મોજૂદ હોવાં જોઈએ. આ સાધનોને દિમાગમાંથી **ઉપજાવી કાઢવાનાં** નથી પણ ઉત્પાદનમાં અસ્તિત્વમાં રહેલી ભૌતિક હકીકતોમાંથી દિમાગી મદદથી **શોધી કાઢવાનાં** છે.

તો આ સંબંધમાં અર્વાચીન સમાજવાદનું શું વલણ છે?

એ વાત હવે ઠીક ઠીક માન્ય થઈ છે કે સમાજનું આજનું માળખું આજના સત્તાધીશ વર્ગનું જ સર્જન છે—મૂડીદાર વર્ગનું. મૂડીવાદી પદ્ધતિની ઉત્પાદન રચના, માર્ક્સના સમયથી જાણીતી થયેલી આ રચના, ઉમરાવોના સ્થાનિક

વિશેષાધિકારો તેમ જ સામંતી પદ્ધતિના તેને અનુરૂપ વ્યક્તિગત બંધનો સાથે બંધબેસતી ન હતી. મૂડીદાર વર્ગે સામંતી સમાજને તોડી નાખ્યો અને તેનાં ખંડેરો ઉપર સમાજનું મૂડીવાદી ચણતર કર્યું, એ હતું મુક્ત હરીફાઈનું, વ્યક્તિગત સ્વાતંત્ર્યનું, અને કાનૂન સમક્ષ ચીજવસ્તુઓના તમામ માલિકોની સમાનતાનું, તથા બાકીની બધી મૂડીવાદી ન્યામતોનું સામ્રાજ્ય. ત્યારથી મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ મુક્ત રીતે વિકસી શકી. વરાળ, યંત્રસામગ્રી, અને યંત્રસામગ્રી વડે યંત્રોની બનાવટથી જૂની હાથકારીગરી આધુનિક ઉદ્યોગમાં પલટાઈ ગઈ, મૂડીવાદી દોરવણી નીચે ઘડાયેલી ઉત્પાદક શક્તિઓ અભૂતપૂર્વ વેગે અને પ્રમાણમાં વિકસી. પરંતુ જેમ જૂના ઉત્પાદનની પદ્ધતિ અને હાથકારીગરી ઉદ્યોગ સામંતી ગિલ્ડ સાથે ઘર્ષણમાં આવી, તેમ હવે પોતાના સંપૂર્ણ વિકાસના સમયે આધુનિક ઉદ્યોગ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ જે દીવાલોમાં જકડાઈને પડી છે તેની સાથે અથડામણમાં આવે છે. નવી ઉત્પાદક શક્તિઓ મૂડીવાદી ઉપયોગિતાની પદ્ધતિથી ઘણી આગળ નીકળી ચૂકી છે. અને આ ઉત્પાદક શક્તિઓ તથા ઉત્પાદન પદ્ધતિઓ વચ્ચેનું ઘર્ષણ માનવીના દિમાગમાંથી, મૂળ પાપ અને દૈવી ન્યાયની માફક, પેદા નથી થતું. પરલક્ષી રીતે, આપણી બહાર, જે માનવીઓએ તેનું સર્જન કર્યું તેમની પણ ઇચ્છા અને શક્તિની બહાર, સ્વતંત્ર રીતે તે અસ્તિત્વ ધરાવે છે. આધુનિક સમાજવાદ ચિંતનમાં આ વાસ્તવિક ઘર્ષણનું પ્રતિબિંબ છે; તેનું પ્રથમ આદર્શ પ્રતિબિંબ તેના દમન નીચે યાતનામાં જીવતા કામદાર વર્ગના માનસમાં પડે છે.

હવે, આ ઘર્ષણ કઈ ચીજોમાં દેખાય છે?

મૂડીવાદી ઉત્પાદન પહેલાં, એટલે કે મધ્યયુગમાં, નાનકડા ઉદ્યોગની પદ્ધતિ સામાન્ય રીતે હયાત હતી—જેનો પાયો ઉત્પાદનનાં સાધનોની કારીગરોની જ ખાનગી માલિકીમાં હતો. ગામોમાં મુક્ત માનવી અથવા ખેતગુલામ નાના કિસાન વડે ખેતી, શહેરોમાં હાથકારીગરી (ગિલ્ડમાં સંગઠિત). શ્રમનાં સાધનો—જમીન, ખેતીનાં ઓજારો, વર્કશોપ, હાથકારીગરીનાં ઓજારો—એ બધાં અલગ અલગ વ્યક્તિઓનાં શ્રમનાં સાધનો હતાં, એક કારીગરના ઉપયોગમાં લઈ શકાય એવાં અને તેથી અનિવાર્ય રીતે નાનકડાં, વામણાં, અને પરિમિત સાધનો હતાં. આ કારણસર જ તેની માલિકી એક એક કારીગરની હતી. આવા છૂટાછવાયા ઉત્પાદનનાં મર્યાદિત સાધનોને કેંદ્રિત કરવાં, વિશાળ બનાવવાં, આજના યુગના ઉત્પાદનનાં જોરદાર સાધનોમાં તેમને ફેરવવાં—ચોક્કસ રૂપે આ જ હતી મૂડીવાદી ઉત્પાદનની, અને તેને ચાલુ રાખનાર

મૂડીદાર વર્ગની, ઐતિહાસિક ભૂમિકા. માર્ક્સે પોતાના ગ્રંથ 'મૂડી'ના ચોથા ભાગમાં ઊંડી વિગતોથી સમજાવ્યું છે કે તેનું ઐતિહાસિક ઘડતર પંદરમી સદીથી કઈ રીતે થયું છે. તેમાં ત્રણ તબક્કા હતા, સાદો સહકાર, મૅન્યુફેક્ચર, અને આધુનિક ઉદ્યોગ. પરંતુ તેમાં તેમણે દર્શાવેલું છે કે મૂડીદારો ઉત્પાદનના એ જૂના પ્રકારનાં ટચૂકડાં સાધનોનું વિરાટ ઉદ્યોગોમાં રૂપાંતર સાથે સાથે જ વ્યક્તિગત ઉત્પાદનનાં સાધનોમાંથી કેવળ **માનવીઓનો સમૂહ** જ વાપરી શકે એવાં **સામાજિક** સાધનોમાં રૂપાંતર કર્યા વિના, કરી શકે એમ ન હતા. ચરખો, હાથવણાટની સાળ, અને લુહારના હથોડાનું સ્થાન હવે કાંતણયંત્ર, વીજળીથી ચાલતી સાળ, અને વરાળથી ચાલતા હથોડાએ લઈ લીધું; વ્યક્તિગત વર્કશોપને સ્થાને કારખાનું આવ્યું જેમાં સેંકડો હજારો કામદારો સામૂહિક રીતે જોડાયા. એ જ રીતે, ઉત્પાદન ખુદ વ્યક્તિગત કૃત્યોની શ્રેણીમાંથી સામાજિક કૃત્યોની શ્રેણીમાં પલટાઈ ગયું, અને પેદાશો વ્યક્તિગત હતી તે સામાજિક બની. હવે કારખાનાંમાં બનતા સૂતર, કાપડ, અને ધાતુની ચીજોમાં ઘણાબધા કામદારોની સહિયારી મહેનતનું પરિણામ અંકિત હતું—જેમના હાથોમાં ક્રમસર તે બધી ચીજો સંપૂર્ણ તૈયાર થાય એ પહેલાં પસાર થતી હતી. કોઈ એક વ્યક્તિ હવે એમ કહી શકતી ન હતી કે "આ **મેં** બનાવ્યું છે; આ **મારી** પેદાશ છે."

પણ જ્યાં અમુક ચોક્કસ સમાજમાં ઉત્પાદનનું મૂળભૂત સ્વરૂપ સ્વયંભૂ શ્રમવિભાજનમાં હતું ત્યાં ઊપજની ચીજો **જણસોનું** રૂપ લે છે જેની અરસપરસની આપલે વ્યક્તિગત કારીગરોની જરૂરતો પૂરી પાડતી હતી. આવું મધ્યયુગમાં હતું. કિસાન પોતાની ખેતીની ઊપજ કારીગરને વેચતો અને તેની પાસેથી હાથકારીગરીની ચીજો કે સાધનો ખરીદતો. અલગ અલગ ઉત્પાદકોના, જણસોના ઉત્પાદકોના એવા સમાજમાં ઉત્પાદનની નવી પદ્ધતિ લદાઈ ગઈ. જૂના સમયના શ્રમવિભાજનની વચ્ચે—જે સ્વયંભૂ રીતે ઊભું થયેલું, કોઈ **યોજનાબદ્ધ નહિ**—જેનો અમલ સમગ્ર સમાજમાં હતો, તેમાં હવે **યોજનાબદ્ધ** શ્રમવિભાજન દાખલ થયું, કારખાનાના રૂપમાં; **વ્યક્તિગત ઉત્પાદનની** સાથે સાથે **સામાજિક** ઉત્પાદન દેખાયું. બન્ને પદ્ધતિની પેદાશો એક જ બજારમાં વેચાઈ, તેથી લગભગ સમાન ભાવે વેચાઈ. પરંતુ સ્વયંભૂ શ્રમવિભાજન કરતાં યોજનાબદ્ધ ઉત્પાદન વધુ મજબૂત હતું. જ્યાં કામદારોનો સમૂહ એકસાથે જોડાઈને ઉત્પાદન કરતો હતો તે વ્યક્તિગત મહેનતથી પેદા થયેલ ચીજ કરતાં સસ્તું પડતું હતું. એક પછી એક ખાતામાં વ્યક્તિગત ઉત્પાદનને નમતું મૂકવું પડ્યું. સામાજિક પદ્ધતિના ઉત્પાદને તમામ જૂની પદ્ધતિઓમાં ક્રાંતિ આણી. પણ તેના ક્રાંતિકારી

સ્વરૂપની એટલી ઓછી સમજણ હતી કે ઊલટાનું તેનો પ્રવેશ જણસોના ઉત્પાદનમાં વૃદ્ધિ અને વિકાસ માટે જ થયો હતો એમ કહેવાયું. જ્યારે તેનો જન્મ થયો ત્યારે જણસોના ઉત્પાદન અને વિનિમય માટે કેટલાંક તૈયાર તંત્રનો તેણે છૂટથી ઉપયોગ કર્યો: વેપારીઓની મૂડી, હાથકારીગરીની ચીજો, મજૂરી. આ રીતે જણસોના ઉત્પાદનની નવી પદ્ધતિમાં જૂનાં શોષણ રૂપો પૂરેપૂરાં ચાલુ રહ્યાં.

જણસોના ઉત્પાદનની ઉત્ક્રાંતિના મધ્યયુગી તબક્કામાં શ્રમની ઊપજની માલિકીનો પ્રશ્ન ઉપસ્થિત થઈ શક્યો ન હતો. વ્યક્તિગત ઉત્પાદક પાસે, સામાન્ય રીતે, પોતાનો જ કાચો માલ અને પોતાના જ હાથની મહેનત હતી, પોતાનાં જ ઓજારો વડે તે ઉત્પાદન કરતો. નવી પેદાશને હજમ કરવાની તેને માટે જરૂર ન હતી. તેની માલિકી સંપૂર્ણ રીતે પોતાની જ હતી. ઉત્પાદનની ચીજની મિલકત **પોતાના જ શ્રમ ઉપર** અવલંબિત હતી. જ્યાં બાહ્ય મદદની જરૂર હતી તેનું સામાન્ય રીતે કોઈ મહત્ત્વ ન હતું, અને સામાન્ય રીતે વેતન સિવાય બીજી કોઈ રીતે તેને વળતર અપાતું. ગિલ્ડના શિખાઉ કારીગરો અને કસબીઓ પોતાના વેતન કે રહેણાક કરતાં તાલીમ માટે વધુ કામ કરતા — જેથી પોતે જ કુશળ કારીગર બની શકે. પછી ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ વિશાળ કારખાનાઓમાં થાય છે, અને તેનું રૂપાંતર સામાજિક સ્વરૂપના ઉત્પાદનનાં સાધનોમાં થાય છે. પરંતુ આ રીતે સમાજીકરણ પામેલા (ઉત્પાદકો અને) ઉત્પાદનનાં સાધનો અને તેમની પેદાશો તરફનું વલણ હજુ, એ પરિવર્તન પછી, પહેલાં જેવું જ હતું, એટલે કે ઉત્પાદનનાં સાધનો અને વ્યક્તિઓની ઊપજ તરીકેનું જ હતું. આજ સુધી શ્રમનાં સાધનોના માલિકે પોતે જ ઉત્પાદિત ચીજો ભોગવેલી કારણ કે તે પોતાની જ પેદાશ હતી, બીજાઓની મદદ તો અપવાદ રૂપે હતી. પણ હવે સાધનોના માલિક ઉત્પાદિત ચીજો પોતે જ હજમ કરવા લાગ્યા — જોકે તે હવે **તેની** નહિ પણ બીજાઓના **શ્રમની** ઊપજ હતી. આ રીતે, હવે ઉત્પાદિત થતી ચીજોનો ભોગવટો જેમણે ઉત્પાદનનાં સાધનોમાં ગતિ પૂરી હતી અને ખરેખર જેઓ પોતે ઉત્પાદન કરતા હતા તેમનો ન રહ્યો પણ **મૂડીદારોનો** કબજો સ્થપાયો. ઉત્પાદનનાં સાધનો અને ખુદ ઉત્પાદન મૂળભૂત રીતે સામાજિક રૂપનું હતું. પરંતુ તેમાં હડપગીરીનું એવું રૂપ અમલી રહ્યું કે જેમાં અલગ અલગ માણસોના ખાનગી ઉત્પાદનની પૂર્વધારણા છે અને એટલે પોતાની પેદાશનો માલિક હોય છે અને તેને બજારમાં લઈ આવે છે. ઉત્પાદનની નવી પદ્ધતિ આ પ્રકારના શોષણ અથવા માલિકી

નીચે આવી, જોકે આવું શોષણ અગાઉ જે સંજોગોમાં હતું તે હવે હયાત ન હતા.* આ આંતરવિરોધમાં, જે નવી ઉત્પાદન પદ્ધતિને મૂડીવાદી રૂપ આપે છે, **આજની સમગ્ર સામાજિક વિષમતાઓનું બીજ રહેલું છે.** તમામ ઉત્પાદનનાં નિર્ણાયક ક્ષેત્રોમાં અને તમામ આર્થિક રીતે નિર્ણાયક દેશોમાં જેમ જેમ નવી ઉત્પાદન પદ્ધતિ પોતાનું વર્ચસ્વ સ્થાપે છે તેમ તે વ્યક્તિગત ઉત્પાદન ક્રિયાની માત્રા તદ્દન મામૂલી બનાવે છે, તેની સાથે સાથે **મૂડીવાદી હડપગીરી સાથે સામાજિક સ્વરૂપના ઉત્પાદનની અસંગતિ વધુ સ્પષ્ટ રીતે બહાર આવે છે.**

આપણે જોયું કે, પ્રથમ મૂડીદારોને પોતાને માટે મજૂરી તૈયાર મળી ગઈ. પરંતુ તે અપવાદરૂપ, પૂરક, સહાયક, અને અસ્થાયી હતી, ખેતમજૂર જોકે કોઈ કોઈ વાર દહાડિયા તરીકે મજૂરી કરી લેતો ખરો પરંતુ થોડાક એકર પોતાની જમીન ધરાવતો હતો અને તેના આધારે સુખેદુખે ગમે તેમ જીવન ટકાવી રાખતો. ગિલ્ડ એવી રીતે સંગઠિત હતાં કે આજના કારીગરો આવતીકાલના માલિક બની શકતા. પણ આ બધું જ્યારથી ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ થયું અને મૂડીદારોના હાથમાં કેંદ્રિત થયું ત્યારથી બદલી ગયું. વ્યક્તિગત ઉત્પાદકનાં ઉત્પાદનનાં સાધનો તેમ જ ઉત્પાદિત ચીજો વધુ ને વધુ નકામી બનતી ગઈ, તેને માટે મૂડીદારના રોજી-કામદાર બનવા સિવાય કોઈ વિકલ્પ ન રહ્યો. જે એક વખત અપવાદરૂપ અને સહાયક મજૂરી હતી તે હવે તમામ ઉત્પાદનનો પાયો અને નિયમ બની ગઈ; એક વખત જે મજૂરી પૂરક હતી તે હવે કામદારનું એકમાત્ર કામ બની ગઈ. થોડા સમય માટેનો રોજી-કામદાર હવે કાયમી જીવનભર રોજી-કામદાર બની ગયો. આવા કાયમી રોજી-કામદારોની સંખ્યામાં એ જ સમયમાં સામંતી વ્યવસ્થા તૂટી પડવાથી જબ્બર વધારો થતો ગયો, સામંતી ઉમરાવોની સત્તા વિસર્જિત થઈ અને કિસાનોની તેમનાં

---

*અહીં એ વાતનો ઉલ્લેખ ભાગ્યે જ જરૂરી છે કે, હડપગીરીનું **રૂપ** એવું ને એવું રહે તોપણ ઉપરોક્ત પરિવર્તનોથી હડપગીરીનાં **લક્ષણોમાં** ઉત્પાદનની પદ્ધતિના પરિવર્તન જેવી જ ક્રાંતિ આવેલી. અલબત્ત એ વાત જુદી છે કે હું મારી ઉત્પન્ન કરેલી ચીજ ધરાવું છે કે બીજાના શ્રમની. સમગ્ર મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના ગર્ભમાં મજૂરી હોવા છતાં તે ઘણી પ્રાચીન છે; છૂટક રીતે ગુલામી પ્રથાની સાથે સદીઓથી તેનું અસ્તિત્વ હતું જ. પણ આ બીજનો વિકાસ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિમાં ત્યારે જ થયો જ્યારે તેને માટે જરૂરી ઐતિહાસિક પૂર્વસંજોગો ઊભા થયા. **(એંગેલ્સની નોંધ.)**

ખેતરોમાંથી હકાલપટ્ટી થઈ, વગેરે. આ વિભાગીકરણ, એક તરફ મૂડીદારોના હાથમાં ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને બીજી બાજુથી પોતાના શ્રમ સિવાય જેની પાસે બીજું કશું ન હતું એવા ઉત્પાદકો, સંપૂર્ણ બન્યું. **સમાજીકૃત ઉત્પાદન અને મૂડીવાદી હડપગીરી વચ્ચેનો આંતરવિરોધ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેની વિષમતામાં વ્યક્ત થયો.**

આપણે જોયું કે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ એવા વસ્તુ-ઉત્પાદકોના, વ્યક્તિગત ઉત્પાદકોના, સમાજમાં ઘૂસી ગઈ કે જેમનો સામાજિક સંબંધ પોતાની પેદાશોના વિનિમયમાં હતો. પણ ચીજવસ્તુઓના ઉત્પાદન ઉપર અવલંબિત તમામ સમાજ રચનાઓમાં આ એક વિશિષ્ટતા છે: ઉત્પાદકો પોતાના જ સામાજિક આંતરસંબંધો ઉપર અંકુશ ગુમાવે છે. પોતાની પાસે જે સાધન હોય તેના થકી દરેક ઉત્પાદક ચીજ બનાવે છે અને પોતાને જરૂર હોય એવી ચીજ સાથે તેની આપલે કરે છે. કોઈને જાણ નથી હોતી કે તેની ખાસ કઈ ચીજ બજારમાં કેટલા પ્રમાણમાં આવશે, અથવા એ પણ જાણ બહાર છે કે તેને કેટલી ચીજોની જરૂર પડશે. કોઈને એ જાણ હોતી નથી કે તેની વ્યક્તિગત ઊપજ ખરેખર બજારની માંગને પહોંચી વળશે કે નહિ; તે પોતાના ઉત્પાદનની કિંમતને પહોંચી વળશે કે નહિ અથવા તે પોતાની ચીજ વેચી શકશે કે નહિ. સમાજીકૃત ઉત્પાદનમાં અરાજકતા પ્રવર્તે છે. પરંતુ ચીજજણસોના ઉત્પાદનને, બીજા કોઈ પ્રકારના ઉત્પાદનની માફક, તેનાથી અલગ ન પડી શકાય એવા આંતરિક નિયમો હોય છે. અને એ નિયમો અંધાધૂંધી છતાં તેમ જ અંધાધૂંધી દરમિયાન કામગીરી કરે છે. તેનું પ્રગટીકરણ એકમાત્ર સામાજિક આંતરસંબંધમાં—એટલે કે વિનિમયમાં વ્યક્ત થાય છે, અને અહીં વ્યક્તિગત ઉત્પાદકોને હરીફાઈના ફરજિયાત નિયમને આધીન બનવું પડે છે. પહેલાં તો ઉત્પાદકો જ તેનાથી અજાણ હોય છે, ધીમે ધીમે અનુભવથી તેઓ તેની શોધ કરે છે. ઉત્પાદકોથી સ્વતંત્ર રીતે, અને તેમના વિરોધમાં, આ નિયમ કામ કરતો થાય છે— એ ઉત્પાદનના સ્વરૂપ માટે તે નિષ્ઠુર એવો પ્રાકૃતિક નિયમ હોય છે. ઉત્પાદકોનું સંચાલન ઉત્પાદિત ચીજ કરે છે.

મધ્યયુગના સમાજમાં, ખાસ કરીને આરંભની સદીઓમાં, ઉત્પાદનનું સંચાલન વ્યક્તિની જરૂરતો પૂરી પાડવા માટે જ થતું હતું. મુખ્યત્વે તો તેનાથી ઉત્પાદકો અને તેના કુટુંબીઓની જરૂરતો સંતોષાતી હતી. જ્યાં વ્યક્તિગત પરતંત્રતાના સંબંધો હતા, ગ્રામપ્રદેશોમાં, ત્યાં જાગીરદારની જરૂરતો પણ તેનાથી સંતોષાતી હતી. આ બધામાં તેથી કોઈ વિનિમય ન હતો; તેથી ઉત્પાદિત

ચીજોએ જણસોનું રૂપ ધારણ ન કર્યું. કિસાનનું કુટુંબ પોતાને જરૂરી એવી લગભગ તમામ ચીજો પેદા કરતું: કપડાં, રાચરચીલું, તેમ જ જીવન ટકાવી રાખવાનાં સાધનો. ફક્ત જ્યારે પોતાની જરૂરતો સંતોષવા અને સામંતી ઉમરાવને માલના રૂપમાં ચુકવણીઓ કરવા આવશ્યક હોય તેનાથી વિશેષ ઉત્પાદન તે કરતો ત્યારે જ તેણે જણસોનું ઉત્પાદન કર્યું. આ વધારાનું ઉત્પાદન સામાજિક વિનિમયમાં ફેંકાયું અને વેચાણમાં મુકાયું ત્યારે જ તેણે જણસોનું રૂપ ધારણ કર્યું. કસબા અથવા નાના શહેરોના કારીગરોએ પહેલાં તો વિનિમય માટે જ ચીજો બનાવવી પડતી. પરંતુ તેઓ પણ પોતાની મોટા ભાગની જરૂરતો પોતાના શ્રમથી જ પૂરી કરતા. તેમની પાસે બગીચા અને જમીનના પ્લોટ હતા. પોતાનાં ઢોરઢાંખરને તેઓ સામુદાયિક જંગલોમાં ચરવા મૂકી દેતાં, જેમાંથી તેમને બળતણ અને લાકડું મળી રહેતું. સ્ત્રીઓ શણ, ઊન, વગેરે કાંતતી. ફક્ત વિનિમય માટે, જણસ તરીકેનું, ઉત્પાદન હજુ બાલ્યાવસ્થામાં હતું. તેથી વિનિમય હજુ મર્યાદિત હતો, બજાર સંકુચિત હતી, ઉત્પાદનની પદ્ધતિ સ્થિર હતી; ત્યાં બહારની દુનિયાના સંબંધમાં સ્થાનિક અલગતા હતી, અંદર સ્થાનિક એકતા હતી, ગ્રામપ્રદેશમાં માર્ક,[148] શહેરોમાં ગિલ્ડ.

પરંતુ જણસોનું ઉત્પાદન વિસ્તર્યું અને ખાસ કરીને મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ દાખલ થઈ ત્યારથી આજ સુધી ગર્ભિત રહેલા જણસ-ઉત્પાદનના નિયમો વધુ જોરદાર રીતે ખુલ્લામાં કામ કરવા લાગ્યાં. જૂનાં બંધનો શિથિલ બન્યાં, જૂની અલાયદી મર્યાદાઓ તૂટી, ઉત્પાદકો વધુ ને વધુ સ્વતંત્ર, અલગ અલગ રીતે જણસોના ઉત્પાદકો બન્યા. સામાજિક ઉત્પાદનની અરાજકતા વધુ ને વધુ ઊંચાઈએ પહોંચીને ખુલ્લી થઈ. પરંતુ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ જે મુખ્ય સાધનોની મદદથી આ અરાજકતા તીવ્ર બનાવી તે અરાજકતાથી ઊલટી જ ક્રિયા હતી. તે દરેક અલગ ઉત્પાદન સંસ્થામાં સામાજિક આધારે ઉત્પાદનના વધતા જતા સંગઠનની ક્રિયા હતી. આને કારણે વસ્તુઓની જૂની સ્થિર પરિસ્થિતિનો અંત આવ્યો. જ્યાં જ્યાં ઉત્પાદનનું આ સંગઠન કોઈ પણ ઉદ્યોગની શાખામાં દાખલ કરાયું ત્યાં ઉત્પાદનની જૂની કોઈ રીત તેની સાથે ચલાવી લેવામાં ન આવી. જ્યાં તેણે હાથકારીગરી ઉપર હાથ અજમાવ્યો ત્યાં એ ઉદ્યોગ ભૂંસાઈ ગયો. શ્રમનું ક્ષેત્ર યુદ્ધનું ક્ષેત્ર બન્યું. મહાન ભૌગોલિક શોધો અને તેને અનુસરીને જ્યાં સંસ્થાનીકરણ આવ્યું ત્યાં બજારોની સંખ્યા વધી અને હાથકારીગરી યંત્રીકરણમાં પરિણમી. અમુક વિસ્તારોના વ્યક્તિગત ઉત્પાદકો વચ્ચે જ ફક્ત યુદ્ધ ફાટી નીકળ્યું એવું નથી. સ્થાનિક સંઘર્ષો રાષ્ટ્રીય

બન્યા — સત્તરમી અને અઢારમી સદીઓની વ્યાપારી લડાઈઓ થઈ.[149] છેવટે અર્વાચીન ઉદ્યોગો અને વિશ્વ બજારનો આરંભ આ સંઘર્ષને સાર્વત્રિક બનાવે છે, અને તેમાં અપૂર્વ કડવાશ આવી. ઉત્પાદનના પ્રાકૃતિક અને કૃત્રિમ ફાયદાઓ હવે વ્યક્તિગત મૂડીદારોના અસ્તિત્વ કે નાબૂદીનો તેમ જ સમગ્ર ઉદ્યોગો તથા દેશોનો નિર્ણય કરે છે. જેનું પતન થાય તેને અફસોસ વિના બાજુએ ફેંકી દેવાય છે. એ વ્યક્તિનું અસ્તિત્વ ટકાવી રાખવાના ડાર્વિનના સંઘર્ષને પ્રકૃતિમાંથી સમાજના ક્ષેત્રમાં વધુ તીવ્ર હિંસાથી દાખલ કરે છે. માનવીય વિકાસના છેવટના સમય તરીકે પ્રાણીના કુદરતી અસ્તિત્વના સંજોગો દેખાય છે. સામાજિક ઉત્પાદન તથા મૂડીવાદી હડપગીરી વચ્ચેનો આંતરવિરોધ હવે **ઉત્પાદનના વ્યક્તિગત વર્કશોપના સંગઠન અને સામાન્ય રીતે સમાજમાં ઉત્પાદનની અરાજકતા વચ્ચેની વિષમતા તરીકે રજૂ થાય છે.**

તેની ઉત્પત્તિના સમયથી જ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ આ બે પ્રકારના વિષમતાઓમાં ચાલે છે. તે તેના "ઝેરી કૂંડાળામાંથી" જેની શોધ ફુરિયેએ કરેલી, કદી બહાર નીકળી શકતી નથી. ફુરિયે તેના જમાનામાં જે જોઈ ન શક્યો તે એ હતું કે એ કૂંડાળું દિન પ્રતિદિન સાંકડું બનતું જાય છે, તેની હલચલ વધુ ને વધુ પેચીલી બનતી જાય છે, અવકાશના ગ્રહોની જેમ, અને તેનો અંત કેંદ્ર સાથેની અથડામણથી આવવો જોઈએ. સમાજના ઉત્પાદનની વ્યાપક રીતે ફેલાતી અરાજકતાની એ તાકાત વધુ ને વધુ સંખ્યામાં માનવીઓને સર્વહારા બનાવી મૂકે છે; અને એ સર્વહારાઓનો વિરાટ સમુદાય જ આ અરાજકતાનો અંત લાવશે. સામાજિક ઉત્પાદનની અરાજકતાની એ અદમ્ય તાકાત જ અર્વાચીન ઉદ્યોગની યંત્રસામગ્રીની અમર્યાદિત પરિપૂર્ણતાની ક્ષમતાને એવા ફરજિયાત નિયમમાં પલટાવી નાખે છે કે જેનાથી દરેક વ્યક્તિગત ઔદ્યોગિક મૂડીદારને પોતાનાં યંત્રો વધુ ને વધુ પરિપૂર્ણ બનાવવાં પડે છે — પોતાની બરબાદીની બીકે. પરંતુ યંત્રોની પરિપૂર્ણતા માનવીના શ્રમને છીછરો બનાવે છે. જો આવાં યંત્રોનો વધારો લાખો શારીરિક શ્રમિકોને સ્થાને થોડાં યંત્ર-શ્રમિકો ગોઠવે તો યંત્રોનો સુધારો એટલે આવા યંત્ર-શ્રમિકોને પણ વધુ ને વધુ દૂર કરે છે. તેનો અર્થ એ થાય કે છેવટે મૂડીની સરેરાશ જરૂરત કરતાં વધુ સંખ્યાના રોજી-કામદારોની હયાતી આખી ઔદ્યોગિક અનામત કામદાર સેના ખડી કરે છે, જેનો ઉલ્લેખ મેં ૧૮૪૫માં કરેલો, અને ઉદ્યોગો પૂરજોશમાં કામ કરે તે સમયના આવા કામદારો અનિવાર્ય મંદી આવે ત્યારે રસ્તામાં ફેંકાય છે. મૂડી સામેના પોતાના અસ્તિત્વના સંઘર્ષમાં કામદારો માટે આ

પ્રક્રિયા સતત શિલા જેવું વજન બનીને રહે છે, તે એવું નિયામક બને છે જેનાથી મૂડીદારોનાં હિતો પોષાય છે અને વેતનના દર ઓછા થઈ જાય છે. આ રીતે, માર્ક્સને ટાંકીએ તો, મૂડીના કામદાર વર્ગ સામેના યુદ્ધમાં યંત્ર એક જબ્બર શસ્ત્ર બની જાય છે; શ્રમનાં સાધનો સતત રીતે કામદારના હાથમાંથી જીવન ટકાવવાનાં સાધનો ખૂંચવે છે; શ્રમની પોતાની જ ઊપજ તેની ઉપરના આધિપત્યનું સાધન બને છે.* તેથી એવું બને છે કે શ્રમનાં સાધનોની કરકસર સાથે સાથે શરૂથી જ શ્રમ-શક્તિનો સૌથી બેપરવા વ્યય અને શ્રમની ક્રિયાના સામાન્ય સંજોગોમાં લૂંટ બને છે;** એ યંત્ર જ શ્રમ-સમયને ટૂંકાવનાર સૌથી મજબૂત સાધન બને છે. તે અચૂક રીતે કામદારના તેમ જ તેના કુટુંબના સમયની એક એક પળ મૂડીના મૂલ્યને વિસ્તારવાના હેતુથી મૂડીદારના ચરણમાં રેડાય છે. તેથી એવું બને છે કે કેટલાકનો અતિ શ્રમ બીજા કેટલાકની બેરોજગારીનો પ્રાથમિક સંજોગ બને છે, અને અર્વાચીન ઉદ્યોગ જે સમગ્ર વિશ્વમાં નવા ગ્રાહકોનો શિકાર કરે છે તે ઘરઆંગણે લોકસમુદાયોની વપરાશને ભૂખમરાની નિમ્નતમ કક્ષાએ લાવી મૂકે છે અને આમ થવાથી પોતાની ઘરઆંગણાંની બજારનો નાશ કરે છે. "જે નિયમ કાયમ સાપેક્ષ વધારાની વસ્તીનું, અથવા અનામત સેનાનું, સંચયના પ્રમાણ અને શક્તિ સુધી સમતુલન કરે છે, તે જ નિયમ કામદારને મૂડી જોડે એવી મજબૂતાઈથી જોતરે છે, જેવી પ્રોમીથીઅસને વલ્કનની ખીલીઓ પણ ખડક સાથે જોતરી નહોતી શકી. તેનાથી યાતનાનો પણ મૂડીના સંચયને અનુરૂપ સંચય થતો જાય છે. તેથી એક છેડા ઉપર સંપત્તિનો પરિગ્રહ બીજા છેડા ઉપર દુ:ખ, મજદૂરીની યાતના, ગુલામી, અજ્ઞાનતા, જંગલિયત, માનસિક અધ:પતનને જમા કરે છે, એટલે કે તે છેડા ઉપર જ્યાં એ વર્ગ છે કે જે **મૂડીના રૂપમાં પોતાની જ ઊપજ ઉત્પન્ન કરે** છે." (માર્ક્સ, 'મૂડી', પૃષ્ઠ ૬૭૧.) અને મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિમાંથી બીજા કોઈ પ્રકારના ઉત્પાદનના વિભાજનની અપેક્ષા રાખવી એટલે બેટરીના વીજધ્રુવ બેટરી સાથે જોડાયેલાં હોય ત્યાં સુધી ઍસિડના પાણીનું વિઘટન ન કરે અને ધનાત્મક છેડે ઑક્સિજન તથા ઋણાત્મક છેડે હાઇડ્રોજન ન છોડે એના જેવી વાત છે.

આપણે જોયું કે અર્વાચીન યંત્રોની વધતી પરિપૂર્ણતા, સામાજિક

---

* કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

** કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

ઉત્પાદનની અરાજકતાને કારણે, એવો ફરજિયાત નિયમ બને છે કે જે વ્યક્તિગત ઔદ્યોગિક મૂડીદારને પોતાનાં યંત્રો સુધારવા અને ઉત્પાદક શક્તિઓને વધારવા ફરજ પાડે છે. ઉત્પાદનના ક્ષેત્રને વિસ્તૃત કરવાનું શક્ય બનાવવું તે પણ તેને માટે ફરજિયાત નિયમ તરીકે રૂપાંતર પામે છે. અર્વાચીન ઉદ્યોગની જબ્બર વિસ્તૃત તાકાત, જેની સરખામણીમાં વાયુની ફેલાવાની તાકાત એક છોકરાની રમત બરાબર છે, તે હવે વિસ્તૃતીકરણ માટે માત્રા અને ગુણની દૃષ્ટિએ જરૂરી દેખાય છે જે તમામ પ્રતિકારને હાસ્યાસ્પદ ગણાવે છે. આવો પ્રતિકાર વપરાશ, વેચાણ, આધુનિક ઉત્પાદનના વેચાણની બજારો મારફત થાય છે. પરંતુ બજારના વિસ્તૃતીકરણની શક્તિ, વ્યાપક અને ઘનિષ્ઠ, તદ્દન જુદા જુદા જ નિયમો જે વધતે ઓછે અંશે જુસ્સાભેર ચાલે છે તેનાથી સંચાલિત થાય છે. બજારનો ફેલાવો ઉત્પાદનના ફેલાવાને પહોંચી શકતો નથી. અથડામણ અનિવાર્ય બને છે અને તેનો કોઈ સાચો ઉકેલ જ્યાં સુધી તે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના ભૂકા ન બોલાવે ત્યાં સુધી આવતો નથી, આવી અથડામણો અમુક અમુક સમયના અંતરે ઉદ્‌ભવે છે. મૂડીવાદી ઉત્પાદન હવે બીજા "ઝેરી કૂંડાળા"ને જન્મ આપે છે.

હકીકતમાં, ૧૮૨૫થી, જ્યારે પ્રથમ સામાન્ય કટોકટી પેદા થયેલી ત્યારથી દર દસ વર્ષના અંતરે સમગ્ર ઔદ્યોગિક અને વેપારી જગત, તમામ સભ્ય પ્રજાઓ અને તેમના ઓછેવત્તે અંશે જંગલી ખાંધિયાઓનું ઉત્પાદન અને વિનિમય, પોતાના ક્રમમાંથી હચમચીને ફેંકાય છે. વેપાર વાણિજ્ય સ્થગિત બને છે, બજારોમાં માલનો ભરાવો થાય છે, ઊપજના ઢગલા ખડકાય છે, જે વેચાઈ શકતા નથી, નગદ નાણું અદૃશ્ય બને છે, ધિરાણ પણ અદૃશ્ય બને છે, કારખાનાં બંધ પડે છે અને કામદારોના સમૂહો જીવન ટકાવવાનાં સાધનોથી વંચિત બને છે; દેવાળાં ફૂંકાતાં જાય છે, મોત ઉપર મોત આવે છે. સ્થગિતતા વર્ષો સુધી ચાલુ રહે છે; ઉત્પાદનની શક્તિઓ અને ઊપજની મોટા પાયા પર બરબાદી થાય છે અથવા તેમને નષ્ટ કરવામાં આવે છે—જ્યાં સુધી સંગ્રહિત માલસામાનનું મૂલ્ય તૂટે છે અને જ્યાં સુધી ઉત્પાદન અને વિનિમય ધીરે ધીરે ફરી ચાલતાં થાય છે. ધીમે ધીમે ગતિ ઝડપી બને છે... પહેલાં હળવી દોડ પકડાય છે. ઔદ્યોગિક હળવી દોડ જોર પકડવા લાગે છે, અને તેમાંથી પછી ઉદ્યોગ, વેપારી ધિરાણ અને સટ્ટાખોરીની ખરેખરી પુરપાટ આડેધડ શરત જામે છે જે છેવટે ધસમસાટ ફાળમાં વિકસે છે અને પાછી જ્યાંથી શરૂ થયેલી ત્યાં વિરમે છે—કટોકટીની ઊંડી ખાઈમાં. એ રીતે ફરી ફરી એ જ ક્રમ બને છે.

૧૮૨૫ની સાલથી આપણે પાંચ વખત તેમાંથી પસાર થયા અને આજે ૧૮૭૭માં છઠ્ઠી વખત પસાર થઈ રહ્યા છીએ. આ કટોકટીઓનું સ્વરૂપ એટલું સ્પષ્ટ રીતે દોરાયું છે કે ફુરિયેએ જ્યારે તેનું વર્ણન અતિ વિપુલતાની કટોકટી તરીકે કર્યું ત્યારે એ બધી કટોકટીઓને આવરી લીધી.

આ કટોકટીઓમાં સમાજીકૃત ઉત્પાદન અને મૂડીવાદી હડપગીરી વચ્ચેના આંતરવિરોધનો અંત હિંસક ધડાકામાં આવે છે. જણસોનું પરિચલન કામચલાઉ રીતે અટકે છે. પરિચલનનું સાધન—નાણું—તેમાં રુકાવટ બને છે. ઉત્પાદનના તથા ચીજજણસોના પરિચલનના તમામ નિયમો ઊંધાચત્તા થાય છે. આર્થિક અથડામણ તેના અંતિમ બિંદુએ પહોંચે છે: **ઉત્પાદનની પદ્ધતિ વિનિમયની પદ્ધતિ સામે બંડ પોકારે છે, ઉત્પાદક શક્તિઓ તેની ઉત્પાદન પદ્ધતિ સામે બંડ પોકારે છે જેનાથી તે ઘણી આગળ નીકળી ગયેલી હોય છે.**

કારખાનાની અંદર ઉત્પાદનનું સમાજીકૃત સંગઠન એટલું બધું વિકસ્યું છે કે સમાજમાં ઉત્પાદનની અરાજકતા સાથે તે અસંગત બન્યું છે, જે તેની સાથે સાથે જ હયાત હોય છે અને તેના ઉપર પ્રભુત્વ જમાવી બેઠી છે, કટોકટીઓ દરમિયાન અતિ ઉગ્ર રીતે થયેલા મૂડીના કેંદ્રીકરણથી, ઘણા મોટા તેમ જ અસંખ્ય નાના મૂડીદારોની બરબાદીથી, મૂડીદારોને પોતાને જ આ અરાજકતાનું ભાન થાય છે. મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ પોતે જ સર્જેલી ઉત્પાદક શક્તિઓના દબાણ નીચે તેની સમગ્ર રચના પડી ભાંગે છે. તમામ જથ્થાબંધ ઉત્પાદનનાં સાધનોનું મૂડીમાં તે રૂપાંતર કરી શકતી નથી. તે ચત્તીપાટ પડે છે, અને તે જ કારણસર ઔદ્યોગિક અનામત સેના ચત્તીપાટ પડે છે. ઉત્પાદનનાં સાધનો, જીવન ટકાવી રાખવાનાં સાધનો, ઉપલબ્ધ કામદારો, ઉત્પાદનનાં અને સામાન્ય સંપત્તિનાં તમામ તત્ત્વો વિપુલ રીતે હાજર હોય છે. પરંતુ આ "વિપુલ સંપત્તિ દુ:ખ અને ગરીબીનું મૂળ કારણ બને છે" (ફુરિયે), કારણ કે તે જ વસ્તુઓના હિસાબે ઉત્પાદનનાં તથા જીવન ટકાવી રાખવાનાં સાધનોના મૂડીમાં થતા રૂપાંતરમાં અવરોધ પેદા કરે છે. કારણ કે મૂડીવાદી સમાજમાં ઉત્પાદનનાં સાધનોનું મૂડીમાં, અને માનવીય શ્રમ-શક્તિના શોષણના સાધનમાં, રૂપાંતર થાય ત્યારે જ તેઓ કામ કરી શકે છે. ઉત્પાદનનાં તથા જીવન ટકાવી રાખવાનાં સાધનોનું મૂડીમાં રૂપાંતર થાય એ જરૂરત કામદારો અને આ વસ્તુ વચ્ચે એક ભૂત માફક ખડી થઈને ઊભી રહે છે. ઉત્પાદનના ભૌતિક અને વ્યક્તિગત હાથાઓનું સંયોજન કરવા આડે તે રુકાવટ પેદા કરે છે; તેનાથી જ ઉત્પાદનનાં સાધનોના કામમાં અવરોધ ઊભો થાય છે,

કામદારોને કામ કરતાં અને જીવતાં અટકાવે છે. તેથી, એક બાજુથી, ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ આ ઉત્પાદક શક્તિઓનું આગળ સંચાલન કરવા અશક્ત બનેલી પુરવાર થાય છે. બીજી બાજુથી, આ જ ઉત્પાદક શક્તિઓ, વધતા જતા જોમથી, પ્રવર્તમાન આંતરવિરોધને હઠાવવા, પોતાના મૂડી તરીકેના ગુણની નાબૂદી માટે, **સામાજિક ઉત્પાદક શક્તિઓ તરીકેના પોતાના સ્વરૂપને અમલી માન્યતા** અપાવવા, આગળ વધે છે.

જેમ જેમ ઉત્પાદક શક્તિઓ વધારે સમર્થ બનતી જાય છે તેમ તેમ પોતાના મૂડીના સ્વરૂપ સામે તેનો આ બળવો, અને તેમના સામાજિક સ્વરૂપને માન્યતા આપવાનો તેમનો વધારે ને વધારે જોર પકડતો જતો આદેશ, ખુદ મૂડીદાર વર્ગને મજબૂર બનાવી દે છે કે તે, મૂડીવાદી પરિસ્થિતિમાં જ્યાં સુધી શક્ય બને ત્યાં સુધી, તેમની જોડે સામાજિક ઉત્પાદક શક્તિઓ જેવું વર્તન કરે. ધિરાણના અમર્યાદિત ફુગાવાથી તથા મંદીથી પણ ઊંચા ઔદ્યોગિક દબાણનો સમય ઉત્પાદનનાં સાધનોના વિપુલ જથ્થાના સમાજીકરણનું એ સ્વરૂપ અસ્તિત્વમાં લાવે છે જેમાં આપણને જોઈન્ટ સ્ટૉક કંપનીઓની રચના જોવા મળે છે. ઉત્પાદનનાં તથા વહેંચણીનાં આમાંનાં ઘણાં બધાં સાધનો એટલાં વિરાટ હોય છે, રેલવેની માફક, કે તેમાંથી મૂડીવાદી શોષણનાં અન્ય તમામ સ્વરૂપો બકાત થાય છે. ઉત્ક્રાંતિના આગળના તબક્કામાં આ સ્વરૂપ પણ અપૂરતું જણાવા લાગે છે. મૂડીવાદી સમાજના સત્તાવાર પ્રતિનિધિ રાજ્યે ઉત્પાદનનાં સાધનો અને વ્યવહારની સંસ્થાઓનું સંચાલન હાથમાં લેવું પડશે.* રાજ્યની

---

*હું કહું છું **"લેવું પડશે"** કારણ કે જ્યારે જોઈન્ટ સ્ટૉક કંપનીઓના મૅનેજમેન્ટના ગજા બહાર ઉત્પાદન તથા વહેંચણીનાં સાધનો **ખરેખર** વિકસે છે, અને તેથી જ્યારે, રાજ્ય હસ્તક લઈ લેવાનું **આર્થિક** રીતે પોસાય તેવું હોય— ભલે પછી તે આજનું રાજ્યતંત્ર હોય, ત્યારે તે સમાજ હસ્તક તમામ ઉત્પાદનનાં સાધનો મુકાવાનું પ્રાથમિક કદમ અને આર્થિક આગેકૂચ છે. પરંતુ હમણાં હમણાં, જ્યારથી બિસ્માર્કે ઉદ્યોગોને રાજ્ય હસ્તક મૂકવાનું કદમ ઉઠાવ્યું ત્યારથી એક પ્રકારનો શંકાસ્પદ સમાજવાદ જનમ્યો છે, જે જ્યારે ને ત્યારે ખુશામતમાં વિકૃત થયો છે, જે બિસ્માર્કના પ્રકાર સહિતના **તમામ** રાજ્ય સંચાલનને પણ સમાજવાદી પ્રકાર ગણાવે છે, તો તો સમાજવાદના સંસ્થાપકોમાં નેપોલિયન અને મેટેરનિખને પણ ગણવા જોઈએ. ચોક્કસ રીતે, તમાકુ ઉદ્યોગને નેપોલિયને

મિલકત તરીકે ફેરવવાની સૌથી પ્રથમ જરૂરત સંચાર અને વ્યવહારની વિશાળ સંસ્થાઓમાં દેખાય છે—પોસ્ટ ઑફિસ, તારટપાલ તથા રેલવે.

આધુનિક ઉત્પાદક શક્તિઓનો યોગ્ય વહીવટ કરવા મૂડીદારો હવે શક્તિમાન નથી તેથી જ ઉત્પાદન અને વહેંચણીની સંસ્થાઓનું રૂપાંતર જૉઈન્ટ સ્ટૉક કંપની તથા રાજ્ય હસ્તક થાય છે, તે બતાવે છે કે મૂડીદારો હવે કેટલા બિનજરૂરી છે. મૂડીદારની બધી સામાજિક કામગીરીઓ હવે પગારદાર નોકરો કરે છે. હવે મૂડીદારનું કાર્ય ડિવિડંડ ખીસામાં નાખવા સિવાય, કુપન ફાડવા અને શૅરબજારમાં સટ્ટો ખેલવા સિવાય કંઈ પણ નથી—આ શૅરબજારમાં જુદા જુદા મૂડીદારો એકબીજાને બરબાદ કરવાનું જાહેર કૃત્ય કરે છે. પ્રથમ તો મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ કામદારોને બહાર ધકેલે છે. હવે તે મૂડીદારોને બહાર ધકેલે છે અને કામદારોની જેમ તેમને પણ વધારાની વસ્તીને દરજ્જે ઉતારી પાડે છે, જોકે તત્કાળ તેમને ઔદ્યોગિક અનામત સેનાને દરજ્જે નથી ઉતારી પાડતી.

પરંતુ જૉઈન્ટ સ્ટૉક કંપનીમાં કે પછી રાજ્ય હસ્તક ઉદ્યોગ મુકાય એવું રૂપાંતર થાય તોપણ તેનાથી ઉત્પાદક શક્તિઓના મૂડીવાદી સ્વરૂપને કોઈ આંચ આવતી નથી. જૉઈન્ટ સ્ટૉક કંપનીઓમાં એ સ્પષ્ટ હોય છે. અને અર્વાચીન રાજ્યતંત્ર કામદારો તથા વ્યક્તિગત મૂડીદારોની ઘૂસણખોરી સામે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની સામાન્ય બાહ્ય પરિસ્થિતિને ટેકો આપવાનું એક મૂડીવાદી સમાજનું સંગઠન છે. ગમે તેવું રૂપ હોય પણ અર્વાચીન રાજ્યતંત્ર મૂળભૂત રીતે એક મૂડીવાદી તંત્ર છે, મૂડીદારોનું રાજ્ય છે, કુલ રાષ્ટ્રીય મૂડીનું જેમાં

---

રાજ્ય હસ્તક મૂક્યો તેથી તે પણ સમાજવાદી બન્યો! જ્યારે બેલ્જિયન રાજ્યસત્તાએ સામાન્ય રાજકીય તથા નાણાકીય કારણોસર પોતાની મુખ્ય રેલવે લાઈન બાંધી; જ્યારે બિસ્માર્કે, કોઈ આર્થિક ફરજ નીચે નહિ, પ્રશિયન લાઈન રાજ્ય હસ્તક લીધી—યુદ્ધ સમયે તે હાથમાં રહે એ જ ઈરાદાથી અને રેલવે કર્મચારીઓને સરકાર માટે મત દેવા એકઠા કરી શકાય એ હેતુથી અને ખાસ કરીને સંસદીય મત કરતાં પોતાને માટે સ્વતંત્ર રીતે આવકનું નવું સાધન ઊભું કરી શકાય એ હેતુથી આમ કર્યું, ત્યારે એ કોઈ રીતે સમાજવાદી પગલું ન હતું, સીધી યા આડકતરી રીતે, જાગૃત કે અજાગૃત રીતે. નહિતર તો રોયલ મેરીટાઈમ કંપની, રોયલ પોર્સીલીન મેન્યુફેક્ચર, અને લશ્કરનું રેજીમેન્ટલ સીવણખાતું પણ સમાજવાદી સંસ્થાઓ કહેવાય. **(એંગેલ્સની નોંધ.)**

આદર્શ પ્રતિનિધિત્વ રહેલું છે. રાજ્ય ઉત્પાદક શક્તિઓને જેમ વધુ પોતાને હસ્તક લેતું જાય છે તેમ તે વધુ પ્રમાણમાં રાષ્ટ્રીય મૂડીદાર બને છે, વધુ નાગરિકોનું શોષણ કરતું થાય છે. કામદારો તો રોજી-કામદારો જ રહે છે— સર્વહારા. મૂડીવાદી સંબંધોને દૂર કરવામાં આવતા નથી, તેને તો મોખરે આણવામાં આવે છે. પરંતુ, મોખરે આવીને તે ગબડે છે. એ અથડામણનો ઉકેલ ઉત્પાદક શક્તિઓને રાજ્ય હસ્તક મૂકવામાં નથી રહેલો પરંતુ તેમાં એ ઉકેલનાં તત્ત્વોના ટેકનિકલ સંજોગો રહેલા છે.

સાચો ઉકેલ તો આધુનિક ઉત્પાદક શક્તિઓના સામાજિક સ્વરૂપને માન્ય કરવામાં અને ઉત્પાદનનાં સાધનોના સામાજિક સ્વરૂપને ઉત્પાદન પદ્ધતિ, હડપગીરી, તથા વિનિમયમાં એકરૂપ અને અનુરૂપ બનાવવામાં રહેલો છે. અને આવું ત્યારે જ સંભવી શકે કે જ્યારે સમાજ ખુલ્લી રીતે તથા સીધી રીતે જે તમામ અન્ય અંકુશની ઉપરવટ વિકસ્યા છે તેવી ઉત્પાદક શક્તિઓનો કબજો લઈ શકે. ઉત્પાદનનાં તથા ઊપજનાં સાધનોનું સામાજિક સ્વરૂપ આજે તેના ઉત્પાદકો સામે પ્રતિક્રિયા સર્જે છે, રફતે રફતે તમામ ઉત્પાદન તથા વહેંચણીને ખોરવી નાખે છે અને કુદરતના એક નિયમની જેમ બળપૂર્વક, આંધળી રીતે અને વિનાશાત્મક રીતે એનું કાર્ય કરે છે. પરંતુ ઉત્પાદક શક્તિઓને સમાજ હસ્તક મૂકવાથી ઉત્પાદકો તેના સ્વરૂપને બરાબર સમજીને ચાલશે અને ખલેલ તથા સમયે સમયે તેની ઊથલપાથલને બદલે ઉત્પાદન વૃદ્ધિ માટે જોરદાર શસ્ત્ર બનશે.

સક્રિય સામાજિક પરિબળો બરાબર પ્રાકૃતિક શક્તિઓની માફક કામ કરે છે: આંધળી રીતે, બળપૂર્વક, વિનાશાત્મક રીતે—જ્યાં સુધી આપણે તેને પૂરેપૂરા સમજી નહિ શકીએ અને તેમનાં કાર્યો, સંચાલન, અસરો ઉપર પકડ મેળવી નહિ શકીએ; તેમને આપણી ઈચ્છાને આધીન વધુ ને વધુ બનાવવાનો આધાર આપણી ઉપર જ રહેલો છે, અને તેના થકી આપણે ધારેલો હેતુ પાર પાડી શકીએ છીએ. આ વાત આજની સમર્થ ઉત્પાદક શક્તિઓને ખાસ લાગુ પડે છે. જ્યાં સુધી આપણે આ કાર્યનાં સામાજિક સાધનોના સ્વરૂપ તથા સ્વભાવને સમજવાનો અકડાઈથી ઇનકાર કર્યા કરીએ—અને આ સમજણ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના મૂળતત્ત્વ તથા તેનો બચાવ કરનારાઓ સામે જાય છે—આપણી સમજણ છતાં જ્યાં સુધી આ શક્તિઓ આપણી સામે પડેલી છે અને આપણા ઉપર વર્ચસ્વ જમાવી બેઠી છે, ઉપર વિગતોમાં ચર્ચા કરી તેમ, ત્યાં સુધી આ સમજણ આપણી તરફેણમાં ઊતરે છે. પરંતુ એક વખત

તેનું સ્વરૂપ સમજાઈ જાય એટલે એકસાથે કામ કરતા ઉત્પાદકોના હાથમાં તેનું રૂપાંતર માલિક દાનવોમાંથી મરજિયાત ચાકર જેવું થાય છે. તોફાન દરમિયાન વીજળીની વિનાશાત્મક તાકાત તથા તાર અને બલ્બના પ્રકાશમાં કાબૂ નીચે મુકાયેલી વિદ્યુતશક્તિમાં જે તફાવત છે તેવો અહીં રહેલો છે; એક ભડકો અને માનવીની સેવામાં કામ કરતા અગ્નિ વચ્ચેનો તફાવત છે. આજની ઉત્પાદક શક્તિઓના સાચા સ્વરૂપને આવી માન્યતા આપવાની સાથે એક યોજના પ્રમાણે, દરેક વ્યક્તિ તથા સમાજની જરૂરતો પ્રમાણે, ઉત્પાદનનું સામાજિક સંચાલન ઉત્પાદનની અરાજકતાને સ્થાને મુકાય છે. પછી હડપગીરીની મૂડીવાદી પદ્ધતિના, જેમાં પેદા થયેલી ચીજ પ્રથમ તો ઉત્પાદકને ગુલામ બનાવે છે અને પછી હડપ કરનારને, સ્થાને પેદાશોની હડપગીરીની એ પદ્ધતિ આવે છે જેનો આધાર આધુનિક ઉત્પાદનનાં સાધનોના સ્વરૂપ ઉપર છે: એક બાજુથી, સીધી સામાજિક હડપગીરી, ઉત્પાદનની જાળવણી અને ફેલાવાના સાધન તરીકે—અને બીજી બાજુથી, જીવન ટકાવી રાખવાના તથા આનંદપ્રમોદના સાધન તરીકે સીધી રીતે ઉત્પાદનનો વ્યક્તિગત ઉપભોગ.

જ્યારે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ વસ્તીની વિરાટ બહુસંખ્યાને સર્વહારાઓમાં ફેરવી નાખે છે, ત્યારે તે એવી એક તાકાત પોતાના વિનાશના ભોગે ખડી કરે છે જે આ નૂતન ક્રાંતિને પરિપૂર્ણ કરવા બંધાયેલી છે. ઉત્પાદનનાં વિશાળ સંખ્યાના સાધનોને, જેનું સમાજીકરણ થયેલું જ છે તેને, વધુ ને વધુ રાજ્ય હસ્તક રૂપાંતર કરવા તે દબાણ કરે છે ત્યારે સાથે સાથે તે આ ક્રાંતિને પરિપૂર્ણ કરવાનો માર્ગ બતાવે છે. **સર્વહારા વર્ગ રાજકીય સત્તા હાથમાં લે છે અને સૌથી પ્રથમ તો તે ઉત્પાદનનાં સાધનોનો રાજ્ય હસ્તક કબજો લે છે.** પરંતુ, આમ કરવા જતાં, તે પોતાને સર્વહારા તરીકે નાબૂદ કરે છે, તમામ વર્ગીય ભેદભાવો તથા વર્ગીય વિષમતાઓને અને રાજ્યને રાજ્ય તરીકે પણ નાબૂદ કરે છે. આજ સુધી વર્ગીય વિષમતાઓ ઉપર આધારિત સમાજ રચનાને રાજ્યસત્તાની જરૂરત હતી, એટલે કે ચોક્કસ વર્ગનું એક સત્તા સંગઠન, અગાઉ જે શોષક વર્ગ હતો, તેને ઉત્પાદનની બાહ્ય પરિસ્થિતિની જાળવણી માટે, અને તેથી ખાસ કરીને સંબંધિત ઉત્પાદન પદ્ધતિને અનુરૂપ શોષિત વર્ગને દમન નીચે દબાવી રાખવા માટે (ગુલામી, ખેતગુલામી, મજૂરી) રાજ્ય જરૂરી હતું. રાજ્યતંત્ર સમગ્ર સમાજનું સત્તાવાર પ્રતિનિધિ હતું; સમાજનું એક દૃશ્ય રૂપ. પરંતુ જ્યાં સુધી સમાજનું પ્રતિનિધિત્વ ફક્ત એ જ વર્ગમાં હતું જેના હાથમાં રાજ્યસત્તા હતી ત્યાં સુધી એવું હતું: પ્રાચીન સમયમાં, ગુલામોના માલિક

નાગરિકોનું રાજ્ય; મધ્યયુગમાં સામંતી ઉમરાવોનું અને આપણા પોતાના કાળમાં મૂડીવાદી. જ્યારે સમગ્ર સમાજનું સાચું પ્રતિનિધિ બને ત્યારે તેની કોઈ જરૂરત રહેતી નથી. કોઈ સામાજિક વર્ગને આધિપત્ય નીચે રાખવાની જરૂર રહેતી નથી ત્યારે, વર્ગીય શાસન અને વર્તમાન ઉત્પાદનની અરાજકતાને આધારે વ્યક્તિનો જીવન ટકાવવાનો સંઘર્ષ — તેની અથડામણો અને અતિરેકોની સાથે — દૂર થાય છે ત્યારે, દમન કરવા જેવું કશું બાકી રહેતું નથી અને દમનના ખાસ સાધન રાજ્યની પણ કોઈ જરૂરત રહેતી નથી. રાજ્યતંત્ર ખરેખર સમગ્ર સમાજનું પ્રતિનિધિત્વ ધરાવતું થાય છે એ પ્રથમ કૃત્ય, સમાજને નામે તમામ ઉત્પાદનનાં સાધનોને પોતાને હસ્તક લેવાનું, એ જ સમયે, રાજ્ય તરીકેનું તેનું છેલ્લું સ્વતંત્ર કૃત્ય હોય છે. એક પછી એક ક્ષેત્રમાં રાજ્યની દરમિયાનગીરી બિનજરૂરી બનતી જાય છે અને પછી છેવટે અંત પામે છે; વ્યક્તિઓના સંચાલનને સ્થાને વસ્તુઓનો વહીવટ તથા ઉત્પાદનની પ્રક્રિયાનું સંચાલન મુકાય છે. રાજ્યને "નાબૂદ" નથી કરાતું, **તે ખુદ વિલય પામે છે.** "મુક્ત લોક રાજ્ય"[150] શબ્દોના મૂલ્યનો ખ્યાલ, ક્યારેક ચળવળ કરનારાઓ તરફથી તેના સમુચિત ઉપયોગની તેમ જ આખરમાં તેની વૈજ્ઞાનિક અપૂર્ણતાની દૃષ્ટિએ, મળે છે; અને કહેવાતા અરાજકતાવાદીઓએ આડેધડ રીતે ઉઠાવેલી રાજ્યની નાબૂદીની માંગોનો ખ્યાલ પણ મળે છે.

મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના ઐતિહાસિક ઉદ્‌ભવથી જ, ઉત્પાદનનાં તમામ સાધનોનો સમાજ થકી ભોગવટો કરવાનું ઘણી વ્યક્તિઓએ તથા જૂથોએ વધતે ઓછે અંશે અસ્પષ્ટ રીતે સ્વપ્ન સેવેલું. પરંતુ જ્યારે તે હાંસલ કરવાની સાચી ઐતિહાસિક પરિસ્થિતિ હયાત હોય ત્યારે જ તે ઐતિહાસિક જરૂરત અને શક્યતા તરીકે દેખાય છે. અન્ય સામાજિક આગેકૂચની માફક તે ત્યારે જ વ્યવહારુ બને છે કે જ્યારે વર્ગીય ભેદભાવો ન્યાય તથા સમાનતા વગેરેના વિરોધી છે એવી માનવીની સમજણને કારણે નહિ, આ વર્ગોની નાબૂદીની માત્ર ઈચ્છા થવાથી નહિ, પણ અમુક નૂતન આર્થિક સંજોગોને પ્રતાપે જ તે શક્ય બને છે. અગાઉના જમાનામાં ઉત્પાદનની ખામીભરી અને સંકુચિત વિકાસની હાલતને પરિણામે સમાજનું શોષક અને શોષિત વર્ગોમાં, શાસક અને કચડાયેલા વર્ગોમાં, વિભાજન થયેલું. જ્યાં સુધી સમાજની કુલ શ્રમ-શક્તિ વડે તમામ વસ્તીના ભરણપોષણથી માત્ર સહેજ વધુ ઉત્પાદન થતું, જ્યાં સુધી સમાજની જંગી બહુસંખ્યાનો તમામ અથવા લગભગ બધો જ સમય શ્રમમાં લાગી જતો, ત્યાં સુધી અનિવાર્ય રીતે આવો સમાજ વર્ગોમાં વિભાજિત હતો.

શ્રમ સાથે જકડાયેલી આ જંગી બહુસંખ્યાની સાથે સાથે એવો વર્ગ ઊભો થાય છે કે જે સીધી રીતે ઉત્પાદક શ્રમથી મુક્ત હોય છે, સામાજિક બાબતોના વહીવટમાં તે પરોવાય છે: શ્રમનું સંચાલન, રાજ્યવહીવટ, કાયદો અને વિજ્ઞાન, કલા વગેરેમાં. તેથી વર્ગોના વિભાજનના પાયામાં શ્રમના વિભાજનનો નિયમ રહેલો છે. પરંતુ તેના કારણે વર્ગોમાં વિભાજનની ક્રિયા હિંસા અને લૂંટ, યુક્તિઓ અને છેતરપિંડીથી થતી અટકતી નથી. તેનાથી એક વખત સર્વોપરી બન્યા પછી શાસક વર્ગ કામદાર વર્ગને ભોગે પોતાની સત્તા મજબૂત બનાવતાં અટકતો નથી, પોતાની સામાજિક નેતાગીરીનો ઉપયોગ લોકસમુદાયોનું શોષણ વધારવા માટે કરતાં અટકતો નથી.

પરંતુ આ રીતે જોતાં, વર્ગીય વિભાજન અમુક ઐતિહાસિક વાજબીપણું ધરાવે છે, પરંતુ તે ફક્ત અમુક સમય અને અમુક સામાજિક સંજોગો પૂરતું જ હોય છે. તેના પાયામાં ઉત્પાદનની અપૂર્ણતા હતી, આધુનિક ઉત્પાદક શક્તિઓની પરિપૂર્ણતા સાથે તે તણાઈ જશે. અને હકીકતમાં, સમાજમાં રહેલા વર્ગોની નાબૂદી માટે એવી અમુક ઐતિહાસિક ઉત્ક્રાંતિની માત્રા હોવી જરૂરી છે જેમાં આ કે તે શાસક વર્ગનું જ અસ્તિત્વ નહિ પણ તમામ વર્ગીય ભેદભાવનું અસ્તિત્વ એક જૂના જમાનાની ચીજ બની રહે છે. તેથી તે એવી ભૂમિકાને જરૂરી બનાવે છે કે જેમાં ઉત્પાદનનો વિકાસ એવી કક્ષાએ પહોંચે છે કે જ્યારે ઉત્પાદનનાં સાધનો તથા ઊપજની હડપગીરી અને તેની સાથે સમાજના એક વર્ગના હાથમાં રાજકીય પ્રભુત્વ, સંસ્કૃતિનો ઇજારો તથા બૌદ્ધિક નેતાગીરી માત્ર બિનજરૂરી જ નહિ પરંતુ આર્થિક, રાજકીય તથા બૌદ્ધિક વિકાસ માટે અવરોધરૂપ છે. આ બિંદુએ આપણે પહોંચ્યા જ છીએ. તેમ રાજકીય અને બૌદ્ધિક દેવાળિયાપણું ખુદ મૂડીદારોથી પણ છૂપું રહ્યું નથી. તેમનું આર્થિક દેવાળું દર દસ વર્ષે ઉદ્‌ભવે છે. દરેક કટોકટીમાં સમાજ પોતાની જ ઉત્પાદક શક્તિઓ તથા પોતે જેનો ઉપયોગ ન કરી શકે એવી ઊપજના વજન નીચે ગૂંગળાય છે અને તે લાચાર બનીને એવા બેહૂદા આંતરવિરોધમાં અટવાઈ જાય છે કે ઉત્પાદકો પાસે વપરાશ માટે કંઈ હોય નહિ કારણ કે વપરાશ કરનારાઓની કમી હોય. ઉત્પાદનનાં સાધનોની વ્યાપક તાકાત મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ તેના ઉપર લાદેલાં બંધનોને તોડી નાખે છે. બંધનોમાંથી આવી મુક્તિ એ સતત રીતે, અણથંભ, નિરંતર વધતા વિકાસની પૂર્વશરત છે, અને તેમાંથી ઉત્પાદનની અમર્યાદિત વૃદ્ધિનો માર્ગ ખૂલે છે. પરંતુ વાત એટલી જ નથી. ઉત્પાદનનાં સાધનોનું સમાજીકરણ વર્તમાન કૃત્રિમ મર્યાદાઓને દૂર

કરે છે એટલું જ નહિ પરંતુ વર્તમાન સંજોગોમાં ઉત્પાદક શક્તિઓની અનિવાર્ય બરબાદી અને વિનાશ જે કટોકટીમાં સર્વોચ્ચ કક્ષાએ પહોંચે છે તેને પણ દૂર કરે છે. વધુમાં, તે ઉત્પાદનનાં વિપુલ સાધનો તથા માલસામાનને સમગ્ર સમાજ માટે, આજના શાસક વર્ગોના તથા તેના રાજકીય પ્રતિનિધિઓના નિરર્થક ઊડાઊપણાને દૂર કરીને, મુક્ત કરે છે. સમાજીકરણ પામેલા ઉત્પાદનથી સમાજના એકેએક સભ્ય માટે ફક્ત ભૌતિક રીતે જ સંપૂર્ણ અસ્તિત્વ નહિ પરંતુ દરેકની શારીરિક તથા માનસિક શક્તિઓના વિકાસની બાંયધરી મળે છે, આવી શક્યતા પ્રથમ વાર અહીં ઊભી થઈ છે, પણ તે **મોજૂદ** છે.*

સમાજના કબજામાં ઉત્પાદનનાં સાધનો લઈ લેવાથી, જણસ ઉત્પાદન, અને સાથોસાથ ઉત્પાદકની ઉપર પેદાશનું પ્રભુત્વ, દૂર થાય છે. સામાજિક-ઉત્પાદનની અરાજકતાને સ્થાને પદ્ધતિસર, ચોક્કસ સંગઠન ઊભું થાય છે. વ્યક્તિગત અસ્તિત્વનો સંઘર્ષ અંત પામે છે. ત્યારે પ્રથમ વાર અમુક રીતે માનવી બાકીના પ્રાણી જગતથી અલગ તરી આવે છે અને પ્રાણીસમ અસ્તિત્વના સંજોગોમાંથી સાચા માનવીય સંજોગોમાં પ્રવેશ કરે છે. માનવી આસપાસના તમામ જીવન સંજોગોનું ક્ષેત્ર, જેનું આજ સુધી આધિપત્ય હતું, તે હવે માનવીના વર્ચસ્વ અને અંકુશ નીચે આવે છે, જે પ્રથમ વખત પ્રકૃતિનો સાચો જાગૃત માલિક બને છે કારણ કે તે હવે પોતાના સામાજિક સંગઠનનો સાચો માલિક બન્યો છે. આજ સુધી માનવીની સમક્ષ પ્રકૃતિના નિયમો તરીકે તેનાથી તદ્દન અજાણ ઊભા હતા અને તેના ઉપર પ્રભુત્વ ધરાવતા હતા તે પોતાના

---

*અર્વાચીન ઉત્પાદનનાં સાધનોની વ્યાપક તાકાતનો લગભગ ખ્યાલ મૂડીવાદી દબાણ નીચે પણ થોડા આંકડાઓથી આવે છે. ગિફેનના કહેવા પ્રમાણે ગ્રેટ બ્રિટન તથા આયર્લૅંડની કુલ સંપત્તિ પૂરા આંકડાઓમાં આ પ્રમાણે હતી:[151]

| | | |
|---|---|---|
| ૧૮૧૪માં | પાઉંડ | ૨,૨૦૦,૦૦૦,૦૦૦ |
| ૧૮૬૫માં | પાઉંડ | ૬,૧૦૦,૦૦૦,૦૦૦ |
| ૧૮૭૫માં | પાઉંડ | ૮,૫૦૦,૦૦૦,૦૦૦ |

કટોકટી દરમિયાન ઉત્પાદનનાં સાધનો અને પેદાશોની બરબાદીના દાખલા તરીકે, ૧૮૭૩-૧૮૭૮ની કટોકટીમાં **જર્મનીમાં** એકલા **લોખંડ ઉદ્યોગમાં** કુલ ખોટનો ૨૨૭૫૦૦૦૦ પાઉંડનો આંકડો, બીજી જર્મન ઔદ્યોગિક કૉંગ્રેસમાં (બર્લિન, ૨૧ ફેબ્રુઆરી, ૧૮૭૮)[152] ટાંકવામાં આવ્યો હતો. (**એંગેલ્સની નોંધ.**)

જ સામાજિક કર્મના નિયમો હવે પૂરી સમજણથી ઉપયોગમાં લેવાશે અને તેમના સંબંધમાં સંપૂર્ણ કુશળતા સ્થપાશે. આજ સુધી પ્રકૃતિ અને ઈતિહાસે તેના ઉપર એક જરૂરત તરીકે લાદેલું હતું તે માનવીનું પોતાનું સામાજિક સંગઠન હવે પોતાના જ સ્વતંત્ર કર્મનું પરિણામ બને છે. આજ સુધી ઈતિહાસનું સંચાલન કરતાં બાહ્ય વસ્તુગત પરિબળો હવે માનવીના અંકુશ નીચે આવે છે. આ સમયથી જ માનવી ખુદ સંપૂર્ણ સચેતન રીતે પોતાનો ઈતિહાસ બનાવે છે, આ સમયથી જ તેના થકી ગતિમાન થયેલાં સામાજિક ધ્યેયો સતત રીતે ધારેલાં પરિણામો લાવશે. જરૂરતના સામ્રાજ્યમાંથી માનવતા મુક્તિના સામ્રાજ્યમાં છલાંગ મારે છે.

આવી સાર્વજનીન મુક્તિનું કાર્ય પૂરું કરવું એ આધુનિક સર્વહારા વર્ગનું ઐતિહાસિક કર્તવ્ય બની રહે છે. ઐતિહાસિક સંજોગોની અને એ રીતે ખુદ એ કર્તવ્યની જ સર્વાંગી સમજણ હાંસલ કરી લેવી, હાલ પીડિત (સર્વહારા) વર્ગને તેને સિદ્ધ કરવાના મહત્ત્વના કર્તવ્યના સંજોગો તથા મર્મનું પૂરું જ્ઞાન આપવું—સર્વહારા વર્ગીય આંદોલનની, વૈજ્ઞાનિક સમાજવાદની, સૈદ્ધાંતિક અભિવ્યક્તિનું કર્તવ્ય એવું છે.

## ૩. ઉત્પાદન

ઉપરના પ્રકરણમાં જે કંઈ કહેવાયું તે જાણ્યા પછી વાચકને કદાચ એ વાતનું આશ્ચર્ય નહિ થાય કે તેના આગલા ભાગમાં સમાજવાદનાં મુખ્ય લક્ષણો દોર્યાં છે તે હેર ડ્યૂરિંગના મંતવ્ય સાથે મળતાં આવતાં નથી. ઊલટાનું, તે બધાંને તેણે ઊંડી ખીણમાં ફેંકી દેવા જોઈએ જ્યાં તમામ રદબાતલ "ઐતિહાસિક તથા તાર્કિક તરંગવિહારની સંકર પેદાશો", "વ્યર્થ વિભાવનાઓ", "ગૂંચવાડા ભરેલા અને ધૂંધળા વિચારો", વગેરે ફેંકાયેલું જ છે. હેર ડ્યૂરિંગ માટે હકીકતે સમાજવાદ ઐતિહાસિક વિકાસક્રમની જરૂરી પ્રક્રિયા નથી, નર્યા ભૌતિક આર્થિક સામાજિક સંજોગોની પેદાશ હોવાની તો વાત જ ક્યાં રહી, જે એકમાત્ર પેટ ભરવાની દિશામાં જ અંકિત હોય છે. તેણે તો એ બધું બહેતર ઘડી કાઢેલું છે. તેનો સમાજવાદ તો અંતિમ અને પરમ સત્ય છે;

> "સમાજની પ્રાકૃતિક પદ્ધતિ" હોય છે, જેનાં મૂળ "ન્યાયના સાર્વત્રિક સિદ્ધાંતમાં" જોવા મળે છે;

અને જો ભૂતકાળના પાપમય ઈતિહાસ વડે સર્જાયેલી વર્તમાન પરિસ્થિતિને સુધારવા માટે તેને લક્ષમાં લીધા વિના તે રહી ન શક્યો હોય તો ન્યાયના શુદ્ધ સિદ્ધાંત માટે એ વાતને કમનસીબ બાબત ગણવી જોઈએ. અન્ય ચીજોની માફક હેર ડ્યૂરિંગ સમાજવાદનું સર્જન કરે છે, પ્રખ્યાત બે પુરુષોના માધ્યમથી. આ બે પૂતળાં ભૂતકાળમાં ભજવેલો શેઠ અને નોકરનો ભાગ ભજવવાને બદલે અહીં એકાદ વાર પણ હકોની સમાનતાનું દૃશ્ય આપે છે, અને ડ્યૂરિંગના સમાજવાદનો પાયો નખાઈ જ ગયો સમજી લો.

તેથી કહેવાની ભાગ્યે જ જરૂરત રહે છે કે હેર ડ્યૂરિંગ માટે ઉદ્યોગની સામયિક કટોકટીને આપણે જે ઐતિહાસિક મહત્ત્વ આપ્યું તે હેર ડ્યૂરિંગ આપતો નથી. તેની દૃષ્ટિએ

> કટોકટીઓ ફક્ત "ધોરણસરની" પરિસ્થિતિનો પ્રાસંગિક વળાંક છે અને બહુ બહુ તો તે "વધુ સુવ્યવસ્થિત ગોઠવણના વિકાસ"ને પ્રવેગ આપે છે. માલના ભરાવાથી કટોકટીનો ખુલાસો આપવાની "ચાલુ રીત" પોતાની "વસ્તુઓની વધુ સચોટ વિભાવના" માટે પૂરતી ડહાપણની રીત નથી. અલબત્ત, આવો ખુલાસો "અમુક વિસ્તારોની અમુક કટોકટીઓ માટે ઠીક હોઈ શકે". દાખલા તરીકે: "પુસ્તકોની બજારમાં એકાએક પુનઃપ્રકાશિત તથા વ્યાપક-વેચાણ માટે લાયક કૃતિઓનો ભરાવો."

હેર ડ્યૂરિંગ, ગમે તેમ હોય પણ, સંતોષ લઈને નિરાંતે નિદ્રા લઈ શકે છે કે તેની અમર કૃતિઓ એવી કોઈ વિશ્વવ્યાપી આફત પેદા કરી શકે એમ નથી.

> તેમ છતાં તે દાવો કરે છે કે મોટી કટોકટીઓમાં "માલનો અતિરેક કે ભરાવો" નથી થતો પણ "પ્રજાકીય વપરાશ પાછળ રહી જાય છે... કૃત્રિમ રીતે પેદા થતી ઓછી વપરાશ... **લોકોની જરૂરિયાતોના** કુદરતી વિકાસમાં દખલગીરી(!) જે છેવટે માંગ અને પુરવઠા વચ્ચેના ખાડાને ખતરનાક હદે પહોળો બનાવી મૂકે છે."

અને કટોકટીના તેના આવા સિદ્ધાંત માટે તેને અહીં એક શિષ્ય મળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે.

પણ કમનસીબે લોકસમુદાયની ઓછી વપરાશ, પોતાના ભરણપોષણ પૂરતી માત્ર જરૂરી વપરાશ, એ કોઈ નવી ઘટના નથી. જ્યારથી શોષક અને શોષિત વર્ગો છે ત્યારથી એ અસ્તિત્વમાં છે. લોકસમુદાયની સ્થિતિ ખાસ સાનુકૂળ હતી એવા ઐતિહાસિક જમાનામાં પણ, દાખલા તરીકે ઇંગ્લૅંડમાં ૧૫મી સદીમાં, તેમની વપરાશ ઓછી હતી. પોતાની સમગ્ર વાર્ષિક ઊપજ તેમની પાસે જ રહે અને પોતે ઉપભોગ કરી શકે એવું ભાગ્યે જ હતું. તેથી ઓછી વપરાશ ઇતિહાસમાં હજારો વર્ષોથી ચાલી આવે છે પરંતુ માલના ભરાવાને કારણે બજાર સંકુચિત બનવાની ઘટના તો છેલ્લા પચાસ વર્ષોથી જ બને છે; એટલે હેર ડ્યૂરિંગનું સમગ્ર છીછરું અણઘડ અર્થતંત્ર નવી અથડામણ માલના

અતિરેકની **નવી** ઘટનાથી સમજાવવાને બદલે હજાર વર્ષ જૂની ઓછી વપરાશની ઘટનાથી ખુલાસો આપે તે જરૂરી બને છે. કોઈ ગણિતવિજ્ઞાની એક સ્થિર અને બીજી અસ્થિર એવી બે માત્રાઓના પ્રમાણનો ખુલાસો અસ્થિર માત્રાનાં પરિવર્તનોના આધારે નહિ પણ એવી હકીકતથી કરે કે સ્થિર માત્રામાં કોઈ ફેરફાર થતો નથી, તેના જેવી વાત છે. શોષણ તેમ જ મૂડીવાદી સ્વરૂપના શોષણ ઉપર આધાર રાખતી તમામ સમાજ રચનાઓમાં આમજનતાની ઓછી વપરાશ એક અનિવાર્ય શરત છે; પરંતુ ફક્ત મૂડીવાદી ઉત્પાદનનું સ્વરૂપ કટોકટીઓને જન્મ આપે છે. કટોકટીઓની પૂર્વશરતમાં આમજનતાની ઓછી વપરાશ પણ આવી જાય છે જે તેમાં લાંબા સમયથી સ્વીકૃત પામેલો ભાગ ભજવે છે. પરંતુ અગાઉ કટોકટીઓ જન્મતી ન હતી અને ફક્ત હવે જન્મે છે તે વિષે તે બહુ ઓછો પ્રકાશ પાડે છે.

વિશ્વ બજાર અંગે હેર ડ્યૂરિંગના વિચારો તદ્દન વિચિત્ર છે. આપણે જોયું કે તે કઈ રીતે એક લાક્ષણિક જર્મન સાહિત્યકારની જેમ વાસ્તવિક ઔદ્યોગિક કટોકટીઓનો ખુલાસો લાઈપઝિગની પુસ્તક બજારની કાલ્પનિક કટોકટી વડે આપવા મથે છે—સમુદ્રના તોફાનનું વિવરણ ચાના કપમાં તોફાન વડે કરવા મથે છે. તે એવી પણ કલ્પના કરે છે કે વર્તમાન મૂડીવાદી ઉત્પાદને

> "પોતાની બજાર માટે **મિલકતવાળા વર્ગોનાં વર્તુળો ઉપર** જ આધાર રાખવો જોઈએ",

જેનાથી, ફક્ત ૧૬ પાનાં પછી, તે સામાન્ય રીતે સ્વીકૃત રીતથી લોઢા અને કાપડ ઉદ્યોગોને નિર્ણાયક રીતે મહત્ત્વના ઉદ્યોગો તરીકે ગણતાં અચકાતો નથી—એટલે કે ઉત્પાદનની ખાસ કરીને એ બે શાખાઓ જેના ઉત્પાદનનો ભોગવટો તદ્દન સૂક્ષ્મ પ્રમાણમાં મિલકતવાળા વર્ગો કરે છે અને જેનો આધાર બીજી કોઈ શાખા કરતાં વ્યાપક લોકસમુદાયના ઉપયોગ ઉપર રહેલો છે. હેર ડ્યૂરિંગની કૃતિઓમાં આપણે જ્યાં જ્યાં નજર નાખીએ છીએ ત્યાં ખાલીખમ અને પરસ્પર વિરોધી બબડાટ જોવા મળે છે. પણ આપણે કાપડ ઉદ્યોગનો દાખલો લઈએ. પ્રમાણમાં નાનકડા ઓલ્ધામ કસબામાં, માનચેસ્ટરની આસપાસના લગભગ બારેક એવા કસબાઓમાંથી એકમાં કે જ્યાં પચાસ હજારથી એક લાખ લોકો કાપડ ઉદ્યોગમાં રોકાયેલા છે, આ એક જ કસબામાં, ૧૮૭૨થી ૭૫ના ચાર વર્ષોમાં, ફક્ત ૩૨ નંબરનું સૂતર કાંતતી સ્પીન્ડલોની સંખ્યા ૨૫થી

૫૦ લાખ થઈ, એટલે કે ઇંગ્લૅંડના મધ્યમ કદના એક જ કસબામાં માત્ર એક જ પ્રકારનું સૂતર કાંતતી સ્પીન્ડલોની સંખ્યા આલ્સેસ સહિત સમસ્ત જર્મનીની સ્પીન્ડલોની સંખ્યા જેટલી હતી. અને કાપડ ઉદ્યોગની અન્ય શાખાઓ અને વિસ્તારો ઇંગ્લૅંડમાં તથા સ્કૉટલૅંડમાં એટલા જ પ્રમાણમાં ફાલ્યાંફૂલ્યાં છે. આ હકીકતોની દૃષ્ટિએ, વર્તમાન સૂતર તથા કાપડ બજારની સંપૂર્ણ સ્થગિતતાનું વિવરણ ઇંગ્લૅંડની આમજનતાની ઓછી વપરાશથી કરવું અને ઇંગ્લૅંડની કાપડમિલોના માલિકો પાસે જમા થયેલા માલના અપૂર્વ ભરાવાથી ન કરવું એ માટે તો "ઊંડાં મૂળવાળી" નરી ઉદ્ધતાઈ જોઈએ.*

પણ એટલું બસ છે. વર્તમાન અર્થતંત્ર વિશે એટલા બધા અજ્ઞાની કે લાઈપઝિગની પુસ્તક બજારને અર્વાચીન ઔદ્યોગિક દૃષ્ટિએ મૂલવનાર માણસ સાથે કોઈ દલીલ નહિ કરે. તેથી આપણે એટલું જ નોંધીએ કે કટોકટીના વિષય ઉપર હેર ડ્યૂરિંગ પાસે હવે માહિતીનો એક જ મુદ્દો બાકી રહે છે કે

> કટોકટીઓમાં આપણને "વધુ પડતો તણાવ અને રાહતની પરસ્પર ક્રિયા" સિવાય બીજું કશું જોવા મળતું નથી; વધુ પડતી સટ્ટાખોરી કેવળ "ખાનગી સાહસોની યોજનાવિહીન સંખ્યાવૃદ્ધિને કારણે જ નથી થતી", પરંતુ વ્યક્તિગત માલિકોની બેદરકારી તથા ખાનગી સાવધાનીના અભાવને પણ પુરવઠાના અતિરેકના કારણોમાં સામેલ કરવાં જોઈએ."

અને ફરી વાર, "એ શું કારણ છે કે" જે ખાનગી સાવધાનીના અભાવ તથા બેદરકારીને જન્મ આપે છે? મૂડીવાદી ઉત્પાદનની એ જ આયોજન વિહીનતા જે ખાનગી એકમોની આયોજન વિહીન સંખ્યાવૃદ્ધિમાં વ્યક્ત થાય છે. અને એક આર્થિક તથ્યનું રૂપાંતર નૈતિક પતનમાં કરવાની બાબતને નવા કારણની શોધ તરીકે રજૂ કરવી તે પણ બેહદ "બેદરકારી"નો જ નમૂનો છે.

આ સાથે આપણે કટોકટીઓનો પ્રશ્ન બાજુએ મૂકી દઈ શકીએ. આગળના ભાગમાં આપણે બતાવ્યું કે તે કટોકટીઓ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિથી પેદા

---

* "ઓછી વપરાશ" થકી કટોકટીનું વિવરણ સિસ્મોન્દીથી શરૂ થયેલું અને તેના વ્યાખ્યાનમાં હજુ કંઈક અર્થ હતો. સિસ્મોન્દી પાસેથી રોડબેરટુસ એ ગ્રહણ કર્યું અને છેવટે હેર ડ્યૂરિંગે તેની નકલ કરી — પોતાની રાબેતા મુજબની અણઘડ શૈલીથી. **(એંગેલ્સની નોંધ.)**

થઈ અને તેનું મહત્ત્વ આ પદ્ધતિની કટોકટી તરીકે જ મૂલવ્યું જે સામાજિક ક્રાંતિનું પ્રેરક સાધન બને છે, આ વિષય ઉપર હેર ડયૂરિંગના છીછરાપણા માટે હવે એક પણ વધુ શબ્દ બોલવાની જરૂર નથી. હવે આપણે તેના ભાવાત્મક સર્જનો ઉપર જઈએ— "સમાજની પ્રાકૃતિક પદ્ધતિ".

આ પદ્ધતિ "ન્યાયના સાર્વત્રિક સિદ્ધાંત" ઉપર રચાયેલી છે અને તેથી મુશ્કેલી ભરેલી તમામ ભૌતિક હકીકતોની ગણતરીથી મુક્ત છે, તે આર્થિક સમૂહજીવનની સંસ્થામાં રહેલી છે, જેમાં

"હલચલની સ્વતંત્રતા છે અને ઠરાવેલા કાયદાઓ તથા વહીવટી ધારાઓના પાયા ઉપર નવા સભ્યોનો સ્વીકાર ફરજિયાત છે."

આ આર્થિક સમૂહજીવન સંસ્થા ખુદ પણ

"માનવ ઈતિહાસમાં અતિ મહત્ત્વની સર્વગ્રાહી યોજના છે" જે કોઈ માર્ક્સના "અર્ધદગ્ધ ભૂલભરેલાં પગલાંઓ" કરતાં ચડિયાતી છે. તેનો અર્થ એ કે "જાહેર હકની રૂએ માનવીઓનો એક સંયોજિત સમૂહ જમીનના ચોક્કસ વિસ્તારનો અને ઉત્પાદક સંસ્થાઓના એક જૂથનો સહિયારો ઉપયોગ કરી શકે છે, અને તેની આવકમાં સંયુક્ત ભાગીદારી ધરાવે છે". આ પ્રજાકીય હક "એક વસ્તુ પ્રત્યેનો હક છે... **પ્રકૃતિ** અને ઉત્પાદક સંસ્થાઓ સાથે [**શુદ્ધ પ્રજાકીય સંબંધના**] અર્થમાં".

આનો શું અર્થ થાય એ તો આર્થિક સમૂહજીવનના ભાવિ ન્યાયાધીશોની દિમાગી શક્તિ ઉપર છોડીએ, અમે તો હાથ ધોઈ નાખીએ છીએ. આમાંથી માત્ર એક જ વાત મળે છે કે

"કામદારોની મંડળીઓની સામૂહિક માલિકી" જેવું તો તે નથી જ— જેમાં અરસપરસની સ્પર્ધા દૂર થતી તેમ રોજી-કામદારનું શોષણ દૂર થતું નથી.

આ સંબંધમાં તે એક નોંધ મૂકે છે કે

"સામૂહિક માલિકી"ની વિભાવના, જેનો પાયો માર્ક્સનાં લખાણોમાં પણ જોવા મળે છે તે, "અસ્પષ્ટ છે અને શંકાસ્પદ છે, કારણ કે ભાવિની

> એ વિભાવના કાયમ એવી છાપ ઊભી કરે છે કે તેમાં કામદારોનાં જૂથોની સહકારી માલિકીથી વિશેષ કશું નથી."

હેર ડ્યૂરિંગની સામાન્ય રીતે "અધમ આદતો"—જે ન હોય એવી રીતે તેને વહેતું મૂકી દેવું—તેનો આ એક વધુ દાખલો જ છે. તેના જ શબ્દોમાં "તેના ગંદા સ્વભાવ માટે ફક્ત ગંદો શબ્દ શેડાળો બરાબર માફક રહેશે". સામૂહિક માલિકીનો અર્થ માર્ક્સ એવો કારતા હોવાની શોધ થાય છે કે "એવી માલિકી કે જે વ્યક્તિગત અને સામાજિક બન્ને છે"—એવી હેર ડ્યૂરિંગની શોધ જેવી જ આ પાયા વિનાની જૂઠી વાત છે.

ગમે તેમ પણ આ વાત સ્પષ્ટ બને છે: આર્થિક સમૂહજીવનનો પ્રજાકીય હક શ્રમનાં સાધનોમાં એક એવો અલાયદો ખાસ અધિકાર બને છે કે જે બીજા તમામ આર્થિક સમૂહજીવનના વિરોધમાં, તેમ જ સમાજ અને રાજ્યતંત્રના વિરોધમાં, પ્રવર્તે છે.

> પરંતુ આ હક સમૂહજીવનની સંસ્થાને "બાહ્ય વિશ્વથી અલિપ્ત થઈ જવાનો હક નથી આપતો, કારણ કે જુદી જુદી આર્થિક સમૂહ-સંસ્થાઓમાં હલચલની સ્વતંત્રના છે અને ઠરાવેલા કાયદાઓ તથા વહીવટી ધારાઓના પાયા ઉપર નવા સભ્યો સ્વીકારવાનું ફરજિયાત છે... જેમ કે આજના રાજકીય સંગઠનમાં હોય છે, અથવા સમૂહજીવનની આર્થિક બાબતોમાં ભાગ લેવાનો હોય છે તેમ."

તેથી શ્રીમંત અને ગરીબ આર્થિક સમૂહજીવનની અલગ અલગ સંસ્થાઓ હશે અને તેમાં ગરીબોને એક બાજુ છોડી દઈને શ્રીમંતમાં વસ્તીનો ભરાવો કરીને સમતોલન થાય છે. એટલે કે, જોકે હેર ડ્યૂરિંગ અલગ અલગ આર્થિક સંસ્થાઓની હરીફાઈ વેપારના રાષ્ટ્રીય સંગઠન વડે દૂર કરવા માગે છે, છતાં તે ઉત્પાદકો વચ્ચેની સ્પર્ધા સ્વસ્થ ચિત્તે ચાલુ રહેવા દે છે. સ્પર્ધાના ક્ષેત્રમાંથી વસ્તુઓ દૂર થાય છે પણ માનવીઓ તો રહે જ છે.

પરંતુ "પ્રજાકીય હક"ના પ્રશ્ન ઉપર સ્પષ્ટતાથી આપણે ઘણા દૂર છીએ. આગળનાં પાનાંમાં ડ્યૂરિંગ વિવરણ કરે છે કે

> આ વેપારી સમૂહસંસ્થા "પ્રથમ તો રાજકીય-સામાજિક વિસ્તારને આવરી લેશે, જેમાં વસનારાઓ એક જ કાનૂની અસ્તિત્વ ધરાવે છે અને

એ રૂપમાં તેમના કબજામાં સમગ્ર જમીન, મકાનો તથા ઉત્પાદક સંસ્થાઓ હશે."

તો હવે, આ બધી ચીજો અલગ સંસ્થા નહિ પણ સમગ્ર રાષ્ટ્ર પાસે હશે. "પ્રજાકીય હક", "વસ્તુ ઉપરનો હક," "પ્રકૃતિ સાથેનો પ્રજાકીય સંબંધ" વગેરે માત્ર "અસ્પષ્ટ અને શંકાસ્પદ જ નથી": તે સીધું પોતાનું જ વિરોધી છે. તે હકીકતમાં, જ્યાં સુધી દરેક અલગ આર્થિક સમૂહસંસ્થા એક કાનૂની અસ્તિત્વ છે એટલે "એવી માલિકી કે જે વ્યક્તિગત અને સામાજિક બન્ને છે," અને આ છેલ્લું "અસ્પષ્ટ વિજાતીય" તત્ત્વ ફરી એક વાર માત્ર હેર ડ્યૂરિંગની કૃતિઓમાં જ પ્રાપ્ત થાય છે.

ગમે તેમ પણ, આર્થિક સમૂહજીવનની સંસ્થાના કબજામાં ઉત્પાદનના હેતુ માટે શ્રમનાં સાધનો છે. આ ઉત્પાદન કઈ રીતે કરવામાં આવે છે? હેર ડ્યૂરિંગ જે કંઈ કહે છે તેના ઉપરથી જોઈએ તો, ભૂતકાળની માફક જ, સિવાય કે આ સંસ્થાઓ મૂડીદારોનું સ્થાન લે છે. વધુમાં વધુ આપણને એમ કહેવામાં આવે છે કે દરેકને પોતાનો વ્યવસાય પસંદ કરવાની સ્વતંત્રતા રહેશે અને સમાન પ્રકારની કામ પ્રત્યેની ફરજ રહેશે.

એક બાજુથી આજ સુધીના તમામ ઉત્પાદનનું પાયાનું રૂપ શ્રમનું વિભાજન છે—સમગ્ર સમાજમાં—અને બીજી બાજુથી દરેક અલગ ઉત્પાદક એકમમાં. ડ્યૂરિંગની "સામાજિકતા" આ પ્રશ્ન ઉપર શું કહે છે?

સમાજમાં શ્રમનું પ્રથમ મોટું વિભાજન ગામ અને શહેરના અલગ રૂપોમાં છે.

હેર ડ્યૂરિંગના કહેવા પ્રમાણે આ વિષમતા "વસ્તુસ્થિતિને જોતાં અનિવાર્ય છે" પરંતુ "ખેતી અને ઉદ્યોગ વચ્ચેની ખાઈ પૂરી જ ન શકાય એ વાત શંકાસ્પદ છે... હકીકતમાં આંતરસંબંધો સતત રીતે અમુક અંશે ચાલુ જ છે જે ભવિષ્યમાં વધવાની ઘણી આશા છે." આપણે જોઈએ જ છીએ કે બે ઉદ્યોગોએ ખેતી અને ગ્રામીણ ઉત્પાદનમાં પ્રવેશ કર્યો છે: "પ્રથમ તો દારૂ ગાળવાનું અને બીજું બીટની ખાંડનું ઉત્પાદન. દારૂનું ઉત્પાદન એટલું મહત્ત્વનું છે કે તેનો વધુ પડતો અંદાજ કાઢવાને બદલે ઓછો અંદાજ અંકાવા સંભવ છે." અને "જો શક્ય હોય તો, અમુક શોધને પરિણામે, હજુ વધુ પ્રમાણમાં એવા ઉદ્યોગો હોઈ શકે કે જેનું ઉત્પાદન સીધી રીતે ગ્રામવિસ્તારમાં કાચા માલના સીધા સંબંધ

સાથે ચલાવી શકાય", તો શહેર અને ગામ વચ્ચેના આ પ્રતિરોધને નબળો પાડી શકાય અને જેનાથી "સભ્યતાનો શક્ય એટલો વધુ વ્યાપક વિકાસ" થઈ શકે. વધુમાં "કંઈક એવા જ પ્રકારનું પરિણામ બીજી રીતે પ્રાપ્ત કરી શકાય છે. ટેકનિકલ જરૂરતો ઉપરાંત બીજી રીતે સામાજિક જરૂરતો મોખરાનું સ્થાન લઈ રહી છે અને જો તેની ગણતરી માનવ પ્રવૃત્તિઓમાં વધુ ને વધુ અગ્રસ્થાને કરવામાં આવે તો ગ્રામક્ષેત્રના વ્યવસાયો અને કાચા માલના ટેકનિકલ ઉપયોગ વચ્ચેના ઘનિષ્ઠ તથા પદ્ધતિસર સંબંધોમાંથી ઊપજતા ફાયદાઓ પ્રત્યે આંખમીંચામણાં કરવાનું શક્ય નહિ બને."

હવે આર્થિક સમૂહસંસ્થામાં સામાજિક જરૂરતો જ મોખરે આવે છે, તેથી ઉપરોક્ત ઉદ્યોગ અને ખેતીના સંયોજનનો શક્ય એટલો લાભ શું તેનાથી પ્રાપ્ત થશે? આ પ્રશ્ન ઉપર પોતાના આર્થિક સમૂહજીવનની સંસ્થાનું શું વલણ રહેશે તે વિષે હેર ડ્યૂરિંગ પોતાના "વધુ ચોક્કસ ખ્યાલો" વિસ્તારપૂર્વક વિવરણની આદતથી રજૂ કરતાં શું નહિ ચૂકે? તે નહિ ચૂકે એવી અપેક્ષા જે વાચકો રાખતા હશે તેમનો ભ્રમ ક્રૂર રીતે ભાંગશે. ઉપરોક્ત મામૂલી વાસી વાત, ફરી વાર જે દારૂ ગાળવાના અને બીટની ખાંડના ઉત્પાદનના પ્રશિયન રાષ્ટ્રીય કાનૂની ક્ષેત્રની ઉપરવટ જતી નથી, ફક્ત તે વાત જ હેર ડ્યૂરિંગને વર્તમાન તથા ભાવિના શહેર તથા ગામના ભેદભાવ વિષે કહેવાની છે.

શ્રમના વિભાજનની વિગતોમાં આપણે હવે જઈએ. અહીં હેર ડ્યૂરિંગ "કંઈક વધુ ચોક્કસ" છે. તે એવી વ્યક્તિ વિષે કહે છે જેને

> "**ખાસ કરીને** વ્યવસાયના એક રૂપને સમર્પિત થવું પડે છે". ઉત્પાદનની નવી શાખા ખોલવાનો મુદ્દો હોય તો પ્રશ્ન માત્ર એટલો રહે કે અમુક સંખ્યાની **હસ્તીઓ જેનું કાર્ય એક જ વસ્તુનું ઉત્પાદન કરવાનું છે** તેમના જરૂરી ઉપભોગની જોગવાઈ ગમે તે રીતે કરી શકાય કે નહિ (!). સમાજપરાયણ પદ્ધતિમાં ઉત્પાદનની કોઈ શાખામાં "ઘણા **લોકોની જરૂરત** નહિ રહે", અને ત્યાં પણ "પોતાની જીવનની રીતભાતથી અલગ તરી આવતી" માનવીઓની "**આર્થિક જાતિઓ**" હશે જ.

તે પ્રમાણે ઉત્પાદનના ક્ષેત્રમાં દરેક વસ્તુ પહેલાંના જેવી જ રહે છે. વળી આજ સુધીના સમાજમાં

"ભૂલભરેલું શ્રમ વિભાજન" રહેલું છે;

પણ આ શું છે અને તેને સ્થાને આર્થિક સમૂહજીવનની સંસ્થામાં શું મૂકવાનું છે તે માટે આપણને માત્ર એટલું કહેવામાં આવે છે કે

> "શ્રમના વિભાજન અંગે તો આપણે ઉપર કહ્યું જ છે કે આ સમસ્યાનો ઉકેલ તો આપણે અલગ અલગ કુદરતી સંજોગો તથા વ્યક્તિગત શક્તિઓને ધ્યાનમાં લઈએ એટલે આવી જ જાય છે."

શક્તિઓ ઉપરાંત વ્યક્તિગત ગમા-અણગમાને ધ્યાનમાં લેવામાં આવે છે:

> "જેમાં વધુ પ્રમાણમાં શક્તિ તથા તાલીમની જરૂર હોય એવા પ્રકારની પ્રવૃત્તિને પહોંચી વળવાના આનંદનો આધાર સંબંધિત વ્યવસાય માટે કેવી પસંદગી થાય છે તેના ઉપર, અને માત્ર **આ જ અને બીજી કોઈ નહિ એવી ચીજ ઉત્પન્ન કરવામાં** કેટલો આનંદ આવે છે તેના ઉપર, જ રહેલો છે."

અને આ હકીકત સમાજપરાયણ પદ્ધતિમાં સ્પર્ધાને પ્રવેગ આપશે, જેથી

> "ખુદ ઉત્પાદન રસપ્રદ બનશે અને તેને માત્ર કમાણીનું સાધન જ માની લેવાની નીરસ ક્રિયા તેની જોરદાર છાપ સંજોગો ઉપર નહિ પાડી શકે".

જે દરેક સમાજમાં ઉત્પાદનનો સ્વયંભૂ વિકાસ થયેલો હોય—અને આપણો વર્તમાન સમાજ એ પ્રકારનો છે—તેમાં એવી પરિસ્થિતિ નથી કે ઉત્પાદકોના અંકુશ નીચે ઉત્પાદનનાં સાધનો હોય, પરંતુ ઉત્પાદનનાં સાધનોનું વર્ચસ્વ ઉત્પાદકો ઉપર હોય છે. આવા સમાજમાં ઉત્પાદનનું દરેક નવું સાધન ઉત્પાદકને પોતાના પ્રભુત્વ નીચે રાખવાનું જ સાધન બને છે. ખાસ કરીને આ હકીકત ઉત્પાદનના એ સાધન માટે સત્ય બને છે જે અર્વાચીન ઉદ્યોગના ઉદય પહેલાં ઘણું શક્તિશાળી સાધન હતું—શ્રમનું વિભાજન. શ્રમનું સૌથી પ્રથમ મોટું વિભાજન, ગામ અને શહેર વચ્ચેનો તફાવત, ગ્રામપ્રજાને હજારો વર્ષો સુધી માનસિક સુસ્તીમાં ધકેલી દે છે, અને શહેરના લોકોને દરેકને પોતાના

વેપારધંધાના અંકુશ નીચે મૂકી દે છે. તે ગામવાસીના બૌદ્ધિક તથા શહેરવાસીના શારીરિક વિકાસની ભૂમિકાનો નાશ કરે છે. જ્યારે કિસાન પોતાની જમીનનો તથા શહેરવાસી પોતાના વેપારનો ભોગવટો કરે છે ત્યારે જમીન કિસાનનો તથા વેપારધંધો શહેરવાસીનો ભોગવટો એટલા જ પ્રમાણમાં કરે છે. શ્રમના વિભાજનમાં માનવીનું પણ વિભાજન થયું હોય છે. માત્ર એક જ પ્રવૃત્તિના વિકાસ પાછળ તેની તમામ શારીરિક-માનસિક શક્તિઓનો ભોગ લેવાય છે. શ્રમના વિભાજનની સર્વોચ્ચ કક્ષા યંત્ર ઉત્પાદનમાં રહેલી છે, એટલા જ પ્રમાણમાં માનવીની શક્તિના રૂંધનની વૃદ્ધિ ચાલુ રહે છે. કારખાનદાર દરેક કામધંધાને તેની અલગ અલગ આંશિક ક્રિયાઓમાં વિભાજિત કરે છે, તે દરેક અલગ કામદારને જીવનભર કામ માટે એ ક્રિયાઓમાં, અમુક યંત્ર કે યંત્રના ભાગ સાથે, જકડી લે છે. "તે કામદારને અપંગ વિકૃતિમાં પલટાવી નાખે છે, બહોળી ઉત્પાદક શક્તિઓ અને વૃત્તિઓને ભોગે તેની ઉપર અમુક જ અંશની કુનેહનો ઉપયોગ લાદીને એવી રીતે પલટાવી નાખે છે... વ્યક્તિને ખુદને માત્ર અમુક વિભાગીય ક્રિયાનું સ્વયંસંચાલિત યંત્ર બનાવે છે" (માર્ક્સ)*,—એવું યંત્ર કે જે ઘણાખરા દાખલાઓમાં કામદારને શાબ્દિક અર્થમાં શારીરિક-માનસિક રીતે અપંગ બનાવીને જ પરિપૂર્ણ બને છે. આધુનિક ઉદ્યોગનાં યંત્રો કામદારને એક યંત્રમાંથી યંત્રના ખાલી એક ભાગની હાલતમાં ઉતારી પાડે છે. "એકના એક ઓજારના ઉપયોગની જીવનભરની વિશિષ્ટતા હવે એકના એક યંત્રની સેવાની જીવનભરની વિશિષ્ટતા બને છે. કામદારને તેના બચપણથી યંત્રના એક ભાગમાં રૂપાંતરિત કરતા યંત્રનો ખોટો ઉપયોગ થાય છે" (માર્ક્સ).** અને ફક્ત કામદાર જ નહિ પણ જે વર્ગો તેનું સીધી યા આડકતરી રીતે શોષણ કરે છે તેઓ પણ, શ્રમ વિભાજન મારફત તેમની કામગીરીના સાધનને આધીન બની રહે છે: ખાલી દિમાગવાળો મૂડીદાર તેની મૂડી તથા નફાની ઉન્માદી લાલસોને; વકીલ તેની અશ્મીભૂત કાનૂની વિભાવનાઓને, જે સ્વતંત્ર શક્તિ તરીકે તેના ઉપર પ્રભુત્વ જમાવે છે; "શિક્ષિત વર્ગો" સામાન્ય રીતે સ્થાનિક સંકુચિત મનોદશા તથા એકાંગી વલણનાં બહુવિધ રૂપોને, તેમની પોતાની શારીકિ અને માનસિક ટૂંકી દૃષ્ટિને, તેમના સંકુચિત વિશિષ્ટીકૃત શિક્ષણથી અને એવી વિશિષ્ટીકૃત પ્રવૃત્તિ જોડે જીવનભર

---

* કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

** કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

જકડાઈ રહેવાથી તેમના રૂંધાઈ ગયેલા વિકાસને — એવી વિશિષ્ટીકૃત પ્રવૃત્તિ કશું જ ન કરવાની હોય ત્યારે પણ.

શ્રમના વિભાજનની અસરો અંગે તરંગવાદીઓ પોતાના વિચારોમાં સંપૂર્ણ રીતે સ્પષ્ટ હતા, એક બાજુથી કામદારનું રૂંધન તથા બીજી તરફ એકની એક ક્રિયાના જીવનભર એકરૂપ યંત્રવત્ પુનરાવર્તન પૂરતી જ સીમિત રહેતી શ્રમ-કામગીરીનું રૂંધન. શહેર અને ગામ વચ્ચેના વિરોધની નાબૂદીની માગણી ઓવેનની માફક ફુરિયે કરેલી — જૂના શ્રમ વિભાજનની સંપૂર્ણ નાબૂદીની પૂર્વશરત તરીકે. બન્નેએ વિચારેલું કે દેશભરની પ્રજાને ૧૬૦૦થી ૩૦૦૦નાં જૂથોમાં વહેંચીને ફેલાવી દેવી જોઈએ; દરેક જૂથ એક વિશાળ મહેલમાં સામૂહિક ધોરણે જીવન ચલાવે — પોતાની જમીનના વિસ્તારના મધ્ય ભાગમાં. એ સાચું કે ફુરિયે શહેરોનો પ્રાસંગિક ઉલ્લેખ કરે છે પણ તેમની રચના આવા ચારથી પાંચ મહેલોમાં પોતાના કામના સ્થળની આસપાસમાં થશે. તે બન્ને લેખકોની કલ્પના પ્રમાણે સમાજનો દરેક સભ્ય ઉદ્યોગ તેમ જ ખેતીમાં રોકાયેલો હોવો જોઈએ; ફુરિયેને મન ઉદ્યોગ એટલે મુખ્યત્વે હાથકારીગરી તથા યંત્રઉદ્યોગ, જ્યારે ઓવેન અર્વાચીન ઉદ્યોગને મુખ્ય સ્થાને મૂકે છે અને એવી માગણી પણ કરે છે કે ઘરકામમાં વરાળ શક્તિ તથા યંત્રનો ઉપયોગ થવો જોઈએ. પરંતુ ખેતી તેમ જ ઉદ્યોગોમાં બન્ને લેખકો દરેક વ્યક્તિ માટે શક્ય એટલા વધુ અલગ અલગ વ્યવસાયોની પણ માગણી કરે છે, અને આ વિચાર પ્રમાણે, શક્ય એટલા વધુ પ્રમાણમાં સર્વાંગી ટેકનિકલ કામગીરીઓ માટે તરુણ લોકોને તાલીમ આપવાની માંગ કરે છે. તેઓ બન્ને માને છે કે માનવીનો સાર્વત્રિક વિકાસ સાર્વત્રિક અમલી પ્રવૃત્તિઓથી થવો જોઈએ અને શ્રમના વિભાજનથી બગડી ગયેલી શ્રમની આકર્ષકતા ફરી સ્થાપાવી જોઈએ — પ્રથમ તો વ્યવસાયના આવા અલગ અલગ વિકાસ મારફત અને ફુરિયેના શબ્દમાં[153] તેને અનુરૂપ ટૂંકા ગાળાની "બેઠક" મારફત જે દરેક ખાસ ક્રિયા માટે યોજાયેલી હોય. શોષક વર્ગોની હેર ડ્યૂરિંગે અપનાવેલી વિચાર પદ્ધતિ કરતાં તે બન્ને ઘણા આગળ નીકળી ગયા હતા, હેર ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે તો પ્રવર્તિત વસ્તુસ્થિતિમાં ગામ અને શહેર વચ્ચેનો વિરોધ અનિવાર્ય છે; સંખ્યાબંધ "હસ્તીઓ"ને એક જ ચીજના ઉત્પાદન સાથે જોતરવી જોઈએ, તે એવું મંતવ્ય છે જે તેના જીવન પ્રકાર પ્રમાણે "આર્થિક જાતિઓ"માં વિભાજન ચાલુ રાખવા માગે છે, જેમાં લોકો એક જ કામમાં મચ્યા રહેવાથી આનંદ માણે છે, તેથી તેઓ એટલા બધા નીચા ઊતરી જાય છે કે પોતાની તાબેદારીમાં

અને એકાંગી ક્રિયાઓમાં ખુશી અનુભવે છે. ફુરિયે જેવા "બુદ્ધુ"નાયે એકદમ અવિચારી સાહસી તરંગવિહારની મૂળભૂત વિભાવનાઓની સરખામણીમાં, "અણઘડ, કંગાળ અને છીછરા" ઓવેનના છીછરા વિચારોની સરખામણીમાં પણ, સંપૂર્ણ રીતે શ્રમ વિભાજનના પ્રભુત્વ નીચે વિચારતો હેર ડ્યૂરિંગ એક ઉદ્ધત વામણા માનવ સિવાય કશું જ નથી.

સામાજિક યોજના પ્રમાણે ઉત્પાદનનાં તમામ સાધનોનો માલિક બનીને સમાજ ઉત્પાદનનાં સાધનોનું માનવી ઉપરનું વર્ચસ્વ મિટાવે છે. એ કહેવાની જરૂર નથી કે જ્યાં સુધી દરેક વ્યક્તિ મુક્ત ન બને ત્યાં સુધી સમાજ મુક્ત બનતો નથી. તેથી જૂની ઉત્પાદન પદ્ધતિમાં ઉપરથી નીચે સુધી ક્રાંતિ લાવવી જોઈએ, અને ખાસ કરીને અગાઉનું શ્રમ વિભાજન અદૃશ્ય થવું જોઈએ. તેનું સ્થાન ઉત્પાદનની એ પ્રકારની રચનાએ લેવું જોઈએ કે જેમાં, એક બાજુથી, કોઈ વ્યક્તિ બીજાના ખભા ઉપર ઉત્પાદક શ્રમનો, માનવીય અસ્તિત્વના સ્વાભાવિક સંજોગનો, પોતાનો હિસ્સો લાદી ન શકે, અને બીજી બીજુથી, ઉત્પાદક શ્રમ, માનવી ઉપર પ્રભુત્વ જમાવવાના સાધનને બદલે, દરેક વ્યક્તિને તેની શક્તિઓ વિકસાવવાની તક આપીને—શારીરિક તથા માનસિક રીતે—તે તકનો પૂરો ઉપયોગ કરીને, જેમાં ઉત્પાદક શ્રમ એક બોજાને બદલે આનંદ બનશે, એ રીતે તેની મુક્તિનું સાધન બનશે.

આજે આ વાત માત્ર એક કલ્પના નથી રહી, માત્ર એક પવિત્ર ઇચ્છા નથી રહી. ઉત્પાદક શક્તિઓના વર્તમાન વિકાસની સાથે, ઉત્પાદક શક્તિઓના સમાજીકરણની હકીકત પછી જે ઉત્પાદન વૃદ્ધિ થતી જશે, અને દખલગીરીઓ તથા અવરોધોનો તેમ જ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના પરિણામરૂપ ઊપજ તથા ઉત્પાદનનાં સાધનોની બરબાદી બંધ થતાં, તે વૃદ્ધિ શ્રમ સમયમાં એવો ઘટાડો કરશે કે જેમાં દરેકને પોતાના કામનો હિસ્સો મળશે.

જૂના શ્રમ વિભાજનની નાબૂદી એવી માગણી તો નથી જ કે જેથી કામદારની ઉત્પાદક શક્તિને આંચ આવે. ઊલટાનું, અર્વાચીન ઉદ્યોગને તે આભારી છે કે વધુ ઉત્પાદન માટે આ એક શરત બની છે. "આ યંત્રીકરણની રીત પ્રમાણે વહેંચણીની રચનાની જરૂરત યંત્રના ઉપયોગથી દૂર હડસેલાઈ જાય છે, સતત રીતે અમુક વ્યક્તિને અમુક ભાગ સાથે જોડીને. આખી પદ્ધતિની ગતિનો આધાર કામદાર ઉપર નહિ પણ યંત્ર ઉપર હોવાથી કામમાં ખલેલ પહોંચ્યા વિના વ્યક્તિઓની ફેરબદલી ગમે તે સમયે થઈ શકે છે... છેલ્લે, યંત્રની કામગીરી જે ઝડપથી યુવાનો શીખી જાય છે તે જોતાં આ યંત્રના ઉપયોગ

માટે ખાસ પ્રકારના સંચાલકોની અલાયદી જરૂરત દૂર હડસેલાઈ જાય છે."*
પરંતુ યંત્રના ઉપયોગની મૂડીવાદી પદ્ધતિ તેના અશ્મીભૂત વિશિષ્ટીકરણ સાથે, તે ટેકનિકલ દૃષ્ટિએ બિનજરૂરી બની ગયું હોવા છતાં, જૂના શ્રમ વિભાજનને ચાલુ રાખે છે, પરંતુ ખુદ યંત્ર એ કાલવ્યતિરેક સામે બંડ પોકારે છે. અર્વાચીન ઉદ્યોગનો ટેકનિકલ પાયો ક્રાંતિકારી છે. "યંત્રો વડે તેમ જ રાસાયણિક પ્રક્રિયાઓ અને બીજી ક્રિયાઓ વડે, તે સતત રીતે ઉત્પાદનના ટેકનિકલ પાયામાં પરિવર્તનો કરે છે એટલું જ નહિ પણ કામદારની કામગીરીમાં તેમ જ શ્રમ પ્રક્રિયાના સામાજિક સંયોજનોમાં પણ ફેરફાર કરે છે. તે જ સમયે તે સમાજમાં શ્રમ વિભાજનમાં ક્રાંતિ આણે છે અને નિરંતર મૂડી તથા કામદારોના સમૂહોને ઉત્પાદનની એકમાંથી બીજી શાખામાં ફેરવે છે. અર્વાચીન ઉદ્યોગના સ્વરૂપને કારણે તેમાં કામદારોની ફેરબદલીઓ, કામગીરીની કાબેલિયત તથા કામદારની સાર્વત્રિક ગતિમાન સ્થિતિની જરૂરત ઊભી થાય છે... આપણે જોયું કે આવો નિરપેક્ષ આંતરવિરોધ અતિ લાપરવા રીતે શ્રમ-શક્તિને ઉડાવી દઈને તેમ જ સામાજિક અરાજકતાથી બરબાદી સર્જીને પોતાનો રોષ નિરંતર મહેનતકશ પ્રજાના માનવોનો ભોગ લઈને ઠાલવે છે. આ તેની નકારાત્મક બાજુ છે. પણ જો એક બાજુથી, અતિ શક્તિશાળી કુદરતી નિયમની રીત પ્રમાણે વર્તમાનમાં કામગીરીમાં પરિવર્તનો લદાય છે અને કુદરતી નિયમના આંધળા વિનાશાત્મક કૃત્યથી એ બને છે, તો અર્વાચીન ઉદ્યોગ, બીજી બાજુથી, તેની વિપદાઓ મારફત ઉત્પાદનના મૂળભૂત નિયમ તરીકે કામગીરીમાં પરિવર્તનોની જરૂરત અને પરિણામે અલગ કામ ઉપર કામદારની કામ કરવાની લાયકાત અને પરિણામે તેની જુદી જુદી શક્તિઓનો વધુમાં વિકાસ માન્ય કરે છે. આ નિયમના અમલ પ્રમાણે જ ઉત્પાદનની પદ્ધતિને અનુરૂપ બનાવવી એ સમાજ માટે જીવન મરણનો પ્રશ્ન થઈ જાય છે... ખરેખર, અર્વાચીન ઉદ્યોગ મોતનો ભય ઊભો કરીને સમાજ ઉપર આજના યંત્રના એક પુરજા રૂપ કામદાર જે એકની એક ક્રિયા કરી કરીને જીવનભર પાંગળો બન્યો છે, તેને સ્થાને, સંપૂર્ણ વિકસિત કામદાર જે અલગ અલગ કામો માટે લાયક હોય, ઉત્પાદનના કોઈ ફેરફાર માટે તૈયાર હોય અને જેને માટે તેની આવી બહુરંગી શક્તિઓનો ઉપયોગ પોતાની કુદરતી અને મેળવેલી શક્તિઓને સ્વતંત્ર રીતે ખીલવવાની તક સમાન છે, તેવા કામદારને મૂકે છે." (માર્ક્સ, 'મૂડી'.)

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

અર્વાચીન ઉદ્યોગ કે જેણે આપણને આણુઓની ગતિનું, જે વધતે ઓછે અંશે સાર્વત્રિક સંભાવના છે, પરિવર્તન ટેકનિકલ હેતુસર રાશિઓની ગતિમાં કરતાં શીખવ્યું છે તેનાથી ઉત્પાદનને સ્થળની મર્યાદાઓમાંથી ઠીક ઠીક પ્રમાણમાં મુક્તિ મળી છે. જળ શક્તિ સ્થાનિક હતી, વરાળ શક્તિ મુક્ત છે. જ્યારે જળ શક્તિ અનિવાર્ય રીતે ગ્રામીણ છે ત્યારે વરાળ શક્તિ અનિવાર્ય રીતે શહેરી જ નથી. એ તો મૂડીવાદી ઉપયોગ તેનું મુખ્યત્વે શહેરોમાં કેંદ્રીકરણ કરીને કારખાના-ગ્રામને કારખાના-શહેરમાં ફેરવે છે. પણ એમ કરવા જતાં તે ખુદ પોતાના કાર્ય સંજોગોને જોખમમાં મૂકે છે. વરાળ યંત્રની તથા અર્વાચીન ઉદ્યોગની તમામ ઉત્પાદન શાખાની પ્રથમ જરૂરત પરોક્ષ રીતે શુદ્ધ જળ છે. પરંતુ કારખાના-શહેર આ જળને ગંધાતા ખાતરમાં ફેરવી નાખે છે. તેથી શહેરોમાં કેંદ્રીકરણ કરવું એ મૂડીવાદી ઉત્પાદન માટે ગમે તેટલી પાયાની શરત હોય પરંતુ દરેક અલગ ઔદ્યોગિક મૂડીદાર સતત આ ઉત્પાદને અનિવાર્ય રીતે સર્જેલા વિરાટ નગરોમાંથી દૂર જવા ઝંખે છે અને પોતાનો ઉદ્યોગ ગ્રામવિસ્તારમાં લઈ જવા માગે છે. આ પ્રક્રિયાનો ઊંડો અભ્યાસ લેંકેશાયર તથા યૉર્કશાયરના કાપડ ઉદ્યોગના જિલ્લાઓમાં થઈ શકે છે; અર્વાચીન મૂડીવાદી ઉદ્યોગ ત્યાં સતત નવાં વિશાળ નગરો સર્જે છે... શહેરોમાંથી નિરંતર ગામવિસ્તાર તરફ વહેતા પ્રવાહથી. એવી જ પરિસ્થિતિ ધાતુ ઉદ્યોગના જિલ્લાઓમાં છે જ્યાં, આંશિક રીતે, અન્ય કારણો એવી જ અસરો પેદા કરે છે.

ફરી એક વાર, અર્વાચીન ઉદ્યોગની મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની નાબૂદી જ આપણને આ નવા ઝેરી કૂંડાળામાંથી બહાર કાઢી શકે છે અને મૂડીવાદી ઉદ્યોગના સતત પુનરાવર્તન પામતા આંતરવિરોધને ઉકેલી શકે છે. ફક્ત એ જ સમાજરચના કે જે ઉત્પાદક શક્તિઓને એક સંયુક્ત યોજના નીચે એકરૂપતાથી જોડી શકે તે ઉદ્યોગોની વહેંચણી પોતાના વિકાસને અનુરૂપ રીતે સમગ્ર દેશમાં કરાવી શકે છે, અને તેને ઉત્પાદનનાં અન્ય તમામ તત્ત્વોના વિકાસ અને જાળવણી સાથે અનુરૂપ બનાવે છે.

તે પ્રમાણે, શહેર અને ગામ વચ્ચેના ભેદભાવની નાબૂદી શક્ય છે એટલું જ નહિ પરંતુ ઔદ્યોગિક ઉત્પાદનને માટે પણ, ખેતી ઉત્પાદન અને જાહેર આરોગ્યની માફક જ, તે સીધી જરૂરત બની છે. વર્તમાનમાં હવા, પાણી, અને જમીનમાં ફેલાયેલા ઝેરને શહેર અને ગામના સંયોજનથી જ મિટાવી શકાય છે અને આવું સંયોજન જ શહેરોમાં સબડતાં લોકસમુદાયની પરિસ્થિતિ બદલાવી

શકે છે, અને તેમના મળમૂત્રનો ઉપયોગ રોગના ઉત્પાદનને બદલે વનસ્પતિના ઉત્પાદનમાં શક્ય બનાવે છે.

મૂડીવાદી ઉદ્યોગે પોતાની જરૂરતના કાચા માલના સ્થળમાંથી ઊભી થતી મર્યાદાઓમાંથી પોતાને પ્રમાણમાં સ્વતંત્ર બનાવ્યો જ છે. કાપડ ઉદ્યોગે આયાતી કાચા માલમાંથી કામ લેવાનું શરૂ કર્યું છે. ઈંગ્લૅંડ તથા જર્મનીમાં સ્પેનનું કાચું લોઢું ઉપયોગમાં લેવાય છે અને સ્પેન તથા દક્ષિણ અમેરિકાનું કાચુ ત્રાંબુ ઈંગ્લૅંડમાં વપરાય છે. કોલસાની દરેક ખાણ હવે પોતાની સીમાડાઓની બહાર ઔદ્યોગિક ક્ષેત્રને બળતણનો પુરવઠો પૂરો પાડે છે—જે ક્ષેત્ર દર વરસે વિસ્તારતું જાય છે. સમગ્ર યુરોપના સાગરકાંઠે વરાળ યંત્રોથી ચાલતાં જહાજો ઈંગ્લૅંડના અને અમુક અંશે જર્મન તથા બેલ્જિયન કોલસાથી ચાલે છે. મૂડીવાદી ઉત્પાદનની મર્યાદાઓથી સમાજ મુક્ત થશે ત્યારે હજુ ઘણી આગેકૂચ શક્ય બનશે. સર્વાંગી વિકાસ પામેલો ઉત્પાદકોનો આખો વંશવેલો કે જે સમગ્ર રીતે ઉત્પાદનના વૈજ્ઞાનિક પાયાને સમજી શકે તે ઊભો થતાં, જેને ઉત્પાદનની લગભગ તમામ શાખાઓનો અમલી અનુભવ આદિથી અંત સુધી હોય, એવા લોકોનો આ નૂતન સમાજ એક નૂતન ઉત્પાદક શક્તિને અસ્તિત્વમાં લાવે છે કે જે કાચા માલ તથા બળતણને દૂર દૂરથી વાહનો મારફત લાવનાર શ્રમનું વળતર વિપુલ રીતે ચૂકવી શકે છે.

તેથી શહેર અને ગામના ભેદભાવની નાબૂદી તરંગી નથી, વળી અર્વાચીન ઉદ્યોગની સૌથી વધુ શક્ય એવી દેશભરમાં સમાન વહેંચણી ઉપર અવલંબિત છે. સાચી વાત છે કે વિરાટ નગરોમાં સંસ્કૃતિએ આપણને જે વારસો આપ્યો છે તેને દૂર કરતાં ઘણો સમય અને તકલીફ લેવી પડશે. પરંતુ ગમે તેટલો લાંબો પંથ અને પ્રક્રિયા હોય તોપણ તે પૂરી કરાશે જ. પ્રશિયન રાષ્ટ્ર માટે જર્મન સામ્રાજ્યમાં ગમે તે ભાવિ લખાયેલું હોય પણ બિસ્માર્ક પોતાની કબરમાં ચિરશાંતિથી ગર્વપૂર્વક પોતાની ઈચ્છા પરિપૂર્ણ થતાં પોઢી શકશે: મહાનગરો નાશ પામશે.[154]

અને હવે જુઓ કે હેર ડ્યૂરિંગનો એવો વિચાર કે સમાજ ઉત્પાદનનાં કુલ સાધનોનો કબજો ઉત્પાદનની જૂની પદ્ધતિમાં ઉપરથી નીચે સુધી ક્રાંતિ કર્યા વિના તથા શ્રમના જૂના વિભાજનને દૂર કર્યા વિના લઈ શકે છે તે કેટલો નાદાન છે; એક વાર "કુદરતી તકો અને વ્યક્તિગત શક્તિઓને ગણતરીમાં લેવાય" એટલે બધું બરાબર ગોઠવાઈ જશે, અને તેથી હસ્તીઓના તમામ સમૂહો ભૂતકાળની માફક એક જ વસ્તુના ઉત્પાદનને આધીન રહેશે; સમગ્ર

"વસ્તી" ઉત્પાદનની એક જ શાખામાં રોકાયેલી રહેશે અને માનવતા ભૂતકાળની જેમ જ અલગ અલગ પાંગળી "આર્થિક જાતિઓમાં" વિભાજિત રહેશે, કારણ કે હજુ તેમાં "મજૂરો" અને "સ્થપતિઓ" હશે. ઉત્પાદનનાં સાધનોની સમગ્ર માલિકી સમાજે મેળવવાની છે જેથી દરેક વ્યક્તિ પોતાનાં ઉત્પાદનનાં સાધનોનો ગુલામ રહે અને તેને માત્ર એટલું જ પસંદ કરવાનું રહે કે તે ઉત્પાદનના **કયા** સાધનનો ગુલામ રહેશે. અને એ પણ જુઓ કે હેર ડ્યૂરિંગ શહેર અને ગામના વિરોધને કેવી "કુદરતી રીતે અનિવાર્ય" ગણે છે, અને તેનો ઉકેલ તેને મામૂલી દારૂ ગાળવાના તથા બીટની ખાંડના ઉત્પાદનમાંથી મળે છે — તેનો સંબંધ ખાસ કરીને પ્રશિયન પરિસ્થિતિ સાથે છે — ઉદ્યોગની શાખાઓમાં, ઉદ્યોગની સમગ્ર રાષ્ટ્રમાં વહેંચણીનો આધાર તેની દૃષ્ટિએ કેટલીક ભાવિ શોધખોળો તથા ઉદ્યોગને સીધી રીતે કાચા માલની પ્રાપ્તિ સાથે સાંકળવાની **જરૂરતમાં** રહેલો છે — તે પણ એવા સમયમાં કે જ્યારે કાચો માલ વધુ ને વધુ પ્રમાણમાં દૂર દૂરનાં સ્થળોએથી લાવીને વપરાય છે! અને છેવટે હેર ડ્યૂરિંગ પોતાની પલાયનગીરીને ઢાંકી રાખવા માટે આપણને ખાતરી આપતાં કહે છે કે લાંબે ગાળે આર્થિક ગણતરીઓની **વિરુદ્ધમાં** પણ સામાજિક જરૂરતો ખેતી તથા ઉદ્યોગનું સંયોજન લાવશે, જાણે કે આ એક પ્રકારનું આર્થિક બલિદાન ન હોય!

ખરેખર, ક્રાંતિકારી તત્ત્વો જૂના શ્રમ વિભાજન તથા શહેર અને ગામના ભેદને મિટાવશે અને સમગ્ર ઉત્પાદનમાં ક્રાંતિ લાવશે; અર્વાચીન વિરાટ ઉદ્યોગના ગર્ભમાં આ તત્ત્વો રહેલાં જ છે અને તેમનો વિકાસ વર્તમાન મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિથી રૂંધાય છે — આ બધી હકીકતો જોવાની શક્તિ માટે પ્રશિયન રાષ્ટ્રીય કાનૂનના અધિકારક્ષેત્ર કરતાં, જે દેશમાં દારૂ ગાળવાનું તથા બીટની ખાંડનું ઉત્પાદન ચાવીરૂપ ઉદ્યોગો છે અને જ્યાં વ્યાપારી કટોકટીનો અભ્યાસ પુસ્તક બજાર ઉપરથી જ થઈ શકે છે એવા દેશ કરતાં, કંઈક વધારે વ્યાપક ક્ષિતિજ જરૂરી છે. આ બધી વસ્તુઓ સમજવાની શક્તિ માટે ખરેખર વિશાળ પાયાના ઉદ્યોગના ઐતિહાસિક વિકાસ તથા તેના વાસ્તવિક વર્તમાન સ્વરૂપનું જ્ઞાન જરૂરી છે — ખાસ કરીને એવા દેશમાં કે જ્યાં તેનું ઘર છે અને ફક્ત જ્યાં જ તેનો ક્લાસિકલ વિકાસ થયો છે. પછી કોઈ પણ માનવી અર્વાચીન વૈજ્ઞાનિક સમાજવાદને અણઘડ બનાવવાનો પ્રયાસ કરવાનું અને તેને હેર ડ્યૂરિંગના **વિશિષ્ટ રીતે પ્રશિયન સમાજવાદની** કક્ષાએ ઉતારી પાડવાનું નહિ વિચારે.

## ૪. વહેંચણી

આપણે જોયું કે* ડ્યૂરિંગવાદી અર્થશાસ્ત્ર નીચેની દરખાસ્ત ઉપર આવીને ઊભું રહે છે: **ઉત્પાદનની** મૂડીવાદી પદ્ધતિ બહુ સારી છે, તેનું અસ્તિત્વ ચાલુ રહી શકે એમ છે, પણ મૂડીવાદી **વહેંચણી** પદ્ધતિ અનિષ્ટ છે અને તે અદૃશ્ય થવી જોઈએ. હવે આપણે જોઈએ છીએ કે હેર ડ્યૂરિંગની "સમાજપરાયણ" પદ્ધતિમાં આ સિદ્ધાંતને તરંગવિહારમાં અમલી બનાવવા સિવાય બીજું કશું નથી. હકીકતમાં, હેર ડ્યૂરિંગને મૂડીવાદી સમાજની ઉત્પાદન પદ્ધતિમાં વાંધો લેવા જેવું કશું નથી લાગતું, તે જૂનું શ્રમ વિભાજન ચાલુ રાખવા માગે છે અને પરિણામે તેની આર્થિક સમૂહજીવનની સંસ્થામાં ઉત્પાદન વિષે તેને ભાગ્યે જ કશું કહેવાનું છે. ખરેખર, ઉત્પાદન એવું ક્ષેત્ર છે કે જેમાં નક્કર સત્યો સાથે કામ લેવાનું છે અને પરિણામે જેમાં "તર્કસંગત તરંગવિહાર" તેના મુક્ત આત્માના ઉડ્ડયનની બહુ ઓછી શક્યતા પૂરી પાડે કારણ કે તેમ કરવાથી નામોશીભર્યો છબરડો વાળવાનું જોખમ બહુ મોટું હોય છે. પણ વહેંચણીના ક્ષેત્રમાં જુદી વાત છે—જેને હેર ડ્યૂરિંગની દૃષ્ટિએ ઉત્પાદન સાથે કશો સંબંધ નથી અને જે ઉત્પાદન વડે નહિ પણ શુદ્ધ મરજીનું કૃત્ય છે—વહેંચણી તેની "સામાજિક કીમિયાગરી"નું પૂર્વનિર્ણીત ક્ષેત્ર છે.

ઉત્પાદન કરવાની સમાન ફરજ સાથે ઉપભોગ કરવાનો સમાન હક અનુરૂપ છે, જે સંગઠિત રીતે આર્થિક સમૂહજીવન સંસ્થામાં અને મોટી સંખ્યાની આવી સંસ્થાઓને આવરી લેતી વ્યાપારી સંસ્થામાં અમલી બને છે. "અહીં શ્રમની આપલે સમાન મૂલ્યાંકનના પાયા ઉપર બીજા શ્રમ

---

*ચાલુ આવૃત્તિમાં જુઓ, પૃ.૨૩૩-૨૩૪.—સં.

સાથે થાય છે... સેવા અને પ્રતિસેવા અહીં શ્રમની માત્રાઓ વચ્ચેની સમાનતાનું પ્રતિનિધિત્વ કરે છે." અને આ "માનવ શક્તિઓની સમાનતા વ્યક્તિઓએ ઓછું કે વધુ કે પછી **કંઈ પણ કામ ન કર્યું હોય** તોપણ લાગુ પડે છે"; કારણ કે તમામ કૃત્યો જ્યાં સુધી સમય અને શક્તિ માગે ત્યાં સુધી તેને થઈ ગયેલા શ્રમ તરીકે ગણી શકાય, તેથી ફરવા નીકળવું કે પછી કંઈક રમત રમવી તે પણ એમાં ગણાય છે. તેમ છતાં આ આપલે વ્યક્તિઓ વચ્ચે નથી થતી, કારણ કે ઉત્પાદનનાં તમામ સાધનોની અને પરિણામે તમામ પેદાશોની માલિકી સાર્વત્રિક હોય છે; પણ એક બાજુથી, તે દરેક આર્થિક સમૂહજીવનની સંસ્થાઓ વચ્ચે અને તેના વ્યક્તિગત સભ્યો વચ્ચે થાય છે, અને બીજી બાજુથી, તે જુદી જુદી વ્યાપારી અને આર્થિક સંસ્થાઓ વચ્ચે થાય છે. "ખાસ કરીને વ્યક્તિગત આર્થિક સમૂહજીવનની સંસ્થા પોતાના વિસ્તારોની અંદર સંપૂર્ણ આયોજિત વેચાણને છૂટક વેપારનું સ્થાન આપશે." જથ્થાબંધ વેપારનું આયોજન એ જ પ્રકારે થશે: "પરિણામે, મુક્ત આર્થિક સમાજની પદ્ધતિ એક વિશાળ આપલે સંસ્થા બની રહે છે, જેનું સંચાલન કીમતી ધાતુઓના પાયા ઉપર થાય છે. આ મૂળભૂત ગુણની અનિવાર્ય જરૂરતમાં વેધક દૃષ્ટિ રહેલી છે જે આપણી યોજનાને એવી તમામ ધૂંધળી વાતોથી જુદી પાડે છે—જે વર્તમાન સમાજવાદના વિચારોના સૌથી તર્કસંગત રૂપો સાથે જડાયેલી છે."

આવી આપલેના હેતુ માટે, સામાજિક ઉત્પાદનનો પ્રથમ ઉપભોગ કરનાર શક્તિ તરીકે આર્થિક સમૂહજીવનની સંસ્થાએ "દરેક પ્રકારની ચીજ માટે સમાન ભાવ" મુકરર કરવાના રહે છે, જેનો આધાર સરેરાશ ઉત્પાદનના ખર્ચ ઉપર રહેલો હોય. "આજના મૂલ્ય અને કિંમત માટે કહેવાતા ઉત્પાદન ખર્ચનું જ મહત્ત્વ છે તે (સમાજપરાયણ પદ્ધતિમાં) કામે લગાડવામાં આવેલ શ્રમની માત્રાના અંદાજ ઉપરથી નક્કી થાય છે. આર્થિક ક્ષેત્રમાં પણ દરેક વ્યક્તિના સમાન હકોના સિદ્ધાંતની રૂએ આ અંદાજ કાઢવામાં આવ્યો છે તેનું મૂળ શ્રમની પ્રક્રિયામાં ભાગ લેનાર માણસોની સંખ્યામાં જોવા મળે છે; તેનું પરિણામ કિંમતો ઉત્પાદનના કુદરતી સંજોગોને તેમ જ વસૂલીના સામાજિક અધિકારને અનુરૂપ હોવામાં આવશે. કીમતી ધાતુઓનું ઉત્પાદન, આજની જેમ જ, નાણાનું મૂલ્ય નક્કી કરશે... આમાંથી જોઈ શકાશે કે સમાજના પરિવર્તન પામેલા બંધારણમાં

પ્રથમ તો મૂલ્યોનું અને મૂલ્યોની સાથે પેદાશો વચ્ચેના વિનિમય સંબંધોનું નિર્ણયાત્મક તત્ત્વ અને માપ ખતમ થઈ જતાં નથી એટલું જ નહિ પરંતુ પહેલી જ વાર સારી અને યોગ્ય રીતે પ્રાપ્ત થાય છે."

છેવટે પ્રખ્યાત "નિરપેક્ષ મૂલ્ય" હાંસલ થાય છે.

બીજી બાજુથી, આર્થિક સમૂહજીવનની સંસ્થાઓએ પોતાના વ્યક્તિગત સભ્યોને પોતાના શ્રમનું વળતર રોજ, સાપ્તાહિક, કે માસિક ચૂકવીને— અનિવાર્ય રીતે દરેક માટે સમાન વળતર—એવી સ્થિતિએ મૂકવા જોઈએ કે દરેક વ્યક્તિ તેની પાસેથી ઉત્પાદિત ચીજો ખરીદી શકે. "એટલે સમાજપરાયણ દૃષ્ટિએ એમ કહીએ કે વેતન અદૃશ્ય થાય છે અથવા એમ કહીએ કે તે આર્થિક આવકનો માત્ર એક પ્રકાર રહે છે, તેથી કશો ફરક પડતો નથી." સમાન વેતન અને સમાન કિંમતો, "ગુણાત્મક નહિ તો છેવટે માત્રાત્મક રીતે વપરાશની સમાનતા" સ્થાપે છે, અને એ રીતે "ન્યાયનો સાર્વત્રિક સિદ્ધાંત" આર્થિક ક્ષેત્રમાં અમલી બનાવી શકાય છે.

ભાવિમાં વેતનનું ધોરણ કઈ રીતે ઠરાવવાનું છે તે માટે હેર ડ્યૂરિંગ માત્ર એટલું કહે છે કે

અહીં પણ, બીજા તમામ દાખલાઓની માફક, "સમાન શ્રમ સાથે સમાન શ્રમની આપલે" થશે. છ કલાકના શ્રમ માટે, તેથી કરીને, એટલી રકમ ચૂકવાશે કે જેમાં છ કલાકનો શ્રમ રહેલો હોય.

તેમ છતાં, આ "ન્યાયના સાર્વત્રિક સિદ્ધાંત"નો અણઘડ પ્રકારના સમાનતાના ખ્યાલો સાથે ગૂંચવાડો ન કરવો જોઈએ, આવા ખ્યાલોથી મૂડીદારો તમામ પ્રકારના સામ્યવાદનો રોષપૂર્વક વિરોધ કરે છે, અને ખાસ કરીને તેઓ કામદારોના સ્વયંભૂ સામ્યવાદનો વિરોધ કરે છે. આખરે તે જેવો દેખાય છે તેવો નિષ્ઠુર વિચાર તો નથી જ.

"સિદ્ધાંતમાં આર્થિક હકોની સમાનતામાંથી ન્યાયસર જરૂરી હોય એવા વિશિષ્ટ માનપાનના **મરજિયાત** ઉમેરાને બકાત ન રાખવો જોઈએ...

ઉચ્ચ પ્રકારની વ્યવસાયી કાર્ય કુશળતા બદલ વપરાશનો **સામાન્ય વધારાનો ઉમેરો** કોઈને આપવાથી સમાજ **પોતે જ સન્માનિત બને** છે."

અને આ રીતે હેર ડ્યૂરિંગ પારેવાની નિર્દોષતા અને સાપની ચાલાકીનું મિશ્રણ કરીને પોતાની જાતને સન્માનિત કરે છે — જ્યારે તે ભાવિના ડ્યૂરિંગોને સામાન્ય વપરાશનો વધારો ઉમેરીને અર્પણ કરવાનું આવાહન કરીને એવી કુશળ વ્યક્તિઓ માટે આવી ચિંતા દર્શાવે છે.

છેવટે આ વસ્તુ મૂડીવાદી વહેંચણી પદ્ધતિને પણ હઠાવશે. કારણ કે

"માની લો કે આવી પરિસ્થિતિમાં કોઈની પાસે વધારાનાં ખાનગી સાધનો હોય તો તેનો મૂડી તરીકે ઉપયોગ તે નહિ કરી શકે. તેની પાસેથી કોઈ વ્યક્તિ કે કોઈ જૂથ ઉત્પાદન માટે તે સાધનો આપલે કે ખરીદી સિવાય પ્રાપ્ત નહિ કરી શકે, પરંતુ તેને કોઈ વ્યાજ કે નફો પણ ચૂકવી ન શકે." તેથી "સમાનતાના સિદ્ધાંત સાથે અનુરૂપ એવો વારસો" ધરાવવાની છૂટ રહે. તેમાંથી મુક્ત થઈ ન શકાય કારણ કે "અમુક રૂપનો વારસાહક કુટુંબ સિદ્ધાંત સાથે જરૂરી રહેશે જ. પણ વારસાનો હક પણ "ઠીક ઠીક મિલકત જમા કરવા માટે શક્ય નહિ બને કારણ કે મિલકત જમા કરવાનું કામ ઉત્પાદનનાં સાધનોનું સર્જન કરવા તથા શુદ્ધ ભાડું કમાવા માટે કદી નહિ થઈ શકે."

અને સારા નસીબે અહીં આર્થિક સમૂહજીવનની સંસ્થા પૂરી થાય છે. હવે તે કઈ રીતે કામ કરે છે તેના ઉપર દૃષ્ટિપાત કરીએ.

આપણે માની લઈએ કે હેર ડ્યૂરિંગની તમામ પ્રાથમિક શરતો પૂરી થાય છે; તેથી આપણે એ પણ માની લઈએ કે આર્થિક સમૂહજીવનની સંસ્થા તેના દરેક સભ્યને છ કલાકના શ્રમની બાર શિલિંગની રકમ ચૂકવે છે, જેમાં એવી જ રીતે છ કલાકનો શ્રમ સમાવિષ્ટ છે. વધુમાં આપણે માની લઈએ કે કિંમતો મૂલ્યો સાથે તદ્દન અનુરૂપ છે, અને તેથી આપણી ધારણા પ્રમાણે તેમાં કાચો માલ, યંત્રોનો ઘસારો, શ્રમનાં સાધનોનો ઉપયોગ તથા ચૂકવેલા વેતનનો સમાવેશ થાય છે. તો પછી એકસો કામદાર સભ્યોની આવી સંસ્થા એક દિવસમાં બાર સો શિલિંગના, ૬૦ પાઉંડના, મૂલ્યની ચીજો ઉત્પન્ન કરશે; અને 300 શ્રમદિનના વર્ષમાં ૧૮ હજાર પાઉંડ. એટલી જ રકમ તે કામદારોને ચૂકવે

છે, દરેક સભ્ય મરજી પ્રમાણે પોતાના ભાગનો ઉપયોગ કરે છે, જે રોજના બાર શિલિંગની અથવા વાર્ષિક ૧૮૦ પાઉંડની છે. વર્ષના અંતમાં, અને એકસો વર્ષના અંતમાં, આ સંસ્થા પહેલાં હતી તેથી લેશમાત્ર વધુ સમૃદ્ધ બની નથી. આ આખા સમય દરમિયાન તે હેર ડયૂરિંગના ઉપભોગ માટે, ઉત્પાદનનાં સાધનોની અનામતમાંથી લીધા વિના, મામૂલી વધારાની ફાળવણી પણ કરી ન શકે. સંચય તદ્દન ભૂલી જવાય છે. વળી એથી બદતર: સંચય એ સામાજિક જરૂરત છે અને નાણાની જાળવણી સંચયનું સગવડિયું રૂપ હોવાથી, આવી સંસ્થા પોતાના સભ્યો ઉપર સીધી રીતે ખાનગીમાં સંચય કરવાની ફરજ પાડે છે અને એ રીતે પોતાના જ વિનાશ તરફ દોરી જાય છે.

આર્થિક સમૂહ-સંસ્થાના સ્વરૂપમાંથી એવી અથડામણને કઈ રીતે દૂર રાખી શકાય? તે કદાચ હેર ડયૂરિંગના પ્રિય "કરવેરા"નો આશરો લે, કિંમત વધારી દે, અને પોતાની ૧૮૦૦૦ની પેદાશનું વેચાણ ૨૪૦૦૦ પાઉંડમાં કરે. પણ બીજી તમામ આર્થિક સંસ્થાઓની એવી જ સ્થિતિ હશે, અને તેઓ એ જ નિયમ પ્રમાણે વર્તશે, તેથી એકબીજી સાથેના વિનિમય દરમિયાન દરેકે પોતે વસૂલ કરે એટલી જ રકમનો "કર" ચૂકવી દેવો પડશે અને આ "ખંડણી" છેવટે પોતાના જ સભ્યો ઉપર લદાશે.

અથવા તો આર્થિક સમૂહજીવનની સંસ્થા આ પ્રશ્નનો ઉકેલ દરેક સભ્યને છ કલાકના શ્રમનું વળતર છ કલાકથી ઓછા શ્રમની સમજો કે ચાર કલાકના શ્રમની, પેદાશ વડે ચૂકવે, એટલે કે રોજના બાર શિલિંગને બદલે આઠ શિલિંગ આપે, પરંતુ ચીજવસ્તુઓની કિંમત અગાઉના ધોરણે રાખે. આ દાખલામાં તે અગાઉ જે છૂપી કે આડકતરી રીતે કરેલું તેને હવે સીધી અને ખુલ્લી રીતે કરશે, તે વાર્ષિક ૬૦૦૦ પાઉંડનું વધારાનું મૂલ્ય (માર્ક્સના સિદ્ધાંત મુજબ) ઊભું કરશે, પોતાના સભ્યોને ઉઘાડા મૂડીવાદી ધોરણે તેમની પેદાશના મૂલ્યથી ઓછું ચૂકવીને; જ્યારે તે કેવળ તેની પાસેથી જ ખરીદી શકાય એવી જણસો તો સભ્યોને પૂરી કિંમતે જ વેચશે. આર્થિક સમૂહજીવનની સંસ્થા તેથી પોતાનું અનામત ભંડોળ પોતાને "ઉમદા" ટ્રક પદ્ધતિ* તરીકે ખુલ્લી કરીને જમા કરી શકે છે, શક્ય એટલા વ્યાપક સામ્યવાદી ધોરણે.

તો હવે તમે જ પસંદ કરી લો: કાં તો આર્થિક સમૂહ-સંસ્થા

---

*ઈંગ્લૅંડ તથા જર્મનીમાં પણ આ જાણીતી ટ્રક પદ્ધતિમાં કારખાનદારો પોતે જ દુકાનો ચલાવે છે અને કામદારોને પોતાની જરૂરતો ત્યાંથી જ ખરીદવાની ફરજ પાડે છે. **(એંગેલ્સની નોંધ.)**

"સમાન શ્રમ સામે સમાન શ્રમ"નો વિનિમય કરે છે, અને આ રીતમાં તે ઉત્પાદનની જાળવણી તથા વૃદ્ધિ માટે ભંડોળ જમા ન કરી શકે, પણ ફક્ત વ્યક્તિગત સભ્યો એવું કરી શકે; અથવા પોતે આવું ભંડોળ કરે છે, અને તેમાં "સમાન શ્રમ સામે સમાન શ્રમ"નો વિનિમય કરતી નથી.

આર્થિક સમૂહજીવનની સંસ્થામાં વિનિમયનું આ છે હાર્દ. તેના રૂપનું શું? વિનિમય ધાતુના સિક્કાના માધ્યમથી કરવામાં આવે છે અને હેર ડ્યૂરિંગને આ પદ્ધતિના "વિશ્વ ઐતિહાસિક મહત્ત્વ" વિશે ઓછો ગર્વ નથી. પરંતુ સંસ્થાઓ અને સભ્યો વચ્ચેના વેપારમાં નાણું એ નાણું બિલકુલ **રહેતું નથી**, તે નાણા તરીકે કામ કરતું જ નથી. તે તો ફક્ત શ્રમ-સર્ટીફીકેટ તરીકે કામ કરે છે, માર્ક્સના શબ્દોમાં કહીએ તો, તે "સમાન શ્રમમાં વ્યક્તિએ લીધેલા ભાગની અને સમાન પેદાશ જે ઉપભોગ માટે સર્જાયેલી છે તેમાં તેના અધિકારની માત્ર પ્રતીતિ છે", અને આ કાર્ય પાર પાડવામાં તે "'નાણું' રહેતું જ નથી—જેમ થિયેટરની ટિકીટ નાણું નથી તેમ".* તેથી તેને સ્થાને બીજું કંઈ પણ પ્રતીક મૂકી શકાય છે, જેમ વાઇટલિંગ તેની જગ્યાએ "ખાતાવહી"[155] મૂકે છે જેમાં શ્રમ-કલાકોની નોંધ એક બાજુ તથા વળતર તરીકે જીવનનિર્વાહનાં સાધનો આપ્યાં તેની નોંધ બીજી બાજુ થાય છે. એક શબ્દમાં મૂકીએ તો, સભ્યો સાથેના સંસ્થાના વેપારમાં તે ઓવેનના "શ્રમનાણા"નું જ માત્ર કામ કરે છે, તે એ "ભૂત" છે જેને હેર ડ્યૂરિંગ તિરસ્કારની નજરે જુએ છે છતાં પોતાના ભાવિ અર્થતંત્રમાં દાખલ કરવા મજબૂર બની જાય છે. સંબંધિત વ્યક્તિએ "ઉત્પાદન કરવાની ફરજ" કેટલા પ્રમાણમાં બજાવી છે અને એટલે કેટલા પ્રમાણમાં ઉપભોગ કરવાનો અધિકાર હાંસલ કર્યો છે તેનું માપ અંકિત કરતું પ્રતીક કાગળનો ટુકડો અથવા ધાતુનો ટુકડો અથવા સોનાનો સિક્કો હોય તોપણ **આ** હેતુના સંબંધમાં તેનું કોઈ મહત્ત્વ નથી. પરંતુ આપણે જોઈશું કે બીજી હેતુઓ માટે પણ, તેનું કશું મહત્ત્વ ન હોય એવું નથી.

તેથી જો પોતાના સભ્યો સાથેના આર્થિક સંસ્થાના વેપારમાં ધાતુનું નાણું નાણા તરીકે નહિ પણ છૂપા શ્રમ-સર્ટીફીકેટ તરીકે કામ કરે છે તો જુદી જુદી આર્થિક સંસ્થાઓ વચ્ચેના વેપારમાં તે નાણા તરીકે એથીયે ઓછું કામ કરે છે. હેર ડ્યૂરિંગની ધારણા પ્રમાણે, એવા વિનિમયમાં ધાતુનું નાણું તદ્દન બિનજરૂરી છે. હકીકતે માત્ર હિસાબકિતાબ જ પૂરતો થઈ રહેશે, જો પહેલાં

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

શ્રમના કલાકોને નાણામાં ફેરવવાને બદલે શ્રમના સ્વાભાવિક માપનો — સમયનો, શ્રમના કલાકને એકમ તરીકે લઈને — ઉપયોગ કરવામાં આવે તો સમાન શ્રમની પેદાશો સાથે સમાન શ્રમની પેદાશોનો વિનિમય હિસાબકિતાબમાં વધુ સાદી રીતે થઈ શકશે. વિનિમય વાસ્તવમાં વસ્તુઓનો સાદો વિનિયમ છે, તમામ પુરાંતો સહેલાઈથી બીજી સંસ્થાઓ ઉપરના ડ્રાફટ મારફત ચૂકતે થાય છે. પરંતુ જો એક સંસ્થાને બીજી સંસ્થા સાથેની લેવડદેવડમાં ખાધ પડે તો "વિશ્વમાં અસ્તિત્વમાં રહેલ તમામ સોનું" ભલે "કુદરતી નાણું" હોય તોપણ તેને આખરી અંજામથી બચવામાં મદદગાર બનતું નથી, એ આખરી અંજામ એવો છે કે જો એ સંસ્થા બીજી સંસ્થાની દેવાદાર બનીને પરતંત્ર રહેવા ન માગતી હોય તો શ્રમની માત્રામાં વધારો કરીને એ ખાધ પૂરી દેવી પડે છે. પરંતુ વાચક હંમેશાં એ વાત યાદ રાખે કે આપણે અહીં કોઈ ભવિષ્યની રચના નથી કરતા પરંતુ કેવળ હેર ડ્યૂરિંગની ધારણાઓ સ્વીકારીને તેનાં અનિવાર્ય પરિણામો તારવીએ છીએ.

એ રીતે, સોનું કે જે "પ્રકૃતિએ નાણું" છે તે આર્થિક સંસ્થા અને તેના સભ્યો વચ્ચેના કે જુદી જુદી સંસ્થાઓ વચ્ચેના વિનિમયમાં પોતાની એ પ્રકૃતિને મૂર્ત રૂપ આપી શકતું નથી. તેમ છતાં હેર ડ્યૂરિંગ "સમાજપરાયણ" પદ્ધતિમાં પણ તેને નાણાનો ભાગ ભજવવાનું સોંપે છે. તેથી આપણે એ જોઈએ કે બીજું કોઈ ક્ષેત્ર છે ખરું કે જેમાં તે નાણાનો ભાગ ભજવે છે. આ ક્ષેત્રનું અસ્તિત્વ છે. હેર ડ્યૂરિંગ દરેકને "માત્રાત્મક રીતે સમાન ઉપભોગ" કરવાનો અધિકાર આપે છે પણ તેનો ઉપયોગ કરવાની તે દરેક ઉપર ફરજ ન પાડી શકે. ઊલટાનું, તે એવી વાત કરવાનો ગર્વ લે છે કે પોતે જે વિશ્વનું સર્જન કર્યું છે તેમાં દરેક વ્યક્તિ પોતાના નાણાનો મરજી પ્રમાણે ઉપયોગ કરી શકે છે. તેથી તે અમુકને પોતાના નાણાના અમુક હિસ્સાનો સંગ્રહ કરતાં અટકાવી શકતો નથી, જ્યારે બીજા કેટલાક પોતાને મળેલા વેતનથી ગાડું ચલાવી શકતા નથી. આવું પરિણામ તો તે કૌટુંબિક મિલકતની સાર્વત્રિક માલિકીમાં વારસાહકને માન્ય કરીને અનિવાર્ય બનાવે છે; જેમાંથી માતાપિતા માટે પોતાનાં બાળકોને નિભાવવાની ફરજ પેદા થાય છે. પરંતુ આમ કરવાથી માત્રાત્મક રીતે સમાન ઉપભોગમાં મોટી ખાઈ પેદા થાય છે. કુંવારો આદમી ઉમરાવની જેમ રહે છે, પોતાની રોજની આઠ શિલિંગની કમાણીથી સંતુષ્ટ, જ્યારે વિધુર તેના આઠ નાનાં બાળકો સાથે એટલી રકમમાં કેમ રહેવું તે મુશ્કેલી અનુભવે છે. બીજી બાજુથી, કોઈ પ્રશ્ન વિના જે મળે તે પૈસા સ્વીકારીને આ આર્થિક

સમૂહજીવનની સંસ્થા એવી શક્યતાનો દરવાજો ખોલે છે કે વ્યક્તિએ આ નાણું પોતાના શ્રમ સિવાયના કોઈ અન્ય માર્ગે પ્રાપ્ત કર્યું હોય. નાણામાં ગંધ ન હોય.[156] સંસ્થા જાણતી નથી કે તે નાણું ક્યાંથી આવ્યું. પણ આ રીતથી એવા તમામ સંજોગો ઊભા થાય છે જેમાં આજ સુધી જે ધાતુનું નાણું માત્ર શ્રમ-સર્ટીફીકેટનો ભાગ ભજવતું હતું તે હવે સાચે જ નાણાનો ભાગ ભજવતું થાય છે. તક અને પ્રેરણા બન્ને અસ્તિત્વમાં છે, એક બાજુથી સંઘરાખોરી કરવાની અને બીજી બાજુથી દેવું કરવાની. જરૂરિયાતવાળી વ્યક્તિ સંગ્રહ કરનાર પાસેથી પૈસા ઉછીના લે છે. આ ઉછીના લીધેલા પૈસા સંસ્થા તેને જીવનનિર્વાહની ચીજો આપે તેના બદલામાં ચૂકવાય છે, તેથી ફરી વાર વર્તમાન સમાજમાં જે પ્રક્રિયા બને છે તે ઊભી થાય છે, માનવ-શ્રમનું સામાજિક મૂર્ત રૂપ, શ્રમનું સાચું માપ, પરિચલનનું સામાન્ય માધ્યમ. "તમામ કાનૂનો અને વહીવટી નિયમો" તેની સામે એટલા જ શક્તિવિહોણા બને છે જેવા તે ગુણાકારના કોઠા અથવા પાણીના રાસાયણિક સંયોજનની સામે બને છે. અને સંઘરાખોર હવે જરૂરતવાળાઓ પાસેથી વ્યાજ પડાવવા શક્તિમાન બને છે એટલે નાણાની કામગીરી કરતા ધાતુના નાણાની સાથે વ્યાજખોરીની પુન:સ્થાપના થાય છે.

અહીં સુધી આપણે માત્ર એટલું વિચાર્યું કે ડ્યૂરિંગની આર્થિક સમૂહજીવનની સંસ્થાના કાર્યક્ષેત્રમાં ધાતુના નાણાની શું અસરો પેદા થાય છે. પરંતુ આ ક્ષેત્રની બહાર, બાકીનું વ્યાપક વિશ્વ, જૂન રીતરિવાજોમાં સંતોષપૂર્વક ચાલ્યા કરે છે. વિશ્વબજારોમાં સોનું-રૂપું **વિશ્વનું નાણું** ચાલુ રહે છે, જે ખરીદી અને ચુકવણીનું સામાન્ય ચલણ છે, મિલકતની નિરપેક્ષ સામાજિક આંકણી. અને કીમતી ધાતુની આ મિલકત આર્થિક સમૂહ સંસ્થાના વ્યક્તિગત સભ્યોમાં સંઘરાખોરી કરવાનો, શ્રીમંત બનવાનો, વ્યાજખોરી ચલાવવાનો, નવો હેતુ પેદા કરે છે; સંસ્થા સાથે અને તેના સીમાડા બહાર સ્વતંત્ર રીતે તથા મુક્તપણે કાવાદાવા કરવાનો અને પોતે જમા કરેલ મિલકતને વિશ્વબજારમાં મૂકવાનો હેતુ. પરિચલનના માધ્યમમાં વ્યાજખોરો વેપારીઓમાં, વિશ્વ-નાણાના ચલણના માધ્યમના સંચાલકો અને બૅંકરોમાં, પલટાઈ જાય છે, અને એ રીતે ઉત્પાદનના અંકુશધારીઓ બને છે, જોકે હજુ ઘણાં વર્ષો સુધી આ નાણું અને મિલકત આર્થિક સમૂહજીવનની સંસ્થાને નામે નોંધાયેલાં રહે છે. અને એ રીતે બૅંકરોના રૂપમાં સંઘરાખોરો અને વ્યાજખોરો આર્થિક તથા વેપારી સંસ્થાઓના માલિક પણ બને છે. ખરેખર, અન્ય સમાજવાદીઓના

"ધૂંધળા વિચારો" કરતાં હેર ડ્યૂરિંગની "સમાજપરાયણ" સંસ્થાઓનો વિચાર વધુ મૂળભૂત રીતે અલગ તરી આવે છે. જો તે ભવિષ્યે કદી પણ રચાય અને ચાલુ રહે તો ઉચ્ચ મૂડીનું પુનઃસર્જન થશે કે જેના વર્ચસ્વ નીચે અને જેના નાણાકીય લાભ માટે તે બહાદુરીપૂર્વક કામ કરશે. મિલકતના સંઘરાખોરોની મુક્તિની એકમાત્ર આશા વિશ્વનાણાની સહાયના આધારે કે બને એટલી ઝડપથી આર્થિક સમૂહજીવનની સંસ્થાથી દૂર નાસી જવામાં જ રહેશે.

જર્મનીમાં અગાઉના સમાજવાદી ચિંતન અંગે એટલું બધું વ્યાપક અજ્ઞાન પ્રવર્તે છે કે કોઈ નિર્દોષ યુવક કદાચ અહીં આ મુદ્દા ઉપર દાખલા તરીકે એવો પણ પ્રશ્ન ઉઠાવે કે ઓવેનની શ્રમ-નોંધ પણ કદાચ આવા જ પ્રકારના દૂષણને જન્મ દેશે. જોકે અહીં આપણને આ શ્રમ-નોંધપોથીના મહત્ત્વ સાથે નિસબત નથી છતાં ડ્યૂરિંગની "સર્વાંગી રેખાંકિત વિભાગણી"ની સામે ઓવેનના "અણઘડ, નિર્બળ અને મામૂલી વિચારો"ને સરખાવવા નીચે પ્રમાણે જગ્યા આપવી જોઈએ: પ્રથમ તો, તેની શ્રમ-નોંધના આવા દુરુપયોગ માટે તેમનું રૂપાંતર સાચા નાણામાં કરવું જોઈએ, જ્યારે હેર ડ્યૂરિંગ તેના માત્ર શ્રમ-સર્ટીફીકેટ તરીકેના ઉપયોગ સિવાય બીજી કોઈ પણ રીતે તેના કાર્યની મનાઈ ફરમાવે છે છતાં સાચા નાણાની ધારણા કરે છે ત્યારે. જ્યારે ઓવેનની યોજનામાં સાચે જ દૂષણ હોવું જોઈએ, ડ્યૂરિંગની યોજનામાં માનવીની સંકલ્પશક્તિથી સ્વતંત્ર એવું નાણાનું વ્યાપક રૂપ પ્રવર્તશે; હેર ડ્યૂરિંગ તેની ઉપર પોતાના અજ્ઞાનને કારણે જે દુરુપયોગનું કાર્યક્ષેત્ર લાદે છે તેમ છતાં નાણાનો ખાસ સાચો ઉપયોગ પ્રવર્તશે. બીજું, ઓવેન માટે તો તેની શ્રમ-નોંધ સમાજને પરિપૂર્ણ કરવાનું અને સમાજનાં સાધનોના ઉપયોગને મુક્ત કરવાનું વચગાળાનું રૂપ હતું, અને સાથે સાથે બ્રિટિશ પ્રજા માટે સામ્યવાદ સ્વીકૃત બનાવવા તેણે આમ કરેલું. તેથી જો કોઈ પ્રકારના ગેર ઉપયોગને કારણે સમાજ શ્રમ-નોંધને દૂર કરે તો સમાજે પોતાના લક્ષ્ય તરફ, પોતાના વિકાસની કૂચમાં, એક સંપૂર્ણ કદમ ભર્યું ગણાશે. પરંતુ જો ડ્યૂરિંગની સમૂહજીવન સંસ્થા નાણાને નાબૂદ કરે તો તે એક ઝાટકે તેનું "વિશ્વ ઐતિહાસિક મહત્ત્વ" ખતમ કરે છે, તે પોતાની વિશિષ્ટ સુંદરતાનો અંત આણે છે, ડ્યૂરિંગની આર્થિક સમૂહજીવનની સંસ્થા તરીકેનું અસ્તિત્વ ગુમાવે છે, અને તે ધૂંધળા વિચારોની કક્ષાએ ઊતરી પડે છે, જેમાંથી તેને ઊંચે લાવવા હેર ડ્યૂરિંગે પોતાની અનહદ શ્રમ-શક્તિ અને બુદ્ધિપૂર્વકની કલ્પનાઓનો ઉપયોગ કર્યો છે.*

---

*અહીં નોંધવું જોઈએ કે ઓવેનની શ્રમ-નોંધે તેના સામ્યવાદી સમાજમાં જે ભાગ ભજવ્યો હતો તેનાથી હેર ડ્યૂરિંગ તદ્દન અજાણ છે. તે આ નોંધ

તો પછી તમામ વિચિત્ર ભૂલો અને ગૂંચવાડામાં ડ્યૂરિંગની આર્થિક સંસ્થા જે રીતે ભટકે છે તેનું મૂળ શેમાં છે? માત્ર જે ધુમ્મસ હેર ડ્યૂરિંગના દિમાગમાં મૂલ્ય અને નાણા વિષયક ખ્યાલોને લપેટી લે છે તે તેને છેવટે શ્રમનું મૂલ્ય શોધવા તરફ પ્રયાસ કરવા લઈ જાય છે. પરંતુ આવા ધૂંધળાપણા માટે જર્મનીમાં માત્ર હેર ડ્યૂરિંગનો ઈજારો નથી પણ તેના બીજા ઘણા હરીફો છે, આપણે "એક ક્ષણ માટે આપણો અચકાટ છોડીને આ ગાંઠ ઉકેલશું" જે તેણે અહીં સર્જવાનું કામ કર્યું છે.

રાજકીય અર્થશાસ્ત્ર—એક જ વસ્તુ મૂલ્ય તરીકે ઓળખાય છે અને તે છે ચીજજણસોનું મૂલ્ય. આ જણસો શું છે? વધતે ઓછે અંશે ખાનગી ઉત્પાદકોના અલગ અલગ એકમોમાં પેદા થયેલી ચીજો, તેથી તે ખાનગી માલસામાન પહેલાં તો બને છે. આ ખાનગી માલ ત્યારે જ જણસો બને છે કે જ્યારે તેનું ઉત્પાદન તેના ઉત્પાદકોના ઉપભોગ માટે નહિ પણ બીજાઓની વપરાશ માટે, એટલે કે સામાજિક વપરાશ માટે, થાય છે. તેનો સામાજિક ઉપભોગ વિનિમય મારફત થાય છે. તેથી ખાનગી ઉત્પાદકો સામાજિક રીતે આંતરિક રીતે સંકળાયેલા છે, તેમનો જ સમાજ બને છે. તેમની પેદાશ, જોકે તે દરેક વ્યક્તિની ખાનગી પેદાશ છે, તે સાથે સાથે કોઈ ઈરાદા વિના તેમ જ અનાયાસે જ સામાજિક પેદાશ બને છે. તો પછી આ ખાનગી ચીજોનું સામાજિક સ્વરૂપ કઈ રીતે અને શેમાં રહેલું છે? દેખીતી રીતે તે બે વિશિષ્ટતાઓમાં રહેલું છે: પ્રથમ તો તે બધી કંઈ ને કંઈ માનવીય જરૂરતને સંતોષે છે, ફક્ત ઉત્પાદકો માટે જ નહિ પરંતુ બજારો માટે તેનું ઉપયોગ-મૂલ્ય છે; બીજું, જોકે તે ઘણા અલગ અલગ પ્રકારના માનવીય શ્રમની પેદાશો હોવા છતાં સામાન્ય માનવીય શ્રમની પેદાશો છે. બીજા લોકો માટે પણ તેનું ઉપયોગ-મૂલ્ય છે ત્યાં સુધી તે સામાન્ય રીતે વિનિમયમાં પ્રવેશી શકે છે; વળી સામાન્ય માનવીય શ્રમ, માનવીય શ્રમ-શક્તિનો સાદો વ્યય, તે બધી ચીજોમાં મૂર્ત થયેલો હોવાથી, તેની આપસમાં સરખામણી વિનિમય દરમિયાન થઈ શકે છે, સમાન છે કે અસમાન તે ધારી શકાય છે, દરેકમાં શ્રમની જેટલી માત્રા મૂર્ત થઈ હોય તે

---

વિષે સાર્જન્ટ મારફત જાણવા મળ્યું છે, અને તે પણ શ્રમ વિનિમય બજારોમાં[157] એ નોંધની ભૂમિકા પૂરતું જ, અને એ બજારો બેશક નિષ્ફળ ગયેલી કારણ કે તેમાં શ્રમના સીધા વિનિમય મારફત હયાત સમાજમાંથી સામ્યવાદી સમાજમાં જવાના પ્રયત્નો અંકિત હતા. **(એંગેલ્સની નોંધ.)**

દૃષ્ટિએ તુલના કરી શકાય છે. વ્યક્તિગત રીતે પેદા કરેલી બે સમાન ચીજોમાં, સામાજિક સંજોગો સમાન હોવાથી, અસમાન શ્રમની માત્રા હોઈ શકે, પણ તેમાં હંમેશાં સામાન્ય માનવીય શ્રમની સમાન માત્રા હોય છે. એક કુશળ કારીગર જેટલા સમયમાં ઘોડાની દસ નાળ બનાવે છે એટલા જ સમયમાં અકુશળ કામદાર પાંચ બનાવી શકે છે. પણ સમાજ કોઈ વ્યક્તિની આકસ્મિક અકુશળતામાંથી વસ્તુનું મૂલ્ય નથી ઠરાવતો; તે તો સરેરાશ કુશળતાની માત્રા અમુક સમય માટે તેમાં મૂર્ત થયેલી હોય તેને સામાન્ય માનવીય શ્રમ તરીકે લે છે. તેથી વિનિમયમાં, સમાન સમયમાં બનાવેલી પાંચ નાળમાંથી એકનું મૂલ્ય દસ નાળમાંથી એકના મૂલ્ય કરતાં વધી જતું નથી. વ્યક્તિગત શ્રમમાં માત્ર સામાજિક રીતે જરૂરી એવો સામાન્ય માનવીય શ્રમ ગણાય છે.

તેથી જ્યારે હું કહું છું કે એક જાણસનું અમુક મૂલ્ય છે, ત્યારે હું કહું છું કે (૧) તે સામાજિક રીતે ઉપયોગી ચીજ છે; (૨) તેનું ઉત્પાદન ખાનગી ઉત્પાદકે ખાનગી હિસાબે કરેલું છે, (૩) જોકે તે વ્યક્તિગત શ્રમની પેદાશ છે છતાં સાથોસાથ તે અજાગૃત રીતે અને અનાયાસે સામાજિક શ્રમની અને સામાજિક રીતના વિનિમયની પેદાશ છે; (૪) તેની માત્રા શ્રમમાં જ, આટલા ને આટલા શ્રમ કલાકોની રીતે, હું ગણતો નથી પણ **બીજી જાણસમાં ગણું છું**. તેથી જો હું એમ કહું કે આ ઘડિયાળની કિંમત પેલા કાપડના ટુકડા જેટલી છે અને તે દરેકની કિંમત ૫૦ શિલિંગ જેટલી છે, ત્યારે તેનો એ અર્થ કે ઘડિયાળ, કાપડ અને નાણામાં સામાજિક શ્રમની સમાન માત્રાનો ઉપયોગ થયો છે. તેથી હું એવી ખાતરી આપું છું કે તેમાં વ્યક્ત થતો સામાજિક શ્રમ-સમય સામાજિક રીતે માપેલો છે અને સમાન જણાયો છે. પણ સીધી રીતે, નિરપેક્ષ રીતે નહિ, કારણ કે શ્રમ-સમયનું માપ સામાન્ય રીતે શ્રમ-કલાકો અથવા શ્રમ-દિનો વગેરેમાં થાય છે, પણ ગોળગોળ રીતે, પરોક્ષ રીતે, વિનિમયના માધ્યમ વડે. તેથી હું શ્રમ-સમયની ચોક્કસ માત્રાને શ્રમ-કલાકોમાં—કેટલા કલાકો તેમાં ગયા હશે તેનાથી હું અજાણ જ રહું છું—મૂકતો નથી, પણ ફક્ત ગોળગોળ રીતે, પરોક્ષ રીતે, બીજી જણસની રીતે કે જેમાં સમાન માત્રાનો સામાજિક શ્રમ-સમય મૂર્ત થયો હશે. તે ઘડિયાળની કિંમત કાપડના એક ટુકડા જેટલી છે.

પરંતુ ચીજજણસોનું ઉત્પાદન અને વિનિમય તેમની ઉપર મંડાયેલા સમાજને આવી ગોળગોળ રીત અજમાવવાની ફરજ પડે છે પરંતુ સાથે સાથે જ એ ગોળગોળ રીતને બને એટલી ટૂંકી બનાવવાની ફરજ પણ પાડે છે.

જણસોના સામાન્ય સમૂહમાંથી તેઓ એક સર્વોપરી જણસને અલગ પાડે છે કે જેમાં બીજી જણસોનું મૂલ્ય હંમેશ માટે આંકી શકાય, એક જણસ કે જે સામાજિક શ્રમનું સીધું મૂર્ત રૂપ હોય અને તેથી તેની સીધી અને બિનશરતી રીતે અન્ય તમામ જણસો જોડે વિનિમય કરી શકાય — નાણું. મૂલ્યના વિચારના ગર્ભમાં નાણું રહેલું જ છે, તે વિકસેલા રૂપનું મૂલ્ય જ છે. પરંતુ જ્યારે જણસોનું મૂલ્ય, ખુદ જણસો કરતાં જુદી રીતે, નાણામાં સ્વતંત્ર અસ્તિત્વ ધારણ કરે છે, ત્યારે સમાજ કે જે જણસોનું ઉત્પાદન અને વિનિમય કરે છે — તેમાં એક નવી બાજુ ઉમેરાય છે, નવા સામાજિક કાર્ય અને અસરોની બાજુ. હાલની ક્ષણે આ મુદ્દાનો માત્ર ઉલ્લેખ તેમાં ઊંડે ઊતર્યા વિના આપણે અહીં કરીએ છીએ.

જણસોના ઉત્પાદનનું રાજકીય અર્થશાસ્ત્ર માત્ર એક જ એવું વિજ્ઞાન નથી કે જેને કેવળ પરોક્ષ રીતે દેખાતી બાજુઓ સાથે કામ લેવાનું હોય. ભૌતિકવિજ્ઞાનની બાબતમાં પણ તેવું જ છે, જેમાં આપણે એ નથી જાણતા કે અમુક વાયુના જથ્થામાં કેટલા વાયુ આણુઓ અલગ અલગ જમા થયેલા હશે, જેનું દબાણ અને ઉષ્ણતામાન આપેલું હોય છતાં. પણ આપણે જાણીએ છીએ કે જેટલી હદે બોયલનો નિયમ સાચો છે ત્યાં સુધી કોઈ પણ વાયુના જથ્થામાં સમાન દબાણ અને ઉષ્ણતામાન ધરાવતા બીજા કોઈ વાયુના સમાન જથ્થાના જેટલા જ આણુઓ હોય છે. તેથી આપણે ઘણા વિવિધ પ્રકારના વાયુઓના જુદા જુદા સંજોગોમાં નિરનિરાળા જથ્થાઓમાં આણુઓની માત્રા કેટલી છે તેની સરખામણી કરી શકીએ છીએ, અને જો આપણે એક એકમ તરીકે એક લીટર વાયુને શૂન્ય ડીગ્રી સેંટીગ્રેડના ઉષ્ણતામાને તથા ૭૬૦ મીલીમીટર દબાણે લઈએ તો ઉપરોક્ત આણુઓનું માપ આ એકમ વડે બાંધી શકીએ છીએ. રસાયણવિજ્ઞાનમાં જુદાં જુદાં તત્ત્વોના નિરપેક્ષ પરમાણુ ભાર આપણી જાણ બહાર છે. જેટલા પ્રમાણમાં આપણે તેના અન્યોન્ય સંબંધો જાણીએ છીએ એટલા પ્રમાણમાં સાપેક્ષ રીતે એ પણ જાણીએ છીએ. તેથી જેમ જણસોનું ઉત્પાદન અને તેનું અર્થશાસ્ત્ર જુદી જુદી જણસોમાં મૂર્ત થયેલા શ્રમની માત્રા વિશે અજાણ હોવા છતાં તેમના સાપેક્ષ તત્ત્વના આધારે એ જણસોની સરખામણી કરીને તેમની સાપેક્ષ અભિવ્યક્તિઓને જાણી લે છે, એવી જ રીતે રસાયણવિજ્ઞાન પરમાણુ ભાર વિશે અજાણ હોવા છતાં જુદાં જુદાં તત્ત્વોના પરમાણુ ભારના આધારે તેમની સરખામણી કરીને અને એક તત્ત્વના પરમાણુ ભારને કોઈ બીજા તત્ત્વના (સલ્ફર, ઑક્સિજન, હાઇડ્રોજન) ગુણિતો અથવા

અંશોમાં વ્યક્ત કરીને એ અજ્ઞાત પરમાણુ ભારોના પરિમાણની એક સાપેક્ષ અભિવ્યક્તિ જાણ લે છે. અને જેમ ચીજોનું ઉત્પાદન સોનાને નિરપેક્ષ ચીજની કક્ષાએ મૂકે છે અને તમામ ચીજોના સામાન્ય સમ-મૂલ્ય તથા સમગ્ર મૂલ્યના માપ તરીકે ગણે છે, તેમ રસાયણવિજ્ઞાન હાઈડ્રોજનને રસાયણોની દુનિયાની નાણા-જણસની કક્ષાએ તેનો પરમાણુ ભાર ૧ ઠરાવીને તથા બીજાં તમામ તત્ત્વોના પરમાણુ ભારોને હાઈડ્રોજનમાં પરિણત કરીને તથા તેમને હાઈડ્રોજનના પરમાણુ ભારનાં ગુણિતોમાં વ્યક્ત કરીને પહોંચાડી દે છે.

પરંતુ ચીજોનું ઉત્પાદન એ સામાજિક ઉત્પાદનનું એકમાત્ર રૂપ નથી. પ્રાચીન ભારતીય સમાજોમાં તેમ જ દક્ષિણ સ્લાવના કૌટુંબિક સમાજોમાં ઉત્પાદિત ચીજોનું રૂપાંતર વેચાણની ચીજોમાં થતું ન હતું. સમાજોના સભ્યો ઉત્પાદન માટે સીધી રીતે સંકળાયેલા હોય છે, કામની વહેંચણી પ્રણાલિકા તથા જરૂરતો પ્રમાણે કરેલી હોય છે અને એ રીતે ઉપયોગ માટે જરૂરી હોય એટલું ઉત્પાદન થાય છે. સીધું સામાજિક ઉત્પાદન અને સીધી વહેંચણી ચીજોના કોઈ પણ જાતના વિનિમયને બકાત રાખે છે, એ જ રીતે ઉત્પાદનનું વેચાણની ચીજોમાં રૂપાંતર (સમાજની અંદર તો ખરું જ) અને પરિણામે **મૂલ્યોમાં** રૂપાંતર થતું નથી.

જે ક્ષણથી સમાજ ઉત્પાદનનાં સાધનોનો કબજો ધારણ કરે છે અને તેનો ઉપયોગ સીધા ઉત્પાદનના સંબંધથી કરે છે, ત્યારથી દરેક વ્યક્તિનો શ્રમ, પછી ભલે તેનાં વિશિષ્ટ ઉપયોગી રૂપો જુદાં જુદાં હોય, સીધી રીતે સામાજિક શ્રમ બને છે. પછી કોઈ ચીજમાં રહેલી સામાજિક શ્રમની માત્રા ગોળગોળ રીતે સ્થાપિત કરવાની જરૂરત રહેતી નથી; રોજિંદો અનુભવ સીધી રીતે દર્શાવે છે કે સરેરાશ કેટલો શ્રમ જરૂરી બન્યો હશે. સમાજ સાદી રીતે એક વરાળ-યંત્રમાં અથવા ઘઉંની એક ગૂણમાં અથવા અમુક જાતના સો વાર કાપડમાં કેટલા શ્રમ-કલાકો મૂર્ત થયા હશે તે ગણી શકે છે. તેથી તેને હજી કદી ખ્યાલ જ ન આવે કે ઉત્પાદિત ચીજોમાં મૂર્ત થયેલા શ્રમની માત્રાઓને, જેની તેને સીધી જાણકારી હશે અને જેના નિરપેક્ષ રાશિઓ એ સમયે તેની જાણમાં હશે તેને, કોઈ ત્રીજી ચીજમાં વ્યક્ત કરવામાં આવે, અને તેમને તેમના પ્રાકૃતિક, પર્યાપ્ત તથા નિરપેક્ષ માપમાં, **કાળમાં**, વ્યક્ત કરવાને બદલે એવા માપમાં વ્યક્ત કરવામાં આવે કે જે વધુમાં સાપેક્ષ, પરિવર્તનશીલ તથા અપર્યાપ્ત માપ છે, જોકે અગાઉ તેનાથી બહેતર માપના અભાવે તેનો ઉપયોગ અનિવાર્ય હતો. એવી જ રીતે જો રસાયણવિજ્ઞાન માટે જુદાં જુદાં તત્ત્વોના પરમાણુ ભારોને નિરપેક્ષ રૂપમાં, તેમના પર્યાપ્ત માપમાં, અર્થાત્ તેમના વાસ્તવિક ભારોના

રૂપમાં, એક ગ્રામના કરોડમા અથવા અબજમા અંશોમાં વ્યક્ત કરવાનું સંભવિત બને તો તેને આડીઅવળી રીતે સાપેક્ષ રૂપમાં હાઈડ્રોજનના પરમાણુ મારફત પરમાણુ ભારોને વ્યક્ત કરવાનો ખ્યાલ પણ કદી ન આવે. તેથી, ઉપર મૂકેલી ધારણાઓ પ્રમાણે, સમાજ ઉત્પાદિત વસ્તુઓનું મૂલ્ય નહિ ઠરાવે. તે એ સાદી હકીકત વ્યક્ત નહિ કરે કે એકસો વાર કાપડના ઉત્પાદનમાં સમજો કે એક હજાર શ્રમ-કલાકોની જરૂરત પડી હતી અને તેથી તેનું મૂલ્ય એક હજાર કલાકના શ્રમના **મૂલ્ય** જેટલું છે. તેમ છતાં સમાજ માટે એ હકીકત જાણવી તદ્દન જરૂરી રહેશે જ કે ઉપભોગની દરેક ચીજમાં કેટલો શ્રમ મૂર્ત થયો છે. તેણે ઉત્પાદનની યોજના ઉત્પાદનનાં સાધનો કે જેમાં શ્રમ-શક્તિનો સમાવેશ થાય છે તે પ્રમાણે બનાવવી પડશે. ઉપભોગની જુદી જુદી ચીજોના ઉત્પાદન માટે જરૂરી શ્રમની માત્રાઓ તથા તે ચીજોને એકબીજી સાથે સરખાવીને તેની જે ઉપયોગી અસરો દેખાય તે છેવટે તો યોજનાને નિશ્ચિત બનાવશે. લોકો સાદી રીતે બહુ ગવાયેલા "મૂલ્યની"* દરમિયાનગીરી વિના વ્યવસ્થા કરી શકશે.

ચીજોના ઉત્પાદનના આર્થિક સંજોગોની અતિ વિસ્તૃત તથા અતિ સામાન્ય અભિવ્યક્તિ મૂલ્યના વિચારમાં રહેલી છે. પરિણામે, આ વિચારમાં માત્ર નાણાનું જ નહિ પણ ચીજોના ઉત્પાદન તથા વિનિમયનાં વિકસિત રૂપોનું બીજ રહેલું છે. ખાનગી રીતે ઉત્પાદિત ચીજોમાં રહેલી સામાજિક શ્રમની માત્રા એટલે મૂલ્ય, એ હકીકત જ આ સામાજિક શ્રમ તથા આ ચીજોમાં રહેલા ખાનગી શ્રમ વચ્ચેનો તફાવત ઊભો કરે છે. તેથી જો ખાનગી ઉત્પાદક ઉત્પાદનની નવી વિકસિત પદ્ધતિ શોધાયા પછી પણ જૂની રીતથી ઉત્પાદન ચાલુ રાખે તો તેને આ તફાવત તાદૃશ્ય દેખાશે. એવું જ પરિણામ ત્યારે આવે છે કે જ્યારે અમુક વર્ગના માલસામાનના કુલ ખાનગી ઉત્પાદકો તેનું એટલા જથ્થામાં ઉત્પાદન કરે છે કે જે સમાજની જરૂરત કરતાં વધારે હોય. ચીજનું મૂલ્ય બીજી ચીજની સરખામણીથી જ ગણાય છે તે હકીકત એ વાતની શક્યતાનો સ્વીકાર કરે છે કે કદાચ એ વિનિમય કદી સંભવશે નહિ અને સાચું

---

*છેક ૧૮૪૪માં મેં કહેલું કે ઉપર જણાવેલ ઉપયોગી અસરો તથા ઉત્પાદનને લગતાં નિર્ણયો લેવામાં શ્રમનો વ્યય, એટલું જ માત્ર, સામ્યવાદી સમાજમાં મૂલ્યના રાજકીય-આર્થિક વિચારમાંથી બચશે. આ વિધાનનું વૈજ્ઞાનિક સત્ય તો માર્ક્સની કૃતિ 'મૂડી' પછી જ પુરવાર થયું. (**એંગેલ્સની નોંધ.**)

મૂલ્ય કદાચ પ્રાપ્ત નહિ જ થાય. છેવટે, જ્યારે વિશિષ્ટ ચીજ, શ્રમ-શક્તિ, બજારમાં દેખાય છે ત્યારે તેનું મૂલ્ય બીજી ચીજોની માફક તેના ઉત્પાદન માટે જરૂરી શ્રમ-સમયની માત્રાથી નક્કી થાય છે. ઉત્પાદિત ચીજોના મૂલ્ય રૂપમાં સમગ્ર મૂડીવાદી ઉત્પાદનનું રૂપ, મૂડીદારો તથા રોજી-કામદારો વચ્ચેનો વિગ્રહ, ઔદ્યોગિક અનામત સેના તથા કટોકટીઓ અંતર્ભૂત હોય છે. તેથી મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિની નાબૂદીની કોશિશ "સાચું મૂલ્ય" સ્થાપીને કરવી એટલે "સાચા" પોપની સ્થાપના કરીને કૅથલિકવાદને નાબૂદ કરવા મથવું, અથવા એવો સમાજ સ્થાપવો કે જેમાં છેવટે ઉત્પાદકો પોતાના ઉત્પાદન ઉપર અંકુશ ધરાવતા હોય, સુસંગત રીતે એવા આર્થિક પ્રવર્ગને જીવનમાં સામેલ કરીને કે જે ઉત્પાદકોને તેમની પેદાશો તરફથી ગુલામીમાં જકડી રાખવાની વધારેમાં વધારે સર્વાંગી અભિવ્યક્તિ છે.

એક વાર ચીજોનું ઉત્પાદન કરતો સમાજ મૂલ્ય રૂપને નાણારૂપમાં વિકસાવે છે એટલે મૂલ્યમાં છુપાયેલા જુદા જુદા બીજાંકુરો પ્રકાશમાં આવે છે. પહેલી અને સૌથી વધારે તાત્ત્વિક અસર જણસ રૂપના સામાન્યીકરણની છે. નાણું એવી વસ્તુઓ ઉપર પણ વેચાણની ચીજનું રૂપ લાદે છે કે જે આજ સુધી ફક્ત સીધી રીતે વપરાશ માટે પેદા થતી હોય, તેને તે વિનિમયમાં ઢસડે છે. એ રીતે ચીજનું રૂપ અને નાણું સામાજિક ઉત્પાદન માટે સીધી રીતે સંઘટિત સમુદાયોના આંતરિક અર્થતંત્રમાં ઘૂસે છે, તે સમૂહજીવનનાં એક પછી એક બંધન તોડે છે અને છેવટે સમાજનું વિસર્જન ખાનગી ઉત્પાદકોમાં કરે છે. પ્રથમ તો, ભારતમાં જોવા મળે છે તેમ, જમીનનું સામૂહિક ખેડાણ વ્યક્તિગત ખેડાણમાં નાણા થકી ફેરવાય છે, પછીના તબક્કામાં તે ખેતીના ક્ષેત્રની સહિયારી માલિકીનો, જેની હજુ પુનઃવહેંચણી થતી હોય છે તેનો, અંત આણે છે અને આખરી વિભાજન લાવે છે (દાખલા તરીકે, મોઝેલના ગ્રામસમાજોમાં, અને હવે તેની શરૂઆત રશિયાના સમાજોમાં પણ થઈ છે), છેવટે, જે કંઈ જંગલ અને ચરાણ સંપત્તિ સહિયારી માલિકી નીચે છે તેનું વિભાજન કરે છે. ઉત્પાદનના વિકાસમાં જે કોઈ અન્ય કારણો ઊભાં થાય છે તે પણ કામ કરે છે, નાણું હંમેશાં પોતાની જોરદાર અસર કરે જ છે. અને "તમામ કાનૂનો તથા વહીવટી નિયમો" છતાં, પોતાની એ જ કુદરતી જરૂરતને લીધે નાણું અનિવાર્ય રીતે ડ્યૂરિંગના આર્થિક સમૂહજીવનની સંસ્થાને પણ તોડશે, જો તેનું અસ્તિત્વ હશે તો.

આપણે ઉપર જોયું કે ('રાજકીય અર્થશાસ્ત્ર') શ્રમના મૂલ્યની વાત કરવી એ ખુદ આંતરવિરોધ છે. કારણ કે અમુક સામાજિક સંબંધોમાં શ્રમ ફક્ત

ચીજોનું જ નહિ પણ મૂલ્યનું ઉત્પાદન કરે છે અને આ મૂલ્યનું માપ શ્રમ થકી થાય છે, શ્રમનું અલગ મૂલ્ય વજનની માફક અલગ વજન કે ઉષ્ણતામાન જેવું બહુ ઓછું હોય છે. પરંતુ તમામ સામાજિક ગૂંચવાડાની એ વિશિષ્ટતા છે કે તે "સાચા મૂલ્ય"ને વાગોળ્યા કરે છે, એવું કલ્પીને કે વર્તમાન સમાજમાં કામદારને પોતાના શ્રમનું પૂરું "મૂલ્ય" મળતું નથી અને સમાજવાદ આનો ઉકેલ લાવશે જ. તેથી પ્રથમ તો શ્રમનું શું મૂલ્ય છે તેની શોધ કરવી જરૂરી છે અને આ કામ શ્રમને માપવાથી, તેના પૂરતા માપથી—સમયથી—નહિ પણ તેની ઊપજથી કરવામાં આવે છે. કામદારને "પોતાના શ્રમનું પૂરું વળતર" મળવું જ જોઈએ [158]. માત્ર શ્રમની ઊપજ નહિ પણ ખુદ શ્રમનો પણ ચીજો સાથે વિનિમય થઈ શકવો જોઈએ, એક કલાકના શ્રમ સામે એક કલાકના શ્રમની ઊપજ. પરંતુ તુરત જ આ ક્રિયામાં "ગંભીર" અડચણ ઊભી થાય છે. **સમગ્ર ઊપજની** વહેંચણી થાય છે. સંગ્રહ કે જે સમાજનું સૌથી અગત્યનું કાર્ય છે તે ખાનગી વ્યક્તિઓના મનપસંદ નિર્ણય ઉપર છોડવામાં આવે છે. વ્યક્તિઓ પોતાના "વળતર"નો ઠીક લાગે તેવો ઉપયોગ કરી શકે છે પરંતુ સમાજ તો જેવો સદ્ધર કે ગરીબ હતો તેવો જ રહે છે. એટલે ભૂતકાળમાં સંચિત થયેલાં ઉત્પાદનનાં સાધનો માત્ર એટલા ખાતર સમાજના હાથમાં કેંદ્રિત થયેલાં છે કે ભવિષ્યમાં સંચિત થનારાં તમામ ઉત્પાદનનાં સાધનો વળી પાછાં વ્યક્તિઓના હાથમાં વહેંચી દેવામાં આવે આ તો ખુદ પોતાના જ આધારોના ભુક્કા ઉડાવી દેવાની, નરી બેહૂદગીમાં સરી પડવાની, વાત છે.

છૂટક શ્રમનો, સક્રિય શ્રમ-શક્તિનો, વિનિમય શ્રમની ઊપજ સાથે થાય છે. તેથી શ્રમ-શક્તિ વેચાણની ચીજ બને છે, તેનો વિનિમય જે ઊપજ સાથે થાય છે તના જેવી જ. પછી આ શ્રમનું મૂલ્ય તેની ઊપજ થકી કોઈ રીતે નિશ્ચિત નથી થતું, પણ તેમાં રહેલા સામાજિક શ્રમથી, વર્તમાન વેતનન. કાનૂનો થકી, નક્કી થાય છે.

પણ આપણને કહેવામાં આવે છે કે આવું તો નથી જ. છૂટક શ્રમનો, શ્રમ-શક્તિનો, વિનિમય તેની પૂરી ઊપજ સાથે થઈ શકવી જોઈએ. એટલે કે, તેના **મૂલ્ય** થકી નહિ પણ તેના **ઉપયોગ-મૂલ્ય** થકી થવી જોઈએ; તમામ ચીજોમાં મૂલ્યનો નિયમ લાગુ કરવો જોઈએ પણ શ્રમ-શક્તિને લાગેવળગે છે ત્યાં સુધી તેને રદબાતલ કરી નાખવો જોઈએ. આ છે "શ્રમના મૂલ્ય"ની પાછળ રહેલો સ્વયં-વિનાશ સર્જતો ગૂંચવાડો.

"સમાન મૂલ્યાંકનના સિદ્ધાંતથી શ્રમ સાથે શ્રમના વિનિમય", તેનો કોઈ અર્થ થતો હોય તો, એટલે કે સમાન સામાજિક શ્રમની ઊપજની અરસપરસ વિનિમેયતા, અને એ કારણે મૂલ્યનો નિયમ, ચોક્કસ રૂપે ચીજોના ઉત્પાદનનો, અને તેથી તેના ઉચ્ચતમ રૂપમાં મૂડીવાદી ઉત્પાદનનો, મૂળભૂત નિયમ છે. વર્તમાન સમયે ખાનગી ઉત્પાદકોના સમાજમાં જે રીતે આર્થિક નિયમોનો અમલ દેખાય છે તે જ રીતે તેનો અમલ થાય છે: વસ્તુઓ અને સંબંધોમાં પ્રવર્તતો આંધળો કુદરતી નિયમ જે ઉત્પાદકોની ઇચ્છા કે કાર્યથી સ્વતંત્ર છે. આ નિયમ પોતાના આર્થિક સમૂહજીવનની સંસ્થાના નિયમ તરીકે ઊંચે ચડાવીને અને એવી માંગ કરીને કે આ સંસ્થાઓએ તેનો જાગૃત રીતે અમલ કરવો જોઈએ, હેર ડ્યૂરિંગ વર્તમાન સમાજના મૂળભૂત નિયમનું પોતાના કાલ્પનિક સમાજના નિયમ તરીકે રૂપાંતર કરે છે. તેને વર્તમાન સમાજ જોઈએ છે પણ તેનાં દૂષણો વિના. આમાં તે પ્રુધોં જેવું જ વલણ લે છે. પ્રુધોંની માફક તે પણ મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિમાં ચીજોના ઉત્પાદનથી જે દૂષણો સર્જાય છે તેની નાબૂદી ચાહે છે, પણ આ દૂષણો જે નિયમથી સર્જાયાં છે તેને ચાલુ રાખીને. પ્રુધોંની માફક જ તે મૂલ્યના નિયમનાં સાચા પરિણામોની નાબૂદી તરંગી પરિણામોથી કરવા માગે છે.

આપણો આધુનિક ડોન કિહોટે પોતાના ઉમદા ઘોડા રોસીનાન્ત ઉપર, "ન્યાયના સાર્વત્રિક સિદ્ધાંત" ઉપર, સવાર થઈને મામ્બ્રીનોનો ટોપો, "શ્રમનું મૂલ્ય", જીતી લાવવાની બહાદુરી કરી દાખવવા નીકળી પડયો છે, તેનો વીર સાંચો પાન્ઝા, આબ્રાહામ એન્સ, પણ તેને પગલે જઈ રહ્યો છે, પરંતુ અમને બીક છે, ભારે મોટી બીક છે, કે તે જાણીતું હજામનું ડબલું જ લઈને પાછો ઘેર પહોંચવાનો છે.[159]

## ૫. રાજ્ય, કુટુંબ, શિક્ષણ

છેલ્લા બે પ્રકરણોમાં આપણે હેર ડ્યૂરિંગની "નૂતન સમાજપરાયણ પદ્ધતિ"નો આર્થિક સંદર્ભ લગભગ પૂરો કર્યો છે. આપણે હવે બાકી રહેતો એક જ મુદ્દો ઉમેરીએ કે તેમની "ઐતિહાસિક મોજણીનો સાર્વત્રિક વ્યાપ" તેમને પોતાનાં ખાસ હિતોનું, ઉપર ઉલ્લેખ કરેલો છે તે સાધારણ વધારાના ઉપભોગ ઉપરાંત હિતોનું, રક્ષણ કરતાં રોકતો નથી. એ સમાજપરાયણ પદ્ધતિમાં શ્રમનું જૂનું વિભાજન અસ્તિત્વ ધરાવે જ છે તેથી આર્થિક સમૂહજીવનની સંસ્થાએ સ્થપતિઓ અને સામાન ઊંચકનારા મજૂરો જ નહિ પણ ધંધાદારી લેખકોને ગણતરીમાં લેવા પડશે, પછી પ્રશ્ન ઊભો થશે કે આ લેખકોના અધિકારોનું શું કરવાનું છે. બીજા કોઈ પ્રશ્ન કરતાં આ સમસ્યા ઉપર હેર ડ્યૂરિંગનું લક્ષ વધુ ખેંચાયેલું છે.

દાખલા તરીકે, દરેક ઠેકાણે લુઈ બ્લાં અને પ્રુધોંના સંબંધમાં વાચક લેખકોના અધિકારોના પ્રશ્ને ભટકાય છે, છેવટે તે પ્રશ્નને "સમાજપરાયણ વ્યવસ્થાના સ્વર્ગ નીચે સલામતાથી મૂકવામાં આવે ત્યાં સુધી. હેર ડ્યૂરિંગ પોતાની કૃતિ 'અભ્યાસક્રમ'નાં પૂરાં નવ પૃષ્ઠોમાં ભેદી "શ્રમના વળતર"ના રૂપમાં આ પ્રશ્ન ચર્ચે છે. તેમાં એ બતાવ્યું નથી કે સાધારણ વધારાના ઉપભોગનો સમાવેશ થાય છે કે નહિ. સમાજની કુદરતી પદ્ધતિમાં ચાંચડની શું સ્થિતિ હોય છે તે વિષે એક પ્રકરણ હોત તો વધુ યોગ્ય અને ઓછું કંટાળાજનક બનત.

તેની કૃતિ 'તત્ત્વજ્ઞાન'માં ભાવિ સમાજનું વિસ્તૃત બયાન કરવામાં આવ્યું. જોકે હેર ડ્યૂરિંગના "એકમાત્ર મહત્ત્વના પુરોગામી" રુસોએ પૂરતો ઊંડો પાયો નાખ્યો નહોતો, પરંતુ રુસોનો વધુ વેધક અનુગામી હવે રુસો ઉપર સંપૂર્ણ પાણીઢોળ કરીને હેગેલની અધિકાર વિષેની તત્ત્વજ્ઞાનની વાતના અવશેષો

તેમાં મિશ્ર કરીને તેનો પણ ગોટાળો કરે છે અને તેની ઉપર પાણી ફેરવે છે. "વ્યક્તિની સર્વોપરીતા" ડ્યૂરિંગના ભાવિ રાજ્યનો પાયો બને છે, બહુમતિના શાસનથી તેનું દમન કરવાનું નથી પણ તેમાં જ તેનો આવિર્ભાવ જોવાનો છે. આ કઈ રીતે કામ કરે છે? સાદી વાત છે.

"એક વ્યક્તિ અને બધી દિશાઓમાં બીજી દરેક વ્યક્તિ કરારોની જો આપણે પૂર્વધારણા કરીએ અને આ કરારનો હેતુ અન્યાયી આક્રમણો સામે અરસપરસનો સહકાર મેળવવાનો હોય તો અધિકારની જાળવણી માટેની સત્તા મજબૂત બને છે, અને એ અધિકાર વ્યક્તિ સામેની ઘણાબધા લોકોની ચડિયાતી શક્તિમાંથી બાદ થતો નથી કે બહુમતિ સામે લઘુમતિનો અધિકાર ભૂંસાતો નથી".

તદ્દન અભેદ્ય અડચણો સામે વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનના ખીચડાની આ જીવંત શક્તિ આ રીતે સહેલાઈથી માર્ગ કાઢે છે; અને વાચક જો વિચારે કે આ બધું જાણ્યા પછી તેનામાં કોઈ વિશેષ ડહાપણ નથી આવ્યું તો હેર ડ્યૂરિંગ જવાબ આપે છે કે વાચકે આ વાતને એટલી સાદી ન માનવી જોઈએ. કારણ કે

"સામૂહિક ઈચ્છા કેવો ભાગ ભજવશે તે વિષેની કલ્પનામાં **મામૂલી ભૂલ** થાય તોપણ વ્યક્તિની સર્વોપરીતાનો **નાશ થશે**, અને આ સર્વોપરીતા જ એવી ચીજ" (!) "છે જે સાચા અધિકારોના તારણનું વાહન છે (!)"

હેર ડ્યૂરિંગ પોતાનાં વાચકોની ઠેકડી ઉડાડે છે ત્યારે તેમની લાયકાત પ્રમાણે જ વર્તે છે. તેણે વધુ હાંસી ઉડાવી હોત તોયે ચાલત, વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓના ધ્યાનમાં એ વાત ન જ આવત.

હવે વ્યક્તિની સર્વોપરીતા નીચેનાં તત્ત્વોથી બનેલી છે—

"વ્યક્તિ રાજ્યના **પૂરા દબાણને** આધીન હોય છે"; આ દબાણને તો જ વાજબી ઠરાવી શકાય જો તેનાથી "કુદરતી ન્યાયની સેવા" થતી હોય. આ ઉદ્દેશથી "ધારાકીય અને ન્યાયની સત્તા" કામ કરશે, જે સમાજના હાથમાં રહેશે; સંરક્ષણ માટે જોડાણો પણ થશે જે "સંરક્ષણ માટે લશ્કરમાં સંયુક્ત પગલામાં અથવા આંતરિક સલામતીની જાળવણીના કાર્યવાહક વિભાગમાં વ્યક્ત થશે."

—એટલે કે, તેમાં લશ્કર, પોલીસ, અને લશ્કરી પોલીસ પણ હશે. હેર ડ્યૂરિંગે ઘણી વાર બતાવી આપ્યું જ છે કે તે એક સારો પ્રશિયન છે; હવે તે અહીં આદર્શ પ્રશિયન ઉમરાવ પણ હોવાનું સાબિત કરે છે, એવો ઉમરાવ કે જેના વિષે મરહૂમ પ્રધાન ફોન રોખોવે કહેલું કે જે "પોતાના લશ્કરી પોલીસને પોતાની છાતીમાં જ છુપાવી રાખે છે." તેમ છતાં, ભાવિનો આ લશ્કરી પોલીસ આજના પોલીસ ડાકુઓ કરતાં ઓછો ભયંકર હશે. સર્વોપરી વ્યક્તિને તેના હાથથી કોઈ પણ રીતે જે સહન કરવું પડશે તેમ છતાં **એક આશ્વાસન** તો રહેશે જ:

> "તેના પ્રત્યે ન્યાય કે અન્યાય જે કંઈ સંજોગો અનુસાર મુક્ત સમાજ થકી આચરવામાં આવશે તે **કુદરતી સ્થિતિ** મારફત જે આચરાશે તેના કરતાં વધુ **ખરાબ** નહિ જ હોય"!

અને પછી, કાયમ વચ્ચે આવતા લેખકોના અધિકારો વિષે હેર ડ્યૂરિંગ આપણને પોતાના ભાવિ વિશ્વની વાત કરીને ખાતરી આપે છે કે

> "અલબત્ત, તમામ લોકો માટે તદ્દન રીતે મુક્ત વકીલાતની વ્યવસ્થા હશે જ."

"આજે જે પ્રકારના મુક્ત સમાજની કલ્પના" કરવામાં આવે છે તે ધીરે ધીરે વધુ ને વધુ મિશ્ર પ્રકારનો બનતો જાય છે. સ્થપતિઓ, મજૂરો, ધંધાદારી લેખકો, લશ્કરી પોલીસ, અને હવે વકીલો પણ! આ "ધીરગંભીર અને આલોચનાત્મક ચિંતન" તેમ જ જુદા જુદા ધર્મોનાં જુદાં જુદાં સ્વર્ગો કે જેમાં શ્રદ્ધાળુ લોકો ધરતી ઉપર પોતાના ઊતરેલા પસીનાને જુદા જ રૂપમાં નિહાળે છે તે બે વટાણા જેવું જ છે. અને હેર ડ્યૂરિંગ એવા રાજ્યના નાગરિક છે કે જેમાં "દરેક વ્યક્તિ પોતાની રીતે સુખી થઈ શકે."[160] તેથી વધુ શું જોઈએ?

પણ આપણે શું જોઈએ છે તે બાબત ગૌણ છે. હેર ડ્યૂરિંગને શું જોઈએ છે એ જ મુખ્ય બાબત છે. અને તે આ બાબતમાં ફ્રેડરિક બીજાથી એટલો જુદો પડે છે કે ડ્યૂરિંગના ભાવિ રાજ્યમાં ચોક્કસ રૂપે દરેક વ્યક્તિ પોતાની રીતે સુખી નહિ જ હોય. આ ભાવિ રાજ્યનું બંધારણ ઠરાવે છે કે

> "મુક્ત સમાજમાં ધાર્મિક પૂજાપાઠ નહિ હોય **કારણ** કે તેનો દરેક સભ્ય એવા આદિમ વહેમથી પર હશે, જેમાં પ્રકૃતિની પાછળ કે ઉપરવટ

કોઈ શક્તિ રહેલી છે જે બલિદાનો અને પૂજાથી રીઝવી શકાય છે એવું તે માનતી હોય. સાચી રીતે કલ્પેલી સમાજીકરણની પદ્ધતિમાં તેથી... તમામ ધાર્મિક જાદુનાં લફરાં **નાશ પામેલાં હશે** અને એટલે તમામ પ્રકારની ધાર્મિક પૂજાનાં મૂળતત્ત્વો હયાત નહિ હોય."

તેથી ધર્મ ઉપર પ્રતિબંધ હશે.

વળી, માનવીના જીવન ઉપર અંકુશ ધરાવનાર બાહ્ય પરિબળોનાં વિચિત્ર પ્રતિબિંબો જે માનવ દિમાગ ઉપર પડે છે તે સિવાય ધર્મનો કોઈ અર્થ થતો નથી, એવું પ્રતિબિંબ કે જેમાં પાર્થિવ પરિબળો અલૌકિક પરિબળોનું રૂપ લે છે. ઈતિહાસના પ્રારંભિક કાળમાં કુદરતનાં પરિબળોનું આમાં પ્રતિબિંબ પડતું હતું, જે જુદી જુદી પ્રજાઓમાં ઉત્ક્રાંતિ થઈને બહુવિધ મૂર્ત રૂપોમાં દેખાયું. ભારતીય યુરોપિયન પ્રજાઓમાંના દાખલામાં દંતકથાની આ પ્રાચીન પ્રક્રિયાનું મૂળ ભારતના વેદકાળમાં છે અને તેની આગળની ઉત્ક્રાંતિનું નિરૂપણ ભારતીય, ઈરાની, ગ્રીક, રોમન, તથા જર્મન ઈતિહાસમાં જોવા મળે છે, અને વર્તમાન સામગ્રી ઉપરથી કહી શકાય કે કેલ્ટસ, લિથુઆનિયન અને સ્લાવ પ્રજાઓમાં જોવા મળે છે. પરંતુ પ્રકૃતિનાં આ પરિબળોની સાથે સાથે સામાજિક પરિબળો સક્રિય થાય છે તેને લાંબો સમય ન લાગ્યો, જે પરિબળો માનવી સમક્ષ એટલાં જ પરાયાં અને શરૂમાં તો અગમ્ય હતાં, જેનું પ્રભુત્વ પ્રકૃતિના પરિબળો જેટલું જ સામાજિક જરૂરતવાળું હતું. જે વિચિત્ર આકૃતિઓ શરૂમાં પ્રકૃતિનાં ભેદી પરિબળોના પ્રતિબિંબ તરીકે હતી તે હવે સામાજિક ગુણો ધરાવે છે, તે ઈતિહાસનાં પરિબળોના પ્રતિનિધિરૂપ બહાર આવ્યાં.* ઉત્ક્રાંતિના એથી આગળના તબક્કામાં સંખ્યાબંધ દેવતાઓના તમામ પ્રાકૃતિક અને સામાજિક

---

* દૈવી બળોએ આગળ ઉપર ધારણ કરેલ આ બેવડું રૂપ પુરાણકથાઓમાં વ્યાપક ગૂંચવાડાનું કારણ બને છે, આ કારણને પુરાણકથાઓમાં ધ્યાનમાં નથી લેવામાં આવ્યું કારણ કે તેઓ માત્ર પ્રકૃતિનાં પરિબળોનાં પ્રતિબિંબના રૂપને જ જુએ છે. આ રીતે અમુક જર્મન કબીલાઓમાં યુદ્ધનો દેવતા ટીર (જૂનું નોર્ડીક) અથવા ઝીઓ કહેવાય છે અને એટલે તે ગ્રીકના ઝીઓસ અને લૅટિન જ્યુપિટર અથવા દીઉ-પાઈટર જોડે મેળ ખાય છે. બીજા જર્મન કબીલાઓમાં એર અથવા ઈઓર ગ્રીકના એરીસ તથા લૅટિન માર્સને અનુરૂપ છે. (**ઍંગેલ્સની નોંધ.**)

ધર્મનો અંત નિશ્ચિત !

ગુણો **એક જ** મહાશક્તિશાળી દેવમાં રૂપાંતર પામે છે — જે અમૂર્ત માનવીનું પ્રતિબિંબ છે. એકેશ્વરવાદનું આવું હતું મૂળ, જે છેલ્લા ગ્રીક લોકોના અણઘડ તત્ત્વજ્ઞાનની ઐતિહાસિક રીતે છેલ્લી ઊપજ જેવું હતું અને તેનો અવતાર તેમણે યહૂદીઓના રાષ્ટ્રીય દેવતામાં જ જોયો, જેહોવાહમાં. આવા સગવડિયા, હાથવગા અને સાર્વત્રિક રીતે લાગુ કરી શકાય એવા રૂપમાં ધર્મ માનવીનાં કુદરતી તથા સામાજિક બાહ્ય પરિબળોના અંકુશ સાથે પોતાના સંબંધના ભાવનાશાળી રૂપ તરીકે ચાલુ રહી શકે છે. પરંતુ આપણે ફરીફરીને જોયું છે કે હયાત મૂડીવાદી સમાજમાં માનવીઓની ઉપર તેમણે પોતે પેદા કરેલા આર્થિક સંજોગોનું, તેમણે પોતે પેદા કરેલાં ઉત્પાદનનાં સાધનોનું, જાણે કોઈ બહારના પરિબળનું લાગે એવું, વર્ચસ્વ હોય છે. એટલે ધાર્મિક પ્રતિબિંબક પ્રવૃત્તિના આધારનું, અને તેની સાથે ખુદ ધાર્મિક પ્રતિબિંબનનું અસ્તિત્વ ચાલુ જ રહે છે. અને જોકે મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રે આવા બાહ્ય વર્ચસ્વના સામાન્ય સંબંધમાં અમુક રીતે વેધક દૃષ્ટિપાત કર્યો છે, છતાં તેનાથી મૂળભૂત ફેર પડતો નથી. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ સામાન્ય કટોકટીને અટકાવી શકતા નથી તેમ વ્યક્તિગત મૂડીદારોને નુકસાનીમાંથી ચડી ગયેલા દેવા અને દેવાળામાંથી બચાવી શકતા નથી, તેમ તે વ્યક્તિગત કામદારોને બેરોજગારી તથા બરબાદીમાંથી રક્ષણ આપી શકતા નથી. હજુ એ વાત સત્ય જ છે કે માનવી દરખાસ્ત કરે છે અને પરમેશ્વર (એટલે કે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનું બાહ્ય પરિબળ) ઠેકાણે પાડે છે. માત્ર જ્ઞાન ભલે મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રથી ઘણું ઊંડું અને ઘણું વેધક હોય તોપણ સામાજિક પરિબળોને સમાજના વર્ચસ્વ નીચે લાવવા માટે પૂરતું નથી હોતું. તેથી અહીં જરૂરી બને છે સામાજિક **પગલું**. અને જ્યારે આવું પગલું લેવાશે, જ્યારે તમામ ઉત્પાદનનાં સાધનોનો કબજો સમાજ લેશે અને તેનો ઉપયોગ આયોજિત રીતે કરશે, ત્યારે જ તે પોતાને તથા સમાજના તમામ સભ્યોને આ ઉત્પાદનનાં સાધનોએ વર્તમાનમાં લાદેલાં બંધનો જે તેણે જ લાદેલાં છે પણ તેની સામે બાહ્ય પરિબળ તરીકે હાજર થાય છે તેમાંથી મુક્ત કરી શકશે; તેથી જ્યારે માનવી માત્ર દરખાસ્ત નહિ કરે પણ ઠેકાણે પણ પાડી શકશે, ત્યારે જ ધર્મમાં પ્રતિબિંબિત થતું એ છેલ્લું બાહ્ય પરિબળ અદૃશ્ય થશે; અને તેની સાથે ધાર્મિક પ્રતિબિંબ ખુદ અદૃશ્ય થશે, એવા સાદા જ કારણસર કે હવે પ્રતિબિંબ પાડવા જેવું કશું નહિ હોય.

પરંતુ ધર્મ આમ કુદરતી મૃત્યુ મેળવે ત્યાં સુધી હેર ડ્યૂરિંગ રાહ જોઈ શકતો નથી. તે પોતાની વધુ ઊંડાં મૂળની છટાથી આગળ વધે છે. તે બિસ્માર્કથી

આગળ નીકળે છે, તે મે માસના[161] કાનૂનોથીયે વધુ કડક કાનૂંનો ફરમાવે છે, માત્ર કેથલિકવાદ સામે નહિ પણ તમામ ધર્મો સામે; તે તેના ભાવિ લશ્કરી પોલીસોને ધર્મ સામે ઉશ્કેરે છે, અને તેના લાંબા જીવનદાન તથા શહીદીમાં મદદ કરે છે. જ્યાં જોઈએ ત્યાં આપણને તેનો પ્રશિયન સમાજવાદ દેખાય છે.

હેર ડ્યૂરિંગ એવી રીતે આનંદપૂર્વક ધર્મનો નાશ કરે છે ત્યાર પછી

> "પોતાની તથા પ્રકૃતિ ઉપર સઘળો મદાર જેને બાંધવો પડે છે એ માનવી પોતાની સામૂહિક શક્તિના જ્ઞાનથી પરિપકવ થઈને તે તમામ માર્ગો કે જે ઘટના પ્રવાહ તથા પોતાનું જીવન તેની સામે ખોલે છે તેમાં અવરોધ વિના પ્રવેશ કરી શકે છે."

હવે આપણે એ જોઈએ કે પોતાની ઉપર મદાર બાંધવો પડે એવો માનવી કેવા પ્રકારના "ઘટના પ્રવાહ"માં હેર ડ્યૂરિંગની દોરવણી નીચે પ્રવેશ કરે છે.

પ્રથમ ઘટના પ્રવાહ જેનાથી માનવીને પોતાની ઉપર મદાર બાંધવો પડે છે તે છે તેનો જન્મ. પછી

> કુદરતી સગીર વયના ગાળામાં તે "બળકોના કુદરતી શિક્ષક" સમી માતા સાથે બંધાયેલો રહે છે. "આ ગાળો પ્રાચીન રોમન કાનૂન પ્રમાણે યુવાની પ્રાપ્ત કરે ત્યાં સુધી, એટલે કે ચૌદ વર્ષ સુધી ચાલે છે." માત્ર ખરાબ રીતે ઊછરેલાં છોકરાં પોતાની માતાની સત્તાને યોગ્ય માન ન આપે ત્યારે જ તેના ઉપાય માટે પિતાની સહાયનો અને ખાસ કરીને જાહેર શિક્ષણના નિયમોનો આશરો લેવામાં આવશે. માત્ર યુવાનીમાં "પિતાની કુદરતી છત્રછાયા" નીચે તે આધીન બને છે, જો "સાચી બિનહરીફ પિતૃછાયા હોય તો"; નહિતર સમાજ તેના રક્ષકની નિમણૂક કરે છે.

ઉત્પાદનનું રૂપાંતર કર્યા વિના મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિના બદલે સામાજિક પદ્ધતિ ગોઠવવાની કલ્પના જેમ હેર ડ્યૂરિંગે કરી છે, તેમ તે હવે એવી કલ્પના કરે છે કે તેના સમગ્ર રૂપમાં પરિવર્તન લાવ્યા સિવાય આધુનિક મૂડીવાદી યુગમાં કુટુંબને તેના આર્થિક પાયાથી અલગ તારવી લઈ શકાય છે. તેને માટે આ રૂપ એટલું અતૂટ છે કે તે કંઈક "ઉમદા" રીતે પણ "પ્રાચીન રોમન કાનૂન" વડે કાયમ માટે કુટુંબનું સંચાલન કરાવે છે; અને તે કુટુંબની કલ્પના માત્ર "વારસાગત" એકમ તરીકે કરે છે. અહીં તરંગવાદીઓ હેર ડ્યૂરિંગ કરતાં

ઘણા આગળ નીકળી ગયેલા છે. તેઓ માનતા કે યુવક-શિક્ષણનું સમાજીકરણ અને તેની સાથે કુટુંબના સભ્યોના અરસપરસ સંબંધોમાં સાચી મુક્તિનો ઉદય સીધી રીતે માનવીઓનાં મુક્ત જોડાણોમાંથી અને ખાનગી ઘરગથ્થુ કામનું જાહેર ઉદ્યોગમાં રૂપાંતર થવાથી થશે. વળી, માર્ક્સે બતાવ્યું જ છે કે ('મૂડી', પૃ.૫૧૫) "ઘરગથ્થુ ક્ષેત્રની બહાર સ્ત્રીઓ, યુવાનો અને બન્ને જાતિઓનાં બાળકો ઉપર આધુનિક ઉદ્યોગે, ઉત્પાદનની પ્રક્રિયાના સંગઠિત સામાજિક માળખામાં, મહત્ત્વનું સ્થાન આપ્યા પછી તે કુટુંબના વધુ ઉચ્ચ સ્વરૂપ તથા બન્ને જાતિઓ વચ્ચેના સંબંધને માટે નવો આર્થિક પાયો નાખે છે."

> હેર ડ્યૂરિંગ કહે છે કે "સામાજિક સુધારાના દરેક સ્વપ્નદૃષ્ટા પાસે પોતાના નૂતન સામાજિક જીવનને અનુરૂપ કંઈક શિક્ષણશાસ્ત્ર હોય છે".

જો તેના આ વિધાનથી તેનો આપણે ન્યાય કરવાનો હોય તો સામાજિક સુધારાઓના સ્વપ્નદૃષ્ટાઓમાં હેર ડ્યૂરિંગ એક "ખરેખર દાનવ" છે, કારણ કે તેના વિચારોમાં ભાવિની શાળા લેખકોના અધિકારો જેટલું જ સ્થાન ધરાવે છે... અને આ તો ઘણું જ કહેવાય. શાળા અને વિદ્યાપીઠ માટેનો અભ્યાસક્રમ તેની પાસે પૂરો તૈયાર જ છે, માત્ર "હમણાંના ભાવિ" માટે જ નહિ પણ વચગાળાના સમય માટે પણ. પણ તેની છેવટની શાશ્વત સમાજપરાયણ પદ્ધતિમાં બન્ને જાતિઓનાં બાળકોને શું શિક્ષણ અપાશે એટલા પૂરતી આપણે ચર્ચા કરીએ.

> સાર્વત્રિક લોકશાળામાં એવું "બધું જ હશે જે સિદ્ધાંત તથા પોતાની માનવી માટે આકર્ષણ ધરાવતું હોય," અને તેથી ખાસ કરીને "તમામ વિજ્ઞાનોનો પાયો અને મુખ્ય તારણો જેમાં વિશ્વ તથા જિંદગીને સ્પર્શે એવું જ્ઞાન હોય તે તેમાં હશે." પ્રથમ તો, તે ગણિત શીખવશે, એટલું અસરકારક રીતે શીખવશે કે તેમાં સામાન્ય ગણતરી, સરવાળા અને અનુકલન ગણિત સુધીના તમામ મૂળભૂત ખ્યાલો અને પદ્ધતિઓ આવરી લેવાશે."

પણ એનો અર્થ એવો નથી થતો કે આવી શાળામાં કોઈ પણ ખરેખર અનુકલન અથવા અવકલન કર્યા કરશે. ઊલટાનું, તેમાં જે શીખવવામાં આવશે તે સામાન્ય ગણિતનાં તદ્દન નવાં તત્ત્વો કે જેના ગર્ભમાં સામાન્ય પ્રાથમિક અને ઉચ્ચ ગણિત રહેલું હોય તે હશે. અને જોકે હેર ડ્યૂરિંગ બાંયધરી આપે છે કે

તેના દિમાગમાં "પદ્ધતિસર, મુખ્ય રૂપરેખામાં" આ "પાઠ્યપુસ્તકોમાં જે રહેલું હશે" અને જેનો ઉપયોગ "ભાવિની શાળાઓ" કરશે તે વિચારેલું જ છે.

કમનસીબે તે હજુ

આ "સામાન્ય ગણિતનાં તત્ત્વો"ની શોધ કરવામાં સફળ થયો નથી.

અને તે જે પ્રાપ્ત નથી કરી શક્યો તે

"નૂતન સામાજિક વ્યવસ્થાનાં મુક્ત અને વિકસેલાં પરિબળો પાસેથી ખરેખર અપેક્ષિત છે."

પરંતુ જો ભાવિના ગણિતની દ્રાક્ષ ખાટી છે, તો ભાવિ ખગોળવિજ્ઞાન, યંત્ર અને ભૌતિકવિજ્ઞાન ઓછી મુશ્કેલી પેદા કરશે અને તે

"તમામ શિક્ષણનું બીજ બની રહેશે... અને વનસ્પતિ તથા પ્રાણીઓનું વિજ્ઞાન તમામ સિદ્ધાંતો છતાં વર્ણનાત્મક સ્વરૂપનું જ રહ્યું છે... તે હળવા પ્રકારની વાતચીતનો વિષય બની રહેશે."

તો અહીં છે એ સાફ શબ્દોમાં તેની કૃતિ 'તત્ત્વજ્ઞાન'માં પૃ. ૪૧૭ ઉપર. આજ સુધી હેર ડ્યૂરિંગને એવી કોઈ વનસ્પતિ કે પ્રાણીશાસ્ત્રની માહિતી નથી કે જે મુખ્યત્વે વર્ણનાત્મક ન હોય. સમગ્ર જીવ આકૃતિ વિજ્ઞાનના—જેમાં તુલનાત્મક શરીરરચના વિજ્ઞાન, ભ્રૂણ વિજ્ઞાન અને લુપ્ત જીવ વિજ્ઞાન સામેલ છે—નામથી પણ તે અજાણ છે. જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં તદ્દન નવતર વિજ્ઞાનો સર્જાઈ રહ્યાં છે, ડઝનબંધ રીતે, તેની પીઠ પાછળ આવું બની રહ્યું છે અને છતાં તેનો નાદાન આત્મા રાફની કૃતિ 'બાળકો માટે પ્રાકૃતિક ઈતિહાસ' સુધી સીમિત રહીને તેને વિષે કહે છે કે તેમાં "પ્રાકૃતિક વૈજ્ઞાનિક ચિંતનની પદ્ધતિના પ્રખર રીતે આધુનિક શિક્ષણનાં તત્ત્વો" રહેલાં છે, અને જીવાણુઓના જગતનું આ બંધારણ તે સમગ્ર "નજીકના ભાવિ" માટે ફરમાવે છે. અહીં પણ પોતાની ટેવ પ્રમાણે તે રસાયણવિજ્ઞાનને બિલકુલ ભૂલી જાય છે.

શિક્ષણની કલાત્મક બાજુઓ વિષે તો હેર ડ્યૂરિંગે નવેસરથી તેનું ઘડતર કરવું

પડશે. આ હેતુ માટે ભૂતકાળની કવિતા નિરર્થક છે. જ્યાં તમામ ધર્મો ઉપર પ્રતિબંધ મુકાયો હોય ત્યાં એ કહેવાની જરૂર નથી કે આજ સુધી કવિઓ માટે જે વિશિષ્ટતા હતી તે "પુરાણકથાઓ તથા અન્ય ધાર્મિક ગ્રંથો ઉપર સજાવટ" કરવાની છૂટ આ નૂતન શાળામાં નહિ હોય. "કાવ્યમય રહસ્યવાદ પણ, જેવો કે ગેટેના કાવ્યોમાં વિસ્તૃત રીતે જોવા મળે છે", નિંદાને લાયક છે. તેથી હેર ડ્યૂરિંગે આપણા માટે એવા પ્રકારની કાવ્યમય ખૂબીથી કરેલી રચનાઓ પેદા કરવા વિચાર કરવો પડશે કે જે "કલ્પનાના ઉચ્ચ સ્તરના બૌદ્ધિક સંયોજનનો દાવો કરી શકે" અને ખરેખર આદર્શનું પ્રતિનિધિત્વ કરી શકે... જે "જગતની પરિપૂર્ણતા સૂચવતી હોય." તેને માટે તેણે રાહ જોવાની જરૂર નથી. આર્થિક સમૂહ-સંસ્થા જગત ઉપર ત્યારે જ વિજય મેળવી શકશે જ્યારે તે તર્ક જોડે મેળ બેસાડીને તાલબદ્ધ કૂચ કરવા લાગશે.

ભાવિનો કિશોર નાગરિક ભાવિમાં ભાષાવિજ્ઞાનમાં બહુ મુશ્કેલી નહિ અનુભવે.

> "મૃત ભાષાઓ તદ્દન એક બાજુ મુકાશે... પરંતુ વિદેશોનો જીવંત ભાષાઓનું ગૌણ મહત્ત્વ હશે"... રાષ્ટ્રો વચ્ચેના વ્યવહારમાં લોકોની હિલચાલ સંકળાયેલી હોય ત્યારે આ ભાષાઓનો ઉપયોગ સહેલાઈથી અને સાદા રૂપમાં થશે. "ભાષાનો ખરેખર શિક્ષણાત્મક અભ્યાસ" સામાન્ય વ્યાકરણથી અને ખાસ કરીને "પોતાની ભાષાના મૂળતત્ત્વ અને રૂપ"ના અભ્યાસથી થશે.

આધુનિક માનવીની રાષ્ટ્રીય સંકુચિત વૃત્તિ હેર ડ્યૂરિંગ માટે તો અત્યંત વિશ્વવાદી છે. તે આજના વિશ્વને સંકુચિત રાષ્ટ્રીય વૃત્તિમાંથી બહાર નીકળવાની તક આપતાં જગતનાં બે સાધનોથી પણ સમાજને વંચિત રાખવા માગે છે: પ્રાચીન ભાષાઓનું જ્ઞાન, જે છેવટે કંઈ નહિ તો શાસ્ત્રીય શિક્ષણ પામેલા લોકોને માટે વિશાળ સમાન ક્ષિતિજના દ્વાર ખોલે છે; અને આધુનિક ભાષાઓનું જ્ઞાન, માત્ર જેના માધ્યમ વડે જ જુદાં જુદાં રાષ્ટ્રોના લોકો એકબીજાને સમજી શકે અને પોતાના સીમાડા બહાર શું બની રહ્યું છે તેનાથી વાકેફ રહી શકે. ઊલટાનું તેને બદલે માતૃભાષાના વ્યાકરણને ઠીક ઠીક રીતે સમારવાનું રહેશે. "પોતાની ભાષાનું મૂળતત્ત્વ અને રૂપ" તો જ્યારે તેનું મૂળ અને ક્રમશઃ ઉત્ક્રાંતિ જોવામાં આવે ત્યારે જ સમજી શકાય છે, અને આવું કાર્ય પ્રથમ તો તેના મૃત રૂપો તથા બીજું, સગોત્ર ભાષાઓને ગણતરીમાં લીધા સિવાય થઈ

શકે નહિ. પરંતુ આ તો આપણે ફરી એવા ક્ષેત્રમાં આવ્યા કે જેની સદંતર મનાઈ ફરમાવવામાં આવી છે. જો હેર ડ્યૂરિંગ પોતાની વિષય સૂચિમાંથી તમામ આધુનિક વ્યાકરણને ભૂંસી નાખે તો તેના ભાષાવિજ્ઞાનમાં જૂની ઢબના પ્રાવિધિક વ્યાકરણ જે જૂની શાસ્ત્રીય તત્ત્વજ્ઞાનની રીતમાં બંધબેસતું હોય અને જેની એકદમ સામાન્ય કક્ષા અને તરંગીપણું કોઈ પણ ઐતિહાસિક પાયાથી વંચિત હોય એવું જ બાકી રહે છે. જૂના ભાષાવિજ્ઞાન તરફના તેના તિરસ્કારથી તે ઊલટાનો જૂના ભાષાવિજ્ઞાનની સૌથી હલકી ઊપજને ઊંચે ચડાવીને તેને "ભાષાના શિક્ષણાત્મક અભ્યાસનું મધ્ય બિંદુ" બનાવે છે. સ્પષ્ટ છે કે આપણી સમક્ષ અહીં એક એવો ભાષાવિજ્ઞાની છે કે જેણે ઐતિહાસિક ભાષાવિજ્ઞાનના પ્રચંડ વિકાસનો એક શબ્દ પણ સાંભળ્યો નથી, જે વિકાસ છેલ્લા સાઠ વર્ષોમાં થયો છે, અને તે હવે "પ્રખર રીતે આધુનિક એવાં શિક્ષણાત્મક તત્ત્વો" ભાષાવિજ્ઞાનમાંથી શોધે છે, બોપ, ગ્રીમ અને ડીત્સમાંથી નહિ, પણ સ્વર્ગીય સ્મરણીય હેઈઝે અને બેકરમાંથી.

પરંતુ આ બધું છતાં ભાવિનો આ યુવાન નાગરિક "પોતાની ઉપર મદાર" બાંધવાથી ઘણો દૂર છે. એ ધ્યેય હાંસલ કરવા માટે અહીં એવો ઊંડો પાયો નાખવાની તેને જરૂર લાગે છે કે જેના વડે

> "છેલ્લામાં છેલ્લા તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનો આવિષ્કાર", "પાયાને ઊંડો બનાવવાનું કાર્ય, હવે એવું કોઈ પ્રચંડ કાર્ય નહિ રહે", હેર ડ્યૂરિંગે માર્ગ સાફ કર્યો છે તેથી. હકીકતે, "જો કોઈ સામાન્ય રેખાંકિત વિભાગણીની રીતે ગર્વ લઈ શકે એવાં થોડાંક ચુસ્ત વૈજ્ઞાનિક સત્યોમાંને શંકાસ્પદ અને વેદિયા કચરામાંથી વીણી શકે અને માત્ર" હેર ડ્યૂરિંગે પ્રમાણિત કરેલી વાસ્તવિકતાને જ સત્તાવાર તરીકે મંજૂર કરવાનો નિર્ધાર કરે તો આ મૂળભૂત તત્ત્વજ્ઞાન ભાવિની યુવાન પેઢી માટે સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરી શકાય એવું બને. "જે એકદમ સાદી પદ્ધતિથી આપણે અનંતપણાની કલ્પનાને અને તેના મીમાંસકને અત્યાર સુધી અજ્ઞાત મહત્ત્વ તરફ આગળ વધવામાં મદદ કરી તેને મનમાં યાદ કરો... અને પછી તમે લેશમાત્ર એ જોઈ નહિ શકો કે સ્થળ અને કાળની સાર્વત્રિક કલ્પનાઓનાં તત્ત્વો, જેને સાદું રૂપ તેમાં ઊંડા ઊતરવાથી મળ્યું છે, તેને શા માટે મૂળભૂત પ્રાથમિક અભ્યાસમાં મૂકવાં ન જોઈએ... હેર ડ્યૂરિંગના "એકદમ ઊંડાં મૂળવાળા વિચારોએ" નૂતન સમાજની

સાર્વત્રિક શિક્ષણ પ્રથામાં ગૌણ ભાગ ભજવવાનો નથી. પદાર્થની સ્વયંસમાન સ્થિતિ અને અગણિત છતાં ગણેલાં તત્ત્વો માત્ર "માનવીને પોતાના પગ ઉપર ઊભો કરી શકશે એટલું જ નહિ પણ એવી સમજણ પેદા કરશે કે **કહેવાતું પરમ તેના પગ તળે છે**".

આ ભાવિની લોકશાળા, આપણે જોઈ શકીએ છીએ કે, એક પ્રકારની "ઉમદા" પ્રશિયન ગ્રામર સ્કુલ કે જેમાં ગ્રીક અને લૅટિનને સ્થાને વાસ્તવિકતાના તત્ત્વજ્ઞાનનાં તત્ત્વો તથા શુદ્ધ વ્યાવહારિક ગણિતને ગોઠવી શકાય છે, અને જર્મન ભાષાનું શિક્ષણ સ્વર્ગીય સ્મરણીય બેકરની રીત સુધી, એટલે કે ચોથા ધોરણની કક્ષા સુધી, પાછળ ધકેલી શકાય છે. અને હકીકતે, આપણે હવે હેર ડ્યુરિંગનું જે જે વિષયોમાં તેણે હાથ લગાડયો છે તેમાં માત્ર નિશાળિયા જેવું "જ્ઞાન" પ્રદર્શિત કર્યું તે જોયું પછી વાચક એ જોવા "શક્તિમાન નહિ બને" કે શા માટે આપણી પ્રાથમિક સમૂળી "સાફસૂફી" પછી જે કંઈ બચ્યું તે બધું "છેવટે પ્રાથમિક અભ્યાસની કક્ષામાં" ન મુકાવું જોઈએ, કારણ કે વાસ્તવમાં તેનાં તારણોએ આવી કક્ષા કદી છોડી નથી. એ સાચું કે હેર ડ્યૂરિંગે સમાજવાદી સમાજમાં કાર્ય અને શિક્ષણના સંયોજન વિષે કંઈક સાંભળ્યું હશે, જેનો હેતુ સર્વગ્રાહી ટેકનિકલ શિક્ષણ આપવાનો છે તેમ જ વૈજ્ઞાનિક તાલીમનો વ્યવહારુ પાયો સ્થાપવાનો છે; અને પોતાની સમાજપરાયણ પદ્ધતિની મદદ માટે તેની ટેવ પ્રમાણે આમાંથી પણ કેટલુંક તેણે અપનાવ્યું છે. પરંતુ આપણે જોયું કે ડ્યૂરિંગના ભાવિ ઉત્પાદનમાં જૂનું શ્રમ વિભાજન કાયમ ટકી રહેવાનું છે તેથી આ ટેકનિકલ તાલીમનો વ્યવહારુ અમલ ભવિષ્યમાં થઈ શકતો નથી; તેનો હેતુ શાળા પૂરતો મર્યાદિત રહે છે; તેને વ્યાયામ પ્રયોગોને સ્થાને ગોઠવવામાં આવે છે, આ વ્યાયામને આપણો ઊંડાં મૂળવાળો ક્રાંતિકારી તદ્દન ધ્યાન બહાર રાખવા માગે છે. તેથી તે આ માટે થોડાંક જ વાક્યો રજૂ કરી શકે છે. દાખલા તરીકે

"યુવાનો અને વૃદ્ધો ગંભીર અર્થમાં કામ કરશે."

આવું અર્થવિહીન અને શક્તિવિહીન રટણ જ્યારે આપણે તેને 'મૂડી'ના પૃ.૫૦૮થી ૫૧૫ના ફકરાઓ સાથે સરખાવીએ ત્યારે ખરેખર દયાજનક બને છે, જેમાં માર્ક્સ એ વિધાન વિકસાવે છે કે "રોબર્ટ ઓવેને વિસ્તૃત છણાવટ કરી છે તે ફેક્ટરી પદ્ધતિ ફાલેફૂલે છે અને ભાવિના શિક્ષણનું બીજ તેમાં ફૂટે છે, એવું શિક્ષણ કે જે ચોક્કસ ઉંમર ઉપરના દરેક બાળકમાં, ઉત્પાદક શ્રમ અને

વ્યાયામ શિક્ષણનું સંયોજન ઉત્પાદનની કાર્યકુશળતામાં વધારો કરવાની પદ્ધતિ માત્ર નહિ પરંતુ સંપૂર્ણ વિકસિત માનવીઓના સર્જનની પદ્ધતિ તરીકે વિકસશે."

અહીં આપણે ભાવિની એ વિદ્યાપીઠની વાત રહેવા દઈશું કે જ્યાં વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન તમામ જ્ઞાનનું હાર્દ બનશે અને જ્યાં આરોગ્ય શાખાની સાથે સાથે કાનૂનની શાખા સંપૂર્ણ રીતે ફાલશે; આપણે અહીં એ "ખાસ તાલીમ સંસ્થાઓ"ને પણ લેતા નથી કે જેના વિષે માત્ર એટલું જ જાણવા મળ્યું છે કે તે માત્ર "થોડાક વિષયો" પૂરતી જ હશે. આપણે એવું માની લઈએ કે ભાવિનો આ યુવાન નાગરિક તમામ શિક્ષણમાંથી પસાર થઈને છેવટે "પોતાની ઉપર અવલંબન રાખવા" શક્તિમાન બન્યો છે અને પોતાને માટે પત્નીની શોધ કરી શકે છે. આ ક્ષેત્રમાં હેર ડ્યૂરિંગ કેવો ઘટનાક્રમ રજૂ કરે છે?

> "ગુણોના રક્ષણ, સાફસૂફી, મેળવણી અને નવા સર્જનાત્મક વિકાસના પ્રચારના મહત્ત્વની દૃષ્ટિએ માનવીય અને અમાનવીયના આખરી મૂળની પ્રાપ્તિ મોટા ભાગે જાતીય મૈથુન અને પસંદગીથી, તેમ જ અમુક જન્મોનાં પરિણામો માટેની કાળજી અથવા બેદરકારીથી, નક્કી થાય છે. આ ક્ષેત્રમાં આજે જે જડતા અને નિષ્ઠુરતા પ્રવર્તે છે તેનો ન્યાય કરવાનું કામ આપણે હવે પછીના યુગ ઉપર છોડી દઈએ છીએ. તેમ છતાં, આપણે શરૂથી જ એ વાત સ્પષ્ટ કરવી જોઈએ કે પૂર્વગ્રહોના વજન છતાં જન્મોની સંખ્યા કરતાં વધુ મહત્ત્વનું એ છે કે પ્રકૃતિ અથવા માનવીની સંજોગવશાત્ ક્રિયા તેના ગુણોના સર્જનમાં સફળ થાય છે કે નહિ. સાચું કે તમામ કાળમાં અને તમામ કાનૂની પદ્ધતિઓમાં દાનવપણાનો નાશ કરવામાં આવે છે, પરંતુ સામાન્ય માનવી અને તેની વિકૃતિઓ વચ્ચેની માત્રા વિશાળ છે... જે માત્ર ખામી ભર્યું પ્રાણી બનવાનું છે એવા જન્મને અટકાવવાનું વધુ લાભકારક છે."

બીજા ફકરામાં લખ્યું છે કે

> "જેનો જન્મ ન થયો હોય એવા માનવીનું શક્ય એટલું ઉત્તમ સંયોજન થાય એ વિષે તત્ત્વજ્ઞાનના ચિંતનને કોઈ તકલીફ નથી પડતી... આ સંબંધમાં જરૂર પડયે જન્મ અથવા ગર્ભધારણ કરવામાં અટકાયત કરવાનું અથવા અપવાદરૂપ દાખલામાં પસંદગી કરવાનું શક્ય બનવું જોઈએ."

વળી, આગળ ઉપર

"ગ્રીક કલા, આરસમાં માનવ આદર્શનું નિરૂપણ તેનું ઐતિહાસિક મહત્ત્વ જાળવી નહિ શકે જ્યારે ઓછી કલાત્મક અને લાખો માનવીઓના તકદીરની દૃષ્ટિએ માનવ રૂપને માંસ તથા લોહીના વધુ સંપૂર્ણ રૂપમાં સર્જવાનું હાથ ધરવામાં આવશે. કલાનું આ રૂપ માત્ર પથ્થર સાથે કામ લેતું નથી અને તેની કલાત્મકતાનો આધાર મૃત રૂપોના વિચાર ઉપર નથી" — વગેરે...

ફરી વાર આપણા આ ભાવિનો ફાલતો ફૂલતો નાગરિક ધરતી ઉપર પગ મૂકે છે. હેર ડ્યૂરિંગની સહાય વિના તે ચોક્કસ એટલું જાણતો હતો કે લગ્ન એ કોઈ એવી કલા નથી કે જે પથ્થર સાથે અથવા મૃત રૂપના વિચાર સાથે કામ લે છે; પણ હેર ડ્યૂરિંગે તેને વચન આપેલું કે તે પોતાના માટે કુદરતે ખોલેલા ઘટનાક્રમના તમામ માર્ગો ઉપર આક્રમણ કરશે કે જેથી તેને છેવટે કોઈ સ્ત્રી હૃદયની અને તેની સાથે જોડાયેલા શરીરની હમદર્દીની ભાળ મળશે. ના, એવું કંઈ જ નથી, "ઊંડી અને ચુસ્ત નૈતિકતા" તેની સામે ઘૂરકે છે. તેણે પ્રથમ તો જાતીય મૈથુન તથા પસંદગીના ક્ષેત્રમાં આજે પ્રવર્તતી જડતા અને નિષ્ઠુરતાને ફગાવી દેવાનું કામ કરવું જોઈએ, અને નવા જન્મેલા માનવ જગતનું સર્વોત્તમ સંયોજન યાદ રાખવું જોઈએ. તેને આ ગંભીર પળે માંસ અને લોહીની માનવ આકૃતિને પરિપૂર્ણ બનાવવાની છે, સમજો કે ફિડિયાસ બની જવાનું છે. તે આ કાર્ય કઈ રીતે કરે છે? ઉપર ટાંકેલા હેર ડ્યૂરિંગનાં ભેદભર્યાં ઉચ્ચારણો તેને પોતાને પણ આનો અર્થ શું થાય તેનો લેશમાત્ર સંકેત આપતાં નથી જોકે પોતે કહે છે કે તે એક "કલા" છે. શું હેર ડ્યૂરિંગની "દિમાગી આંખમાં, પદ્ધતિસરનું" કોઈ પાઠ્યપુસ્તક આ વિષય ઉપર નજરમાં છે, એવા પ્રકારનું, મહોર મારેલા પરબીડિયામાં, કે જેનાથી જર્મન પુસ્તક ભંડારો આજે ચિકાર ભરેલા છે? ખરેખર, આપણે હવે તેમની સમાજપરાયણ પદ્ધતિના સમાજમાં નથી પરંતુ જાદુઈ વાંસળીના સામ્રાજ્યમાં[162] છીએ, તફાવત માત્ર એટલો કે દિલેર માસોનિક પાદરી ઝારાસ્ટ્રો આપણા ઊંડા અને ચુસ્ત નૈતિકવાદીની સરખામણીમાં ભાગ્યે જ "ગૌણ શ્રેણીના પાદરી" જેવો પણ માંડ દેખાશે. ઝારાસ્ટ્રોએ બે પ્રેમીઓ ઉપર જે પ્રયોગ કરી જોયો હતો તે તો, હેર ડ્યૂરિંગ બે વ્યક્તિઓ "મુક્ત અને નીતિમય લગ્ન"ની સ્થિતિમાં પ્રવેશે

તેને માટે જે ભયંકર અગ્નિપરીક્ષા ઊભી કરે છે તેની સમક્ષ, છોકરાંની રમત માત્ર દેખાશે. તેથી એવું પણ બને કે આપણો "સ્વાવલંબી બનવા સર્જાયેલો" ભાવિનો ટામીનો ખરેખર પરમ તત્ત્વ પર પગ માંડીને ખડો હશે. પણ તેનો એક પગ બીજા કરતાં થોડોક ટૂંકો હશે જેથી વાંકું બોલનારા તેને લંગડો કહેશે. વળી એ વાત પણ શક્ય છે કે તેની પ્રિયતમા ભાવિની પામીના ઉપરોક્ત પરમ તત્ત્વ પર સીધી ટટ્ટાર ઊભી રહી શકતી ન હોય કારણ કે તેનો જમણો ખભો ખોડને લીધે સહેજ ઊંચો હોય અને વાંકું બોલનારા તેને ખૂંધી કહેતા હોય. તો પછી શું થશે? તો શું આપણો એ વધારે ગૂઢ અને કઠોર ઝારાસ્ટ્રો તેમને લોહી અને માંસની માનવ આકૃતિમાં વધારેમાં વધારે સુધારા કરવાની કલાનો અભ્યાસ કરવાની મનાઈ ફરમાવશે? શું તે "ગર્ભધારણ"ના સમયે "નિવારણના ઉદ્દેશે" અથવા "જન્મ"ના વખતે "પસંદગીના ઉદ્દેશે" સાવચેતી રાખશે? એક સામે દસ દાખલામાં ઘટના ઊલટી જ બનશે; પ્રેમી યુગલો ઝારાસ્ટ્રો-ડ્યૂરિંગને છોડી દેશે, તેને જ્યાં ઊભો હોય ત્યાં મૂકીને પોતે લગ્ન નોંધાવવાના કાર્યાલયે દોડી જશે.

પણ થંભો! હેર ડ્યૂરિંગ રુદન કરે છે કે મારા કહેવાનો અર્થ આવો ન હતો. મને ખુલાસાની તક આપો.

> "સમગ્ર જાતીય મૈથુનનો સાચો ઉચ્ચ માનવીય ઉદ્દેશ... જાતીય ઉશ્કેરાટનું માનવીય ઉમદા સ્વરૂપ, જે તેના તીવ્ર અમલમાં **આવેગમય પ્રેમ** બને છે, જ્યારે સામેથી એવો જ આવકાર પામે છે ત્યારે મૈથુનની સર્વોત્તમ બાંયધરી તેના પરિણામમાં સ્વીકાર પામશે. આમાંથી એવું કહી શકાય કે આ મૈથુનમાં કોઈ પણ પ્રકારના દબાણની નુકસાનકારક અસર થાય છે." — વગેરે.

અને આ રીતે આપણી શક્ય એટલી સર્વોત્તમ સમાજપરાયણ દુનિયામાં છેવટે તમામ પ્રશ્નોનું નિરાકરણ સર્વોત્તમ રીતે આવે છે; લંગડો અને ખૂંધી એકબીજાને આવેગમય પ્રેમ કરે છે, અને તેથી તેમના અરસપરસના સંબંધમાં એકરૂપ "બીજી શ્રેણીની અસર"ની સર્વોત્તમ બાંયધરી આપે છે; આ બધું એક નવલકથા જેવું લાગે છે — તેઓ એકબીજાને ચાહે છે, એકબીજાને મેળવે છે, અને અહીં તમામ "ઊંડી અને ચુસ્ત નૈતિકતા" રાબેતા મુજબ બકવાટી બની રહે છે.

વર્તમાન સમાજ ઉપર નીચે મુજબના તેમના તહોમત ઉપરથી હેર ડ્યૂરિંગના નારીજાતિ વિષેના ઉમદા વિચારો જોવા મળે છે:

"એક માનવીના બીજા માનવીને થતા વેચાણના દમન ઉપર રચાયેલા સમાજમાં વેશ્યાગીરીને પુરુષોના લાભમાં ફરજિયાત લગ્નબંધનની કુદરતી પૂર્તિ તરીકે સ્વીકારવામાં આવે છે, અને તે ઘણું સમજી શકાય એવું છે અને તે **ઘણું જ નોંધપાત્ર** પણ છે કે **સ્ત્રીઓ માટે આવું કશું જ બની શકતું નથી.**"

આવી રીતે સ્ત્રીઓ પ્રત્યેની શુભેચ્છા પછી હેર ડ્યૂરિંગને જે આભાર સુલભ બને છે તે મને તો કોઈ પણ કિંમતે ન જ ખપે. પરંતુ શું હેર ડ્યૂરિંગે ઘાઘરા પેન્શન તરીકે ઓળખાતી આવકના પ્રકાર વિષે, જે આજે હવે કોઈ અપવાદરૂપ નથી રહ્યો, કશું નથી સાંભળ્યું? હેર ડ્યૂરિંગ ખુદ એક સમયે છોટો અમલદાર હતો અને તે બર્લિનમાં રહે છે, જ્યાં મારા દિવસોમાં પણ, ૩૬ વર્ષો પહેલાં, લેફ્ટેનન્ટોની વાત તો દૂર રહી પરંતુ છોટો અમલદાર પણ ઘણી વાર ઘાઘરા પેન્શન મેળવનાર સાથે પોતાનો ખેલ બેસાડી દેતો!

---

હવે વાચક આપણા આ વિષયની રજા લેવાની છૂટ આપે, જે ઘણી વખત લૂખો અને નીરસ રહેલો, રમૂજ અને સમાધાનની નોંધ સાથે. જ્યાં સુધી જુદા પ્રશ્નો ઉઠાવેલા તેની સાથે આપણે કામ લેવું પડતું ત્યારે આપણો ચુકાદો વસ્તુલક્ષી અને નિર્વિવાદ હકીકતોથી બંધાયેલો હતો, અને આ હકીકતોને આધારે તે ઘણી વાર જરૂરી રીતે તીક્ષ્ણ અને કડક પણ હતો. હવે જ્યારે તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર અને સમાજપરાયણ પદ્ધતિ આપણી પાછળ રહી ગયાં છે, આપણી સમક્ષ લેખકનું સમગ્ર ચિત્ર છે, જેનું આપણે અગાઉ વિગતવાર મૂલ્યાંકન કરેલું, ત્યારે માનવીય રીતે તેની વિચારણા સપાટી ઉપર આવે છે. આ તબક્કે ઘણી અગમ્ય વૈજ્ઞાનિક ભૂલો અને કલ્પનાઓ પાછળનાં વ્યક્તિગત કારણો તરફ જવાની છૂટ અમને મળવી જોઈએ, અને હેર ડ્યૂરિંગ સામેનો ચુકાદો અમે આ શબ્દોમાં ટૂંકમાં આપીએ છીએ: **આત્મશ્લાઘાના ઉન્માદને કારણે ઉત્પન્ન થયેલી માનસિક અશક્તિ.**

## 'ડ્યૂરિંગ-ખંડન'ની જૂની પ્રસ્તાવના
## દ્વંદ્વવાદ વિષે[163]

નીચેની કૃતિનું મૂળ કોઈ રીતે "આંતરિક પ્રેરણા"ને આભારી નથી. ઊલટાનું, હેર ડ્યૂરિંગની નવીન સમાજવાદી સિદ્ધાંત ઉપર આલોચનાનો પ્રકાશ ફેલાવવાનો જેણે મને ઘણો જ આગ્રહ કરેલો તે મારા મિત્ર લીબ્કનેખ્તે આ માટે જે ભોગ આપ્યો તેના તે સાક્ષી છે. એક વખત આ કામ કરવાનું મેં નક્કી કર્યું એટલે આ સિદ્ધાંત કે જે નૂતન તત્ત્વજ્ઞાનની પદ્ધતિના વ્યવહારુ ફળનું રૂપ હોવાનો દાવો કરે છે તેની, અને એ રીતે તે સમગ્ર પદ્ધતિની, સમીક્ષા કરવા સિવાય બીજો કોઈ વિકલ્પ મારી સામે ન હતો. હેર ડ્યૂરિંગે જે અફાટ વિસ્તારમાં જગતની તરેહવાર બાબતોની, અને બીજી કેટલીક બાબતોની પણ, છણાવટ કરી છે તેમાં બધે તેનું પગેરું કાઢવાની જરૂર હતી. ૧૮૭૭ના આરંભથી લાઈપઝિગના અખબાર 'ફોર્વેર્ત્સ'માં શ્રેણીબદ્ધ લેખો લખેલા અને જે અહીં સંકલિત રીતે રજૂ થયા છે તે આના મૂળમાં રહેલા હતા.

સમગ્ર આત્મશ્લાઘા છતાં બિલકુલ મામૂલી વિચાર પદ્ધતિની સમીક્ષા, વિષયના પ્રકારને કારણે, ખૂબ વિસ્તૃત રીતે કેમ કરવી પડી તેના ખુલાસામાં બે વાતો જણાવી શકાય. એક બાજુથી આવી આલોચનાએ મને જુદા જુદા ક્ષેત્રોના વિવાદાસ્પદ પ્રશ્નો ઉપર, આજે જેમાં સામાન્ય વૈજ્ઞાનિક અથવા વ્યવહારુ રસ રહેલો છે તેના ઉપર, મારાં મંતવ્યો ભાવાત્મક રૂપે મૂકવાની તક મળી. તેમ જ હેર ડ્યૂરિંગની સામે વિકલ્પ તરીકે મારે બીજી પદ્ધતિ રજૂ કરવી એવો મારો વિચાર જ ન હતો, ત્યારે એવી આશા રાખી શકાય કે મેં તપાસેલી સામગ્રી જુદી જુદી જાતની હોવા છતાં, વાચક મેં રજૂ કરેલાં મંતવ્યો વચ્ચેના આંતરસંબંધનું નિરીક્ષણ કર્યા વિના નહિ રહે.

બીજી બાજુથી, સમકાલીન જર્મનીમાં "પદ્ધતિ સર્જન" કંઈ હેર ડ્યૂરિંગનો એકલવાયો દાખલો નથી. છેલ્લા કેટલાક સમયથી એ દેશમાં તત્ત્વજ્ઞાનની, ખાસ કરીને પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની, પદ્ધતિઓ રાતોરાત ડઝનબંધ ફૂટી રહી છે, બિલાડીના ટોપની જેમ, રાજકારણ તથા અર્થશાસ્ત્ર વગેરેની થોકબંધ પદ્ધતિઓને ન ગણીએ તો પણ. આધુનિક રાજ્યમાં એવું માનવામાં આવે છે કે દરેક નાગરિક તેને મત આપવાનું કહેવામાં આવે એવા તમામ પ્રશ્નો ઉપર પોતાનો ફેંસલો આપવાની લાયકાત ધરાવે છે, જેમ અર્થશાસ્ત્રમાં એવું ધારવામાં આવે છે કે દરેક ખરીદનાર પોતાના નિભાવ માટે ચીજો ખરીદે તેનો પૂરો જાણકાર હોય છે, એવા જ પ્રકારની ધારણાઓ હવે વિજ્ઞાન ઉપર કરવામાં આવે છે. દરેક વ્યક્તિ દરેક ચીજ વિષે લખી શકે છે અને "વિજ્ઞાનની સ્વતંત્રતા"નો જાણે એવો જ અર્થ થાય છે કે લોકો ઈરાદાપૂર્વક પોતે જેનો અભ્યાસ કર્યો ન હોય તેવા વિષયો ઉપર લખી શકે છે અને તેને એકમાત્ર ચુસ્ત વૈજ્ઞાનિક પદ્ધતિ ઠરાવે છે. વળી, હેર ડ્યૂરિંગ આવા શેખીખોર મિથ્યા વિજ્ઞાનનો એક વિશિષ્ટ નમૂનો છે જે હાલમાં જર્મનીમાં દરેક મોરચા ઉપર આગળ આવે છે અને પોતાના ઉમદા-લવારાના ઘોંઘાટમાં બીજું બધું ડુબાડે છે. એ ભવ્ય લવારો કવિતામાં, તત્ત્વજ્ઞાન, રાજકીય અર્થશાસ્ત્ર અને ઈતિહાસમાં, સાંભળવા મળે છે. એ ભવ્ય લવારો વ્યાખ્યાનખંડમાં અને સભામંચ ઉપરથી સંભળાય છે. દરેક ઠેકાણે એ ભવ્ય લવારો કાને પડે છે. એ ભવ્ય લવારો અન્ય રાષ્ટ્રોના સાદા સામાન્ય લવારાથી ચડિયાતો હોવાનો અને ચિંતનની ગહનતાને કારણે જુદો પડતો હોવાનો દાવો કરે છે. એ ભવ્ય લવારો જર્મનીના બુદ્ધિજીવી ઉદ્યોગની અત્યંત લાક્ષણિક વ્યાપક પેદાશ છે, બીજી જર્મન બનાવટોની જેમ જ "સસ્તી પણ ખરાબ"—પેદાશ છે, પરંતુ કમનસીબે તેમની જોડે ફીલાડેલ્ફીયામાં [164] પ્રદર્શિત નહોતી થઈ. જર્મન સમાજવાદે પણ, ખાસ કરીને હેર ડ્યૂરિંગના સારા દાખલા પછી, ઠીક ઠીક પ્રમાણમાં ઉમદા બકવાટ પૂરો પાડયો છે; એ હકીકત કે વર્તમાન સામાજિક-લોકશાહીવાદી ચળવળ તેનાથી ઊંધા માર્ગે દોરાતી નથી એમાં, એ દેશમાં પ્રાકૃતિક વિજ્ઞાનને બાદ કરતાં લગભગ દરેક ચીજ વિનાશ ભોગવે છે ત્યાં, કામદાર વર્ગની નોંધપાત્ર તંદુરસ્ત સ્થિતિનો પુરાવો આપે છે.

મ્યુનિકમાં પ્રાકૃતિક વૈજ્ઞાનિકોની મિટીંગમાં જ્યારે નેગેલીએ પોતાના પ્રવચનમાં એવો વિચાર બુલંદ કર્યો કે માનવીય જ્ઞાન કદી સર્વાંગી સ્વરૂપનું નહિ બની શકે, ત્યારે તે હેર ડ્યૂરિંગની સિદ્ધિઓથી અજાણ જ હશે. આ સિદ્ધિઓએ મારી ઉપર એવા સાંખ્યાબંધ વિષયોને આવરી લેવાની ફરજ લાદી

કે જેમાં હું બહુ બહુ તો એક શિખાઉની શક્તિ ધરાવતો હોઉં. આ વાત ખાસ કરીને પ્રાકૃતિક વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને લાગુ પડે છે, જેમાં કોઈ "સામાન્ય માનવી" માટે કંઈ કહેવાનો ઈરાદો રાખવાનું આજ સુધી વધુ પડતું લેખાતું હતું. મ્યુનિકમાં હેર વીર્ખોવે ઉચ્ચારેલું એ સૂત્ર જે બીજે વિગતથી ચર્ચેલું છે તેનાથી મને ઉત્તેજન મળ્યું કે પોતાના નિષ્ણાતપણાની બહાર દરેક પ્રાકૃતિક વૈજ્ઞાનિક માત્ર અર્ધ-શિક્ષિત, અજ્ઞાની આદમી, હોય છે.[165] જેવી રીતે આવા નિષ્ણાત વારંવાર બીજા સંબંધિત વિષયોમાં ઘૂસવાની છૂટ લે છે અને લેવી જોઈએ, અને તે વિષયોના નિષ્ણાતો તેમને ગૌણ અચોક્કસતાઓ અને અભિવ્યક્તિનું કઢંગાપણું આચરવા દે છે, તે રીતે મેં પ્રાકૃતિક પ્રક્રિયાઓ અને પ્રકૃતિના નિયમોને મારાં સામાન્ય સૈદ્ધાંતિક મંતવ્યોના પુરાવા તરીકે ટાંકવાની છૂટ લીધી છે, અને હું આશા રાખું છું કે મારી બાબતમાં પણ એવું ઉદાર વલણ અપનાવવામાં આવશે. આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાને પોતાનાં પરિણામો સૈદ્ધાંતિક બાબતોમાં રોકાયેલાઓ ઉપર એટલા પ્રમાણમાં લાદેલાં છે કે જેટલા પ્રમાણમાં પ્રાકૃતિક વૈજ્ઞાનિક આજે પ્રતિકાર વિના ઈચ્છા-અનિચ્છાએ સામાન્ય સૈદ્ધાંતિક તારણો ઉપર પહોંચે છે. અને અહીં તેનો અમુક પુરસ્કાર મળે છે. જો પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં સૈદ્ધાંતિક વિચારકો અર્ધ-શિક્ષિત હોય તો આજે પ્રાકૃતિક વૈજ્ઞાનિક એ જ રીતે સિદ્ધાંતના ક્ષેત્રમાં, જેને આજ સુધી તત્ત્વજ્ઞાનનું ક્ષેત્ર ગણવામાં આવતું હતું તેમાં, એવો જ હોય છે.

પ્રયોગસિદ્ધ પ્રાકૃતિક વિજ્ઞાને જ્ઞાનની એટલી બધી વિપુલ સામગ્રી આજે જમા કરી છે કે તેની દરેક ક્ષેત્રની તપાસમાં તેના આંતરિક સંબંધો સાથે વર્ગીકરણ કરવાની જરૂરત તદ્દન અનિવાર્ય બની છે. તે જ રીતે વ્યક્તિગત જ્ઞાનના ક્ષેત્રને પરસ્પર સંયોજનમાં મૂકવાની એટલી જ તાતી જરૂરત છે. પણ એમ કરવા જતાં પ્રાકૃતિક વિજ્ઞાન સિદ્ધાંતના ક્ષેત્રમાં પ્રવેશે છે અને અહીં પ્રયોગસિદ્ધ પદ્ધતિ કામમાં નહિ આવે, અહીં માત્ર સૈદ્ધાંતિક ચિંતન જ કામ લાગે. પણ સૈદ્ધાંતિક ચિંતન તો કુદરતી શક્તિ સાથે સંકળાયેલ આંતરિક ગુણ છે. આ કુદરતી શક્તિનો વિકાસ સાધવો પડે છે, સુધારણા કરવી પડે છે, અને તે સુધારણા માટે હજુ સુધી અગાઉના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા સિવાય અન્ય કોઈ સાધન નથી.

દરેક યુગમાં અને તેથી આપણા યુગમાં પણ સૈદ્ધાંતિક ચિંતન એક ઐતિહાસિક ઉત્પત્તિ છે જે જુદા જુદા સમયે જુદાં રૂપો અને જુદો જ સંદર્ભ ધારણ કરે છે. તેથી ચિંતનનું વિજ્ઞાન એક ઐતિહાસિક વિજ્ઞાન છે, માનવીય

ચિંતનના ઐતિહાસિક વિકાસનું વિજ્ઞાન. અને પ્રયોગસિદ્ધ ક્ષેત્રોમાં ચિંતનના વ્યવહારુ અમલ માટે પણ આ મહત્ત્વનું છે. કારણ કે પહેલાં તો ચિંતનના નિયમોનો સિદ્ધાંત કાયમ માટે સ્થપાયેલું કોઈ "શાશ્વત સત્ય" નથી, જોકે "તર્ક" શબ્દના દાખલામાં અસભ્ય લોકો આવા પ્રકારની કલ્પના કરે છે. વિધિસરનો તર્ક ખુદ એરિસ્ટોટલથી આજ સુધી ભારે ઉગ્ર વિવાદનું ક્ષેત્ર છે. અને દ્વંદ્વવાદની ઊંડી સમીક્ષા આજ સુધીમાં માત્ર બે વિચારકોએ જ કરી છે—એરિસ્ટોટલ અને હેગેલ. પરંતુ વર્તમાન પ્રાકૃતિક વિજ્ઞાનના ચિંતનનો મહત્ત્વનો પ્રકાર દ્વંદ્વવાદ જ વિશેષ કરીને છે કારણ કે માત્ર એમાં જ પ્રકૃતિમાં અસ્તિત્વ ધરાવતી ઉત્ક્રાંતિની પ્રક્રિયાઓનું વિવરણ તથા સરખામણી કરવાની, તેમ જ એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં પરીક્ષણનું સંક્રમણ કરવાની પદ્ધતિ રહેલી છે.

બીજું, માનવીય ચિંતનની ઉત્ક્રાંતિના ઐતિહાસિક ક્રમની અને બાહ્ય જગતના જુદા જુદા સમયે સામાન્ય આંતરસંબંધોની જાણકારીની જરૂરત સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનને માટે એક વિશેષ કારણસર હોય છે કે આ વિજ્ઞાને જ ફલિત કરેલા સિદ્ધાંતોના માપદંડ તેમાંથી મળે છે. તેમ છતાં અહીં તત્ત્વજ્ઞાનના ઈતિહાસના પરિચયની ખામી વારંવાર તથા ચોખ્ખી રીતે પ્રદર્શિત કરવામાં આવી છે. સદીઓ પહેલાં તત્ત્વજ્ઞાનમાં જે દરખાસ્તો મૂકવામાં આવેલી જેનો નિકાલ લાંબા સમયથી તત્ત્વજ્ઞાનની રીતે જ થઈ ચૂક્યો છે તેને ફરી ઘણી વાર સિદ્ધાંતની ચર્ચામાં પ્રાકૃતિક વૈજ્ઞાનિકો એક તાજા નવતર ડહાપણ તરીકે અને થોડો સમય તો જાણે ફેશનેબલ હોય એવી રીતે રજૂ કરે છે. ઉષ્ણતામાનના યાંત્રિક સિદ્ધાંતની ચોક્કસ તે એક મહાન સિદ્ધિ છે કે તેણે નવી સાબિતીઓના સાધનથી શક્તિના સંચયનો સિદ્ધાંત મજબૂત બનાવ્યો અને તેને ફરી વાર મોખરે મૂક્યો; પણ જો આજના ભૌતિકવિજ્ઞાનીઓએ યાદ રાખ્યું હોત કે એ સિદ્ધાંતની રચના યુગો પહેલાં દેકાર્તે કરેલી હતી જ, તો તેને તદ્દન જાણે કોઈ નવતર વસ્તુ તરીકે ચિત્રમાં સ્થાન આપી શકત ખરા? રસાયણ તથા ભૌતિક વિજ્ઞાનો ફરી વાર માત્ર પરમાણુ અને અણુઓ સાથે જ કામ કરે છે, તેથી પ્રાચીન ગ્રીસનો પરમાણુ સિદ્ધાંત ફરી અનિવાર્ય રીતે મોખરે આવ્યો છે. પણ તેની સાથે મોટા ભાગના આજના વિચારકો કેવી ઉપરછલ્લી રીતે વર્ત્યા છે! આ રીતે કેકુલે ('રસાયણવિજ્ઞાનનાં લક્ષ્યો અને સિદ્ધિઓ') કહે છે કે એ સિદ્ધાંતને ડેમોક્રિટસે અને નહિ કે લેવકીપે જન્મ આપ્યો અને તે એવું પ્રતિપાદન પણ કરે છે કે ગુણાત્મક રીતે જુદા જુદા પ્રાથમિક પરમાણુઓના અસ્તિત્વની ધારણા, અને જુદાં જુદાં તત્ત્વોના જુદા જુદા વિશિષ્ટ ભાર તેઓ

ધરાવે છે એવો વિચાર, સૌથી પ્રથમ ડાલ્ટને રજૂ કરેલો. છતાં કોઈ પણ દાયોજેનિઝ લાઓર્તિયસનું વાંચન કરી શકે છે કે એપીક્યૂરસે પરમાણુઓમાં માત્ર પરિમાણ અને રૂપના તફાવત જ નહિ પણ તેમાં **ભારનો** તફાવત પણ હોય છે, એટલે કે પોતાની રીતે તેને પરમાણુ ભાર અને પરમાણુ પરિમાણની જાણકારી હતી જ.

૧૮૪૮ના વર્ષમાં જર્મનીએ માત્ર તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં સંપૂર્ણ ક્રાંતિ સર્જી, એ સિવાય બીજી કશીય બાબતમાં તે કોઈ ચોક્કસ તારણ કાઢી ન શક્યું. આધુનિક ઉદ્યોગ અને છેતરપિંડીના યુગનો આરંભ કરીને, વ્યવહારુ ક્ષેત્રોમાં પોતાને ફેંકીને, જર્મનીએ પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રે જબ્બર પ્રગતિ સાધી જેનું ઉદ્‌ઘાટન વ્યંગચિત્રો જેવા ઉપદેશકો ફોગ્ટ, બ્યૂખનેર, વગેરેએ કર્યું અને એ દેશે બર્લિનની રેતીમાં જૂના હેગેલવાદમાં છુપાયેલી ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનની શાખા પ્રત્યે પોતાની પીઠ ફેરવી. અને બર્લિનનો જૂનો હેગેલવાદ આ માટે જ લાયક હતો. પરંતુ જે રાષ્ટ્ર વિજ્ઞાનનાં શિખરો સર કરવા માગતો હોય તેને સૈદ્ધાંતિક ચિંતનધારા વિના ચાલે જ નહિ. માત્ર હેગેલવાદને નહિ પણ દ્વંદ્વવાદને પણ ફગાવી દેવાયો, અને તે એવા સમયમાં કે જ્યારે પ્રાકૃતિક પ્રક્રિયાના દ્વંદ્વાત્મક સ્વરૂપની દિમાગ ઉપર જબ્બર અસરો દેખાવા લાગેલી, અને જ્યારે માત્ર દ્વંદ્વવાદ જ સિદ્ધાંતના શિખર સર કરવા પ્રકૃતિના વિજ્ઞાનમાં મદદરૂપ થઈ શકે એમ હતો, અને તેથી જૂના આધિભૌતિકવાદનો લાચારીથી આશ્રય લેવામાં આવ્યો. એ સમયમાં પ્રજામાં, એક બાજુથી, અસભ્ય લોકોને બંધબેસતા થાય એવા શોપેનહાઉએરના અને પછીના સમયમાં હાર્ટમાનના પણ નીરસ વિચારો પ્રવર્તતા હતા; અને બીજી બાજુથી અણઘડ ભૌતિકવાદી ઉપદેશકો ફોગ્ટ અને બ્યૂખનેરના વિચારો ફેલાયેલા હતા. વિદ્યાપીઠોમાં ધાર્મિક વિચારોની જુદી જુદી જાત એકબીજી સાથે સ્પર્ધા કરી રહી હતી અને તે બધામાં એક જ સમાન તત્ત્વ હતું કે તેનો ઉદ્‌ભવ સમાન પ્રકારના આધિભૌતિકવાદી રૂપનાં જૂનાં તત્ત્વજ્ઞાનોના અવશેષોમાંથી થયો હતો. ક્લાસિકલ તત્ત્વજ્ઞાનના અવશેષોમાંથી માત્ર અમુક પ્રકારની નવ-કાંટવાદી ક્લાસિકલ તત્ત્વજ્ઞાનની વિચારધારા બચી હતી, જેનો છેલ્લો શબ્દ સદા અગમ્ય રહેતા "વસ્તુની અંદર"ના જ્ઞાનનો હતો, એટલે કે જેનું અંતિમ જ્ઞાન કાંટના વિચારોના એ અંશ પૂરતું જ સીમિત હતું કે જે સુરક્ષિત રહેવા સૌથી ઓછો લાયક હતો. જેનું આખરી પરિણામ આજે જોઈએ છીએ તે અસંગત વૈચારિક ચિંતનના ગૂંચવાડામાં આવ્યું.

પ્રાકૃતિક વિજ્ઞાનનું કોઈ પણ પુસ્તક ઉઠાવો એટલે એવી જ છાપ પડે

કે આ વૈજ્ઞાનિકો ઉપર આવી અસંગત ગૂંચવણોનું પ્રભુત્વ હતું અને કહેવાતું વર્તમાન તત્ત્વજ્ઞાન તેમને કોઈ માર્ગ બતાવતું નહોતું. સ્પષ્ટતા મેળવવાની કોઈ શક્યતા નથી, જ્યાં સુધી આધિભૌતિકવાદમાંથી દ્વંદ્વવાદ તરફ પાછા ન વળો ત્યાં સુધી કોઈ વિકલ્પ મળતો નથી. આ ક્રિયા જુદી જુદી રીતે થઈ શકે છે. તે સ્વયંભૂ આવી શકે છે, પ્રાકૃતિક વિજ્ઞાનની શોધોના બળને જ કારણે, અને એ શોધોને જૂના નાનકડા આધિભૌતિકવાદી ચોકઠામાં પરાણે ગોઠવી દેવાનું હવે શક્ય નથી. પરંતુ આ એક લાંબો અને વધુ મહેનત માગી લે એવો માર્ગ છે જેમાં ઘણું મોટું બિનજરૂરી ઘર્ષણ નિવારવા મથવું પડે છે. વિશેષ કરીને જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં આ પ્રક્રિયા મોટા ભાગે ચાલી જ રહી છે. આ પ્રક્રિયાને ટુંકાવી શકાય જો પ્રાકૃતિક વિજ્ઞાનના આ ક્ષેત્રના વિચારકો તેનાં ઐતિહાસિક રીતે પ્રવર્તતાં રૂપોમાં દ્વંદ્વવાદી તત્ત્વજ્ઞાનનો વધુ ઊંડાણથી પરિચય મેળવે તો. આ રૂપોમાં બે એવાં છે જે આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાન માટે ઘણાં જ ફળદાયી નીવડી શકે એમ છે.

આમાં પહેલું રૂપ છે ગ્રીક તત્ત્વજ્ઞાન. આમાં દ્વંદ્વવાદી ચિંતન તેની શુદ્ધ સાદગીમાં દેખાય છે, જેમાં હજુ પણ સત્તરમી અને અઢારમી સદીના આધિભૌતિકવાદી ચિંતકોએ—બેકન અને લોક ઇંગ્લૅંડમાં, વોલ્ફ જર્મનીમાં—પોતાના લલચામણા વિચારોના રોડા નાખ્યા છતાં ખલેલ પહોંચી નથી, અને પોતાની પ્રગતિ આડે પણ તેમણે આ રીતે અવરોધ ઊભા કર્યા, સમગ્રની સમજણ કેળવવાને બદલે એક અંશની સમજણ મેળવી, વસ્તુઓના સામાન્ય આંતરસંબંધો અંગે કોઈ વેધક દૃષ્ટિ ન કેળવી. ગ્રીક ચિંતકો હજુ એટલા આગળ વધેલા ન હતા કે પ્રકૃતિનું પૃથક્કરણ અથવા આંતરદર્શન કરી શકે, એ કારણસર પ્રકૃતિને હજુ એક સમગ્ર ચીજ તરીકે જોવામાં આવે છે. પ્રકૃતિનાં જુદાં જુદાં અંગો વિશે પ્રાકૃતિક ઘટનાના સાર્વત્રિક સંકલનો સાબિત થયાં નથી; ગ્રીકો માટે તે સીધા ચિંતનનું પરિણામ છે. અહીં ગ્રીક તત્ત્વજ્ઞાનનું અધૂરાપણું દેખાય છે જેના કારણે તેને અન્ય પ્રકારોની વિશ્વદૃષ્ટિને અનુરૂપ થવું પડેલું. અને અહીં જ તે તેના આધિભૌતિકવાદી વિરોધીઓ કરતાં ચડિયાતી વિચારધારા પુરવાર થાય છે. ગ્રીક વિચારકોના સંબંધમાં આધિભૌતિકવાદ પ્રકૃતિના જુદાં જુદાં અંગો વિષે સાચો ઠરેલો, તો આધિભૌતિકવાદના સંબંધમાં ગ્રીક વિચારકો સંપૂર્ણ દૃષ્ટિએ જોતાં વધારે સાચા ઠરેલા. તે એક પ્રથમ કારણ છે કે આપણે તત્ત્વજ્ઞાનમાં બીજાં ક્ષેત્રોની માફક વારંવાર એ નાની પ્રજાની, જેની સાર્વત્રિક બુદ્ધિપ્રતિભા અને પ્રવૃત્તિઓએ બીજી કોઈ પ્રજા દાવો ન કરી શકે એટલી હદ સુધી ઇતિહાસમાં

પોતાનું સ્થાન કાયમ કરેલું, સિદ્ધિઓનો આપણે આશ્રય લેવો પડે છે. વળી, બીજું કારણ એ છે કે ગ્રીક તત્ત્વજ્ઞાનનાં બહુવિધ રૂપો તેના ગર્ભમાં વિશ્વની તમામ વિચાર પદ્ધતિઓના પ્રકારો ધારણ કરે છે. વૈચારિક પ્રાકૃતિક વિજ્ઞાન તેથી ગ્રીક વિચારધારા સુધી આજે જે સિદ્ધાંતો ઉપર ઊભું છે તેના મૂળ અને વિકાસ માટે પાછળ જવું પડે છે. અને આ વેધક દૃષ્ટિ વધુ ને વધુ પ્રમાણમાં પોતાનો માર્ગ કાઢે છે. એવા પ્રાકૃતિક વિજ્ઞાનીઓના દાખલાઓ વધારે ને વધારે વિરલ બનતા જાય છે કે જે પોતે ગ્રીક તત્ત્વજ્ઞાનના અંશો થકી કામ કરીને, દાખલા તરીકે પરમાણુવિજ્ઞાન, તેમ જ શાશ્વત સત્યો, ગ્રીક વિચારધારા પ્રત્યે બેકનપંથી તુચ્છતાની દૃષ્ટિ ધરાવી શકે છે, કારણ કે ગ્રીક લોકો પાસે પ્રયોગશીલ પ્રાકૃતિક વિજ્ઞાન ન હતું. તેથી ગ્રીક તત્ત્વજ્ઞાનનો સાચો પરિચય સાધવાનું આ વેધક દૃષ્ટિ માટે ઇચ્છવા યોગ્ય થશે.

દ્વંદ્વવાદનું બીજું રૂપ જે જર્મન પ્રાકૃતિક વૈજ્ઞાનિકોની સૌથી નિકટ જાય છે તે છે કાંટથી હેગેલ સુધીનું જર્મન તત્ત્વજ્ઞાન. અહીં તેની શરૂઆત તો એમાં જ દેખાય છે કે તેઓ કાંટનો આશ્રય લેતા થયા છે, ઉપર જણાવેલ નવ-કાંટવાદને બાજુએ રાખીએ તો પણ. જેના વગર આજનું વૈચારિક પ્રાકૃતિક વિજ્ઞાન કોઈ પ્રગતિ કરી શકે તેમ જ નથી તે કાંટની બે તેજસ્વી કાલ્પનાઓની જ્યારથી શોધ થઈ છે—અગાઉ લાપ્લાસને ફાળે જેનો યશ ગયેલો તે સૂર્યમાળાની ઉત્પત્તિનો સિદ્ધાંત અને બીજો ભરતીઓ થકી પૃથ્વીના પરિભ્રમણમાં થતા અવરોધનો સિદ્ધાંત—તેના કારણે પ્રાકૃતિક વૈજ્ઞાનિકોમાં કાંટને માનભર્યું સ્થાન મળ્યું છે, જેને માટે તે લાયક જ છે. પરંતુ કાંટની કૃતિઓમાં દ્વંદ્વવાદનો અભ્યાસ કરવાનું કામ નિરર્થક જ નીવડશે, જે આજે **હેગેલની** કૃતિઓમાં વિસ્તૃત સંગ્રહ રૂપે મોજૂદ છે, જોકે તે ભૂલભરેલા મુદ્દા ઉપરથી વિકસાવેલો છે.

એક બાજુથી "પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન" સામેનો પ્રત્યાઘાત માત્ર ગાળાગાળીમાં ઊતરી પડયો અને બર્લિનના હેગેલવાદનું લાચાર પતન થયું તેના કારણે આ પ્રત્યાઘાત મોટા ભાગે વાજબી હતો, અને બીજી બાજુથી, આજના ધાર્મિક આધિભૌતિકવાદે પ્રાકૃતિક વિજ્ઞાનને તેની વૈચારિક જરૂરતોને અવગણીને વચ્ચેથી જ ખરાબ રીતે પડતું મૂકેલું તે પછી, ફરી વાર કદાચ હેર ડયૂરિંગ જે મનોરંજક મરડાટ કરે છે તેની પ્રેરણા આપ્યા વિના પ્રાકૃતિક વૈજ્ઞાનિકોની હાજરીમાં હેગેલનું નામ બોલી શકાય છે.

પ્રથમ તો એ વસ્તુ સ્થાપિત કરવી જોઈએ કે અહીં હેગેલના પ્રસ્થાનના બિંદુનો બચાવ કરવાનો કોઈ પ્રશ્ન જ નથી: એટલે કે આત્મા, મગજ,

વિચાર પ્રાથમિક છે અને સાચું વિશ્વ તો વિચારની નકલ માત્ર છે. ફાયરબાખે આવો બચાવ કરવાનું છોડી જ દીધેલું. આપણે બધા કબૂલ થઈએ છીએ કે વિજ્ઞાનના દરેક ક્ષેત્રમાં, પ્રાકૃતિક તેમ જ ઈતિહાસના વિજ્ઞાનમાં, મોજૂદ **હકીકતો** ઉપરથી—એટલે કે પ્રાકૃતિક વિજ્ઞાનમાં વિવિધ ભૌતિક રૂપો અને પદાર્થની ગતિનાં જુદાં જુદાં રૂપો ઉપરથી—જ આગળ વધવું જોઈએ, તેથી સૈદ્ધાંતિક પ્રાકૃતિક વિજ્ઞાનમાં પણ આંતરસંબંધોમાંથી હકીકતો ઘડવાતી નથી પણ હકીકતોમાંથી શોધવાના હોય છે, અને શોધાય ત્યાર પછી શક્ય એટલી ચકાસણી પ્રયોગો મારફત કરવાની હોય છે.

બર્લિનના જૂના અને નવા હેગેલવાદીઓ જે રીતે ઉપદેશ આપતા એવી હેગેલની પદ્ધતિના જડચુસ્ત સંદર્ભને જાળવી રાખવાનો પણ ઓછો પ્રશ્ન છે. તેથી, પ્રસ્થાનના આદર્શવાદી બિંદુના પતન સાથે, તેના ઉપર મંડાયેલી હેગેલવાદી પ્રાકૃતિક વિજ્ઞાનની પદ્ધતિનું પણ પતન થાય છે. પરંતુ એ વાતની યાદ દેવી જોઈએ કે જ્યાં સુધી પ્રાકૃતિક વૈજ્ઞાનિકો સાચી રીતે સમજતા ત્યાં સુધી તેમની હેગેલ સામેની ઝુંબેશ આ બે મુદ્દા સામે જ મંડાયેલી હતી: પ્રસ્થાનનું આદર્શવાદી બિંદુ અને પદ્ધતિની હકીકતભંજક તથા મનસ્વી રચના.

આ બધી છૂટ આપ્યા પછી પણ હજુ હેગેલનો દ્વંદ્વવાદ બાકી રહે જ છે. એ વાતનો યશ માર્ક્સને જાય છે કે "આજના સુસંસ્કૃત જર્મનીમાં મોટી વાતો કરતા ચિડિયલ, ઘમંડી અને સામાન્ય કક્ષાના વિચારકો",*ની સરખામણીમાં પહેલી જ વાર માર્ક્સે દ્વંદ્વવાદી પદ્ધતિને મોખરે લાવીને મૂકી જે ભુલાઈ ગયેલી, તેનો હેગેલના દ્વંદ્વવાદ સાથેનો સંબંધ તથા તફાવત તેણે મૂલવ્યો અને સાથે સાથે પ્રયોગશીલ વિજ્ઞાન અને રાજકીય અર્થશાસ્ત્રની હકીકતો ઉપર 'મૂડી'માં તેને લાગુ પાડી. અને તેણે આ કાર્ય એટલું સફળતાપૂર્વક પાર પાડ્યું કે જર્મનીમાં પણ આજે નવીન આર્થિક વિચારધારા અણઘડ મુક્ત-વ્યાપારની પદ્ધતિની કક્ષાને માર્ક્સમાંથી તેની ટીકા કરવાના બહાના નીચે નકલ કરીને (ઘણી વાર ખોટી રીતે) પાર કરે છે.

હેગેલના દ્વંદ્વવાદમાં, તેની પદ્ધતિના અન્ય સમગ્ર ફેલાવાની માફક જ, તમામ સાચા આંતરસંબંધોને ઊંધી રીતે જોવાની રીત પ્રવર્તે છે. પરંતુ માર્ક્સ કહે છે તેમ "હેગેલના હાથથી દ્વંદ્વવાદી પદ્ધતિ જે રહસ્યીકરણનો ભોગ બને છે તે હેગેલને તેની કામગીરીનું સામાન્ય રૂપ સર્વાંગી અને સભાન રીતે પહેલી વાર

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

રજૂ કરવાનું માન મેળવતો અટકાવતું નથી. તે પદ્ધતિ હેગેલની રીતે માથાને ટેકે ઊભી છે. તેના રહસ્યમય આવરણ નીચેથી તમે તર્કસંગત સારતત્ત્વ શોધવા માગતા હો તો તેને પલટાવીને પગના ટેકે સીધી ઊભી રાખવી જોઈએ."*

પ્રાકૃતિક વિજ્ઞાનની અંદર પણ આપણે ઘણી વાર એવા વિચારો જોઈએ છીએ કે જેનો ખરો સંબંધ ઊંધી સ્થિતિમાં દેખાય છે, પ્રતિબિંબને અસલ રૂપમાં જોવામાં આવે છે, પરિણામે તેને પણ સવળું ફેરવીને જોવાની જરૂર છે. આવા સિદ્ધાંતો ઘણી વાર ઠીક ઠીક સમય સુધી પ્રભુત્વ ધરાવતા હોય છે. જ્યારે ઉષ્ણતામાનને સામાન્ય પદાર્થની ગતિના રૂપને બદલે ખાસ પ્રકારની ભેદી ક્રિયા લગભગ બે સદી સુધી માનવામાં આવતી હતી ત્યારે બરાબર આવું જ બનેલું અને ઉષ્ણતામાનનો યાંત્રિક સિદ્ધાંત આ અવળી સ્થિતિને અમલી બનાવતો હતો. તેમ છતાં, ઉષ્મીય સિદ્ધાંતના પ્રભુત્વ નીચે ભૌતિક વિજ્ઞાને ઉષ્ણતામાનના ઘણા જ મહત્ત્વના નિયમોની શોધ કરી અને ખાસ કરીને ફુરિયે અને સાદી કાર્નો[166] મારફત માર્ગ સાફ કર્યો, સાચી વ્યાખ્યા બનાવી, જેણે તેના પુરોગામીએ અવળા કરેલા નિયમોને સવળી સ્થિતિમાં મૂક્યા અને તેની પોતાની ભાષામાં તેનું પ્રતિપાદન કર્યું.** તે જ રીતે રસાયણવિજ્ઞાનમાં સળગી ઊઠે એવા પદાર્થોમાં રહેલા તત્ત્વના સિદ્ધાંતે એકસો વર્ષોના પ્રયોગો પછી સામગ્રી પૂરી પાડી, જેની મદદ વડે લાવુઆઝિયેએ પ્રીસ્ટલીએ પ્રાપ્ત કરેલા પ્રાણવાયુમાં આ વિચિત્ર તત્ત્વનું વિરોધક તત્ત્વ શોધ્યું અને સળગી ઊઠે એવા પદાર્થમાં રહેલા તત્ત્વના સિદ્ધાંતને ખોટો ઠરાવ્યો. પરંતુ તેનાથી એ તત્ત્વના સિદ્ધાંતનાં પ્રયોગસિદ્ધ પરિણામોને દફનાવવાની ક્રિયા લેશમાત્ર ન બની. ઊલટાનું, તે ચાલુ રહી, તેનું વિધાન ઊલટાવવામાં આવ્યું, સળગી ઊઠે એવા પદાર્થના તત્ત્વના સિદ્ધાંતમાંથી તેનું ભાષાંતર હવે પ્રમાણભૂત રાસાયણિક ભાષામાં થયું અને તેમાં તેની સપ્રમાણતા ચાલુ રહી.

હેગેલના દ્વંદ્વવાદ સાથે તર્કસંગત દ્વંદ્વવાદનો સંબંધ, તાપના યાંત્રિક સિદ્ધાંત સાથે જેવો ઉષ્મીય સિદ્ધાંતનો છે તેવો અને લાવુઆઝિયેના સિદ્ધાંત સાથે જેવો સળગી ઊઠે એવા પદાર્થના તત્ત્વના સિદ્ધાંત સાથે છે તેવો, જ છે.

---

*કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—સં.

**કાર્નોની કાર્યવાહીમાં C ને શાબ્દિક અર્થમાં પલટાવી નાખતાં $\frac{1}{c}$ = નિરપેક્ષ ઉષ્ણતામાન બને છે. તેને એમ પલટાવી નાખ્યા વિના તેનો કશો ઉપયોગ થઈ ન શકે. (**એંગેલ્સની નોંધ.**)

## ઍંગેલ્સે 'ડ્યૂરિંગ-ખંડન'ની કૃતિની તૈયારી રૂપે કરેલાં લખાણોમાંથી[167]

### ભાગ ૧*

### પ્રકરણ ૩

### (વિચારો — વાસ્તવિકતાનું પ્રતિબિંબ)

તમામ વિચારો અનુભૂતિમાંથી લેવામાં આવે છે, તે સાચાં કે વિકૃત સ્વરૂપોમાં વાસ્તવિકતાનાં પ્રતિબિંબો છે.

### પ્રકરણ ૩, પૃ. ૪૫-૪૬

### (ભૌતિક જગત અને ચિંતનના નિયમો)

બે પ્રકારની અનુભૂતિઓ — બાહ્ય અથવા ભૌતિક અને આંતરિક — ચિંતનનાં રૂપો અને નિયમો. ચિંતનનાં રૂપો પણ આંશિક રીતે વિકાસમાંથી ઊતરેલાં છે (યુરોપિયનોનાં ગણિતીય સૂત્રોમાં સ્વયંસિદ્ધિ, નિશ્ચિત રીતે જંગલવાસીઓ કે ઑસ્ટ્રેલીયાના હબસીઓ માટે નહિ).

---

* દરેક અવતરણ માટે પ્રકરણ તથા પૃષ્ઠના સંદર્ભો તેમ જ કૌંસનાં મથાળાં સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની સેંટ્રલ કમિટીના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલયે પૂરાં પાડયાં છે. — સં.

જો આપણી ભૂમિકા સાચી હોય અને આપણે સાચી રીતે ચિંતનના નિયમો તેને લાગુ પાડીએ તો પરિણામ વાસ્તવિકતા સાથે અનુરૂપ આવવું જોઈએ, જેમ પૃથક્કરણીય ભૂમિતિનો દાખલો ભૂમિતિની રચના સાથે અનુરૂપ આવે તેમ — જોકે આ બન્નેની તદ્દન જુદી પદ્ધતિઓ છે. કમનસીબે, છતાં, આવું લગભગ બનતું જ નથી અને જ્યારે બને ત્યારે ફક્ત સાદી ક્રિયાઓમાં જ બને છે.

બાહ્ય જગત એટલે પ્રકૃતિ અથવા સમાજ.

પ્રકરણ ૩, પૃ. ૪૫-૪૭ પ્રકરણ ૪, પૃ. ૫૨-૫૬
અને પ્રકરણ ૧૦, પૃ. ૧૨૨

**(જીવના અસ્તિત્વ અને વિચારનો સંબંધ)**

વિચારનું સમગ્ર ક્ષેત્ર વિશ્વ અને ચિંતનના નિયમો છે.

જગતના સંશોધનનાં સામાન્ય પરિણામો આવા સંશોધનના અંતે જ પ્રાપ્ત થાય છે, તેથી તે **સિદ્ધાંતો** પ્રસ્થાન બિંદુઓ નથી, પણ **પરિણામો** છે, તારતમ્યો છે. આ તારતમ્યોને પાયા તરીકે લેવાં, તેના ઉપર રચના કરવી અને પછી તેના ઉપરથી વિશ્વની પુનઃરચના પોતાના દિમાગમાં કરવી, તે છે **વિચારધારા**, એવી વિચારધારા કે જેણે આજ સુધી અસ્તિત્વમાં રહેલા ભૌતિકવાદોની જાતોને ડાઘ લગાડયો, જોકે **પ્રકૃતિમાં** વિચારના જીવ સાથેના સંબંધ વિષે ભૌતિકવાદમાં અમુક અંશે સ્પષ્ટતા હતી, ઇતિહાસમાં ન હતી, તેમ જ ભૌતિકવાદનો એવો ખ્યાલ પણ ન હતો કે તમામ ચિંતનનો આધાર અમુક ચોક્કસ સમયમાં પ્રવર્તતી ઐતિહાસિક ભૌતિક પરિસ્થિતિ ઉપર રહેલો હોય છે. ડ્યૂરિંગ હકીકતોને બદલે "સિદ્ધાંતો" ઉપરથી આગળ વધે છે તેથી તે વૈચારિક છે (આદર્શવાદી) અને પોતાનાં વિધાનોની રચના એવા સામાન્ય અને પોલા શબ્દોમાં કરે છે કે તે **સૂત્રાત્મક, સ્પાટ** દેખાય છે, અને આવાં વિધાનો વડે જ તે પોતાની હસ્તીને ઢાંકી શકે છે. ઉપરાંત, તેમાંથી કોઈ તારણ કાઢી શકાતું નથી; કેવળ તેની **અંદર** કંઈક વાંચી શકાય છે. આ રીતે, દાખલા તરીકે, **એકમાત્ર હસ્તીનો** સિદ્ધાંત. વિશ્વની એકતા અને મૃત્યુ પછીની સ્થિતિ સંબંધી બકવાટ વિશ્વના સમગ્ર સંશોધનનું પરિણામ છે પણ અહીં તે પ્રાગનુભવિક તરીકે પુરવાર કરવાનું છે, **ચિંતનના સૂત્રના** આધારે. તેથી તે નરી મૂર્ખાઈ છે. પરંતુ એવી રીતે બીજી તરફ ફરી ગયા વગર **નિરાળું તત્ત્વજ્ઞાન અશક્ય છે.**

## પ્રકરણ ૩, પૃ. ૪૭-૪૮

### (એકરૂપ સમગ્ર તરીકે વિશ્વ, વિશ્વ વિષે જ્ઞાન)

હેગેલ પછી **પદ્ધતિ-સર્જન*** અશક્ય છે. જગતની સ્પષ્ટ રીતે એક જ પદ્ધતિ છે, એટલે કે, એકરૂપ સમગ્ર, પણ આ પદ્ધતિના જ્ઞાન માટે **તમામ** પ્રકૃતિ અને ઇતિહાસનું જ્ઞાન જરૂરી છે, જે માનવી **કદી** પણ પ્રાપ્ત કરી **નહિ** શકે. તેથી, જે કોઈ પદ્ધતિ રચે છે તેણે અસંખ્ય ખાલી જગ્યાઓ **પોતાની કલ્પનાના તરંગોથી** ભરવી પડે છે, એટલે કે **બુદ્ધિરહિત** તરંગોનો, આદર્શોનો, આશ્રય લેવો પડે છે.

બુદ્ધિપૂર્વકની મિથ્યા કલ્પના—એટલે કે સંયોજન!

## પ્રકરણ ૩, પૃ. ૪૮-૫૨

### (ગણિતીય અને શુદ્ધ તાર્કિક ક્રિયાઓ)

ગણતરીની બુદ્ધિ—**ગણતરીનું યંત્ર!** ગણિતીય દાખલાઓનો વિચિત્ર ગૂંચવાડો, જેમાં ભૌતિક પ્રદર્શન અને પ્રતીતિની શક્તિ છે કારણ કે તે અમૂર્ત છતાં **સીધા** ભૌતિક વિચારના પાયા ઉપર રહેલા છે, શુદ્ધ તાર્કિક ક્રિયાઓ જેની સાબિતી તારવણીથી મળે છે, તે ગણિતની ક્રિયાઓ જેવી ધનાત્મક ચોક્કસતા ધરાવતી નથી—અને તે કેટલી બધી સંખ્યામાં ખોટી છે! **સંયોજન** માટે યંત્ર (એન્ડ્ર્યુસનું પ્રવચન, 'પ્રકૃતિ', સપ્ટેંબર ૭, ૧૮૭૬)[168].

રેખાંકિત વિભાગણી—રૂઢિબદ્ધ માળખું.

## પ્રકરણ ૩, પૃ. ૪૮-૫૨ પ્રકરણ ૪, પૃ. ૫૩-૫૬

### (વાસ્તવિકતા અને અમૂર્ત ચિંતન)

તમામ જીવોની ખાસ **ભૌતિકતા** સર્વવ્યાપી જીવના ઐક્યની દરખાસ્તની મદદથી સાબિત કરવાનું ડયૂરિંગ માટે અશક્ય છે, જેનો સહારો પોપ અને શેખ-ઉલ-ઇસ્લામ પોતાના નિર્દોષતા અને ધર્મમાંથી ચલિત થયા વિના લઈ

---

*એકદમ પરિપૂર્ણ પદ્ધતિની રચનાના અર્થમાં.—સં.

શકે છે; ડ્યૂરિંગ માટે એટલું જ અશક્ય કામ એક ત્રિકોણ રચવાનું કે ગોળાકાર રચવાનું કે કોઈ પણ ગણિતીય સૂત્રમાંથી પાઈથાગોરસના પ્રમેય રચવાનું છે. બન્નેમાં સાચી ભૂમિકાની સ્થિતિ જોઈએ, અને એના સંશોધન પછી જ ઉપરોક્ત પરિણામો પામી શકાય છે. ભૌતિક વિશ્વની સાથે સાથે અન્ય કોઈ આધ્યાત્મિક વિશ્વની હયાતી જ નથી એવી ચોક્કસતા સાચા વિશ્વના લાંબા અને કંટાળાજનક સંશોધનનું જ પરિણામ છે, જેમાં માનવ દિમાગનાં સર્જનો અને પ્રક્રિયાઓનો સમાવેશ થાય છે. ભૂમિતિનાં પરિણામો, જુદી જુદી રેખાઓ, સાદી અને નક્કર, અથવા તેનાં જોડાણો કે જે માનવીના અસ્તિત્વ પહેલાંથી પ્રકૃતિમાં બનેલાં હતાં જ, તેના પ્રાકૃતિક ગુણો સિવાય બીજું કશું નથી (રેડિયોલારીયા, જંતુઓ, સ્ફટિક, વગેરે).

## પ્રકરણ ૬, પૃ. ૭૬

## (પદાર્થના અસ્તિત્વની રીત તરીકે ગતિ)

**પદાર્થના અસ્તિત્વની રીત એટલે ગતિ.** તેથી ગતિના માત્ર ગુણથી કંઈક વિશેષ. ગતિ વિના કોઈ પદાર્થ હતો નહિ કે હોઈ શકે નહિ. અંતરિક્ષમાં પદાર્થોની ગતિ, અવકાશના એક પદાર્થમાં નાના પદાર્થોની યાંત્રિક ગતિ, પરમાણુઓનો ઉષ્ણતામાન તરીકે કંપ, વિદ્યુત બળ, ચુંબકીય ધ્રુવીકરણ, રાસાયણિક વિચ્છેદન અને સંયોજન, તેનું સૌથી ઉચ્ચ સર્જન — ચિંતન — સુધીનું જીવ જગત, દરેક ચોક્કસ ક્ષણે પદાર્થનો દરેક અલગ પરમાણુ ગતિના એક યા બીજા રૂપમાં હોય છે. તમામ સંતુલન કાં તો માત્ર સાપેક્ષ વિરામ અથવા સંતુલનમાં પણ ગતિ — ગ્રહોની માફક — હોય છે. નિરપેક્ષ વિરામની ધારણ કેવળ પદાર્થના અભાવમાં જ થઈ શકે. ગતિ કે પછી તેના યાંત્રિક બળ જેવાં કોઈ પણ રૂપોને પદાર્થથી અલગ પાડી ન શકાય, કે પછી તે પદાર્થ કંઈક અલાયદા કે વિરોધી તરીકે, વાહિયાત કક્ષાએ વિચાર્યા વિના મૂકી ન શકાય.

## પ્રકરણ ૭, પૃ. ૮૯-૯૨

## (પ્રાકૃતિક વરણી)

ડ્યૂરિંગે પ્રાકૃતિક વરણી માટે ખુશ થવું જોઈએ કારણ કે તેમાં તેના જાગૃત સાધ્ય અને સાધનોના સિદ્ધાંતનું ઉત્તમ પ્રદર્શન થાય છે. જ્યારે ડાર્વિને **રૂપની**

તપાસ કરી છે, ત્યારે જેમાં ધીમો ફેરફાર થાય છે એ પ્રાકૃતિક વરણીમાં ડ્યૂરિંગ માગણી કરે છે કે ડાર્વિને આ ફેરફારનું **કારણ** પણ દર્શાવવું જોઈએ, જેના વિષે ડ્યૂરિંગ તો કશું જાણતો જ નથી. વિજ્ઞાન ગમે તેટલી પ્રગતિ સાધે પણ ડ્યૂરિંગ કાયમ જાહેર કરશે કે કંઈક ખામી છે, તેથી કચવાટ કરવાનું તેને પૂરતું કારણ મળશે.

પ્રકરણ ૭

## (ડાર્વિન વિષે)

બિલકુલ નમ્ર એવા ડાર્વિનની પ્રતિભા કેટલી મહાન છે કે જે સમગ્ર જીવવિજ્ઞાનમાંથી હજારો હકીકતો એકઠી કરે છે, ગોઠવે છે, અને બયાન કરે છે એટલું જ નહિ પણ કોઈ પણ પુરોગામીનું અવતરણ આપવામાં આનંદ માણે છે—પછી તે ગમે તેટલો મામૂલી હોય, પોતાની કીર્તિને તેમાં આંચ આવતી હોય તોપણ... તેની સરખામણીમાં બણગાંખોર ડ્યૂરિંગ પોતાનું કશું પ્રદાન કર્યા વિના બીજાઓ સાથે વધુ પડતી અપેક્ષા રાખે છે અને જે...

પ્રકરણ ૭, પૃ. ૯૧-૯૨ પ્રકરણ ૮, પૃ. ૧૦૧-૧૦૨

**ડ્યૂરિંગ-પુરાણ**. ડાર્વિનવાદ, પૃ. ૧૧૫.*

વનસ્પતિના છોડનું **અનુકૂલન** ભૌતિક પરિબળો અથવા રાસાયણિક કારકોનું સંયોજન છે, તેથી તેને અનુકૂલન ગણાવવાનું ખોટું છે. જો "ઊગવામાં છોડ એવો માર્ગ અપનાવે કે જેમાં તેને વધુ પ્રકાશ મળે" તો તે જુદા જુદા રસ્તે અને જુદાં જુદાં સાધનોથી એવું કરે છે જે જુદી જુદી જાતો અને ખાસિયતો પ્રમાણે બદલે છે. ભૌતિક પરિબળો અને રાસાયણિક કારકો અહીં દરેક છોડમાં જુદી જુદી રીતે વર્તે છે અને છોડને મદદ કરે છે, જે છેવટે તો આ "રાસાયણિક અને ભૌતિક, વગેરે" કરતાં કંઈક જુદું જ છે, લાંબી પુરોગામી ઉત્ક્રાંતિથી તેને જરૂરી પ્રકાશ મેળવવાની રીત વિશિષ્ટ બની ગઈ છે. ખરેખર, આ પ્રકાશ છોડના કોષો ઉપર પ્રેરણારૂપ કામ કરે છે અને તેની અંદર

---

* અહીં પૃષ્ઠો આપેલાં છે તેમાં ડ્યૂરિંગની કૃતિ 'તત્ત્વજ્ઞાનનો અભ્યાસક્રમ'નો ઉલ્લેખ છે.—સં.

ખાસ કરીને આ જ કારકો અને પરિબળોને ગતિશલ કરે છે.* આ પ્રક્રિયા જૈવ કોષ માળખામાં ચાલુ રહે છે અને પ્રેરણા તથા પ્રતિક્રિયાનું રૂપ ધારણ કરે છે, જે માનવીય દિમાગમાં ચેતાઓના સંચાલનથી બને છે એવી જ રીતે અહીં થાય છે, તેથી સમાન અભિવ્યક્તિ, અનુકૂલન, બન્ને દાખલાઓમાં બંધબેસતી થાય છે. અને જો આ અનુકૂલન ચેતનાની મધ્યસ્થી વડે જ હાંસલ કરવાનું હોય તો ચેતના અને અનુકૂલન ક્યાંથી શરૂ થાય છે અને ક્યાં અંત પામે છે? જંતુઓને આરોગી જતા છોડમાં અંત પામે છે કે સ્પાંજમાં કે પછી પરવાળામાં, કે પ્રથમ ચેતામાં? ડ્યૂરિંગ આવી સીમારેખા દોરશે તો જૂના પ્રાકૃતિક વૈજ્ઞાનિકોની ઉપર ઘણી મહેરબાની કરી ગણાશે. જ્યાં જ્યાં સપ્રાણ જીવદ્રવ્ય હોય ત્યાં તેનું ઉદ્દીપન અને અનુક્રિયા હોય જ છે. અને ધીમે ધીમે પરિવર્તન પામતા ઉદ્દીપનની અસર જીવદ્રવ્યમાં પણ પરિવર્તન લાવે છે, નહિતર તેનો વિનાશ થાય, તેથી તે જ અભિવ્યક્તિ, અનુકૂલન, તમામ જૈવ પદાર્થોને લાગુ **પડે છે.**

## પ્રકરણ ૭, પૃ. ૯૧

### (અનુકૂલન અને આનુવંશિકતા)

જાતિઓની ઉત્ક્રાંતિ વિષે હેક્કેલ અનુકૂલનને નકારાત્મક અથવા પરિવર્તનકારી પ્રક્રિયા તરીકે જુએ છે, અને આનુવંશિકતાને ભાવાત્મક અથવા સંરક્ષણકારી તરીકે. ડ્યૂરિંગ તો ઊલટાનો કહે છે કે આનુવંશિકતાને પણ નકારાત્મક પરિણામો હોય છે, **ફેરફારો** સર્જે છે. (વળી, પૂર્વરચના વિષે[169] સુંદર કચરો). હવે આવા વિરોધીઓને, બીજા બધા વિરોધીઓની જેમ, ઊલટા ફેરવીને એવું સાબિત કરવું કે **રૂપને** ફેરવીને સારતત્ત્વને, **ખુદ અંગને**, જાળવી રાખે છે—તેના જેવી સહેલી ક્રિયા કોઈ નથી; જ્યારે દરેક સમયે જુદી જુદી બે હસ્તીઓના મિશ્રણની હકીકતથી જ આનુવંશિકતા સતત એવાં પરિવર્તનો લાવે છે કે જેના સંચયમાં જાતિઓનું પરિવર્તન બકાત નથી. હકીકતે, અનુકૂલનનાં પરિણામો પણ આનુવંશિક હોય છે. પણ એથી આપણે એક કદમ પણ આગળ વધતા

---

*અહીં હાંસિયામાં નોંધ આ પ્રમાણે છે: "અને પ્રાણીઓમાં પણ સ્વયંભૂ રૂપાંતર સૌથી અગત્યનું છે."—સં.

નથી. આપણે જે છે **તે હકીકતો લેવી જોઈએ** અને સંશોધન કરવું જોઈએ, પછી આપણને જાણ થશે જ કે હેક્કેલે જ્યારે આનુવંશિકતાને મૂળભૂત રીતે રૂઢિગત અને પ્રક્રિયાની ભાવાત્મક બાજુ તરીકે જોઈ અને અનુકૂલનને તેની ક્રાંતિકારી નકારાત્મક બાજુ તરીકે જોઈ ત્યારે તે સાચો જ હતો. અહીં ડ્યૂરિંગની તમામ ગૂઢ "કલ્પનાઓ કરતાં" પાળવાની ક્રિયા, ઉછેર તેમ જ સ્વયંભૂ અનુકૂલન વધુ મહત્ત્વ ધરાવે છે.

## પ્રકરણ ૮, પૃ. ૧૦૪-૧૦૭

ડ્યૂરિંગ, પૃ. ૧૪૧

**જીવન** પદાર્થનો વિનિમય, અર્થાત્ ચયાપચય, જીવનની સૌથી મહત્ત્વની ઘટના છે એ હકીકત અસંખ્ય વખત છેલ્લાં વીશ વર્ષો દરમિયાન શરીરક્રિયા-વિજ્ઞાની-રસાયણવિજ્ઞાનીઓ અને રસાયણવિજ્ઞાની-શરીરક્રિયાવિજ્ઞાનીઓએ ભારપૂર્વક જણાવી છે અને તેનું અહીં જીવનની વ્યાખ્યા તરીકે વારંવાર પુનરાવર્તન થાય છે. પણ તે વ્યાખ્યા નથી બરાબર કે નથી પરિપૂર્ણ. જીવનની **ગેરહાજરીમાં** પણ પદાર્થનો વિનિમય જોવા મળે છે, દાખલા તરીકે, પૂર્ણ પ્રમાણમાં કાચી સામગ્રી હોય તો સાદી રાસાયણિક પ્રક્રિયાઓમાં સતત પોતાની સ્થિતિનું પુનરુત્પાદન થાય છે, આ પ્રક્રિયાનું વાહન ચોક્કસ પદાર્થ (દાખલા તરીકે, જુઓ રોસ્કો, ૧૦૨, સલ્ફરીક ઍસિડનું ઉત્પાદન)[170] આંતરજાત **(endosmose)** અને બહિર્જાત **(exosmose)**માં (મૃત જૈવ અને અજૈવ ત્વચાઓ મારફત?), ટ્રોબેના કૃત્રિમ કોષો અને તેના માધ્યમમાં રહેલું છે. ચયાપચય જીવનની ઘટના કહેવાય છે તેની પણ વધુ ચોક્કસ વ્યાખ્યાની જરૂર છે. આ રીતે, તમામ ઊંડા પાયા, ગૂઢ કલ્પનાઓ અને ઊંડા સંશોધન છતાં પણ આપણે આ વસ્તુના તળિયા સુધી પહોંચ્યા નથી અને હજુ પૂછીએ છીએ કે જીવન શું છે.

વિજ્ઞાન માટે વ્યાખ્યાઓનો કોઈ અર્થ નથી કારણ તે કાયમ અપૂરતી હોય છે, ખરી વ્યાખ્યા માત્ર વસ્તુના વિકાસમાં છે, પણ આ કોઈ વ્યાખ્યા ન કહેવાય. જીવન શું વસ્તુ છે અને તે દર્શાવવા માટે આપણે જીવનનાં તમામ રૂપોનો અભ્યાસ કરવો પડે અને તેની આંતરસંબંધો સાથેની રજૂઆત કરવી પડે. બીજી બાજુથી, **સામાન્ય હેતુ માટે**, કહેવાતી વ્યાખ્યાના સૌથી સાધારણ તેમ જ સૌથી મહત્ત્વના લક્ષણનો ટૂંક સાર ઘણી વાર ઉપયોગી અને જરૂરી

પણ છે, અને તેમાં વધુ અપેક્ષા ન રાખીએ તો તે નુકસાનકર્તા પણ નથી. તેથી જીવનની આવી વ્યાખ્યા આપવાની આપણે કોશિશ કરીએ — એવી કોશિશ કે જેમાં ઘણા માનવીઓએ પોતાના ભેજાનું દહીં કર્યું છે. (જુઓ નિકોલ્સોન)[171]

જીવન એ ઑલ્બ્યુમન પદાર્થોના અસ્તિત્વની પદ્ધતિ છે, અને આ પદ્ધતિ એટલે તેના રાસાયણિક અંગોનું પોષણ તથા ઉત્સર્જન મારફત સતત પુનર્જીવન.

...પછી, ઑલ્બ્યુમનના મૂળભૂત કાર્ય તરીકે પદાર્થના જૈવ ચયાપચય અને તેમાં વિશિષ્ટ સુઘટ્ય દ્રવ્યોમાંથી જીવનનાં તમામ સૌથી સાદાં કાર્યો ઉદ્ભવે છે — ઉદ્દીપનશીલતા, પોષણ અને ઑલ્બ્યુમનના અરસપરસ આંતરક્રિયામાં તેનો સમાવેશ છે જ; ખોરાકની વપરાશમાં સંકોચાઈ જવાની ક્રિયા; વિકાસની શક્યતા — જે સૌથી નીચેના તબક્કે (મોનેરા) વિખંડનથી પ્રસારણ; આંતરિક ગતિ, જેના વિના ગળા નીચે ઉતારવાનું કે પાચન કરવાનું શક્ય નથી. પરંતુ સાદા સુઘટ્ય દ્રવ્યમાંથી કોષ અને આ રીતે કોષમાંથી જૈવ પદાર્થ તરફની પ્રગતિ કઈ રીતે સધાઈ તે પ્રથમ તો નિરીક્ષણથી સમજવી જોઈએ, પણ આવી સમીક્ષા જીવનની સાદી વ્યવહારુ વ્યાખ્યાનો ભાગ નથી. (પૃ. ૧૪૧ ઉપર ડ્યૂરિંગ સમગ્ર વચગાળાના વિશ્વનો ઉલ્લેખ કરે છે, કારણ કે પરિભ્રમણ વાટિકાઓ અને "જીવાણુ યોજના" સિવાય સાચું જીવન નથી. એક તેજસ્વી ફકરો).

## પ્રકરણ ૧૦, પૃ. ૧૨૩-૧૩૦

## (ડ્યૂરિંગ — અર્થશાસ્ત્ર. — બે પુરુષો)

જ્યાં સુધી નૈતિકતાનો મુદ્દો હોય ત્યાં સુધી ડ્યૂરિંગ બધાની સમાન કક્ષાનો હોય છે, પરંતુ જેવું અર્થશાસ્ત્ર ચર્ચા નીચે આવે એટલે એ અટકી જાય છે. દાખલા તરીકે, જો એ બે પુરુષોમાં એક અમેરિકન હોય જે બધો વ્યાપાર અજમાવે છે અને એક બર્લિનનો વિદ્યાર્થી કે જે પોતાના સ્નાતક પ્રમાણપત્ર સિવાય તેમ જ વાસ્તવિકતાનું તત્ત્વજ્ઞાન અને વધારામાં શસ્ત્રો જે આડશોથી મજબૂત બન્યાં નથી, એ સિવાય કશું ધરાવતો નથી, તો એ બે વચ્ચે સમાનતા ક્યાંથી આવે? અમેરિકન તમામ ઉત્પાદન કરે છે, વિદ્યાર્થી માત્ર અહીંતહીં મદદ કરે છે, પણ વહેંચણી તો દરેકના પ્રદાનથી થાય છે; થોડા સમયમાં જ અમેરિકન પાસે એ વસાહતની કોઈ પણ સંભવિત વસ્તી વૃદ્ધિનું મૂડીવાદી

રીતે શોષણ કરવાનાં સાધનો હશે. મૂડીવાદી ઉત્પાદન અને સમગ્ર આધુનિક વ્યવસ્થા આ રીતે બે પુરુષો કોઈ તલવારની મદદ વિના સ્થાપે છે.

## પ્રકરણ ૧૦, પૃ. ૧૩૧-૧૩૬

ડ્યૂરિંગ-પુરાણ.

**સમાનતા — ન્યાય.** — સમાનતા ન્યાયની અભિવ્યક્તિ છે, સામાજિક અને રાજકીય નિયમોનો અનુભવસિદ્ધ સિદ્ધાંત છે, એ વિચાર ઐતિહાસિક રીતે ઉદ્‌ભવેલો છે. આદિમ જાતિઓમાં તેનું અસ્તિત્વ ન હતું અથવા અલગ જાતિના પૂરા સભ્યો માટે મર્યાદિત રીતે હતું, તે સમાજ ગુલામી પ્રથાથી જકડાયેલો હતો. પ્રાચીન કાળની લોકશાહીમાં એવું જ હતું. ગ્રીક, રોમન, જંગલી, મુક્ત માનવ અને ગુલામો, મૂળ પ્રજા અને બહારના આવેતુઓ, નાગરિકો અને ભટકતી ટોળીઓ — વગેરે તમામ પ્રજાઓની સમાનતાનો વિચાર ફક્ત ગાંડપણ જ નહિ પણ પ્રાચીન લોકો માટે ગુનો ગણાતો, અને ખ્રિસ્તીકાળમાં આ વિચારના પ્રથમ પુરસ્કર્તાઓને શિક્ષા કરવામાં આવેલી. ખ્રિસ્તી ધર્મમાં **પરમેશ્વર સમક્ષ તમામ લોકોની પાપિયો તરીકે નકારાત્મક સમાનતા** પ્રથમ તો હતી, અને વધુ સંકુચિત રીતે કહીએ તો પરમેશ્વરનાં તમામ સંતાનો એવા અર્થમાં સમાન હતાં કે તેમને ઉદ્ધાર ઈસુ ખ્રિસ્તની મહેરબાની અને લોહીથી થયો હતો. આ બન્ને અર્થઘટનોનું મૂળ ખ્રિસ્તી ધર્મે ગુલામો, હકાલપટ્ટી પામેલાઓ, મિલકત વિહોણાઓ, શિક્ષા પામેલાઓ અને કચડાયેલાઓના ધર્મ તરીકે જે ભાગ ભજવ્યો તેમાં રહેલું છે. ખ્રિસ્તી ધર્મના વિજય પછી આ સંજોગો પાછળ ધકેલાઈ ગયા અને મુખ્ય મહત્ત્વ શ્રદ્ધાળુ અને જંગલી મૂર્તિપૂજકો, રૂઢિચુસ્તો અને પાખંડીઓ વચ્ચેના વિરોધને આપવામાં આવ્યું. શહેરોના તેમ જ વધતે ઓછે અંશે મૂડીવાદી તત્ત્વો અને સર્વહારા વર્ગના વિકાસ સાથે મૂડીવાદી અસ્તિત્વની એક શરત તરીકે સમાનતાની માંગનો ઉદય પણ થવા સર્જાયેલો જ હતો, તેની સાથે સર્વહારા વર્ગ એવા તારણ ઉપર આવ્યો કે રાજકીય સમાનતામાંથી સામાજિક સમાનતાનો ઉદય થવો જોઈએ. કુદરતી રીતે આ ભાવનાએ ધાર્મિક રૂપ ધારણ કર્યું, જે પ્રથમ વાર કિસાન યુદ્ધમાં વ્યક્ત થયું હતું.

એ પ્રથમ વખત તમામ માનવતા તરફથી રુસોએ તીક્ષ્ણ ભાષામાં મૂડીદારોનો પક્ષ રજૂ કર્યો. મૂડીદારોની તમામ માગણીઓની માફક અહીં પણ

સર્વહારા વર્ગે પોતાનો વિધાયક પડછાયો પાથર્યો અને પોતાનાં અલગ તારણ કાઢયાં (બાબ્યેફ). મૂડીવાદી સમાનતા અને સર્વહારા વર્ગની તારણ કાઢવાની ક્રિયા વચ્ચેનો સંબંધ વધુ વિસ્તૃત રીતે વિકસાવવો જોઈએ.

તેથી સમાનતા = ન્યાયના સિદ્ધાંતને ઘડવામાં ભૂતકાળના તમામ ઈતિહાસને ધ્યાનમાં રાખવો પડયો અને આ સફળતા તો જ્યારે મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ અસ્તિત્વમાં આવ્યા ત્યારે જ સાંપડી. વળી, સમાનતાના સિદ્ધાંતનું મહત્ત્વ એટલા માટે વધ્યું કે તેમાં એવી અપેક્ષા હતી કે વિશેષાધિકારો હોવા ન જોઈએ, તેથી મૂળભૂત રીતે આ વિચાર **નકારાત્મક** છે અને તે તમામ ભૂતકાળને કંગાળ ગણે છે. તેમાં ભાવાત્મક અંતસ્તત્ત્વની ગેરહાજરી તેમ જ તમામ ભૂતકાળના ઈતિહાસને આડેધડ નકારી કાઢતું વલણ હોવાથી, એટલે ૧૭૮૯-૧૭૯૬ની મહાન ક્રાંતિ તરફથી તેની ઘોષણાને લાયક હતો એવી જ રીતે સામાજિક પદ્ધતિઓની રચનામાં મશગૂલ મૂર્ખ લોકો તરફથી ગુણગાનને પણ લાયક જ હતો. પરંતુ સમાનતા = ન્યાયના વિચારને સૌથી ઉચ્ચ સિદ્ધાંત અને શાશ્વત સત્ય તરીકે જાહેર કરવો એ નરી વાહિયાત રીત હતી. સમાનતા અસમાનતાના વિરોધમાં જ સંભવી શકે, ન્યાય અન્યાયની સામે, તેથી આ વિચારોમાં હજુ જૂના ભૂતકાળના ઈતિહાસ અને જૂની સમાજરચના સામેના વિરોધનો ભાર લાદેલો છે જ.*

**શાશ્વત** ન્યાય અને સત્યના એ દાવાને બંધ કરવા આટલું પૂરતું છે. સામ્યવાદી શાસન નીચે સામાજિક વિકાસની થોડી પેઢીઓ તથા વૃદ્ધિ પામેલાં સાધનોને કારણે એવો તબક્કો આવવો જોઈએ કે જ્યારે સમાનતા અને અધિકાર અંગેની આ ડંફાશો એટલી જ હાસ્યાસ્પદ લાગશે જેટલી આજે ઉમરાવોના આજન્મ વિશેષાધિકારોની વાત લાગે છે; આવા સમાજમાં જૂની અસમાનતા, જૂના ભાવાત્મક કાનૂન અને નવા વચગાળાના કાનૂન સામેનો વિરોધ વ્યવહારુ જીવનમાંથી અદૃશ્ય થાય છે, જ્યાં જે કોઈ ભારે મિથ્યા પંડિતાઈથી ઉત્પાદનમાંથી પોતાના ન્યાયી અને સમાન હિસ્સા માટે આગ્રહ કરે તેને બમણું આપીને લોકો ધૃણાપૂર્વક તેના પ્રત્યે હસે છે. હેર ડયૂરિંગને પણ આ બધું "ભાખી શકાય" એવું લાગશે, તો પછી ઐતિહાસિક સ્મૃતિઓના ગોદામમાં નહિ તો બીજે ક્યાં

---

*અહીં હસ્તપ્રતના હાંસિયામાં આવી નોંધ છે: "ચીજોના ઉત્પાદનમાં સામાન્ય માનવીય શ્રમની સમાનતામાંથી ઉદ્‌ભવેલો સમાનતાનો વિચાર. 'મૂડી', પૃ. ૩૬", જુઓ, 'મૂડી', ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૭૪, પૃ. ૬૬. —સં.

સમાનતા અને ન્યાય માટે જગ્યા હશે? એ હકીકત છે કે આજે આવાં વાક્યો સુંદર પ્રચાર સામગ્રી બની શકે છે પરંતુ તેનાથી તે શાશ્વત સત્ય તો બની જ નહિ શકે.

(સમાનતામાં **શું** રહેલું છે તેનું બયાન કરવું જોઈએ — અધિકારો ઉપર અવરોધો, વગેરે.)

વળી, સમાનતાનો અમૂર્ત સિદ્ધાંત આજે તથા ભાવિમાં ઠીક ઠીક સમય સુધી એક વાહિયાત વાત ગણાશે. સમાજવાદી સર્વહારા અથવા વિચારકને એવું કદી નહિ સૂઝે કે પોતાની અને કોઈ જંગલવાસી અથવા તિએરા ડેલ ફ્યુગોના કોઈ રહેવાસી, કે પછી કોઈ **કિસાન** અથવા અર્ધ-સામંતી દહાડિયા ખેતમજૂર વચ્ચે પણ અમૂર્ત સમાનતા માન્ય રાખી શકાય એમ છે. અને જેવો આ વાતનો વિજય થાય, ભલે માત્ર યુરોપમાં જ, ત્યારે અમૂર્ત સમાનતાની દૃષ્ટિ ઉપર પણ વિજય પ્રાપ્ત કરી શકાશે. બુદ્ધિપૂર્વકની સમાનતાના ઉદય સાથે એ અમૂર્ત સમાનતા નિરર્થક બની રહે છે. આજે જ્યારે સમાનતાની માંગ કરવામાં આવે ત્યારે તે બૌદ્ધિક અને નૈતિક **સમાનતાની** અપેક્ષાથી થાય છે, જે **વર્તમાન ઐતિહાસિક સંજોગોમાં** આપોઆપ ઊતરી આવે જ છે. **શાશ્વત** નૈતિકતા કાયમ તમામ કાળમાં અને **તમામ સ્થળે** શક્ય હોવી જોઈએ. પરંતુ ડ્યૂરિંગ પણ સમાનતાના સંબંધમાં આવું પ્રતિપાદન નથી કરી શકતો, ઊલટાનું, તે દમનના વચગાળાના સમયને તારવે છે, અને તેથી એકરાર કરે છે કે સમાનતા કોઈ શાશ્વત સત્ય નથી પણ ચોક્કસ ઐતિહાસિક સંજોગોની ઐતિહાસિક ઊપજ અને ગુણ જ છે.

મૂડીદાર વર્ગની સમાનતાથી (વર્ગીય **વિશેષાધિકારોની** નાબૂદી) સર્વહારા વર્ગની સમાનતા ઘણી જુદી છે (વર્ગોની ખુદની નાબૂદી). વળી જો આ નાબૂદીથી આગળ જઈએ, એટલે કે અમૂર્ત રીતે કલ્પીએ, તો સમાનતા વાહિયાત બને છે. અને તેથી હેર ડ્યૂરિંગને પાછલે દરવાજેથી સશસ્ત્ર તેમ જ વહીવટી ન્યાયતંત્ર અને પોલીસ દળને ઘુસાડવાની ફરજ પડે છે.

આ રીતે **સમાનતાનો વિચાર જ ઐતિહાસિક ઊપજ** છે અને તેની રજૂઆત માટે સમગ્ર ભૂતકાળના ઈતિહાસની જરૂર પડેલી, તેથી તેનું અસ્તિત્વ કોઈ શાશ્વત કાળથી સત્ય તરીકે ન હતું. આજે મોટા ભાગના લોકો સિદ્ધાંતમાં તેનો સ્વીકાર કરે છે તે તેના સૂત્રાત્મક સ્વરૂપને આભારી નથી પરંતુ **અઢારમી સદીના વિચારોના ફેલાવાને** કારણે છે. અને, તેથી, બે પ્રખ્યાત પુરુષો આજે સમાનતાના સિદ્ધાંત ઉપર વલણ લે તો તેનો ખુલાસો એ કે તેમને ઓગણીસમી સદીના

લોકો તરીકે રજૂ કરવામાં આવેલા અને એવું વલણ તેમના માટે **"સ્વાભાવિક"** હતું. **સાચા** માનવીઓ કઈ રીતે વર્તે અથવા કઈ રીતે વર્તેલા તેનો આધાર તેઓ જીવતા હોય એ ઐતિહાસિક સંજોગો ઉપર જ રહેલો છે.

પ્રકરણ ૯, પૃ. ૧૧૮-૧૨૧ પ્રકરણ ૧૦, પૃ. ૧૩૧-૧૩૬

**(સામાજિક સંબંધો ઉપર વિચારોનું અવલંબન)**

એવી જે કલ્પના છે કે **લોકોના વિચારો અને ખ્યાલો તેમના જીવનના સંજોગોનું સર્જન કરે છે**, નહિ કે સંજોગો વિચારોનું સર્જન કરે, એનું ખંડન તમામ ભૂતકાળના ઈતિહાસે કર્યું છે, જેમાં જે ધારવામાં આવેલું તેના કરતાં પરિણામો જુદાં જ આવેલાં અને આગળ જતાં તો મોટા ભાગે તે પરિણામો તેની વિરુદ્ધનાં જ આવેલાં. માત્ર દૂરના ભાવિમાં આ કલ્પના વાસ્તવિક બની શકશે કે જ્યારે માનવી આગળથી જ સામાજિક પદ્ધતિના પરિવર્તનની જરૂરત બદલાતા સંજોગોને કારણે સમજશે અને તેના ઉપર એ સંજોગો લદાય એ પહેલાં તેને માટેની ઈચ્છા તેણે રાખી જ હશે. એ સત્ય **કાનૂનના** વિચારોને તેમ જ રાજકારણને પણ લાગુ પડે છે, (આ વાતને લાગેવળગે છે ત્યાં સુધી તેની ચર્ચા "તત્ત્વજ્ઞાન"માં કરવાની છે, જ્યારે "બળ"ને અર્થશાસ્ત્ર માટે અનામત રાખવાનું).

પ્રકરણ ૧૧, પૃ. ૧૪૫-૧૪૬

(ભાગ ૩. પ્રકરણ ૫, પૃ. ૩૮૩-૩૮૫)

**પ્રકૃતિનું** સાચું ચિંતન પણ મુશ્કેલ બને છે, જે અનુભૂતિના લાંબા ઈતિહાસની ઊપજ છે. આદિકાળમાં પ્રકૃતિનાં પરિબળો કંઈક બાહ્ય, અલિપ્ત લાગતાં, કંઈક ભેદી અને વધુ ચડિયાતાં દેખાતાં. અમુક તબક્કામાં, જેમાંથી તમામ **સભ્ય** પ્રજાઓ પસાર થઈ છે, માનવી પરિબળોને મૂર્ત રૂપ આપીને તેમને અપનાવી લે છે. મૂર્ત રૂપમાં ઉતારવાની આ ઘેલછાને કારણે ઈશ્વરોનું દરેક સ્થળે સર્જન થયું, તેનાથી આ ઘેલછાનું સાર્વત્રિક સ્વરૂપ પુરવાર થાય છે અને આ વચગાળાનો લોકમાન્ય મતનો સમય જરૂરી છે જેમાંથી ધર્મ પણ સાર્વત્રિક બને છે. પ્રકૃતિનાં પરિબળોનું સાચું જ્ઞાન પરમેશ્વરને એક પછી એક આસન

ઉપરથી ઉઠાડે છે (સેક્કી અને સૂર્યમંડળની તેની પદ્ધતિ). આ પ્રક્રિયા હવે એટલી આગળ વધી છે કે સૈદ્ધાંતિક રીતે તેનો અંત પણ આવી ચૂક્યો છે.

**સમાજ વિષેના** વિચારો તેથી પણ વધુ મુશ્કેલ છે. સમાજનું ઘડતર આર્થિક સંબંધો, ઉત્પાદન અને વિનિમય તેમ જ ઐતિહાસિક પૂર્વતૈયારીના સંજોગો થકી થાય છે.

પ્રકરણ ૧૨, પૃ. ૧૫૩-૧૫૬

('પ્રસ્તાવના' પૃ. ૨૭-૩૦)

**વિરોધ**—કોઈ પણ વસ્તુ તેના વિરોધથી લદાયેલી હોય તો તેની ખુદની અંદર **આંતરવિરોધ** હોય છે, અને ચિંતનમાં તેની એ જ રીતની છાયા હોય છે. દાખલા તરીકે, જે વસ્તુ કાયમ એક જ પ્રકારની રહેવા છતાં તેનું પરિવર્તન થયા કરતું હોય તેમાં **આંતરવિરોધ** છે, તેના ઉપર "સ્થગિતપણા"નું અને "પરિવર્તન"નું બન્નેનું પ્રભુત્વ હોય છે.

પ્રકરણ ૧૩

**(નિષેધનો નિષેધ)**

...તમામ ઈન્ડો-જર્મન પ્રજાઓએ **સહિયારી** મિલકતથી શરૂ કરેલું. અને લગભગ બધી જ પ્રજાઓમાં તેની નાબૂદી થઈ, તેને સામાજિક વિકાસક્રમ દરમિયાન **નકારવામાં આવી**, તેને સ્થાને અન્ય રૂપો—ખાનગી મિલકત, સામંતી મિલકત, વગેરે મુકાયાં. હવે સામાજિક ક્રાંતિનું કર્તવ્ય આ નિષેધનો નિષેધ કરવાનું છે, વિકાસના ઉચ્ચ સ્તર ઉપર સહિયારી માલિકીને પુનઃસ્થાપિત કરવાનું છે. અથવા : પ્રાચીન યુગનું તત્ત્વજ્ઞાન સ્વયંભૂ ભૌતિકવાદ હતું. તેમાંથી આદર્શવાદ, અધ્યાત્મવાદ, ભૌતિકવાદનો ઈનકાર, પ્રથમ તો આત્મા અને શરીરના વિરોધ તરીકે, પછી "આત્મા અમર" અને "એકેશ્વરવાદ"માં એ ઈનકાર થયો. આ અધ્યાત્મવાદને ખ્રિસ્તી ધર્મના માધ્યમ વડે સાર્વત્રિક રીતે પ્રસારવામાં આવ્યો. નિષેધના આ નિષેધમાં જૂના વિચારનું પુનરુત્થાન આધુનિક ભૌતિકવાદના ઉચ્ચ સ્તર ઉપર થયું, જે ભૂતકાળથી ઊલટું, આધુનિક વૈજ્ઞાનિક સમાજવાદમાં તેનું વૈચારિક તારણ કાઢે છે.

...એ કહેવાની જરૂર નથી કે આ પ્રાકૃતિક અને ઐતિહાસિક પ્રક્રિયાઓનું પ્રતિબિંબ ચિંતક દિમાગમાં પડે છે, દાખલા તરીકે $-a \times -a$ વગેરે; અને અગત્યના દ્વંદ્વાત્મક પ્રશ્નો આ પદ્ધતિથી જ ઉકેલાય છે.

પરંતુ એમાં ખરાબ વ્યર્થ નિષેધ પણ હોય છે.

સાચો, પ્રાકૃતિક, ઐતિહાસિક અને દ્વંદ્વાત્મક નિષેધ (ઔપચારિક રીતે લેતાં) તમામ વિકાસનું વિશિષ્ટ સંચાલક બળ છે — બે વિરોધોમાં વિભાજન તેમનો સંઘર્ષ અને અંતમાં પાછો સુમેળ. સાથે સાથે, મળેલા અનુભવોના આધારે અસલ જુદા પડવાનું બિંદુ આવે છે (આંશિક રીતે ઇતિહાસમાં, સંપૂર્ણ રીતે ચિંતનમાં), પણ ઉચ્ચ સ્તર ઉપર. વ્યર્થ નિષેધ શુદ્ધ આત્મનિષ્ઠ અને વૈયક્તિક હોય છે. તે વસ્તુના વિકાસનો તબક્કો નહિ હોવાને કારણે બહારથી દાખલ કરેલું **મંતવ્ય** છે. તેમાંથી કશું ઊપજતું નથી, તેથી આ નિષેધ કરનારનો મેળ વિશ્વ સાથે બેસતો નથી, અસ્તિત્વમાં રહેલી તમામ ચીજોમાં તે કંઈક દોષ જુએ છે, સમગ્ર ઐતિહાસિક વિકાસમાં ક્ષતિ જુએ છે. એ સાચું કે પ્રાચીન ગ્રીક લોકોએ થોડી ચીજો હાંસલ કરી, પરંતુ તેઓ વર્ણપટીય પૃથક્કરણ, રસાયણવિજ્ઞાન, અવકલન, વરાળ-યંત્રો, પાકી સડકો, વિદ્યુત તાર, અથવા રેલવે વિષે કશું જાણતા ન હતા. આવા મામૂલી લોકોની ઊપજ ઉપર લાંબું વિસ્તરણ શા માટે? બધું જ ખરાબ છે — આ પ્રકારનો નિષેધ નિરાશાવાદી છે — આપણી ઉચ્ચ જાત જે સંપૂર્ણ છે એ સિવાય બધું ખરાબ છે, તેથી આપણો નિરાશાવાદ આશાવાદમાં બદલાય છે. આ રીતે આપણે ખુદ નિષેધનો નિષેધ ચાલુ રાખીએ છીએ.

રુસોની ઇતિહાસ દૃષ્ટિ પણ — અસલ સમાનતા, અસમાનતાથી પતન, ઉચ્ચ સ્તર ઉપર સમાનતાનું પુનઃસ્થાપન — એ બધું નિષેધનો નિષેધ છે.*

ડ્યૂરિંગ સતત આદર્શવાદનો બોધ આપે છે — **આદર્શ** કલ્પના, વગેરે. ભાવિ વિષે જો આપણે વર્તમાન સંબંધો ઉપરથી તારણ કાઢીએ, જો આપણે ઇતિહાસના ક્રમમાં **નકારાત્મક** તત્ત્વોની **ભાવાત્મક** બાજુનું સંશોધન અને સમીક્ષા કરીએ — અને આવું અતિ સંકુચિત પ્રગતિવાદી આદર્શવાદી લાસકેર પણ કરતો — તો ડ્યૂરિંગ તેને "આદર્શવાદ" માને છે અને તેમાંથી ભાવિની એવી યોજના કરવાનો હક તારવે છે કે જે શાળાઓના પાઠ્યક્રમ પણ સૂચવે છે, છતાં તે યોજના વિચિત્ર છે કારણ કે તેનું મંડાણ અજ્ઞાનતા ઉપર થયેલું છે.

---

*આ નોંધ હસ્તપ્રતના હાંસિયામાં લખેલી છે. — સં.

અને તે એ હકીકતને ચૂકી જાય છે કે એમ કરવા જતાં તે પણ **નિષેધનો નિષેધ** કરી બેસે છે.

પ્રકરણ ૧૩, પૃ.૧૭૩-૧૭૫

## નિષેધનો નિષેધ અને આંતરવિરોધ

"હેગેલ કહે છે કે ધનાત્મકની 'શૂન્યતા' એક ચોક્કસ શૂન્યતા છે.[172] "વિકલોને કંઈક એવાં **વાસ્તવિક શૂન્યો** તરીકે ગણી શકાય—અને તેમની જોડે **એવું જ** વર્તન કરી શકાય—કે જેનો એકબીજાની સાથે ખાસ જાતનો સંબંધ હોય છે, જે વિચારાધીન પ્રશ્નની સ્થિતિથી નિર્ધારિત થાય છે." બોસ્સૂએ જણાવ્યું છે કે આ વાત ગણિતની દૃષ્ટિએ મૂર્ખાઈ નથી.

$\frac{0}{0}$ ચોક્કસ મૂલ્યનું પ્રતિનિધિત્વ કરી શકે છે, એટલી શરતે કે તે અંશ અને છેદના એકીવેળાએ લોપના પરિણામે પ્રાપ્ત થાય. એ જ રીતે જ્યાં $0:0=A:B$ ત્યાં $\frac{0}{0}=\frac{A}{B}$; પણ A તથા B નું મૂલ્ય બદલાતાં એ પણ બદલાય છે (પૃ. ૯૫, ઉદાહરણો). અને એ શું "આંતરવિરોધ" નથી કે શૂન્યો પ્રમાણો રચે છે, એટલે કે તેમનું સામાન્ય મૂલ્ય હોઈ શકે છે પરંતુ એવાં જુદાં જુદાં મૂલ્યો પણ હોઈ શકે છે કે જે આંકડામાં વ્યક્ત થઈ શકે? ૧:૨=૧:૨; ૧−૧:૨−૨=૧:૨; ૦:૦=૧:૨.[173]

ડ્યૂરિંગ ખુદ કહે છે કે અત્યણુ પરિમાણોનાં આ સંકલન ગણિતમાં સૌથી ઉચ્ચ છે, સાદા શબ્દોમાં અનુકલન ગણિત. અને કઈ રીતે આ કરવામાં આવે છે? મારી પાસે બે, ત્રણ કે તેથી વધુ ચલ માત્રાઓ છે, એટલે કે તે બદલાય છે ત્યારે ચોક્કસ સંબંધો જાળવી રાખે છે—દાખલા તરીકે બે માત્રાઓ x અને y, હવે મારે સામાન્ય ગણિતથી ન ઊકલે એવો દાખલો ઉકેલવાનો છે જેમાં x અને y કામ કરે છે. તો હું x અને y ને એટલા સૂક્ષ્મ રીતે લઉં કે બીજી કોઈ પણ સાચી માત્રાની સરખામણીમાં તે અદૃશ્ય થાય છે— x અને y માંથી તેના **અન્યોન્ય સંબંધ** સિવાય કશું બચતું નથી, કોઈ ભૌતિક પાયા વિના પરિણામે $\frac{dx}{dy}=\frac{0}{0}$ પરંતુ $\frac{0}{0}$ $\frac{x}{y}$ ના અંશમાં વ્યક્ત થાય છે. બે માત્રાઓ વચ્ચેનો આ અંશ જે અદૃશ્ય થયો છે તેના અદૃશ્ય થવાની સ્થિર

ક્ષણ આંતરવિરોધ છે, પરંતુ એથી આપણને કશી પરેશાની થતી નથી. અને મેં x અને y નો **નિષેધ** કરવા સિવાય બીજું શું કર્યું છે? જોકે એ રીતે નહિ કે મારે હવે તેની કોઈ ચિંતા જ ન હોય, પણ એ રીતે કે જે આ દાખલાને અનુરૂપ હોય. x અને y ને સ્થાને મારી પાસે તેનો નિષેધ dx અને dy તેની રચના અને સમીકરણમાં છે. રાબેતા મુજબ હું આ રચના સાથે કામ લઉં છું, dx અને dy સાચી માત્રા હોય તેમ, અને અમુક બિંદુએ હું નિષેધનો નિષેધ કરું છું, એટલે કે હું વિકલન રચનાનું અનુકલન કરું છું અને dx તથા dy ને સ્થાને સાચી માત્રાઓ x અને y ગોઠવું છું, તો હું શરૂમાં હતો ત્યાં નથી જ, પણ આ રીતના ઉપયોગથી મેં એવો દાખલો ઉકેલ્યો છે જેના ઉપર સામાન્ય ભૂમિતિ અને બીજગણિત નિરર્થક જડબાં ભાંગે છે.

## ભાગ ૨

### પ્રકરણ ૨

ઉત્પાદનનું મુખ્ય રૂપ જ્યાં જ્યાં **ગુલામી પ્રથા** છે ત્યાં તે શ્રમને અધમ પ્રવૃત્તિમાં ફેરવે છે, પરિણામે મુક્ત માનવીઓ માટે તે ક્રિયા માનભંગ ગણાય છે. તેથી ઉત્પાદનની આવી પદ્ધતિમાંથી અન્ય માર્ગ બંધ થાય છે, જ્યારે બીજી બાજુથી વધુ વિકસિત ઉત્પાદન માટે ગુલામી પ્રથા એક અવરોધક બળ છે, તાકીદે તેની નાબૂદીની જરૂરત ઊભી થાય છે. ગુલામી પ્રથા ઉપર મંડાયેલ તમામ ઉત્પાદનનું તથા જે કોઈ સમાજમાં તે પ્રવર્તે છે તેનું પતન થવા લાગે છે. મોટા ભાગે તેનો ઉકેલ વધુ બળવાન જાતિઓનું અંકુશ નબળી જાતિ ઉપર સ્થપાય છે તેમાં આવે છે (ગ્રીસ ઉપર મેસીડોનીયા અને પછીથી રોમ). જ્યાં સુધી આ બળવાન જાતિની અંદર પણ ઉત્પાદનની પદ્ધતિ ગુલામી પ્રથા ઉપર મંડાયેલી હોય ત્યાં સુધી તેમાં માત્ર કેંદ્રનો ફેરબદલો થાય છે અને જૂની પ્રક્રિયાનું પુનરાવર્તન થાય છે, છેવટે વિજયી જાતિ (રોમન) ગુલામી પ્રથાને સ્થાને નવી ઉત્પાદન પદ્ધતિ મૂકે છે. અથવા ગુલામી પ્રથાની નાબૂદી ફરજિયાત કે મરજિયાત રીતે થાય છે, જ્યારે **અગાઉની ઉત્પાદન પદ્ધતિ નાશ પામે છે** અને વિશાળ ફલક ઉપરની ખેતીને સ્થાને નાના કિસાનની ખેતી થાય છે, જેમ કે અમેરિકામાં. એ દૃષ્ટિએ ગ્રીસનો પણ ગુલામી પ્રથાને કારણે વિનાશ થયો, એરિસ્ટોટલે કહી જ દીધેલું કે ગુલામો સાથેનો વ્યવહાર નાગરિકોને હતાશ

કરતો હતો, એ વાત તો બાજુએ રહી કે ગુલામી પ્રથાને કારણે નાગરિકો માટે કોઈ કામ કરવાનું અશક્ય છે. (ઘરગથ્થુ ગુલામી પ્રથા જે પૂર્વમાં પ્રવર્તે છે તે જુદી વાત છે. અહીં તે ઉત્પાદનમાં સીધી નહિ બલકે આડકતરી રીતે પાયો બને છે, કુટુંબના એક અંગ તરીકે, અને અદૃશ્ય રીતે તે કુટુંબ જ બની જાય છે (જનાનખાનાની ગુલામ બાંદીઓ).

## પ્રકરણ ૩

ડ્યૂરિંગના ધૃણાપાત્ર ઈતિહાસમાં **બળ** સર્વવ્યાપી છે. પરંતુ સાચી પ્રગતિશીલ ઐતિહાસિક ગતિમાં **ભૌતિક ફાયદાઓનું** પ્રભુત્વ હોય છે અને તેમને **જાળવી રાખવામાં આવે છે.**

## પ્રકરણ ૩

બળ, લશ્કર, કઈ રીતે ટકાવવામાં આવે છે? **નાણા** થકી, તેથી ફરી વાર તેનો આધાર ઉત્પાદન ઉપર છે. એથેન્સનો નૌકા કાફલો અને ૩૮૦-૩૪૦ની નીતિ. મિત્રદેશો સામે અખત્યાર કરેલું બળ વ્યર્થ જાય છે—લાંબી અને ભીષણ લડાઈ માટે ભૌતિક સાધનોની ખામી છે. નવા ઉદ્યોગોએ ઈંગ્લૅંડની સેનાને મદદ આપી તેનાથી નેપોલિયનનો પરાજય થયો.

## પ્રકરણ ૩

### (પક્ષ અને લશ્કરી તાલીમ)

અસ્તિત્વના સંઘર્ષમાં ડ્યૂરિંગનો શસ્ત્રો તથા સંઘર્ષ સામેનો અણગમો જોતાં એ વાત ઉપર ભાર મૂકવો જોઈએ કે ક્રાંતિકારી પક્ષે એ પણ જાણવું જોઈએ કે સંઘર્ષ કેમ લડવો. શક્ય એટલા નજીકના ભવિષ્યમાં તેણે ક્રાંતિ કરવી પડશે, પરંતુ વર્તમાન નોકરશાહી લશ્કરી રાજ્ય સામે નહિ. રાજકીય રીતે તે બાબ્યેફના ડાયરેક્ટોરેટમાંથી[174] સામ્યવાદમાં છલાંગ મારવાના પ્રયાસ જેવું જ ગાંડપણ હશે; તેમાં કદાચ વધુ ગાંડપણ હશે કારણ કે ડાયરેક્ટોરેટ ગમે તેમ તોયે મૂડીવાદી અને કિસાન સરકાર હતી. પરંતુ મૂડીદારોએ લાદેલા કાનૂનોનું રક્ષણ કરવા

માટે જ પક્ષે મૂડીવાદી રાજ્ય સામે ક્રાંતિકારી પગલાં લેવા પડશે જે વર્તમાન રાજ્યને સ્થાને ગોઠવાશે. તેથી સાર્વત્રિક લશ્કરી તાલીમ આપણા હિતમાં છે અને દરેકે તેનો ફાયદો લડવા માટે ઉઠાવવો જોઈએ, ખાસ કરીને એવા લોકોએ કે જેમનું શિક્ષણ તેમને અફસરની તાલીમનો અધિકાર મરજિયાત એક વર્ષની સેવા દરમિયાન આપે છે.

## પ્રકરણ ૪

## ("બળ" વિષે)

એ વાત માન્ય થયેલી છે કે બળ તમામ "કટોકટી"ના યુગો માટે ક્રાંતિકારી અસર નિર્ણાયક રીતે પેદા કરે છે, જેમ કે સામાજિકતા તરફ પરિવર્તન, પરંતુ તે વખતે પણ તેનો ઉપયોગ વિદેશોના પ્રત્યાઘાતી દુશ્મનો સામે સ્વરક્ષણ માટે થાય છે. તેમ છતાં, માર્ક્સે જેનું બયાન કર્યું છે તે ઈંગ્લૅંડમાં સોળમી સદીની ઊથલપાથલમાં પણ ક્રાંતિકારી તત્ત્વ હતું. સામંતી જગીરોની મિલકતનું મૂડીવાદી જાગીરોમાં રૂપાંતર તેમ જ મૂડીવાદના વિકાસની તે મૂળભૂત શરત હતી. તે જ રીતે ૧૭૮૯ની ફ્રેંચ ક્રાંતિએ ઠીક પ્રમાણમાં બળનો ઉપયોગ કર્યો; ઑગસ્ટ ચોથીએ કિસાનોના હિંસક કૃત્યોને માત્ર મંજૂર કર્યાં અને ઉમરાવો તથા દેવળની વસાહતોનો કબજો લેવાની ક્રિયાએ તેમાં પૂરક ભાગ ભજવ્યો.[175] પ્રાચીન જર્મનોનો બળપૂર્વક મેળવેલો વિજય, જીતેલા પ્રદેશોમાં રાજ્યોનો પાયો નખાયો જેમાં શહેર નહિ પણ ગામનું વર્ચસ્વ રહ્યું, તે કૃત્યની સાથે પ્રાચીન કાળમાં ગુલામી પ્રથાનું રૂપાંતર હળવી વેઠપ્રથામાં થયું.

## પ્રકરણ ૪

## (બળ, સામાજિક મિલકત અર્થશાસ્ત્ર અને રાજકારણ)

જ્યારે ઇન્ડો-જર્મન જાતિઓ યુરોપમાં હિજરત કરી ગઈ ત્યારે તેમણે સ્થાનિક આદિવાસીઓને **બળપૂર્વક** હાંકી કાઢ્યા અને જમીનો ખેડી — જેની માલિકી સમાજની હતી. કેલ્ટ, જર્મનો અને સ્લાવ પ્રજામાં આજે પણ માલિકીનું મૂળ ઐતિહાસિક રીતે કાઢી શકાય છે અને આ પ્રજાઓમાં આજે પણ તેનું અસ્તિત્વ સીધી રીતે (રશિયા) અથવા આડકતરી રીતે (આયર્લૅંડ) સામંતી વેઠપ્રથાના રૂપમાં હયાત છે. જેવી રીતે લાપ્સ અને બાસ્ક લોકો હાંકી કઢાયા હતા તેવું બળ બંધ થયું. આંતરિક બાબતોમાં સમાનતા અથવા મરજિયાત રીતે

સ્વીકારેલા વિશેષાધિકારો પ્રવર્તતા હતા. જ્યાં વ્યક્તિગત કિસાનોની ખાનગી માલિકીનો ઉદય સામૂહિક માલિકીમાંથી થયો ત્યાં સોળમી સદી સુધી આવું વિભાજન સભ્યોમાં સ્વયંભૂ રીતે થયું. ઘણાખરા દાખલાઓમાં તે તદ્દન ધીમે ધીમે થયું અને અહીં હજુ સમાન માલિકીના અવશેષો ઘણી વાર જોવા મળે છે. **બળનો** ઉપયોગ કરવાનો અહીં કોઈ ખ્યાલ ન હતો; તેનો ઉપયોગ માત્ર આ અવશેષો સામે થયો (અઢારમી અને ઓગણીસમી સદીમાં ઇંગ્લૅંડમાં અને જર્મનીમાં મુખ્યત્વે ઓગણીસમી સદીમાં). આયર્લૅંડનો તો ખાસ દાખલો છે. આવી સામૂહિક માલિકી શાંત રીતે ભારતમાં અને રશિયામાં જુદી જુદી જાતના બળજબરીના વિજય તથા તાનાશાહીમાં પણ ચાલુ રહી. ઉત્પાદનના સંબંધો કઈ રીતે બળના રાજકીય સંબંધો નિર્ધારિત કરે છે તેની સાબિતી રશિયા પૂરી પાડે છે. સત્તરમી સદીના અંત સુધી રશિયન કિસાન માત્ર થોડા દમનનો ભોગ હતો, તેને હલનચલનનો હક હતો અને તે ભાગ્યે જ વેઠિયો હતો. પહેલાં રોમાનોવે કિસાનને જમીન સાથે જકડયો. પીટરના સમયમાં રશિયાનો વિદેશ વેપાર શરૂ થયો, જેની પાસે નિકાસ માટે તો ફક્ત ખેતીની ઊપજ હતી. **આને કારણે** કિસાનનું દમન ઉદ્‌ભવ્યું. નિકાસના વિકાસ જેટલી જ તેમાં વૃદ્ધિ થઈ જે **નિકાસને ખાતર જ દમન શરૂ થયેલું**, છેવટે કૅથેરીને દમનને પરિપૂર્ણ બનાવી તેના વિષે કાયદો કર્યો. આ કાનૂનથી જાગીરદારો કિસાનોને વધુ ને વધુ કચડતા ગયા અને તેમની ધૂંસરી વધુ ને વધુ અસહ્ય બનતી ગઈ.

પ્રકરણ ૪

સામાજિક અને રાજકીય સંજોગોનું કારણ બળ હોય તો બળનું કારણ શું છે? તેમાં બીજાના શ્રમની **ઊપજનો** ઉપભોગ અને બીજાની **શ્રમ-શક્તિનું** શોષણ જ કારણભૂત છે. બળને લીધે ઊપજની વપરાશમાં ફેરફાર થયો પણ ઉત્પાદનની પદ્ધતિમાં કશો ફેરફાર ન થયો; વેઠપ્રથાનું રૂપાંતર તે વેતનદાર પ્રથામાં જ્યાં સુધી એ માટેના સંજોગો, એટલે કે ઉત્પાદન માટે વેઠપ્રથા અવરોધક શક્તિ તરીકે, પેદા ન થયા ત્યાં સુધી થઈ ન શક્યું.

પ્રકરણ ૪

અત્યાર સુધી બળ, હવેથી સામાજિકતા. શુદ્ધ પવિત્ર ઇચ્છા — "ન્યાય"ની માંગ. થોમસ મોરે ૩૫૦ વર્ષો પહેલાં[176] આવી માંગ ઉઠાવેલી હતી જ. પણ

હજુ તે પૂરી થઈ નથી. હવે તે કેવી રીતે પૂરી થશે? ડ્યૂરિંગ પાસે પ્રત્યુત્તર નથી, વાસ્તવમાં, આધુનિક ઉદ્યોગ આ માંગને ન્યાયની માંગ તરીકે નહિ પણ ઉત્પાદનની જરૂરત તરીકે સ્થાપે છે, અને તે જ બધું બદલાવે છે.

## ભાગ ૩

### પ્રકરણ ૧

**ફુરિયે*** ('નવી ઔદ્યોગિક અને સામાજિક દુનિયા').

**અસમાનતાનું** તત્ત્વ: "મનવી વૃત્તિથી જ સમાનતાનો દુશ્મન છે." (પૃષ્ઠ ૫૯)

"આ છેતરપિંડીનું તંત્ર — જેને સભ્યતા કહેવામાં આવે છે." (પૃષ્ઠ ૮૧)

"સ્ત્રીઓને મામૂલી ઘરગથ્થુ કામોમાં ધકેલવાથી આપણે દૂર રહેવું જોઈએ, આવાં કામ એવા તત્ત્વજ્ઞાને તેમના ઉપર લાદેલાં છે જે દાવો કરે છે કે સ્ત્રીઓનું કામ માત્ર વાસણ ધોવાનું અને ફાટેલાં કપડાં સાંધવાનું છે." (પૃષ્ઠ ૧૪૧)

"પરમેશ્વરે ઉત્પાદક શ્રમને એવી આકર્ષક સ્થિતિમાં મૂક્યો છે કે જેથી સામાજિક માનવી જેમાં પૂરો સમય વિતાવે છે તેનો **ચોથો ભાગ** જ તેની પાસે એ કામ માટે છે." તેનો બાકીનો બધો સમય ખેતી, પશુપાલન, રસોડામાં અને ઔદ્યોગિક સેનાના કામમાં જાય છે. (પૃષ્ઠ ૧૫૨)

"નાજુક નૈતિકતા, વ્યાપારનો શુદ્ધ અને માયાળુ મિત્ર." (પૃષ્ઠ ૧૬૧) નૈતિકતાની મીમાંસા (પૃષ્ઠ ૧૬૨ અને આગળનાં પૃષ્ઠો).

વર્તમાન સમાજમાં, "સભ્યતાના તંત્રની ગોઠવણીમાં", "કર્મની બેધારી તલવારનું વ્યક્તિગત અને સામૂહિક હિતો વચ્ચે વિરોધ"નું, વર્ચસ્વ છે, "તેમાં જનસમૂહો સામે વ્યક્તિઓનું સાર્વત્રિક યુદ્ધ છે. અને આપણાં રાજકીય વિજ્ઞાનો કર્મની એકતાની વાત કરવાની હિંમત કરે છે!" (પૃષ્ઠ ૧૭૨)

"પ્રકૃતિના અભ્યાસમાં આધુનિકો નિષ્ફળ ગયા, કારણ કે તેઓ અપવાદ અને પરિવર્તનના સિદ્ધાંતથી વાકેફ ન હતા, **સંકર પેદાશોનો** સિદ્ધાંત નહોતા જાણતા. "સંકર પેદાશોનાં" ઉદાહરણો: સફરજન, નાસપતિની એક જાત, સાપ જેવી માછલી, ચામાચીડિયું, વગેરે. (પૃષ્ઠ ૧૯૧)

---

*આ અવતરણોમાં આપેલા શબ્દો અને વાક્યો એંગેલ્સે ફુરિયેની અસલ ફ્રેંચ કૃતિમાંથી નોંધેલાં છે — પૅરિસ, ૧૮૪૫. — સં.

૨

"જુદા જુદા માનવીય સંબંધોનું સર્જન સંકલ્પ શક્તિ કરે છે તે ખુદ પ્રાકૃતિક નિયમોને આધીન છે", એવા ડ્યૂરિંગના કથન વિશે એંગેલ્સે નોંધ કરેલી:

અને તેથી, **ઐતિહાસિક** વિકાસનો ઉલ્લેખ નથી. પ્રકૃતિનો માત્ર શાશ્વત નિયમ, તમામ વસ્તુ માનસક્રિયા છે અને તે કમનસીબે રાજકારણ કરતાં ઘણી વધુ "પછાત" છે.

ગુલામી પ્રથા, વેતનદારની વેઠ અને મિલકત અંગેનું ડ્યૂરિંગનું નિરૂપણ એવું છે કે આ બધાના પાયામાં બળ છે જે "**શુદ્ધ રાજકીય પ્રકારનું** સામાજિક-આર્થિક બંધારણીય **રૂપ** છે", અને એંગેલ્સ તેને વિશે નોંધે છે.

કાયમ એવી માન્યતા કે રાજકીય અર્થશાસ્ત્રના શાશ્વત નિયમો હોય છે અને કોઈ પણ પરિવર્તન કે વિકૃતિ દુષ્ટ રાજકારણને કારણે સર્જાય છે.

તેથી બળના સમગ્ર સિદ્ધાંતમાં એટલું જ સત્ય છે કે આજ સુધી સમાનતાનાં તમામ રૂપો ટકી રહેવા માટે **બળને** જરૂરી ગણવામાં આવતું અને અમુક અંશે આ રૂપોનું સંસ્થાપન પણ બળ વડે જ થયેલું. આ બળનું સંગઠિત રૂપ એટલે **રાજ્યસત્તા**. તેથી એવો સામાન્ય વિચાર રજૂ થાય છે કે માનવી જંગલી અવસ્થામાંથી જેવો બહાર નિકળ્યો તેવી જ રાજ્યોની હયાતી શરૂ થઈ—અને જગતને આ જાણવા માટે ડ્યૂરિંગ સુધી રાહ નહોતી જોવી પડી. પરંતુ આજ સુધી પ્રવર્તેલાં સમાજના રૂપોમાં રાજ્ય અને બળ જ ખાસ કરીને **સમાન રીતે** હતાં. અને જો હું ખુલાસો કરવાની કોશિશ કરું તો, દાખલા તરીકે, પૂર્વની તાનાશાહીઓ, પ્રાચીન પ્રજાસત્તાકો માસીડોનીયન રાજશાહી, રોમન સામ્રાજ્ય અને મધ્ય યુગનો સામંતવાદ **બળ** ઉપર જ મંડાયેલાં હતાં, તો હજુ મેં કશું જ કહ્યું નથી. જુદાં જુદાં સામાજિક અને રાજકીય રૂપો બળને આધારે ઉદ્‌ભવ્યાં એ રીતે નહિ, પરંતુ એ ચીજ કે **જેના ઉપર બળ લાદવામાં આવે** છે, જેને લૂંટવામાં આવે છે, જે તે યુગના ઉત્પાદન પરિબળો અને ઊપજ અને તેની વહેંચણી, તેમાંથી એ પરિણમે છે. પછી એ દેખાશે કે પૂર્વની તાનાશાહી સામૂહિક મિલકતના પાયા ઉપર રચાયેલી, શહેરોનાં પ્રાચીન પ્રજાસત્તાકો

ખેતીમાં રોકાયેલાં, રોમન સામ્રાજ્યનો આધાર મોટી મોટી જાગીરો ઉપર, સામંતવાદમાં શહેર ઉપર ગામડાનું પ્રભુત્વ... વગેરે બધાં ભૌતિક કારણો હતાં.

ઍંગેલ્સે ડ્યૂરિંગનું નીચેનું અવતરણ ટાંક્યું છે:

> "અર્થશાસ્ત્રના પ્રાકૃતિક નિયમો કેટલા ચુસ્ત હતા એ માનસિક રીતે રાજ્ય અને સામાજિક સંસ્થાઓની અસર ભૂંસીને જ પ્રગટ કરી શકાય, ખાસ કરીને બળ અને વેઠપ્રથા ઉપર રચાયેલ મિલકતના નિયમો... આ માટે સંભાળ રાખવી જોઈએ કે વેઠપ્રથા માનવીના સ્વભાવગત કારણોને લીધે ન હતી (!)..."

ડ્યૂરિંગના આ વ્યાખ્યાન ઉપર ઍંગેલ્સે નીચેની નોંધ આપી:

તો પછી અર્થશાસ્ત્રના પ્રાકૃતિક નિયમો ત્યારે જ પ્રગટ થાય જ્યારે **માનવી આજ સુધી પ્રવર્તતી તમામ આર્થિક રચનાઓને પોતાના માનસમાંથી ખેંચીને દૂર કરી લે;** આજ સુધી જાણે તેમની અવિકૃત અભિવ્યક્તિ કદી થઈ નથી!—માનવીનો **સ્થાયી** સ્વભાવ—વાનરથી ગેટે સુધી!

એવું માનવામાં આવે છે કે ડ્યૂરિંગ આ "બળ"ના સિદ્ધાંતથી એવું દર્શાવવા માગે છે કે દરેક સ્થળે અનાદિકાળથી બહુસંખ્યા બળને આધીને હતી અને લઘુસંખ્યા બળ લાદતી હતી, પરંતુ આ વસ્તુ જ સાબિત કરે છે કે બળનો સંબંધ આર્થિક સંજોગો ઉપર અવલંબે છે—જેને ઉથલાવવાનું માત્ર રાજકીય સાધનોથી સહેલું નથી.

ડ્યૂરિંગે ભાડું, નફો, વ્યાજ અને વેતનનો ખુલાસો આપ્યો નથી, માત્ર એટલું જણાવવામાં આવ્યું છે કે એ બધું **બળ** થકી લદાયેલું હતું. બળ ક્યાંથી? જવાબ નથી.

બળ માલિકીને સર્જે છે અને આર્થિક સત્તાની માલિકી ઉદ્‌ભવે છે. તેથી બળ = સત્તા.

માર્ક્સે 'મૂડી' (સંચય) બતાવ્યું છે કે વિકાસના અમુક તબક્કે ચીજોના ઉત્પાદનના નિયમો અનિવાર્ય રીતે મૂડીવાદી ઉત્પાદનને જોખમમાં મૂકે છે અને **તે માટે કોઈ પણ બળની જરૂરત પડતી નથી.**

જ્યારે ડ્યૂરિંગ એમ કહે છે કે રાજકીય કર્મો ઇતિહાસ સર્જનાર નિર્ણાયક પરિબળ છે ત્યારે જાણે તે કશુંક નવીન કહેતો હોય એમ તમને મનાવે છે, પરંતુ તમામ અગાઉના ઇતિહાસવેત્તાઓ કે જેઓ એવું માનતા હતા કે સામાજિક

રૂપો રાજકીય રૂપો થકી જ નિર્ધારિત થાય છે, નહિ કે ઉત્પાદનથી, તેમના કથનનું તે અહીં પુનરાવર્તન જ કરે છે.

એ બહુ સારું ! ઍડમ સ્મીથથી શરૂ થયેલી સમગ્ર મુક્ત વ્યાપાર વિચારધારા અને ખરેખર માર્ક્સ પહેલાંનું સમગ્ર રાજકીય અર્થશાસ્ત્ર આર્થિક નિયમોને "પ્રાકૃતિક નિયમો" તરીકે ગણે છે અને એવું પ્રતિપાદન કરે છે કે તેમનાં કૃત્યોને રાજ્ય "સામાજિક સંસ્થાઓનાં પગલાં"થી વિકૃત બનાવે છે!

આ સમગ્ર સિદ્ધાંત કેરી તરફથી સમાજવાદને પુષ્ટિ અપાવવાની કોશિશ સમાન છે: પોતાની રીતે અર્થશાસ્ત્ર એકરૂપ, એકતાલ હોય છે, રાજ્યની દરમિયાનગીરીથી જ બધું બગડે છે.

**શાશ્વત ન્યાય** બળનો પુરસ્કાર છે; પૃ.૨૮૨ ઉપર તે દેખાશે.

સ્મીથ, રિકાર્ડો અને કેરીની આલોચનામાં વિકસાવેલાં ડ્યૂરિંગના મંતવ્યો ઍંગેલ્સ આ પ્રમાણે મૂલવે છે: "સૌથી અમૂર્ત રૂપમાં ઉત્પાદનનો અભ્યાસ રોબીનસનનું ઉદાહરણ લઈને કરી શકાય છે; ટાપુ ઉપર બે વ્યક્તિઓને એકલવાઈ સ્થિતિમાં મૂકીને અને સંપૂર્ણ સમાનતાની તથા માલિક અને ગુલામના સંપૂર્ણ વિરોધ વચ્ચેના તમામ મધ્યવર્તી તબક્કાઓની કલ્પના કરીને..." ઍંગેલ્સ ડ્યૂરિંગનું નીચેનું વાક્ય ટાંકે છે: "વહેંચણીના સિદ્ધાંતમાં ખરેખર નિર્ણાયક એવું દૃષ્ટિબિંદુ **ગંભીર સામાજિક** (!) મનન (!) થી જ મેળવી શકાય છે." જેના વિષે ઍંગેલ્સ ટિપ્પણી કરે છે:

તો સાચા ઈતિહાસમાંથી પહેલાં તો જુદા જુદા કાનૂની સંબંધોને કોઈએ તારવવા અને તેમના ઐતિહાસિક આધારથી અલગ કરવા પડે છે અને તેમને બે વ્યક્તિઓમાં, રોબીનસન અને ફ્રાઇડેમાં, ફેરવવા પડે છે, જ્યાં તે સંબંધો તદ્દન આડેધડ દેખાય છે. આ રીતે શુદ્ધ બળની કક્ષા સુધી ઉતારી નાખ્યા પછી તેમને સાચા ઈતિહાસમાં ફરી વાર ફેરવવામાં આવે છે અને પછી પોતે પુરવાર કરે છે કે દરેક ચીજ માત્ર બળના પાયા ઉપર રચાયેલી છે. બળ ક્યાંથી આવ્યું એવો ખાસ પ્રશ્ન ઉકેલાતો નથી અને ડ્યૂરિંગને તેની કોઈ અસર નથી.

ડ્યૂરિંગની કૃતિ 'રાજકીય અને સામાજિક અર્થશાસ્ત્રનો અભ્યાસક્રમ'માંથી ઍંગેલ્સે નીચેનો ફકરો ટાંક્યો છે: "રાજકીય અર્થશાસ્ત્રની બધી પદ્ધતિઓ જે પરંપરાગત દૃષ્ટિકોણને સમાન રૂપે સ્વીકારે છે તે મુજબ વહેંચણી

એક પ્રકારની તાત્કાલિક પ્રક્રિયા જ ગણે છે, જેનું સર્જન ઉત્પાદનમાંથી થયું છે. **વધુ ઊંડાણમાં** જેનો પાયો હોય એવી દૃષ્ટિએ તો વહેંચણી આર્થિક **નિયમો** સાથે નિસબત ધરાવે છે, માત્ર વચગાળાનાં સંચયનાં પરિણામો સાથે નહિ." એંગેલ્સે આ બાબત નીચે પ્રમાણે ટિપ્પણી કરી છે:

આ રીતે, માત્ર ચાલુ ઉત્પાદનની વહેંચણીની તપાસ પૂરતી નથી.

જમીનના ભાડા માટે જાગીરની મિલકત, નફા માટે મૂડી, મજૂરી માટે મિલકત વિહોણા કામદારો, માત્ર શ્રમ-શક્તિ ધરાવનારા કામદારો, હોવા જોઈએ. આ બધું ક્યાંથી આવે છે તેની પણ તેથી તપાસ કરવી જોઈએ. પોતાના સંદર્ભમાં માર્ક્સે 'મૂડી'ના પ્રથમ ગ્રંથમાં મૂડી તથા મિલકત વિહોણી શ્રમ-શક્તિ વિષે આવી તપાસ કરી જ છે; આધુનિક જાગીરની મિલકતના મૂળની તપાસ જમીન ભાડા સાથે નિસબત ધરાવે છે, અને તેથી તેનું વિવેચન તેમના ગ્રંથ બીજામાં[177] કરેલું છે. ડ્યૂરિંગની સમીક્ષા અને ઐતિહાસિક પાયો માત્ર એક શબ્દમાં સમાઈ જાય છે— **બળ!** અહીં સીધી રીતે બદઈરાદો છે.—મોટી જાગીરની મિલકતના ડ્યૂરિંગના વિવરણ માટે જુઓ 'સંપત્તિ અને મૂલ્ય'. તેની ચર્ચા અહીં કરવાનું બહેતર ગણાશે.

અને તેથી કોઈ પણ યુગની આર્થિક, રાજકીય સ્થિતિ, વગેરેનું સર્જન બળ કરે છે. પણ બળનું સર્જન કોણ કરે છે? સંગઠિત બળ પ્રાથમિક રીતે તો **સેનામાં** જ હોય છે. અને સેનાની રચના, સંગઠન, શસ્ત્રો, વ્યૂહ તથા રણનીતિ કરતાં બીજી કોઈ ચીજ આર્થિક પરિસ્થિતિ ઉપર આધાર રાખતી નથી. ઉત્પાદનની કક્ષામા સીધી રીતે શસ્ત્રોનો આધાર અને પાયો હોય છે. પથ્થર, કાંસુ અને પોલાદનાં શસ્ત્રો, બખ્તર, ઘોડેસવાર ટુકડીઓ, દારૂગોળા, અને પછી આવે છે આધુનિક ઉદ્યોગની ક્રાંતિએ સર્જેલાં યુદ્ધનાં સાધનો, રાઈફલ અને દારૂગોળા, જેને માત્ર આધુનિક ઉદ્યોગનાં તાલબદ્ધ ચાલતાં યંત્રો જ પેદા કરી શકે છે. રચના અને સંગઠન, વ્યૂહ અને રણનીતિ, શસ્ત્રો ઉપર અવલંબિત છે. રણનીતિનો આધાર સંચારનાં સાધનો ઉપર છે, સેનાની ટુકડીઓની હેરફેર અને યેનાના યુદ્ધમાં હાંસલ થયેલી સફળતાઓ જૂનાં શસ્ત્રોથી સંભવિત બનત જ નહિ, અને છેલ્લે રેલવે! તેથી કોઈ પણ અન્ય ચીજ કરતાં બળનાં સાધનો જ ઉત્પાદનની વર્તમાન સ્થિતિ ઉપર અવલંબે છે, જેનું ભાન

કેપ્ટન યેન્સને પણ થયું છે. (*«Kölnische Zeitung»*, "માકિયાવેલી", વગેરે)*

યુદ્ધની આધુનિક પદ્ધતિઓ ઉપર અહીં ખાસ ભાર દેવો જોઈએ, રાઈફલ અને બૉયોનેટથી લઈને પાછળથી ભરવામાં આવતી બંદૂક સુધી, જ્યાં માનવી તલવાર વડે પ્રશ્ન ઉકેલતો નથી પણ શસ્ત્રનો આશ્રય લે છે: ટુકડીઓ સારી ન હોય ત્યારે હરોળ અથવા સ્તંભ રચનામાં તેની ગોઠવણી, પણ તેને રાઈફલ ટુકડીઓનું રક્ષણ મળવું જોઈએ, અને છેવટે છૂટક છૂટક હુમલાઓમાં સામાન્ય વિસર્જન તેમ જ ધીમી કૂચમાંથી ઝડપી ચાલમાં પરિવર્તન.

ડ્યૂરિંગના કહેવા પ્રમાણે "નિષ્ણાત હાથ અને ચાલાક દિમાગ ઉત્પાદનના સાધન તરીકે એ સમાજમાં ગણાવા જોઈએ જ્યાં **યંત્રોનું** ઉત્પાદન **સમાજની** માલિકીનું હશે." જે વિષે ઍંગેલ્સ નોંધે છે:

પણ યંત્ર **મૂલ્યમાં કોઈ વધારો નથી કરતું, નિષ્ણાત હાથો એ વધારો કરે** છે!" મૂલ્યના આર્થિક નિયમ ઉપર આ રીતે પ્રતિબંધ આવે છે, અને છતાં તેનો ઉપયોગ ચાલુ રહે છે.

"પૂરી સમાજપરાયણ વ્યવસ્થાના **રાજકીય-કાનૂની આધાર**" વિષે ડ્યૂરિંગના ખ્યાલના સંબંધમાં ઍંગેલ્સ નીચેની ટિપ્પણી કરે છે:

આ રીતે અહીં આદર્શવાદી માપદંડનો ઉપયોગ થાય છે. ખુદ ઉત્પાદન નહિ પણ **કાનૂન**.

ડ્યૂરિંગના "સમૂહજીવનની સંસ્થા" અને શ્રમની વહેંચણી, વિનિમય તથા નાણાકીય પદ્ધતિ વિષેના વિચારો વિષે ઍંગેલ્સ નોંધ કરે છે:

તેથી, **વેતનની ચુકવણી** વ્યક્તિગત કામદારને સમાજ તરફથી થાય છે. તેથી સંઘરાખોરી, વ્યાજખોરી, ધિરાણ તથા નાણાકીય કટોકટી અને તંગી

---

*અહીં ઍંગેલ્સ *«Kölnishe Zeitung»*ના ૧૮, ૨૦, ૨૨, અને ૨૫મી એપ્રિલના અંકોમાં ૧૮૭૬માં છપાયેલ પત્ર 'માકિયાવેલી અને સાર્વત્રિક ભરતીનો ખ્યાલ'નો ઉલ્લેખ કરે છે. યેન્સે આ લેખોનું વાંચન બર્લિનના વિજ્ઞાન સમાજ સમક્ષ કરેલું. ઍંગેલ્સ 'ડ્યૂરિંગ-ખંડન'ના બીજા ભાગના ત્રીજા પ્રકરણમાં તેનો ઉલ્લેખ કરે છે. (જુઓ પૃ. ૨૧૫ આ આવૃત્તિમાં)—સં.

સહિતનાં તેનાં તમામ પરિણામો જન્મે છે. જે રીતે આજની પળે રશિયન કમ્યુન તૂટી પડવાની તૈયારીમાં છે એ જ રીતે નાણું અનિવાર્ય રીતે આર્થિક સમૂહ જીવનની સંસ્થાને તોડે છે, તેમ જ કૌટુંબિક કમ્યુનને પણ તે એક વાર વ્યક્તિગત સભ્યો વચ્ચે નાણાની મધ્યસ્થી વડે લેવડદેવડ થાય એટલે તોડે છે.

ડ્યૂરિંગનું નીચેનું વાક્ય એંગેલ્સ ટાંકે છે અને તેની ટીકા કરે છે: "કોઈ પણ રૂપમાં સાચું કામ પ્રકૃતિનો સામાજિક નિયમ બને છે જે તંદુરસ્ત સંગઠનોનું સંચાલન કરે છે (જેમાંથી એવું તારણ નીકળે છે કે તમામ અગાઉના નિયમો તંદુરસ્ત ન હતા)." આમાંથી એંગેલ્સ આવું નિરીક્ષણ કરે છે:

અહીં શ્રમની કલ્પના કાં તો આર્થિક તથા ભૌતિક રીતે ઉત્પાદક શ્રમ તરીકે થાય છે, જે દાખલામાં આ વાક્ય મૂર્ખાઈ છે અને ભૂતકાળના ઈતિહાસ સાથે સંગત નથી. અથવા શ્રમની કલ્પના વધુ સામાન્ય રૂપમાં કરવામાં આવી છે, જેમાં તમામ પ્રકારની જે તે સમયની પ્રવૃત્તિને—જેવી કે રાજ્ય સંચાલન, ન્યાયનો વહીવટ તથા લશ્કરી તાલીમ—પણ આવરી લેવામાં આવી છે, જે દાખલામાં તેને રાજકીય અર્થશાસ્ત્ર સાથે કશી લેવાદેવા રહેતી નથી અને તે એક બેહદ ફુલાવેલા બોધપાઠ રૂપ બની રહે છે. પરંતુ આ જૂના કચરાને "પ્રાકૃતિક નિયમ" તરીકે વર્ણવીને સમાજવાદીઓ ઉપર પોતાની છાપ પાડવાની કોશિશ કંઈક ઉદ્ધત પ્રકારની છે.

મિલકત તથા લૂંટના સંબંધ વિષે ડ્યૂરિંગની ચર્ચા અંગે એંગેલ્સ નોંધે છે:

અહીં તેની સમગ્ર પદ્ધતિ છે. તમામ ઐતિહાસિક સંદર્ભથી પર હોય એવા **ઉત્પાદનની** દૃષ્ટિથી દરેક આર્થિક સંબંધની અહીં કલ્પના કરવામાં આવે છે. તેથી સામાન્યમાં સામાન્ય તારણ નીકળે છે, અને ડ્યૂરિંગ તેથી આગળ જવા માગતો હોય તો તેણે જે તે યુગના ચોક્કસ ઐતિહાસિક સંબંધો લક્ષમાં લેવા જોઈએ, એટલે કે અમૂર્ત ઉત્પાદનમાંથી ગબડીને તેણે અંધાધૂંધી સર્જવી જોઈએ. પછી તે જ આર્થિક સંબંધને **વહેંચણીની** દૃષ્ટિએ કલ્પવામાં આવે છે, એટલે કે આજ સુધીમાં જે ઐતિહાસિક પ્રક્રિયાઓ બની ગઈ તેને માત્ર **બળના** શબ્દમાં નીચે ઉતારી મૂકવામાં આવે છે, જે પછી બળનાં દુષ્ટ પરિણામો પ્રત્યે રોષ

ઢાલવવામાં આવે છે. જ્યારે આપણે પ્રાકૃતિક નિયમો ઉપર આવીને ત્યારે આ ક્યાં લઈ જાય છે તે જોઈશું.

ડ્યૂરિંગનું જે એવું કથન છે કે વિશાળ પાયાના સાહસના સંચાલન માટે ગુલામી અને સામંતી પ્રથાનો આધાર જરૂરી છે તે માટે એંગેલ્સ નીચે પ્રમાણે નોંધ મૂકે છે:

તેથી, પ્રથમ તો, જગતનો ઇતિહાસ વિશાળ જાગીરની મિલકતથી શરૂ થાય છે! જમીનના વિશાળ વિસ્તારોનું ખેડાણ મોટા જાગીરદારો થકી થતા ખેડાણ જેવું જ ગણવામાં આવે છે! ઇટાલીની ભૂમિને મોટી જાગીરોએ ચરાણોમાં ફેરવી નાખી તે પહેલાં જાણે તે ભૂમિ વણખેડાયેલી પડી હતી! સંયુક્ત રાજ્ય અમેરિકાના ઉત્તરના પ્રદેશોના વ્યાપક વિસ્તાર મુક્ત કિસાનો નહિ પણ ગુલામો અને વેઠિયાઓને આભારી છે, વગેરે!

"ઠીક ઠીક વિશાળ વિસ્તારોનું ખેડાણ" તેની સાફસૂફી સાથે સમાન **બને** છે, પણ તેનું અર્થઘટન વિશાળ જાગીરની મિલકતના ખેડાણ સાથે સમાન રીતે થાય છે! આ દૃષ્ટિએ એ એવી મહાન શોધ છે કે કોઈ વ્યક્તિ પાસે તે અને તેનું કુટુંબ ખેડી શકે તેથી વધુ ભૂમિ હોય તો તે અન્ય લોકોના શ્રમ વગર બધું ખેડી જ ન શકે! વળી, **વેઠિયાઓ વડે થતું ખેડાણ** વ્યાપક વિસ્તારનું ખેડાણ નથી, પણ **નાના વિસ્તારોનું** ખેડાણ છે, અને વેઠપ્રથા પછી જ ખેડાણ આવે છે (રશિયા, ફ્લેમીશ, ડચ તથા સ્લાવિક માર્કનાં ક્રિશીયન સંસ્થાનો, જુઓ લાંગેથાલ).[178] અસલમાં જે મુક્ત કિસાનો છે તેને વેઠિયા **ગણાય** છે...

ડ્યૂરિંગનું નિવેદન કે મૂલ્યનું કદ જરૂરતો સંતોષવાની પ્રક્રિયા દરમિયાન તેનો પ્રતિકાર થાય છે તેનું કદ નક્કી કરે છે અને "જેને માટે થોડી કે વધુ આર્થિક શક્તિ ખર્ચાય છે" (!) તે અંગે એંગેલ્સની નીચેની ટીકા આવે છે:

**પ્રતિકાર ઉપર વિજય**— આ પ્રકાર ગણિતીય યંત્રવિજ્ઞાનથી ઉછીનો લીધો છે અને તે રાજકીય અર્થશાસ્ત્રમાં વાહિયાત ઠર્યો છે. "હું કાંતું છું, વણું છું, કાંજી પાઉં છું અને છાપકામ કરૂં છું," તેને બદલે હવે કહેવું જોઈએ કે: "કંતાવા સામે સૂતરના પ્રતિકાર ઉપર હું વિજય મેળવું છું, વણાવા સામે

સૂતરના પ્રતિકાર ઉપર વિજય મેળવું છું અને એ જ રીતે કાંજી ચડાવું છું અને છાપકામ કરું છું". "હું વરાળયંત્ર બનાવું છું"—તેને બદલે "હું વરાળયંત્ર બનવા સામે લોખંડના પ્રતિકાર ઉપર વિજય મેળવું છું". હું મોટા મોટા શબ્દોમાં આ રીતે ઊંધેથી વ્યક્ત કરું છું જેને કારણે વિકૃતિ જ જન્મે છે. પણ આ રીતથી **વહેંચણીના મૂલ્યને** હું એ રીતે જોઉં છું કે જાણે મારે પ્રતિકારો ઉપર જ વિજય મેળવવાનો રહે છે.

ડ્યૂરિંગનો દાવો છે કે "વહેંચણીનું મૂલ્ય તેના શુદ્ધ અને વિશિષ્ટ રૂપમાં ત્યાં જ અસ્તિત્વ ધરાવે છે કે જ્યાં ઉત્પાદન ન થયેલી ચીજોને ઠેકાણે પાડવાની શક્તિ હોય છે અથવા"(!), "સામાન્ય રીતે કહીએ તો જ્યાં આ ચીજોનો વિનિમય સાચા ઉત્પાદન મૂલ્ય સાથે થાય છે," તેને વિષે એંગેલ્સે ટિપ્પણી કરી છે:

ઉત્પાદન ન થયેલી ચીજ શું છે? **આધુનિક રીતે ખેડેલી** જમીન? અથવા એવી ચીજો કે જેનું ઉત્પાદન માલિકોએ ન કર્યું હોય? પણ તો ત્યાં "સાચા ઉત્પાદન મૂલ્ય"નો વિરોધ છે. નીચેનું વાક્ય જોઈએ તો શબ્દનો બેવડો અર્થ સમજાય છે. પ્રકૃતિમાં મળેલી ચીજો, કે જેનું ઉત્પાદન ન થયું હોય, તેને "મૂલ્યના એ અંગો સાથે ઢગલો કરવામાં આવે છે કે જેનો ઉપભોગ વળતી સેવા વિના કરવામાં આવે છે."

ડ્યૂરિંગનો દાવો છે કે તમામ માનવીય સંસ્થાઓ ચુસ્ત રીતે નિર્ધારિત થયેલી છે, પરંતુ "પ્રકૃતિનાં બાહ્ય પરિબળો જે રીતે સંચાલિત થાય છે તેનાથી ઊલટું તે સંસ્થાઓનાં મુખ્ય લક્ષણો અચલ હોતાં નથી", તે વિષે એંગેલ્સ નીચે મુજબ ટીકા કરે છે:

પરિણામે તે એક પ્રાકૃતિક નિયમ છે અને રહે છે.
તમામ બિનઆયોજિત અને બિનસંગઠિત ઉત્પાદનમાં અર્થતંત્રના નિયમો આજ સુધી માનવી સામે વસ્તુગત નિયમો તરીકે બહાર આવે છે, જેની સામે તેઓ શક્તિવિહીન બનેલા છે, તેથી **પ્રકૃતિના નિયમના રૂપમાં** ગણાય છે, તેને વિષે એક શબ્દ નથી.

ડ્યૂરિંગે "રાજકીય અર્થશાસ્ત્રના મૂળભૂત નિયમ"નું વિધાન નીચે પ્રમાણે કર્યું છે: "આર્થિક સાધનોની ઉત્પાદકતા—કુદરતી **સાધનો અને**

**માનવ શક્તિ — શોધ અને સંશોધનથી** વધે છે અને આ ક્રિયા વહેંચણીથી સ્વતંત્ર રીતે બને છે, તેમ છતાં જે પરિવર્તનને આધીન હોય છે, પરંતુ તેનાથી મુખ્ય **પરિણામ** નિર્ધારિત થતું નથી". એંગેલ્સની નોંધ:

વાક્યનો આખરી ભાગ આ રીતે છે: "અને આ... બને છે" વગેરે, તેનાથી નિયમમાં કશો નવો ઉમેરો નથી થતો, કારણ કે એ નિયમ સાચો હોય તો તેમાં વહેંચણી કશો ફેરફાર કરતી નથી અને એમ કહેવું બિનજરૂરી છે કે તે દરેક પ્રકારની વહેંચણી માટે સાચું છે, નહિતર તે પ્રકૃતિનો નિયમ ન બની શકે. તેમ છતાં ડ્યૂરિંગ પોતાના તદ્દન અર્થવગરના નિયમને રજૂ કરતાં ક્ષોભ અનુભવે છે તેથી તે આવો બોધપાઠ ઉમેરે છે. વળી, તે આત્મવિરોધી છે કારણ કે જો વહેંચણી ઠીક ઠીક પરિવર્તન કરે તો તેની સાથે "નિસબત ન હોવાની" વાત ન કરી શકાય. તેથી આપણે આખરી ભાગ રદ કરીએ છીએ અને શુદ્ધ સાદા રૂપમાં નિયમને પ્રાપ્ત કરીએ છીએ — **તમામ રાજકીય અર્થશાસ્ત્રનો મૂળભૂત નિયમ**.

પરંતુ આ તો પૂરતું છીછરું નથી.

એંગેલ્સ આગળ ઉપર ડ્યૂરિંગની બીજી કૃતિમાંથી ફકરો ટાંકે છે.

ડ્યૂરિંગ એવું કથન કરે છે કે આર્થિક પ્રગતિનો આધાર ઉત્પાદનનાં કુલ સાધનો ઉપર નથી, પરંતુ તેનો આધાર "**માત્ર જ્ઞાન અને સંચાલનની ટેકનિકલ પદ્ધતિ ઉપર છે**", અને ડ્યૂરિંગના મંતવ્ય પ્રમાણે આ પદ્ધતિ "જો મૂડીને તેના **કુદરતી** અર્થમાં ઉત્પાદનના સાધન તરીકે સમજવામાં આવે તો તરત દેખાય છે." તે વિષે એંગેલ્સ નોંધે છે:

નાઈલ નદીમાં ખેદીવનાં[179] વરાળ હળો પડયાં છે તથા રશિયન ઉમરાવોનાં કાપણીયંત્રો ગોદામમાં કામ વિનાનાં પડયાં છે તે આ વાતની પ્રતીતિ કરાવે છે. વરાળ, વગેરેની પણ ચોક્કસ ઐતિહાસિક પૂર્વતૈયારીની શરત હોય છે જે પ્રમાણમાં સ્થાપના માટે સહેલી છે, છતાં તેનું સંસ્થાપન થવું જ જોઈએ. પરંતુ આ સિદ્ધાંતને બગાડવામાં ડ્યૂરિંગ ગર્વ અનુભવે છે. તેનો તે એવો ઊંધો જ અર્થ કાઢે છે કે આ "વિચાર આપણા અતિ મહત્ત્વના નિયમ સાથે બંધબેસતો થાય છે". અર્થશાસ્ત્રીઓ વિચારતા હતા કે આ નિયમમાં કશુંક સત્ત્વ હતું. પરંતુ ડ્યૂરિંગે તેને અર્થવિહોણો બનાવ્યો.

“શ્રમના વિભાજનના **કુદરતી નિયમ**” વિષે ડ્યૂરિંગનું વિધાન કહે છે કે “ધંધામાં વિભાજન અને પ્રવૃત્તિઓનું ખંડન શ્રમની ઉત્પાદકતા વધારે છે”. તે વિષે એંગેલ્સ નોંધે છે:

આ વિધાન ખોટું છે કારણ કે તે મૂડીવાદી ઉત્પાદન માટે જ સાચું છે, અને ખાસ ખાસ કામગીરીઓ માટે નિષ્ણાતોનું વિભાજન પણ તે ઉત્પાદન પૂરતું જ મર્યાદિત બન્યું છે કારણ કે તેનાથી વ્યક્તિ ખંડિત થાય છે અને પાંગળી બને છે અને ભવિષ્યે તે તદ્દન રૂંધાશે. અહીં આપણે જોઈએ જ છીએ કે **આજની** વિભાજન પદ્ધતિ ડ્યૂરિંગની દૃષ્ટિએ તો કંઈક કાયમી પ્રકારની જ છે, જે **સમાજવાદી પ્રકાર** માટે પણ પ્રમાણભૂત છે.

## પાયદળનો વ્યૂહ
## ભૌતિક કારણોના આધારે
## ૧૭૦૦-૧૮૭૦ [180]

૧૪મી સદીમાં દારૂગોળો અને તેનાં હથિયારો પશ્ચિમ અને મધ્ય યુરોપમાં જાણીતાં બન્યાં અને દરેક નિશાળિયો પણ જાણે છે કે આ શુદ્ધ ટેકનિકલ પ્રગતિએ સમગ્ર યુદ્ધશાસ્ત્રમાં મોટી ક્રાંતિ આણી. પરંતુ આ ક્રાંતિ બહુ ધીમી ગતિએ આગળ વધી. શરૂઆતમાં દારૂગોળાનાં હથિયારો ઘણાં અણઘડ હતાં, ખાસ કરીને હાર્કેબસ (ત્રિકોણિયા ટેકા ઉપર ગોઠવાતી હાથ બંદૂક). અને રાઈફલ બેરલ, બ્રીચ-લોડર, હોલલોક, વગેરે પ્રકારનાં શસ્ત્રોમાં ઘણા જુદા જુદા ફેરફારો અગાઉનાં વર્ષોમાં કરવામાં આવેલાં છતાં સત્તરમી સદીના અંત સુધીમાં સમગ્ર પાયદળની ટુકડીને શસ્ત્રસજ્જ કરવા બંદૂકની શોધ થતાં બીજાં ત્રણસો વર્ષો લાગેલાં.

સોળમી અને સત્તરમી સદીઓમાં પાયદળના સૈનિકો બરછીઓ તથા ત્રિકોણિયા ટેકા ઉપર રાખેલી બંદૂકોથી સજ્જ થયેલા હતા. અસલમાં બરછીઓ ફેંકનારા આક્રમક રીતે દુશ્મન ઉપર પોતાનો નિર્ણય લાદતા જ્યારે બંદૂકધારીઓ સ્વરક્ષણ માટે એ ચલાવતા. બરછીધારી સૈનિકો ઘણી ઊંડી હરોળબંધ ટુકડીઓમાં જમા થઈને પ્રાચીન ગ્રીક વ્યૂહરચનાની માફક લડતા; હાર્કેબસધારીઓ આઠથી દસ દસની હરોળમાં ગોઠવાતા કારણ કે એક બંદૂકમાં દારૂ ભરાય ત્યાં સુધીમાં એટલા સૈનિકો ફોડી શકે. જેનું શસ્ત્ર તૈયાર હોય તે આગલી હરોળમાં કૂદકો મારીને આવી જાય, બંદૂક ફોડીને પાછો છેલ્લી હરોળમાં ચાલ્યો જાય જ્યાં ફરી તે દારૂ ભરવાની તૈયારી કરી શકે.

ધીમે ધીમે શસ્ત્રો પરિપૂર્ણ બનતાં ગયાં તેમ આ પ્રકાર બદલાતો ગયો.

છેવટે મેચલોક બંદૂક એટલી ઝડપથી ભરવામાં આવતી કે માત્ર પાંચ પાંચની હરોળમાં ટુકડીઓ ગોઠવાતી અને સતત ગોળી છોડતી. તેથી હવે પહેલાં જેટલી જ સંખ્યાની સેના પહેલાં કરતાં બમણી લાંબી મોરચાની ભૂમિ રોકી શકતી. બંદૂકની ગોળીની ખતરનાક અસર હરોળબંધ ટુકડીઓમાં ઊંડે સુધી સેનાની ગોઠવણી ઉપર થતી જોઈને બરછીધારીઓ પણ હવે ૬થી ૮ની હરોળમાં ગોઠવાવા લાગ્યા, જેથી લડાઈની વ્યવસ્થા ધીરે ધીરે રેખા વ્યૂહ જેવી બની ગઈ. તેથી યુદ્ધના ક્રમમાં બંદૂકધારી ટુકડીઓ નિર્ણાયક બનતી ગઈ અને પછી બરછીધારીઓ આક્રમણ માટે નહિ પરંતુ ઘોડેસવાર દુશ્મન સેના સામે નિશાનબાજ બંદૂકધારીઓના રક્ષણ માટે ગોઠવાયા. આ કાળના અંતમાં આપણે એવો લશ્કરી વ્યૂહ જોઈએ છીએ કે જેમાં બે લડનારી તથા એક અનામત ટુકડી મોટે ભાગે છ છની હરોળમાં ગોઠવાતી, તથા તોપચીઓ અને ઘોડેસવારો આ ટુકડીઓ વચ્ચેના ગાળામાં અને કેટલાક બાજુમાં ગોઠવાતા; દરેક પાયદળની બેટેલિયનમાં એક તૃતીયાંશ બરછીધારી તથા ઓછામાં ઓછા બે તૃતીયાંશ બંદૂકધારી હતા.

સત્તરમી સદીના અંતમાં છેવટે ફ્લીંટ-લોક બંદૂક બૅયોનેટ તથા તૈયાર કારતૂસ સાથે શોધાઈ. કારતૂસ ભરવાનો સમય ટુંકાતો ગયો, વધુ ઝડપી ગોળીબાર એ જ એક રક્ષણ બન્યું, અને જરૂર પડે એટલે બરછીને સ્થાને બૅયોનેટ ગોઠવાઈ. આ રીતે હરોળ છમાંથી ચાર અને પછી ત્રણ અને છેવટે કોઈ સ્થળે બે બેમાં ગોઠવાતી. એ રીતે એટલી જ સંખ્યામાં સૈનિકોની ટુકડી લાંબે સુધી વિસ્તરી અને વધુ બંદૂકોનો ઉપયોગ એકીસાથે થઈ શક્યો. પરંતુ આ પાતળી લાંબી લાઈન વધુ ને વધુ મુશ્કેલ બની, ફક્ત આડખીલીઓ વગરના સપાટ વિસ્તારમાં જ હરોળબદ્ધ ચાલી શકતી, અને ધીમે ધીમે એક મિનીટના ૭૦-૭૫ પગલાં; અને મેદાનમાં જ રેખા, ખાસ કરીને તેની પાંખો, દુશ્મન ઘોડેસવારોને સફળ હુમલાની શક્યતા પૂરી પાડતી હતી. કંઈક અંશે રક્ષણ માટે અને કંઈક અંશે પોતાની લડાયક હરોળને મજબૂત બનાવવા ઘોડેસવાર ટુકડીઓને આજુબાજુ ગોઠવવામાં આવતી, જેથી મુખ્ય યુદ્ધ મોરચા ઉપર પાયદળના સૈનિકો તથા હળવી તોપો જ રહેતી. ખસેડવી મુશ્કેલ ભારે તોપોને આજુબાજુ મોરચા ઉપર મૂકવામાં આવતી અને બહુ બહુ તો યુદ્ધ દરમિયાન એકાદ વાર તેમનું સ્થળાંતર થતું. પાયદળના સૈનિકોને બે ટુકડીઓમાં ગોઠવવામાં આવતી જેની પાંખો ઉપર ખૂણેથી પાયદળની તોપો ગોઠવવામાં આવતી, સમગ્ર વ્યૂહ હવે એક જ લાંબા પોલા ચોરસ જેવો બન્યો. જ્યારે આ ભારેખમ સમૂહ એકીસાથે ચાલતો ન હોય ત્યારે ત્રણ ભાગમાં જ વહેંચી શકાય—કેન્દ્ર અને

બન્ને પાંખોની રીતે. આ વિભાગોનો ફેરફાર દુશ્મન કરતાં સંખ્યામાં ચડી જાય એટલો સીમિત રહેતો જેથી દુશ્મનને ઘેરી શકાય, જ્યારે બીજી પાંખ ભયરૂપ બનીને પાછળ ગોઠવેલી હોય જેથી દુશ્મન પોતાના મોરચાની ફરી ગોઠવણી કરતાં અટકી જાય. યુદ્ધ દરમિયાન ટુકડીઓમાં સંપૂર્ણ ફેરફાર કરવાથી ઘણો સમય વ્યતીત થતો અને તેનાથી દુશ્મન તેની નબળી બાજુઓ જાણી જતો તેથી આવો પ્રયાસ લગભગ પરાજયમાં જ પરિણમતો, તેથી અસલ વ્યૂહ ચાલુ રહેતો અને જેવા પાયદળના સૈનિકો તેમાં જોડાતા તેવો જોરદાર હુમલો કરી શકાતો જે તે દિવસના યુદ્ધ માટે નિર્ણાયક બની રહેતો. યુદ્ધની આ સમગ્ર પદ્ધતિનો વિકાસ ઉચ્ચ સ્તરે ફ્રેડરિક બીજાએ કર્યો, તે એકીસાથે પ્રવર્તતાં બે ભૌતિક કારણોને આભારી હતો: પ્રથમ, તે સમયની માનવીય સામગ્રી, રાજાઓનાં ભાડૂતી સૈન્યો, પાકી તાલીમ પામેલાં પણ જેની ઉપર કોઈ આધાર ન રાખી શકાય એવાં. સિપાહીઓમાંના ઘણા પકડાયેલા દુશ્મન યુદ્ધકેદીઓ હતા અને માત્ર ચાબુકથી એકઠા રાખવામાં આવતા; અને બીજું શસ્રો, ખસેડવી મુશ્કેલ ભારે તોપો અને ઝડપી પરંતુ ફ્લીંટ-લોક બંદૂકો, બૅયોનેટ સાથે, જેનો ગોળીબાર સંતોષકારક ન હતો.

યુદ્ધની આ પદ્ધતિ બન્ને હરીફો માનવીય સામગ્રી તથા શસ્રોની સમાન કક્ષાએ હતા ત્યાં સુધી ચાલુ રહી અને તેમાં નક્કી કરેલા નિયમોને બન્ને વળગી રહે એવી અનુકૂળતા હતી. પરંતુ જ્યારે અમેરિકન સ્વાતંત્ર્ય યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તાલીમ પામેલાં ધંધાદારી સૈન્યોને એવા બળવાખોરોના સમૂહોનો સામનો કરવો પડ્યો કે જે કવાયતની રીતથી અજાણ હોવા છતાં સારા નિશાનબાજ હતા અને ચોક્કસ નિશાન લઈ શકાય એવી રાઈફલોથી સજ્જ હતા, જે ચોક્કસ નિર્ધારિત ધ્યેય માટે લડતા હતા અને તેથી મેદાનમાંથી નાસી ન ગયા. આ બળવાખોરોએ અંગ્રેજ સેનાઓ સાથે યુદ્ધની કસરત કવાયત, મેદાનોમાં ધીમેથી આગેકૂચ કરવાની અને લશ્કરી દરજ્જાની તમામ ઠાઠમાઠ જાળવી રાખવાની પદ્ધતિ, સાથે તાલ મેળવીને તેમની ઉપર મહેરબાની ન કરી. તેમણે તો પોતાના દુશ્મનોને ગાઢ જંગલોમાં ઢસડ્યા, જ્યાં તેમની લાંબી વ્યવસ્થિત હરોળો રક્ષણની કોઈ તક વિના ચારે બાજુથી છૂટાછવાયા અદૃશ્ય ગોળીબારોનો શિકાર બની. આ બંડખોરો ઢીલી ગોઠવણીમાં છૂટાછવાયા રહેતા તેથી જંગલના વિસ્તારના તમામ મોકાનો લાભ દુશ્મનને રંજાડવામાં ઉઠાવતા, સાથે સાથે તેમણે પોતાની હલનચલન એટલી મુક્ત રાખી કે જેનો મુકાબલો ભારેખમ લશ્કરી નિયમો અને વ્યૂહથી સજ્જ એવી હરોળો ભાગ્યે જ કરી શકે. તેથી અહીં હાથમાં ઝાલી

શકાય એવાં શસ્ત્રોની શોધ પછી છૂટાછવાયા હુમલા અને અથડામણો ખાસ કરીને ટુકડીબંધ ગોઠવણીઓ સામે નાનાં યુદ્ધોમાં ચડિયાતી સાબિત થઈ.

યુરોપના ધંધાદારી સૈનિકોની ટુકડીઓ આ રીતે ઢીલી ગોઠવણીથી લડવા અનુકૂળ ન હતી; અને તેમનાં શસ્ત્રો તેથી પણ ઓછાં અનુકૂળ હતાં. એ સાચું કે ગોળી છોડતી વખતે બંદૂકને હવે છાતીએ ટેકવીને રાખવાની ન હતી, જૂનાં મેચલોક શસ્ત્રોમાં આવું જરૂરી હતું, પણ હવે તો બંદૂકને ખભા સુધી લાવવામાં આવતી. પરંતુ તેમાં નિશાન તાકવાનો પ્રશ્ન જ ન હતો કારણ કે નાળચાની સીધી રેખાની નીચે આંખ હરીફરી શકતી નહિ. ફક્ત ૧૭૭૭માં ફ્રાંસમાં શિકારી બંદૂકની વિશિષ્ટતા પ્રમાણે પાયદળની બંદૂકના નાળચાને વાળેલી સ્થિતિ મૂકવામાં આવ્યું અને અસરકારક ગોળીબાર શક્ય બન્યો. બીજો સુધારો અઢારમી સદીના મધ્યમાં ગ્રીબોવાલે શોધેલા હળવા તોપવાહનનો હતો, જેનાથી તોપખાના માટે જરૂરી વધુ પ્રમાણમાં હલનચલન શક્ય બન્યું.

આ બન્ને ટેકનિકલ સુધારાઓનો યુદ્ધમાં ઉપયોગ કરવાનું ફ્રેંચ ક્રાંતિ માટે નિર્ધારિત હતું. જ્યારે યુરોપના મિત્ર દેશોએ હુમલો કર્યો ત્યારે તેણે દેશને ચરણે શસ્ત્રો ઉઠાવી શકે એવા તમામ સભ્યોને મૂકી દીધા. પરંતુ આ દેશની પાસે હરોળબદ્ધ સેનાની તાલીમ પ્રશિયન અને ઑસ્ટ્રીયન પાયદળના મુકાબલામાં લેવાનો સમય ન હતો. બીજી બાજુથી, ફ્રાંસમાં અમેરિકા જેવા આદિમ જંગલોની કમી હતી એટલું જ નહિ પરંતુ પીછેહઠ માટે અમેરિકાના જેવી લગભગ અમર્યાદિત ભૂમિની કમી હતી. જરૂરત એ હતી કે દુશ્મનને મોરચા તથા પૅરિસ વચ્ચે પરાજય આપવો, એટલે કે ચોક્કસ વિસ્તારનું રક્ષણ કરવું, અને તે તો લાંબે ગાળે ખુલ્લા યુદ્ધમાં જ શક્ય હતું. પરિણામે, છૂટાછવાયા હુમલાની સાથે સાથે સખત તાલીમ પામેલાં યુરોપનાં લશ્કરો સામે વિજયની આશા ઊભી કરવા કંઈક નવું રૂપ ફ્રાંસ માટે જરૂરી બન્યું. આ રૂપ ગાઢ સ્તંભની ગોઠવણીમાં શોધાયું જેનો ઉપયોગ પહેલાં પણ કેટલીક જગ્યાઓએ થઈ ચૂક્યો હતો, પરંતુ જે મોટે ભાગે કૂચ-કવાયતનાં મેદાનોમાં જ કામમાં લેવાતી હતી. સમગ્ર હરોળને બદલે ટુકડીને સ્તંભની જેમ વ્યવસ્થિત ગોઠવવાનું વધુ સહેલું હતું. જ્યારે સામેના હુમલાથી વિખેરાવું પડતું ત્યારે પણ તે ઓછામાં ઓછો નિષ્ક્રિય પ્રતિકાર તો કરી જ શકતી. આવો સ્તંભ સહેલાઈથી જાળવી શકાતો હતો. એવી ગોઠવણી કમાંડરના સીધા તાબામાં વધુ પ્રમાણમાં રહેતી અને ઝડપથી હરીફરી શકતી. તેની ઝડપ એક મિનિટમાં ૧૦૦ પગલાંથી વધુ હતી. પરંતુ સૌથી અગત્યનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું: સામૂહિક યુદ્ધ હરોળના ખાસ પ્રકાર

તરીકે આવી ગોઠવણી વડે જૂની પદ્ધતિની હરોળબદ્ધ સેનાને અલગ વિભાગોમાં વહેંચવાનું શક્ય બન્યું, દરેક ટુકડીને અમુક હદ સુધી સ્વતંત્રતા અપાઈ, દરેક પોતાના સંજોગો પ્રમાણે સૂચનાઓનું પાલન કરતી અને જરૂર હોય ત્યારે દરેકની રચના સેનાના ત્રણેય વિભાગો સહિત થતી. આવી સ્તંભ ગોઠવણી સેનાના દરેક શક્ય સંયોજનમાં ઉપયોગમાં આવી શકતી; તેમાં ગામો અને ખેતરોનાં મકાનોનો ઉપયોગ કરવાની છૂટ હતી, જેના ઉપર આજ સુધી ફ્રેડરિક બીજાએ ચુસ્ત મનાઈ ફરમાવેલી; તેથી હવેથી દરેક યુદ્ધમાં તેનો મુખ્યત્વે સહારો લેવામાં આવ્યો. કોઈ પણ જાતના જંગલ કે ભૂમિ ઉપર આવી ગોઠવણી કરી શકાતી; છેવટમાં તે હરોળબદ્ધ વ્યૂહનો પ્રતિકાર કરી શકતી, જેમાં સમગ્ર સેના એક જ નીતિને આધીન હતી, એટલે કે લડાઈનો એવો વ્યૂહ કે જેમાં તે છૂટાછવાયા હુમલા અને અથડામણોમાં થાકીને એવી લોથપોથ બનતી કે તાજા અનામત સૈનિકોનો પ્રતિકાર છેવટે કરી ન શકતી. જ્યારે હરોળબદ્ધ સેના દરેક બિંદુ ઉપર સમાન તાકાત ધરાવતી ત્યારે સ્તંભ ગોઠવણીથી લડતો હરીફ સેનાની હરોળના હુમલાને એક બાજુએ લડીને રોકી શકતો અને બીજી બાજુથી ચાવીરૂપ સ્થાનોએ તે પોતાની મુખ્ય તાકાત લગાવી શકતો. હવે અથડામણો દરમિયાન છૂટાછવાયા સૈનિકો ગોળીબાર કરતા રહેતા અને સ્તંભ ગોઠવણીના સૈનિકો બૉયોનેટથી લડતા. ૧૯મી સદીના આરંભમાં બરછીધારી સમૂહો અને છૂટાછવાયા કડીબદ્ધ હુમલાઓ વચ્ચે જે સંબંધ હતો તેવો જ ક્રમ ફરી સ્થપાયો, તેમાં એક જ અપવાદ રહ્યો કે આધુનિક સ્તંભ ગોઠવણી ગમે ત્યારે છૂટાછવાયા હુમલાઓ માટે વિસર્જિત થઈ શકતી અને છૂટાછવાયા સૈનિકો ફરી ગમે ત્યારે સ્તંભમાં ગોઠવાઈ જતાં.

યુદ્ધની આ નવતર પદ્ધતિ કે જેનો વિકાસ નેપોલિયને પરિપૂર્ણ રીતે કર્યો તે જૂની પદ્ધતિથી એટલી ચડિયાતી હતી કે તેની સામે જૂની પદ્ધતિ મેદાનમાં ટકી ન શકી. બેઉ પદ્ધતિઓની આખરી ટક્કર યેનામાં થઈ, જ્યાં ભારેખમ ધીમે ચાલતી પ્રશિયન હરોળો જે છૂટાછવાયા હુમલા માટે નકામી હતી તે ફ્રેંચ ગોળીબાર સામે ભાંગી પડી, કારણ કે તેમની પાસે હરોળબદ્ધ ગોળીબાર સિવાય કશો ઉપાય ન હતો. પરંતુ હરોળબદ્ધ યુદ્ધ ગોઠવણી ભાંગી પડી છતાં યુદ્ધના વ્યૂહની બાબતમાં એ સાચું ન હતું. યેના ખાતે પ્રશિયનોએ પોતાની હરોળોમાં ભારે માર ખાધા પછી કેટલાંક વરસે વેલીંગ્ટને પોતાની અંગ્રેજ સેનાને ફ્રેંચ સ્તંભ ગોઠવણી સામે હરોળોમાં ગોઠવી અને તેને મારી હઠાવી. પરંતુ તેમાં વેલીંગ્ટને ફ્રેંચ વ્યૂહ સમગ્ર રૂપે અપનાવેલો, તફાવત એટલો કે તેણે પાયદળને

સ્તંભોને બદલે હરોળોમાં ગોઠવ્યું હતું. આ રીતે તેણે ગોળીબાર વખતે તેની તમામ રાઈફલો એકીસાથે સક્રિય બનાવી અને હુમલો કરતી વખતે તમામ બૅયોનેટોનો ઉપયોગ કર્યો. આવા વ્યૂહથી અંગ્રેજો થોડાં વર્ષો પૂર્વે સુધી લડતા રહ્યા અને તેમણે સૌથી વધુ ફાયદો ઉઠાવ્યો, આક્રમણમાં (આલ્બુહેરા) તેમ જ રક્ષણમાં (ઈન્કેરમાન)[181], જ્યારે દુશ્મનની સંખ્યા ઘણી ચડિયાતી હતી ત્યારે પણ. બ્યુઝોને અંગ્રેજોના હરોળ વ્યૂહનો મુકાબલો ઘણી વાર કરવો પડેલો, અને તે મૃત્યુ સુધી સ્તંભ વ્યૂહની સરખામણીમાં એવા વ્યૂહનો બહેતર માનતો રહેલો.

વળી, પાયદળનું શસ્ત્ર તદ્દન રદ્દી હતું, એટલું ખરાબ કે સો ડગલાં દૂરથી તે ભાગ્યે જ કોઈ વ્યક્તિને મારી શકતું અને ત્રણ સો ડગલાં દૂરથી સમગ્ર ટુકડી (બટેલિયન)ને તે ભાગ્યે જ આંટી શકતું. આ રીતે જ્યારે ફ્રેંચ સેના અલ્જીઅર્સમાં ઊતરી ત્યારે બેદુઈનની લાંબી ફાયરલોક બંદૂકો દૂરથી તેમને મારી શકતી, પરંતુ એટલા અંતરેથી ફ્રેંચ બંદૂકો ભાગ્યે જ તેમનો સામનો કરી શકતી એટલે ફ્રેંચ સેનાને ભારે નુકસાન વેઠવું પડયું. અહીં રાઈફલ-બંદૂક જ કંઈક કામમાં આવી શકે એમ હતી. પરંતુ ચોક્કસ રૂપે ફ્રાંસમાં રાઈફલ સામે, કટોકટીના હથિયાર તરીકે પણ, વાંધો લેવાયેલો કારણ કે તેને તૈયાર કરતાં લાંબો સમય લાગતો અને તેની નાળ જોતજોતામાં અંદરથી ગંદી થઈ જતી. પરંતુ હવે જ્યારે સહેલાઈથી ભરી શકાય એવી બંદૂકની જરૂરત પડી ત્યારે એ જરૂરત પૂરી કરી લેવામાં આવી. દેલ્વીનના તૈયારીરૂપ કામનું અનુકરણ થુવેનેને ટાઈગ-રાઈફલથી અને મીન્યેની વ્યાપક ગોળીઓથી કર્યું; જેણે સમૂધબોર બંદૂકને તૈયાર કરવાની સમાન કક્ષાએ રાઈફલને મૂકી, જેથી હવે સમગ્ર પાયદળને લાંબે અંતરેથી નિશાન તાકી શકાય એવી રાઈફલોથી સજ્જ કરવામાં આવ્યું. પરંતુ રાઈફલ મઝલ-લોડર પોતાને અનુરૂપ વ્યૂહ અપનાવી શકે એ પહેલાં વધુ અદ્યતન શસ્ત્ર, રાઈફલ બ્રીચ-લોડર, હસ્તીમાં આવ્યું અને સાથે સાથે રાઈફલ શસ્ત્રે વધુ ને વધુ કાર્યક્ષમતા પ્રાપ્ત કરી.

સમગ્ર રાષ્ટ્રને શસ્ત્રસજ્જ બનાવવાના ક્રાંતિએ આરંભેલા કાર્યમાં થોડા સમયમાં કેટલીય મર્યાદાઓ ઊભી થઈ. લશ્કરી તાલીમ માટે લાયક એવા યુવકોના માત્ર એક ભાગને જ સેનામાં જોડવામાં આવ્યા, તથા નાગરિકોના નાના કે મોટા સમુદાયનું બિનતાલીમી નેશનલ ગાર્ડ રચવામાં આવ્યું. અથવા એવા દેશોમાં કે જ્યાં ફરજિયાત લશ્કરી ભરતીનો ચુસ્ત અમલ થયો, જેમ કે સ્વિટ્ઝર્લૅન્ડ, ત્યાં બહુ બહુ તો મિલીશીયા રચવામાં આવ્યું, જેની કવાયતો

થોડાં સપ્તાહોથી વધુ નહિ એ રીતે યોજવામાં આવી. ફરજિયાત લશ્કરી ભરતી અને મિલીશીયા વચ્ચે પસંદગી નાણાકીય કારણોસર કરવી પડી. યુરોપના માત્ર એક દેશે, જે વધુ ગરીબ હતો, સાર્વજનીન ભરતી અને ખડી સેનાનું સંયોજન કરવાનો પ્રયાસ કર્યો. તે હતો પ્રશિયા. અને જોકે ત્યાં ખડી સેનામાં સેવા આપવાની સાર્વજનીન જવાબદારી ઉપર બહુ ભાર નહોતો મૂકવામાં આવતો, અને તેમાં આર્થિક બાબત કારણભૂત હતી, તેમ છતાં પ્રશિયાની બિનસત્તાવાર અનામત સૈન્યોની લાન્ડવેહર* પદ્ધતિએ સરકારની સેવામાં તૈયાર સૈનિકોની તાલીમબદ્ધ શ્રેણી એટલી મોટી સંખ્યામાં મૂકી દીધી કે સમાન વસ્તીના અન્ય કોઈ દેશ કરતાં પ્રશિયા ચોક્કસ રીતે ચડિયાતો દેશ બન્યો.

૧૮૭૦ના ફ્રાંસ-જર્મન યુદ્ધમાં ફ્રેંચ ભરતી પદ્ધતિ પ્રશિયન લાન્ડવેહર પદ્ધતિ સામે નમી પડી. તેમ છતાં, આ યુદ્ધમાં બન્ને પક્ષો પહેલી વાર બ્રીચ-લોડીંગ રાઈફલોથી સજ્જ બનેલા હતા, જ્યારે હિલચાલ તથા યુદ્ધના નિયમો જૂનાં ફ્લીંટ-લોક સાધનોનાં સમય જેવાં જ ચાલુ રહ્યાં. વધુમાં છૂટીછવાઈ અથડામણો વધુ ઘટ્ટ અથવા ગીચ બની. ફ્રેંચ સેના હજુ જૂની સ્તંભની ગોઠવણીમાં અને કોઈ વાર હરોળોની ગોઠવણીમાં લડતી હતી, ત્યારે જર્મન સેનામાં કંપની સ્તંભની ગોઠવણીનો પ્રયાસ નવાં શસ્ત્રો સાથે અનુરૂપ યુદ્ધનો પ્રકાર ઊભો કરવાનો તો પ્રયાસ થયેલો જ. યુદ્ધના આરંભના થોડા દિવસોમાં આ રીતે ચાલ્યું. પરંતુ જ્યારે સેંટ-પ્રિવા (ઑગસ્ટ ૧૮) ઉપરના આક્રમણ વખતે પ્રશિયન ગાર્ડની ત્રણ બ્રિગેડોએ કંપની સ્તંભની ગોઠવણી માટે ગંભીર પ્રયાસ કર્યો ત્યારે બ્રીચ-લોડર શસ્ત્રોની ભયંકર તાકાત છતી થવા લાગી. મુખ્યત્વે યુદ્ધમાં રોકાયેલી પાંચ રેજીમેન્ટોના (કુલ ૧૫૦૦૦ માણસોની) લગભગ તમામ અફસરો (૧૭૬) અને ૫,૧૧૪ સૈનિકો, એટલે કે એક તૃતીયાંશથી વધુ માણસો, ખપી ગયા. એકલી ગાર્ડની પાયદળ સેના જેની સંખ્યા ૨૮,૧૬૦ માણસોની હતી તેણે લડાઈમાં ઝુકાવ્યું ત્યારે ૩૦૭ અફસરો સહિત ૮,૨૩૦ માણસો તે દિવસે યુદ્ધનો ભોગ બન્યા.[182]

તે સમયથી યુદ્ધના વ્યૂહ તરીકે કંપની સ્તંભની ગોઠવણીને બેટેલિયન સામૂહિક રચનાની માફક જ વખોડી કાઢવામાં આવી. પોતાની સેનાને દુશ્મનના રાઈફલ ગોળીબાર સામે ખુલ્લી રાખવાની બંધ-રચનાનો તમામ વિચાર માંડી વાળવામાં આવ્યો, જર્મન પક્ષે પછીની બધી અથડામણો ઘટ્ટ હુમલાઓમાં

---

*જુઓ ટિપ્પણી નં. ૮૦.—સં.

લડી, જેમાં સખત ગોળીબારની વર્ષા નીચે સ્તંભ નિયમિત વિસર્જિત થઈ જતો, જોકે તેનો વિરોધ ઊંચા અફસરોએ કરેલો જેઓ આ રીતને યુદ્ધના સાચા વ્યૂહ તરીકે સ્વીકારતા ન હતા. ફરી વાર અફસર કરતાં સૈનિક વધુ ચાલાક સાબિત થયો, બ્રીચ-લોડીંગ રાઈફલોના હુમલા નીચે લડવાનો યોગ્ય પ્રકાર માત્ર **સૈનિકે** શોધી કાઢ્યો અને પોતાના અફસરોના વિરોધ છતાં તેણે આ રીત સફળતાપૂર્વક અપનાવી. એ રીતે ગોળીબારની ભયંકર ઝડીમાં હવે તેણે જે હિલચાલ કરી તે **ઝડપી ચાલની** જ હતી.

## ‘સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક’ પુસ્તિકામાં એંગેલ્સે ‘ડ્યૂરિંગ-ખંડન’ની વાચનાના સંબંધમાં કરેલા સુધારાવધારા[183]

### પ્રસ્તાવના

### પ્રકરણ ૧

#### પૃષ્ઠ ૨૩

‘સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક’ પુસ્તિકામાં “દરેક નૂતન સિદ્ધાંતની માફક આધુનિક સમાજવાદને તેનાં મૂળિયાં આર્થિક સત્યોમાં ગમે એટલાં ઊંડાં હોય તોપણ, શરૂઆતમાં તો જેટલી બૌદ્ધિક સામગ્રી ઉપલબ્ધ હોય તેની સાથે સંકળાઈ જવું પડ્યું હતું.” વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

દરેક નૂતન સિદ્ધાંતની માફક આધુનિક સમાજવાદને તેનાં મૂળિયાં ભૌતિક આર્થિક સત્યોમાં ગમે એટલાં ઊંડાં હોય તોપણ, શરૂઆતમાં તો જેટલી બૌદ્ધિક સામગ્રી ઉપલબ્ધ હોય તેની સાથે સંકળાઈ જવું પડ્યું હતું.

#### પૃષ્ઠ ૨૩

“તે એવો સમય હતો જ્યારે હેગેલના કહેવા પ્રમાણે વિશ્વ તેના માથાને ટેકે ઊભું હતું” શબ્દોની સાથે નીચેની ટિપ્પણી જોડવામાં આવી છે:

ફ્રેંચ ક્રાંતિ અંગે આ પ્રમાણે ફકરો હતો: "વિચાર, કાનૂનનો ખ્યાલ, તેની અસર **એકાએક** ઊભી થઈ જેના સામે જૂનો જૂઠનો મંચ ટકી શકે એમ ન હતો. કાનૂનના આ ખ્યાલમાં હવે તો એક બંધારણ સ્થાપિત થયું છે, હવેથી તેના આધાર ઉપર જ દરેક ચીજ અવલંબે છે. સૂર્ય જ્યારથી ભ્રમણ કરતો હતો અને ગ્રહો તેની આસપાસ ઘૂમતા હતા ત્યારથી માનવી શિર્ષાસન સ્થિતિમાં દેખાયો હતો જ નહિ—એટલે કે આવા આદર્શના આધારે વાસ્તવિકતાનું ઘડતર થયું ન હતું. આનાક્સાગોરસે પ્રથમ વાર કહેલું કે વિશ્વ બુદ્ધિનું રાજ્ય છે; પણ હવે પહેલી વખત માનવીને સ્વીકારવું પડયું કે માનસિક વાસ્તવિકતા ઉપર આદર્શ અથવા વિચારનું સામ્રાજ્ય છે. આ વાત **એક ભવ્ય સૂર્યોદય** જેવી હતી. **તમામ વિચારશીલ માનવીઓ આ દિનની ઉજવણી કરી રહ્યા છે.** તે સમયમાં **એક ઉન્નત ઊર્મિ** માનવી ઉપર છવાયેલી હતી, **બુદ્ધિના ઉત્સાહથી વિશ્વ છવાયેલું હતું**, જાણે કે હવે જ દૈવી સિદ્ધાંતનું વિશ્વ સાથે સમાધાન થયું હતું" (હેગેલ, 'ઈતિહાસનું તત્ત્વજ્ઞાન', ૧૮૪૦) આવા ભાંગફોડિયા શિક્ષણ જે સ્વ. પ્રોફેસર હેગેલે આપેલું તેના સામે સમાજવાદ-વિરોધી કાનૂનને આધારે પગલાં લેવાનો શું સમય પાક્યો નથી?

પૃષ્ઠ ૨૪

"હવે, પ્રથમ વાર દિવસનો પ્રકાશ દેખાયો; હવે પછીથી વહેમ, અન્યાય, વિશેષાધિકાર, દમનને સ્થાને શાશ્વત સત્ય, શાશ્વત ન્યાય, કુદરતના આધાર ઉપર સમાનતા, અને માનવીના જન્મસિદ્ધ અધિકારો મુકાયા." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

હવે, પ્રથમ વાર દિવસનો પ્રકાશ—બુદ્ધિનું સામ્રાજ્ય—દેખાયો, હવે પછીથી વહેમ, અન્યાય, વિશેષાધિકાર, દમનને સ્થાને શાશ્વત સત્ય, શાશ્વત ન્યાય, કુદરતના આધાર ઉપર સમાનતા, અને માનવીના જન્મસિદ્ધ અધિકારો મુકાયા.

પૃષ્ઠ ૨૪

"પરંતુ સામંતી ઉમરાવો અને મૂડીદાર વર્ગ વચ્ચેની વિષમતાની સાથે સાથે શોષકો અને શોષિતો વચ્ચેની વિષમતા હતી, એક બાજુ શ્રીમંત બેઠાખાઉ અને બીજી બાજુ કંગાળ કામદારો હતા." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

પરંતુ સામંતી ઉમરાવો અને મૂડીદાર વર્ગ—જે સમાજ સમસ્તના પ્રતિનિધિત્વનો દાવો કરતો હતો—વચ્ચેની વિષમતાની સાથે સાથે શોષકો અને શોષિતો વચ્ચેની વિષમતા હતી, એક બાજુ શ્રીમંત બેઠાખાઉ અને બીજી બાજુ કંગાળ કામદારો હતા.

પૃષ્ઠ ૨૪

"ઉદાહરણ તરીકે, જર્મન ધાર્મિક સુધારણા યુગમાં અને કિસાનોના યુદ્ધના સમયે થોમસ મ્યૂન્ત્સર, મહાન અંગ્રેજ ક્રાંતિ વખતે લેવલર્સનું આંદોલન, મહાન ફ્રેંચ ક્રાંતિ વખતે બાબ્યેફ." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

ઉદાહરણ તરીકે, જર્મન ધાર્મિક સુધારણા યુગમાં અને કિસાનોના યુદ્ધના સમયે ઍનાબૅપ્ટિસ્ટો અને થોમસ મ્યૂન્ત્સર, મહાન અંગ્રેજ ક્રાંતિ વખતે લેવલર્સનું આંદોલન, મહાન ફ્રેંચ ક્રાંતિ વખતે બાબ્યેફ.

પૃષ્ઠ ૨૫

"નવા સિદ્ધાંતનું પ્રથમ રૂપ સામ્યવાદનું હતું, સન્યાસી જેવા વૈરાગી, સામ્યવાદનું હતું." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

નવા સિદ્ધાંતનું પ્રથમ રૂપ સામ્યવાદનું હતું, સન્યાસી જેવા જીવનમાં તમામ ખુશીમઝાનો ત્યાગ, વૈરાગી, સામ્યવાદનું હતું.

પૃષ્ઠ ૨૫

"ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓની માફક તેઓ (તરંગી સમાજવાદીઓ), કોઈ એક સામાજિક વર્ગની નહિ પરંતુ સમગ્ર માનવજાતની મુક્તિ મેળવવાનો દાવો કરતા હતા." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

ફ્રેંચ તત્ત્વજ્ઞાનીઓની માફક તેઓ, કોઈ એક સામાજિક વર્ગની—શરૂમાં—નહિ પરંતુ સમગ્ર માનવજાતની—તત્કાળ—મુક્તિ મેળવવાનો દાવો કરતા હતા.

પૃષ્ઠ ૨૫

"આ પ્રકારની દૃષ્ટિ મૂળ તો તમામ અંગ્રેજ તથા ફ્રેંચ અને વાઈટલિંગ સહિત પ્રથમ જર્મન સમાજવાદીઓની છે." વાક્યને બદલે નીચે મુજબની વાચના આપવામાં આવી છે:

ઓગણીસમી સદીના સમાજવાદી વિચારો ઉપર લાંબા સમય સુધી તરંગવાદી વિચાર પદ્ધતિનો પ્રભાવ હતો અને હજુ કેટલાક ઉપર છે. હજુ હમણાં સુધી તમામ ફ્રેંચ અને અંગ્રેજ સમાજવાદીઓ તેને અંજલિ આપતાં હતા. જૂનો જર્મન સામ્યવાદ, વાઈટલિંગ સહિતનો, એ જ પદ્ધતિનો હતો.

પૃષ્ઠ ૨૭

"જ્યારે આપણે અફાટ પ્રકૃતિ અથવા માનવજાતના ઈતિહાસ અથવા આપણી પોતાની બૌદ્ધિક પ્રવૃત્તિઓ વિષે વિચારીએ અને મનન કરીએ ત્યારે શરૂમાં આપણને સંબંધો અને પ્રતિક્રિયાઓનો અનંત ગૂંચવાડો (ફેરફાર અને જોડાણો) દેખાય છે, જેમાં આગળ પાછળ કશું રહેતું નથી, પરંતુ દરેક ચીજ ગતિમાં હોય છે, પરિવર્તનો પામે છે, અસ્તિત્વમાં આવે છે અને લય પામે છે." વાચના પછી નીચે મુજબનું વાક્ય ઉમેરવામાં આવ્યું છે:

એટલે આપણે પહેલાં ચિત્રને સમગ્ર રૂપમાં જોઈએ છીએ, તેનાં અલગ અલગ અંગો હજુ ઓછેવત્તે અંશે પૃષ્ઠભૂમિમાં હોય છે; આપણે હલનચલન કરતી, જોડાઈ જતી, અને સંકળાયેલી **ચીજોને** બદલે હલનચલનોને, સંક્રમણોને, અને જોડાણોને જોઈએ છીએ.

પૃષ્ઠ ૨૭

"આ કામ મુખ્યત્વે તો પ્રાકૃતિક વિજ્ઞાનનું અને ઐતિહાસિક સંશોધનનું છે: વિજ્ઞાનની આ તે શાખાઓ છે જેને પ્રાચીન ક્લાસિકલ સમયના ગ્રીક લોકોએ, સબળ કારણોસર, ગૌણ સ્થાન આપ્યું, કારણ કે તેમણે પહેલાં તો બધી સામગ્રી (આ શાખાઓ જેના ઉપર કામ કરી શકે તે) એકઠી કરવાની હતી." વાક્ય પછી નીચે મુજબનું વાક્ય ઉમેરવામાં આવ્યું છે:

કોઈ પણ જાતનું ટીકાત્મક પૃથક્કરણ, તુલના અને વર્ગો, શ્રેણીઓ, તથા

જાતીઓમાં ગોઠવણી થઈ શકે તે પહેલાં ચોક્કસ પ્રમાણમાં પ્રાકૃતિક અને ઐતિહાસિક સામગ્રી એકઠી કરવી જોઈએ.

પૃષ્ઠ ૨૯

"પ્રકૃતિ ખુદ દ્વંદ્વવાદની સચ્ચાઈની સાબિતી છે, અને આધુનિક વિજ્ઞાન માટે એટલું કહેવું જોઈએ કે તેણે એ સાબિતી નિરંતર વધુ ને વધુ સદ્ધર સામગ્રી વડે રજૂ કરી છે, વળી આખરમાં પ્રકૃતિ દ્વંદ્વાત્મક રીતે જ વર્તે છે—આધિભૌતિકવાદી રીતે નહિ." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

પ્રકૃતિ ખુદ દ્વંદ્વવાદની સચ્ચાઈની સાબિતી છે, અને આધુનિક વિજ્ઞાન માટે એટલું કહેવું જોઈએ કે તેણે એ સાબિતી નિરંતર વધુ ને વધુ સદ્ધર સામગ્રી વડે રજૂ કરી છે, વળી આખરમાં પ્રકૃતિ દ્વંદ્વાત્મક રીતે જ વર્તે છે—આધિભૌતિકવાદી રીતે નહિ, તે અવિરત પુનરાવર્તી વર્તુળના શાશ્વત એકત્વમાં ગતિ નથી કરતી પરંતુ વાસ્તવિક ઐતિહાસિક ઉત્ક્રાંતિમાંથી પસાર થાય છે. એ સંબંધમાં બીજા સૌથી પહેલાં ડાર્વિનના નામનો ઉલ્લેખ કરવો જોઈએ. તમામ જૈવ પદાર્થો, વનસ્પતિઓ, જીવો, અને માનવી પોતે કરોડો વર્ષોથી ચાલતી ઉત્ક્રાંતિની પ્રક્રિયાની પેદાશો છે—એમ સાબિત કરીને તેણે પ્રકૃતિની આધિભૌતિકવાદી વિભાવનાને વધારેમાં વધારે જોરદાર ફટકો લગાવ્યો.

પૃષ્ઠ ૩૦-૩૧

"હેગેલના તત્ત્વજ્ઞાને આ પ્રશ્ન ઉકેલ્યો નથી એ વાત અહીં ગૌણ છે. તેનો યુગપ્રવર્તક ફાળો તો એ હતો કે તેણે એ પ્રશ્નનું નિરૂપણ કર્યું." વાચનાને બદલે નીચે મુજબની વાચના આપવામાં આવી છે:

એ વાતનું અહીંયાં કશું મહત્ત્વ નથી કે હેગેલની પદ્ધતિએ પોતે નિરૂપિત કરેલી સમસ્યાને ઉકેલી નહિ. તેણે સમસ્યાને નિરૂપિત કરી એ જ તેનો યુગપ્રવર્તક ગુણ હતો.

પૃષ્ઠ ૩૩

"નવી હકીકતોને કારણે સમગ્ર વીતેલા ઈતિહાસનું નવું પરીક્ષણ આવશ્યક બની ગયું. તેના પરિણામે જાણવા મળ્યું કે **સમગ્ર** વીતેલો ઈતિહાસ વર્ગસંઘર્ષોનો ઈતિહાસ છે, સમાજના એ લડતા વર્ગો હંમેશાં

ઉત્પાદન અને વિનિમયની રીતોની—ટૂંકામાં તેમના સમયનાં **આર્થિક** સંબંધોની—પેદાશો હોય છે; સમાજની આર્થિક રચના હંમેશાં આર્થિક આધાર પૂરો પાડે છે, અને તેમાંથી શરૂ કરીને જ આપણે અમુક ઐતિહાસિક ગાળાના કાનૂન સંબંધી તથા રાજકીય સંસ્થાઓના તેમ જ ધાર્મિક, દાર્શનિક, તથા બીજા વિચારોના આખા ઉપલા માળખાનો ખુલાસો તારવી શકીએ. હવે એ આદર્શવાદને તેના આખરી આશરામાંથી, ઇતિહાસની વિભાવનામાંથી, હાંકી કાઢવામાં આવ્યો, હવે ઇતિહાસનું ભૌતિકવાદી પરીક્ષણ નિરૂપિત કરવામાં આવ્યું, અને અગાઉ માનવીની "હસ્તીનો" ખુલાસો તેની "ચેતનાના" આધારે કરવામાં આવતો હતો તેને બદલે તેની "ચેતનાનો" ખુલાસો તેની "હસ્તીના" આધારે કરવાની ભૌતિકવાદી રીત શોધી કાઢવામાં આવી.

પરંતુ જેવી રીતે ફ્રેંચ ભૌતિકવાદીઓની પ્રકૃતિ અંગેની વિભાવના દ્વંદ્વવાદ અને અર્વાચીન પ્રાકૃતિક વિજ્ઞાન જોડે અસંગત હતી એવી જ રીતે અગાઉના દિવસોનો સમાજવાદ એવી ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના જોડે અસંગત હતો. અગાઉના દિવસોનો સમાજવાદ ઉત્પાદનની હયાત મૂડીવાદી રીતની અને તેનાં પરિણામોની ટીકા બેશક કરતો હતો, પણ તેમનો ખુલાસો, નહોતો કરી શકતો, અને એટલે તેમની ઉપર કાબૂ નહોતો જમાવી શકતો. તે તેમને કેવળ અનિષ્ટ ગણાવીને ખાલી નકારી જ શકતો હતો." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

નવી હકીકતોને કારણે સમગ્ર વીતેલા ઇતિહાસનું નવું પરીક્ષણ આવશ્યક બની ગયું. તેના પરિણામે જાણવા મળ્યું કે આદિમ તબક્કાઓ સિવાય **સમગ્ર** વીતેલો ઇતિહાસ વર્ગસંઘર્ષોનો ઇતિહાસ છે, સમાજના એ લડતા વર્ગો હંમેશાં ઉત્પાદન અને વિનિમયની રીતોની—ટૂંકામાં તેમના સમયના **આર્થિક** સંબંધોની—પેદાશો હોય છે; સમાજની આર્થિક રચના હંમેશાં આર્થિક આધાર પૂરો પાડે છે, અને તેમાંથી શરૂ કરીને જ આપણે અમુક ઐતિહાસિક ગાળાના કાનૂન સંબંધી તથા રાજકીય સંસ્થાઓના તેમ જ ધાર્મિક, દાર્શનિક, તથા બીજા વિચારોના આખા ઉપલા માળખાનો ખુલાસો તારવી શકીએ. હેગેલે ઇતિહાસને આધિભૌતિકવાદથી મુક્ત કર્યો હતો, તેણે તેને દ્વંદ્વાત્મક સાબિત કર્યો હતો, પણ ઇતિહાસની તેની વિભાવના મૂળભૂત રૂપે આદર્શવાદી હતી. હવે એ આદર્શવાદને તેના આખરી આશરામાંથી, ઇતિહાસની વિભાવનામાંથી, હાંકી

કાઢવામાં આવ્યો, હવે ઈતિહાસનું ભૌતિકવાદી પરીક્ષણ નિરૂપિત કરવામાં આવ્યું, અને અગાઉ માનવીની "હસ્તીનો" ખુલાસો તેની "ચેતનાના" આધારે કરવામાં આવતો હતો તેને બદલે તેની "ચેતનાનો" ખુલાસો તેની "હસ્તીના" આધારે કરવાની ભૌતિકવાદી રીત શોધી કાઢવામાં આવી.

એ સમયથી લઈને સમાજવાદ આ કે તે પ્રતિભાવાન ભેજાની આકસ્મિક શોધ ન રહ્યો પણ ઐતિહાસિક રીતે વિકસિત બે વર્ગો, કામદાર વર્ગ અને મૂડીવાદી વર્ગ, વચ્ચેના સંઘર્ષનું આવશ્યક પરિણામ બની ગયો. હવે તેનું કર્તવ્ય બની શકે એટલા પરિપૂર્ણ સમાજની પદ્ધતિ ઉપજાવી કાઢવાનું ન રહ્યું. જે ઐતિહાસિક આર્થિક ઘટનાક્રમમાંથી એ વર્ગો અને તેમના અંટસો આવશ્યક રૂપે ફૂટી નીકળ્યા હતા તેનું પરીક્ષણ કરવું અને એ પ્રકારે ઉત્પન્ન થયેલી આર્થિક પરિસ્થિતિઓની અંદરથી ઘર્ષણનો અંત આણવાના ઉપાયો શોધી કાઢવા—હવે સમાજવાદનું કર્તવ્ય એ હતું. પરંતુ જેવી રીતે ફ્રેંચ ભૌતિકવાદીઓની પ્રકૃતિ અંગેની વિભાવના દ્વંદ્વવાદ અને અર્વાચીન પ્રાકૃતિક વિજ્ઞાન જોડે અસંગત હતી એવી જ રીતે અગાઉના દિવસોનો સમાજવાદ એવી ઈતિહાસની ભૌતિકવાદી વિભાવના જોડે અસંગત હતો. અગાઉના દિવસોનો સમાજવાદ ઉત્પાદનની હયાત મૂડીવાદી રીતની અને તેનાં પરિણામોની ટીકા બેશક કરતો હતો, પણ તેમનો ખુલાસો, નહોતો કરી શકતો, અને એટલે તેમની ઉપર કાબૂ નહોતો જમાવી શકતો. તે તેમને કેવળ અનિષ્ટ ગણાવીને ખાલી નકારી જ શકતો હતો. મૂડીવાદી સમાજમાં કામદાર વર્ગના અનિવાર્ય શોષણને અગાઉનો સમાજવાદ જેમ વધારે જુસ્સાથી વખોડી કાઢતો ગયો તેમ એ શોષણની રીત અને ઉત્પત્તિ સ્પષ્ટ રૂપે બતાવી આપવાની તેની શક્તિ ઓછી થતી ગઈ.

ભાગ ૩

પ્રકરણ ૧

પૃષ્ઠ ૩૧૭

"શ્રીમંત અને ગરીબ વચ્ચેનો વિરોધ સામાન્ય સમૃદ્ધિમાં વિસર્જન પામવાને બદલે, તેને અમુક અંશે હળવો બનાવનાર ગિલ્ડ અને બીજા વિશેષાધિકારોની તેમ જ દેવળની ધર્માદા સંસ્થાઓની નાબૂદીથી, વધારે

તીવ્ર બન્યો. મૂડીવાદી ધોરણે ઉદ્યોગનો વિકાસ મહેનતકશ પ્રજા માટે યાતના અને ગરીબીનું અસ્તિત્વ સર્જી ગયો." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

શ્રીમંત અને ગરીબ વચ્ચેનો વિરોધ સામાન્ય સમૃદ્ધિમાં વિસર્જન પામવાને બદલે, તેને અમુક અંશે હળવો બનાવનાર ગિલ્ડ અને બીજા વિશેષાધિકારોની તેમ જ દેવળની ધર્માદા સંસ્થાઓની નાબૂદીથી, વધારે તીવ્ર બન્યો. સામંતી બેડીઓથી "મિલકતની મુક્તિ" હવે વાસ્તવમાં સિદ્ધ થઈ હતી, તે નાના મૂડીદારો અને નાના માલિકો માટે પોતાની મિલકત વેચવા માટેની મુક્તિ બની ગઈ. તેઓ મોટા જાગીરદારો અને મોટા મૂડીદારોની, એ જબ્બર માલિકોની, સ્પર્ધા તળે ચગદાયેલા હતા. નાના મૂડીદારો અને કિસાન માલિકો માટે તો તે "મિલકત**થી** મુક્તિ" બની ગઈ. મૂડીવાદી ધોરણે ઉદ્યોગનો વિકાસ મહેનતકશ પ્રજા માટે યાતના અને ગરીબીનું અસ્તિત્વ સર્જી ગયો. માનવી અને માનવી વચ્ચે, કાર્લાઇલના[184] શબ્દોમાં, રોકડ નાણાનો વ્યવહાર એકમાત્ર ધરી બની ગયો.

પૃષ્ઠ ૩૧૮

"પરંતુ એક બાજુથી, અર્વાચીન ઉદ્યોગ ઘર્ષણો પેદા કરે છે તે ઉત્પાદન પદ્ધતિમાં ક્રાંતિને, તદ્દન જરૂરી બનાવે છે, એ ઘર્ષણો તેણે સર્જેલા વર્ગો વચ્ચે જ નહિ પરંતુ ઉત્પાદક શક્તિઓ અને તેણે પેદા કરેલ વિનિમયના રૂપ વચ્ચે ઘર્ષણો પેદા થાય છે. અને બીજી બાજુથી, આ જ રાક્ષસી ઉત્પાદક શક્તિઓમાં, આ ઘર્ષણો મિટાવવાનાં સાધનો તે વિકસાવે છે." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

પરંતુ એક બાજુથી, અર્વાચીન ઉદ્યોગ ઘર્ષણો પેદા કરે છે તે ઉત્પાદન પદ્ધતિમાં ક્રાંતિને, અને મૂડીવાદી સ્વરૂપની નાબૂદીને, તદ્દન જરૂરી બનાવે છે, એ ઘર્ષણો તેણે સર્જેલા વર્ગો વચ્ચે જ નહિ પરંતુ ઉત્પાદક શક્તિઓ અને તેણે પેદા કરેલ વિનિમયના રૂપ વચ્ચે ઘર્ષણો પેદા થાય છે. અને બીજી બાજુથી, આ જ રાક્ષસી ઉત્પાદક શક્તિઓમાં, આ ઘર્ષણો મિટાવવાનાં સાધનો તે વિકસાવે છે.

પૃષ્ઠ ૩૧૮

"પૅરિસના કંગાળ લોકસમુદાયો પળભર માટે ત્રાસના સામ્રાજ્ય વખતે સર્વોપરી બની ગયેલા. પરંતુ તેમાં એવું જ સાબિત થયું કે એ વખતના સંજોગોમાં તેમનું પ્રભુત્વ ટકાવી રાખવાનું કેટલું અસંભવિત હતું." વાક્યની સુધારેલી વાચના નીચે મુજબ છે:

પૅરિસના કંગાળ લોકસમુદાયો પળભર માટે ત્રાસના સામ્રાજ્ય વખતે સર્વોપરી બની ગયેલા, અને એ રીતે મૂડીદાર વર્ગની હયાતી **છતાં** મૂડીવાદી ક્રાંતિને વિજયી બનાવવામાં સફળ થયેલા. પરંતુ તેમાં એવું જ સાબિત થયું કે એ વખતના સંજોગોમાં તેમનું પ્રભુત્વ ટકાવી રાખવાનું કેટલું અસંભવિત હતું.

પૃષ્ઠ ૩૧૯

"પોતાના 'જીનીવાના પત્રો'માં સેંટ-સાઈમને એવી દરખાસ્ત મૂકી જ હતી કે 'તમામ માનવીઓએ કામ કરવું જોઈએ.'" એ વાક્ય પહેલાં નીચે મુજબનો ફકરો ઉમેરવામાં આવ્યો છે:

સેંટ-સાઈમન મહાન ફ્રેંચ ક્રાંતિનો સપૂત હતો, તે ક્રાંતિ સમયે હજુ ત્રીસ જ વર્ષનો હતો. ક્રાંતિમાં ત્રીજી શ્રેણીનો વિજય અંકિત હતો, એટલે કે, રાષ્ટ્રનો વિરાટ જનસમુદાય જે ઉત્પાદન તથા વેપારમાં **રોકાયેલો** હતો તેનો **આળસુ** વિશેષાધિકાર ભોગવતા વર્ગો, ઉમરાવો, અને પાદરીઓ ઉપરનો વિજય હતો. પરંતુ એ ત્રીજી શ્રેણીનો વિજય ટૂંક સમયમાં જ એ શ્રેણીના નાનકડા એક ભાગના વિજય તરીકે ખુલ્લો થયો, સામાજિક રીતે વિશેષાધિકારો ભોગવતા વર્ગે રાજકીય સત્તા પ્રાપ્ત કરી લીધી, એટલે કે, મિલકતવાળા મૂડીદાર વર્ગે. ક્રાંતિ દરમિયાન મૂડીવાદનો ઝડપથી વિકાસ થયેલો, કંઈક અંશે ઉમરાવો અને દેવળોની જમીનના સટ્ટા ખેલીને, પહેલાં જપ્ત કરીને પછી **વેચીને**, અને કંઈક અંશે લશ્કરી સોદાઓ મારફત રાષ્ટ્ર સાથે છેતરપિંડી કરીને. આવા ભ્રષ્ટાચારીઓના વર્ચસ્વને લીધે ડાયરેક્ટોરેટ નીચે ફ્રાંસ અને ક્રાંતિ બરબાદ બની અને નેપોલિયનને તેણે સત્તા જપ્ત કરવાનું બહાનું આપ્યું. તેથી સેંટ-સાઈમનની દૃષ્ટિએ ત્રીજી શ્રેણી અને વિશેષાધિકારી વર્ગો વચ્ચેની વિષમતાએ 'કામદારો' અને 'બેઠાખાઉ' લોકો

વચ્ચેની વિષમતાનું રૂપ ધારણ કર્યું. આ 'બેઠાખાઉ' લોકો ફક્ત જૂના વિશેષાધિકારો ધરાવતા વર્ગો ન હતા પણ તેમાં એવા તમામ લોકો સામેલ હતા કે જેઓ ઉત્પાદન કે વહેંચણીમાં કોઈ હિસ્સો લીધા વિના તેની આવક ઉપર જીવતા હતા. અને કામદારો ફક્ત વેતનદારો ન હતા પણ તેમનામાં નાના કારખાનદારો, વેપારીઓ, તથા બૅંકરો પણ સામેલ હતા. આ આળસુ બેઠાખાઉ લોકોએ બૌદ્ધિક નેતાગીરી અને રાજકીય સર્વોપરીતાની શક્તિ ગુમાવી હતી તે સાબિત થયું અને ક્રાંતિથી તે વાત સિદ્ધ થઈ. મિલકતવિહોણા વર્ગો પાસે આવી શક્તિ હતી જ નહિ એ સેંટ-સાઈમનને માટે ત્રાસના સામ્રાજ્ય દરમિયાન સાબિત થયું.

તો પછી કોણ દોરવણી અને આદેશો આપવાનું હતું? સેંટ-સાઈમનના મંતવ્ય પ્રમાણે, નવા ધાર્મિક બંધનથી જોડાયેલાં ઉદ્યોગ અને વિજ્ઞાન હવે એ ધાર્મિક વિચારોની, ધાર્મિક સુધારણાના કાળથી ખતમ થઈ ગયેલા અને આવશ્યક રૂપે જડ સોપાનિક 'નૂતન ખ્રિસ્તી ધર્મ'ની, એકતાનું પુનઃસ્થાપન કરવાનાં હતાં.

પણ વિજ્ઞાન એટલે વિદ્વાનો હતા, અને ઉદ્યોગ એટલે પ્રથમ તો કામ કરતા મૂડીદારો, કારખાનદારો, વેપારીઓ, અને બૅંકરો હતા. સેંટ-સાઈમનનો ઈરાદો એવો હતો કે એ મૂડીદારો પોતાને એક પ્રકારના પ્રજાકીય અમલદારોમાં, સામાજિક ટ્રસ્ટીઓમાં, પલટાવી નાખે, પણ કામદારોના સંબંધમાં તો તેમને હજુ સરદારીની અને આર્થિક રીતે વિશેષાધિકારી સ્થિતિમાં રાખવાના હતા. ખાસ કરીને બૅંકરો સમગ્ર સામાજિક ઉત્પાદનને ધિરાણનાં નિયમોથી સંચાલિત કરવાના હતા. એવી વિભાવના એ જમાનાને અનુરૂપ જ હતી કારણ કે હજુ ફ્રાંસના એ અર્વાચીન ઉદ્યોગમાં મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેની ખાઈ અસ્તિત્વમાં આવી રહી હતી. પણ સેંટ-સાઈમન જેના ઉપર ભાર મૂકતો હતો તે આ છે: તેને સૌથી વધુ રસ, અન્ય કોઈ બાબતો કરતાં, એ વર્ગના ભાવિ ઉપર હતો કે જે "સૌથી વધુ સંખ્યા ધરાવતો હતો અને ગરીબ હતો" ("La classe la plus nombreuse et la plus pauvre").

પૃષ્ઠ ૩૨૦

"પરંતુ ફ્રેંચ કાંતિને એક વર્ગીય યુદ્ધ તરીકે માન્યતા આપવી, ઉમરાવો, મૂડીદારો અને મિલકતવિહોણા વર્ગો વચ્ચે, ૧૮૦૨માં આ એક ઘણી સગર્ભ શોધ હતી." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

પરંતુ ફ્રેંચ ક્રાંતિને એક વર્ગીય યુદ્ધ તરીકે માન્યતા આપવી, ફક્ત ઉમરાવો અને મૂડીદારો વચ્ચે જ નહિ પરંતુ ઉમરાવો, મૂડીદારો અને **મિલકતવિહોણા** વર્ગો વચ્ચે, ૧૮૦૨માં આ એક ઘણી સગર્ભ શોધ હતી.

પૃષ્ઠ ૩૨૧

"ઉત્ક્રાંતિના ચાર વિભાગોમાં તે (ફુરિયે) સમગ્ર ઇતિહાસને જુએ છે—પાશવતા, પિતૃસત્તા, જંગલિયત, અને સભ્યતા. આમાં છેલ્લો તબક્કો આજના કહેવાતા મૂડીવાદી સમાજને લાગુ પડે છે." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

ઉત્ક્રાંતિના ચાર વિભાગોમાં તે સમગ્ર ઇતિહાસને જુએ છે—પાશવતા, જંગલિયત, પિતૃસત્તા, અને સભ્યતા. આમાં છેલ્લો તબક્કો આજના કહેવાતા મૂડીવાદી સમાજને લાગુ પડે છે, એટલે કે ૧૬મી સદી બાદની સામાજિક વ્યવસ્થા.

પૃષ્ઠ ૩૨૨

"તેમ છતાં, તેમાંથી (ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિમાંથી) ચિત્કાર ઊઠે એવી સામાજિક બદીઓ પેદા થતી હતી—મોટા શહેરોના કંગાળ વિસ્તારોમાં બેઘર વસ્તી એકસામટી જમા થતી હતી; પ્રણાલિકાગત પિતૃસત્તાત્મક તાબેદારીનાં નૈતિક બંધનો તૂટે છે, કૌટુંબિક સંબંધો વિસર્જિત થાય છે, ભયજનક કક્ષાએ સ્ત્રીઓ અને બાળકો ઉપર વધુ પડતા કામનો બોજ વધે છે, તદ્દન નવી પરિસ્થિતિમાં ફેંકાઈ ગયેલો કામદાર વર્ગ એકદમ હતાશ થઈ જાય છે." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

તેમ છતાં, તેમાંથી ચિત્કાર ઊઠે એવી સામાજિક બદીઓ પેદા થતી હતી—મોટા શહેરોના કંગાળ વિસ્તારોમાં બેઘર વસ્તી એકસામટી જમા થતી હતી; પ્રણાલિકાગત પિતૃસત્તાત્મક તાબેદારીનાં નૈતિક બંધનો તૂટે છે, કૌટુંબિક સંબંધો વિસર્જિત થાય છે, ભયજનક કક્ષાએ સ્ત્રીઓ અને બાળકો ઉપર વધુ પડતા કામનો બોજ વધે છે, તદ્દન નવી પરિસ્થિતિમાં ફેંકાઈ ગયેલો કામદાર વર્ગ

એકદમ હતાશ થઈ જાય છે, ગામડાંમાંથી શહેરમાં, ખેતીમાંથી આધુનિક ઉદ્યોગમાં, અસ્તિત્વની સ્થિરતામાંથી રોજ રોજ બદલાતી બિનસલામત સ્થિતિમાં આવી પડે છે.

### પૃષ્ઠ ૩૨૪

ઓવેનના પુસ્તકના અવતરણના છેલ્લા ફકરાના અંત પછી નીચે મુજબની ટિપ્પણી આપવામાં આવી છે:

'માનસમાં અને અમલમાં ક્રાંતિ'માંથી "યુરોપનાં તમામ લાલ પ્રજાસત્તાકો, સામ્યવાદીઓ અને સમાજવાદીઓને" ઉદ્દેશીને અપાયેલું આવેદન, જે ૧૮૪૮માં ફ્રાંસની કામચલાઉ સરકાર સમક્ષ રજૂ થયું, તેમ જ "રાણી વિક્ટોરિયા અને તેના જવાબદાર સલાહકારોને" સુપરત થયું.

## ભાગ ૩

## પ્રકરણ ૨

### પૃષ્ઠ ૩૩૧

"પણ જ્યાં અમુક ચોક્કસ સમાજમાં ઉત્પાદનનું મૂળભૂત સ્વરૂપ સ્વયંભૂ શ્રમવિભાજનમાં હતું ત્યાં ઊપજની ચીજો **જણસોનું** રૂપ લે છે જેની અરસપરસની આપલે વ્યક્તિગત કારીગરોની જરૂરતો પૂરી પાડતી હતી." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

પણ જ્યાં અમુક ચોક્કસ સમાજમાં ઉત્પાદનનું મૂળભૂત સ્વરૂપ સ્વયંભૂ શ્રમવિભાજનમાં હતું, જે કોઈ પૂર્વયોજિત રીતે નહિ પણ ધીમે ધીમે સર્જાય છે, ત્યાં ઊપજની ચીજો **જણસોનું** રૂપ લે છે જેની અરસપરસની આપલે વ્યક્તિગત કારીગરોની જરૂરતો પૂરી પાડતી હતી.

### પૃષ્ઠ ૩૪૦

"ઉત્ક્રાંતિના આગળના તબક્કામાં આ સ્વરૂપ પણ અપૂરતું જણાવા લાગે છે. મૂડીવાદી સમાજના સત્તાવાર પ્રતિનિધિ રાજ્યે ઉત્પાદનનાં

સાધનો અને વ્યવહારની સંસ્થાઓનું સંચાલન હાથમાં લેવું પડશે."
વાક્યને બદલે નીચે મુજબની વાચના આપવામાં આવી છે:

ઉત્ક્રાંતિના આગળના તબક્કામાં આ સ્વરૂપ પણ અપૂરતું જણાવા લાગે છે. ઉદ્યોગની અમુક શાખામાં અમુક દેશના જથ્થાબંધ ઉત્પાદકો એક "ટ્રસ્ટ"માં એકત્રિત બને છે, ઉત્પાદનના નિયમનના હેતુ માટે આ મંડળી રચાય છે. તેઓ કુલ ઉત્પાદનનો જથ્થો નક્કી કરે છે, પોતાની વચ્ચે વહેંચી લે છે, અને વેચાણ કિંમત આગળથી જ લાદી મૂકે છે. પણ જેવો ધંધો ખરાબ થવા માંડે એટલે આ પ્રકારના ટ્રસ્ટ પડી ભાંગવા સર્જાયેલાં છે, અને આ જ કારણસર તેઓ વધુ પ્રમાણમાં મંડળીઓનું કેંદ્રીકરણ કરે છે. અમુક ચોક્કસ ઉદ્યોગનું સર્વસ્વ એક રાક્ષસી જોઈન્ટ સ્ટૉક કંપનીમાં ફેરવાય છે; આંતરિક હરીફાઈને સ્થાને આ એક કંપનીની આંતરિક ઈજારાશાહી ગોઠવાય છે. ૧૮૯૦માં ઇંગ્લૅંડના અલ્કલી ઉત્પાદનમાં આવું બન્યું છે—જેમાં ૪૮ મોટા એકમો, એક કંપનીના હાથમાં એક જ યોજના નીચે, અને ૬૦ લાખ પાઉંડની મૂડી નીચે, એકત્રિત બન્યા છે.

આવાં ટ્રસ્ટોમાં સ્પર્ધાની સ્વતંત્રતાથી ઊલટું ઈજારાશાહી સ્થાપિત થાય છે, મૂડીવાદી સમાજમાં કોઈ આયોજન વિહીન ઉત્પાદન, આક્રમણ કરતા સમાજવાદી ઢબના સમાજની આયોજિત ઉત્પાદન ક્રિયા સમક્ષ, નમી પડે છે. ચોક્કસ રીતે હજુ અહીં સુધી આ ક્રિયા મૂડીદારોના લાભમાં જ હોય છે. પરંતુ આ દાખલામાં શોષણ એટલું પ્રત્યક્ષ હોય છે કે તે તૂટી પડવું જોઈએ. કોઈ રાષ્ટ્ર ટ્રસ્ટો વતી ઉત્પાદનની ક્રિયાને સાંખી નહિ લે, જેમાં એક નાનકડી ડિવિડંડ મેળવતી ટોળકી સમાજનું તદ્દન નગ્ન શોષણ કરતી દેખાય છે.

ગમે તેમ પણ, ટ્રસ્ટોથી કે ટ્રસ્ટ વિના, મૂડીવાદી સમાજના સત્તાવાર પ્રતિનિધિ રાજ્યે છેવટે ઉત્પાદનનું સંચાલન હાથમાં લેવું પડશે.

પૃષ્ઠ ૩૪૧

"નહિતર તો રોયલ મેરીટાઇમ કંપની, રોયલ પોર્સીલીન મેન્યુફેક્ચર, અને લશ્કરનું રેજીમેન્ટલ સીવણખાતું પણ સમાજવાદી સંસ્થાઓ કહેવાય."
વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

નહિતર રોયલ મેરીટાઇમ કંપની, રોયલ પોર્સીલીન મેન્યુફેક્ચર, અને

લશ્કરનું રેજીમેન્ટલ સીવણખાતું પણ સમાજવાદી સંસ્થાઓ ગણાય, અથવા ફ્રેડરિક-વિલ્હેલ્મ ત્રીજાના રાજમાં એક આદમીએ ગંભીરતાથી કરેલા સૂચન મુજબ રાજ્યે વેશ્યાવાડા પોતાના હાથમાં લઈ લેવાનું કદમ પણ સમાજવાદી ગણાત.

પૃષ્ઠ ૩૪૦-૩૪૧

ત્રણ સ્થળોમાં "જોઈન્ટ સ્ટૉક કંપનીઓ"નો ઉલ્લેખ કરતી વેળા "અને ટ્રસ્ટો" શબ્દો ઉમેરવામાં આવ્યા છે.

પૃષ્ઠ ૩૪૫

"પરંતુ તેના કારણે વર્ગોમાં વિભાજનની ક્રિયા હિંસા અને લૂંટ, યુક્તિઓ અને છેતરપિંડીથી થતી અટકતી નથી. તેનાથી એક વખત સર્વોપરી બન્યા પછી શાસક વર્ગ કામદાર વર્ગને ભોગે પોતાની સત્તા મજબૂત બનાવતાં અટકતો નથી, પોતાની સામાજિક નેતાગીરીનો ઉપયોગ લોકસમુદાયોનું શોષણ વધારવા માટે કરતાં અટકતો નથી." વાચનાનું સુધારેલું રૂપ નીચે મુજબ છે:

પરંતુ તેના કારણે વર્ગોમાં વિભાજનની ક્રિયા હિંસા અને લૂંટ, યુક્તિઓ અને છેતરપિંડીથી થતી અટકતી નથી. તેનાથી એક વખત સર્વોપરી બન્યા પછી શાસક વર્ગ કામદાર વર્ગને ભોગે પોતાની સત્તા મજબૂત બનાવતાં અટકતો નથી, પોતાની સામાજિક નેતાગીરીનો ઉપયોગ લોકસમુદાયોનું તીવ્ર શોષણ વધારવા માટે કરતાં અટકતો નથી.

પૃષ્ઠ ૩૪૭

પ્રકરણના અંતિમ ફકરા પહેલાં નીચે મુજબનો સારાંશ ઉમેરવામાં આવ્યો છે:

ટૂંકમાં આપણે અહીં ઐતિહાસિક ક્રાંતિની રૂપરેખા દોરીએ.

૧. **મધ્યયુગનો સમાજ:** નાના પાયા ઉપર વ્યક્તિગત ઉત્પાદન. વ્યક્તિગત ઉપયોગને અનુરૂપ ઉત્પાદનનાં અપનાવેલાં સાધનો: તેથી આદિમ, કઢંગાં, મામૂલી, કામમાં ટચૂકડાં, તરત વપરાશ માટે ઉત્પાદન, કાં તો ઉત્પાદકના પોતાના માટે અથવા તેના જાગીરદાર માલિક માટે. આવી વપરાશ ઉપરાંત જે કંઈ

વધારો નીકળે એનું જ વેચાણ અથવા વિનિમય થાય. ચીજજણસોનું ઉત્પાદન તેની બાલ્યાવસ્થામાં. પણ તેના ગર્ભમાં **સમાજમાં ઉત્પાદનની** ઘોર **અરાજકતા** રહેલી છે.

૨. **મૂડીવાદી ક્રાંતિ:** શરૂમાં સાદા સહકાર તથા યંત્રો મારફત ઉદ્યોગનું રૂપાંતર. આજ સુધી છૂટાછવાયા ઉત્પાદનનાં સાધનોનું હવે જબ્બર વર્કશોપમાં કેંદ્રીકરણ થાય છે. તેના પરિણામે તેનું વ્યક્તિગતમાંથી સામાજિક ઉત્પાદનમાં રૂપાંતર — જે સમગ્ર રીતે વિનિમયના સ્વરૂપને અસર કરતું નથી. હડપગીરીનાં જૂના રૂપો ચાલુ રહે છે અને **મૂડીવાદી** રૂપનો ઉદ્‌ભવ થાય છે. ઉત્પાદનનાં સાધનોના માલિકની હેસિયતથી તે ઉત્પાદિત ચીજો હડપ કરે છે, અને તેનું જણસમાં રૂપાંતર કરે છે. ઉત્પાદન સામાજિક કૃત્ય બને છે. વિનિમય અને શોષણ વ્યક્તિગત કૃત્યો તરીકે ચાલુ રહે છે. **સામાજિક ઊપજને વ્યક્તિગત મૂડીદાર હજમ કરે છે.** મૂળભૂત આંતરવિરોધ જેમાંથી તમામ બીજા આંતરવિરોધો પેદા થાય છે જેમાં વર્તમાન સમાજ ચાલે છે અને જેને અર્વાચીન ઉદ્યોગ પ્રકાશમાં લાવે છે.

ક) ઉત્પાદક ઉત્પાદનનાં સાધનોથી જુદો પડે છે. કામદારને મજૂરી સાથે જીવનભર બાંધી લેવો. **સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચે વિષમતા.**

ખ) ચીજજણસોના ઉત્પાદનનું સંચાલન કરતા નિયમોનું વધતું વર્ચસ્વ અને વધતી જતી અસરકારકતા. નિરંકુશ હરીફાઈ. **વ્યક્તિગત કારખાનામાં સામાજિક સંગઠન તથા સમગ્ર રીતે ઉત્પાદનમાં સામાજિક અરાજકતા વચ્ચે આંતરવિરોધ.**

ગ) એક બાજુથી, દરેક વ્યક્તિગત કારખાનદાર માટે હરીફાઈને લીધે યંત્રોની ફરજિયાત બનતી પરિપૂર્ણતા અને તેમાં કામદારોની વધતી જતી છટણી પુરવણી બને છે, જેનાથી **ઔદ્યોગિક અનામત સેના સર્જાય** છે. બીજી બાજુથી, ઉત્પાદનનું અમર્યાદિત વિસ્તૃતીકરણ — જે પણ દરેક કારખાનદાર માટે હરીફાઈને લીધે ફરજિયાત બને છે. બન્ને બાજુએ, અપૂર્વ એવો ઉત્પાદક શક્તિઓનો વિકાસ, માંગ કરતાં પુરવઠાનો અતિરેક, બજારોમાં માલનો ભરાવો, દર દસ વર્ષે કટોકટી, ઝેરી કૂંડાળું: **અહીં ઉત્પાદનનાં સાધનો તથા માલસામાનનો અતિરેક; ત્યાં કામદારો** ભરણપોષણનાં સાધનો વિનાના તથા બેકારોનો **અતિરેક.** પરંતુ ઉત્પાદનનાં તથા સામાજિક સુખાકારીનાં આ બે સાધનો સાથે રહીને કામ કરી શકતાં નથી, કારણ કે મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિ ઉત્પાદનનાં સાધનોને કામ કરતાં અટકાવે છે અને ઊપજને પરિચલનમાં આવતી અટકાવે છે — જ્યાં

સુધી પ્રથમ તે મૂડીમાં રૂપાંતર ન થાય ત્યાં સુધી — જે પ્રક્રિયા તેની ખુદની વિપુલતાથી રુકાવટ પામે છે. હવે આંતરવિરોધ વાહિયાત બની જાય છે: **ઉત્પાદનની પદ્ધતિ વિનિમયના રૂપ સામે બળવો પોકારે છે.** મૂડીદારો પોતાની જ ઉત્પાદક શક્તિઓની વ્યવસ્થા જાળવવા અશક્તિમાન સાબિત થાય છે.

ધ) ઉત્પાદક શક્તિઓના સામાજિક રૂપની માન્યતા ખુદ મૂડીદારો ઉપર આંશિક રીતે લદાય છે. ઉત્પાદનની તેમ જ વાહનવ્યવહારની વિશાળ સંસ્થાઓમાં પહેલાં તો **જોઈન્ટ સ્ટૉક કંપની** ઊભી થાય છે, પછી ટ્રસ્ટ, અને છેવટે તે **રાજ્ય** હસ્તક લેવાય છે. મૂડીદારો બિનજરૂરી વર્ગ તરીકે ખુલ્લા પડે છે. તેનાં તમામ સામાજિક કાર્યો હવે પગારદાર કર્મચારીઓ મારફત થાય છે.

૩. **સર્વહારા ક્રાંતિ** — આંતરવિરોધોનો ઉકેલ. સર્વહારા વર્ગ પ્રજાકીય સત્તા કબજે કરે છે અને તેના થકી [સમાજીકરણ પામેલાં] ઉત્પાદનનાં સાધનોને મૂડીદારોના હાથમાંથી પ્રજાકીય મિલકત તરીકે રૂપાંતરિત કરે છે. આ કૃત્યથી સર્વહારા વર્ગ ઉત્પાદનનાં સાધનોને આજ સુધી તેણે આપેલા મૂડીના રૂપમાંથી મુક્ત કરે છે, અને તેના સમાજીકરણ પામેલા રૂપને કામ કરવાની પૂરી સ્વતંત્રતા આપે છે. હવે પૂર્વયોજના વડે સામાજિક ઉત્પાદન શક્ય બને છે. ઉત્પાદનનો વિકાસ સમાજના જુદા જુદા વર્ગોના અસ્તિત્વને કાલવ્યુત્ક્રમ બનાવી મૂકે છે. જેટલા પ્રમાણમાં સામાજિક ઉત્પાદનમાં અરાજકતા અદૃશ્ય થાય છે એટલા પ્રમાણમાં રાજ્યની રાજકીય સત્તા વિલય પામતી જાય છે. આખરે સામાજિક સંગઠનનો માલિક માનવી પોતે બને છે, એની સાથે તે પ્રકૃતિનો ધણી, પોતાનો માલિક — સ્વતંત્ર — બને છે.

## 'ડ્યૂરિંગ-ખંડન' સંબંધી નોંધ
## વાસ્તવિક જગતમાં ગણિતીય 'અનંત'નાં આદ્યરૂપો વિષે[185]

સંદર્ભ—પૃ. ૧૭-૧૮*:

### ચિંતન અને હસ્તીનો એકરાગ. ગણિતમાં અનંત

આપણું આત્મનિષ્ઠ ચિંતન તથા વસ્તુનિષ્ઠ જગત એક જ પ્રકારના નિયમોને આધીન છે, અને તેથી છેવટનાં તારણ તરીકે તેના પરિણામોમાં તે એક બીજાના વિરોધી ન હોઈ શકે તે હકીકત છે, અને તેનાથી આપણા સમગ્ર સૈદ્ધાંતિક ચિંતનનું સંચાલન થાય છે. સૈદ્ધાંતિક ચિંતન માટે તે અજાગૃત અને બિનશરતી ભૂમિકા છે. પોતાના મુખ્યત્વે આધિભૌતિકવાદી તત્ત્વને લીધે અઢારમી સદીના ભૌતિકવાદે આ ભૂમિકાને તેના આંતરિક સારના સંબંધમાં જ તપાસી હતી. તમામ ચિંતન અને જ્ઞાનનો સાર ઈંદ્રિયજન્ય અનુભવમાંથી જ પ્રાપ્ત થાય છે એવી પ્રતીતિ પૂરતો તે મર્યાદિત રહ્યો અને તેણે એવા સિદ્ધાંતને પુનર્જીવિત કર્યો કે જે ઈંદ્રિયોમાં ન હોય તે તર્કમાં પણ ન હોઈ શકે[186], એ ભૂમિકાના **રૂપની** તપાસ પહેલી વાર આધુનિક આદર્શવાદી અને સાથે સાથે દ્વંદ્વાત્મક તત્ત્વજ્ઞાને, અને ખાસ કરીને હેગેલે, કરી હતી. અસંખ્ય આડેધડ કલ્પનાઓ અને વિચારો આ ક્ષેત્રમાં જોવા મળે છે તેમ છતાં, અને તેનાં ચિંતન અને

---

*આ પૃષ્ઠો 'ડ્યૂરિંગ-ખંડન'ની પ્રથમ જર્મન આવૃત્તિ જે ૧૮૭૮ની ગ્રીષ્મ ઋતુમાં પ્રગટ થયેલી તેના સંદર્ભમાં છે. ચાલુ આવૃત્તિમાં તે ભાગ ૧, પ્રકરણ ૩ સાથે મળે છે.—સં.

હસ્તીની એકતા સંબંધી આદર્શવાદી ઊંધાંચત્તાં પરિણામો નીકળ્યાં હોવા છતાં, એ વાતનો ઈન્કાર ન થઈ શકે કે આ તત્ત્વજ્ઞાને પ્રકૃતિ અને ઈતિહાસ સાથે ચિંતનની પ્રક્રિયાઓનું સામ્ય સાબિત કર્યું, અને આ તમામ પ્રક્રિયાઓ માટે સમાન નિયમો પ્રમાણભૂત ઠરાવ્યા. બીજી બાજુથી, આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાને અનુભવમાંથી ઉદ્ભવેલા તમામ ચિંતનસારના મૂળના સિદ્ધાંતને એ રીતે વિસ્તાર્યો કે તેમાં તેનાં જૂનાં આધિભૌતિકવાદી સીમાડા અને રચના ભૂંસાઈ જાય છે. પ્રાપ્ત કરેલાં લક્ષણો આનુવંશિક છે તેવું માન્ય રાખીને તે અનુભવના વિષયને વ્યક્તિમાંથી સમગ્ર જાતિ સુધી વિસ્તારે છે; માત્ર એક વ્યક્તિએ તે અનુભવ કરેલો હશે એ હવે જરૂરી નથી, તેના વ્યક્તિગત અનુભવને સ્થાને હવે અમુક અંશે તેના સંખ્યાબંધ વડવાઓના અનુભવનાં પરિણામોને મૂકી શકાય. દાખલા તરીકે, જો આપણામાં દરેક આઠ વર્ષના બાળકને પણ ગણિતનાં સૂત્રો સ્વયંસિદ્ધ દેખાતાં હોય અને તે માટે અનુભવની કોઈ સાબિતીની જરૂર નથી તો આ ચોક્કસપણે “સંચય કરેલા વારસા”નું જ પરિણામ છે. કોઈ જંગલવાસી અથવા ઑસ્ટ્રેલિયન હબસીને સાબિતી આપીને એ સૂત્રો શીખવવાનું મુશ્કેલ છે.

ચાલુ કૃતિમાં **તમામ** ગતિના સૌથી સામાન્ય નિયમોના વિજ્ઞાન તરીકે દ્વંદ્વવાદને કલ્પેલો છે. તેનો એ અર્થ થાય કે તેના નિયમો જેટલા પ્રમાણમાં ચિંતનની ગતિને લાગુ પડે છે એટલા જ પ્રમાણમાં માનવ ઈતિહાસ અને પ્રકૃતિમાં ગતિને લાગુ પડે છે. આ ત્રણ ક્ષેત્રોમાંથી બેમાં આ નિયમને માન્ય રાખી શકાય, ખરેખર તો ત્રણેયમાં માન્ય રાખી શકાય, જે માટે આધિભૌતિકવાદી રીતે વિચારતો સામાન્ય માનવી એવું ભાગ્યે જ જાણી શકશે કે તે આ રીતે એક જ નિયમથી પરિચિત થઈ રહ્યો છે.

એક ઉદાહરણ લઈએ. તમામ સૈદ્ધાંતિક પ્રગતિમાં સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં શોધાયેલ અત્યાણુ કલન જેવી માનવચિત્તાની જબ્બર સિદ્ધિની સરખામણીમાં અન્ય કોઈ અગેકૂચ નથી. જો માનવ બુદ્ધિની વિશિષ્ટ શક્તિ ક્યાંય પ્રદર્શિત થઈ હોય તો તે આ શોધમાં છે. અત્યાણુ કલનમાં કામે લાગતા પરિમાણ—વિકલ તથા વિભિન્ન શ્રેણીઓના અત્યાણુ—ફરતે આજે પણ જે ભેદ છુપાયેલો છે તે એ હકીકતની સર્વોત્તમ સાબિતી છે કે હજુ એવી કલ્પના પ્રવર્તે છે કે અહીં જે વસ્તુ સાથે કામ લઈએ છીએ તે માનવચિત્તાનાં શુદ્ધ “મુક્ત સર્જનો અને કલ્પનાઓ”* જ છે જેની સાથે તાલ મેલવે એવું કશું

*ડ્યૂરિંગે યોજેલી શબ્દરચના.—સં.

વસ્તુગત જગતમાં નથી. તેમ છતાં આથી ઊલટી જ એ વાત છે કે આવાં તમામ કાલ્પનિક પરિમાણો માટે પ્રકૃતિમાં આદ્યરૂપો જોવા મળે છે.

આપણી ભૂમિતિ તેના પ્રારંભિક બિંદુ તરીકે અવકાશી સંબંધોને લે છે અને આપણું અંકગણિત તથા બીજગણિત સંખ્યાનાં પરિમાણોને પ્રારંભિક બિંદુ તરીકે લે છે, જે આપણી પાર્થિવ સ્થિતિ સાથે અનુરૂપ છે, અને એટલે યંત્રવિજ્ઞાનમાં જેને રાશિ કહેવામાં આવે છે તેના સાથે તાલ મેળવે છે, એ રાશિઓ પૃથ્વી ઉપર જોવા મળે છે અને માનવી થકી હિલચાલ પામે છે. એ રાશિઓની તુલનામાં પૃથ્વીનો રાશિ અનંત રીતે વિશાળ છે અને ખરેખર પાર્થિવ યંત્રવિજ્ઞાન તેને અનંત રીતે વિશાળ ગણે છે. પૃથ્વીની ત્રિજ્યા $=\infty$, પડવાના નિયમના રૂપમાં એ સમગ્ર યંત્રવિજ્ઞાનનો મૂળભૂત સિદ્ધાંત છે. પરંતુ માત્ર પૃથ્વી નહિ બલકે સમગ્ર સૂર્યમંડળ અને ગ્રહો વચ્ચેનાં અંતરો જેવા આપણે દૂરબીન મારફત તારાઓની પદ્ધતિમાં ડોકિયું કરીએ એટલે તેનાં પ્રકાશવર્ષોની સરખામણીમાં અતિ સૂક્ષ્મ દેખાશે. તેથી અહીં આપણી સમક્ષ માત્ર પ્રથમ નહિ પણ બીજી કક્ષામાં અનંતતા આવે છે અને આપણે વાચકોની કલ્પના ઉપર એ વાત છોડી દઈએ કે તેઓ ઇચ્છા થાય તો અનંત અવકાશમાં ઉચ્ચ કક્ષાએ વધુ પ્રમાણમાં અનંતતાઓ રચે.

વર્તમાન ભૌતિકવિજ્ઞાન તથા રસાયણવિજ્ઞાનમાં પ્રવર્તતી દૃષ્ટિ પ્રમાણે જે પદાર્થો સાથે યંત્રવિજ્ઞાન કામ લે છે તે પાર્થિવ રાશિઓ સૂક્ષ્મ અણુ તત્ત્વો ધરાવે છે જેનું વધુ વિભાજન તેના ભૌતિક કે રાસાયણિક રૂપને મિટાવ્યા વિના શક્ય નથી. થોમસનની ગણતરી પ્રમાણે અતિ સૂક્ષ્મ અણુનો વ્યાસ એક મિલીમીટરના પાંચ કરોડમા ભાગથી વધુ સૂક્ષ્મ ન હોઈ શકે.* પરંતુ આપણે એવું ધારીએ કે સૌથી મોટો અણુ એક મિલીમીટરના અઢી કરોડ ગણો વ્યાસ ધરાવે છે, ત્યારે પણ યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, કે પછી રસાયણવિજ્ઞાન પણ જે સૂક્ષ્મ રાશિઓ સાથે કામ લે છે તેની તુલનામાં તે અતિ સૂક્ષ્મ જ રહે છે. તેમ છતાં, તે રાશિની તમામ વિશિષ્ટતાઓ ધરાવે છે, ભૌતિક અને રાસાયણિક

---

*વીલિયમ થોમસનના લેખમાં આ આંકડો ટાંકેલો છે—'પરમાણુઓનો આકાર'. અસલમાં આ લેખ માર્ચ ૩૧, ૧૮૭૦માં સામાયિક 'પ્રકૃતિ'માં પ્રસિદ્ધ થયો (ગ્રંથ ૧, પૃ. ૫૫૩) અને બીજા ગ્રંથમાં પુરવણી તરીકે (૧૮૮૩) 'પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન વિશે નિબંધ', ગ્રંથ ૧, ભાગ ૨, કેમ્બ્રીજ, ૧૮૮૩, પૃ. ૫૦૧-૦૨માં પ્રસિદ્ધ થયેલો.—સં.

રીતે પદાર્થનું પ્રતિનિધિત્વ કરી શકે છે અને સાચે જ તમામ રાસાયણિક સમીકરણોમાં પ્રતિનિધિત્વ ધરાવે જ છે. ટૂંકમાં, ગણિતીય વિકલન પોતાના ચલ રાશિ સાથેના સંબંધોમાં જે ગુણો ધરાવે છે તેવા જ ગુણો તેનામાં સહવર્તી રાશિના સંબંધમાં હોય છે. તેમાં એકમાત્ર તફાવત એ છે કે વિકલના દાખલામાં આપણને જે ભેદી અને અગમ્ય લાગે છે તે ગણિતીય સારમાં રાબેતા મુજબનું અને દેખીતું લાગે છે.

પ્રકૃતિ આ વિકલો, આણુઓ, વડે કામ લે છે—જેમ ગણિત જે નિયમોથી અમૂર્ત વિકલો સાથે કામ લે છે તેમ જ. આ રીતે, દાખલા તરીકે, $x^3 = 3x^2dx$નું વિકલ, જ્યાં $3xdx^2$ અને $dx^3$ની અવગણના થાય છે. જો આપણે તેને ભૂમિતિના રૂપમાં મૂકીએ તો આપણી સમક્ષ xની લંબાઈની બાજુઓવાળું ઘન આવે છે, આ લંબાઈમાં અતિ સૂક્ષ્મ માત્રા dxની વૃદ્ધિ કરી દેવામાં આવે છે. હવે આપણે ધારીએ કે આ ઘનમાં શુદ્ધ કરેલાં તત્ત્વ રહેલાં છે—જેવું કે સલ્ફર; અને એક ખૂણા આસપાસની ત્રણ સપાટી રક્ષિત થયેલી છે, બીજી ત્રણ મુક્ત છે. હવે આ સલ્ફર ઘન ચોસલાને સલ્ફર વરાળ સમક્ષ ખુલ્લું કરીએ અને ઉષ્ણતામાનને ઠીક ઠીક નીચે લાવીએ, તો સલ્ફર ત્રણ મુક્ત બાજુઓ ઉપર જમા થશે. ભૌતિક તથા રાસાયણિક વિજ્ઞાનની સામાન્ય વિધિની પદ્ધતિ સાથે આપણે રહીએ છીએ અને માનીએ છીએ કે જેથી આ પ્રક્રિયાને તેના શુદ્ધ રૂપમાં જોઈ શકીએ, કે પ્રથમ તો એક જ આણુની જાડાઈનું પડ આ ત્રણેય બાજુઓ ઉપર જમા થાય છે. ઘનની બાજુઓમાં xની લંબાઈ આણુ dxના વ્યાસના પ્રમાણમાં વધી છે. ઘન $x^3$નું સત્ત્વ $x^3$ અને $x^3 + 3x^2dx + 3xdx^2 + dx^3$ વચ્ચેના તફાવત જેટલું વધ્યું, જ્યારે $dx^3$, એક આણુ અને $3xdx^2$, લંબાઈની ત્રણ હરોળો $x + dx$ જેમાં આણુઓની હરોળબદ્ધ ગોઠવણી થયેલી છે તેની પણ એટલા જ વાજબી કારણોસર અવગણના થઈ શકે જેમ ગણિતમાં કરીએ છીએ, પરિણામ એક જ જાતનું આવે છે, ઘનના જથ્થામાં $3x^2dx$ જેટલો વધારો થાય છે.

ચોકસાઈથી કહીએ તો $dx^3$ અને $3xdx^2$ સલ્ફર ઘનના કિસ્સામાં સંભવતાં નથી કારણ કે બે કે ત્રણ આણુ એક જ સ્થળ રોકી શકતા નથી, અને ઘનના જથ્થામાં વધારો બરાબર રીતે $3x^2dx + 3xdx + dx$ જેટલો જ થાય છે. એ હકીકતથી આનો ખુલાસો થઈ શકે છે કે ગણિતમાં dx એ રેખાનું પરિમાણ છે, જ્યારે એ જાણીતું છે કે આવી રેખાઓ, જાડાઈ કે પહોળાઈ વિના, પ્રકૃતિમાં સ્વતંત્ર રીતે ઊપજતી નથી, તે જ રીતે ગણિતીય અમૂર્ત

ધારણાઓ માત્ર શુદ્ધ ગણિતમાં જ પ્રમાણભૂત હોય છે. અને આ શુદ્ધ ગણિત $3xdx^2 + dx^3$ની અવગણના કરે છે, તેથી કોઈ ફેર પડતો નથી.

એ જ રીતે વરાળ ક્રિયામાં બને છે. જ્યારે પાણીના પ્યાલામાં અણુનું ઉપરનું પડ વરાળ બને છે ત્યારે પાણીના પડ xની ઊંચાઈ dx જેટલી ઘટે છે, અને એક પછી એક અણુ પરિમાણનું ઉડ્ડયન ખરેખર તો સતત ચાલુ વિકલન છે. અને જ્યારે ગરમ વરાળને વાસણમાં દબાણ તથા ઠંડીથી ફરી પાણીમાં ફેરવાય ત્યારે અણુનું એક પડ બીજા ઉપર જામતું જાય છે (અન્ય સંજોગો આ પ્રક્રિયાને અશુદ્ધ બનાવે છે તે વાત હાલ એક બાજુ રાખી શકાય છે) જ્યાં સુધી વાસણ પૂરું ભરાઈ જાય, ત્યારે વાસ્તવમાં એવું સંયોજન પ્રાપ્ત થાય છે કે જે ગણિતથી જુદું પડે છે—એ રીતે કે એકનું સંચાલન જાગૃત માનવ દિમાગથી થાય છે જ્યારે બીજું પ્રકૃતિ વડે અજાગૃત રીતે સંચાલિત થાય છે.

પરંતુ પ્રવાહીમાંથી વાયુના રૂપાંતર વખતે જ આવી પ્રક્રિયાઓ બને છે કે જે અતિ સૂક્ષ્મ કલન ગણિત જેવી જ હોય છે. જ્યારે રાશિની ગતિ નાબૂદ થાય છે—અસરથી—અને તેનું રૂપાંતર ગરમીમાં થાય છે—અણુ ગતિમાં—ત્યારે રાશિની ગતિના વિકલન સિવાય બીજું શું બની શકે? અને જ્યારે વરાળ ઍંજિનની કોઠીમાં વરાળના અણુઓની હિલચાલ એક સાથે ઉમેરાય છે ત્યારે તે પીસ્ટનને અમુક હદ સુધી ઊંચકે છે જેથી તેઓ રાશિની ગતિમાં રૂપાંતર પામે છે, ત્યારે તેનું સંયોજન નથી થતું શું? રસાયણવિજ્ઞાન અણુઓને પરમાણુઓમાં વિસર્જિત કરે છે જે ઓછા પરિમાણ અને ઓછા સ્થળનો વિસ્તાર ધરાવે છે, પરંતુ પરિમાણની સમાન સ્થિતિમાં બન્ને એકબીજા સાથે પરિમિત સંબંધ ધરાવે છે. તેથી તમામ રાસાયણિક સમીકરણો કે જે પદાર્થોના પરમાણુ તત્ત્વોને દર્શાવે છે તેઓ વિકલન સમીકરણો રચે છે. પરંતુ વાસ્તવમાં પરમાણુ ભારને કારણે તેમાં તેમનું સંયોજન થઈ જ જાય છે. કારણ કે રસાયણવિજ્ઞાન વિકલન વડે ગણતરી કરે છે—જેના પરિમાણના પરસ્પર સંબંધો જાણીતા છે.

પરંતુ પરમાણુઓને કેવળ સાદા અથવા સામાન્ય રીતે સૌથી નાના કણો નથી ગણવામાં આવતા. રસાયણવિજ્ઞાન કે જે વધુ ને વધુ એવા તારણ ઉપર આવતું જાય છે કે પરમાણુઓ સંયોજન છે તેને બાજુએ રાખીએ તોપણ બહુસંખ્યાના ભૌતિકવિજ્ઞાનીઓ એવું કથન કરે છે કે સાર્વત્રિક ઈથર જે પ્રકાશ ફેલાવે છે અને વિકિરણોને ગરમ કરે છે તેમાં પણ જુદા જુદા કણો રહેલા છે, પરંતુ એટલા બધા સૂક્ષ્મ છે કે તેમનો રાસાયણિક પરમાણુઓ તથા ભૌતિક

ધારણાઓ માત્ર શુદ્ધ ગણિતમાં જ પ્રમાણભૂત હોય છે. અને આ શુદ્ધ ગણિત $3xdx^2 + dx^3$ની અવગણના કરે છે, તેથી કોઈ ફેર પડતો નથી.

એ જ રીતે વરાળ ક્રિયામાં બને છે. જ્યારે પાણીના પ્યાલામાં આણુનું ઉપરનું પડ વરાળ બને છે ત્યારે પાણીના પડ xની ઊંચાઈ dx જેટલી ઘટે છે, અને એક પછી એક આણુ પરિમાણનું ઉડ્ડયન ખરેખર તો સતત ચાલુ વિકલન છે. અને જ્યારે ગરમ વરાળને વાસણમાં દબાણ તથા ઠંડીથી ફરી પાણીમાં ફેરવાય ત્યારે આણુનું એક પડ બીજા ઉપર જામતું જાય છે (અન્ય સંજોગો આ પ્રક્રિયાને અશુદ્ધ બનાવે છે તે વાત હાલ એક બાજુ રાખી શકાય છે) જ્યાં સુધી વાસણ પૂરું ભરાઈ જાય, ત્યારે વાસ્તવમાં એવું સંયોજન પ્રાપ્ત થાય છે કે જે ગણિતથી જુદું પડે છે—એ રીતે કે એકનું સંચાલન જાગૃત માનવ દિમાગથી થાય છે જ્યારે બીજું પ્રકૃતિ વડે અજાગૃત રીતે સંચાલિત થાય છે.

પરંતુ પ્રવાહીમાંથી વાયુના રૂપાંતર વખતે જ આવી પ્રક્રિયાઓ બને છે કે જે અતિ સૂક્ષ્મ કલન ગણિત જેવી જ હોય છે. જ્યારે રાશિની ગતિ નાબૂદ થાય છે—અસરથી—અને તેનું રૂપાંતર ગરમીમાં થાય છે—આણુ ગતિમાં—ત્યારે રાશિની ગતિના વિકલન સિવાય બીજું શું બની શકે? અને જ્યારે વરાળ એંજિનની કોઠીમાં વરાળના આણુઓની હિલચાલ એક સાથે ઉમેરાય છે ત્યારે તે પીસ્ટનને અમુક હદ સુધી ઊંચકે છે જેથી તેઓ રાશિની ગતિમાં રૂપાંતર પામે છે, ત્યારે તેનું સંયોજન નથી થતું શું? રસાયણવિજ્ઞાન આણુઓને પરમાણુઓમાં વિસર્જિત કરે છે જે ઓછા પરિમાણ અને ઓછા સ્થળનો વિસ્તાર ધરાવે છે, પરંતુ પરિમાણની સમાન સ્થિતિમાં બન્ને એકબીજા સાથે પરિમિત સંબંધ ધરાવે છે. તેથી તમામ રાસાયણિક સમીકરણો કે જે પદાર્થોના પરમાણુ તત્ત્વોને દર્શાવે છે તેઓ વિકલન સમીકરણો રચે છે. પરંતુ વાસ્તવમાં પરમાણુ ભારને કારણે તેમાં તેમનું સંયોજન થઈ જ જાય છે. કારણ કે રસાયણવિજ્ઞાન વિકલન વડે ગણતરી કરે છે—જેના પરિમાણના પરસ્પર સંબંધો જાણીતા છે.

પરંતુ પરમાણુઓને કેવળ સાદા અથવા સામાન્ય રીતે સૌથી નાના કણો નથી ગણવામાં આવતા. રસાયણવિજ્ઞાન કે જે વધુ ને વધુ એવા તારણ ઉપર આવતું જાય છે કે પરમાણુઓ સંયોજન છે તેને બાજુએ રાખીએ તોપણ બહુસંખ્યાના ભૌતિકવિજ્ઞાનીઓ એવું કથન કરે છે કે સાર્વત્રિક ઈથર જે પ્રકાશ ફેલાવે છે અને વિકિરણોને ગરમ કરે છે તેમાં પણ જુદા જુદા કણો રહેલા છે, પરંતુ એટલા બધા સૂક્ષ્મ છે કે તેમનો રાસાયણિક પરમાણુઓ તથા ભૌતિક

આણુઓ સાથેનો સંબંધ એ પરમાણુઓ તથા આણુઓના યાંત્રિક પદાર્થો સાથેના સંબંધો જેવો જ હોય છે, એટલે કે $d^2x$થી $dx$ સુધી. તેથી અહીં, પદાર્થના બંધારણના સામાન્ય ખ્યાલમાં આપણી સમક્ષ બીજી કક્ષાનું વિકલન આવે છે, અને કોઈ પણ વ્યક્તિ એવી કલ્પના ન કરે એ માટે કોઈ કારણ જ નથી કે $d^3x$, $d^4x$, વગેરેની સમાનતા પ્રકૃતિમાં સંભવિત છે.

તેથી પદાર્થના બંધારણ વિષે કોઈ ગમે તે માન્યતા ધરાવે પણ આટલું ચોક્કસ છે કે તેનું વિભાજન શ્રેણીબદ્ધ ચોક્કસ નિયોજિત જૂથો જેનું પ્રમાણમાં જુદું સ્વરૂપ છે તેમાં એ રીતે થાય છે કે આ જૂથોનો દરેક અલગ સભ્ય એકબીજા જોડે ચોક્કસ પરિમિત પદાર્થના પ્રમાણનો સંબંધ ધરાવે છે, જેથી ઊલટું બીજા જૂથના સભ્યો તેની સાથે અનંત રીતે વિશાળ અથવા અનંત રીતે સૂક્ષ્મ પ્રમાણમાં ગણિતીય રીતે ઊભા છે. તારાઓની દૃશ્ય પદ્ધતિ, સૂર્યમંડળ, પાર્થિવ રાશિઓ, આણુ અને પરમાણુઓ, અને છેવટે ઈથરના કણો, દરેક આવા પ્રકારનું જૂથ રચે છે. તેનાથી એવી હકીકતમાં ફેરફાર નથી થતો કે જુદાં જુદાં જૂથોમાં વચગાળાની કડીઓ શોધી શકાય છે. આ રીતે, સૂર્યમંડળના તથા પાર્થિવ રાશિઓ વચ્ચે એસ્ટરોઈડ (મંગળ અને ગુરુની વચ્ચે સૂર્ય આસપાસ પરિભ્રમણ કરતા નાના ગ્રહો) આવેલા છે જેમાંના કેટલાકનો વ્યાસ રેઈસ રિયાસત*ની નાની શાખા કરતાં મોટો નથી તથા ખરતા તારા આવેલા છે. આ રીતે જીવ જગતમાં કોષ પાર્થિવ રાશિ તથા પરમાણુ વચ્ચે આવે છે. આ મધ્યવર્તી કડીઓથી માત્ર એટલું જ સાબિત થાય છે કે પ્રકૃતિમાં બરાબર **એ જ કારણસર** કોઈ છલંગો નથી હોતી કે પ્રકૃતિ પૂરી રીતે છલંગોની જ બનેલી છે.

જ્યાં સુધી ગણિત સાચા પરિમાણ વડે ગણતરીઓ કરે છે ત્યાં સુધી અચકાયા વિના તે આવી દૃષ્ટિ પણ અપનાવે જ છે. પાર્થિવ યંત્રવિજ્ઞાન પૃથ્વીના પદાર્થને અનંત રીતે વિશાળ ગણે છે, જે રીતે ખગોળમાં પાર્થિવ રાશિઓ અને તેને લગતા ખરતા તારા અતિ સૂક્ષ્મ ગણવામાં આવે છે, અને એ જ રીતે ગ્રહો વચ્ચેનાં અંતરો તથા રાશિઓ જ્યારે ખગોળ આપણા સૂર્યમંડળની પદ્ધતિની ઊંડી તપાસ કરે છે ત્યારે શૂન્ય બનીને ઊભાં રહે છે. તેમ છતાં, જેવા ગણિતશાસ્ત્રીઓ પોતાના અમૂર્તના અભેદ્ય કિલ્લામાં છુપાઈ જાય છે— જેને કહેવાતું શુદ્ધ ગણિત માનવામાં આવે છે—ત્યારે આ બધી સરખામણીઓ

---

*૧૮૭૧માં જર્મન સામ્રાજ્યનો ભાગ બન્યો તે એક તદ્દન નાનકડો દેશ.—સં.

ભુલાઈ જાય છે, કંઈક ભેદી બની જાય છે અને પૃથક્કરણ દરમિયાન તેની સાથે જે રીતે કામ લેવામાં આવે છે તે અગમ્ય બની જાય છે જેમાં તમામ બુદ્ધિ અને અનુભવનો વિરોધ છે. ગણિતશાસ્ત્રીઓએ જે વાહિયાત રીતે અને મૂર્ખાઈથી પોતાની રીત બદલ ક્ષમા યાચી છે, જે નોંધપાત્ર રીતે કાયમ સાચાં પરિણામો તરફ દોરી જાય છે તે હેગેલની પ્રકૃતિના તત્ત્વજ્ઞાનને ચડી જાય છે— જે તત્ત્વજ્ઞાન બદતર રીતે વિચિત્ર છે, જેના વિષે ગણિતશાસ્ત્રીઓ અને પ્રાકૃતિક વૈજ્ઞાનિકો સંપૂર્ણ રીતે કદી પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરી શક્યા નથી. હેગેલ ઉપર તેઓ અમૂર્તને અંતિમ હદ સુધી ઘસડી જવાનું તહોમત મૂકે છે તે જ કાર્ય તેઓ વધુ પ્રમાણમાં કરી બેસે છે. તેઓ ભૂલી જાય છે કે સમગ્ર કહેવાતું શુદ્ધ ગણિત અમૂર્ત સાથે જ કામ લે છે, અને તેનાં **તમામ** પરિમાણો કાલ્પનિક છે અને તમામ અમૂર્તો અંતિમ હદ સુધી જાય ત્યારે તદ્દન અર્થ વગરનાં બની રહે છે. ગણિતીય અનંતતા વાસ્તવિકતામાંથી લેવામાં આવી છે, જો કે અજાગૃત રીતે, અને તેથી તેનું વિવરણ વાસ્તવિકતાની દૃષ્ટિએ જ, નહિ કે અમૂર્તની રીતે, કરી શકાય છે. અને આપણે જોયું તેમ, જો વાસ્તવિકતાને આ સંબંધમાં તપાસીએ તો સાચા સંબંધો ઉપર પહોંચીએ છીએ કે જેમાંથી ગણિતીય અનંતતાનો સંબંધ લેવામાં આવ્યો છે, અને આ સંબંધ જેમાં સંચાલિત થાય છે તે ગણિતીય સરખામણીઓ પણ આવી જાય છે. એ રીતે સવાલની સ્પષ્ટતા થાય છે.

(ચિંતન અને હસ્તીની એકરૂપતાનું હેક્કેલનું ખરાબ પુનરાલેખન. પરંતુ **સતત અને પૃથક પદાર્થ વચ્ચેનો આંતરવિરોધ** પણ; જુઓ હેગેલ)[187]

## પ્રકૃતિની "યાંત્રિક" વિભાવના વિષે

સંદર્ભ—પૃ. ૪૬*

## ગતિનાં જુદાં જુદાં રૂપો અને તેનાં વિજ્ઞાનો

ઉપરનો લેખ પ્રસિદ્ધ થયા પછી ('ફોર્વેર્ત્સ', ફેબ્રુઆરી ૯, ૧૮૭૭)

---

*આ પૃષ્ઠ નંબર 'ડ્યૂરિંગ-ખંડન'ની પ્રથમ જર્મન આવૃત્તિનો છે. ચાલુ આવૃત્તિમાં ભાગ ૧, પ્રકરણ ૭.—સં.

કેકુલેએ* યંત્રવિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનની વ્યાખ્યાઓ સાવ એવી જ રીતે કરી છે:

"જો પદાર્થની આ પ્રકૃતિનો વિચાર પાયા તરીકે લેવામાં આવે તો રસાયણવિજ્ઞાનની વ્યાખ્યા **પરમાણુઓના વિજ્ઞાન તરીકે** અને ભૌતિકવિજ્ઞાનની વ્યાખ્યા **અણુઓના વિજ્ઞાન તરીકે** કરી શકાય, અને પછી આધુનિક ભૌતિકવિજ્ઞાનના એ વિભાગને અલગ કરી શકાય કે જે **રાશિઓ** સાથે ખાસ વિજ્ઞાન તરીકે કામ લે છે અને તેને માટે **યંત્રવિજ્ઞાનનું** નામ અનામત રાખે છે. આ રીતે યંત્રવિજ્ઞાન ભૌતિકવિજ્ઞાનના અને રસાયણવિજ્ઞાનના મૂળભૂત વિજ્ઞાન તરીકે દેખાય છે—કારણ કે એ બેઉને ચોક્કસ પાસાંમાં અને ખાસ કરીને ચોક્કસ ગણતરીઓમાં તેમના અણુઓ અને પરમાણુઓને રાશિઓ તરીકે ગણવા પડે છે."

જોઈ શકાશે કે આ વિધાન મૂળ વાચના અને અગાઉની નોંધના વિધાનથી માત્ર એટલા પૂરતું જુદું પડે છે કે ઓછું સ્પષ્ટ છે પરંતુ જ્યારે એક અંગ્રેજી સામયિકે ('પ્રકૃતિ') કેકુલેના ઉપરોક્ત નિવેદનને એવા પ્રકારે મૂક્યું કે યંત્રવિજ્ઞાન રાશિઓની સ્થિરતા અને ગતિશીલતા છે, ભૌતિકવિજ્ઞાન અણુઓની અને રસાયણવિજ્ઞાન પરમાણુઓની સ્થિરતા અને ગતિશીલતા છે,[188] ત્યારે મને એવું લાગે છે કે રાસાયણિક પ્રક્રિયાઓનું પણ આવું બિનશરતી યાંત્રિક પ્રક્રિયાઓ સુધીનું વિઘટન બિનજરૂરી રીતે તેના ક્ષેત્રને મર્યાદિત બનાવે છે. અને છતાં આજે એટલી બધી ફેશન છે કે દાખલા તરીકે હેક્કેલ સતત રીતે "યાંત્રિક" અને "અદ્વૈતવાદી" (શબ્દોનો ઉપયોગ જાણે તેમનો) અર્થ એકસરખો જ હોય એવી રીતે કરે છે, અને તેના મંતવ્ય પ્રમાણે

"આધુનિક શરીરક્રિયા વિજ્ઞાન પોતાના ક્ષેત્રમાં માત્ર ભૌતિક-રાસાયણિક—અથવા **વિશાળ અર્થમાં** માત્ર યાંત્રિક પરિબળોના સંચાલનની છૂટ આપે છે" ('પેરીજીનેસીસ')**

જો હું ભૌતિક વિજ્ઞાનને અણુઓનું યંત્રવિજ્ઞાન ગણાવું તથા રસાયણવિજ્ઞાનને પરમાણુઓનું ભૌતિકવિજ્ઞાન, વળી વધુમાં, જીવવિજ્ઞાનને ઑલ્બ્યુમિનનું

---

*'રસાયણવિજ્ઞાનનાં વૈજ્ઞાનિક લક્ષ્યો અને સિદ્ધિઓ'.—સં.

**હેક્કેલની કૃતિમાંથી એંગેલ્સ ટાંકે છે, બર્લિન, ૧૮૭૬.—સં.

રસાયણવિજ્ઞાન ગણાવું, તો આમાંથી કોઈ પણ વિજ્ઞાન એકબીજાના ક્ષેત્રમાં મિશ્ર થવું જોઈએ એવી ઇચ્છા ધરાવું છું, તેથી જોડાણ અને સતતપણું, અને વિશિષ્ટતા એ કે તે અલગ અલગ રીતે જુદાં પડી શકે. એથી આગળ વધીને રસાયણવિજ્ઞાનને એક પ્રકારનું યંત્રવિજ્ઞાન ગણવું એ મને અક્ષમ્ય લાગે છે. વિશાળ કે સંકુચિત અર્થમાં યંત્રવિજ્ઞાન માત્ર પરિમાણોને જ જાણે છે, તે વેગ તથા રાશિઓ અથવા વધુમાં વધુ પરિમાણથી ગણતરી કરે છે. જ્યારે પદાર્થોના ગુણો તેના પંથમાં આવે છે—જેમ કે દ્રવસ્થિતિ વિજ્ઞાન તથા વાયુસ્થિતિ વિજ્ઞાનમાં—ત્યારે તે અણુ સ્થિતિ અને અણુ ગતિમાં ઊંડે ઊતર્યા વિના કશું જ સિદ્ધ કરી શકતું નથી, તે ખુદ માત્ર એક મદદરૂપ વિજ્ઞાન છે, ભૌતિકવિજ્ઞાનની તૈયારી રૂપે. છતાં ભૌતિકવિજ્ઞાન તથા રસાયણવિજ્ઞાનમાં પરિમાણાત્મક ફેરફારોને લીધે ગુણાત્મક ફેરફારો સતત થયા કરે છે એટલું જ નહિ, પરંતુ ઘણા ગુણાત્મક ફેરફારો એવા પ્રકારના છે કે જેનો પરિમાણાત્મક ફેરફાર ઉપરનો આધાર પુરવાર નથી થયો. વિજ્ઞાનનું વર્તમાન વલણ આ દિશામાં જાય છે એ સ્વીકારી શકાય છે, પરંતુ આ દિશા ખાસ કરીને એકમાત્ર સાચી છે એવું સાબિત થતું નથી અને આ વલણ ચાલુ રહેવાથી સમગ્ર ભૌતિકવિજ્ઞાન અને રસાયણવિજ્ઞાનની **શક્યતાઓ ખતમ થઈ જશે**. તમામ ગતિમાં યાંત્રિક ગતિનો સમાવેશ થાય છે, સૌથી મોટા કે નાના પદાર્થના વિભાગોનું સ્થળાંતર, અને વિજ્ઞાનનું **પ્રથમ** કાર્ય—માત્ર **પ્રથમ** જ—આ ગતિ વિષે જ્ઞાન સંપાદન કરવાનું છે. પરંતુ આ યાંત્રિક ગતિ સમગ્ર ગતિના ક્ષેત્રને આવરી લેતી નથી. ગતિ માત્ર સ્થળનો ફેરફાર નથી, યંત્રવિજ્ઞાન કરતાં ઉચ્ચ ક્ષેત્રોમાં તે ગુણોનો ફેરફાર પણ છે. ગરમી એ અણુની ગતિ છે એવી શોધ થઈ તે યુગપ્રવર્તક હતી. પરંતુ ગરમીની ક્રિયા એટલે અણુનું અમુક સ્થળાંતર જ છે એથી વિશેષ જો મારે ગરમી વિષે કશું કહેવાનું ન હોય તો મૌન રહેવું એ જ વધુ સારું. તત્ત્વોના સંખ્યાબંધ રાસાયણિક અને ભૌતિક ગુણોનું વિવરણ અણુ પરિમાણના પ્રમાણથી માંડીને અણુ ભાર સુધી કરવાનું કામ રસાયણવિજ્ઞાન ઠીકઠીક રીતે કરી રહ્યું છે. પરંતુ કોઈ પણ રસાયણ નિષ્ણાત એવું ભારપૂર્વક નહિ કહી શકે કે તત્ત્વના તમામ ગુણો લોથાર મેયરની વક્રરેખામાં[189] સંપૂર્ણ રીતે અભિવ્યક્ત થઈ ગયા છે, અને ફક્ત આ કારણસર જ, દાખલા તરીકે, કાર્બનનું વિશિષ્ટ બંધારણ તેને જીવ જગતનું મહત્ત્વનું વાહક બનાવે છે, અથવા મગજમાં ફોસફરસની જરૂરત છે એવું કહી નહિ શકાય. તેમ છતાં "યાંત્રિક" કલ્પનાનો બીજો કોઈ અર્થ નથી. તમામ પરિવર્તનનું તે સ્થળના ફેરફારથી વિવરણ કરે છે, તમામ ગુણાત્મક તફાવતોનું તે પરિમાણાત્મક

ફેરફારોથી વિવરણ કરે છે અને એ વાત સાબિત થઈ ચૂકી છે કે ગુણ અને પરિમાણનો સંબંધ અરસપરસ છે, કે ગુણનું પરિમાણમાં રૂપાંતર થઈ શકે છે અને પરિમાણનું ગુણમાં, અને અરસપરસ ક્રિયાઓ થાય છે. જો ગુણના તમામ તફાવતો અને ફેરફારોને પરિમાણની દૃષ્ટિએ જ જોવામાં આવે, યાંત્રિક સ્થળાંતર તરીકે જ જોવામાં આવે, તો આપણે અનિવાર્ય રીતે એવા વિધાન ઉપર પહોંચીએ કે તમામ પદાર્થમાં **એકસમાન** સૂક્ષ્મ કણો રહેલા છે અને રાસાયણિક તત્ત્વોના તમામ ગુણાત્મક તફાવતો સંખ્યાત્મક ફેરફારોથી થાય છે અને આ સૂક્ષ્મ કણોનાં જૂથો પરમાણુઓની રચના કરે છે. પણ આપણે હજુ ત્યાં સુધી પહોંચ્યા નથી.

આપણા પ્રાકૃતિક વૈજ્ઞાનિકો તદ્દન સામાન્ય કક્ષાના અણઘડ તત્ત્વજ્ઞાન સિવાય બીજા કશાથી પરિચિત નથી, જે આજે જર્મન વિદ્યાપીઠોમાં ખૂબ પ્રચલિત છે, જે "યાંત્રિક" શબ્દનો આ રીતે ઉપયોગ કરે છે, તેના પરિણામોનો અંદાજ કાઢ્યા વિના. પદાર્થના નિરપેક્ષ ગુણાત્મક અસ્તિત્વના સિદ્ધાંતના ટેકેદારો પણ છે—આનુભવિક રીતે તેમનો ઇનકાર કે સમર્થન કરવાનું એટલું જ અશક્ય છે. પરંતુ જેઓ તમામ ચીજનું વિવરણ "યાંત્રિક દૃષ્ટિએ" કરે છે તેમને પૂછવામાં આવે કે તેઓ આ પરિણામ વિશે સભાન છે કે નહિ અને પદાર્થના અસ્તિત્વને સ્વીકારે છે કે નહિ—તો કેવા ચિત્રવિચિત્ર જવાબો મળશે!

આ વાતનો સૌથી હાસ્યાસ્પદ ભાગ એ છે કે "ભૌતિકવાદી"ને "યાંત્રિક" સાથે સરખાવવાનું કૃત્ય **હેગેલમાંથી** લીધું છે, જેનો ઇરાદો "યાંત્રિક" શબ્દ વડે ભૌતિકવાદ તરફ તિરસ્કાર ઊભો કરવાનો હતો. હવે હેગેલે અઢારમી સદીના જે ફ્રેંચ ભૌતિકવાદની ટીકા કરી હતી તે હકીકતમાં ખાસ કરીને **યાંત્રિક** હતો — અને ખરેખર તેનું કુદરતી કારણ એ હતું કે તે સમયમાં ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન અને જીવવિજ્ઞાન શિશુ અવસ્થામાં હતાં અને પ્રકૃતિ વિષે સામાન્ય દૃષ્ટિ ઊભી કરવા શક્તિમાન ન હતાં. તે જ રીતે હેક્કેલ હેગેલમાંથી "યાંત્રિક રીતે ક્રિયા કરતાં કારણો" અને "ઇરાદાપૂર્વક ક્રિયા કરતાં કારણો" લે છે; જ્યારે હેગેલ આંધળી રીતે ક્રિયા કરતાં, અજાગૃત રીતે ક્રિયા કરતાં કારણો તરીકે "યાંત્રિક" પરિબળોને જુએ છે—નહિ કે હેક્કેલના અર્થઘટન પ્રમાણે. પરંતુ આ સમગ્ર વિરોધ ખુદ હેગેલ માટે એટલી બધી પુરાણી તથા નકામી દૃષ્ટિ જેવો લાગે છે કે તે પોતાના 'તર્કશાસ્ત્ર'માં કારણો અંગેનાં તેનાં બે વિધાનોમાં **તેનો ઉલ્લેખ સુદ્ધાં કરતો નથી**, પણ ફક્ત તેના 'તત્ત્વજ્ઞાનના ઇતિહાસ'માં તેનો ઉલ્લેખ થાય છે, જેમાં તે ઐતિહાસિક રીતે આવે છે (તેથી હેક્કેલ માટે તેના

છીછરાપણાને કારણે તદ્દન ગેરસમજણ જ છે), અને પ્રયોજનવાદની ('તર્કશાસ્ત્ર')* ચર્ચા વખતે તેનો સાવ પ્રાસંગિક ઉલ્લેખ એવા રૂપ તરીકે કરે છે કે જેમાં **જૂનો આધિભૌતિકવાદ** યંત્રક્રિયા અને પ્રયોજનવાદનો વિરોધ કલ્પે છે, પરંતુ બીજી રીતે તેની સાથે જરીપુરાણી નકામી દૃષ્ટિ તરીકે કામ લે છે. તેથી હેક્કેલ ખોટી રીતે પોતાના "યાંત્રિક" ખ્યાલની પ્રતીતિના આનંદમાં હેગેલની નકલ કરે છે અને એ રીતે એવા સુંદર પરિણામ ઉપર પહોંચે છે કે જો અમુક પરિવર્તન પ્રાણી કે વનસ્પતિમાં પેદા થાય — પ્રાકૃતિક વરણીથી — તો તે અમુક કારણસર થાય છે, પણ એ જ પરિવર્તન જો **કૃત્રિમ** વરણીથી થાય તો તે ઈરાદાપૂર્વક ક્રિયા કરતાં કારણોસર થાય છે! અલબત્ત, હેગેલ જેવો કાબેલ દ્વંદ્વવાદી યાંત્રિક કારણ અને સપ્રયોજન કારણના સંકુચિત વિરોધના ઝેરી કૂંડાળામાં ફસાય નહિ. આધુનિક દૃષ્ટિ માટે આ વિરોધનો નકામો કચરો અંત પામે છે કારણ કે આપણે અનુભવ અને સિદ્ધાંત ઉપરથી **જાણીએ છીએ** કે પદાર્થ તથા તેના અસ્તિત્વની પદ્ધતિનું, ગતિનું, સર્જન કરી શકાતું નથી અને એટલે તેઓ પોતે જ તેમનું છેવટનું કારણ છે; અલગ અલગ કારણોને, જે વિશ્વની ગતિની આંતરક્રિયામાં ક્ષણિક અને કામચલાઉ રીતે અલગ પડી જાય છે અથવા આપણા વિચારવંત દિમાગમાં અલગ પડી જાય છે એ કારણોને, **અસરકારક** કારણોનું નામ આપવાથી કશું નવું નિર્ધારણ નહિ પરંતુ માત્ર ગૂંચવાડાનું તત્ત્વ જ ઉમેરાય છે. જે કારણ અસરકારક ન હોય તે કારણ જ નથી.

**નોંધ** — હકીકતમાં પદાર્થ એ ચિંતનનું શુદ્ધ સર્જન છે અને અમૂર્ત છે. વસ્તુઓના ગુણાત્મક તફાવતોને દૈહિક રીતે હયાત ચીજો તરીકે એકસાથે ઢગલો કરીને આપણે ગણતરી બહાર છોડી દઈએ. તેથી પદાર્થના નિશ્ચિત વિદ્યમાન ખંડોથી અલગ ખુદ પદાર્થ કોઈ એવી વસ્તુ નથી કે જેની ઇંદ્રિયગમ્ય હસ્તી હોય. જો પ્રાકૃતિક વિજ્ઞાન સાર્વત્રિક પદાર્થની શોધ પાછળ પોતાના પ્રયાસો કામે લગાડે અને ગુણાત્મક ભિન્નતાને પરિમાણાત્મક ભિન્નતામાં સૂક્ષ્મ કણોના સંયોજનમાં ઉતારે તો ફળને ચેરી કે નાસપતિ કે સફરજનને બદલે ફળ તરીકે જ જોવાની,[190] અથવા પ્રાણીને બિલાડી, કૂતરાં કે ઘેટાં વગેરેને બદલે સસ્તન પ્રાણી તરીકે જ જોવાની, માગણી જેવું થશે; વાયુ, ધાતુ, પથ્થર, રાસાયણિક

---

*એંગેલ્સ અહીં હેગેલના 'તર્કશાસ્ત્રનો સિદ્ધાંત'ના ત્રીજા ગ્રંથનો ઉલ્લેખ કરે છે. — સં.

સંયોજનને એ જ રીતે જોવાની, ગતિને એ રીતે જ જોવાની, માગણી જેવું થશે. ડાર્વિનના સિદ્ધાંતને એવા આદ્ય સસ્તન અથવા હેક્કેલના સસ્તન પૂર્વેના પ્રાણીની જરૂર હતી, પરંતુ તેને સાથે સાથે માનવું પડેલું કે જો એવું પ્રાણી તમામ ભાવિ અને હયાત પ્રાણીઓને બીજના રૂપમાં પોતાની અંદર ધરાવતું હોય તો વાસ્તવમાં તમામ હયાત પ્રાણીઓ કરતાં તેનો દરજ્જો નીચો હોય અને તે આદિમ અણઘડ અને તેથી બીજાઓ કરતાં વધુ પરિવર્તનપાત્ર છે. હેગેલે બતાવ્યું જ છે તેમ ('જ્ઞાનકોશ', ૧, પૃ. ૧૯૯) આ દૃષ્ટિ, આ "એકપક્ષીય ગણિતીય મંતવ્ય", પદાર્થ માત્ર પરિમાણાત્મક નિર્ધારણ ધરાવે છે પરંતુ ગુણાત્મક રીતે અસલમાં એક સમાન હોય છે એવી દૃષ્ટિ, અઢારમી સદીના ફ્રેંચ ભૌતિકવાદ સિવાય "બીજું કશું નથી".[191] તે તો પાઇથાગોરાસ સુધીની પીછેહઠ છે, જેની દૃષ્ટિએ સંખ્યામાં, પરિમાણાત્મક નિર્ધારણમાં, જ વસ્તુઓનું મૂળતત્ત્વ હતું.

## ટિપ્પણીઓ

[1] 'ડ્યૂરિંગ-ખંડન' — હેર ઓઇગેન ડ્યૂરિંગે વિજ્ઞાનમાં આણેલી ક્રાંતિ — આ નામે ફ્રેડરિક ઍંગેલ્સના ક્લાસિકલ કૃતિ અસ્તિત્વમાં આવી ગઈ.

જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની અંદર સૈદ્ધાંતિક સંઘર્ષના ફળસ્વરૂપે ઍંગેલ્સે આ કૃતિ લખેલી. ૧૮૭૫ના આરંભમાં ડ્યૂરિંગના વિચારોનો ફેલાવો પ્રમાણમાં વધી ગયો. ડ્યૂરિંગનાં પુસ્તકો 'રાજકીય અર્થશાસ્ત્ર અને સમાજવાદના ટીકાત્મક ઇતિહાસ' (નવેંબર ૧૮૭૪) અને 'તત્ત્વજ્ઞાનનો અભ્યાસક્રમ' (ફેબ્રુઆરી ૧૮૭૫) પ્રકાશિત થઈ ગયાં એ ખાસ કારણે. આ કૃતિઓમાં ડ્યૂરિંગે પોતાને સમાજવાદનો અસલી અનુયાયી ઘોષિત કર્યો અને માર્ક્સવાદ વિરોધી પ્રવૃત્તિ શરૂ કરી.

ડ્યૂરિંગના વિચારોની વધતી જતી અસર અને જર્મનીમાં સામાજિક કામદાર પાર્ટીના અમુક અંશની અંદર તેના ફેલાવાને કારણે ઍંગેલ્સને આ કૃતિ લખવાની ફરજ પડી. ડ્યૂરિંગના આ નવા પ્રકારના "સમાજવાદી" દૃષ્ટિકોણને નાબૂદ કરવો અને સર્વહારા વર્ગના એકમાત્ર સાચા દૃષ્ટિકોણને — માર્ક્સવાદને — દૃઢ બનાવવો જોઈતો હતો.

૧૮૭૬ના મેના અંતમાં ઍંગેલ્સે માર્ક્સને પત્ર લખ્યો અને તેમાં ડ્યૂરિંગની કૃતિઓની ટીકા કરવાના પોતાના નિર્ણય વિશે જણાવ્યું. માર્ક્સે ઉત્તરમાં પૂરી અનુમતિ આપી. ઍંગેલ્સ તરત જ કામમાં મશગૂલ થઈ ગયા, અને માર્ક્સને બીજા પત્રમાં પોતાની કૃતિની સામાન્ય યોજના અને રૂપ વિશે જણાવ્યું. ઍંગેલ્સે 'ડ્યૂરિંગ-ખંડન' બે વરસ દરમિયાન લખ્યું હતું — ૧૮૭૬ના મે માસના અંતથી ૧૮૭૮ના જુલાઈના આરંભ સુધી.

પુસ્તકનો પહેલો વિભાગ સપ્ટેંબર ૧૮૭૬થી ૧૮૭૭ના જાન્યુઆરી સુધી લખવામાં આવ્યો હતો. તે ૧૮૭૭ના જાન્યુઆરી-મે દરમિયાન 'ફોર્વેત્સ'

સામયિકમાં લેખમાળાના રૂપે પ્રકાશિત થયો હતો. પુસ્તકનો બીજો વિભાગ ૧૮૭૭ના જૂન-ઑગસ્ટ દરમિયાન લખવામાં આવ્યો હતો અને ત્રીજો વિભાગ ૧૮૭૭-૭૮ના ઑગસ્ટ-એપ્રિલ દરમિયાન.

'ડ્યૂરિંગ-ખંડન'ના પ્રકાશન પછી ડ્યૂરિંગના અનુયાયીઓમાં સખત સંઘર્ષ શરૂ થયો. ગોથામાં પાર્ટીની કૉંગ્રેસમાં તેમણે એંગેલ્સની કૃતિ પાર્ટીના મુખપત્રમાં પ્રકાશિત કરવાના પ્રતિબંધની કોશિશો કરી.

૧૮૭૮ના જુલાઈના આરંભમાં પુસ્તકની પહેલી પૂરી આવૃત્તિ પ્રગટ થઈ. તેનું શીર્ષક હતું F. Engels, «*Herrn Eugen Dühring's Umwälzung der Wissenschaft. Philosophie. Politische Oekonomie. Sozialismus*», Leipzig, 1878.—પૃ. ૭

[2] **ફોલ્ક્સસ્ટાટ**—જર્મન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર, ૧૮૬૯ ઑક્ટોબર ૨થી સપ્ટેંબર ૨૯, ૧૮૭૬ સુધી લાઇપઝિગમાંથી પ્રકાશિત થયું. જર્મન કામદાર ચળવળમાં ક્રાંતિકારી વલણનું તે પ્રવક્તા હતું અને તેના હિંમતભર્યા ક્રાંતિકારી નિવેદનોને કારણે સરકાર તથા તેની પોલિસ નિરંતર તેને કિન્નાખોરીથી પરેશાન કરતાં હતાં. તંત્રીઓ, તંત્રીમંડળના સભ્યો વગેરેની ધરપકડ થતાં સતત તે વ્યક્તિઓ બદલાયા કરતી, પરંતુ અખબારની દિશા અને નીતિ વિલ્હેલ્મ લીબ્કનેખ્તના હાથમાં હતી. આ અખબારમાં બેબેલે અગત્યનો ભાગ ભજવેલો, જે 'ફોલ્ક્સસ્ટાટ' છાપખાનાની જવાબદારી સંભાળતો હતો.

માર્ક્સ અને એંગેલ્સ આ અખબારના તંત્રીઓ સાથે નજીકના સંપર્કમાં હતા અને નિયમિત રીતે તેમાં લેખો આપતા. તેઓ આ અખબારને ઘણું મહત્ત્વ આપતા, તેની પ્રવૃત્તિઓથી પરિચિત રહેતા અને ભૂલો બદલ ટીકા કરતા તેમ જ તેને સાચા પાટા ઉપર રાખતા—તેને કારણે ૧૮૭૦ના દશકામાં તે કામદાર વર્ગના અગ્રણી અખબારોમાંનું એક બન્યું.—પૃ. ૭

[3] છઠ્ઠો વિશ્વ ઔદ્યોગિક મેળો ૧૮૭૬ની મેની ૧૦મીએ અમેરિકાના સંયુક્ત રાજ્યોની સ્થાપનાની ઉજવણીના પ્રસંગે ફીલાડેલ્ફીયામાં શરૂ થયો. તેમાં ૪૦ પ્રદર્શકોમાંથી જર્મની એક હતું. બર્લિન ઔદ્યોગિક એકેડેમીના ડાયરેક્ટર પ્રોફેસર ફ્રાંત્ઝ રિયોલો કે જેને જર્મન સરકારે જર્મન જયુરીનો ચેરમેન બનાવેલો તેને કબૂલ કરવું પડેલું કે બીજાં કરતાં જર્મન ઉદ્યોગ પાછળ

હતો અને તેનો સિદ્ધાંત હતો "સસ્તું પણ ખરાબ". એ વખતે આ ટીકા ઉપર અખબારોમાં વ્યાપક ચર્ચાઓ થઈ હતી. જુલાઈ-સપ્ટેંબરમાં 'ફોલ્ક્સશ્ટાટે' આ કૌભાંડ અંગે શ્રેણીબદ્ધ લેખો છાપેલા. — પૃ. ૯

[4] "એક શબ્દ પણ કદી ન શીખેલા" એ વાક્ય બહુ પ્રચલિત થયેલું, તે ફ્રેંચ એડમીરલ દે પાનાએ લખેલા પત્રમાં હતું. કોઈ વાર એવું પણ કહેવામાં આવે છે કે તે તાલેઈરાને લખેલું. રોયાલીસ્ટોના અંગે તે બોલાતું જેઓ ૧૮મી સદીના અંતમાં થયેલ ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિમાંથી કશો બોધપાઠ શીખ્યાં નહિ. — પૃ. ૯

[5] ૧૮૭૭, સપ્ટેંબર ૨૨મીએ જર્મન પ્રકૃતિવાદીઓ તથા ડોકટરોની મ્યુનિક ખાતે મળેલી ૫૦મી કૉંગ્રેસમાં રુડોલ્ફ વીર્ખોવે કરેલા પ્રવચનનો ઉલ્લેખ ઍંગેલ્સ કરે છે. — પૃ. ૧૦

[6] ૧૮૭૮ના ઑક્ટોબરની ૨૧મીએ બિસ્માર્ક સરકારે રાઈખ્સ્ટાગની બહુમતિથી **સમાજવાદ-વિરોધી કાનૂન** પસાર કરેલો, તેનો હેતુ સમાજવાદી તથા કામદાર વર્ગની ચળવળનો સામનો કરવાનો હતો. આ કાનૂન પ્રમાણે જર્મન સોશ્યલ-ડેમોક્રેટીક પાર્ટી ઉપર પ્રતિબંધ મુકાયો; પક્ષના તમામ સંગઠનો, કામદાર મંડળો તથા અખબારો ગેરકાયદે ઠરાવવામાં આવ્યાં, સમાજવાદી સાહિત્ય જપ્ત કરાયું અને સોશ્યલ-ડેમોક્રેટસ દમનનો ભોગ બન્યાં. છતાં માર્ક્સ તથા ઍંગેલ્સની સક્રિય મદદથી સોશ્યલ-ડેમોક્રેટસ તકવાદી અને અંતિમ ડાબેરી તત્ત્વો સામે જીત્યાં અને સમાજવાદ-વિરોધી કાનૂનના અમલ દરમિયાન ગેરકાયદે પ્રવૃત્તિ તથા સંઘર્ષની કાનૂની શક્યતાઓનું સંયોજન કર્યું તથા પ્રજામાં પોતાની અસર અને વગ ઠીક ઠીક વધારી. કામદાર હિલચાલના દબાણ નીચે ૧૮૯૦ના ઑક્ટોબરની પહેલી તારીખે આ કાનૂન પાછો ખેંચાયો. — પૃ. ૧૧

[7] **પવિત્ર સંધિ** — ૧૮૧૫માં ઝારના રશિયાએ યુરોપના રાજાઓની સાધેલી પ્રત્યાઘાતી સંધિ (ઑસ્ટ્રિયા-પ્રશિયા), તેનો હેતુ ક્રાંતિકારી ચળવળોને કચડી નાખવાનો અને સામંતી રાજાશાહી જુદા જુદા દેશોમાં ચાલુ રાખવાનો હતો. — પૃ. ૧૧

[8] ૧૮૭૨માં 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' 'કોમ્યુનિસ્ટ મેનીફેસ્ટો'ના નામથી પ્રસિદ્ધ થયું. — પૃ. ૧૧

[9] ઓઈગેન ડ્યૂરિંગ, બર્લિન વિશ્વવિદ્યાલયમાં ૧૮૬૩થી પ્રોફેસર હતો અને ૧૮૭૩થી સ્ત્રીઓની ખાનગી શાળાનો લેકચરર. ૧૮૭૨થી લખેલી તેની કૃતિઓમાં તેણે પ્રોફેસરો ઉપર તીક્ષ્ણ પહારો કર્યો. દાખલા તરીકે પોતાની કૃતિ «*Critical History of the General Principles of Mechanics*»— ૧૮૭૨માં પ્રથમ આવૃત્તિમાં જ તેણે હેલ્મહોલ્ત્સ ઉપર આક્ષેપ મૂક્યો કે તે ઈરાદાપૂર્વક રોબર્ટ માઈયેરની કૃતિઓની ઉપેક્ષા કરતો હતો. તેની ટીકા બદલ વિશ્વવિદ્યાલયના પ્રત્યાઘાતી પ્રોફેસરોએ તેના ઉપર કામ ચલાવ્યું. ૧૮૭૬માં તેને સ્ત્રીઓની શાળામાં લેકચરની મનાઈ ફરમાવવામાં આવી. «*History of Mechanics*» (૧૮૭૭)ની બીજી આવૃત્તિમાં તથા સ્ત્રી કેળવણી વિષેના પુસ્તકમાં (૧૮૭૭) તેણે પોતાના આક્ષેપોનો વધુ તીક્ષ્ણ ભાષામાં પુનરુચ્ચાર કર્યો. ૧૮૭૭ની જુલાઈમાં ડીપાર્ટમેન્ટ ઓફ ફીલોસોફીએ તેના ઉપર વિદ્યાપીઠમાં શીખવવાનો પ્રતિબંધ ફરમાવ્યો. તેની હકાલપટ્ટી સામે તેના ટેકેદારોએ સખત વિરોધ કર્યો અને વિશાળ લોકશાહી વર્તુળોએ એ સૂર ઉપાડી લીધો.

શ્વેનિંગેર ૧૮૮૧થી બિસ્માર્કના અંગત ડોકટર હતો તેની નિમણૂક ૧૮૮૪માં બર્લિન વિશ્વવિદ્યાલયમાં થઈ.— પૃ. ૧૨

[10] અહીં મોર્ગાનની મૂળભૂત કૃતિ 'પ્રાચીન સમાજ, અથવા ગુલામીના યુગથી જંગલ અવસ્થા મારફત સંસ્કૃતિ તરફ માનવ વિકાસની રેખા'નો ઉલ્લેખ છે, લંડનમાં પ્રકાશિત થઈ ૧૮૭૭માં.— પૃ. ૧૩

[11] એંગેલ્સે ૧૮૬૯ના જુલાઈની પહેલી તારીખે માનચેસ્ટરના મરચન્ટ હાઉસનો ત્યાગ કર્યો અને ૧૮૭૦ની ૨૦મી સપ્ટેંબરે તે લંડનમાં વસ્યા.— પૃ. ૧૩

[12] ખેતરસાયણશાસ્ત્ર અંગેના પોતાના મૂળભૂત ગ્રંથની પ્રસ્તાવનામાં લીબિગ વૈજ્ઞાનિક મંતવ્યોની ઉત્ક્રાંતિ વિષે કહે છે: "રસાયણવિજ્ઞાન માની ન શકાય એવી ગતિથી આગળ ધપી રહ્યું છે અને રસાયણવેત્તાઓ તેની સાથે કદમ મિલાવવાની ઈચ્છાને લીધે સતત ઘડતરની સ્થિતિમાં છે. પ્રથમ પીંછાઓ જે ઊડવા લાયક નથી તે પાંખોમાંથી ખરી પડે છે, પણ તેના સ્થાને નવા ઊગે છે તેથી ઉડ્ડયન વધુ જોરદાર અને સહેલું બને છે." (લીબિગ, 'ખેતી તથા શરીરવિજ્ઞાનમાં રસાયણવિજ્ઞાન' ૧૮૬૨, ૭મી આવૃત્તિ).— પૃ. ૧૩

[13] અહીં જર્મન સોશ્યલ-ડેમોક્રેટ ફેબિયનનો નવેંબર ૬મી ૧૮૮૦માં માર્ક્સ ઉપર લખેલા પત્રનો ઉલ્લેખ છે. એંગેલ્સ $\sqrt{-1}$ વિષે 'ડ્યૂરિંગ-ખંડન'ના ભાગ ૧માં, પ્રકરણ ૧૨માં લખે છે.—પૃ. ૧૪

[14] અહીં એંગેલ્સ હેક્કેલના ચોથા પ્રવચન 'ગેટે અને ઓકેનનો ઉત્ક્રાંતિ અંગે સિદ્ધાંત'નો ઉલ્લેખ કરે છે.—પૃ. ૧૪

[15] એંગેલ્સ, «*Dialectics of Nature*» ગ્રંથમાં હેગેલ તથા હેલ્મહોલ્ત્સના નિવેદનો વિષે 'ગતિના મૂળભૂત સ્વરૂપો' નામક પ્રકરણમાં ચર્ચા કરે છે.—પૃ. ૧૫

[16] કાંટના નિહારિકા અંગેના સિદ્ધાંત માટે જુઓ ટિપ્પણી નં. ૨૭. કાંટના ભરતી ઘર્ષણના સિદ્ધાંત વિષે જુઓ એંગેલ્સ કૃત «*Dialectics of Nature*» પ્રકરણ—'ભરતી ઘર્ષણ'—પૃ. ૧૬

[17] અહીં એંગેલ્સના «*Dialectics of Nature*» તથા માર્ક્સના ગણિતશાસ્ત્રીય હસ્તપ્રતોનો ઉલ્લેખ છે. આ હસ્તપ્રતો ૧૦૦૦ પાનાંઓની હતી—જે ૧૮૫૦ના અંતથી ૧૮૮૦ના પ્રારંભ સુધીમાં લખેલી હતી.—પૃ.૧૬

[18] આયર્લૅંડના ભૌતિકવિજ્ઞાની થોમસ એન્ડ્રયુસ (૧૮૬૯), ફ્રેંચ ભૌતિકવિજ્ઞાની કાયેતે તથા સ્વિટ્ઝર્લૅંડના ભૌતિકવિજ્ઞાની પીકતેની (૧૮૭૭) કૃતિઓનો અહીં ઉલ્લેખ છે.—પૃ. ૧૬

[19] અહીં પ્રથમ કિસ્સામાં પ્લેટીપુસનો અને બીજામાં આર્કીઓપ્ટેરીક્સ વિષે ઉલ્લેખ છે.—પૃ. ૧૭

[20] 'સેલ્યુલર પેથોલોજી'માં વીર્ખોવે વિકસાવેલા સિદ્ધાંત પ્રમાણે, જેની પ્રથમ આવૃત્તિ ૧૮૫૮માં પ્રગટ થઈ હતી, વ્યક્તિગત પ્રાણી શિરાઓના ગુચ્છમાં વિભાજિત થાય છે, શિરાઓ કોષના વિસ્તારમાં, કોષના વિસ્તારમાંથી અલગ અલગ કોષ, જેથી છેવટે જોતાં વ્યક્તિગત પ્રાણી કોષોનો યાંત્રિક સરવાળો જ છે. આ સિદ્ધાંતના "પ્રગતિશીલ" સ્વરૂપ વિષે બોલતાં એંગેલ્સ વીર્ખોવની જર્મન મૂડીવાદી પ્રગતિવાદી પાર્ટીના સભ્યપદ વિષે કહે છે જેના સંસ્થાપકો

તથા અગ્રણીઓમાંનો એક તે હતો. આ પાર્ટીની રચના જૂન ૧૮૬૧માં થઈ હતી. તેના કાર્યક્રમમાં, ખાસ કરીને, પ્રશિયન હકૂમત નીચે જર્મન એકીકરણ તથા સ્થાનિક સ્વરાજ્યના અમલની વાત હતી.—પૃ. ૧૭

[21] આ જગ્યાએ એંગેલ્સે 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક'માંથી અવતરણો આપ્યાં છે (જુઓ આ પુસ્તકનાં પૃ. ૪૪૬-૪૪૭).—પૃ. ૨૩

[22] રુસોના સિદ્ધાંત પ્રમાણે, લોકો પ્રારંભમાં જંગલી અવસ્થામાં રહેતાં હતાં જેમાં તમામ સમાન હતાં. ખાનગી માલિકીનો ઉદય તથા મિલકતની અસમાનતાનાં મૂળ ઊંડાં જતાં જંગલી અવસ્થાનું સભ્યતામાં રૂપાંતર થવા લાગ્યું અને સામાજિક કરાર પર આધારિત રાજ્યતંત્રની સ્થાપના થઈ. છતાં રાજકીય અસમાનતા વધુ ઊંડી જતાં સામાજિક કરારનો ભંગ થાય છે અને આ દમન દૂર કરવા નવા સામાજિક કરાર ઉપર આધારિત તર્કના રાજ્યની જરૂરત ઊભી થાય છે.—પૃ. ૨૪

[23] અહીં «true Leveller» અથવા «diggers»નો ઉલ્લેખ છે. તેઓ ૧૭મી સદીની અંગ્રેજ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન શહેરની અને ગામડાંની ગરીબ જનતાનું પ્રતિનિધિત્વ કરતા હતા.—પૃ. ૨૪

[24] અહીંયાં એંગેલ્સે તરંગવાદી સામ્યવાદીઓ—થોમસ મોર ('તરંગલોક') અને થોમસ કામ્પાનેલ્લા ('સૂર્યનગર')—વિશે ઉલ્લેખો કર્યા છે. —પૃ. ૨૪

[25] દેની દિદરોનું પ્રવચન 'રામ્યૂનો ભત્રીજો' લગભગ ૧૭૬૨માં લખવામાં આવેલું અને પછીથી લેખકે તેમાં બે વાર સુધારા કર્યા હતા.—પૃ. ૨૭

[26] વિજ્ઞાનનો એલેકઝાંડ્રીયન કાળ ઈસુ ખ્રિસ્ત પહેલાંની ત્રીજી સદીથી ઈસ્વી સનની ૭મી સદી સુધીનો છે. તેનું નામ ઈજિપ્તના શહેર એલેકઝાંડ્રીયા ઉપરથી પડયું, જે ભૂમધ્ય સાગરને કાંઠે આવેલું છે અને તેના કાળમાં તે વ્યાપારનું મોટું કેન્દ્ર હતું. એલેકઝાંડ્રીયન કાળમાં ગણિતવિજ્ઞાન, યંત્રવિજ્ઞાન, (યુકલીડ, આર્કીમીડીસ) ભૂગોળ, ખગોળ, શરીરક્રિયા વિજ્ઞાન, શરીરરચના વિજ્ઞાન તથા અન્ય વિજ્ઞાનોનો ઝડપી વિકાસ થયેલો.—પૃ. ૨૭

[27] કાંટનો નિહારિકા સિદ્ધાંત, જે પ્રમાણે સૂર્યમંડળ પ્રારંભિક નિહારિકામાંથી ઉત્ક્રાંતિ પામ્યું, તેનું બયાન «*General History of Nature and the Theory of the Heavens, or an Experiment at Expounding the Arrangement and Mechanical Origin of the Whole Universe After the Principles of Newton*» કૃતિમાં છે. આ કૃતિ લેખકના નામ વગર છપાઈ હતી.

સૂર્યમંડળની અસલ ઉત્પત્તિ વિષે લાપ્લાસની કલ્પના પહેલી વાર «*Exposition of the World System*» નામે કૃતિમાં વ્યક્ત થયેલી.

વાયુના ઝળહળતાં જથ્થાનું અસ્તિત્વ, પ્રાથમિક નિહારિકા જેવું, કાંટ-લાપ્લાસના નિહારિકા સિદ્ધાંતમાં કલ્પેલું છે, તે ૧૮૬૪માં સ્પેક્ટ્રોસ્કોપથી ઈંગ્લિશ ખગોળશાસ્ત્રી વીલિયમ હેગિંસે પુરવાર કર્યું, જેમણે સ્પેક્ટ્રલ પૃથક્કરણની પદ્ધતિનો વ્યાપક ઉપયોગ કર્યો. અહીં એંગેલ્સે સેક્કીની કૃતિ 'સૂર્ય'નો ઉપયોગ કર્યો છે.—પૃ. ૩૦

[28] 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક' (૧૮૮૨)ની પ્રથમ જર્મન આવૃત્તિમાં એંગેલ્સે નીચેના શબ્દોમાં તેનું મૂળભૂત વિધાન આપેલું: "**તમામ** ભૂતકાળનો ઈતિહાસ, આદિકાળની અવસ્થા સિવાય, વર્ગસંઘર્ષોનો ઈતિહાસ હતો"...—પૃ. ૩૩

[29] અહીંયાં એંગેલ્સે ડ્યૂરિંગની બે કૃતિઓ તરફ ધ્યાન ખેંચ્યું છે.—પૃ. ૩૫

[30] **સમાજવાદી વસાહત**—ફ્રેંચ તરંગી સમાજવાદના વિચારક શાર્લ ફુરિયેના કહેવા પ્રમાણે એ બધા મકાનો કે જેમાં ઉત્પાદક-ગ્રાહક મંડળીઓના સભ્યો આદર્શ સમાજવાદી સમાજના વાતાવરણમાં રહેશે અને કામ કરશે.—પૃ. ૩૯

[31] હેગેલ, 'જ્ઞાનકોશ' («*Encyclopedia*»), હાઈડેલબેર્ગ, ૧૮૧૭. આ કૃતિના ત્રણ ભાગ છે: ૧) «*Logic*», ૨) «*The Philosophy of Nature*», ૩) «*The Philosophy of Mind*».

પોતાની કૃતિ 'ડ્યૂરિંગ-ખંડન'માં એંગેલ્સે હેગેલની એ કૃતિના લખાણોનો ઉપયોગ કર્યો છે કે જે તેના વિદ્યાર્થીઓએ તેના મરણ બાદ પ્રકાશિત કરેલું.—પૃ. ૪૬

[32] ઍંગેલ્સ મીખેલેટને "હેગેલપંથી ભટકતો યહૂદી" કહે છે કારણ કે તે હેગેલવાદને વળગી રહેલો જેનું તેને છીછરું જ્ઞાન હતું. ૧૮૭૬માં તેણે «*System of Philosophy*»ના પાંચ ગ્રંથો પ્રકાશિત કરવાની શરૂઆત કરેલી, જેનું સામાન્ય માળખું હેગેલના 'જ્ઞાનકોશ'ની યોજનાના પુનઃપ્રકાશન જેવું હતું. — પૃ. ૪૬

[33] ૧૮૮૫માં ઍંગેલ્સે 'ડ્યૂરિંગ-ખંડન'ની બીજી આવૃત્તિની તૈયારી કરી ત્યારે અહીં નોંધ મૂકવા દરખાસ્ત કરેલી, જેની રૂપરેખા તેણે છેવટે «*Dialectics of Nature*»માં સમાવેશ કર્યો (ચાલુ આવૃત્તિના પરિશિષ્ટમાં પૃ. ૪૬૨-૬૮ જુઓ). — પૃ. ૪૭

[34] અહીં પ્રશિયનોની પરવશ શરણાગતિનો ઈશારો છે, જેમણે ડિસેંબરની ૫મીએ ૧૮૪૮માં રાજાના બંધારણનો સ્વીકાર કર્યો, અને સાથે સાથે પ્રશિયન બંધારણ સભાનું વિસર્જન કર્યું. એ બંધારણ પ્રત્યાઘાતી મીનીસ્ટર માનતેઈફેલના સહકારથી ઘડાયું અને ફ્રેડરિક-વિલ્હેલ્મ ચોથાએ ૧૮૫૦ના જાન્યુઆરીની ૩૧મી તારીખે મંજૂર કર્યું હતું. — પૃ. ૫૧

[35] જુઓ હેગેલ, «*Encyclopedia of Philosophical Sciences*», તેમ જ «*The Science of Logic*» — પૃ. ૫૧

[36] 'ડ્યૂરિંગ-ખંડન'ના પ્રથમ ભાગમાં આ પ્રકારના તમામ ઉલ્લેખો ડ્યૂરિંગની કૃતિ «*Course of Philosophy*»માંથી છે. — પૃ. ૫૨

[37] ઍંગેલ્સ ૧૯મી સદીના યુરોપની મોટી લડાઈઓની સંખ્યા ગણાવે છે.

**ઑસ્ટરલિત્સનું યુદ્ધ**, ડિસેંબર ૨, ૧૮૦૫, જેમાં નેપોલિયને સંયુક્ત રશિયન-ઑસ્ટ્રિયન સેનાને પરાજિત કરી.

**યેનાનું યુદ્ધ**, ઑક્ટોબર ૧૪, ૧૮૦૬, જેમાં નેપોલિયને પ્રશિયન સેનાને કચડી નાખી. આ યુદ્ધ બાદ પ્રશિયાએ નેપોલિયનની શરણાગતિ સ્વીકારી.

**કોનિગગ્રેત્સનું યુદ્ધ** (હવે ગ્રાડેત્સ-ક્રાલોવે) જુલાઈ ૩, ૧૮૬૬, બોહેમીયામાં, જેમાં પ્રશિયન સેનાએ નિર્ણાયક રીતે ઑસ્ટ્રિયા તથા સેક્સનીને હાર આપી, જેનાથી પ્રશિયા ઑસ્ટ્રિયા ઉપર ૧૮૬૬માં વિજેતા બનેલું. તે સાડોવાના યુદ્ધ તરીકે પણ ઓળખાય છે.

સેદાનનું યુદ્ધ, સપ્ટેંબર ૧-૨, ૧૮૭૦, જેમાં પ્રશિયન સેનાએ ફ્રેંચ સેનાને હરાવી અને શરણાગતિ માટે ફરજ પાડી. ફ્રાંકો-પ્રશિયન યુદ્ધોમાં (૧૮૭૦-૧૮૭૧) આ યુદ્ધ નિર્ણાયક હતું.—પૃ. ૫૪

38 જુઓ હેગેલ, «*The Science of Logic*». —પૃ. ૫૮

39 હેગેલ, 'જ્ઞાનકોશ' («*Encyclopedia of Philosophical Sciences*»). —પૃ. ૬૧

40 ઈમાનુએલ કાંટ, 'વિશુદ્ધ તર્કની પ્રથમ વિષમતા' («*Kritik der reinen Vernunft*») ૧૭૮૧.—પૃ. ૬૪

41 અહીં મહાન જર્મન ગણિતશાસ્ત્રી કાર્લ ગાઉસના બીન-યુકલીડિયન ભૂમિતિના સિદ્ધાંત ઉપર, ખાસ કરીને બહુ-પરિમાણ સ્થળની ભૂમિતિના સિદ્ધાંત ઉપર ડ્યૂરિંગે કરેલા પ્રહારનો ઉલ્લેખ છે.—પૃ. ૬૫

42 હેગેલની કૃતિ «*The Science of Logic*». "પહેલેથી ધારણા ન થઈ શકે એવી હસ્તી" ઉપર શેલિંગના અભિગમ માટે એંગેલ્સની કૃતિ «*Schelling and Revelation*» જુઓ.—પૃ. ૬૭

43 દેકાર્તની કૃતિ «*Treatise on Light*». તેમાં ગતિની માત્રા જાળવી રાખવાનો વિચાર રજૂ થયેલો.—પૃ. ૬૯

44 એંગેલ્સે 'લુડવીગ ફાયરબાખ' નામે કૃતિમાં કોપેરનિકસની પદ્ધતિ વિશે નીચે મુજબ લખ્યું છે: "ત્રણસો વરસ સુધી કોપેરનિકસની સૌર પદ્ધતિ કેવળ અનુમાન જ રહી હતી, તેની યથાર્થતાની શક્યતાઓ એકસો, એક હજાર, અથવા દસ હજાર હોવા છતાં તે કાયમ અનુમાન જ રહી હતી. પરંતુ એ પદ્ધતિએ પૂરી પાડેલી સામગ્રીના આધારે લેવેરિયે અજાણ્યા ગ્રહના અસ્તિત્વની અનિવાર્યતાનું અનુમાન કર્યું એટલું જ નહિ પણ ગગનમાં તેના અનિવાર્ય સ્થાનની ગણતરી કરી, અને ગાલ્લેએ તેને ખરેખર શોધી કાઢ્યો, ત્યારે કોપેરનિકસની પદ્ધતિ સાબિત થઈ ગઈ." અહીં જે ગ્રહનો ઉલ્લેખ છે તે નેપ્ચ્યુન છે, જેની શોધ ૧૮૪૬માં બર્લિન ઓબ્ઝર્વેટરીના જોહાન ગાલ્લેએ કરી હતી.—પૃ. ૭૪

[45] ગણતરી પ્રમાણે, પછીથી સ્પષ્ટ થયું છે તે, પ્રાણીના વરાળમાં રૂપાંતરમાં ગર્ભિત ગરમી છે તે ૧૦૦° સેન્ટીગ્રેડ બરાબર ૫૩૮.૯ કેલરી ગ્રામ થાય છે.— પૃ. ૮૧

[46] જ્યારે એંગેલ્સે 'ડ્યૂરિંગ-ખંડન'ની બીજી આવૃત્તિ તૈયાર કરી ત્યારે તેનો ઈરાદો તેમાં આ નોંધ મૂકવાનો હતો, જેનો મુસદ્દો 'પ્રકૃતિની "યાંત્રિક" વિભાવના વિષે' છેવટે «*Dialectics of Nature*»માં ઉમેરાયો. (જુઓ પરિશિષ્ટ, ચાલુ આવૃત્તિમાં પૃ. ૪૬૮-૭૩).— પૃ. ૮૫

[47] ચાર્લ્ઝ ડાર્વિન, «*The Origin of Species by Means of Natural Sellection, or the Preservation of Favoured Races in the Struggle for Life*»,('જાતિની ઉત્પત્તિ'). ડાર્વિને સુધારેલી અને સંપાદિત કરેલી આ છેલ્લી આવૃત્તિ હતી. પ્રથમ આવૃત્તિ લંડનમાં ૧૮૫૯માં પ્રસિદ્ધ થયેલી.— પૃ. ૯૩

[48] હેક્કેલ 'સર્જનનો પ્રાકૃતિક ઈતિહાસ' («*The Natural History of Creation. Popular Scientific Lectures on the Theory of Evolution Generally and on the Teaching of Evolution of Darwin, Goethe and Lamarck in Particular*»), ચોથી આવૃત્તિ, બર્લિન, ૧૮૭૩. પ્રથમ આવૃત્તિ બર્લિનમાં ૧૮૬૮માં પ્રસિદ્ધ થયેલી.

**પ્રોટીસ્ટા** (ગ્રીક પ્રોટીસ્ટોસ ઉપરથી — એટલે કે પ્રથમ) હેક્કેલના વર્ગીકરણ પ્રમાણે, સાદા સેંદ્રીય પદાર્થોનો વિશાળ જૂથ, જેમાં એક કોષનાં તથા બીન-કોષનાં આવી જાય છે, અને બહુ-કોષના સેંદ્રીય પદાર્થોના બે સામ્રાજ્ય રચે છે (વનસ્પતિ અને પ્રાણી) અને એક ખાસ, ત્રીજું, સેંદ્રીય પ્રકૃતિનું સામ્રાજ્ય.

**મોનેરા** (ગ્રીક મોનેરેસ ઉપરથી એટલે કે એક) હેક્કેલના કહેવા પ્રમાણે, કેન્દ્ર વિનાના ઈંડાની સફેદીના માળખા વિનાનાં સમૂહો પરંતુ જીવનના તમામ જરૂરી કાર્યો કરે છે; ખાવાનું, સંચાલન, ઉશ્કેરણીનો પ્રત્યાઘાત, ગુણાકાર. હેક્કેલે સ્વયંભૂ ગર્ભધારણમાંથી જેની ઉત્ક્રાંતિ થયેલી તે અસલ અને હવે લોપ થયેલા મોનેરા તથા આધુનિક મોનેરા વચ્ચે ભેદ પાડ્યો હતો. પહેલામાંથી સેંદ્રીય પ્રકૃતિના તમામ ત્રણ સામ્રાજ્યોનો વિકાસ થયો; કોષનો વિકાસ પુરાણવસ્તુ મોનેરામાંથી થયો. જ્યારે બીજા મોનેરા પ્રોટીસ્ટાના સામ્રાજ્યમાં રહેલા છે. હેક્કેલના મંતવ્ય પ્રમાણે આધુનિક મોનેરા જુદી જુદી જાતિઓમાં વ્યક્ત થાય છે.

હેક્કેલે પ્રોટીસ્ટા અને મોનેરાના શબ્દપ્રયોગો ૧૮૬૬માં પોતાની કૃતિ «*General Morphology of Organisms*»માં કરેલો પણ વિજ્ઞાનમાં તેનો કદી સ્વીકાર ન થયો. આજે હેક્કેલ જેને પ્રોટીસ્ટા કહે છે તે સેંદ્રીયતાનું વર્ગીકરણ કાં તો વનસ્પતિ અથવા પ્રાણી તરીકે થાય છે. મોનેરાનું અસ્તિત્વ એ જ રીતે પુરવાર ન થયું. તેમ છતાં, કોષની સેંદ્રીયતાની ઉત્ક્રાંતિનો વિચાર, અને પ્રાથમિક સેંદ્રીયતાનું વનસ્પતિ તથા પ્રાણીઓમાં વિભાજન વિજ્ઞાને માન્ય કરેલું છે.—પૃ. ૯૩

[49] **'નિબેલુનગેન રીંગ'**—રીખાર્ડ વાગનેરની મહાન ટેટ્રાલોજી (ચાર નાટકોનું સંયોજન). અહીં એંગેલ્સ મજાકમાં રીખાર્ડ વાગનેરને "ભાવિના સંગીતનો સર્જક" કહે છે. વાગનેરના હરીફોએ કટાક્ષમાં તેના સંગીતને "ભાવિના સંગીત" તરીકે ગણાવેલું.—પૃ. ૯૭

[50] **વનસ્પતિ સમા જીવો** (*Zoophytes*), આ નામે ૧૬મી સદીથી કરોડરજ્જુ વિનાના જીવો કે જેમાં વનસ્પતિના કેટલાંક લક્ષણો હતાં તે ઠરાવ્યાં. વનસ્પતિ અને પ્રાણી વચ્ચેના વચગાળાનું તે સ્વરૂપ હતું. ૧૯મી સદીના ઉત્તરાર્ધથી એ શબ્દ અમુક પ્રકારના જંતુ માટે વપરાતો; હાલમાં તેનો ઉપયોગ પડતો મુકાયો છે.—પૃ. ૧૦૦

[51] આ વર્ગીકરણ હક્સલીના પુસ્તકમાં «*Lectures on the Elements of Comparative Anatomy*», લંડન, ૧૮૬૪ આપેલું હતું.—પૃ. ૧૦૧

[52] **ટ્રૌબેના કૃત્રિમ કોષો**—તે એવી અસેંદ્રીય રચના છે કે જે પોષણતત્ત્વોથી થતા ફેરફારો સર્જતા જીવંત કોષ જેવા છે અને અગત્યની ઘટનાઓના જુદા લક્ષણોના વિકાસના અભ્યાસમાં કામ આવે છે; કોલોઇડર મિશ્રણ વડે જર્મન રસાયણવેત્તા અને શરીરશાસ્ત્રી મોરિત્ઝ ટ્રૌબેએ તેનું સર્જન કર્યું હતું, તેણે તેના નિબંધનું વાચન સપ્ટેંબર ૨૩, ૧૮૭૪માં બ્રેસલૉમાં મળેલી જર્મન પ્રકૃતિવાદીઓ તથા ડોકટરોની ૪૭મી કૉંગ્રેસમાં કર્યું હતું.—પૃ. ૧૦૫

[53] અહીં એંગેલ્સ «*Nature*» સામયિકના એક હેવાલનો ઉલ્લેખ કરે છે કે જે નવેંબર ૧૬, ૧૮૭૬માં પ્રસિદ્ધ થયેલો. તે રશિયન પ્રકૃતિવાદીઓ

તથા ડોકટરોની વૉરસોમાં મળેલી પમી કૉંગ્રેસમાં મેન્દલેયેવના નિબંધ વિષે છે. પોતાના નિબંધમાં મેન્દલેયેવ પોતાના પ્રયોગોના પરિણામોની વાત કરે છે, આ પ્રયોગો તેણે બોગૂસ્કીના સહકારથી ૧૮૭૫-૧૮૭૬માં બોયલ-મારીયોટ કાનૂનની ચકાસણી કરવા માટે કરેલાં.

એંગેલ્સે આ નોંધ 'ડ્યૂરિંગ-ખંડન'ના પ્રકરણ અંગે પુરાવાઓ એકત્રિત કરતાં લખેલી, જે ફેબ્રુઆરી ૨૮, ૧૮૭૭માં 'ફોર્વેર્ત્સ' અખબારમાં છપાયેલી. એંગેલ્સે એ નોંધનો અંત ૧૮૮૫માં 'ડ્યૂરિંગ-ખંડન'ની બીજી આવૃત્તિ વખતે ઉમેરેલો.—પૃ. ૧૧૭

54 ગેટે, 'ફૌસ્ટ'.—પૃ. ૧૧૮

55 ગેટે, 'ફૌસ્ટ'.—પૃ. ૧૨૧

56 રુસોનું 'અસમાનતા સંબંધી પ્રવચન' («*Discours sur l'origine et les fondemens de l'inégalité parmi les hommes*») ૧૭૫૪માં લખાયેલું અને ૧૭૫૫માં પ્રકાશિત થયેલું (જુઓ ટિપ્પણી નં. ૨૨).—પૃ. ૧૨૫

57 **ત્રીશ વર્ષોનું યુદ્ધ** (૧૬૧૮-૧૬૪૮) પ્રોટેસ્ટન્ટ તથા કૅથલિક વચ્ચેના ઘર્ષણમાંથી જન્મેલું. આ યુદ્ધનો મુખ્ય વિસ્તાર જર્મની હતો, અને જર્મની જ આ લશ્કરી લૂંટફાટ તથા આક્રમકોના લૂંટફાટના દાવાનું સ્થળ હતું.—પૃ. ૧૨૬

58 અહીંયાં માક્સ સ્ટર્નરની કૃતિ 'અહમ્ અને તેનું સ્વત્વ'નો ઉલ્લેખ છે.—પૃ. ૧૨૭

59 ઝારના રશિયાએ મધ્ય એશિયા ઉપર વિજય મેળવ્યો ત્યારે જે બનાવો બન્યા તેનો ઉલ્લેખ છે. ૧૮૭૩ની ખીવા ઝુંબેશમાં જુલાઈ-ઑગસ્ટમાં જનરલ કૌફમાને જનરલ ગોલોવાચોવની આગેવાની નીચે સેનાને તુર્કમાન યોમુડ જાતિ ઉપર શિક્ષાત્મક પગલાં લેવા મોકલી ત્યારે બેહદ નિર્દયતા આચરવામાં આવેલી. એંગેલ્સે આ બનાવોની માહિતી રશિયા ખાતેના એક અમેરિકન મુત્સદ્દી યુજીન સ્કીલેરના «*Turkistan. Notes of a Journey in Russian Turkistan, Kokand, Bukhara, and Kuldja*» નામે પુસ્તકમાંથી લીધી હોય એમ લાગે છે.—પૃ. ૧૨૯

[60]અહીં એંગેલ્સ માર્ક્સના 'મૂડી' ગ્રંથ ૧ને ટાંકે છે.—પૃ. ૧૩૩

[61] કાર્લ માર્ક્સ, 'મૂડી'.—પૃ. ૧૩૬

[62] લાસાલની ધરપકડ ફેબ્રુઆરી ૧૮૪૮માં થઈ હતી. તેના ઉપર કાઉન્ટેસ હાટઝફેલ્ડના છૂટાછેડા કેસના ઉપયોગ માટે તેના વકીલ તરીકે કેટલાક દસ્તાવેજોની તિજોરી ચોરવાના પ્રયાસનો આરોપ હતો. ૧૮૪૭થી ૧૮૫૪ સુધી તે વકીલ હતો. લાસાલ ઉપર ખટલો ઑગસ્ટ ૫-૧૧, ૧૮૪૮માં ચાલ્યો પણ તેને જ્યુરીએ નિર્દોષ છોડી મૂક્યો.—પૃ. ૧૩૮

[63] Code pénal—ફ્રેંચ ફોજદારી કાનૂન ૧૮૧૦માં ઘડાયો અને ૧૮૧૧માં ફ્રાંસમાં તથા ફ્રાંસના કબજાના પશ્ચિમ તથા દક્ષિણપશ્ચિમ જર્મનીમાં તેનો અમલ થયો. દીવાન કાનૂનની સાથે તેનો અમલ પ્રશિયાએ ૧૮૧૫માં રાઈન પ્રાંત ભેળવી દીધી પછી ચાલુ રહ્યો.—પૃ. ૧૩૮

[64] Code Napoléon—૧૮૦૪માં સ્વીકારાયેલો ફ્રેંચ દીવાની કાનૂન. એંગેલ્સે કહેલું કે તે "મૂડીવાદી સમાજનો શાસ્ત્રીય કાનૂન" છે. અહીં એંગેલ્સ વિશાળ રીતે તેના વિષે બોલે છે. નેપોલિયનના સમયમાં ૧૮૦૪-૧૮૧૦ દરમિયાન જે પાંચ કાનૂનો ઘડાયા તે તેમના મનમાં છે.—પૃ. ૧૩૯

[65] જુઓ, સ્પિનોઝા, 'એથીક્સ' («*Ethics*») (ભાગ ૧, પુરવણી). ધાર્મિક સકારણ રીતે જ બનાવો બને છે જે દૃષ્ટિ પ્રમાણે બધું જ "દૈવી પ્રતાપ"થી જ બને છે—અન્ય કોઈ કારણો અંગે તે સંપૂર્ણ રીતે અજ્ઞાત છે, તેવા મંતવ્ય સામે સ્પિનોઝાએ આવું કહેલું.—પૃ. ૧૪૦

[66] **કોરપસ જ્યુરીસ** (Corpus juris civilis)—રોમન ગુલામી પ્રથાના સમાજમાં મિલકતના સંબંધોના સંચાલન માટેનો નાગરિક કાનૂન. શહેનશાહ યૂસ્તીનિયન નીચે છઠ્ઠી સદીમાં તે ઘડાયો હતો.—પૃ. ૧૪૦

[67] જન્મ, લગ્ન અને મરણ માટે નોંધણી પ્રશિયામાં ફરજિયાત બનાવતો કાનૂન હતો, તે બિસ્માર્કની પ્રેરણાથી બનાવેલો; તેને માર્ચ ૯, ૧૮૭૪માં મંજૂરી આપવામાં આવી અને ઑક્ટોબરની પહેલી તારીખે અમલી બન્યો.

૧૮૭૫, ફેબ્રુઆરી છઠ્ઠીએ તેના જેવો જ કાનૂન સમગ્ર જર્મન સામ્રાજ્ય માટે ઘડાયો. તેનાથી દેવળને આવી નોંધણીનો હક ન રહ્યો, તેથી તેની વગ તથા આવકમાં ઠીક ઠીક ઘટાડો થયો. મુખ્યત્વે આ કાનૂન કૅથલિક દેવળ સામે મંડાયેલો હતો અને બિસ્માર્કે કહેવાતી "સાંસ્કૃતિની ઝુંબેશ" ઉપાડી તેનો આ અગત્યનો ભાગ હતો. — પૃ. ૧૪૨

68 અહીં બ્રાન્ડેન્બુર્ગ, પૂર્વ પ્રશિયા, પશ્ચિમ પ્રશિયા, પોઝ્નાન, પોમેરાનિયા અને સિલેઝિયાના પ્રાંતોનો ઉલ્લેખ છે જે પ્રશિયન સામ્રાજ્યનો ભાગ ૧૮૧૫ની વિયેના કૉંગ્રેસ સુધી હતાં. તેમાં ખાસ કરીને રાઇન પ્રાંત કે જે સૌથી વધુ આર્થિક, રાજકીય તથા સાંસ્કૃતિક રીતે વિકસેલો હતો, તેનો સમાવેશ ન હતો. આ પ્રાંત પ્રશિયા સાથે ૧૮૧૫થી જોડવામાં આવેલો. — પૃ. ૧૪૩

69 **પર્સનલ ઈક્વેશન** — અવકાશી પદાર્થ અમુક નિર્ધારિત સપાટી પાસેથી પસાર થાય છે તે પળ અંગે પદ્ધતિસર ભૂલ જેનો આધાર નિરીક્ષકની માનસિક તથા શારીરિક લક્ષણોની સ્થિતિ અને એ પસાર થવાની ક્રિયા નિહાળવા અપનાવેલી પદ્ધતિ ઉપર રહેલો છે. — પૃ. ૧૪૪

70 હેગેલ, «*Encyclopedia of Philosophical Sciences*». — પૃ. ૧૪૫

71 જ્યારે માર્ક્સ પોતાની મુખ્ય આર્થિક કૃતિ ઉપર કામ કરી રહ્યા હતા ત્યારે તેની ગોઠવણીમાં વારંવાર સુધારા થયા હતા. ૧૮૬૭ પછીથી, જ્યારે 'મૂડી'નો ગ્રંથ ૧ પ્રકાશિત થયો ત્યારે માર્ક્સની યોજના સમગ્ર કૃતિને ત્રણ ગ્રંથોમાં અને ચાર પુસ્તકોમાં પ્રસિદ્ધ કરવાની હતી, જેમાં બીજું અને ત્રીજું પુસ્તક ગ્રંથ બીજામાં હતાં. માર્ક્સના અવસાન પછી એંગેલ્સે બીજા અને ત્રીજા પુસ્તકો ગ્રંથ ૨ અને ૩માં પ્રસિદ્ધ કર્યાં. છેલ્લું પુસ્તક «*Theory of Surplus Value*» એંગેલ્સના અવસાન પછી પ્રકાશિત થયું. — પૃ. ૧૫૬

72 ૧૮૬૭માં એક જર્મન સામયિકમાં માર્ક્સના 'મૂડી'ના પ્રથમ ગ્રંથનું ડ્યૂરિંગનું અવલોકન છાપેલું. — પૃ. ૧૫૭

73 નેપોલિયનની કૃતિ «*Seventeen Notes for a Work Entitled Discourse on Military Art*». — પૃ. ૧૬૩

[74] અહીં રુસોની કૃતિ 'અસમાનતા સંબંધી પ્રવચન'નો ઉલ્લેખ છે. («*Discours sur l'origine et les fondemens de l'inégalité parmi les hommes*») (જુઓ ટિપ્પણી નં. ૨૨).—પૃ. ૧૭૬

[75] હેક્કેલના વર્ગીકરણ પ્રમાણે "આલાલી" હોમોસેપીયન્સ પહેલાંની તુરતની અવસ્થા છે. આલાલી "ભાષાવિહીન આદિ લોકો છે", અથવા, વધુ ચોક્કસ રીતે કહીએ તો, વાનર-મનુષ્ય. હેક્કેલની જે કલ્પના છે કે આનુવંશિક વાનર અને આધુનિક મનુષ્ય વચ્ચે કોઈ અવસ્થા હતી તે ૧૮૯૧માં જ્યારે ડચ વંશશાસ્ત્રી ડુબુઆએ જાવામાં મનુષ્યના પ્રાચીન અવશેષો શોધ્યા ત્યારે પુરવાર થઈ. આ શોધનું નામ પીથેકાન્થ્રોપુસ હતું.—પૃ. ૧૭૬

[76] "દરેક સીમાંકન અથવા નિર્ધારણ સાથોસાથ નિષેધ પણ હોય છે"—આ શબ્દપ્રયોગ સ્પિનોઝાના જારીક જેલીસ ઉપરના જૂન ૨, ૧૬૭૪ પત્રમાં કરેલો છે. "નિર્ણયાત્મકતા નકારાત્મક છે" એવા અર્થમાં તે ઉપયોગ થયો છે. એવો શબ્દપ્રયોગ હેગેલની કૃતિઓમાંથી તેને મળ્યો, જેને કારણે એ પ્રયોગ લોકપ્રિય બન્યો.—પૃ. ૧૭૯

[77] "કવિનું સર્જન કરનારો રોષ"—રોમન કવિ યુવેનાલની પ્રથમ કટાક્ષિકા કવિતામાંથી આ શબ્દપ્રયોગ લીધેલો છે.—પૃ. ૧૯૦

[78] **પુનરુત્થાન**—૧૭૯૨માં ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિએ ઉથલાવી પાડેલા બૂર્બોં વંશની સત્તા ફરી સ્થપાઈ એ વખત, ફ્રાંસના ૧૮૧૪થી ૧૮૩૦ સુધીનાં વર્ષોનો ઈતિહાસનો ગાળો. ત્યેરીં, ગિઝો, મીન્યે અને ત્યેરનો અહીં ઉલ્લેખ છે.—પૃ. ૨૦૧

[79] ૧૮૭૧-૭૩માં શાંતિ કરારની રૂએ ફ્રાંસે જર્મનીને નુકસાની પેટે ૫૦૦ કરોડ ફ્રાંક ચૂકવ્યા તેનો ઉલ્લેખ છે, આ કરાર ફ્રાંકો-પ્રશિયન યુદ્ધ ૧૮૭૦-૭૧માં ફ્રાંસ હારી ગયું ત્યાર બાદ થયેલો.—પૃ. ૨૧૦

[80] **પ્રશિયન લાન્ડવેહર પદ્ધતિ** જે નીચે સશસ્ત્ર દળોના ઘટકો મોટી ઉંમરના અનામત દળના સૈનિકો થકી રચાતાં, નિયમિત સેનામાં સમય પૂરો કર્યા પછી આ સૈનિકો લાન્ડવેહરમાં સેવા આપતા. પ્રશિયામાં પ્રથમ વાર લાન્ડવેહરની

રચના ૧૮૧૩-૧૮૧૪માં નેપોલિયનનો સામનો કરવા લોક મીલીશીયાના રૂપમાં થઈ હતી. ૧૮૭૦-૧૮૭૧ના ફ્રાંકો-પ્રશિયન યુદ્ધ દરમિયાન લશ્કરોની સાથે સાથે તેનો પણ ઉપયોગ થયેલો.—પૃ. ૨૧૩

[81] ૧૮૬૬ની ફ્રાંસ-જર્મન યુદ્ધનો આ ઉલ્લેખ છે.—પૃ. ૨૧૩

[82] સેંટ-પ્રિવાની લડાઈ ઑગસ્ટ ૧૮, ૧૮૭૦માં જર્મન સેનાઓએ ઘણું નુકસાન વેઠયા પછી ફ્રેંચ રાઈનિશ સેનાને પરાજિત કરી. ઐતિહાસિક સાહિત્યમાં તે ગ્રાવેલોટની લડાઈ તરીકે પણ ઓળખાય છે.—પૃ. ૨૧૩

[83] **૧૮૫૩-૧૮૫૬ની ક્રીમીયન લડાઈ** રશિયા અને બ્રિટન, ફ્રાંસ, તુર્કસ્તાન તથા સાર્ડીનીયાના સંયુક્ત લશ્કર વચ્ચે લડાઈ હતી, મધ્ય પૂર્વમાં તેમનાં રાજકીય તથા આર્થિક હિતોની અથડામણને કારણે એ યુદ્ધ ફાટી નીકળેલું.—પૃ. ૨૧૬

[84] હેગેલની "અકુદરતી" દ્વંદ્વાત્મકતાની સામે પોતાની દ્વંદ્વાત્મકતાને ડયૂરિંગ "કુદરતી" તરીકે ગણાવતો હતો. જુઓ ડયૂરિંગ, «*Natural Dialectics. New Logical Principles of Science and Philosophy*». —પૃ. ૨૨૦

[85] સમાન વિષય ઉપર ગેઓર્ગ લુડવિગ માઉરેરની કૃતિઓમાં (૧૨ ગ્રંથો) ખેતીવિષયક, શહેરી અને મધ્યયુગના જર્મનીની રાજ્યતંત્રની પદ્ધતિનો અભ્યાસ છે.—પૃ. ૨૨૧

[86] હાઈનેના કાવ્યમાંથી.—પૃ. ૨૨૧

[87] કટાક્ષની રીતે એંગેલ્સ હેનરિખ બોતેરમાનું નામ બદલાવે છે.—પૃ. ૨૨૧

[88] ગાઈયાસ પ્લીની સેકુન્દસ, «*Historia naturalis*», પુસ્તક ૧૮.—પૃ. ૨૨૨

[89] **શાનદાર લશ્કર**—ફ્રેડરિક-વિલ્હેલ્મ ચોથાના નૂતનવર્ષના સંદેશાના આ શબ્દ છે (જાન્યુઆરી ૧, ૧૮૪૯). તેણે પ્રશિયન સેના ઉપર એ સંદેશો પાઠવેલો.—પૃ. ૨૨૯

[90] રોખોવ 'બાળમિત્ર' «*The Children's Friend*» — પૃ. ૨૩૧

[91] યુકલીડના «*Elements*» જેમાં ૧૩ પુસ્તક છે તે પ્રાચીન ગણિતશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતો ગણાવે છે, તેનો અહીં ઉલ્લેખ છે. — પૃ. ૨૩૨

[92] ડેવિડ રિકાર્ડો, «*On the Principles of Political Economy*» — પૃ. ૨૪૪

[93] "શ્રમનું પૂરું વળતર"ના લાસાલના સૂત્રની વિગતપૂર્ણ ટીકા માર્ક્સની કૃતિ «*Critique of the Gotha Programme*»ના પ્રથમ વિભાગમાં કરેલી છે. — પૃ. ૨૫૧

[94] બાઈબલની કહાની મુજબ, જ્યારે જેરીકોને ઈઝરાયલે ઘેરો ઘાલ્યો ત્યારે તેની અભેદ્ય દીવાલો બ્યૂગલોના અવાજથી કકડભૂસ કરતી તૂટી. — પૃ. ૨૬૭

[95] **વફાદાર એક્કાર્ટ** — જર્મન મધ્યયુગી લોકકથાનું એક પાત્ર, એક વિશ્વાસુ ચોકીદાર. કથા કહે છે કે તે વિનસના પર્વતની તળેટીમાં ચોકીદાર તરીકે ઊભો રહેલો અને જે કોઈ પાસે આવે તેને વિનસની ખૂબસૂરતીથી ચેતવતો. — પૃ. ૨૭૩

[96] મોલ્યેર, «*Bourgeois gentilhome*». — પૃ. ૨૭૫

[97] **ફોલ્કસ-ત્સાઈતુંગ** — જર્મન લોકશાહી દૈનિક અખબાર ૧૮૫૩થી બર્લિનમાં પ્રસિદ્ધ થયું. — પૃ. ૨૭૫

[98] ડ્યૂરિંગના «*Critical Fundamental Teaching on National Economy*» અંગે આ ઈશારો છે, તે બર્લિનમાં ૧૮૬૬માં પ્રકાશિત થયેલું. ડ્યૂરિંગ આ પુસ્તકનો ઉલ્લેખ તેના «*Critical History of Political Economy and Socialism*» (બીજી આવૃત્તિ)માં કરે છે, જેનું અવતરણ અહીં આપ્યું છે. — પૃ. ૨૭૫

[99] ઍડમ સ્મીથ, «*An Inquiry into the Nature and Causes of the Wealth of Nations*». — પૃ. ૨૭૯

100 માક્સ સ્ટર્નરની મુખ્ય કૃતિ ('અહમ્ અને તેનું સ્વત્વ')નો ઉલ્લેખ છે. ડ્યૂરિંગની માફક, સ્ટર્નર પોતાની આત્મશ્લાઘા માટે જાણીતો હતો.— પૃ. ૨૮૩

101 એરિસ્ટોટલ, «*De Republica*», પુસ્તક ૧, પ્રકરણ ૯. (જુઓ કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.)—પૃ. ૨૮૩

102 માર્ક્સ પ્લેટોના «*De Republica*»ના બીજા ગ્રંથનો ઉલ્લેખ કરે છે.—પૃ. ૨૮૪

103 માર્ક્સ ક્સેનોફોનના પુસ્તક «*Cyropaedia*»નો ઉલ્લેખ કરે છે. —પૃ. ૨૮૪

104 વિલ્હેલ્મ રોશેર «*The System of National Economy*» — પૃ. ૨૮૪

105 એરિસ્ટોટલ, «*De Republica*».—પૃ. ૨૮૫

106 માર્ક્સ એરિસ્ટોટલની કૃતિ «*Ethica Nicomachea*»નો ઉલ્લેખ કરે છે.—પૃ. ૨૮૫

107 ફ્રેડરિક લીસ્ટ, 'રાજકીય અર્થશાસ્ત્રનો સિદ્ધાંત' («*The National System of Political Economy*»).—પૃ. ૨૮૬

108 એન્ટોનીયો સેર્રાની કૃતિ «*A Short Discourse on the Causes Capable of Bringing about an Abundance of Gold and Silver in Countries not Possessing Mines of Their Own*» ૧૯૧૩માં પ્રકાશિત થયેલી.—પૃ. ૨૮૬

109 થોમસ મનની કૃતિ «*A Discourse of Trade From England into the East Indies*» ('વ્યાપાર સંબંધી પ્રવચન') લંડનમાં ૧૬૦૯માં પ્રસિદ્ધ થઈ. સુધારેલી આવૃત્તિ «*England's Treasure by Foreign Trade*» નામ નીચે લંડનમાં ૧૬૬૪માં પ્રસિદ્ધ થઈ.—પૃ. ૨૮૬

[110] વીલિયમ પેટ્ટીની કૃતિ 'કરો અને અનુદાનો વિશે નિબંધ' («A Treatise of Taxes and Contributions») ૧૬૬૨માં લંડનમાં લેખકના નામ વગર છપાયેલી. —પૃ. ૨૮૭

[111] વીલિયમ પેટ્ટીની કૃતિ 'નાણા વિશે બે શબ્દ' «Quantulumcunque (or a Tract) Concerning Money» લંડનમાં ૧૬૯૫માં પ્રકાશિત થયેલી. માર્ક્સે ૧૭૬૦ની આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

«The Political Anatomy of Ireland» નામની કૃતિ પેટ્ટીએ ૧૬૭૨માં લખી જે લંડનમાં ૧૬૯૧માં પ્રસિદ્ધ થઈ.—પૃ. ૨૮૯

[112] અહીંયાં ફ્રેંચ રસાયણવિજ્ઞાની લાવુઆઝિયેની કૃતિઓનો ઉલ્લેખ છે. —પૃ. ૨૮૯

[113] પ્યેર બુઆગિલ્બેર, «Dissertation sur la nature des richesses, de l'argent et des tributs». —પૃ. ૨૯૦

[114] અંગ્રેજ અર્થશાસ્ત્રી જોન લો તેના તદ્દન ટકી ન શકે એવા વિચારને અમલમાં મૂકવા કોશિશ કરતો હતો કે રાજ્યતંત્ર પોતાના અનામત સોનામાં વધારો કર્યા વિના બૅંકનોટો છાપીને નાણું વધારી શકે છે. ૧૭૧૬માં તેણે ફ્રાંસમાં એક ખાનગી બૅંક સ્થાપી જે ૧૭૧૮માં રાજ્યની બૅંક બની. બૅંકનોટો અમર્યાદિત રીતે છાપીને સાથે સાથે લોની બૅંકે ચલણમાંથી સિક્કા પાછા ખેંચી લીધા પરિણામે શૅરબજારના સટ્ટા અપ્રતિમ પ્રમાણમાં વધ્યા, ૧૭૨૦માં બૅંકે દેવાળું કાઢ્યું અને લો પદ્ધતિ તૂટી પડી.—પૃ. ૨૯૧

[115] ડાડલી નોર્થ, 'વ્યાપાર વિશે પ્રવચન' «Discourses upon Trade» લંડન, ૧૬૯૧; આ પુસ્તક લેખકના નામ વગર પ્રસિદ્ધ થયેલું.—પૃ. ૨૯૩

[116] અહીંયાં ડેવિડ હ્યુમની «Political Discourses» કૃતિનો ઉલ્લેખ છે.—પૃ. ૨૯૪

[117] અહીંયાં શાર્લ મોંતેસ્ક્યેની «The Spirit of Laws» કૃતિનો ઉલ્લેખ છે. તેની પ્રથમ આવૃત્તિ જીનીવામાં ૧૭૪૮માં લેખકના નામ વગર પ્રસિદ્ધ થયેલી.—પૃ. ૨૯૫

118 ડેવિડ હ્યુમ, «*Essays and Treatises on Several Subjects*» ડુબલિન, ૧૭૭૯.—પૃ. ૨૯૬

119 ડેવિડ હ્યુમ, «*Essays and Treatises on Several Subjects*» ડુબલિન, ૧૭૭૯.—પૃ. ૨૯૭

120 નોંધ અચોક્કસ છે—રીચાર્ડ કેન્ટીલોનની કૃતિ «*The Experience on the Nature of Trade in General*» ૧૭૫૨માં નહિ પણ ૧૭૫૫માં, પ્રગટ થઈ હતી, ખુદ માર્ક્સે 'મૂડી'ના પહેલા ગ્રંથમાં દર્શાવ્યું છે તેમ.—પૃ. ૨૯૮

121 ૧૮૬૬માં બિસ્માર્કે પોતાના સલાહકાર વાગેનેર મારફત ડ્યૂરિંગને પ્રશિયન સરકાર માટે મજદૂરોના પ્રશ્ન ઉપર આવેદન તૈયાર કરવા વિનંતિ કરી હતી. ડ્યૂરિંગે, જે મૂડી અને શ્રમ વચ્ચે શાંતિનું પ્રતિપાદન કરતો હતો, આ વિનંતિ પ્રમાણે કર્યું. પરંતુ તેની આ કૃતિ તેની જાણ બહાર પ્રસિદ્ધ થયેલી, પહેલાં લેખકના નામ વગર અને પછીથી વાગેનેરની સહીથી. તેના કારણે ડ્યૂરિંગે વાગેનેર ઉપર કૉપીરાઇટ કાનૂનના ભંગનો કેસ કર્યો. ૧૮૬૮માં ડ્યૂરિંગ એ કેસ જીત્યો. આ સનસનાટીભર્યા ખટલા દરમિયાન ડ્યૂરિંગે «*The Fate of My Memorandum on the Social Problem for the Prussian Ministry*» નામનું પુસ્તક છપાવ્યું.—પૃ. ૩૦૦

122 ફ્રેડરિક શ્લોસ્સેર, «*World History for the German People*», ૧૮૫૫.—પૃ. ૩૦૦

123 વીલિયમ કોબેટ, «*A History of the Protestant 'Reformation' in England and Ireland*», લંડન, ૧૮૨૪.—પૃ. ૩૦૦

124 કેનેની કૃતિ 'આર્થિક કોષ્ટક' («*Tableau économique*») પુસ્તિકા રૂપે પ્રથમ ૧૭૫૮માં વર્સેલ્સમાં છપાયેલી.—પૃ. ૩૦૧

125 કેને, «*Analyse du Tableau économique*» ('પૃથક્કરણ'). એ કૃતિ પ્રથમ ૧૭૬૬માં છપાયેલી.—પૃ. ૩૦૩

[126] "કાલી ચિંતા" (arta Cura) — હોરેશિઓના ઓડનો શબ્દ પ્રયોગ. — પૃ. ૩૦૪

[127] જેમ્સ સ્ટૂઅર્ટ, «*An Inquiry into the Principles of Political Economy*». — પૃ. ૩૧૨

[128] કેરી, «*The Past, the Present, and the Future*». — પૃ. ૩૧૩

[129] જેકોબીન ક્રાંતિકારી-લોકશાહીવાદી સરમુખત્યારી (જૂન ૧૭૯૩થી જુલાઈ ૧૭૯૪)ના સમયનો અહીં ઉલ્લેખ છે, જ્યારે જેકોબીનોએ ઝીરોંદવાદીઓ તથા રોયાલીસ્ટોના પ્રતિક્રાંતિકારી જુલમનો ક્રાંતિકારી જુલમથી સામનો કર્યો.

**ડાયરેક્ટોરેટ** (પાંચ ડાયરેક્ટરોનું જૂથ, જેમાંનો એક વારાફરતી દર વરસે પુનઃચૂંટણી માટે ઊભો રહે છે) — તે ફ્રાંસમાં ૧૭૯૫ના બંધારણ નીચે (જે ૧૭૯૫માં જેકોબીન ક્રાંતિકારી સરમુખત્યારીનો અંત આવ્યા પછી સ્વીકારેલું) વહીવટી સત્તાનું ચોકઠું હતું. ૧૭૯૯માં નેપોલિયેને સત્તા કબજે કરી ત્યાં સુધી તેનું અસ્તિત્વ રહેલું; જ્યારે તે સત્તા ઉપર રહ્યું ત્યારે લોકશાહી પરિબળો સામે તેણે જુલમ ચાલુ રાખ્યો અને મોટા મૂડીદારોનાં હિતોની રખેવાળી કરી. — પૃ. ૩૧૭

[130] ૧૮મી સદીના અંતભાગની ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિમાં પ્રચલિત સૂત્ર "મુક્તિ, સમાનતા અને ભાઈચારો"નો અહીં ઉલ્લેખ છે. — પૃ. ૩૧૮

[131] «*Letters of a Resident of Geneva to His Contemporaries*» સેંટ-સાઈમનની પ્રથમ કૃતિ હતી; ૧૮૦૨માં જીનીવામાં લખાયેલી અને પૅરિસમાં ૧૮૦૩માં લેખકના નામ વગર પ્રકાશિત થયેલી.

શાર્લ ફુરિયેનું પ્રથમ પુસ્તક «*Theory of Four Movements and Destinies in General*» ૧૯મી સદીની શરૂઆતમાં લખાયેલું અને લ્યોનમાં ૧૮૦૮માં લેખકના નામ વગર છપાયેલું.

**ન્યુ-લાનાર્ક** — સ્કૉટલૅંડના લાનાર્ક નગર નજીક ૧૭૮૫માં સ્થપાયેલી કામદારોની વસાહતવાળી કાપડની મીલ. — પૃ. ૩૧૮

[132] ઍંગેલ્સ સેંટ-સાઈમનના પુસ્તકમાંથી બીજા પત્રને ટાંકે છે. જુઓ «*Letters d'un habitant de Genève à ses contemporains*». — પૃ. ૩૧૯

133 એંગેલ્સ સેંટ-સાઈમનની «*Letters to an American*» કૃતિ (આઠમો પત્ર)નો ઉલ્લેખ કરે છે.—પૃ. ૩૨૦

134 અહીં સેંટ-સાઈમને પોતાના શિષ્ય ત્યેરીની સાથે લખેલી બે કૃતિઓનો એંગેલ્સનો ઉલ્લેખ છે.

ફ્રાંસ-વિરોધી સંધિના મિત્રદેશોનાં સૈન્યો (રશિયા, ઑસ્ટ્રિયા, બ્રિટન, પ્રશિયા અને બીજા દેશો) પૅરિસમાં પ્રવેશ્યાં—માર્ચ ૩૧, ૧૮૧૪. નેપોલિયનનું સામ્રાજ્ય તૂટ્યું અને ખુદ નેપોલિયને સત્તા છોડી પછી તેને એલ્બા ટાપુમાં મોકલી દેવાયો. ફ્રાંસમાં બૂર્બોં રાજાશાહીની પુન:સ્થાપના થઈ.

**સો દિવસ**—નેપોલિયનના સામ્રાજ્યની પુન:સ્થાપનાનો ટૂંકો ગાળો. નેપોલિયનના પૅરિસ ખાતેના પુનરાગમન માર્ચ ૨૦, ૧૮૧૫થી ફરી તેણે જૂન ૨૨, ૧૮૧૫માં સત્તા છોડી—વૉટરલૂના પરાજય પછી.—પૃ. ૩૨૦

135 ૧૮૧૫ના જૂનની ૧૮મી તારીખે વૉટરલૂ નજીક વેલીંગ્ટનની સરદારી નીચે ઍંગ્લો-ડચ સેનાએ અને બ્લ્યૂખેરની સરદારી નીચે પ્રશિયન સેનાએ નેપોલિયનની સેનાને પરાજય આપ્યો. આ યુદ્ધે ૧૮૧૫ની ઝુંબેશનું ભાવિ નક્કી કર્યું અને ફ્રાંસ-વિરોધી સાતમી મિત્રદેશોની સંધિના આખરી વિજયનો પૂર્વનિર્ણય કર્યો (બ્રિટન, રશિયા, ઑસ્ટ્રિયા, પ્રશિયા, સ્વીડન, સ્પેન અને બીજા રાજ્યો) અને નેપોલિયનના સામ્રાજ્યનું પતન થયું.—પૃ. ૩૨૦

136 આ વિચાર શાર્લ ફુરિયેના «*Théorie des quatre mouvements*» નામે પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યો છે, જેમાં નીચેનો સામાન્ય સિદ્ધાંત મૂકવામાં આવ્યો છે: "સામાજિક પ્રગતિ અને સમયના પરિવર્તનોની સાથે સ્ત્રીઓની મુક્તિ તરફની પ્રગતિ પણ થાય છે, જ્યારે સામાજિક પદ્ધતિના અધ:પતન સાથે સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય પણ હણાય છે." આમાંથી ફુરિયે નીચેનું તારણ કાઢે છે: "સ્ત્રીઓના અધિકારોની પ્રગતિ કોઈ પણ સામાજિક પ્રગતિનો મૂળભૂત સિદ્ધાંત છે". (ફુરિયે, સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૧, પૅરિસ ૧૮૪૧.)—પૃ. ૩૨૧

137 સંસ્કૃતિના "ઝેરી કૂંડાળા" વિશે જુઓ ફુરિયેની કૃતિ «*The New Industrial and Societarian World, or Discovery of an Agreeable*

*and Natural Type of Work Distributed According to Degree of Attraction»*, પૅરિસ, ૧૮૪૫.—પૃ. ૩૨૧

[138] જુઓ શાર્લ ફુરિયે, *«Oeuvres complètes»*, ગ્રંથ ૬, પૅરિસ, ૧૮૪૫.—પૃ. ૩૨૧

[139] જુઓ શાર્લ ફુરિયે, *«Oeuvres complètes»*, પૅરિસ, ગ્રંથ ૧, ૧૮૪૧.—પૃ. ૩૨૧

[140] જુઓ રોબર્ટ ઓવેન, *«Report of the Proceedings at the Several Public Meetings, Held in Dublin... on the 18th March, 12th April, 19th April and 3rd May»*, ડુબલીન, ૧૮૨૩.—પૃ. ૩૨૪

[141] ગ્લાસગોમાં જાન્યુઆરી ૧૮૧૫માં એક વિશાળ જાહેર સભામાં ઓવેને કારખાનાઓમાં કામ કરતાં બાળકો તથા પ્રૌઢોની હાલત સુધારવા શ્રેણીબદ્ધ પગલાંઓની દરખાસ્ત મૂકી. ૧૮૧૫ના જૂનમાં ઓવેનની પ્રેરણાથી એક કાયદાનો ખરડો પાર્લામેન્ટમાં મુકાયો પણ તે છેક જુલાઈ ૧૮૧૯માં પસાર થયો જેમાં ઘણી કાપકૂપ હતી. કાપડની મીલોમાં શ્રમિકોના સંચાલનમાં ૯ વરસથી નીચેનાં બાળકોને કામ કરવા ઉપર પ્રતિબંધ મુકાયો, ૧૮ વરસ નીચેના માટે ૧૨ કલાકના કામનો દિવસ ઠરાવાયો અને તમામ કામદારો માટે બે વખત મધ્યાંતરો, એક વખત નાસ્તા તથા બીજી વખત લંચ માટે—કુલ દોઢ કલાકનો ઠરાવાયો.—પૃ. ૩૨૫

[142] લંડનમાં ૧૮૩૩ના ઑક્ટોબરમાં સહકારી સમાજો અને ટ્રેડ યુનિયનોની કૉંગ્રેસ ઓવેનના અધ્યક્ષપદ હેઠળ ભરાઈ હતી. એ કૉંગ્રેસમાં વિશાળ રાષ્ટ્રીય એકીકૃત ટ્રેડ યુનિયનની સ્થાપના રીતસર કરવામાં આવી હતી અને તેનો ઘોષણાપત્ર ૧૮૩૪ના ફેબ્રુઆરીમાં અપનાવવામાં આવ્યો હતો. ઓવેનનો હેતુ એ હતો કે આ યુનિયન ઉત્પાદનનું મૅનેજમેન્ટ સંભાળી લેશે અને સમાજની પુનર્રચના શાંતિથી કરશે. પરંતુ તુરતમાં જ આ કાલ્પનિક યોજના મૂડીવાદી સમાજ અને રાજ્યતંત્રના જોરદાર પ્રતિકાર સામે પડી ભાંગી. યુનિયનની હયાતી ૧૮૩૪ના ઑગસ્ટમાં સમાપ્ત થઈ.—પૃ. ૩૨૫

[143] *«Equitable Labour Exchange Bazaars»*ની સ્થાપના

કામદાર સહકારી મંડળીઓએ ઈંગ્લૅંડના જુદા જુદા ભાગોમાં સ્થાપી હતી, આમાંની પ્રથમ બજાર રોબર્ટ ઓવેને લંડનમાં સપ્ટેંબર ૧૮૩૨માં સ્થાપી હતી જે ૧૮૩૪ની અધવચ સુધી અસ્તિત્વમાં રહી.—પૃ. ૩૨૫

144 પ્રુધોંએ ૧૮૪૮-૧૮૪૯ની ક્રાંતિ વખતે એક એક્સ્ચેઈન્જ બૅંકની સ્થાપના માટે કોશિશ કરી. તેની લોક બૅંક પૅરિસમાં ૧૮૪૯ના જાન્યુઆરીની ૩૧મી તારીખે સ્થપાઈ. બૅંક માત્ર કાગળ ઉપર બે માસ ચાલુ રહી, તેની નિયમિત કામગીરી શરૂ થાય એ પહેલાં દેવાળું ફૂંક્યું અને એપ્રિલની શરૂમાં બંધ થઈ.—પૃ. ૩૨૫

145 વીલિયમ સાર્જન્ટ «*Robert Owen and His Social Philosophy*», લંડન, ૧૮૬૦.

લગ્ન તથા કોમ્યુનિસ્ટ, પદ્ધતિ વિષે ઓવેનની મુખ્ય કૃતિઓ આ છે: «*The Marriage System of the New Moral World*», «*The Book of the New Moral World*» અને «*The Revolution in the Mind and Practice of the Human Race*». —પૃ. ૩૨૬

146 **સુમેળ ભવન**—ઈંગ્લિશ તરંગવાદી સમાજવાદીઓએ રોબર્ટ ઓવેનની આગેવાની નીચે જે કોમ્યુનિસ્ટ વસાહત સ્થાપી તેનું નામ, જે ૧૮૩૯ના અંતમાં કવીનવુડ, હેમ્પશાયર, ઈંગ્લૅંડમાં સ્થાપેલ. તેનું અસ્તિત્વ ૧૮૪૫ સુધી રહ્યું.—પૃ. ૩૨૭

147 ગેટે, 'ફૌસ્ટ'.—પૃ. ૩૨૯

148 The Mark—પ્રાચીન જર્મન ગ્રામસમાજ. 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક'ની પહેલી જર્મન અને પહેલી અંગ્રેજી આવૃત્તિના પરિશિષ્ટમાં એંગેલ્સે ઉપરોક્ત શીર્ષક હેઠળ જર્મન કિસાનપ્રજાનો ઇતિહાસ પ્રાચીનકાળથી શરૂ કરીને વર્ણવ્યો છે.—પૃ. ૩૩૫

149 અહીં ૧૭ તથા ૧૮મી સદીઓમાં મુખ્ય યુરોપીયન સત્તાઓ વચ્ચેનાં યુદ્ધો જે ભારત અને અમેરિકા સાથેના વેપાર ઉપરના પ્રભુત્વ માટે તેમ જ સાંસ્થાનિક બજારો હસ્તગત કરવા માટે લડાયાં હતાં તેનો ઉલ્લેખ છે. શરૂમાં

મુખ્ય બે હરીફો હતાં — ઈંગ્લૅંડ અને હોલૅંડ (ઍંગ્લો-ડચ યુદ્ધો ૧૬૫૨-૫૪, ૧૬૬૪-૬૭ અને ૧૬૭૨-૭૪ વિશિષ્ટ વ્યાપારી યુદ્ધો હતાં) અને પછીથી ઈંગ્લૅંડ અને ફ્રાંસ વચ્ચે નિર્ણાયક યુદ્ધો થયાં. ઈંગ્લૅંડે આ યુદ્ધોમાં વિજય મેળવ્યો અને ૧૮મી સદીના અંતમાં લગભગ સમગ્ર વિશ્વનો વ્યાપાર તેના હાથમાં કેંદ્રિત થયેલો. — પૃ. ૩૩૬

150 **મુક્ત લોક રાજ્ય** — ૧૮૭૦માં જર્મન સોશ્યલ-ડેમોક્રેટ્સ માટે કાર્યક્રમનું સૂત્ર હતું. માર્ક્સે «*Critique of the Gothe Programme*» નામે કૃતિના ચોથા વિભાગમાં આ સૂત્રની આલોચના કરેલી છે. જુઓ તેમ જ ઍંગેલ્સે બેબેલ ઉપર લખેલો પત્ર (માર્ચ ૧૮-૨૮, ૧૮૭૫). — પૃ. ૩૪૪

151 ગ્રેટ બ્રિટન તથા આયર્લૅંડની કુલ મિલકતના આંકડા રોબર્ટ ગિફેનના નિબંધ «*Recent Accumulations of Capital in the United Kingdom*» માંથી ટાંકવામાં આવે છે. — પૃ. ૩૪૬

152 જર્મન ઉદ્યોગપતિઓના સેંટ્રલ યુનિયનની બીજી કૉંગ્રેસ બર્લિનમાં ફેબ્રુઆરી ૨૧-૨૨, ૧૮૭૮માં યોજવામાં આવી હતી. — પૃ. ૩૪૬

153 શાર્લ ફુરિયે, «*The New Industrial and Social World*». — પૃ. ૩૫૮

154 પ્રશિયન લેન્ડટાગની નીચલી ચેંબરમાં માર્ચ ૨૯, ૧૮૫૨ના રોજ બિસ્માર્કે આપેલા પ્રવચનનો ખ્યાલ ઍંગેલ્સના મનમાં છે (૧૮૪૯ પછીથી બિસ્માર્ક એ ચેંબરમાં પ્રતિનિધિ હતો). પ્રશિયન યુંકરો (જમીનદારો)નાં મોટાં શહેરો કે જે ક્રાંતિકારી ચળવળોનાં કેંદ્રો હતાં તે પ્રત્યે જે નફરત હતી તે અંગે બિસ્માર્કે કહ્યું હતું કે જો ક્રાંતિકારી ઉઠાવનો બીજો જુવાળ આવશે તો આ શહેરોને ધરતી ઉપરથી નિર્મૂળ કરવાં જોઈએ. — પૃ. ૩૬૨

155 વાઈટલિંગે **ખાતાવહીનું** વર્ણન «*Guarantee of Harmony and Freedom*» નામે કૃતિમાં કર્યું છે. સમાજમાં દરેક સશક્ત માનવી દિવસના અમુક કલાકો કામ કરશે અને તેને ભરણપોષણનાં સાધનો મળશે. આ સમય ઉપરાંત દરેક માનવીને કેટલાક "વેપારી કલાકો" સુધી કામ કરવાનો અધિકાર હશે જેના

